# આમુખ

સદ્‌ગત ભાઈ દુર્ગાશંકરની આ લેખાવલિ હું વધાવી લઉં છું. એમાં અનેક વિષયો પર એમણે ચર્ચા કરી છે, અને એમના વિશાળ જ્ઞાનનો વારસો આપણને આપ્યો છે.

દુર્ગાશંકરનું મુખ્ય લક્ષણ સમતોલપણું. જૂનું બધુંય એ જાણતા અને નવું યોગ્ય હોય તેને ખુશીથી સત્કારતા. એટલે ઇતિહાસ અને જીવન બંને પર એમની વિચારધારા આધારશીલ અને નિષ્પક્ષપાત હતી.

આપણી સંસ્કૃતિ પર એમણે ઘણા સુંદર લેખો લખ્યા છે અને એના અભ્યાસીઓને માર્ગદર્શન આપે એવા છે. એમના ઐતિહાસિક લેખો અને ગુજરાતના ઇતિહાસ સંબંધી એમની કૃતિઓ આપણા સાચા ઇતિહાસને પાકા પાયા પર મૂકે છે. આ વિષયમાં શ્રી. ભગવાનલાલ ઇંદ્રજી પછી દુર્ગાશંકરની સેવા હું અણમોલ ગણું છું.

સદ્‌ગત જોડે મારો સંબંધ તો ભાઈઓનો હતો. એનો સવિસ્તર ઉલ્લેખ મારી આત્મકથાના ત્રીજા ભાગમાં કર્યો છે. ૧૯૨૭ થી એમની મદદ ને પ્રેરણા મને બધા પ્રકારે મળ્યા કરતી. આજે એ ચાલી ગયા, એ મદદ ને પ્રેરણા મળતાં બંધ થયાં. ઈશ્વરે એમ જ નિર્ધાર્યું એટલે એ સૂના પડેલા સંબંધની ફરિયાદ ક્યાં કરવી?

રાજભવન
લખનૌ
૧૬-૯-૫૩

કનૈયાલાલ મુનશી

# નિવેદન

**સ્વ.** શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીનાં પુસ્તકાકારે અપ્રસિદ્ધ લખાણોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કરતાં શ્રી વિલેપારલે સાહિત્ય સભા ગૌરવ તથા હર્ષ અનુભવે છે. એ પ્રસિદ્ધ વિદ્વાનનાં આવાં સુંદર અભ્યાસમય વિદ્વત્તાપૂર્ણ લખાણોને પ્રસિદ્ધ કરી શકનાર કોઈ પણ સંસ્થા ગૌરવ તો અનુભવે જ; અને શ્રી દુર્ગાશંકરભાઈ તો વિલેપારલે સાહિત્ય સભા સાથે વર્ષોથી સંકળાયેલા હતા. લાંબા કાળ પર્યંત તેમણે તેનું પ્રમુખ-પદ શોભાવ્યું હતું અને પોતાની મમતાની તેને અધિકારી બનાવી હતી. તેમના વાત્સલ્યના એ ઋણનો આ તેમને મનગમતી રીતે સંસ્થા યત્કિંચિત્ પણ બદલો વાળી શકે ત્યારે તેને હર્ષ પણ સ્વાભાવિક રીતે થાય જ.

આ જમાનામાં જ્યારે વાર્તા–નવલકથાનાં પુસ્તકોના પ્રકાશનમાં પણ અસંખ્ય મુસ્કેલીઓ નડે છે ત્યારે આવાં વિદ્વદ્ભોગ્ય અને તાત્ત્વિક અન્વેષણ કરનારાં લખાણો પ્રસિદ્ધ કરવા કોઇ પણ પ્રકાશક આગળ આવે એ તો અશક્યવત્ ગણાય. એ કામ તો લેખક પોતે અથવા આવા વિષયોમાં રસ લેનારી કોઇ માનપાત્ર સંસ્થા હાથ પર લે તો જ શક્ય બને. લેખક પોતે અવસાન પામ્યા હતા. માતબર સંસ્થાઓ પોતપોતાની લીધેલી જવાબદારીઓ ઉપાડવામાં રોકાયેલી હતી. વિલેપારલે સાહિત્ય સભા જેવી સંસ્થાનું માતબર-પણું તેના હૃદયની હુંફમાં અને આટલાં વર્ષો દરમિયાન તેણે સેવેલા ઉત્તમ સાહિત્ય પ્રત્યેના તેના પ્રેમમાં જ સમાયેલું હતું. મૂઠીમાં તો

એવાં પાસાંને પહોંચી વળવા સમર્થ બને. એમાં તો ઘણાંનો ઉત્સાહ અને પરિશ્રમભર્યો સહકાર જોઇએ. શ્રી વિલેપારલે સાહિત્ય સભાએ ઉપાડેલા આ કાર્યમાં એવો સહકાર એને સાંપડયો છે જ. શ્રી. બાપાલાલ વૈદ્યે દુર્ગાશંકરભાઇના તેમની ઉપરના પત્રો આ ગ્રંથમાં ઉપયોગ માટે સહર્ષ મોકલી આપ્યા. ડૉ. હરિવલ્લભ ભાયાણી તથા શ્રી. જ્યોત્સ્ના મહેતાએ, શ્રી. રા. વિ. પાઠક જોડે મળીને, શ્રી. સુંદરજી બેટાઇએ તૈયાર કરેલી આ પુસ્તકની પ્રેસ–કૉપીને તેનું છેવટનું સ્વરૂપ આપ્યું, અથાક ઉત્સાહી ભાઇ શિરીષ મહેતાએ તથા મુ. માર્કંડરાય મહેતાએ વ્યવસ્થાનાં અન્ય કાર્યોમાં ખંતપૂર્વક મહેનત કરી, એ બધાના પરિણામે આ પુસ્તક તૈયાર થઇ શક્યું. એ સર્વે ભાઇબહેનો પ્રત્યે અમારી સંસ્થા વતી હું આભારની લાગણી વ્યક્ત કરું છું.

આભાર નથી માનતો માત્ર શ્રી. ગોકુળભાઇ ભટ્ટનો. એમનો આભાર માનવા બેસું તો તો જાણે સંસ્થા પોતે પોતાનો જ આભાર માનતી હોય તેમ લાગે ને તેઓ પોતે પણ હસીને આખી વાતને ઉડાવી દે. માત્ર એટલું જ અત્રે નોંધવાની તક લઉં છું કે ગોકુળભાઇ હોય નહિ તો સાહિત્ય સભા આ જવાબદારી માથે લે નહિ, અને કદી લે પણ તો એને પાર ન પાડે.

કંઇક ઉતાવળ અને કંઇક સંજોગોની વિપરીતતાને અંગે આ પુસ્તકમાં અનિવાર્ય રીતે અમુક ત્રુટિઓ રહી ગઇ છે જ. વાચકોને ઉદારતાપૂર્વક એ નભાવી લેવા શ્રી. વિલેપારલે સાહિત્ય સભાની નમ્ર વિનંતિ છે.

વિલેપારલે
તા. ૨-૧૦-૫૩

સુલોચનદાસ ઠાકર
પ્રમુખ
શ્રી વિલેપારલે સાહિત્ય સભા



સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રીના પિતા કેવળરામ શાસ્ત્રી
તથા દુર્ગાશંકરભાઇ અને એમના બંધુ મગનલાલ

તેની પાસે પૂરા પાંચસો રૂપિયા પણ નહોતા. પણ આ સંસ્થાના વર્ષોથી પ્રાણસમા બની ગયેલા શ્રી ગોકુળભાઇ ભટ્ટ શાસ્ત્રીજીના અવસાન પછી મુંબઇ આવ્યા ત્યારે સાથે સાથે એક અભિલાષ પણ સેવતા આવ્યા હતા. શાસ્ત્રીજીનું સ્મરણ કોઇપણ યોગ્ય રીતે સચવાઇ રહે તેવી યોજના એ સાહિત્ય સભાએ વિચારવી. શાસ્ત્રીજીનાં પત્ની શ્રી કમળાબહેનને તેઓ મળ્યા ત્યાં જ શી રીતે એ સ્મૃતિ આ સંસ્થા સાચવી શકે તેની દિશા તેમને સૂઝી ગઈ. શાસ્ત્રીજીએ તેમની લાંબી માંદગી પહેલાં પોતાના પુસ્તકાકારે અપ્રગટ એવા લખાણોનો સંગ્રહ કરી રાખ્યો હતો અને સાજા થતા એને ગ્રંથાકારે પ્રગટ કરવાની ઝંખના સેવી રહ્યા હતા. એમના ચાલી જતા એ કામ અધૂરું પડ્યું રહ્યું હતું.

શ્રી ગોકુળભાઈએ એ લખાણોને પુસ્તકનો આકાર વિશેષાંશે સાહિત્ય સભા આપે એવી દરખાસ્ત રજૂ કરી. સાહિત્ય સભાએ સહર્ષ એ દરખાસ્ત સ્વીકારી લીધી. પૈસાનો પ્રશ્ન હતો જ, પણ સાહિત્ય સભાએ જ્યારે જ્યારે કોઈ સારું કામ કરવાનો નિર્ણય કર્યો છે ત્યારે ત્યારે એ મુશ્કેલી એને નડી જ નથી. યોજનાને સંમતિ મળતાવેંત જ શ્રી ગોકુળભાઈ એક સજ્જન પાસેથી આ પુસ્તકના પ્રકાશન અર્થે રૂપિયા પાંચસો ઉતરાવી આવ્યા.

કામ શરૂ થઈ ગયું. શ્રી કમળાબહેન શાસ્ત્રીએ પણ અમારી યોજનાને સંમતિ અને આશીર્વાદ આપ્યા, અને સહકાર પણ આપ્યો —માત્ર શાબ્દિક નહિ, પણ આર્થિક સ્વરૂપનો એ સહકાર દ્વારા ગામના કે ગુજરાતના બીજા ગૃહસ્થો પાસે હાથ લંબાવવા જવાની મુશ્કેલીમાંથી એમણે અમને બચાવી લીધા ને છતાં પુસ્તક–પ્રકાશનનો યશ તો અમારી આ સંસ્થાને જ લેવા દીધો! એમની એ સંમતિ, સહકાર અને સદ્ભાવ માટે વિશેષાંશે સાહિત્ય સભા એમની ઋણી છે અને આ સ્થળે એ સંસ્થા વતી હું શ્રી કમળાબહેન પ્રત્યે ઊંડા આભારની લાગણી વ્યક્ત કરું છું.

પુસ્તક તો કરવું, લખાણો તો તૈયાર જ હતાં. પણ માત્ર એ લખાણો પ્રસિદ્ધ કરવાને બદલે એની જોડે શાસ્ત્રીજીનાં જીવન અને લેખન વિષે એક અભ્યાસપૂર્ણ લેખ પણ જો જોડી શકાય તો જ કામ કંઇક યોગ્ય થયું ગણાય એમ અમને લાગ્યું. એ કામ તો એમના સમવયસ્ક અને પરમ મિત્ર સાક્ષર શ્રી. રામનારાયણ પાઠક જ કરી શકે. અનેક કામના બોજામાં લદાયેલા હોવા છતાં તેમણે સહર્ષ એ ફરજ સ્વીકારી લીધી. તેનું સુફળ આ સાથે જોડાયેલું છે. એમના એ ઉદારદિલ સહકાર માટે સંસ્થા વતી એમનો હું આભાર માનું છું.

શ્રી. કનૈયાલાલ મુનશી પ્રત્યે પણ અમારે આભારની લાગણી વ્યક્ત કરવાની છે જ. શ્રી. શાસ્ત્રીજી સાથેના તેમના જૂના મૈત્રી-સંબંધો જાણીતા છે. આ પુસ્તકના આમુખમાં એમના એ સંબંધની ઉષ્મા વાચક સહેજે જોઈ શકશે.

સૌથી કપરું કામ તો આ મોંઘવારીના જમાનામાં આવું મોટું પુસ્તક અમને સસ્તામાં સસ્તા ભાવથી છાપી આપે એવું છાપખાનું શોધવાનું હતું. એ તો સાહિત્ય અને વિદ્વત્તામાં જેને રસ હોય એવા છાપખાનાનો માલિક જ કરી શકે. મુંબઇનાં છાપખાનાંના ભાવ તો વિચારી શકાય એમ હતા જ નહિ. અમારી નજર ભાઈશ્રી મોહનલાલ મહેતા 'સોપાન' તરફ વળી. ઓછામાં ઓછો—અથવા કદાચ એટલો પણ નહિ—નફો મળે એવા ભાવ એમણે સાહિત્ય પ્રત્યેના અને શાસ્ત્રીજી પ્રત્યેના એમના ભાવને લઈને અમને કહ્યા ને અત્યંત ટૂંકા સમયમાં બીજાં વધારે નફો આપે એવાં કામને બાજુએ મૂકીને આ પુસ્તક એમણે તૈયાર કરી આપ્યું તે માટે તેમનો આભાર સંસ્થા વતી ન માનું તો તો કૃતઘ્ન જ ગણાઉં.

આવા કામને અનેક પાસાં હોય છે અને એકાદ વ્યક્તિ—ભલેને તે ગમે તેટલી ઉત્સાહી હોય તો યે—ભાગ્યે જ એ



સ્વ. દુર્ગાશંકર શાસ્ત્રી, એમના ધર્મપત્ની શ્રીમતી કમળાબેન
તથા પુત્રીઓ હેમન્તાબેન અને સ્નેહન્તાબેન

# શ્રાદ્ધાંજલિ

**આ** પુસ્તક સદ્ગત શાસ્ત્રીજીના સાત્ત્વિક અભ્યાસરત અને કાર્યરત જીવનનું આપણા સાહિત્યને છેલ્લું પ્રદાન છે. અને હવે તેઓ યશઃશેષ, અક્ષરશેષ, થયા છે તો આ પ્રસંગ તેમના સાક્ષરજીવનનું સ્મરણ કરી તેમને અંજલિ આપવાનો છે. અને તે કામ મને સોંપાયું છે, તે કરતાં કૃતાર્થતા અનુભવું છું.

શાસ્ત્રીજીએ પોતે પોતાના અક્ષરજીવનનાં સ્મરણો લખ્યાં છે. તેમાં તેમનું ટૂંકું જીવનવૃત્તાન્ત પણ આવી જાય છે. એટલે એ વિશેનો ઝાઝો ઉલ્લેખ હવે આવશ્યક નથી. અને એમના જીવનના, એવા કશા મોટા પલટા લાવનારા પ્રસંગો પણ નથી, જેથી એનો ઇશારો પણ અહીં કરવો પડે. અને તેમ છતાં એમનો આ ટૂંકો લેખ પણ એમની સાહિત્ય-પ્રવૃત્તિને સમજવામાં બહુ ઉપકારક છે. જેવી તટસ્થ અને આંતરદૃષ્ટિથી એ કોઈ પણ બનાવને સમજવાનો પ્રયત્ન કરતા તેવી જ દૃષ્ટિથી તેમણે પોતાનાં સંસ્મરણો પણ લખ્યાં છે. મને પોતાને એમના પોતા વિશેના અભિપ્રાયો સાચા અને શ્રદ્ધેય લાગ્યા છે.

આપણા દેશમાં વિજેતા અંગ્રેજોના સંપર્કમાં આપણે આવ્યા ત્યારથી એક નવો યુગ શરૂ થયો. એની અનેક અસરોમાં એક અતિમહત્ત્વની એ પણ ગણાવી જોઈએ કે આપણે ત્યાં એમના સંપર્કથી કેટલીક નવી વિદ્યાઓ વિકસી અને કેટલીક નવી દૃષ્ટિ આવી. આમાં

આપણે—ઇતિહાસ દૃષ્ટિને જ ન ગણાવી શકીએ. શાસ્ત્રીજીએ અનેક જગાએ આ વાત નોંધી છે પણ આનો અર્થ એવો નથી કે આ દૃષ્ટિને માટે આપણું માનસ પૂરેપૂરું વિસ્મિત નહોતું. વિસ્મિત હતું જ અને માટે જ આ દૃષ્ટિ પરિચય માત્રથી અધિકારી વ્યક્તિઓમાં મોળે મળાએ પ્રગટી ઊઠી. અંગ્રેજી વિદ્યાના પ્રથમ સ્પર્શથી જ આપણામાં ડૉ. ભાંડારકર જેવા અને જસ્ટિસ રાનડે જેવા ઇતિહાસસંશોધક અને ઇતિહાસ-લેખકો થયા. અને આ પરિણામ માત્ર અંગ્રેજીના અભ્યાસીઓમાં જ આવ્યું એમ નહિ. અંગ્રેજી નહિ જાણનાર ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજી, વનસ્પતિશાસ્ત્રી સદ્‌ગત જયકૃષ્ણ ઇન્દ્રજી જેવામાં પણ આ નું જેઓ આ વિદ્યાના પ્રથમ પાયા નાખનાર હતા. આવાં પરિણામો માત્ર હિંદમાં જ આવ્યાં છે એમ નથી. જાપાન પણ આનું જ દૃષ્ટાંત છે, જેણે ત્રીસ વર્ષમાં પશ્ચિમની અનેક વિજ્ઞાન-સિદ્ધિઓ મેળવી લીધી. પ્રજાપ્રજા વચ્ચેની અથડામણોની ખૂનરેજી પાશવતા વગેરે અનેક ભયંકર પરિણામોમાં વિદ્યા-વિનિમય અને દૃષ્ટિ-પરિવર્તન જેવાં કોઈ કોઈ શુભ પરિણામો પણ આવે છે એ સ્વીકારવું જોઈએ.

સદ્‌ગત દુર્ગાશંકર શાસ્ત્રી આ બીજી ભૂમિકાના વિદ્વાન છે. તેમના પિતા ગોંડળમાં સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રી હતા અને ગોંડળમાં અંગ્રેજી હાઈસ્કૂલ હતી અને કુડનામાં અંગ્રેજી શાળામાં તેમણે થોડો વખત અભ્યાસ કરેલો પણ એ શાળાના સંસ્મરણોએ જીવનમાં મૂળ ઘાલ્યાં. અલબત્ત ગુજરાતીમાં વાર્તાઓ કે પુથેનો વનરાજ ચાવડો જેવી વાંચેલી પણ તે બાલ્યસુલભ કુતૂહલથી જ. તેમાં હજી અભ્યાસ દૃષ્ટિ પ્રવેશ પામી નહોતી. તેઓ પોતા વિશે કહે છે: ભણવામાં હું ઠોઠ. પિતાશ્રીની મોટી ઉમરે મારો જન્મ થયેલો એટલે લાડકો બહુ. વળી શરીર બાલ્યવયમાં ઘણું નબળું એટલે ભણવામાં પાછળ. ગોંડળમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં નાપાસ થયા. અને તેમના શિક્ષક શ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયાએ તેમને સંસ્કૃત ભણવાની

ભલામણ કરી. તેને અનુસરીને તેમણે સત્તરમા અઢારમા વર્ષે પિતાશ્રી પાસે સંસ્કૃત ભણવા માંડ્યું ત્યારે તેમની ચેતના સૌથી પ્રથમ વિદ્યોન્મુખ થઈ 'તેઓએ (પિતાશ્રીએ) મને લઘુ કૌમુદી શરૂ કરાવી પણ વ્યાકરણમાં મને રસ ન પડ્યો અને મેં મહેનત ન કરી. પછી સંસ્કૃત સાહિત્યમાં 'કુમારસંભવ'ના અધ્યાપનથી પ્રવેશ કરાવ્યો અને મને એમાં ઘણો રસ પડ્યો. એ વખત સુધી ગુજરાતી સાહિત્ય સિવાય કોઈ વિષયમાં જે મનને રસ નહોતો પડતો તેને સંસ્કૃત સાહિત્યમાં રસ પડવા માંડ્યો અને ચિત્તે મહેનત પણ કરવા માંડી.' કુમારસંભવના અમુક સર્ગો પછી પિતા પાસે 'ઉત્તરરામચરિત' ભણ્યા. 'એમની ભણાવવાની શૈલી એટલી સરસ અને સાગરમાં સંસ્કૃતની કોઈક એવી ભૂખ જાગી કે પાછો અભ્યાસ ઘેર મને 'સર્ગોપદેશિકા' તથા 'સિદ્ધાન્ત પ્રવેશિકા'નો હાઈસ્કૂલમાં, એટલાથી સંસ્કૃતની મને વ્યુત્પત્તિ થઈ ગઈ અને મે સારી પેઠે પણ સંસ્કૃત ગ્રન્થો વાંચવા માંડ્યા.'

આ માત્ર એક ભાષાજ્ઞાન જ નહોતું. આખું જીવન ચાલે તેવા સંસ્કારો હતા. શાસ્ત્રીજી લખે છેઃ 'સંસ્કૃત વિદ્યાની આ ભૂખ મને ઓછે અમે પ્રાપ્ત થયેલી વ્યુત્પત્તિનું મૂળ હું તો વારસો માનું છું સંસ્કૃત વિદ્યાનો વારસો બ્રાહ્મણોમાં ત્રણ હજાર વર્ષથી પેઢીદરપેઢી ઓછેવત્તે અંશે ઊતરી આવેલો છે આ જન્મમાં તો બેતાલીસ ચુમાલીસ વર્ષથી સંસ્કૃત વિદ્યાનું પરિશીલન કરું છું પણ ગાયત્રીમન્ત્રનો જપ કરતા, પુરુષસૂક્ત બોલતા કે ઉદ્વયન્તમસ આદિ ઉપસ્થાનના મન્ત્રો બોલતા ચાર હજાર વર્ષથી જાણે જીવનમાં એ દેવવાણીનો પ્રવાહ વહી રહ્યો હોય એવો ભાસ થાય છે. ખરેખર સાચો અક્ષરજીવી માણસ ૬૦–૭૫ વર્ષનું નહિ પણ ત્રણ–ચાર હજાર વર્ષનું આયુષ્ય ભોગવે છે' અહીં અનુસ્યૂત સંસ્કૃતિનું સાતત્ય એને હું શિક્ષણનો એક મહાન ઉદ્દેશ સમજું છું. દુર્ગાશંકરભાઈનું જીવન સમજવામાં આપણે એને આ વંશાગત ભૂમિકાના સંદર્ભમાં જોવું જોઈએ એમના જીવનની શાન્તિ-

સહત્તાની લાલસાથી અવિક્ષિપ્ત જીવન, એમની સાત્ત્વિકતા એ બધાં એમના સ્વાધ્યાયના સંસ્કારો ઉપર પ્રતિષ્ઠિત થયેલાં હતાં.

અહીં આર્યસંસ્કૃતિના વારસાની વાત થઈ, પણ આ વિદ્યાર્થ અર્થના વારસા ઉપરાંત માણસને પોતાના સમાગમમાં આવતા સમાજનો વારસો પણ મળે છે. આપણા દેશમાં, અને અત્યારે છે તે કરતા વિશેષ શાસ્ત્રીજીના બાલ્યકાળમાં તો, નાત અને સગાં–વહાલાં તરફથી જીવનઘડતરમાં આ વારસો ઊતરતો. શાસ્ત્રીજી પ્રશ્નોરા જ્ઞાતિના હતા, જેનો સામાન્ય વ્યવસાય વૈદું અને કથાવાર્તા હતો. આથી સંસ્કૃત વિદ્યાના સંસ્કાર તેમને માટે સહજ હતા. પણ આ જ્ઞાતિ ખાસ કરીને તે પેઢીમાં, કાવ્યની પણ શોખીન હતી. કાવ્યની સારી સમજ ઉપરાંત કાવ્યવિનોદ તરીકે કવિતા કરવાની એ સમાજમાં પ્રણાલિકા હતી. શાસ્ત્રીજીને પણ, એ જુવાન વયમાં, જ્યારે માણસ સહેલાઈથી કવિતા-સર્જન તરફ આકર્ષાય છે ત્યારે, કવિતાસર્જનનો નાદ લાગેલો

તેઓ કહે છે : 'હુંયે ૧૭–૧૮ વર્ષની વયે પદ્યરચના કરતાં શીખતો હતો. દલપત પિંગલ ગ્રન્થ હતું એ વાંચીને અક્ષરમેળ-વૃત્તોની રચના કરતાં શીખવા માંડ્યું, કોઈવાર મનને ખુશી કરવા સહજ કોઈ રચના થઈ જતી કોઈવાર પત્નીને (શાસ્ત્રીજીનું ચૌદેક વર્ષની ઉંમરે લગ્ન થયું હતું) કે મિત્રને પત્રમાં લખવા રચના કરતો. એક વાર કોઈક બળવાન આવેગની અસર નીચે લાંબી આખ્યાન–કાવ્ય જેવી રચના કરવા માંડેલી પાછળથી એ બધું ક્ષુદ્ર લાગવા માંડ્યું. કાવ્ય વિષે મારો આદર્શ ઊંચો થયો એટલે એ બધો કચરો ઉપેક્ષિત થઈને નષ્ટ થઈ ગયો. અને પછી તો ચિત્તની રુચિ શાસ્ત્રમાર્ગે વળવાથી ગદ્યપ્રાય થઈ ગઈ અને સાધારણ પદ્યરચનાની શક્તિ પણ ચાલી ગઈ ' કવિતાની શક્તિ જે શાસ્ત્રદૃષ્ટિથી ક્ષીણ થઈ તે દૃષ્ટિએ ગુજરાતીમાં ઉચ્ચ કોટિના પુસ્તકો તરફ ધ્યાન દોર્યું. 'વેતાલ પચ્ચીસી' 'દશમસ્કંધ' 'ગિરધરકૃત રામાયણ' સાથે ગુલાબસિંહ અને સરસ્વતીચન્દ્ર

વંચાયો ગુલાબસિંહ સાથે તેની મૂળ અંગ્રેજી કૃતિ 'ઝેનોની' પણ વાંચ્યું. આમાં સરસ્વતીચન્દ્રનો અભ્યાસ તો એમણે બહુ મનનપૂર્વક કરેલો. તેઓ પોતે લખે છે: 'સરસ્વતીચંદ્રે ગુજરાતી સાહિત્ય વિષે તથા જીવનની ફિલસૂફી વિષે વિચારો બાંધવામાં મારા મન ઉપર ઘણી અસર કરેલી એમ માનું છું.' સરસ્વતીચન્દ્રના ખાસ અભ્યાસકોમાં આપણે એમની ગણના કરી શકીએ.

આપણે જોયું કે શાસ્ત્રીજીના પિતા તરફથી સંસ્કૃતના અભ્યાસના દૃઢ સંસ્કારો પડ્યા હતા. એનાથી એટલી વ્યુત્પત્તિ થઈ હતી કે તેઓ સંસ્કૃત પુસ્તકો સ્વતંત્ર રીતે વાંચી શકે. એ રીતે એમણે ગીતા ઉપનિષદો વગેરે વાંચવા માંડ્યાં. "ગીતા ખૂબ જ વાંચતો, મણિલાલ નભુભાઇનું ભાષાન્તર એક વાર વાંચેલું. પણ મને વધારે મજા મૂળ વાંચવામાં આવતી. વારંવાર મૂળ વાંચતો અને મૂળના જ શબ્દો સમજવાનો પ્રયત્ન કરતો. એ સાથે જ ઇશ, કેન, કઠ, મુંડક, માંડુક્ય એ ઉપનિષદો અને માંડુક્યકારિકા એટલાં સાથે બાંધેલી એક કલકત્તાની જૂની આવૃત્તિ ઘરમાં હતી એ હું વાંચતો. વારંવાર વાંચીને મૂળ સમજવાનો પ્રયત્ન કરતો. આ મૂળ જ સમજવાની વૃત્તિ ક્યાંથી જાગી તે કહી શકતો નથી. કદાચ ઓછા ભાષાજ્ઞાનનું પરિણામ હોય. પણ એણે ઉપકાર ઘણો કર્યો. ભાષ્યોથી સ્વતંત્ર રહેવાનું બીજ મનમાં જડ ઘાલી ગયું. શાંકરવેદાન્ત તરફ વલણ થવાનું કારણ પણ કદાચ ઉપનિષદોનો અર્થ સમજવામાં શાંકરભાષ્યે મને પહેલી મદદ કરી એ અકસ્માત હોય. ભિન્નભિન્ન આચાર્યોના મતોની પ્રમાણ–પરીક્ષા કરવાની શક્તિ તો ઘણાં વર્ષો પછી આવી."

આ મૂળ વાંચવાની વૃત્તિ, જે સંશોધન–પ્રવૃત્તિનું એક આવશ્યક અંગ છે, તે તેમને આમ સહજ પ્રાપ્ત થઈ હતી.

અને આ અભ્યાસ તેમની શ્રદ્ધાને ઘડે છે, તેમની જીવન–ફિલસૂફી ઘડે છે. 'ગીતા ઉપર તે વખતે જ શ્રદ્ધા બહુ દૃઢ થઇ ગઈ. હજી ભૌતિક વિજ્ઞાનના પરિચયથી શંકાશીલ વૃત્તિનો ઉદ્ભવ થવાને-

ન્વાર હતી. ગીતા, ઉપનિષદો, ગુલાબસિંહ અને યોગસૂત્ર જે મેં હવે વાંચવા માંડયું હતું એની મન ઉપર બે અસર થઇ. એક તો અમરતાની વાસના અને બીજી યોગક્ષેમ માટે ઈશ્વર ઉપર શ્રદ્ધા.

अनन्याश्चिन्तयन्तोमां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

એ વચન ઉપર ત્યારે જ શ્રદ્ધા ચોટી અને વ્યવહારજીવનમાં એ વ્યાવહારિક લાભ તરફની ઉદાસીનતા અને તે માટેના અપ્રયત્નરૂપે સર્વદા રહી.

અને આ શ્રદ્ધાના બીજને માતામહ તરફથી પોષણ અને વૃદ્ધિ મળ્યાં. એમના માતામહ પ્રેમશંકર ભટ્ટ પણ શાસ્ત્રીજીની પેઠે જ બાળવયમાં રીતસરનો અભ્યાસ કર્યો નહોતો. પોતાના પ્રયત્નથી જ અભ્યાસ કરીને તે સારા કથાકાર થયા હતા અને વેદાન્તના ગ્રન્થો પણ વાંચી શકતા. એમને વિષે શાસ્ત્રીજી પોતાનાં સ્મરણોમાં લખે છે: 'આ પ્રેમશંકર ભટ્ટ પરમ શિવભક્ત હતા. ઈશ્વર ઉપર એમને અંતરની શ્રદ્ધા હતી. ભક્તનો યોગક્ષેમ ભગવાને ગીતામાં કહ્યું છે તેમ ભગવાન જ ચલાવે છે એવો એમને દૃઢ વિશ્વાસ હતો. અને પોતાનો ભગવાને જ ચલાવ્યો છે એમ છેવટ સુધી કહેતા. ઘણીવાર એમના ઉપર મોટું કરજ થઇ જતું. એમના એક ભાણેજે એકવાર પૂછ્યું કે 'મામા, તમારે ઊપજ નથી અને ખરચ ઘણું છે તે કેમ થશે?' ત્યારે એમણે જવાબ આપ્યો કે કોઇ ગૃહસ્થ પોતાના નોકરોને દરમાસે પગાર આપે અને કોઇ મામરો આપે તેમ આપણા અન્નદાતા ઈશ્વર છે તે દર મહિને પગાર નહિ આપે તો મામરો પગાર ચૂકવી દેશે, તેમાં કાંઈ શંકા નથી માટે તારે ખરચથી મૂંઝાવું નહિ. ખરેખર, આ ભક્ત ઈશ્વરની દૃઢ શ્રદ્ધાથી આનંદમાં રહેતા એમ જોયેલું. મારા ચિત્ત ઉપર જેમ મારા પિતાની અસર થઇ તેમ મારા આ માતામહની પણ અસર થઇ. બેય નીર્લોભી હતા.'

અને આ શ્રદ્ધા ઠેઠ સુધી જીવનમાં ટકી રહેલ છે. ઈશ્વર ઉપર શ્રદ્ધા એક વરસ પછી વિજ્ઞાનના ગ્રન્થો જોવાથી કાંઈક મંદ પડી. પણ આ શ્રદ્ધા કાયમ રહી. તેઓ પોતા વિષે કહે છે : 'મારી ઈશ્વર ઉપરની શ્રદ્ધા જેવી ઉત્પન્ન થયા પછીનાં પહેલાં દશ વર્ષ સુધી રહી તેવી જોકે પછી જોરદાર રૂપમાં ન રહી, પણ નષ્ટ ગઈ નહિ. યોગક્ષેમ માટે ચિત્તનું ઉત્થાન ન થયું તે ન જ થયું. અલબત્ત, જે એની મેળે આવી મળ્યું તે કામ કર્યું, પણ કામ શોધવાનો પ્રયત્ન ન જ કર્યો. યોગક્ષેમ સ્થિર થયા પછી ચિત્તના સંસ્કારોમાં ફેરફાર થતાં જૂની શ્રદ્ધા મોળી પડી પણ સંતોષકારક યોગક્ષેમની સ્થિરતા પોતાના પરાક્રમનું પરિણામ છે એવું તો હજી સુધી નથી માન્યું.'

અહીં યોગક્ષેમની વાત થઇ તો વ્યાવહારિક જીવન વિષે એટલું નોંધવું જોઇએ કે એમણે ખરેખર જ પોતા માટે કશો પ્રયત્ન કર્યો નથી. એમને જીવનમા વિપત્તિઓ આવી નથી એમ નહિ. એમની ઉંમર અઢાર જ વર્ષની હતી ત્યારે એમના પિતાશ્રી પેન્શન પર ઊતર્યા, પેન્શન માત્ર રૂ. ૧૫) માસિક, દરમા એ જ મોટા, એક બહેન ટાઇફોઈડમા ગુજરી ગઈ અને પોતે છઠ્ઠા ધોરણમાં નાપાસ થવાથી અભ્યાસ છોડી દીધેલો એટલે કંઇક ધંધે લાગવાની પણ જરૂર. પણ કોઇ સ્થિતિમા તેમણે સ્વસ્થતા ખોઇ નથી. મૂંઝવણમા એમને માર્ગ બતાવનાર કોઇ ને કોઈ મળી આવતું. નોકરીની શોધમા હતા ત્યારે એક જ્ઞાતિભાઈએ રાજકોટની લક્ષ્મણ મેગમ કેમિકલ લેબોરેટરીમા અભ્યાસ કરવાની સૂચના કરી અને જામનગરની રૂ. ૧૦ની સ્કોલરશિપની પણ જોગવાઇ કરી આપી પણ અહીં વેગતી વાચન-મનન ચાલુ જ હતું. આ અભ્યાસ પછી પણ તેમને કોઈ દ્રવ્યપ્રાપ્તિવાળો વ્યવસાય મળ્યો નથી, તેમ તેમણે તેને માટે કશો પ્રયત્ન પણ કર્યો નથી એવા પ્રયત્ન વિના પણ એમને કંઇક મળી ગયાનો બીજો-મારી દૃષ્ટિએ તો જરા રમૂજ-દાખલો તેમણે પોતે નોંધેલો છે. 'એક નોકરી માટે એક મિત્રે અરજી કરેલી જવાબમાં ઉમેદવારોને મળવા બોલાવ્યા એ મિત્રને

જવું નહોતું એટલે એણે મને કહ્યું. હું ગયો અને જનરલ પોસ્ટ ઑફિસમાં નોકરી રહ્યો. પણ ' તેઓ આગળ લખે છે. ' મનથી એની દરકાર નહોતી. અલબત્ત નિયમિત રીતે નોકરી કરતો, પણ ધ્યાન બધું વાંચવામાં હતું.' આ વખતમાં એમણે ખગોળનાં બેચાર પુસ્તકો વાંચ્યાં અને શ્રી જુગતરામભાઈ સાથે આકાશદર્શન પણ કર્યું પણ એ દિશામા મન વધારે આગળ ગયું નહિ. ' પણ મારા ફિલસૂફીના વિચારમાં સહાયક થાય એટલું સામાન્ય ખગોળજ્ઞાન મેં મેળવી લીધું.'

આ નોકરી બહુ આગળ ચાલી નથી. નોકરીનું રાજીનામું આપી પાછા જામનગર ગયા. અત્યારે પણ વ્યાવહારિક સ્થિતિ બહુ જ ચિંતાજનક હતી. જામનગરથી તેઓ ભાવનગર પોતાના મામાના કુટુંબ સાથે રહેવા ગયા ત્યાં તેમને મરહૂમ મણિશંકર રત્નજી ભટ્ટનો મેળાપ થયો. તેમણે શાસ્ત્રીજીને ઋગ્વેદના સાયણ ભાષ્યના ઉપોદ્ઘાતને વાંચીને ગુજરાતીમા અર્થ કરવા કહ્યું. મણિભાઈ સ્વીડનબર્ગનો ' પ્રાચીન શબ્દ ' ઋગ્વેદમાંથી મળી આવે એવી આશાએ આ અભ્યાસ કરતા હશે એ શાસ્ત્રીજીનો તર્ક મને સાચો લાગે છે. મણિભાઈના પુસ્તકાલયમાંથી શાસ્ત્રીજીએ આ અરસામા સ્વીડનબર્ગનાં થોડાં પુસ્તકો વાંચ્યા. અને તેમને સ્વીડનબર્ગની રીતે ઋગ્વેદની વ્યાખ્યા થવી જોઈએ એમ લાગેલું; પણ તેમાથી કશું વિશેષ પરિણામ આવ્યું નથી પણ આ પ્રસંગે શાસ્ત્રીજીએ ઋગ્વેદની પ્રથમ ઋચા ઉપર વ્યાખ્યા લખી એ એમનો પ્રસિદ્ધ થયેલો લેખ છે. એ લેખ બીજી સાહિત્ય પરિષદ માટે મોડો પડયો, અને ત્રીજીમાં સ્વીકારાયો. પરિષદના અહેવાલમાં છપાયો અને અત્યારે આ પુસ્તકમાં એ સંગૃહીત થયો છે.

આ પછી પણ કેટલાક વરસ દ્રવ્યોપાર્જનના કશા પ્રયત્ન વિના શાસ્ત્રીજીએ ગાળ્યા. એ દરમિયાન પુરુષાર્થ માત્ર વાચનનો હતો. એમણે એ અરસામાં પણ ઘણું વાંચ્યું છે. છેવટે ૧૯૧૦માં શ્રી જુગતરામભાઈ એ, જેઓ પ્રસિદ્ધ ઝંડુ ભટ્ટજીના પૌત્ર થાય, એમણે

ઝંડુ ફાર્મસી કાઢી ત્યારે શાસ્ત્રીજીએ એ કંપનીમાં નિયમિત કામ લીધું. જુગતરામભાઈ સાથે એમને બાળપણનો સંબંધ. બન્ને જામનગરના, રાજકોટની લેબોરેટરીમાં બન્ને ભેગા અભ્યાસ કરતા હતા ત્યારે વધારે નિકટ આવેલા. શાસ્ત્રીજીનાં પહેલાં પત્ની ગુજર્યાં પછી જુગતરામભાઈનાં બહેન વેરે એમનું બીજું લગ્ન થયેલું—એમ અનેક રીતે એમનો સંબંધ ગાઢ હતો. અને ઝંડુ ફાર્મસીમાં વૈદકની શોધખોળ, ઔષધોની ઓળખ, પ્રાચીન વૈદક ગ્રંથોનો અભ્યાસ એમ એમને પાત્ર યોગ્ય કામ હતું એટલે હવે એમનું વ્યવસાયમય જીવન શરૂ થયું. પ્રારંભમાં ઘણી મુશ્કેલીઓ નડેલી, પરચૂરણ કામો હાથે કરવાં પડે તેમાં જ વધારે વખત જાય, નાણાંની મુશ્કેલી, પણ જુગતરામભાઇ અને એમના મિત્રમંડળના સંયુક્ત પ્રયત્નથી કંપની ધીમે ધીમે સફળ થઈ અને શાસ્ત્રીજી યોગક્ષેમની બાબતમાં સ્થિર અને નિશ્ચિંત થયા.

આ ઝંડુ ફાર્મસીનું કાર્યવાહક મંડળ એક વેપારી મંડળ કરતાં સાહિત્યરસિક મિત્રમંડળ જેવું વિશેષ હતું. શ્રીયુત જુગતરામભાઇ અને શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રીજી સાથે તેમાં સદ્‌ગત ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ, જેઓ સદ્‌ગત કવિ કાન્તના ભાણેજ થાય, એ અને સદ્‌ગત મોહનલાલભાઇ હતા. સદ્‌ગત ભગવાનલાલભાઈ અને મોહનલાલભાઈએ સંયુક્ત કર્તૃત્વથી બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની 'રજની' નવલકથાનું ગુજરાતી ભાષાન્તર કર્યું છે તે ઘણાને યાદ હશે. આ મંડળની સદ્‌ગત પ્રો. બળવંતરાય ઠાકોર, સદ્‌ગત પ્રભાશંકર પટ્ટણી અને બીજા પણ સાક્ષરો અને સાહિત્યરસિકો વારંવાર મુલાકાત લેતા. ફાર્મસીની લીધેલી મુલાકાતોમાં તેમની સાથે ચા લેતાં ગાળેલા સમયનાં અનેક સુખદ સંસ્મરણો હજી મારા મનમાં તાજાં છે. એ મંડળ કાળબળે ધીમે ધીમે ઘસાઈ ગયું. પહેલાં મોહનલાલભાઈ, પછી ભગવાનલાલભાઈ, થોડાં વરસ ઉપર જ જુગતરામભાઈ, અને હવે શાસ્ત્રીજી પણ જતાં એ મંડળ સ્મરણશેષ થઇ ગયું.

આ વાતાવરણમાં શાસ્ત્રીજીને સ્વાધ્યાય અને લેખનને કંચિત સ્વાસ્થ્ય અને અવકાશ મળ્યો અને આ પછીનું જીવન તેમણે એકધારું વિદ્યાપરાયણ ગાળ્યું છે અને અનેક વિષયોના સંશોધનનાં તેમણે એક પછી એક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે.

દ્રવ્યોપાર્જનમાં જેમ કંઈ પણ પ્રાપ્તિ માટે તેમણે પ્રયત્ન નથી કર્યો તેમ જ તેમને જે જે પુસ્તકોનું કામ સોંપાયું તેમાં પણ એ કામ તેમને અનાયાસે જ પ્રાપ્ત થયું છે. મુંબઈમાં નિવાસ કર્યા પછી વાચનના શોખને લીધે તેમને એક મિત્રની મારફત સદ્‌ગત તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનો પરિચય થયો. એથી શાસ્ત્રીજીને વાચન–સામગ્રી પુષ્કળ મળી. પણ તે ઉપરાંત તેમને વૈષ્ણવ ધર્મનો ઇતિહાસ લખવાની સૂચના પણ મળી. તનસુખરામભાઈ એ વખતે ફાર્બસ સભાના આદ્યસ્થાપકોમાંના મુખ્ય અને પહેલા સેક્રેટરી અને સંરક્ષક હતા. એ સભાએ ૧૯૧૩માં ગુજરાતના મુખ્ય મુખ્ય ધર્મો વા સંપ્રદાયોના સિદ્ધાંતો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર, એ નામની ઐતિહાસિક ગ્રંથાવલિ પ્રકટ કરવાનો ઉપક્રમ કરેલો હતો, તે ગ્રંથાવલિમાં હરીફાઈથી વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ લખવાની જાહેરાત સંસ્થાએ બહાર પાડેલી. શાસ્ત્રીજીએ જાહેરાત તો નહિ વાંચેલી, પણ તનસુખરામભાઈએ તેમને એ જાહેરાત વંચાવીને કહ્યું: 'તમે લખોને!' અને કોણ જાણે કેમ શાસ્ત્રીજીના મનમાં એ લખવાનો નિશ્ચય થઈ ગયો. આ નિશ્ચયનું એક કારણ તેમનું આ વિષય તરફનું સ્વાભાવિક આકર્ષણ ખરું જ. શાસ્ત્રીજીની પેઢીના ચાર–પાંચ પૂર્વજોને જામનગરના વૈષ્ણવ આચાર્યોનો આશ્રય હતો અને પ્રશ્નોરાઓનો ધંધો કથાવાર્તા કરવાનો એમ ભાગવત પુરાણ વાંચવાનો જ મુખ્ય હતો. શાસ્ત્રીજીના દાદા લીલાધર ભટ્ટ, 'જો કે તેઓ એ વખતના ભાગવતના પ્રશ્નોરા કથાકારોમાં શ્રેષ્ઠ નહોતા' પણ રાજકોટમાં નાનીબા પાસે ભાગવત–સમાપ્ત કરી ત્યારે એમને હાથીની અંબાડીમાં બેસાડી વાજતે ગાજતે ગામમાં ફેરવ્યા

હતા. જામનગરના ઘણા પ્રશ્નોરાઓએ ભાગવતાંતર્ગત વિષયો ઉપર ગુજરાતીમાં કાવ્યો પણ કર્યાં છે. એટલે વૈષ્ણવધર્મના વાતાવરણમાં જ તેઓ ઊછરેલા છે. તે ઉપરાંત એમના મન ઉપર એમના ફુઆની પણ આ વિષયમાં ખાસ અસર નોંધવી જોઈએ. શાસ્ત્રીજી લખે છે: ' પંદરમા વર્ષમાં હું સાવરકુંડલે ગયો હતો. મારાં ફઈ સાવરકુંડલામાં પરણ્યાં હતાં. એમને તો મેં જોયાં જ નથી. પણ ફુઆ દીર્ઘાયુષી થયા હતા એટલે એમને મેં જોયા હતા. તેઓ વલ્લભાચાર્યના પંથના ચુસ્ત વૈષ્ણવ હતા અને નાની ઉંમરથી ભક્તિ તરફ વળેલા. એમની ભક્તિના ચમત્કારનીયે થોડી વાતો સાંભળી છે. મોટી ઉંમરે પણ એમણે વ્યવહારમાં ધ્યાન આપ્યું નહિ. માળા ફેરવ્યા કરે તથા સેવાપૂજા કર્યા કરે.' મન નવા સંસ્કારો ગ્રહણ કરવાને તત્પર હોય એવી ઉંમરે શાસ્ત્રીજીને આ ભક્ત ફુઆનો આટલો નિકટ સમાગમ થયો હતો. એ વાત વૈષ્ણવધર્મ ઉપર પુસ્તક લખવામાં જ્ઞાતઅજ્ઞાત રીતે અવશ્ય નિર્ણાયક થઈ હોય.

આ પુસ્તકની રચના માટેનાં શાસ્ત્રીજીનાં ઉદ્યમ, પ્રયાસ અને પદ્ધતિ પણ જોઈએ. માત્ર આ પુસ્તક વિષે જ તેમણે એ લખ્યું છે અને આપણા અભ્યાસમાં એ આ સ્થાને પ્રસ્તુત પણ છે. તેઓ લખે છે : " કોણ જાણે કેમ થયું પણ મારા મનમાં એ લખવાનો નિશ્ચય થઈ ગયો. તરત જ ભાંડારકરનું પુસ્તક (વૈષ્ણવિઝમ ઍન્ડ શૈવિઝમ) લઈ આવી વાંચી ગયો. પછી ૧૯૨૯ના જાનેવારીમાં પિતાશ્રીનો દેહ પડી ગયો, અને મને ઘણો આઘાત થયો. પણ કારજ વગેરે ઊકલી ગયા પછી મન ધીમે ધીમે શાન્ત થયું ત્યારે નિબંધ લખવાનો નિશ્ચય દૃઢતર થયો. ભાંડારકરના પુસ્તકનું ગુજરાતી કરવા માંડ્યું. એ વખતે મને દિવસે થોડો વખત મળતો એટલે રાતે પણ લખતો. પણ મારા મનમાં ભાંડારકરનું ભાષાન્તર તૈયાર કરવાનો વિચાર નહોતો એટલે મૂળ સંસ્કૃત ગ્રન્થો તથા ' ઇન્ડિયન ઍન્ટિક્વેરી ', ' આર્કિઑલૉજિકલ સર્વે 'ના રિપોર્ટો વગેરે જોવા માંડ્યા. ખરી રીતે આ પુસ્તક લખતાં લખતાં જ પુન-

તત્ત્વીય અભ્યાસ કરતાં શીખ્યો. ઉપનિષદોનો મને અભ્યાસ હતો. મહાભારતી ગીતા જેવાં હતાં પણ પાંચરાત્ર સંહિતાઓ, રામાનુજાદિ સંપ્રદાયોના ગ્રન્થો વગેરે ઘણા ત્યાં સુધી ન જોયેલા સંસ્કૃત ગ્રન્થો જોવાની નવી જ તક મળી. અલબત્ત મેં ખપ પૂરતાં પુસ્તકો જોયાં. ઉપનિષદો, મહાભારત, ગીતા, ભાગવત વગેરે સારા પરિચિત સંસ્કૃત ગ્રન્થોના સિદ્ધાન્તો માટે તો મૂળનો ઉપયોગ કર્યો જ છે, પણ રામાનુજાદિ સંપ્રદાયોના સિદ્ધાન્તોની માહિતી એ કોઈ અંગ્રેજી પુસ્તક ઉપરથી નહિ પણ મૂળ સંસ્કૃત ગ્રન્થોમાંથી જાણવાનો આગ્રહ રાખ્યો છે. પોતાને ત્યાં ન હોય એ પુસ્તકો જોવા માટે અથવા લઈ આવવા માટે તનસુખરામભાઈ જ રૉયલ એશિયાટિક સોસાયટી ઉપર ચિઠ્ઠી આપતા અને એ રીતે એ મહાન પુસ્તકાલયનો પરિચય થયો તથા એનો ઉપયોગ કરતા શીખ્યો. ૧૯૨૪ની આખરમાં કે ૧૯૨૫ની શરૂઆતમાં રણજિતરામ વાવાભાઈને મળવાનું થયું. કેવી રીતે તે યાદ નથી. . ..હું વૈષ્ણવધર્મનો નિબંધ લખું છું એ જાણ્યા પછી એમણે મને કહ્યું કે ગુજરાતમાં વૈષ્ણવધર્મના પ્રચાર વિશે પણ એક પ્રકરણ લખો...પછી એમણે મને વૈષ્ણવધર્મના પ્રચારના સૂચક, ગુજરાતમાંથી મળેલા ઉત્કીર્ણ લેખો વિશે એક નોંધ મોકલી, અને મેં એનો ઉપયોગ કરી તથા બીજું પણ આર્કિઑલૉજિકલ રિપોર્ટો, નરસિંહ મહેતા આદિ વૈષ્ણવ કવિઓની રચનાઓ વગેરે બધું સાહિત્ય જોઈ 'ગુજરાતમાં વૈષ્ણવધર્મનો પ્રચાર' તથા 'ગુજરાતી વૈષ્ણવ સાહિત્ય' એ પ્રકરણો લખ્યાં. આ પ્રકરણો કોઈના આધાર વગર સ્વતંત્ર રીતે લખવામાંથી મને ઐતિહાસિક સંશોધનનો માર્ગ બેસી ગયો અને બાકીના ભાગમાં પણ ભાંડારકર બહારનું ઠીક આપ્યું.' આ રીતે એમણે જે ખાસ વિદ્યાના ખરે સંશોધનો કર્યાં એ વિદ્યા એમની સ્વોપાર્જિત હતી

વૈષ્ણવધર્મના ઇતિહાસને લીધે જ એ જ ફાર્બસ સભાએ એમને શૈવધર્મનો ઇતિહાસ લખવાનું કામ સોંપ્યું. શૈવધર્મના સંસ્કારો પણ એમનામાં બાલપણથી હતા. આપણે આગળ જોઈ ગયા કે એમના

માતામહ ચુસ્ત શૈવધર્મી હતા. નહિતર પણ બ્રાહ્મણોનો કુલધર્મ શૈવ જ હોય છે. આમ શાસ્ત્રીજીનાં પહેલાં બે પુસ્તકો પોતાને પરિચિત વૈષ્ણવ અને શૈવધર્મના ઇતિહાસનાં હતાં.

આ પછીનું એમનું આખું જીવન અનત વાચન, મનન અને લેખનમાં જ ગયું છે. કહે છે કે પૈસો પૈસાને લાવે છે, તેમ વિદ્યા વિદ્યા વિદ્યાને લાવે છે, અને કામ કામને લાવે છે. ઝંડુ ફાર્મસીમાં એમના સ્થાનને લીધે આપણા પ્રાચીન વૈદકશાસ્ત્રનો અભ્યાસ અને તેનું સંશોધન એ એમનો સ્વાભાવિક વિષય બની ગયો. સદ્‌ગત ઝંડુ ભટ્ટજી, જેઓ કાઠિયાવાડના એક પ્રસિદ્ધ અને ઉદાર વૈદ્ય હતા, અને જેમના નામ ઉપરથી ઝંડુ ફાર્મસી નામ પડ્યું હતું તેમનું જીવન-ચરિત્ર લખવાનું કામ તેમને સોંપાયું અને તે પુસ્તક ઉપર સદ્‌ગત સર પ્રભાશંકર પટ્ટણીએ ઉપોદ્‌ઘાત લખી આપ્યો. ગુજરાત કાઠિયા-વાડમાં જેમની વૈદ તરીકે અત્યારે ઉત્તમ ખ્યાતિ છે અને જેમને માટે શાસ્ત્રીજીને ઠેઠ સુધી ઘણું જ માન હતું તે શ્રી જાદવજી ત્રિકમજી આચાર્યે પોતાનું માધવનિદાન ગ્રન્થનું ભાષાન્તર સુધારી આપવાનું કામ શાસ્ત્રીજીને સોંપ્યું. એ કામ એમણે બહુ ખંતથી કર્યું અને એ પુસ્તક લગભગ નવીન જેવું કરી આપ્યું. ૧૯૧૬ \

શાસ્ત્રીજીની પ્રવૃત્તિએ વૈદક ઉપરના ગુજરાતી સાહિત્યમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. ૧૯૧૬માં તેમણે ‘બાળકોનો વૈદ્ય’ લખવા માંડ્યું જે ૧૯૧૮માં પ્રસિદ્ધ થયું. ૧૯૧૬–૧૭માં જ તેમણે ઝંડુ ફાર્મસી તરફથી “આયુર્વેદવિજ્ઞાન” નામનું માસિક શરૂ કર્યું જે તેમણે બાવીસ વરસ ચલાવ્યું અને છેક ’૪૦માં વૃદ્ધાવસ્થાની અશક્તિને લીધે બંધ કર્યું. ઝંડુ ફાર્મસીમાંના પોતાના સ્થાનને લીધે એમને ઔષધોની ઓળખાણમાં પણ રસ પડ્યો અને ૧૯૧૯માં તેઓ પ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રી સદ્‌ગત જયકૃષ્ણ ઇન્દ્રજીને મળવા પોરબંદર ગયા. આ સમાગમની શાસ્ત્રીજી બહુ ભાવપૂર્વક નોંધ લે છે. જય-કૃષ્ણભાઈ સાથે શાસ્ત્રીજી બરડામાં ફર્યા, ત્યાં જાતજાતની વનસ્પતિ જોઈ, ત્યાંના માલધારી ગ્યારી વગેરેને મળ્યા વગેરે નોંધ છે. જયકૃષ્ણ-

બાઈને અને શાસ્ત્રીજીને બન્નેને અનેક વિષયોમાં રસ હતો. શાસ્ત્રીજીએ મને એકવાર કહેલું કે બરડામાં રબારીઓને મળતાં જણાયું હતું કે રબારીઓમાં ' હૂણ ' અવટંક હોય છે. અને એ ઉપરથી શાસ્ત્રીજીનું અનુમાન હતું કે કદાચ આ રબારીઓ મૂળ હિંદમાં આવેલા હૂણોના વંશજો હોય. રબારીઓમાં ગૌર અને શ્યામ તેમ બન્ને વર્ણના માણસો મળે છે અને તેનું અનુસંધાન તેઓ 'ગૌર' અને 'શ્યામ' હૂણો સાથે કરતા.* પોરબંદરની બે વારની મુલાકાતો દરમિયાન શાસ્ત્રીજી ત્રણ-ચાર ઔષધિની ઓળખાણથી વિશેષ અભ્યાસ તો ન કરી શક્યા પણ શાસ્ત્રીજી કહે છેઃ ' આ પર્યટનોથી વનસ્પતિસૃષ્ટિનો જેટલો પરિચય હું સાધી શક્યો તે કરતાં વધારે એ મહાન આત્માનો પરિચય હું મેળવી શક્યો. ' જયકૃષ્ણભાઈ આપણા ગુજરાતની એક પુણ્ય વિભૂતિરૂપ હતા. ૧૯૪૦માં ' આયુર્વેદવિજ્ઞાન ' બંધ પડ્યું પણ નિયમિત માસિક લેખનપ્રવૃત્તિ બંધ પડતાં તેમણે વધારે મહત્ત્વનું કામ હાથમાં લીધું. તેમણે 'આયુર્વેદનો ઇતિહાસ' લખ્યો જે ૧૯૪૨માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ બહાર પાડ્યો.

આમ વૈદક-સંશોધન એ એમની સતત પ્રવૃત્તિનું એક પાસું હતું અને તે આપણે જોઈ ગયા. તેટલું જ અગત્યનું બીજું પાસું તે ઇતિહાસ-સંશોધન-લેખનનું હતું. આપણે જોયું કે તેમણે આ પ્રવૃત્તિ વૈષ્ણવ અને શૈવધર્મના ઇતિહાસથી શરૂ કરી. એને અંગે તેમને કેટલાક પુરાણો જોવાનો પ્રસંગ મળ્યો. એ ઉપરથી એમની દૃષ્ટિ પુરાણો ઉપર ગઈ. તેમણે બધાં પુરાણોનો અભ્યાસ ઇતિહાસ-દૃષ્ટિએ કર્યો અને ' પુરાણવિવેચન ' લખ્યું જે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પ્રસિદ્ધ કર્યું છે. ૧૯૩૧.

ફરી એકવાર શાસ્ત્રીજીની ઐતિહાસિક સંશોધનપ્રવૃત્તિના નિમિત્ત બનવાનું શ્રેય ફાર્બસ ગુજરાતી સભાને ફાળે જાય છે. ૧૯૨૬માં પ્રબંધ

---

* માત્ર રબારીઓમાં જ નહિ, ગુજરાતની બીજી કોમોમાં (દા. ત. ઠાકરડા) અને બીજા પ્રાન્તોમાં પણ આ અવટંક છે.

ચિંતામણિનું સંપાદનકાર્ય તેણે શાસ્ત્રીજીને સોંપ્યું જે તેમણે એ વખતે પૂરું કર્યું. ૧૯૩૨માં એ પુસ્તકનું મૂળ સંસ્કૃત છપાયું અને ૧૯૩૪ માં તેનું ભાષાન્તર છપાયું. આ કામને અંગે તેમણે બીજા પ્રબન્ધો પણ જોયા અને એ નિમિત્તે ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસની ભૂમિકા તૈયાર થઈ. ઘણાં વર્ષો ઉપર પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીનો ગુજરાતનો ઇતિહાસ એમણે વાંચેલો ત્યારથી એમને એ લખવા સ્ફુરણા થયેલી અને આ પ્રબંધોના અભ્યાસ પછી એમને જણાયું કે એ ઇતિહાસ ફરી લખવાનો સંભવ થઈ ગયો છે. એમણે ગુજરાતના ઇતિહાસનાં બધાં સાધનો ભેગાં કર્યાં અને ૧૯૩૬માં પુસ્તક પૂરું કરી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને સોંપ્યું. ૧૯૩૭માં તેનો પહેલો અને ૧૯૩૯માં બીજો ભાગ છપાયો. થોડા સમયમાં સોસાયટી તેની બીજી આવૃત્તિ બહાર પાડવાની છે. ૧૯૪૨માં ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ચરિત્રમાળા માટે તેમણે પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર લખ્યું. આ પછી મુંબઈ યુનિવર્સિટી તરફથી ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળામાં વ્યાખ્યાનો આપવાનું આમંત્રણ મળતાં તેમણે 'ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ' એ વિષય ઉપર ૧૯૪૬માં વ્યાખ્યાનો આપ્યાં જે ગુજરાતી સાહિત્ય પરિષદ તરફથી છપાયાં છે. ૧૯૫૦.

શાસ્ત્રીજીને અનેક માસિકો સાથે તેમ જ અનેક સાહિત્યસંસ્થાઓ સાથે સંબંધ હતો. આયુર્વેદવિજ્ઞાન તો પોતે જ ચલાવતા હતા, પણ તે ઉપરાંત તેમને 'વૈદ્યકલ્પતરુ' 'વીસમી સદી' 'ગુજરાત' 'પુરાતત્ત્વ' 'પ્રસ્થાન' 'કૌમુદી' 'વસંત' 'બુદ્ધિપ્રકાશ' 'શારદા' 'ફાર્બસ ગુજરાતી સભા ત્રિમાસિક' 'સંસ્કૃતિ' એમ અનેક સામયિકો સાથે સંબંધ હતો, અને આ માટે લેખોની માગણી થતાં તેઓ સરળ રીતે જરા પણ આગ્રહ કરાવ્યા વિના લેખો આપતા. એમનાં સ્વાધ્યાય-સંશોધન એટલા મોટા પાયા પર ચાલતાં અને તેથી એમના રસના વિષયો એટલા બધા હતા કે તેમને લેખ મોકલવામાં બહુ અભ્યાસ પણ કરવો પડતો નહિ. તેમને ઇતિહાસ ઉપરાંત

આપણા સામાજિક પ્રશ્નો, સામાજિક સ્થિતિ, માનસશાસ્ત્ર, ઉત્ક્રાન્તિ વગેરે અનેક વિષયોમાં રસ હતો, અને એ લેખો માટે આ સામયિકોનાં આમંત્રણો એક સ્વાભાવિક નિમિત્ત અને તક બનતાં. શાસ્ત્રીજીના ચિન્તન-મનના વિષયોનો ખ્યાલ આવા લેખો ઉપરથી સારી રીતે આવી શકે. સદ્ભાગ્યે ૧૯૪૦ સુધીના આવા લેખોમાંથી જે લેખને જરા પણ ઇતિહાસસંબંધ હોય એવા બધા લેખો 'ઐતિહાસિક સંશોધન' પુસ્તકમાં સંગ્રહાયા છે. આ પુસ્તક સાહિત્ય પરિષદે પ્રસિદ્ધ કર્યું છે. ઇતિહાસમાં ન મૂકી શકાય એવા બાકીના લેખો આ પુસ્તકમાં હવે બહાર પડે છે. આ પુસ્તકની વિષયવ્યવસ્થા શાસ્ત્રીજીએ પોતે જ લગભગ આખી કરી રાખી હતી, અને તે પ્રમાણે જ આ પુસ્તક અહીં પ્રગટ થાય છે આથી શાસ્ત્રીજીની સમસ્ત વાઙ્મયસેવા પૂરી ગ્રંથબદ્ધ થઇ રહે છે.

શાસ્ત્રીજીની આખી પ્રવૃત્તિ જોતાં જણાય છે કે એમની સ્વાધ્યાય–સંશોધન–પ્રવૃત્તિ મુખ્ય બે વિષય સબંધી હતી એક આયુર્વેદ સંબંધીની અને બીજી ઐતિહાસિક સંશોધનની. વૈદ્યકસંબંધીની પ્રવૃત્તિ મુખ્યત્વે એમના ઝંડુ ફાર્મસીના સ્થાનને આભારી છે, પણ મૂલ સંસ્કારદૃષ્ટિએ જોતાં એ એમની ન્યાતના વાતાવરણને આભારી છે. પ્રશ્નોરા નાગર બ્રાહ્મણોનો વંશપરંપરાનો ધંધો વૈદક અને પુરાણવાચન કે કથાવાર્તાનો. વૈદક સંબંધી એમનું સંશોધનકામ ઘણુંખરું ઐતિહાસિક જ હતું અને આયુર્વેદનો ઇતિહાસ આપીને તેમણે આયુર્વેદની મોટી સેવા કરી છે અહીં એ પણ કહેવું પ્રસ્તુત છે કે આયુર્વેદના અભ્યાસને અંગે તેમણે અર્વાચીન પશ્ચિમની વૈદ્યવિદ્યાનો વાચન દ્વારા કરી શકાય તેટલો સારો પરિચય ખેડેલો અને જન્મથી અને વ્યવસાયને અંગે તેમણે આયુર્વેદનો પક્ષ સેવેલો છે, તેનું સંશોધન કરેલું છે, એટલે તે વિષેનો તેમનો અભિપ્રાય જાણવાયોગ્ય ગણાય તેઓ કહે છે 'આયુર્વેદના ચરક સુશ્રુત ગ્રન્થોમાં જે પ્રત્યક્ષ શોધખોળ અને પ્રતિભાથી પ્રાપ્ત થયેલું વૈદ્યકનું વિશાળ મૌલિક જ્ઞાન સભર ભર્યું છે તેવું નવું તો કશું પછીના કાળના આયુર્વેદિક સાહિત્યમાં નથી દેખાતું પણ એ પ્રાચીન ગ્રન્થોના રચનાકાળે આયુર્વેદાચાર્યોને જે

જ્ઞાન હતું તેમાંથી કેટલુંક તો જૂના કાળમાં જ લુપ્ત થઈ ગયું અને કેટલુંક ગ્રન્થોમાં જળવાયું છતાં પાછળના વૈદ્યોને શરીરના અંદરના અવયવો વગેરેનો પ્રત્યક્ષ પરિચય છૂટી જવાથી સમજણું બંધ થયું. જૂના ગ્રન્થો ઉપર ટીકાઓ રચીને તથા જૂના ગ્રન્થોનો સાર ખેંચીને નવા પણ કશી નવીનતા વગરના ગ્રન્થો રચીને પાછળના વૈદ્યોએ સંતોષ માન્યો છે. ઈ. સ. ૫માથી ૧૯માના આરંભ સુધી એ સ્થિતિ ચાલી છે (ભારતીય સંસ્કારો પૃ. ૨૯૪-૫) અને શાસ્ત્રીજીએ ગુજરાતમાં જ પોતાની સંશોધન-પ્રવૃત્તિ કરી છે એટલે ગુજરાત વિશેનો પણ તેમનો મત જોઈએ. તેઓ કહે છે: " એકંદર રીતે બંગાળા સાથે તુલના કરતાં ગુજરાતમાં મધ્યકાળમાં વૈદ્યક લેખકોની સંખ્યા ઓછી જ ગણાય, જ્યારે ગુણવત્તાની દૃષ્ટિએ ગુજરાતનું વૈદ્યક સાહિત્ય બંગાળા કરતાં ચોક્કસ ઊતરતી કોટિનું ગણાય. છતાં વિદ્યામાં અવનતિની દશામાંયે ' અર્થ માટે અથવા કામ માટે નહિ પણ ભૂતદયા માટે વૈદ્યે ચિકિત્સા કરવી ' એ પ્રાચીન આયુર્વેદાચાર્યોએ આપેલો આદર્શ જેમ બીજા પ્રાન્તોમાં તેમ ગુજરાતમાં પણ ગઈ સદીના શ્રેષ્ઠ વૈદ્યોમાં જીવતો હતો એ ચોક્કસ છે. ( એજન પૃ. ૨૩૫ ) અને એના દૃષ્ટાન્ત તરીકે તેઓ મરહૂમ ઝંડુ ભટ્ટજીનું નામ આપે છે. પણ ગુજરાતના અત્યારના વૈદ્યવર્ગ માટે તેમનો એકંદર અભિપ્રાય બહુ જ નિરાશાજનક છે. બાવીસ વરસ સુધી ' આયુર્વેદ-વિજ્ઞાન ' ચલાવ્યા પછી, પોતે આખી જવાબદારી લેવાની અશક્તિ જાહેર કરતાં આખા વૈદ્યવર્ગમાંથી સંશોધનકાર્યરત કોઈ વિદ્વાન એની જવાબદારી લેવા આગળ ન આવ્યા એ સંબંધી તેઓ કહે છે: " ગુજરાતમાં વૈદ્યક ધંધો કરતા વૈદ્યોની સંખ્યા મોટા શહેરદીઠ સેંકડોની હોવા છતાં તેમાં સુપઠિત વૈદ્યોની સંખ્યા અતિ અલ્પ છે અને તેમાંયે વૈદ્યક વિષયની શાસ્ત્રીય રીતે ગુજરાતીમાં ચર્ચા કરનારા સારા લેખકોની સંખ્યા દરેક પેઢીમાં ત્રણચારથી વધારે નથી દેખાતી. દરેક દશકે જેના લેખકોની સંખ્યા વધતી આવે તે જ સાહિત્ય-પ્રકાર ખીલતો

જઈને પ્રગતિ સાધી હશે ગુજરાતમાં વૈદક સાહિત્યની બાબતમાં કોઈ પ્રગતિસૂચક લક્ષણ મને દેખાતું નથી " 'આયુર્વેદવિજ્ઞાન'ના બત્રીસ વર્ષના આયુષ્યમાં નવા લેખકોમાં નોંધ આપે એવા બે જ નવા લેખકો તેમને જણાય છે વૈદ્ય બાપાલાલ ગ શાહ અને ડૉ બાપાલાલ અ પાઠક ( માસ ચક્ષુ-જીવનના સ્મરણો પૃ ૩૧૫ ) આ પૈકી બીજા જણાવેલ ડૉ. પાઠક તો દુર્ભાગ્યે શાસ્ત્રીજી પછીના દિવંગત થયા છે. અને વૈદ્ય બાપાલાલભાઈ જે શાસ્ત્રીજીના લેખ વખતે નાશિક જેટલામાં હતા તે અત્યાર પૂર્ણ ઉત્સાહથી સુરતમાં આયુર્વેદની સંસ્થા ચલાવે છે તેઓ શાસ્ત્રીજીને ગુરુ તરીકે માનતા, અને શાસ્ત્રીજીને શ્રદ્ધેય હતા તેમના ઉપરના ઉલ્લેખ માગણીમાં શાસ્ત્રીજીએ અત્યારના ગુજરાતના વૈદ્ય સમ્મેલનના જૂના સમ્મેલનો વિરોધી પોતાનો હૃદયદાહક અમ તોષ બતાવેલો છે

અને છેવટે શાસ્ત્રીજીએ આટલા વર્ષો આયુર્વેદ માટે કામ કર્યું છે તો તેમનો આયુર્વેદના ભવિષ્ય માટેનો અભિપ્રાય જોઈ તેમની આ પ્રવૃત્તિની ચર્ચા બંધ કરીએ આયુર્વેદના ઇતિહાસમાં તેઓ અંતે કહે છે " છેલ્લા પચાસ વર્ષોમાં વૈદ્યોએ વ્યક્તિગત તથા સાથે મળીને પોતાની ઉન્નતિ માટે પુષ્કળ પ્રયાસ કર્યો છે છતાં દાક્તરી વૈદ્યનું પ્રજા ઉપરનું વર્ચસ્વ એ અત્યારમાં જે પ્રમાણમાં વધ્યું છે તે પ્રમાણમાં દેશી વૈદકનું વધ્યું નથી દેશી વૈદક પાછળ પડ્યું છે એમ મને લાગે છે, અને આ સ્થિતિના કારણો કેવળ બાહ્ય રાજકીય માહાત્મ્ય વગેરે છે એમ મને નથી લાગતું વિદ્યા અને કલામાં પાશ્ચાત્ય વૈદકવિજ્ઞાને જે અસંખ્ય વિશેષતાઓ ઉમેરી છે તેની સાથે સરખાવી શકાય એવું કશું દેશી વૈદ્યોએ કર્યું નથી આયુર્વેદનું ભાવિ કલ્પવા જતાં એનું સ્વતંત્ર વ્યક્તિત્વ મને તો ઘણું જોખમમાં લાગે છે

ઇતિહાસકાર જ્યોતિષી નથી ભાવિમાં નજર નાખવાનો એનો દાવો નથી, છતાં આયુર્વેદના સમગ્ર ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખતાં એમ લાગે છે કે ચરક સુશ્રુતનો યુગ ફરી આવવાનો સંભવ નથી " તેમ છતાં પ્રાચીન આયુર્વેદ માત્ર રોગવિદ્યા નથી, તેમાં માનવ-

આયુષ્યની, માનવ-જીવનની ફિલસૂફી ઓતપ્રોત છે શાસ્ત્રીજી કહે છે તેમ ‘આયુર્વેદમા અદ્‌ભુત જીવનશક્તિ છે ’ અને આપણે શાસ્ત્રીજી સાથે આશા રાખીએ કે ‘પુનર્વસુ અને ધન્વન્તરિનો આત્મા આ દેશના ભાવિ વર્ષોમા ગમે તે રૂપમા પ્રકાશ આપ્યા કરશે ’

આયુર્વેદ સિવાયની શાસ્ત્રીજીની સંશોધનપ્રવૃત્તિને સમગ્ર રૂપે જોતા તેને ઐતિહાસિક સંશોધનની પ્રવૃત્તિ કહી શકાય આ પ્રવૃત્તિના મૂળ વિષે શાસ્ત્રીજીએ બહુ સામાન્ય વાત કરી છે કે પોતાને વાર્તા વાચવાનો શોખ હતો અને ઇતિહાસ વાર્તા જેવો લાગવાથી તેઓ ઇતિહાસ તરફ વળ્યા વાર્તા પછી એ ઇતિહાસ વાચવા લાગ્યા એ હકીકત તરીકે ખરુ હશે, પણ હુ માનુ છુ કે એમના અભ્યાસના વિષયના મૂળ સસ્કારો જેમ જ્ઞાતિસસ્કારમાથી મળે છે તેમ આ વૃત્તિનુ મૂળ પણ હુ જ્ઞાતિસસ્કારમા જ જોઉ છુ મને યાદ છે કે એમની સસ્કારગ્રાહક ઉમરમા-હુ પણ એમનાથી જરા નાનો પણ એમની ઉમરનો હોવાથી જાણુ છુ કે-અમારી નાતનુ આખુ વાતાવરણ પડિત ભગવાનલાલ ઇન્દ્રજી અને ભટ્ટ ઝડુ ભટ્ટજી તરફના મમત્વ, આદર અને એક પ્રકારના સાત્ત્વિક અભિમાનથી ભરેલુ હતુ. શાસ્ત્રીજીએ ઝડુ ભટ્ટજીનુ જીવનચરિત્ર લખેલ છે તેમ પડિત ભગવાનલાલનુ ચરિત્ર પણ લખતુ છે, અને એ ચરિત્રનુ લેખન તેમણે ‘એક ઋણ તરીકે સ્વીકાર્યું ’ એમ તેઓ નોધે છે આમ પડિત ભગવાનલાલ શાસ્ત્રીજીના પુરોગામી હોવા સાથે પ્રેરણાદાતા પણ હતા પણ તે સાથે સાથે એ પણ કહેવુ જોઈએ કે એક જ પ્રણાલિકાના હોવા છતા શાસ્ત્રીજીનુ કામ જરા ભિન્ન પ્રકારનુ હતુ પડિત ભગવાનલાલ કેવળ પ્રાચીન-વિદ્યાસબધી સંશોધનની પ્રણાલિકાના આદ્યપ્રણેતા હતા આખા હિદમા ફરી પુરાતત્ત્વીય સામગ્રી ભેગી કરી તેનો અર્થ કરી તેમણે હિદના ઇતિહાસના પાયા નાખ્યા શાસ્ત્રીજી આ માર્ગે ગયા નથી બીજું કાઈ નહિ તો તેમની નાજુક તદુરસ્તી જ તેમને આવા માર્ગે જતા રોકે એમ શરીરની મર્યાદા ઘણીવાર જીવનમાર્ગ જાણ્યે-અજાણ્યે નિર્ણીત કરે છે શાસ્ત્રી-

જીનો માર્ગ બધી ઉપલબ્ધ સામગ્રી ભેગી કરી, અભ્યાસના વિષય ઉપર પ્રકાશ પાડે તેવાં બધાં સાધનોનો અભ્યાસ કરી, હકીકતને સંકલિત કરી, કેવળ સત્યનિષ્ઠાથી અનુમાનો તારવી વ્યવસ્થિત કરી મૂકવાનો હતો. એમનો માર્ગ વિશેષ ચિંતનાત્મક હતો, અને એમના સાહિત્યને આપણે એ દષ્ટિએ નિરીક્ષવું જોઇએ.

હવે શાસ્ત્રીજીના ઐતિહાસિક સાહિત્યનો વિચાર કરીએ. અલબત્ત આ પરિવર્તનશીલ જગતમાં દરેક વસ્તુનો વ્યક્તિગત અને સામાન્યરૂપે પણ ઇતિહાસ હોઈ શકે. મારા ચપ્પુનો ઇતિહાસ હોઈ શકે, અને ખેતીનો ઇતિહાસ પણ હોઈ શકે. પણ માણસને સૌથી મોટો રસનો વિષય માણસ પોતે છે, અને માણસની સર્વ લબ્ધિઓમાં માણસને પોતાના સંસ્કારો, પોતાની સંસ્કૃતિ, એ સૌથી મોટી મૂલ્યવાન વસ્તુ લાગે છે. જ્યાં સુધી માનવ–સંસ્કારનો આધાર રાજ્યતંત્ર ઉપર હતો ત્યાં સુધી રાજકુળનો ઇતિહાસ એ જ સામાન્ય રીતે ઇતિહાસ ગણાતો. અત્યારે આપણે રાજ્યતંત્રથી સ્વતંત્ર રીતે માનવ-સંસ્કારના ઇતિહાસનો વિચાર કરી શકીએ છીએ. શાસ્ત્રીજીએ બે પ્રકારો ઉપર પુસ્તકો લખ્યાં છે. રાજકીય ઇતિહાસ ઉપર તેમના અનેક લેખો છે, પણ તેમાં સૌથી મોટો પ્રયત્ન તેમણે 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' ઉપર કરેલો છે. પણ તેમણે ભારતના સંસ્કારી જીવનના ઇતિહાસનો વિષય પણ ખેડ્યો છે તેમના વૈષ્ણવ અને શૈવધર્મ ઉપરનાં ઇતિહાસ–પુસ્તકો એક રીતે સંસ્કારનો ઇતિહાસ જ ગણાય કારણ કે માનવજીવનના ઇતિહાસમાં ઘણા કાળ સુધી ધર્મ જ સંસ્કારનો જનક, પોષક અને ધારક રહેલો છે પણ કેવળ સંસ્કારને મધ્યબિન્દુમાં રાખીને પણ તેમણે પુષ્કળ ચિંતન કર્યું છે એ સંબંધી છૂટક લેખો તો છે જ પણ તેમનો મોટો સંકલિત પ્રયત્ન તેમનાં મુંબઇ યુનિવર્સિટી વ્યાખ્યાનોમાં મળે છે અને તેનો નિચોડ જોવા યોગ્ય છે ભારતના સંસ્કારોના અભ્યાસમાં તેઓ પોતાના આયુર્વેદના જ્ઞાનનો ઉપયોગ કરે છે. આયુર્વેદની ઉન્નતિઅવનતિને તેઓ ભારતના સંસ્કારોનો

માનદંડ ગણે છે.* આ ખોટું પણ નથી. આયુર્વેદ વિજ્ઞાનની અનેક શાખાઓ સાથે સંબંધ ધરાવે છે, તેમાં આખા સમાજનું પ્રત્યક્ષ હિત છે, અને સમાજમાં તેનો વ્યાપ ઘણો મોટો છે. એ રીતે બધા સમાજ માટે એ સાચો માનદંડ થાય. શાસ્ત્રીજી કહે છે કે બીજા દેશો માટે તો ગમે તેમ હોય પણ 'આ દેશના ઇતિહાસમાં તો વૈદ્યકવિદ્યાની ઉન્નતિ સાથે આપણી સભ્યતાની, અનેક વિદ્યાઓની તથા કળાઓની પણ ઉન્નતિ થતી દેખાય છે' આપણે આગળ જોઈ ગયા તેમ, શાસ્ત્રીજી આયુર્વેદની અવનતિનો કાળ પાંચમા સૈકાથી શરૂ થઈ ઓગણીસમા સૈકા સુધી ચાલ્યો એમ માને છે. પણ સમાજનું જીવન ઘણું જટિલ છે, તેમાં અનેક બળો કામ કરતા હોય છે. એટલે જીવનના બધા પ્રદેશમા એક સરખી અવનતિ એક જ કાળે હોતી નથી. દેશના સમગ્ર જીવનનો વિચાર કરી તેઓ ભારતીય સંસ્કૃતિના પરમ ઉજ્જ્વલ કાળ તરીકે ગુપ્તસમયને મધ્યમા ગણતા સાત-આઠ સૈકાઓ ગણે છે. ગુપ્તોના ઉજ્જ્વલ યુગનો અંત ઈ. સ. નવમા શતકમાં તેઓ માને છે. અવનતિનું તેમનું નિદાન નીચે પ્રમાણે છે: 'નવમા શતક પહેલાં જ ગીતાએ ઇષ્ટ ગણેલ સમત્વ તૂટી ગયુ હતું. દા. ત. શાંકરવેદાન્તમા જ્ઞાનમાર્ગની પ્રક્રિયા, પહેલાના કાળ કરતાં વધારે ચોક્કસ થઇ. શંકરાચાર્યમાં ભારતને શ્રેષ્ઠ ફિલસૂફના દર્શન કર્યાં, અને ભાગવતમાં પ્રેમલક્ષણા ભક્તિએ વિકાસનું શિખર પ્રાપ્ત કર્યું. પણ એ એકપક્ષી વિશેષ ગતિને પરિણામે જ્ઞાનભક્તિ અને યોગનો જે સમન્વય ગીતાએ બોધ્યો છે તે ન જળવાયો. સ્વેષ્ટ માર્ગ ઉપર એકાન્તિક જોર દેવાનો માનસિક સમતુલાનો ઉચ્છેદક યુગ શરૂ થયો. બીજું સમાજમાં એક તરફ ધર્મ અને મોક્ષ અને બીજી તરફ અર્થ અને કામ એ બે સમતુલાનું સમત્વ તૂટી ગયું. ધર્મમોક્ષપરાયણો અર્થ-કામની અને અર્થકામપરાયણો ધર્મ અને મોક્ષની ઉપેક્ષા કરીને જીવ્યા કરે એવી અધોગતિપ્રેરક પ્રણાલિકા

* આયુર્વેદના અને કામશાસ્ત્રના ગ્રન્થોના ઐતિહાસિક અભ્યાસથી આપણા સામાજિક જીવનની બદલાતી જતી વાસ્તવિક સ્થિતિ ઉપર પુષ્કળ પ્રકાશ પડે એમ હું માનું છું.

શરૂ થઈ. પરિણામે ધર્મ અને અધ્યાત્મજ્ઞાનમાં કાંઈક તેજ જળવાઈ રહ્યું પણ બાકીની વિદ્યાઓમાંથી કોઈની ઇ. સ. નવમા શતક પહેલાં અને કોઈની તે પછીના બે-ત્રણ સૈકાઓમાં અવનતિ શરૂ થઈ ગઈ ' અર્થાત્ તેઓ આપણી અવનતિનું કારણ માત્ર મુસલમાનોનાં આક્રમણો અને પછીની પરતંત્રતાને નથી ગણતા પણ આપણામાં જ શરૂ થયેલી અધોગતિને ગણે છે. અને આ અધોગતિનાં બીજ તેઓ રૂઢ આચારવિચારમાં જુએ છે. કોઈ પણ કારણથી એ બીજોને એકદમ કાઢીને આપણા ઉત્કૃષ્ટ કાળને દબાવી દેવાની તક મળી ગઈ એમ તેઓ ગણે છે.

ભારત સમસ્તનો વિચાર કરતાં સાથે સાથે ગુજરાત વિશે વિશેષ રીતે વિચાર કરવાની શાસ્ત્રીજીએ લગભગ ટેવ કેળવી હતી. ભારતના સંસ્કારના સંદર્ભમાં ગુજરાત વિશે વાત કરતાં તેઓ કહે છે ' ભારતીય સંસ્કારના લગભગ બધા પ્રવાહોએ ગુજરાતમાં વહેલું-મોડું અવતરણ કર્યું છે અને જો કે એ અવતરણનો આરંભ ગમે ત્યારે થયો હોય પણ ગુજરાતમાં એ પ્રવાહોનું સમગ્ર દર્શન તો આપણને વલભીકાળમાં થાય છે અને તે પછીના લગભગ પાંચસો વર્ષો દરમિયાન ભારતીય સંસ્કાર ગુજરાતીઓના જીવનમાં પચી જઈને જે સંસ્કૃતિ ઉત્પન્ન થઈ તેનો ઝળહળતો પ્રકાશ સોલંકી સમયના વિશેષત, સિદ્ધરાજ કુમારપાળના સમયના ઇતિહાસને ભભકભરી રીતે અજવાળે છે ગુજરાતની પ્રજાની જે જીવનપ્રણાલી એ વખતના સંસ્કારોથી બંધાઈ તે પછીના કાળમાં ટકી રહી છે. ' પણ ભારતના સંસ્કારકેન્દ્રરૂપ મધ્યદેશમાંથી એ સંસ્કારો ગુજરાત જેટલા દૂરના પ્રદેશમાં આવતાં કંઈક પરિવર્તિત થાય એ સ્વાભાવિક છે કાળ અને દેશ બેયની દૂરતાએ સંસ્કારોની જીવનશક્તિ નિર્બળ અને નિર્બળતર કરી. પરિણામે પ્રજાજીવનમાં નવા સંસ્કારો જાગ્રત કરે એવા પ્રતિભાશાળી દ્રષ્ટાઓ તો ગુજરાતમાં કોઈ થયા નથી, પણ જે ભારતીય સંસ્કાર ગુજરાતમાં અવતર્યા તેના શ્રેષ્ઠ પ્રતિનિધિઓ પણ વિરલ દેખાય છે. માનવજીવનને ઘડવામાં—એના સંસ્કારો અમુક કાળમાં વાળવામાં દેશકાળ

અને પરિસ્થિતિ સ્વાભાવિક રીતે જ ઘણો મોટો ભાગ ભજવે છે. પણ ગુજરાતમાં ભારતીય સંસ્કારોને વિશિષ્ટ વલણ અર્થાત્ ગુજરાતી વ્યક્તિત્વ આપવામાં જો કોઈ સંસ્કારોએ બીજા સંસ્કારો કરતાં વધારે પ્રાબલ્ય દર્શાવ્યું હોય તો તે જૈનધર્મે અને વૈષ્ણવધર્મે છે. એ બે માર્ગોના અનુયાયીઓના જીવનવ્યવહારથી સાધારણ રીતે ગુજરાતની સમસ્ત હિંદુ વસ્તીનો જીવનવ્યવહાર ઘણે ભાગે રંગાયેલો છે તે દેખીતું સત્ય છે. એ બે માર્ગોએ કલાઓને, જૈનધર્મે ખાસ કરીને સ્થાપત્યને, જો કે કેટલેક અંશે ચિત્રકલાને પણ, અને વૈષ્ણવધર્મે ખાસ ચિત્રકલા અને સંગીતને જીવતી રાખવામાં ફાળો આપ્યો છે. વળી અહિંસા, દુરાગ્રહનો અભાવ, બાંધછોડની સમાધાનવૃત્તિ, અને દાનવૃત્તિ જેવા સંસ્કારો વધારે ભાગે આ બે સંપ્રદાયોથી અને વેપારી-વૃત્તિથી પોષાઈને ગુજરાતી સ્વભાવના સ્થાયી લક્ષણભૂત બન્યા છે.' (ભારતીય સંસ્કારો. પૃ. ૨૫૭–૨૫૮)

લાંબી ઐતિહાસિક દૃષ્ટિએ જોતા શાસ્ત્રીજીને ભારતના ઇતિહાસમાં લાંબો અવનતિ કાળ દેખાય છે. અને અત્યારની સ્થિતિ વિષે વિચાર કરતા તો તેમને ત્રાસ જ થાય છે. 'રાજ્યપ્રકરણ હમેશા અસત્ય, હિંસા, દ્વેષ અને કુટિલતાથી ભરેલુ પ્રાચીન કાળથી ચાલતું આવ્યું છે, પણ છેલ્લી પચ્ચીશીમા તો એ બધા તત્ત્વો એટલા ભીષણ થયા છે અને રાજ્યપ્રકરણમાંથી પ્રસરીને જીવનવ્યાપી બન્યા છે કે માનવસંસ્કૃતિ ટકી જ નહિ શકે એવી ભીતિ એમને લાગે છે. આપણા દેશમાં પણ 'અનીતિ છેક સરસ્વતીના ગર્ભગૃહ સુધી પહોચી ગઈ છે. આ દુ સ્થિતિ આ દેશમા જ છે એવું પણ નથી. યુરોપ અને અમેરિકાના યુવાનોના જીવનમા અને ત્યા સર્જાતા સાહિત્યમા પણ ધર્મ અને નીતિની ભાવનાનું સ્થાન ગૌણ થઈ ગયું છે. અને કેળવણી તથા સાહિત્યની ઉદ્ધારક યોગ્યતાની ક્ષીણ દશાને પરિણામે, તથા સામાજનતાની આર્થિક સંકડામણની અસરથી, તથા જીવનની અર્થનામરૂપી દિલચસ્પી લોકમાનસમાં દૃઢ થવાને લીધે, નૈતિક શિથિલતાની ગરમ ઘણા કેળવાયેલા લોકોમાંથી પણ નીકળી ગઈ છે.'

આમ એકંદર નિરાશાજનક સ્થિતિ દેખાતા છતાં શાસ્ત્રીજીને શુભ ભાવિની શ્રદ્ધા છે. તેઓ માને છે કે ‘પ્રાચીન વિદ્યાઓ અને કલાઓ ઉપરાંત એક જીવતા પ્રાચીન સંસ્કારઝરણનું વહન ઉપનિષત્કાળથી અખંડ દૃષ્ટાદૃષ્ટ રૂપે આ દેશમા ચાલ્યા કર્યું છે એ છે આધ્યાત્મિક-ધાર્મિક અનુભવરૂપ કે બ્રહ્મસંસ્પર્શરૂપ દિવ્ય ઝરણુ ઉપનિષત્કાળથી આ ગૂઢ આધ્યાત્મિક અનુભવનો અગ્નિ, અગ્નિહોત્રના અગ્નિ પેઠે પ્રચ્છન્ન રહેલો છતાં દરેક યુગમાં કોઇ ને કોઇ ભાગ્યશાળી જીવમા પ્રગટ થતો રહ્યો છે. મધ્યકાળમા કબીર અને નાનક જેવા સતોમા એ અગ્નિ પ્રજ્વળી ઊઠયો હતો.’ (એજન પૃ. ૩૧૩) તેમ આ યુગમા પણ સાચી આધ્યાત્મિકતાવાળા અનેક નાના મોટા સ્ફુલિંગો આ દેશમા થયા છે. તેમા તેઓ રામકૃષ્ણ પરમહંસ, શ્રી અરવિંદ, રમણ મહર્ષિ અને તેમની સાથે મહાત્મા ગાંધીજીને ગણાવે છે ગાંધીજીમા ઉત્તમ ભારતીય સંસ્કારો સાથે માનવજાતીય સસ્કારો (જેમા પશ્ચિમના ઉત્તમ સંસ્કારો પણ આવી જાય)નો સમન્વય થયો છે ઐતિહાસિક દૃષ્ટિએ માનવજાતિ બચવાનો તેમને એક જ માર્ગ દેખાય છે ‘અને તે માર્ગ એટલે શ્રી કૃષ્ણ, બુદ્ધ, ખ્રિસ્ત, રામકૃષ્ણ કે ગાંધીજી જેવા હજાર વર્ષે ઉત્પન્ન થતા એકાદ જીવમા નહિ, પણ માનવજાતિના ઘણા જીવોમા ગીતાપ્રોક્ત સમત્વ-વિચાર અને આચારનું, વ્યક્તિસ્વાતન્ત્ર્ય અને સમાજહિતનું, ધર્મ અને અર્થનુ, ત્યાગ અને વ્યવહારનુ, સંસાર અને શ્રમનું, મન અને શરીરની શક્તિઓનું સમત્વ-પ્રાપ્ત થાય, તથા સત્ય અને અહિંસા તેમ જ જ્ઞાન અને પ્રેમથી પૂર્ણ બ્રહ્મસંસ્પર્શ, ઘણામા સ્વપુરુષાર્થથી જાગે.’ એ આમા ગણાવેલાં દ્વંદ્વો વાગ્વૈભવ બતાવવા મૂકેલા નથી, દરેક સમજીને મૂક્યુ છે અને એમા શાસ્ત્રીજીની જીવન-ફિલસૂફી આવી જાય છે. એમા પૂર્વપશ્ચિમ બન્ને જીવનફિલસૂફી-ઓનો શાસ્ત્રીજીનો સમન્વય છે. અને શાસ્ત્રીજી વિશેષમા એ કહે છે કે અત્યાર સુધી આવા પુરુષો ઇતિહાસમા લાંબે અંતરે આવતા

એ પૂરતું નથી. આ મહાપુરુષોનું સમત્વ, જનતાના સામાન્ય સ્માંજના થર સુધી ઝમીને જવું જોઈએ, એટલે સુધી કે એવા થરમાંથી જ રાજ્યશાસકો આવે ને રાજ્યતંત્ર ચલાવે, નહિતર માનવજાતિ મહાન સંહારના મુખમાં પડેલી છે.

અને શાસ્ત્રીજીએ ઇષ્ટ બ્રહ્મસંસ્પર્શ સિદ્ધ કર્યો હોય કે ન કર્યો હોય, એ તો પોતે તો કહે છે કે એવી કોઈ સિદ્ધિ એમણે પ્રાપ્ત કરી નહોતી. પણ એ આદર્શની સાધનામાં મહાન ચિંતનાત્મક પુરુષાર્થ તો તેમણે કરેલો છે જ, અને એ ચિંતનને લીધે એમના જીવનમાં એ આદર્શને વિઘ્નરૂપ કોઇ વૃત્તિ કે કાર્યે એમના જીવનને વિક્ષુબ્ધ કર્યું નથી. એમના સંસર્ગમાં આવતા દરેકે એમના સ્વભાવની ઋજુતા, આસ્તિકતા અને એક સામાન્ય મૈત્રીભાવ અનુભવ્યો હશે. એમને કોઇ સત્તાનો લોભ કે મહત્તાની જમાનો મોહ સ્પર્શ્યો નથી. એક સરખું, પ્રશમ, લક્ષ્યગામી, તેમનું જીવન વહી રહ્યું છે. એમના જીવનનું એક લક્ષ ખેંચે એવું વલણ તે પોતાના હિત માટે કશો પણ પ્રયત્ન ન કરવો એ ઘણાને આશ્ચર્યકારક લાગશે, ઘણા એ વાત કદાચ માને પણ નહિ. અત્યારના ધમાલિયા, જાહેરખબરિયા, તીવ્ર સ્પર્ધાવાળા દેશકાળમાં એવું જીવન ઘણાને માટે અશક્ય જ હોય એ સમજી શકાય એવું છે. એવા જીવનના વહેણમાં પડીને પણ કેવળ નિર્મળ નિરહંકાર રહી લોકસેવા લોકોન્નતિ કરી શકાય છે. એનું દૃષ્ટાંત મહાત્મા ગાંધી છે. પણ ઘણાને તો એ જીવન, અનબુદ્ધિને અસ્થિર અને પ્રમત્ત કરનાર અને અહંકારને સર્વભક્ષી—ભક્ષકી બનાવનાર નીવડે એ સંભવિત છે. એવા દેશકાળમાં, શાસ્ત્રીજીના જેવી જીવનદૃષ્ટિ બીજું કાંઈ નહિ તો જીવનનાં અનિષ્ટ બળોને વધારે બહેકાવતી નથી, કંઈક પણ શમાવે છે. અને એમ રહેતા છતાં પણ માણસને પોતાની બધી શક્તિઓ પ્રકટ કરવાની તક મળી રહે છે એનું દૃષ્ટાન્ત શાસ્ત્રીજીના જીવનમાંથી મળી રહે છે.

એમનું લેખનકાર્ય જોતાં કોઈને લાગે કે એ સ્વભાવે બહુ ગંભીર હશે, પણ એ વિનોદી અને આનંદી સ્વભાવના હતા, અને

અનેક વિષયના રસજ્ઞ હતા. કંઈ પણ ચર્ચા થતા એમના મોમાથી સાચી જ વાત નીકળી પડે એવો એમનો સ્વભાવ હતો. છતા એ બહુ માયાળુ સ્વભાવના હતા, એમનાથી કોઈ જ દુભાયું નહિ હોય એમ હું માનું છું. અસાધ્ય વ્યાધિથી નિરંતર પીડાતા છતા, એમણે હમેશા મનની સ્વસ્થતા જાળવી રાખી છે. સામાન્ય વ્યાધિઓની પ્રક્રિયાઓને અને દવાની ક્રિયાઓને એ પોતાના એ વિષયના જ્ઞાનથી સમજતા અને એની સમજમાથી પણ એક પ્રકારની માનસિક સ્વસ્થતા મેળવતા સમાજની દુર્ઘટનાઓ પણ એ એ રીતે જ સમજતા અને અનિવાર તરફ શાસ્ત્રવિહિત ઉપેક્ષા રાખતા. છેવટના લાબા મંદવાડમા પણ તેમણે મનની સમતા જાળવી રાખી હતી એટલુ જ નહિ, પણ પોતાની ગભીર સ્થિતિ જાણીને તેનો પણ વિનોદ કરતા પ્રો. બેટાઈ તેમની તબિયત જોવા ગયેલા. તેમણે જવા માટે રજા માગી ત્યારે શાસ્ત્રીજી કહે 'રજા તો હવે મારે તમારી સૌની લેવાની છે!'

તેમનુ મિત્રમંડળ મોટુ હતુ. સદ્‌ગત મણિશકર રતનજી ભટ્ટ (કાન્ત), પ્રો બળવતરાય ઠાકોર, અને સદ્‌ગત નૃસિંહરાવ ભોળાનાથ, રણજિતરામ વાવાભાઈ સાથેનો એમનો સંબંધ આપણે જોઈ ગયા શ્રીયુત ક મા મુનશી સાથે તેમને ઘણો જૂનો સબંધ હતો એ મૈત્રી અગત તેમ જ સમાન-વિદ્યાપ્રીતિની હતી, અને ભારતીય વિદ્યાભવન સ્થપાતા શાસ્ત્રીજીએ તેમા અધ્યાપકનુ સ્થાન સ્વીકાર્યું હતુ. એ રીતે જ મુનિશ્રી જિન-વિજયજી સાથેનો તેમનો સબધ પણ એવો જ સમાનધર્મીનો હતો પાછળથી તો શ્રી લાભશંકર પ્રભુરામ ભટ્ટ, જેમણે કાન્તના અને સદ્‌-ગત કવિ ન્હાનાલાલના સુંદર સસ્મરણો લખ્યા છે, તેઓ પણ શાસ્ત્રીજીના અતરંગ મિત્ર હતા અનેક સાહિત્યકારો અને સાહિત્યરસિકના તેઓ સમાન મિત્ર હતા. તેમણે બધાને સદ્‌ભાવ આપ્યો છે અને બધાનો સદ્‌ભાવ ઝીલ્યો છે.

મારે શાસ્ત્રીજી સાથે તેઓ ગોકુળમા હતા ત્યારનુ પિછાન, અને અભ્યાસને અગે હુ મુબઈ રહ્યો તે દરમિયાન અમારો સબધ વધારે

ધન થયો. વ્યવસાયને અંગે અમે જુદા પડયા પણ મેં ગુજરાત વિદ્યાપીઠમાં સ્થાન લેતા અમે ફરી નિકટ આવ્યા અને ત્યારથી અમારો સબંધ નતર વધતો ગયો છે અને હમેશાં તેમનો સ્નેહ અને શુભેચ્છા મળેલા છે એમની સાથેની અનેક મુલાકાતના સ્મરણો મારા મનમાં હમેશા મ રાઇ રહેશે. તેમની સાથેની વાતચીત, તેમની ભાવોર્મિથી ઉત્સાહિત અને વિદ્યાથી રસિક બનતી વાતચીતમા પણ મને અનેક વાર એમની સેવાના સ્ફુરણો દેખાયા છે.

એકવાર ઉદેપુરના રાણાનો મૂલપુરુષ નાગર છે એ વાત નીકળતા તેમણે કહ્યુ કે એ જ રીતે ચોહાણોનો મૂળપુરુષ પણ વત્સગોત્રી હતો એવો ઉલ્લેખ છે અને આગળ ચાલતા કહે છે કે નાગરોમા વત્સગોત્ર માત્ર પ્રશ્નોરામા જ છે, એ વાતનું અનુસંધાન અહીં કરીએ તો પ્રશ્નોરાઓનો કોઈ પૂર્વજ એ હતો એમ ગણાય આ વાત સ્પષ્ટ રૂપે તેમણે ક્યાય કહી છે કે નહિ તે હુ જાણતો નથી, પણ કહી હોય તોપણ મારે અહીં વક્તવ્ય એ છે કે એમની સાથે વાત કરતા ક્યારે પણ મે એમના વિચારો જરા પણ નાત્યની ટૂકી દૃષ્ટિથી કુંઠિત થયેલા જોયા નથી મે આગળ કહ્યુ છે ને ફરી કહુ કે એમણે પ્રશ્નોરા જ્ઞાતિના અનેક ઉત્તમ સસ્કારો બાળવયમા પૂરા ગ્રહણ કર્યા છે, પણ એમની બુદ્ધિકલ્પના એવી સીમિત થઇ નથી એમની દૃષ્ટિ સમગ્ર ભારત અને માનવતાનું સમાલબન કરીને ચાલી છે

એકવાર કોઈ સદર્ભમા એમણે નીચેનો શ્લોક કહ્યો'

सुवर्णपुष्पितां पृथ्वीं लुनन्ति पुरुषास्त्रय ।
शूरश्च कृतविद्यश्च यश्च जानाति सेवितुम् ॥*

'જે સેવા કરી જાણે છે' એમ કહીને શ્લોક રચનારે લોકસેવાને મહત્ત્વ આપ્યુ છે એવો પક્ષ રજૂ થતાં તેમણે કહ્યુ કે 'સેવા એટલે

* ત્રણ પુરુષો સુવર્ણપુષ્પોવાળી પૃથ્વીને ચૂંટે છે શૂરવીર, વિદ્યાવાન અને જે સેવા કરી જાણે છે તે.

અહીં 'રાજસેવા' રાજાની સેવા કરતાં આવડે તો મનમાં શ્રીમંતાઈ આવ્યા વિના ન રહે. રાજાની મહેરબાનીથી, નહિતર ઉચ્ચ-પદવીની આનુષંગિક આવકથી એમ એમને અર્થ કરવામાં વાસ્તવિક પરિસ્થિતિનું યથાર્થ અનુસંધાન રહેતું. એકવાર નાણાંબજારની ઊથલપાથલમાં શેરના ભાવો ઘટી ગયા ત્યારે કહે, આપણા પૂર્વજોએ સાચું કહ્યું છે धनमर्धधनं पशुधनमधनम्–ધન અર્ધધન છે, પશુધન તો અધન જ છે. રોગચાળો ફાટી નીકળે અને બધાં પશુઓનો નાશ થાય. એ શ્લોક તેમને આખો યાદ નહોતો, પણ તેના ટુકડા અને અર્થો તેમણે આપતાં મેં આખો કરી તેમને લખી જણાવ્યો:

धनमर्धधनं पशुधनमधनं भवति च धनं च धान्यमपि ।
उत्तमधनं त्रैयमिदं विद्या भूः शोभनं मित्रम् ॥ *

તેમણે આ પાઠ સ્વીકાર્ય ગણ્યો હતો.

પણ અત્યારે આ શ્લોક મને અત્યારના જુદા જ સંદર્ભમાં યાદ આવે છે. શાસ્ત્રીજી પોતે, આખા જીવન દરમિયાન, વચલા ધનપ્રકાર સિવાયના વિદ્યા અને શોભન મિત્રરૂપ ધન માટે જ સદા ઉત્સુક રહ્યા છે. એઓ જતાં મને લાગે છે, મારા એક વિદ્યાવાન શોભન મિત્ર ગયા ! મારા જ નહિ–ઘણાના.

જેમના જેમના સંસર્ગમાં તેઓ આવ્યા હશે તે બધાનાં મન ઉપર, એક સૌજન્યમય, કાર્યપરાયણ, સદાઉદ્યમી છતાં સદા શાન્ત અને માનવતાના હિતચિન્તક બ્રાહ્મણજીવનની છાપ તેઓ મૂકતા ગયા હશે. અને તેમણે આપેલો સાહિત્યફાળો, તેમની સત્યનિષ્ઠા, ચિન્તન, તટસ્થતા અને શુભાશયની હમેશાં શાખ પૂરશે.

તા. ૪–૯–૫૩ રામનારાયણ વિ. પાઠક

* ધન અર્ધધન છે, પશુધન અધન છે, ધાન્ય પણ ધન ગણાય છે, પણ ઉત્તમ ધન આ ત્રણ છે: વિદ્યા, ભૂ (સ્થાવર મિલકત) અને શોભન મિત્ર.

# શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

## (જીવનના બનાવોની સાલવારી)

| ઈ. સ. | |
|---|---|
| ૧૯૮૨ | : જન્મ. સ્થળ જામનગર. મંગળવાર, ૨૪ જાન્યુ. |
| ૧૮૯૬ | : પ્રથમ લગ્ન. |
| ૧૮૯૯ | : પિતાશ્રી કેવળરામ શાસ્ત્રી પાસે ગોંડળમાં સંસ્કૃત અભ્યાસ શરૂ કર્યો. |
| ૧૯૦૦ | : પ્રથમ પત્નીનું મૃત્યુ. ગોંડળની શાળામાંથી અંગ્રેજી છઠ્ઠા ધોરણથી અભ્યાસ છોડયો. |
| ૧૯૦૧ | : રાજકોટમાં લક્ષ્મણ મેરામ કેમિકલ લેબોરેટરીમાં અભ્યાસ માટે જોડાયા. |
| ૧૯૦૩ | : આ અભ્યાસ પૂરો થયો. પાસ થયા. |
| ૧૯૦૪ | : મુંબઈ આવી પહેલી નોકરી જનરલ પોસ્ટ ઓફિસમાં શરૂ કરી. |
| ૧૯૦૫ | : નોકરી છોડી દેશમાં ગયા. |
| ૧૯૦૫ | : દ્વિતીય લગ્ન સ્વ. શ્રી જુગતરામ શંકરપ્રસાદનાં બહેન જોડે. |
| ૧૯૦૫-૬ | : પ્રથમ માતાનું અને પછી દ્વિતીય પત્નીનું અવસાન. |
| ૧૯૦૬ | : કવિશ્રી કાન્ત નીચે ઋગ્વેદના ભાષાંતરનું કામ હાથમાં લીધું. |
| ૧૯૦૭ | : પિતા અને નાના ભાઈ સાથે પ્રથમ યાત્રા. |

ઈ. સ.

૧૯૦૮ : તૃતીય લગ્ન સ્વ. શ્રી ચંદુલાલ જટાશંકરનાં બેન જોડે.

૧૯૧૦ : ઝંડુ ફાર્મસીની મુંબઈમાં સ્થાપના. એમાં જોડાયા.

૧૯૧૪ : પિતાનું મૃત્યુ.

૧૯૧૫ : મદ્રાસના વૈદ્ય-સંમેલનમાં હાજરી.

૧૯૧૭ : એમના તંત્રીપદ નીચે ઝંડુ ફાર્મસીએ 'આયુર્વેદ-વિજ્ઞાન' નામનું માસિક શરૂ કર્યું.

૧૯૧૯ : પુત્રી હેમલતાનો જન્મ.

૧૯૧૯–૨૦ : શ્રી જયકૃષ્ણ ઈન્દ્રજી સાથે વનસ્પતિના જ્ઞાન માટે બરડામાં (પોરબંદર) ફર્યા.

૧૯૨૦ : ઇન્દોરના વૈદ્ય-સંમેલનમાં હાજરી. ત્યાંથી પાછા ફરતાં લાહોર અને હરદ્વાર—એ સ્થળો જોયાં.

૧૯૨૮ : નાના ભાઈ મગનભાઈનું અવસાન.

૧૯૨૮ : નડિયાદની ૯ મી સાહિત્યપરિષદમાં હાજરી.

૧૯૩૦ : પુત્રી સ્નેહલતાનો જન્મ.

૧૯૩૫ : કાશીમાં વૈદ્યપરિષદમાં હાજરી પાછા ફરતાં આગ્રા મથુરા વગેરે સ્થળોની મુલાકાત

૧૯૩૬ : અમદાવાદની ૧૨ મી ગુ. સા. પરિષદમાં હાજરી.

૧૯૩૭ : કરાચીની ૧૩મી પરિષદના ઇતિહાસ-વિભાગના પ્રમુખ ચૂંટાયા. માંદગીને લીધે ગેરહાજરી.

૧૯૩૭ : મિત્રો શ્રી. મોહનભાઈ, શ્રી અમૃતલાલભાઈ તથા શ્રી ભગવાનલાલ ત્રિભુવનનું મૃત્યુ.

૧૯૩૮ : નાગપુરમાં ભરાયેલ નિ. ભા. વૈદ્યસંમેલનમાં હાજરી. મિત્ર ભગવાનલાલ ગિરજાશંકરનું અવસાન

૧૯૩૯ : પાટણમાં ભરાયેલ હૈમસારસ્વતસત્રમાં હાજરી. મહીસુર, રામેશ્વર, મદુરા, કાંચી વગેરે સ્થળોની યાત્રા.

ઈ. સ.

૧૯૩૯-૪૦ : ભારતીય વિદ્યાભવનની સ્થાપના. એમાં ભાગવતધર્મના અવૈતનિક પ્રાધ્યાપક નિમાયા. એમના તંત્રીપદ નીચે ચાલતું 'આયુર્વેદવિજ્ઞાન' બંધ થયું.

૧૯૪૭ : મુંબઈ વિદ્યાપીઠ તરફથી અપાતી ઠક્કુર વિસનજી વ્યાખ્યાનમાળામાં "ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ" એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યું.

૧૯૪૮ : જામનગરની આયુર્વેદ કૉલેજમાં જોડાવા આમંત્રણ-તેનો અસ્વીકાર.

૧૯૪૯ : મિત્ર શ્રી. જુગતરામ શંકરપ્રસાદનું અવસાન.

૧૯૫૨ : મૃત્યુ. સપ્ટેમ્બર ૨૯, સોમવાર

⊙

## સાહિત્ય-પ્રવૃત્તિ

ઈ. સ.

૧૯૦૯ : રાજકોટની ૩ જી ગુ. સાહિત્ય પરિષદ વખતે એમનો 'ઋગ્વેદની વ્યાખ્યા' નો નિબંધ છપાયો.

૧૯૧૫ : સુરતની સાહિત્ય પરિષદ વખતે 'ગુજરાતનું વૈદક સાહિત્ય' નામનો નિબંધ આપ્યો.

૧૯૧૭ : એમના તંત્રીપદ નીચે 'આયુર્વેદવિજ્ઞાન' નામનું માસિક શરૂ થયું.

૧૯૧૭ : વૈષ્ણવધર્મનો ઇતિહાસ.

૧૯૧૮ : માધવનિદાનનું ભાષાંતર સુધાર્યું-આળંકાનો વૈદ્ય.

૧૯૨૦ : મંડુ ભટ્ટનું જીવનચરિત્ર.

૧૯૨૧ : શૈવધર્મનો ઇતિહાસ.

## વિભાગ ૨ જો : ઐતિહાસિક



## વિભાગ ૩ જો : આયુર્વેદ



## વિભાગ ૪ થો : અવલોકનો



## વિભાગ ૫ મો : પત્રો

ઇ. સ.

૧૯૨૨ : પ્રશ્નોરા જ્ઞાતિના હાલાર વિભાગના તૈયાર થયેલ વસ્તિપત્રકમાં 'પ્રશ્નોરા જ્ઞાતિનું દિગ્દર્શન' નામનો નિબંધ આપ્યો.

૧૯૨૮ : ગુજરાતનાં તીર્થસ્થાનો.

૧૯૩૧ : પુરાણવિવેચન.

૧૯૩૨ : પ્રબંધચિન્તામણિ—સંસ્કૃત મૂળનું સંશોધન.

૧૯૩૨ : ગુજરાતના મધ્યકાલીન હિન્દુ—રાજપૂત—યુગના ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો.

૧૯૩૪ : પ્રબંધચિંતામણિ—ગુજરાતી અનુવાદ.

૧૯૩૬ : શૈવધર્મના ઇતિહાસની સુધારેલી આવૃત્તિ બહાર પડી.

૧૯૩૭ : ફરી તૈયાર થયેલ જ્ઞાતિના હાલાર વિભાગના વસ્તિપત્રકમાં જ્ઞાતિની વર્તમાન સ્થિતિ ઉપર નિબંધ આપ્યો.

૧૯૩૭ : ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ ભા. ૧

૧૯૩૯ : ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ ભા. ૨

૧૯૩૯ : વૈષ્ણવધર્મના ઇતિહાસની સુધારેલી આવૃત્તિ બહાર પડી.

૧૯૪૧ : ઐતિહાસિક સંશોધન ( છૂટા લેખો તથા નિબંધોનો સંગ્રહ)

૧૯૪૨ : આયુર્વેદનો ઇતિહાસ.

૧૯૪૨ : પંડિત ભગવાનલાલ ઇન્દ્રજીનું જીવનચરિત્ર.

૧૯૪૮ : ૧૯૩૭ ના જ્ઞાતિના વસ્તિપત્રકની બહાર પડેલ બીજી આવૃત્તિમાં જ્ઞાતિની વર્તમાન સ્થિતિ ઉપર સુધારેલો નિબંધ આપ્યો.

૧૯૫૦ : ભારતીય સંસ્કારો—તેનું ગુજરાતમાં અવતરણ.

૧૯૫૩ : ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ ( બીજી આવૃત્તિ) બહાર પડવામાં છે.

રવીન્દ્ર ચંદુલાલ ભટ્ટ

# અ નુ ક્ર મ

## વિભાગ ૧ લો : સંસ્કૃતિ અને સામાજિક

# ૧

## સંસ્કાર એટલે શું ?*

સંસ્કૃતિ અને સંસ્કાર એ બે શબ્દો અનન્યાર્થ છે. પ્રાચીનોએ સંસ્કૃતિ શબ્દનો બહુ વ્યવહાર નથી કર્યો પણ સંસ્કાર શબ્દનો પુષ્કળ અને એક કરતાં વધારે અર્થમાં ઉપયોગ કરીને એને મહાર્થવાહક બનાવ્યો છે.

સંસ્કાર શબ્દના બે મુખ્ય અર્થનો હવે વિચાર કરીએ. યોગસૂત્રના વ્યાસભાષ્યમાં સંસ્કાર શબ્દનું નીચે પ્રમાણે વિવરણ મળે છેઃ 'ક્લિષ્ટ અને અક્લિષ્ટ બે જાતની વૃત્તિઓ છે. આ વૃત્તિઓથી તે તે જાતના સંસ્કારો જન્મે છે અને સંસ્કારોથી પાછી વૃત્તિઓ ઉદ્ભવે છે. આ રીતે વૃત્તિ અને સંસ્કારનું ચક્ર હંમેશા ચાલ્યા કરે કરે છે.' (યો. સૂ. ૧–૬.)

આ વચનમાંથી સંસ્કાર શબ્દનો અર્થ આધુનિક માનસશાસ્ત્રના Dispositions and Traces જેવો નીકળે છે. કારણ કે યોગસૂત્રકાર 'પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ' (યો. સૂ. ૧–૬) એ પ્રમાણે પાંચ વૃત્તિઓ ગણાવે છે. અને ક્લિષ્ટ તથા અક્લિષ્ટ

---

* 'ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ' એ વિષય સંબંધી મુંબઈ યુનિવર્સિટીનાં ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો ડિસેંબરની તા. ૨ થી ૬ સુધીમાં આપ્યાં તેનાં પહેલા વ્યાખ્યાનનો આરંભનો ભાગ અહીં લેખ રૂપે આપ્યો છે.

એ રીતે આ વૃત્તિઓની દ્વિવિધતાનુ સ્પષ્ટીકરણ કરતા 'અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ' (યો સૂ. ૨-૩) એ પ્રમાણે પાચ ક્લેશો ગણાવે છે માનસશાસ્ત્રીય મીમાંસાના ઊંડા પાણીમા ઊતર્યા વગર ઉપરના વચનોને મેળવીને વિચારતા એનુ તાત્પર્ય નીકળે છે કે યોગશાસ્ત્રોક્ત સંસ્કારપિંડમા બુદ્ધ્યાત્મક (Cognitive), રાગ દ્વેષપ્રયત્નાત્મક (Conative) અને સુખદુ ખાદિભાવાત્મક (Affective) ત્રણેય જાતના વલણો (Dispositions) અને મન ઉપર પડતી છાપો (Traces, impressions) એમ બેય અર્થનો સમાવેશ થાય છે લોકમા પણ 'વલણ' અને 'ટેવ'ના અર્થમા સંસ્કાર શબ્દ વપરાય છે જ બૌદ્ધ પ્રતીત્યસમુત્પાદવાદમા સંસ્કાર આવા અર્થમા વપરાયો છે.

યોગભાષ્યમા વળી સંસ્કાર બે જાતના ગણ્યા છે (૧) વાસનારૂપ અને (૨) ધર્માધર્મરૂપ સંસ્કારશબ્દનો આ 'વાસના' અર્થ પણ લોકવ્યવહારમા પ્રચલિત છે શુભ કે ઊંચા સંસ્કારો ઊંચે લઈ જાય છે અને અશુભ કે હલકા સંસ્કારો નીચે ખેચી જાય છે એ પણ યોગભાષ્યમા કહ્યુ જ છે

સંસ્કાર શબ્દનો ઉપર જે 'છાપ' 'વલણો' અને 'વાસના'રૂપ અર્થ કહ્યો તેથી જુદો 'ઓપ' (પોલીશ) જેવો અર્થ સંસ્કાર શબ્દનો છે ધાતુઓના વાસણને ઓપ આપવાની ક્રિયાને સંસ્કાર કહી શકાય પણ હશે શિષ્ટવ્યવહાર શુ છે તે જોઈએ શંકરાચાર્ય કહે છે કે—

संस्कारो हि नाम संस्कार्यस्य गुणाधानेन वा स्याद् दोषापनयनेन वा।

(બ્ર સૂ શા ભા ૧-૧-૪નુ ભાષ્ય)

મતલબ કે 'સંસ્કાર બે રીતે થાય છે (૧) ગુણાધાન વડે અને (૨) દોષાપનયનથી' અને આ શાકર વચન ઉપર ટીકા કરતા વાચસ્પતિમિશ્ર દાખલા આપે છે કે બિજોરાના ફૂલમા લાખનો રસ સીંચવાથી લાખ જેવા રંગનુ ફળ ઉત્પન્ન થાય છે એ થયો ગુણાધાનથી સંસ્કારનો દાખલો અને મેલા અરીસાને ઈંટ વગેરેના ચૂર્ણથી ઘસીને સાફ

કરવાથી અરીસો ચળકાટ મારે છે એ થયો દોષાપનયનથી સંસ્કારનો દાખલો.' બિજોરાંના ફૂલનો દાખલો સાચો છે કે નહિ તે હું નથી જાણતો. પણ સંસ્કાર શબ્દનો 'આ ગુણાન્તરાધાન' અર્થ આયુર્વેદમાં પ્રસિદ્ધ છે.[1] ચરકે પાણી, અગ્નિ વગેરેને ગુણાન્તરાધાનનાં સાધન માન્યાં છે. અગ્ન્યાદિથી ધાતુઆદિમાં ગુણાન્તરાધાન આધુનિક વિજ્ઞાનને માન્ય છે જ. ટૂંકામાં ગુણાધાનદ્વારા અને દોષોને દૂર કરીને એમ બે રીતે સંસ્કાર કરવાયોગ્ય જડ વસ્તુઓને સંસ્કારી શકાય છે એટલું જ વક્તવ્ય છે.

સંસ્કાર શબ્દનો અર્થ સ્પષ્ટ કરવા માટે જડ વસ્તુના સંસ્કારનો દાખલો લીધો છે. પણ પ્રસ્તુત તો છે મનુષ્યના સંસ્કારનો વિચાર. જો કે શરીરની સ્નાનાદિથી શુદ્ધિ માટે 'શરીરસંસ્કાર' શબ્દનો વ્યવહાર થાય છે. પરંતુ અહીં તો મનુષ્યનાં મન, બુદ્ધિ, લાગણી, અહંકાર વગેરેનાં ઓપ—કેળવણી સંસ્કાર શબ્દથી ઉદ્દિષ્ટ છે.

જન્મના જાયતે શૂદ્રઃ સંસ્કારૈર્દ્વિજ ઉચ્યતે । B.P.

અર્થાત્ જન્મથી માણસ દ્વિજ નથી, દ્વિજ તો સંસ્કાર વડે થાય છે. આ વચનમાં સ્મૃત્યુક્ત ઉપનયનાદિ સંસ્કારો—એ માટેનાં શાસ્ત્રોક્ત કર્મો જ વિવક્ષિત છે એમ ન ગણતાં ઉપનયનાનન્તર પ્રાપ્ત બ્રહ્મચર્ય અને વિદ્યાર્જન પણ વિવક્ષિત છે એમ ગણીએ, મતલબ કે વિશાળ દૃષ્ટિથી મનુ આદિના એતદ્વિષયક સમગ્ર નિરૂપણને ધ્યાનમાં લઈ ને વિચારીએ તો ઉપલા વચનનું એવું તાત્પર્ય નીકળે છે કે મનુષ્ય સ્વાભાવિક રીતે પશુ અથવા પામર છે અને સંસ્કારથી એ સાચું—માનવતાવાળું એટલે કે સંસ્કારી માણસ થાય છે. સંસ્કાર શબ્દની આટલી ચર્ચાથી એટલું સ્પષ્ટ થયું હશે કે સંસ્કાર શબ્દનો જે 'ઓપ'–'પોલીશ' અર્થ છે

---

૧. संस्कारो हि गुणान्तराधानमुच्यते । ते गुणास्तोयाग्निसन्निकर्षशौचमन्थनदेशकालवासनभावनादिभिः कालप्रकर्षभाजनादिभिश्चाधीयन्ते ।

(ચરક વિ. અ. ૧.)

તે બાહ્ય સાફસૂફીને નહિ પણ માનવઅંતરના ઓપને—ચળકાટને લક્ષ્ય કરે છે. જેથી માણસની રહેણીકરણી, લાગણી, બુદ્ધિ, બધુ સમાજમાં દીપી ઊઠે. બીજી રીતે કહીએ તો જે કેળવણીથી માણસમાં સમાજહિતલક્ષી અને આધ્યાત્મિક ગુણો વધે એનું નામ સંસ્કાર. શંકરાચાર્ય કહે છે તેમ દોષાપનયનની અથવા ગુણાધાનની એમ બેમાંથી એકની નહિ પણ દોષાપનયન અને ગુણાધાન બેયની સંસ્કારમાં આવશ્યકતા છે.

સંસ્કાર શબ્દનો આ અર્થ અંગ્રેજીમાં 'કલ્ચર'ના અર્થને મળતો છે. પણ આપણે શંકરે કરેલા અર્થને વળગીને જ આગળ ચાલીએ તો માનવચિત્તના સંસ્કારથી દૂર કરવા યોગ્ય દોષો એટલે મનુષ્યજીવનના મૂળમાં વળગેલી પશુસામાન્ય સ્વાભાવિક વાસનાઓ,—જેમાં મુખ્ય છે રાગ, દ્વેષ, મોહ અને ભય અને અનેક પેઢીઓની અવિદ્યા, ભય, રાગ, દ્વેષાદિપ્રેરિત પ્રવૃત્તિઓથી લોહીમાં રૂઢ થયેલી પામર જનોમાં સામાન્ય રીતે જોવામાં આવતી આદતો. આ દ્વિવિધ દોષોનું અપનયન તે દોષાપનયન, અને ગીતામાં દૈવીસંપત્તિમાં જે ગણાવ્યા છે તે અને તત્સદૃશ ગુણોનું ચિત્તમાં આધાન તે ગુણાધાનઃ એમ સરળતા ખાતર ગણી લઈને, આ પ્રકારનું દોષાપનયન અને ગુણાધાન એનું નામ સંસ્કાર—એટલી આદર્શસંસ્કારની વ્યાખ્યાથી સંતોષ માનીને આગળ ચાલીએ.

આ પ્રકારના સંસ્કાર એ શુભ સંસ્કાર છે. શુભ સંસ્કાર માટે જ સાધારણ રીતે 'સંસ્કાર' શબ્દ વપરાય છે, અને તે યોગ્ય જ છે. કારણ કે અશુભ સંસ્કાર કે કુસંસ્કાર જેને કહી શકાય તેમા ચિત્તને ચળકાટ આપવાનો—દીપાવવાનો સ્વભાવ જ નથી. યોગશાસ્ત્રમાં જેને ક્લેશો કહેલ છે અને બીજાં શાસ્ત્રોમાં જેને દોષ કહેલ છે તે અવિદ્યા, ભય, રાગ, દ્વેષથી ઉત્પન્ન થયેલ વલણો અને ટેવોનું જ યોગશાસ્ત્રોક્ત નામ અશુભ સંસ્કાર છે.

હવે માનવચિત્તના વિકાસની ભિન્નભિન્ન ભૂમિકાને અનુસરી

વ્યક્તિમાં શુભાશુભ સંસ્કારનું મિશ્રણ તથા શુભ સંસ્કારમાં પણ ઉચ્ચાવચ ભૂમિકા હોય એ સ્વાભાવિક છે. જ્યારે એક સમાજમાં તો ઉચ્ચ ભૂમિકાના શુભ સંસ્કારવાળાં કેટલાંક માણસો હોય ત્યારે બીજાં અશુભ સંસ્કારથી ભરેલાં પણ હોય. પરંતુ કોઈ પણ પ્રજાના શ્રેષ્ઠ વિચારકો અને દ્રષ્ટાઓનો તો ઉચ્ચતમ સંસ્કારોને આદર્શ તરીકે સ્થાપવાનો હંમેશાં પ્રયત્ન હોય છે.

ઉપર સંસ્કારનો જે વિચાર કર્યો છે તેમાંથી વ્યક્તિના સંસ્કારનો જ અર્થ નીકળે છે. પ્રાચીનોના ગર્ભાધાનાદિ સંસ્કારવિચારમાં એ જ અર્થ રહેલો છે. અને શાસ્ત્રોક્ત વિધિથી નહિ પણ કેળવણીથી કોઈ પણ વ્યક્તિના જીવનને ઓપ જરૂર મળે છે. પણ એ ઓપ ઘણાખરા લોકોના જીવનમાં તો બાહ્ય જ રહે છે પણ તીવ્ર સંવેગયુક્ત અમુક વ્યક્તિઓના ચિત્તના સર્વ પ્રદેશમાં ઓપ ઊંડો ઊતરી જાય અને તેના ચિત્તની સર્વ ભૂમિકાઓને અજવાળે એમ પણ બને છે. આ આપણે ઉપર અર્થ કર્યો તે અર્થ પ્રમાણેના શુભ સંસ્કારવાળાં શ્રેષ્ઠ માણસો અને એવાં માણસોએ આપેલી કેળવણીથી, તેઓનાં ચારિત્રના દાખલાથી, તથા ક્વચિત્ કાંઈક વારસાના બળથી તેઓની પ્રજામાં એ સંસ્કારો થોડેઘણે અંશે ઊતરે, અને ચિત્તની આવી સંસ્કારી સ્થિતિ કેટલીક પેઢીઓ સુધી જે સમાજમાં ઊતર્યા કરે અને કેળવાયા કરે તેમાં પછી એ સ્વભાવ બની જાય ત્યારે એને આપણે તે તે સમાજના સંસ્કારો કહીએ છીએ. આમાં સંસ્કાર શબ્દના બેય અર્થ રહેલા છે.

હવે મનુષ્યજીવનમાં ફેરફાર બે રીતે થાય છે : એક પરિસ્થિતિના દબાણથી અને બીજું મનુષ્યોના પુરુષાર્થથી. જીવન ટકી રહેવા માટે પરિસ્થિતિને અનુકૂળ પરિવર્તન પ્રાણીમાત્રના જીવનમાં થયા કરે છે. મનુષ્ય પણ એક પ્રાણીજાતિ એટલે તેના જીવનમાં પણ પરિસ્થિતિને અનુકૂળ ફેરફારો થાય એ સ્વાભાવિક છે. પણ આ

પરિસ્થિતિના દબાણથી થતા ફેરફારને સંસ્કાર નહિ કહેવાય. સંસ્કાર તો માણસે સમજીને પ્રયત્નપૂર્વક પોતાનાં મન, બુદ્ધિ વગેરેને આપેલી કેળવણીને જ કહી શકાય. એક વ્યક્તિ પ્રયત્ન કરે તો પોતાની પામરતા ટાળીને સંસ્કારિતા મેળવી શકે; જૂના સંસ્કારોમાં—વલણોમાં ફેરફાર કરીને નવા ઉચ્ચતર સંસ્કાર પ્રાપ્ત કરી શકે; અને એથી ઊલટું પ્રમાદથી પોતાના ઉચ્ચ સંસ્કાર છોડીને પામરતાના ગર્તમાં પડી શકે. મહાભારતમાં યથાર્થ જ કહ્યું છે કે:—

प्रमादं वै मृत्युमहं ब्रवीमि अप्रमादममृतत्वं ब्रवीमि ।

મતલબ કે પ્રમાદથી આવેલી પામરતા એ જ મૃત્યુ અને અપ્રમાદથી પ્રાપ્ત થતી સંસ્કારિતા એ જ અમરતા. અને આ સંસ્કારિતા વ્યક્તિજીવનમાં જ મર્યાદિત રહે એવો કોઈ નિયમ નથી. જ્યારે કોઈ પણ પ્રજાના સમર્થ અને પ્રતિભાશાળી દ્રષ્ટાઓ અપૂર્વ આર્ષદૃષ્ટિથી માનવજીવનને અજવાળે અને ઉચ્ચતર કરે એવાં આધ્યાત્મિક, ધાર્મિક, શીલવિષયક અને સૌન્દર્યવિષયક સત્યોનું દર્શન કરીને સંસ્કારનો એક આદર્શ ઊભો કરે અને તદનુસાર ઉપદેશ, કેળવણી અને આચરણદ્વારા એક સમાજને પામરતામાંથી ઉદ્ધારી, સંસ્કારી જીવનને માર્ગે દોરે અને એવા સંસ્કારી જીવનની નવી દૃષ્ટિરૂપ ફિલસૂફીથી અનુપ્રાણિત કવિઓ, કલાકારો, વિદ્વાનો, વૈજ્ઞાનિકો આદિ તે તે પ્રજાના શ્રેષ્ઠ માણસો અનેકવિધ વિદ્યાઓ અને કલાકૃતિઓનું અભૂતપૂર્વ ભવ્ય સર્જન કરે ત્યારે એ સમગ્ર સર્જનસમૂહને તથા તેની અધિષ્ઠાનભૂત જીવનદૃષ્ટિને અનુસરતી એ પ્રજાની જીવનચર્યાને આપણે સંસ્કૃતિ[1] કહીએ તો ખોટું નહિ એમ મને લાગે છે.

---

૧. સંસ્કૃતિ શબ્દ અંગ્રેજી 'કલ્ચર' તથા 'સિવિલિઝેશન' બેયના પર્યાય તરીકે આપણે ત્યાં વપરાય છે. અલબત્ત કેટલાક લેખકો—ખાસ કરીને હિંદી લેખકો 'સિવિલિઝેશન' માટે ઘણીવાર 'સભ્યતા' શબ્દ વાપરે છે.

પણ અહીં એક વસ્તુ સ્મરણમાં રાખવાની છે કે પ્રજાકીય સંસ્કૃતિના આ સમગ્ર વિકાસમાં પ્રાણભૂત તત્ત્વ તો વ્યક્તિગત સંસ્કારો છે. વળી સંસ્કૃતિવિકાસનો ઉપર જે ક્રમ ટૂંકામાં દર્શાવ્યો તે ક્રમને સર્વત્ર સંસ્કૃતિવિકાસ અનુસરે એમ નથી કહેવાતું. પણ એટલું ખરું કે ભારતમાં તો એ ક્રમ સ્પષ્ટ જોઈ શકાય છે.

ભિન્નભિન્ન પ્રજાઓમાં જુદેજુદે કાળે પ્રગટ થયેલી સંસ્કૃતિઓ તે તે પ્રજામાં ભૌતિક પરિસ્થિતિએ તથા ઐતિહાસિક બળોએ ઉત્પન્ન કરેલી સ્વભાવની વિશેષતાને પરિણામે પોતપોતાની વિશેષતાઓવાળી હોય એ સ્વાભાવિક છે. આ સાંસ્કૃતિક વિશેષતાઓ તે તે પ્રજાનાં વ્યાવર્તક લક્ષણો જેવી ગણાઈને એમાં અભિમાન લેવામાં આવે છે. પણ જગતમાં ભિન્નભિન્ન દેશકાળમાં થઈ ગયેલા પેગંબરો અને સંતમહાત્માઓ તો સત્ય, અહિંસા, અનાસક્તિ, સહિષ્ણુતા, સર્વ ભૂતો સાથે ભ્રાતૃભાવ કે આત્મભાવ, આધ્યાત્મિકતા, અભય, જ્ઞાન-વિજ્ઞાન આદિ દૈવી સંપત્તિરૂપ સંસ્કારો ઉપર જ વધારે ભાર મૂકે છે. અને ભિન્ન સંસ્કૃતિઓના અન્તસ્તલમાં રહેલા આ ઉચ્ચ સંસ્કારોને જ પકડીને આ યુગના મહાપુરુષો અખિલ માનવજાતિની એક અને અભિન્ન સંસ્કૃતિની રચના પાછળ સતત પ્રયત્ન કરે એમાં જ જગતનાં ભાવી સુખ અને શાન્તિની આશા છે.

## ૨

# અતિસંસ્કૃતિ

**આ**ચાર્ય આનંદશંકર ધ્રુવ કહેતા કે 'હવે પછીનો આપણો ઇતિહાસ સમજવા જેવો છે. સાતમા સૈકાથી અગિયારમા સૈકા સુધીના આપણા દેશના ઇતિહાસનું અન્વેષણ ઊંડાણથી કરવાની જરૂર છે. એ સમય, જેમાં શંકરાચાર્ય અને ભાગવતકાર શુકદેવના ગ્રન્થો પ્રકાશમાં આવ્યા તે આપણો અતિસંસ્કૃતિ—Over-civilisationનો ઇતિહાસ છે. જેમ અસંસ્કૃતિ કે ઓછી સંસ્કૃતિ હાનિકારક છે તેમ જ અતિસંસ્કૃતિનું સમજવું'[1]

આચાર્ય ધ્રુવજીનું ઉપરનું ઇતિહાસદર્શન મને માન્ય છે. મેં પણ અન્યત્ર[2] નોંધ્યું છે કે 'વિદ્યાકલાના વિષયમાં ગુપ્તોના ઉજ્જ્વલ યુગનો અંત ઈ. સ. નવમા શતકમાં માનવો યોગ્ય છે, કારણ કે ત્યાં સુધીમાં વિદ્યાકલાના ઘણાખરા પ્રદેશોમાં પ્રગતિ અટકી ગયેલી. નવમા શતક પહેલાં જ ગીતાએ ઇષ્ટ ગણેલ સમત્વ તૂટી ગયું હતું. દા. ત. શાંકરવેદાન્તમાં જ્ઞાનમાર્ગની પ્રક્રિયા પહેલાના કાળ કરતાં વધારે ચોક્કસ થઈ. શંકરાચાર્યમાં ભારતે શ્રેષ્ઠ ફિલસૂફનાં દર્શન કર્યાં. અને ભાગવતમાં પ્રેમલક્ષણા ભક્તિએ વિકાસના શિખરને સ્પર્શ કર્યો, પણ એ એકપક્ષી વિશેષગતિને પરિણામે જ્ઞાન, ભક્તિ અને યોગનો જે સમન્વય ગીતાએ ઓપ્યો છે તે ન જળવાયો. સ્વેષ્ટ માર્ગ ઉપર

---

૧. આચાર્ય આનંદશંકરબાપુ, પૃ. ૭૫. ૨. મારાં ઠક્કર વ્યાખ્યાનેમાં.

એકાન્તિક જોર દેવાનો માનસિક સમતુલાનો ઉચ્છેદક યુગ શરૂ થયો. અહીં જ્ઞાન અને ભક્તિનો દાખલો આપ્યો છે પણ બીજા ઉચ્ચ સંસ્કારોની પણ એકપક્ષી ગતિ ઈ. સ. નવમા શતક પહેલાં જ શરૂ થઈ ગઈ હતી એ ઇતિહાસવિદોને અજ્ઞાત નથી. આચાર્ય આનંદશંકરભાઈએ આ એકપક્ષી ગતિને જ અતિસંસ્કૃતિ કહેલ છે.

અતિસંસ્કૃતિ વ્યક્તિને તથા સમાજને બેઉને હાનિ કરે છે. ભક્તિમાર્ગના ઇતિહાસમાંથી આ હાનિનો દાખલો આપવા માટે મારાં આગલાં લખાણુમાંથી ઉતારો કરવામાં મને વાંધો નથી લાગતો. ભાગવતથી જ શરૂ થયેલી ભક્તિમાર્ગની નીચી ગતિનું કારણ દર્શાવતાં મેં લખ્યું છે કે[1] ભાગવતમાં આકર્ષક રીતે કરેલા રાસક્રીડાના વર્ણનથી, એ વર્ણનને અંતે 'વિષ્ણુની વ્રજસ્ત્રીઓ સાથેની આ ક્રીડાને જે કોઈ ધીર માણસ શ્રદ્ધા સાથે સાંભળશે કે વર્ણવશે તે ભગવાનમાં પરમ ભક્તિ પ્રાપ્ત કરીને હૃદયના રોગરૂપ કામવાસનાનો તરત નાશ કરી શકશે.' (ભા. ૧૦-૩૩-૪૦) એવી ફલશ્રુતિથી તથા ગોપીજનોની ભક્તિની અતિસ્તુતિથી, એ ત્રિવિધ મૂળમાંથી ગીતગોવિંદ જેવી કૃતિઓનો આખો પ્રવાહ ચાલ્યો. અને રચનારના મનમાં કદાચ ભક્તિભાવનું પ્રાધાન્ય હોય એમ માનીએ છતાં એવી રચનાઓ ઘણા વાંચનારના મનમાં કેવળ શૃંગારની છાપ પાડે અને કામવાસનાને જગાડે એવો પણ સંભવ છે. અને ગીતગોવિંદના કાળથી આજ સુધીના ગાળામાં આ દેશના સમાજ ઉપર આવી અનિષ્ટ અસર પુષ્કળ પ્રમાણમાં થઈ હોવાના ઐતિહાસિક દાખલાઓ ઠીક/સંખ્યામાં છે. મતલબ કે ભાગવતથી જ ભક્તિમાર્ગની નીચી ગતિ શરૂ થઈ તે એક તો આ રસ્તે. બીજું ભગવદ્‌ગીતાની ભક્તિ જ્ઞાનયોગમિશ્ર ભક્તિ છે. ભક્તિમાર્ગના વિકાસ સાથે ધીમે ધીમે જ્ઞાન અને યોગથી

---

૧. વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, (ઈ. સ. ૧૯૩૯ ની આ.) પૃ. ૧૩૪-૧૩૫.

ભક્તિ સ્વતન્ત્ર થતી જાય છે, અને ભાગવતમાં એનું પૂર્ણ સ્વતન્ત્ર રૂપમાં દર્શન થાય છે મતલબ કે જ્ઞાન અને યોગને બાજુ ઉપર નાખીને કેવળ ભક્તિને કેળવવાનો માર્ગ ભાગવતકારના વખતમાં ભગવદ્ભક્તોના હાથમાં આવી ગયો હતો પણ એ જ સ્થિતિ અંત ઃકરણની મુખ્ય વૃત્તિઓના સમન્વયની દૃષ્ટિએ એનું ભયસ્થાન છે ભક્તિ જ સાધ્ય તથા સાધન અને જ્ઞાન વૈરાગ્ય, યોગ વગેરની ચિત્તની સર્વપક્ષી ઉન્નતિ કરનારી કેળવણી સિવાયની શુદ્ધ ઈશ્વર પ્રીતિ એ જ ભક્તિ—આ માન્યતાને પરિણામે સમાજમાં અજ્ઞાન, સ્ત્રૈણભાવ અને નિર્બળતા વધે એ સ્વાભાવિક છે

જેમ ભક્તિમાર્ગે ભાગવતકારની કૃષ્ણપ્રેમામૃતથી તરબોળ કવિત્વ શક્તિની પ્રેરણા વડે જે અપૂર્વ પ્રગતિ સાધી તે એકપક્ષી હતી તેમજ શંકરાચાર્યની દાર્શનિક પ્રતિભાના બળ વડે વેદાન્તના જ્ઞાનમાર્ગે જે અપૂર્વ પ્રગતિ કરી તે પણ એકપક્ષી હતી પહેલું તો શાંકરવેદાન્તે ભક્તિને ચિત્તશુદ્ધિનું સાધન ગણી ગૌણસ્થાન આપ્યું બીજું વૈરાગ્યશમાદિનો પણ સાધન તરીકે સ્વીકાર કર્યો અને ત્રીજું પ્રવૃત્તિમાર્ગ અને નિવૃત્તિ માર્ગમાંથી નિવૃત્તિમાર્ગના અધિકારીઓનો વર્ગ ભેદ કરી સામાજિક જીવનની સમતુલા તોડી નાખી પરિણામે વ્યવહારપરાયણ જીવોમાં અનાસક્ત પ્રવૃત્તિ કરવાની બુદ્ધિ ન રહી, તથા બ્રહ્મજ્ઞાનના પ્રકાશથી તેજસ્વી અનેના જીવોમાં લોકહિત માટે પણ નિરહંકાર પ્રવૃત્તિનું આકર્ષણ લગભગ બંધ થઈ ગયું ચોથું ઉપનિષત્પ્રોક્ત અપરા અને પરાવિદ્યામાંથી અધ્યાત્મનોઅનુરૂપ પરાવિદ્યાની ઉપાસના પહેલેથી જ અપરાવિદ્યાની ઉપેક્ષા કરીને કરવામાં આવે તોપણ ફલપ્રદ થાય એવી માન્યતા જામી જતાં, અપરાવિદ્યા જેમાં, હાલમાં જેને વિજ્ઞાન ( Science ) કહેવામાં આવે છે તેનો પણ સમાવેશ થાય છે, તે તરફ આપણા લોકની બુદ્ધિની ગતિ બંધ થઈ ગઈ અલબત્ત આ છેલ્લો દોષ તો જ્ઞાનાદિ સર્વ માર્ગોને તથા આ દેશના સર્વ સંપ્રદાયોને સમાન રીતે લાગુ પડે છે અહીં તો વસ્તન્ય

એટલું જ છે કે ઉપર કહેલી ચતુર્વિધ એકદેશિતાથી જ્ઞાનમાર્ગની પ્રગતિ શાકરવેદાન્ત આગળ અટકી ગઈ

આ પ્રકારની એકદેશી ગતિ જાતે પ્રગતિરૂપ હોવા છતા તેની એકદેશિતાને લીધે તેની આગળ ગતિના દ્વારો બંધ થઈ જાય છે અર્થાત્ તે તે વિચારકલાને આગળ વધવાનો માર્ગ જ બધ થાય છે અને એ સ્થિતિ સમાજની સાર્વદેશિક ઉન્નતિને બાધક નીવડીને હાનિકારક થાય છે મતલબ કે આ છે તો સંસ્કૃતિ, પણ અતિસંસ્કૃતિ છે અહીં આ હકીકતને ઐતિહાસિક સત્ય તરીકે આપણે જોઈએ છીએ આ દેશના તથા બીજા દેશના પણ સાસ્કૃતિક ઇતિહાસોમાથી આ સત્ય જોઈ શકાય છે પણ આ કેવળ ઐતિહાસિક સત્ય નથી જીવનનું એ વધારે વ્યાપક સત્ય છે

આયુર્વેદમા, શરીર, મન, બુદ્ધિ વગેરેના કર્મોના સમ્યગ્યોગને આરોગ્યકર ગણેલો છે અને તેઓના હીન, મિથ્યા અને અતિયોગને રોગ કરનાર ગણેલ છે અતિસંસ્કૃતિ તે એક રીતે અતિયોગ હોઈને હાનિકારક નીવડે છે પણ વૈદ્યકથી યે આ સત્ય વધારે ઊંડુ છે જીવવિદ્યાના ઉત્ક્રાન્તિવાદ Evolution theory, નો નીચેનો સિદ્ધાન્ત આ વિષયમા જાણવા જેવો છે

માછલાથી આરંભી મનુષ્ય સુધીના જીવોના ઉત્ક્રાન્તિક્રમના જે દાખલાઓ જીવસૃષ્ટિના એક અબજથી વધારે વર્ષના ઇતિહાસમાથી જીવવિદ્યાવિદો (Biologists)એ ઉમેર્યા છે તેથી પ્રાણીઓના શરીરના કદમા, તેના અંગોની વિષમતામા, મજ્જાદ્રવ્યની સખ્તાઈમા તથા પ્રાણીઓની ક્રિયાશક્તિમા અનેકવિધ પ્રગતિ થઈ છે, એ સ્પષ્ટ સમજાય છે પ્રથમ કક્ષાના પ્રાણીઓમા હલનચલનની શક્તિ, શ્રવણશક્તિ, સર્વવિભાજનશક્તિ વગેરે બિલકુલ નહોતા પછીની કક્ષામા એ બધી શક્તિઓ આવી મગજ, જ્ઞાનતતુઓ (જેને હવે નાડીમંડળ કહેવામા આવે છે તે-nerves), લોહી, હૃદય, દાત, આખ, વાણી, વગેરે ઇન્દ્રિયો

પ્રગટ થઈ અને છેવટે વિચારશક્તિ, તુલનાશક્તિ, લાગણીઓ વગેરે ચિત્તશક્તિઓનો વિકાસ થયો. આ સંક્ષેપમાં સામાન્ય ઉત્ક્રાન્તિક્રમ થયો. આ પ્રગતિ એકધારી થઈ છે એ વાત ખરી, પણ આ સામાન્ય ધોરણે બધાં પ્રાણીઓની ઉત્ક્રાંતિ થઈ છે એમ નથી, પણ અમુક એક ક્રિયાશક્તિ અથવા અમુક અંગ અમુક ઉદ્દેશથી આગળ ને આગળ ખીલતું જાય અને અમુક કક્ષાએ પહોંચીને અટકી જાય એ રીતે એકદેશી વિકાસ ( *One-pointed specialization* ) પણ ઘણો થયો છે.

હાથીના શરીરનું કદ, ઘોડા અને સાબરની ઝડપ, અને શ્રવણશક્તિ કે દર્શનશક્તિ એ એકમાર્ગી ખાસ વિકાસ કે ગતિ ( specialization )ના જાણીતા દાખલા છે. આમાંથી ઘોડાનો દાખલો ઘણો સરસ છે, કારણ કે એ પ્રાણીની ઉત્ક્રાન્તિનાં બધાં પગથિયાં મળી શક્યાં છે. આ ઉપયોગી અને ઉમદા પ્રાણી ચાર ટેરવાંવાળાં નાનાં પ્રાણીઓમાંથી ઉત્પન્ન થયું છે. ઝડપી ગતિનું લક્ષ્ય કરીને ચાર ટેરવાંવાળાં ઈયોસીન યુગના જેના અવશેષ મળે છે તેવાં ઈયોહીપ્પસ નામનાં પ્રાણીમાંથી ક્રમશઃ ટેરવાં ઘટાડયે જતી તથા કદ વધાર્યે જતી ઉત્ક્રાન્તિને પરિણામે ઝડપી ગતિમાં અતિશય કીમતી એક દાબડાવાળો હાલનો ઘોડો જન્મ્યો છે.[૧] પણ એ દિશામાં આગળ ગતિ શક્ય નથી. જે સામાન્ય ઉત્ક્રાન્તિ આગળ ચાલી તે આવા ખાસ ગતિવાળા ચીલાઓને છોડીને મૂળ આગળથી ચાલ્યા આવતા ઉત્ક્રાંતિના સામાન્ય માર્ગે જ થઈ છે, એ ઉત્ક્રાન્તિની મોટી હકીકત છે. જેમ રક્ષણ માટે ભાગી શકવાની દિશામાં ઉન્નતિનો છેડો ઘોડામાં આવી ગયો તેમ રક્ષણ માટે કદના વધારાની દિશામાં પ્રગ-

૧. ઉપરની બે કંડિકાઓમાં ઉત્ક્રાન્તિ વિશેનો જે સાર ઉતાર્યો છે તે જીવન અને ઉત્ક્રાન્તિ નામના ( ૧૯૩૬ ફા. ગુ. સભાપ્રકાશિત ) પુસ્તકના પૃ. ૬ થી ૯ તથા ૧૧૮ થી ૧૨૦ માંથી મુખ્યત્વે છે.

તિનો છેડો હાથીમાં આવી ગયો. પણ ઉત્ક્રાંતિના સામાન્ય પ્રવાહે આ પ્રકારના એકદેશી વિશેષ પ્રગતિ (One-sided specialization) ના પ્રયોગોને ત્યાં જ છોડી દીધા છે. સામાન્ય ઉત્ક્રાન્તિ એ વિશેષ પ્રગતિના પ્રયોગોને બાજુ ઉપર રાખીને આગળ વધી છે. દાં. ત. ગાય, ઘોડા જેવાં ખરીવાળાં પ્રાણીમાંથી નહિ પણ પંચનખ (પંજા-વાળાં) ઉંદર, ખિસકોલી, સસલાં, કૂતરો, બિલાડી, વાઘ, સિંહ, વગેરેના માર્ગે વાનરમાં થઈને તેમાં પણ ખાસ ગોરીલા, ચિમ્પાન્ઝીદ્વારા છેવટ હાલના મનુષ્યની ઉત્ક્રાન્તિ થઈ છે એમ તદ્વિદોનો નિશ્ચય છે.

ઉત્ક્રાન્તિવાદમાં વધારે ઊંડા ઊતરવાની જરૂર નથી. વક્તવ્ય એટલું જ છે કે ઐતિહાસિક સત્ય તરીકે અતિસંસ્કૃતિની જે પ્રગતિ-બાધકતા આપણે ટૂંકામાં જોઈ તેનું મૂળ જીવવિદ્યાવિદોના કહેવા પ્રમાણે જીવનની ઉત્ક્રાન્તિમાં એકદેશી વિશેષગતિ ( One-sided specialization ) ની પ્રગતિબાધકતામાં રહેલું છે. અને એ કારણથી ઉત્ક્રાન્તિમાંથી શીલના આદર્શને શોધતા વિદ્વાનો કહે છે[૧] કે ઉત્ક્રાન્તિમાં દશ્યમાન પ્રાકૃતિક હકીકતોથી ખાતરી થાય છે કે જ્ઞાન, પ્રેમ, સૌન્દર્ય, નિઃસ્વાર્થનીતિ અને પ્રયોજનની દૃઢતા એ નૈતિક દૃષ્ટિએ શુભ ભાવો છે. આ ભાવોની જેમ સંસારમાં વૃદ્ધિ થાય તેમ વધારે સારું અને જ્ઞાનનો, પ્રેમનો, સૌન્દર્યોપભોગનો અને એવો બીજો અનુભવ જાતે જ વ્યક્તિના આન્તર જીવન માટે મૂલ્યવાન છે અને આ રીતે વ્યક્તિ અને સમાજ બેઉની દૃષ્ટિથી આ શુભ ભાવો છે. પણ અહીં બે પ્રકારની સાવધાનતા આવશ્યક છે. એક તો કાર્યો અથવા અનુભવો ઉચ્ચ કોટિના હોવા જોઈએ. જ્ઞાન એટલે પ્રકીર્ણ અથવા અસંબદ્ધ હકીકતોનું જ્ઞાન અહીં ઉદ્દિષ્ટ નથી પણ આંતર દર્શન અથવા આંતર પ્રકાશ કહી શકાય એવું જ્ઞાન ઉદ્દિષ્ટ છે.

૧. જુલિયન હક્સ્લીના Evolution and Ethics, ૧૯૪૭ પુસ્તકના પૃ. ૨૧૪, ૨૧૫ માંથી.

તેમ જ પ્રેમ શુદ્ધ અને અધમ પ્રકારનો પણ હોઈ શકે; એવો પ્રેમ અહીં શુભભાવથી વિવક્ષિત નથી, અને નીતિ એટલે દંભી નીતિ નહિ પણ સો ટચના સોના જેવી સાચી નીતિ, અને પ્રવૃત્તિનું પ્રયોજન શુભથકી હોવું જોઈએ આ એક સાવધાનતા. બીજી સાવધાનતા એ રાખવાની કે જ્ઞાનાદિ અમુક એક લક્ષ્યને ઉદ્દેશીને પણ એકદેશી પ્રવૃત્તિ હિતકારક નથી મતલબ કે માનવપ્રવૃત્તિના સામાન્ય પ્રવાહથી અસંબદ્ધ હોય તો એ જ્ઞાન પણ એકદેશી છે. એમ જ જો પ્રેમ સાથે સૌન્દર્ય, જ્ઞાન અને કાંઈક શીલનો મેળ ન હોય એ પ્રેમ પણ એકદેશી છે અને સ્વાર્થ સાધવા માટે થયેલી પ્રવૃત્તિ તો કલ્યાણસાધક ક્યાંથી જ હોય?

જુલિયન હક્સલીના કથનનો વધારે સાર ઉતારવાની જરૂર નથી. એ મહાન વૈજ્ઞાનિક પણ સ્વીકારે જ છે કે જ્ઞાન, યોગ અને પ્રેમ જેવા માર્ગોના અનુભવો અને તે તે સિદ્ધિ માટેના પ્રયત્નો જાતે કલ્યાણરૂપ છે અને પૂર્ણતર કલ્યાણના સાધનરૂપ છે, એટલે એ દિશામાં જે પ્રયત્નો થાય તે શુભ જ છે પણ એ એકદેશી થઈ જાય તો એની પોતાની પ્રગતિ અટકે છે, એટલું જ નહિ પણ સમગ્ર સમાજનું એથી અહિત થાય છે સંક્ષેપમાં વક્તવ્ય એટલું જ છે કે વ્યક્તિનું ચિત્ત સર્વ દિશામાં અભિમુખ રહે, તેની સર્વ શક્તિઓનો યોગ્ય અને સમતોલ વિકાસ થાય અને સમાજ પણ વ્યાવહારિક અને આધ્યાત્મિક ઉભય માર્ગે ઉન્નતિ સાધે એમાં જ વ્યક્તિ અને જનતાની ઉત્તરોત્તર પ્રગતિ થવાનો સંભવ છે એ ઇતિહાસનો તેમ જ ઉત્ક્રાન્તિવાદ જેવા વિજ્ઞાનનો ઉપદેશ છે. એ જ છે સમ્યક્ સંસ્કૃતિનો માર્ગ.

૩

# સંસ્કૃતિની જાળ

ઉપનિષદો આ સૃષ્ટિને કરોળિયાની જાળની સાથે સરખાવે છે. સૃષ્ટિની આ જાળરૂપતા સુધરેલાં મનુષ્યોની સંસ્કૃતિમાં પૂરેપૂરી ઊતરી આવી જણાય છે. આ જમાનામાં જે અનિર્વચનીય તત્ત્વને સંસ્કૃતિ ( civilization ) નામ આપી એના સ્તોત્રપાઠો દિનરાત કરવામાં આવે છે તે અનિર્વચનીય તત્ત્વ સંસ્કૃતિ એક જાતની જાળ છે. પ્રાણી માત્ર સૃષ્ટિરૂપી જાળમાં બંધાયેલાં છે, પણ માણસો— જંગલી નહિ પણ સુધરેલાં માણસો, તો સૃષ્ટિ રૂપી જાળથી જુદી, પોતાની આસપાસ એક જાતની નવી જાળ રચે છે, એ જાળનાં બંધનોને વધારે ને વધારે મજબૂત કરવા દિનરાત મથે છે, અને જાળ વગર જીવી શકતાં નથી. આ સંસ્કૃતિરૂપી મહાજાળમાં નાની નાની કુટુંબ, નાત, દેશ વગેરેની જાળો પણ હોય છે. પણ એ નાની નાની જાળોનો સંસ્કૃતિરૂપ મહાજાળ ઉપર બધો આધાર છે. સંસ્કૃતિની જાળ અનિર્વચનીય છતાં ભયંકર અને અછેદ્ય છે. એક વખત બરાબર પથરાયેલી જાળ સેંકડો કે હજારો વર્ષ સુધી ચાલે છે; અને એક પણ માણસ એમાંથી છૂટી શકતો નથી. કોઈક વાવાઝોડાના બળથી એક જાળ તૂટવા લાગે તો તરત જ એની જગ્યાએ બીજી જાળ તૈયાર થાય છે અને જૂની જાળને તોડવા મથનારા જ નવી જાળમાં ખુશીથી પકડાઈ જાય છે. આપણા દેશમાં અત્યારે જૂની હિંદુ સંસ્કૃતિની જાળ તૂટતી જાય છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિની આધુનિક જાળ આપણી આસપાસ બંધાતી જાય છે.

આ સંસ્કૃતિની જાળ કાંઈ પોતાની મેળે સૃષ્ટિની જાળ પેઠે ઉત્પન્ન થતી નથી. પ્રજાના હજારો સમર્થ વિચારકો પ્રજાનું કલ્યાણ સાધવાની ઉગ્ર ભાવનાથી પ્રેરાઈને સંસ્કૃતિનાં વિવિધ તત્ત્વોની શોધ કરે છે, અને તેનો ઉપદેશ કરે છે. આ મહાપુરુષોના તેજસ્વી શિષ્યગણો આ સંસ્કૃતિતત્ત્વોની અનિવાર્ય આવશ્યકતાનું પ્રતિપાદન કરે છે અને આવા અને આવા ગુરુશિષ્યોની એક પછી એક પેઢીઓ મારફત સંસ્કૃતિની જાળ ગૂંથાતી જાય છે, વિશાળ થતી જાય છે અને બીજી પાડોશી પ્રજાઓની આસપાસ વીંટાતી જાય છે. આ સંસ્કૃતિની જાળ ચિરંજીવ રાખવા માટે આ જાળના મૂળ ઉત્પાદકો અનેક સંસ્કૃતિ–પ્રચારક દલાલો ઊભા કરે છે. આપણી પ્રાચીન હિંદુ સંસ્કૃતિરૂપી જાળના ગોરો, પુરાણીઓ, જોશીઓ વગેરે બ્રાહ્મણવર્ગો દલાલરૂપ હતા અને હાલની પાશ્ચાત્ય સંસ્કૃતિના દલાલરૂપ વકીલો, ડાક્ટરો, ઇજનેરો વગેરે છે. સંસ્કૃતિ–ઉત્પાદકો આ દલાલોને સારી દલાલી બાંધી આપે છે અને બદલામાં આ દલાલો સંસ્કૃતિરૂપ જાળને ટકાવી રાખે છે. આપણા જીવનની આસપાસ આ જાળ કેટલી મજબૂત રીતે જકડાયેલી છે એ તટસ્થ રહીને જોવા જેવું છે. આપણી જૂની જાળમાં જન્મેલા માટે, જન્મ્યા પહેલાંથી બંધનો શરૂ થતાં અને મરણ પછી પણ ચાલુ રહેતાં. ગર્ભાધાન–સંસ્કાર પછી ગર્ભ રહે તો જ સારું બાળક જન્મે અને મરણ પછી અન્ત્યેષ્ટિ સંસ્કાર યથાવિધિ થાય પછીથી પુત્રો યથાવિધિ શ્રાદ્ધ કરે તો જ મરનારની સદ્‌ગતિ થાય. જન્મ અને મરણ વચ્ચેના દરેક અગત્યના કાર્ય માટે આપણી સંસ્કૃતિએ કાંઈક ગોઠવણ કરેલી અને એ બધા પ્રસંગોએ સંસ્કાર કરાવનાર બ્રાહ્મણને–સંસ્કૃતિના દલાલને દક્ષિણા આપી સંતાપવો જોઈએ. આ હિંદુ સંસ્કૃતિની જાળનો એક પ્રકાર.

જૂની સંસ્કૃતિની જાળ અત્યારે તૂટવા લાગી છે એટલે આપણને આ રીતે દરેક કામમાં બ્રહ્મભોજન કે બ્રાહ્મણદક્ષિણાની આવશ્યકતા અતિશય હાસ્યાસ્પદ લાગે છે. પણ આધુનિક સંસ્કૃતિએ

વકીલો, નાક્તરો, ઇજનેરો વગેરેને એવા જ લાગા બાંધી આપ્યા છે. અને પ્રત્યેક કાર્યમાં એની આવશ્યકતા એવી ઠસાવી દીધી છે કે આપણને એમાં કશું અયુક્ત કે હાસ્યાસ્પદ લાગતું નથી ઇજનેરોનો દાખલો લ્યો અત્યારે જે સિવિલ એન્જિનિયરોનો વર્ગ ઊભો થયો છે તે તદ્દન નવમો આ સંસ્કૃતિએ ઊભો કરેલો વર્ગ છે આ દેશમાં જ મુંબઈ જેવા મોટા શહેરોમાં ઘર બંધાવવા ઇચ્છનારને ઇજનેર વગર ચાલી જ ન શકે કારણ કે આધુનિક સંસ્કૃતિને અંતુ સન્નાર નજરે કાયદાથી ઇજનેરોનું સ્થાન નક્કી કર્યું છે પણ ખરી રીતે ઘર બાંધવામાં ઇજનેરોની કાંઈ જ જરૂર પડતી નથી હજી દેશમાં ઘણાં સારાં મકાનો—વધારે કળાવાળાં અને વધારે ટકાઉ મકાનો—ઇજનેરોની દેખરેખગીરી વગર બંધાય છે પણ મુંબઈ કે કલકત્તામાં ઇજનેર વગર ન ચાલે આ જરૂરિયાત વચ્ચેથી કૃત્રિમ રીતે ઊભી થઈ છે અને એની પરંપરા એટલી લાંબી છે કે એ અનિવાર્ય જ લાગે છે

ઇજનેરો કરતાં પણ દાક્તરોની આવશ્યકતા ઘણી ઊંડી ઊતરી ગઈ છે, અને જન્મ પહેલાંથી આરંભી મરણ સુધી લંબાય છે શ્રીમન્ત કુટુંબોમાં ગર્ભ બરાબર છે કે નહિ, આડો—અવળો તો નથી ના, પ્રસવ બરાબર જ થશે કે કાંઈ વાંધા આવશે એ નાક્તર પાસે જોવરાવવાનો રિવાજ પડ્યો છે પ્રસવ વખતે નાક્તરી મદદની જરૂર દેખાતી છે અને આ તે નાક્તરના સર્ટિફિકેટ વગર શબની છેલ્લી ક્રિયા થઈ શકતી નથી

પ્રાચીન સંસ્કૃતિમાં કદી સમય અને દરદી પૈસાદાર હોય તો વૈદ્ય જ સૂચના કરે કે ' જરા ગ્રહ જોવરાવો વખતે કોઈ ગ્રહ નડતો હોય ! ' એટલે જોશીને બોલાવાય જોશી બતાવે ' અમુક ગ્રહ નડે છે અને તે માટે અમુક દાન કરવું પડશે અથવા અમુક જપ કરાવવા પડશે ' વળી ધર્મનો આશ્રિત બ્રાહ્મણ મનહ આપે ' મૃત્યુંજયનો જપ કરાવો અથવા લઘુરુદ્ર કરાવો અથવા બ્રાહ્મણ-ભોજન કરાવો કે પુણ્ય પપ હેનાય ' આમ સંસ્કૃતિના દલાલો પરસ્પર મદદ કરે અને

સંસ્કૃતિને ટકાવી રાખે. આજે જો દાક્તર દવા કરતો હોય તો કહેશે, ‘મોટા દાક્તરની સલાહ લેવી પડશે, અથવા મોટા દાક્તરોની કમિટી કરવી પડશે.’ પછી વળી સલાહ પડે કે ‘હવે તો પેશાબ તપાસવો પડશે, અથવા લોહી તપાસવું પડશે કે ગળફો તપાસવો પડશે.’ આ રીતે દાક્તરોની કમાણી ચાલ્યે જ જાય અને સાથે સાથે તપાસ પણ ચાલુ હોય. કેટલીક વાર આવી તપાસનો રિપોર્ટ મળે તે પહેલાં દરદી પરલોકવાસી પણ થઈ ગયો હોય. કેટલીક વાર જ્યારે ‘માણસનું ગમે તે થયું પણ ‘સાયન્સ’ (science) ને લાભ થયો’ એવી દલીલ કરવામાં આવે છે ત્યારે સંસ્કૃતિરૂપ મૂર્તિની પૂજા કેટલી બળવાન છે એ સમજાય છે.

પણ આ જમાનામાં ઘણાઓને દાક્તરોની ખરેખર જરૂર છે એમ લાગે છે. માનવજીવનમાં વૈદકશાસ્ત્રની સાર્થક જરૂર ખરેખરી કહાય હશે જ, પણ આ જમાનામાં જે રૂપે ડગલે ને પગલે અને અત્યંત ખર્ચાળ રૂપે દાક્તરી આવશ્યકતા ઊભી કરવામાં આવી છે તે તો આ સંસ્કૃતિની જાળનું જ પરિણામ છે.

વકીલાતના ધંધાની કૃત્રિમ આવશ્યકતા તો અદ્ભુત છે, અને કાયદાએ એ ધંધાને આપેલી સગવડ એથીયે વધારે અદ્ભુત છે. વકીલોથી કજિયા વધે છે કે ઘટે છે એ બાબત ઘણાના મનમાં શક રહે છે, પણ એટલું તો ચોક્કસ છે કે મોટી મિલકતવાળાઓ કોર્ટે ચડે તો એની મિલકતનો ઘણો ભાગ વકીલોના ખિસ્સામાં ચાલ્યો જાય છે. ઇજનેરો અને વકીલોની સલાહો પણ અમૂઝ હોય છે. ઇજનેરોને કહીએ કે આવી જાતનું મકાન કરવું છે એટલે એ કાયદા પ્રમાણે ભીંતોની જાડાઈ, થાંભલાઓના માપ વગેરે તમને બતાવે, પણ એવું ઘર શું કામમાં આવશે અથવા એ ઘરમાં રહી શકાશે કે નહિ એનો તો વિચાર જ ન કરે. અને તૈયાર થયા પછી કહીએ કે, ‘આમાં તો રહેવાય એવું નથી,’ અથવા ‘આ તો છાપરું તદ્દન ગળે છે,’ એટલે કહેશે કે ‘આટલું વધારો, સિમેન્ટના છાપરા ઉપર ‘રૂબેરોઈડ’ પાથરો.’ વગેરે વગેરે. અને વકીલને પૂછીએ કે ‘આ ભજગડનું શું કરવું ?’

એકને એ કહેશે 'કમ માંડો' એમાં હારીએ તો કહેશે 'અપીલ કરો' ટૂંકમાં તમે જેમ દોડાદોડી કરો તેમ જાળમાં વધારે સપડાઓ અને ચૂંથાતા જાઓ, છતાં તમને એમ જ લાગે કે આ બરાબર કર્યું, આમ કરવાની જરૂર જ હતી આનું નામ સંસ્કૃતિની જાળ એ વિવેક-બુદ્ધિરૂપ અંતચક્ષુ ઉપર એક જાતની અંધારી નાખે છે અને આ સંસ્કૃતિના દલાલોની દલાલી કેવી અપ્રતિહત છે એ વકીલોના બિલો જેણે ભર્યાં હોય તેને દીવા જેવું દેખાય છે હમણાં એક અનુભવી પુરુષે દાખલો આપ્યો કે સોલિસિટરને તમારું બિલ કેટલું છે એ લખજો' એમ કાગળ લખ્યો એટલે સોલિસિટરે એ કાગળ વાંચવાના પણ રૂપિયા બિલમાં ચડાવ્યા શી ખૂબી! આ તો આપણી જૂની સંસ્કૃતિમાં રસ્તે નીકળતાં પૂજ્ય બ્રાહ્મણ મળે તો એને નમસ્કાર કરી દક્ષિણા આપવી જોઈએ એના જેવું થયું માત્ર ફેર એટલો કે જૂની રૂઢિમાં દક્ષિણા આપનાર કેટલી આપવી તે નક્કી કરતા—આ લેનારો નક્કી કરે છે

સંસ્કૃતિ ટકાવી રાખવાની કેવી પ્રબળ વાસના સંસ્કૃતિવિધાયકોમાં હોય છે તે સંસ્કૃતિપ્રચારને આપેલા રક્ષણ ઉપરથી પણ દેખાય છે બ્રાહ્મણોને દાન આપનારાના જેમ અસંખ્ય પ્રસંગો ધર્મનિબંધકારોએ શોધ્યા છે અને મૂળથી બ્રાહ્મણના રક્ષણ માટે ખાસ કાયદાઓ સ્મૃતિકારોએ રચ્યા છે તેમ જ આ જમાનામાં કાયદાથી દાક્તરોને તો અપૂર્વ રક્ષણ મળ્યું જ છે પણ મોટર હાંકનારાઓને કેવું રક્ષણ મળ્યું છે તે જોવા જેવું છે મોટરની ઝડપમાં માણસ આવી જાય તો એ અકસ્માત ગણાય એમાં મોટર હાંકનારની તે ગફલત—જો બાગે જ પુરવાર થાય—પુરવાર થાય તોપણ એની શિક્ષા નજીવી જ શા માટે? કારણ કે મોટરો રેલવેઓ વિમાનો વગેરે આ સંસ્કૃતિનાં આવશ્યક સાધનો છે આ સંસ્કૃતિમાં ઊછરેલા ઘણાને એમ જ લાગે છે કે રેલવે તાર મોટર વગેરે વગર જગત ચાલે જ કેમ અને એના વગર જગત ન ચાલે તો તેને અંગે થતા ગુનાઓને ક્ષમ્ય ગણવા જ જોઈએ. જૂના કાળમાં બ્રાહ્મણો અવધ્ય મનાતા, આજે મોટર હાંકનારા

આપણી જૂની સંસ્કૃતિ સાથે હાલની સંસ્કૃતિની આ રીતની સરખામણી કેટલાકને અયુક્ત લાગશે. જૂની સંસ્કૃતિ મોટે ભાગે પરલોકલક્ષી અને ઘણે ભાગે નિરુપયોગી જાળ હતી, પણ આજની સંસ્કૃતિ મોટે ભાગે ઇહલોકલક્ષી અને ઘણીવાર વ્યવહારુ-ઉપયોગી છે એમ આ સંસ્કૃતિનો બચાવ કરનાર કહે છે. પણ આ બચાવમાં કાંઈ માલ નથી. જે વખતે જૂની સંસ્કૃતિનું જોર હતું ત્યારે એ વખતના અતિ બુદ્ધિશાળી માણસોને પણ શ્રાદ્ધાદિની અનિવાર્ય આવશ્યકતા લાગતી હતી. અત્યારે મોટા દાક્તરની સલાહ ન લીધી એટલે દરદી બચ્યો નહિ એમ જે તીવ્રતાથી લાગે છે તે જ તીવ્રતાથી એ વખતે અમુક સંસ્કાર કે અમુક ધર્મકાર્ય ન થયું એટલે ખરાબ પરિણામ આવ્યું એમ લાગતું. ( એ વખતે એ વૈદો તો હતા જ. ) હમણાં જ એક દાખલો જોયો. એક ગૃહસ્થની ભેંસોને માતા નીકળ્યાં. એક પછી એક ૧૫-૨૦ ભેંસો મરી ગઈ. જૂની સંસ્કૃતિમાં જ ઊછરેલા ગૃહસ્થને એક જ ઉપાય સૂઝયો કે 'જો હવે ભેંસો બચે તો અંબાજીનાં દર્શન કર્યા પહેલાં દૂધ ન ખાવું.' તેણે માનતા લીધી. બનવાકાળ ને બાકીની ભેંસો બચી ગઈ. એના મનમાં માનતાના ફળ વિષે લેશ પણ શંકા નથી. થોડા મહિના પહેલાં બનેલી આ વાત છે. મારી કહેવાની મતલબ, આ જમાનામાં ફાટી નીકળતો ચેપી રોગ લાગુ પડે ત્યારે દરદીને તદ્દન છૂટું રાખવાને બદલે કે યોગ્ય ઉપચારને બદલે માનતા લેવી, એમ નથી, પણ સંસ્કૃતિની જાળ કેવી ગાઢ છે એ જ બતાવવાની છે. જ્યારે એક સંસ્કૃતિનું જોર હોય ત્યારે એમાં ઊછરનાર એ સંસ્કૃતિએ આપેલ દૃષ્ટિથી જોઈ શકે છે, બીજી દૃષ્ટિ લભ્ય જ નથી. કારણ કે સંસ્કૃતિ-ઉત્પાદકો વિજ્ઞાન, ધર્મ, રાજ્ય. સાહિત્ય, વેપાર, રૂઢિ (હાલની ફેશન) બધાં તત્ત્વોને ધ્યાનમાં રાખે છે અને એ બધાંની મદદથી સંસ્કૃતિની જાળ ગૂંથે છે અને વૈજ્ઞાનિકો, સ્મૃતિકારો ( કાયદા બાંધનારાઓ ), શિક્ષકો, વૈદો, દાક્તરો, ઇજનેરો, ધર્મોપદેશકો બધા મૂળ સંસ્કૃતિજાળને અનુસરીને જ વિચાર કરે છે, સંસ્કૃતિને અનુરૂપ

વિચારો જ ફેલાવે છે અને જગતમાં સંસ્કારી જીવન એથી જુદી જાતનું ન જ હોઈ શકે એમ પ્રજાના લોહીમાં ઠસાવી દે છે. વિજ્ઞાન, ધર્મ, સાહિત્ય—બધું આ સંસ્કૃતિના તેજમાં દેદિપ્યમાન લાગે છે. વિચારશૂન્ય, બાલિશ અને હાનિકારક રૂઢિઓ પણ સંસ્કૃતિના તેજમાં મોહક દેખાય છે. આપણી અનેક રૂઢિઓનો પ્રાચીનાભિમાની જે બચાવ કરે છે તે આ સંસ્કૃતિજાળની દૃષ્ટિ અને એ જૂની જાળમાંથી નીકળેલા જૂની રૂઢિનો—દા. ત. શિખાનો—ત્યાગ કરે છે અને નવી રૂઢિઓ —જૂની જેવી જ હેતુશૂન્ય–મૂછો મૂંડાવવા વગેરેનો સ્વીકાર કરે છે એ પણ જાળની જ ખૂબી.

સંસ્કૃતિની જાળ રાગદ્વેષ બન્નેને પોષે છે, વર્ણદ્વેષની તો એ જનની છે. અન્ત્યજોદ્ધારના પ્રશ્નમાં જૂની સંસ્કૃતિની જાળ કેટલી નડે છે એ આપણને સુપરિચિત છે અને પાશ્ચાત્ય સંસ્કૃતિ કેવા ભયંકર વર્ણદ્વેષને પોષી રહી છે એ એશિયા, આફ્રિકા અને અમેરિકાની બીજી પ્રજાઓની કનડગતો જોવાથી સમજાય છે. એથી પણ વધારે મનુષ્ય-જાતિને સ્થાને સંસ્કૃતિની કલ્પિત મૂર્તિને બેસારીને સંસ્કૃતિના રક્ષણના બહાનાથી માનવજાતિના નાશનાં બીજ વેરનારું વિશાળ સાહિત્ય યુરોપમાં અને વિશેષ તો અમેરિકામાં ઉત્પન્ન થઈ રહ્યું છે. સંસ્કૃતિજાળનું સ્વરૂપ જોવા માટે આટલા છૂટક દાખલાઓ બસ છે. આથી વધારે કાંઈ સિદ્ધ કરવાની ઇચ્છા નથી. સંસ્કૃતિજાળ છે એ વાત ખરી, પણ એ વ્યર્થ છે અથવા એથી કશું હિત થતું નથી એમ કહેવાની મતલબ નથી. માનવસમાજને અનેકધા હિતકારક હોવાથી જ સંસ્કૃતિની જાળો ઉત્પન્ન થાય છે અને ટકે છે. વળી આપણી જૂની સંસ્કૃતિ અને હાલની સંસ્કૃતિ વચ્ચે સરખામણી કરવાનો કે એમાંથી એકને ચઢિયાતી કહેવાનો પણ ઉદ્દેશ નથી. વસ્તુતઃ કોઈ પણ સંસ્કૃતિ ગમે તેટલી હિતકારક હોય છતાં એ એક જાતની જાળ છે, અને એમાંથી છૂટવું એ જ્ઞાનીને માયાજાળમાંથી છૂટવા જેટલું જ ભારે છે.

## ૪

# તત્ત્વજ્ઞાન

તત્ત્વજ્ઞાન અથવા તો ફિલસૂફી એટલે જીવનને અને જગતને સમગ્ર રીતે જોવાની દૃષ્ટિ. સામાન્ય રીતે પશુની પેઠે મનુષ્ય જીવ્યા કરે છે, એમાંથી જે કાંઈ વિવેકવાળું અથવા તો ઉચ્ચતર જીવન માનવીને મળે છે એ કાં તો ધર્મ દ્વારા, નીતિ દ્વારા, કળા દ્વારા અથવા તત્ત્વજ્ઞાન દ્વારા મળે છે. પણ બીજી રીતે ધર્મ નીતિ કળા એ બધાંયનું અનોખું તત્ત્વજ્ઞાન હોય છે. એટલે ખરી રીતે જીવનની દૃષ્ટિ ઘડનાર તત્ત્વજ્ઞાન જ છે. આ રીતે જોતાં ફિલસૂફી એ જગતને સમજવા માટેની ને જીવનને ઘડનારી દૃષ્ટિ છે. ફિલસૂફી અથવા તત્ત્વજ્ઞાન એટલે નીતિનું તત્ત્વજ્ઞાન કે કલાનું તત્ત્વજ્ઞાન એવો અર્થ આપણા દેશના તત્ત્વજ્ઞાનીઓએ નથી કર્યો, જ્યારે ગ્રીક તત્ત્વજ્ઞાનીઓએ અને એને અનુસરીને યુરોપીય તત્ત્વજ્ઞાનીઓએ એ અર્થ કર્યો છે. આપણા દેશનું તત્ત્વજ્ઞાન ધર્મ સાથે પ્રથમથી જ સંકળાયેલું છે.

માનવીના જીવનના બે પ્રકાર છે—પામર માનવી અને વિવેકી માનવી. આમાં પામર જીવ તો તત્ત્વજ્ઞાન વિના ખુશીથી ચલાવી શકે. જ્યારે વિવેકી જીવ જાણે કે અજાણે પોતાને માટે કોઈ જાતનું તત્ત્વજ્ઞાન નક્કી કરે છે. પોતે કઈ રીતે જીવવું છે, કઈ રીતે વ્યવહાર કરવો છે વગેરેનો વિચાર કરનાર માનવીમાં કોઈ જાતની નીતિ આવી જાય છે તેમ તત્ત્વજ્ઞાન પણ આવી જાય છે. જગતનું અને જીવનનું

અમુક સ્વરૂપ માનવી નક્કી કરી લે છે - પામર જીવ કશુંયે વિચારતો ન હોવાને કારણે સ્વાભાવિક વાસનાઓથી જ ખેંચાઈને જીવે છે, ત્યારે વિવેકી મનુષ્ય એ સ્વાભાવિક ખેંચાણો કે આકર્ષણોને વશ ન થતાં પોતાને વિષે ને પોતાની આસપાસના જગત વિષે વિચાર કરે છે અને એ વિચારમાંથી જ તત્ત્વજ્ઞાનનો આરંભ થાય છે. કુદરતી આવશ્યકતાઓને જ અનુસરીને મન ચાલે એ પામર જીવન. આવશ્યકતાઓ ન હોય તોપણ મનની પ્રવૃત્તિ થાય એવી બક્ષિશ મનુષ્યને મળેલી છે એટલે 'આ જગત શું છે? તારાઓ શું છે? આસપાસની હવા શું છે? પૃથ્વી ઉત્પન્ન થયા પહેલાં શું હશે? માનવીની ઉત્પત્તિ શેમાંથી થઈ હશે? માણસો અને પ્રાણીઓ શેનાથી જીવે છે? કઈ વસ્તુઓ વિના ન જ ચાલે?' આવા આવા પ્રશ્નો સંસ્કારી મનુષ્યના ચિત્તમાં ઊઠે છે અને એમના જવાબો એ શોધે છે. એવું મનુષ્યનું અંધારણ છે, એ જ છે પશુ અને માનવી વચ્ચેનો તફાવત. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનનો વિકાસ પણ આમાંથી જ થાય છે.

વિજ્ઞાનમાં અને તત્ત્વજ્ઞાનમાં તફાવત એ કે વિજ્ઞાન જગતના કે જીવનના અમુક એક જ અંશને, એક જ ભાગને, ભલે ગમે તેટલી ઝીણવટથી પણ, અમુક જ ભાગને જુએ છે; ત્યારે તત્ત્વજ્ઞાન સમગ્રને જુએ છે વિજ્ઞાન પૃથક્કરણ કરે છે ત્યારે તત્ત્વજ્ઞાન સમન્વય કરે છે કોઈ પણ પદાર્થનું પૃથક્કરણ કરવું એ કાર્ય વિજ્ઞાનનું છે. તત્ત્વજ્ઞાન પૃથક્કરણ નથી કરતું, એ માણસની સામાન્ય ઇંદ્રિયોના અવલોકનના પૃથક્કરણને સમગ્ર રીતે જોઈ સમન્વય કરે છે આ સમગ્ર રીતે જોવાની શક્તિ માનવીને પોતાના જીવનની વિશિષ્ટ દૃષ્ટિ આપે છે.

વિજ્ઞાન ને તત્ત્વજ્ઞાન બેમાંથી માનવઇતિહાસની શરૂઆતમાં તત્ત્વજ્ઞાનનો વિકાસ થયો છે. જૂના વખતમાં વિજ્ઞાનનો જેટલો વિકાસ થયેલો તે તત્ત્વજ્ઞાન સાથે મોટે ભાગે ભળેલો હતો. દા. ત. આપણે ત્યાં આપણા દેશમાં અણુવાદનો વિચાર વૈશેષિક દર્શનમાં સ્પષ્ટ છે

ખરો પણ એ તત્ત્વજ્ઞાનની રીતે જ (એટલે કે વિજ્ઞાનની માફક પ્રયોગો દ્વારા નહિ) પ્રાચીન ઋષિઓએ એ જ્ઞાન મેળવેલું છે. વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં એક મહત્ત્વનો દેખાઈ આવતો તફાવત એ છે કે વિજ્ઞાનમાં પહેલાં અવલોકનથી ને પછી પ્રયોગથી હકીકતનું જ્ઞાન એકઠું કરવામાં આવે છે, જ્યારે તત્ત્વજ્ઞાનમાં અવલોકન પછી એકદમ મનુષ્યબુદ્ધિ એની મદદથી સામાન્ય (general) નિર્ણય તારવી લે છે. દા. ત. તત્ત્વજ્ઞાનમાં ઘણી ગાયો જોઈને એમાંથી ગોત્વનું સામાન્ય લક્ષણ તારવી લેવામાં આવે છે.

ધર્મ પેઠે તત્ત્વજ્ઞાન પણ જીવનને સમગ્ર રીતે સ્પર્શ કરે છે. પણ રોજિંદા વ્યવહારના દરેક કામને વિજ્ઞાનની પેઠે એનો સીધો સ્પર્શ નથી. જો કે તત્ત્વજ્ઞાનથી સંસ્કારી બુદ્ધિ રોજિંદા વ્યવહારમાં પણ એક જાતની ઉજ્જ્વળતા આણી શકે—જેમ ન્યાય કળાના ગુણ રોજિંદા વ્યવહારમાં પણ કળા આણી શકે છે. તરત નજરમાં આવે એવો દાખલો મહાત્મા ગાંધીજીનો આપી શકાય. બાપુની અહિંસાની ફિલસૂફીથી એમના દરેક કાર્યની દોરવણી થતી હતી.

આ રીતે જોતાં ફિલસૂફીનો અર્થ અમે વિશાળ કરીએ છીએ. એના ઉપર ફિલસૂફી જીવનમાં કેવી અસર કરે છે એનો આધાર રહે છે. પશ્ચિમનું તત્ત્વજ્ઞાન પહેલેથી—ગ્રીસમાં એનો પ્રથમ ઉદય થયો ત્યારથી—તર્કપ્રધાન છે, જ્યારે આપણા દેશનું તત્ત્વજ્ઞાન તર્કમાન્ય તો છે જ પણ પહેલેથી ધર્મ સાથે અથવા તો ધર્મગ્રંથો સાથે સંકળાયેલું છે. આ દેશમાં જૂનામાં જૂનું સાહિત્ય ઋગ્વેદ છે અને આપણા દેશના લોકોએ એમ માન્યું છે કે હિંદુઓના ધર્મ અને વિદ્યા બંનેનું મૂળ વેદો જ છે. આ માન્યતામાં ઐતિહાસિક સત્ય એટલું છે કે જૂના કાળમાં જે કાંઈ સાહિત્ય ઉત્પન્ન થયેલું તે બધું એકમાત્ર ઋગ્વેદમાં જ સંગ્રહાયેલું હોવાથી એ વખતના આર્યોના જીવનને લગતી જે કંઈ માહિતી આપણને મળે છે તે ઋગ્વેદમાંથી જ

આપણને મળે છે અને એમાં જેમ દેવોનાં સ્તોત્રો પણ છે, થોડાં ઊર્મિકાવ્યો છે, સારા ને નરસા સામાજિક રિવાજો વિષે જુદીજુદી જાતના ઉલ્લેખો છે, લડાઈઓની વાતો છે, નૃત્ય અને ગીતના ઉલ્લેખો છે, તેમ તત્ત્વજ્ઞાન વિષે પણ ત્રીસ-ચાલીસ મંત્રો છે. તત્ત્વજ્ઞાનના જે આ થોડા મંત્રો છે એમાંથી જ પાછળથી આ દેશના તત્ત્વજ્ઞાનનો પ્રવાહ ચાલ્યો છે. એ તો એ શબ્દો પાછળથી વપરાયા છે ને પાછળના મોટા તત્ત્વજ્ઞાનીઓએ ઋગ્વેદના જુદાજુદા મંત્રોની નોંધ લીધી છે તે પરથી સ્પષ્ટ થાય છે.

વેદનો વારસો પાછળના આર્યોને એટલો બધો કીમતી લાગ્યો કે એના શબ્દોને ઈશ્વરી શબ્દ તરીકે એને પ્રમાણભૂત ગણ્યો અને ધર્મનું મૂળ જેમ વેદ ગણાયા તેમ ઘણા તત્ત્વજ્ઞાનીઓએ તત્ત્વજ્ઞાનનું મૂળ પણ વેદને જ ઠરાવ્યું. આ રીતે તત્ત્વજ્ઞાનમાં શબ્દપ્રમાણને મહત્ત્વનું સ્થાન મળ્યું, છતાં તત્ત્વજ્ઞાન સ્વાભાવિક રીતે જ તર્કપ્રધાન હોવાથી તર્કનું સ્થાન તો હમેશાં રહ્યું જ છે. એટલું જ નહિ પણ બૌદ્ધ અને જૈન તત્ત્વજ્ઞાનમાં શબ્દપ્રમાણને સ્થાન આપવામાં આવ્યું નથી પણ પ્રત્યક્ષ અને અનુમાનને સ્થાન આપવામાં આવ્યું. તત્ત્વજ્ઞાન માટે આપણે ત્યાં દર્શન શબ્દ ઘણા વખતથી વપરાયો છે. નાસ્તિક, અર્ધનાસ્તિક અને આસ્તિક એમ ત્રણ જાતનાં, અથવા તો નાસ્તિક અને આસ્તિક એમ બે જાતનાં દર્શનો મનાય છે. નાસ્તિકમાં સૌથી પ્રખ્યાત ચાર્વાક અથવા લોકાયતદર્શન છે. બૌદ્ધ અને જૈનદર્શનને બ્રાહ્મણોએ અર્ધનાસ્તિક ગણેલ છે. બ્રાહ્મણોનાં છ દર્શનો આસ્તિક દર્શનો ગણાય છે.

હાલના વિજ્ઞાનના જડવાદને એક રીતે મળતું દર્શન તે ચાર્વાક દર્શન છે. એમાં આ જગતની હાલના વિજ્ઞાનની માફક વિગતવાર ને વિસ્તૃત ચર્ચા નથી, પણ વિજ્ઞાનના જડવાદની જીવનની દૃષ્ટિ–આધુનિક જડવાદ પેઠે જીવ ને ઈશ્વરમાં ન માનનારી અને આ દુનિ-

યામાં છૂટે ત્યાંસુધી સુખચેનમાં રહેવામાં જ સાર્થકતા માનનારી જીવનદૃષ્ટિ છે.

બૌદ્ધ ને જૈનદર્શન વિષે અહીં ટૂંકમાં નિરૂપણ કરવું મુશ્કેલ છે એટલે એટલું જ કહી શકાય કે, બૌદ્ધદર્શને ઈશ્વર કે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો નથી અને જગતને ક્ષણિક માન્યું છે, પણ એનું નૈતિક માનસશાસ્ત્ર ખૂબ ઊંડી સમજણવાળું છે, ત્યારે જૈનો અનેકાંતવાદ એટલે કે કોઈ પણ બાબતમાં અતિ આગ્રહ ન રાખવાનો બોધ આપે છે ને ઈશ્વરને માનતા નથી પણ જીવને માને છે. વળી પુનર્જન્મ અને કર્મવાદને બ્રાહ્મણો પેઠે બૌદ્ધ અને જૈન બન્ને માને છે.

૭ બ્રાહ્મણદર્શનોનાં નામ આ છે: (૧) ન્યાય (૨) વૈશેષિક (૩) સાંખ્ય (૪) યોગ (૫) પૂર્વમીમાંસા ને (૬) ઉત્તરમીમાંસા. ચાર્વાક સિવાય બૌદ્ધ અને જૈનદર્શનોનું તથા બ્રાહ્મણદર્શનોનું વિશાળ સાહિત્ય મળે છે. આરંભથી આજ સુધીમાં કોઈ એક દર્શનના સેંકડો ગ્રંથો લખાયા છે અને સંસ્કૃતમાં ઘણું સાહિત્ય નષ્ટ છે. કેટલુંક ગુજરાતી ભાષામાં ટીકારૂપે લખાવા માંડ્યું છે. તત્ત્વજ્ઞાનના શોખીનોએ જે દર્શનનો શોખ હોય તેનું મૂળ સાહિત્ય જ વાંચવાનો પ્રયત્ન કરવો એ ઉત્તમ છે. ભગવદ્ગીતા અને શ્રીમદ્‌ભાગવત જેવા ગ્રંથોનાં સારાં ભાષાંતરો થયાં છે. એના ઉપરની કેટલીક ટીકાઓનાં પણ ભાષાંતરો મળે છે. તેમાં યોગસૂત્ર ને ઉપનિષદોનાં ગુજરાતી ભાષાંતરો પણ મળે છે. એટલે તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરનાર માટે કીમતી સાધનો છે, સૌએ એનો લાભ લેવો ઘટે.

૫

# ઉપનિષત્‌સિદ્ધાન્ત અને ભાગવત સિદ્ધાન્ત

'ઉપનિષત્‌સિદ્ધાન્ત' એ કદાચ શિથિલ શબ્દપ્રયોગ છે, કારણ કે પ્રાચીન ગણાતાં ઉપનિષદોમાં અમુક જ સિદ્ધાન્ત સળંગ સંકલિત રૂપમાં કહેલો હોય એવું દેખાતું નથી. પાછળના આચાર્યોએ પોતાનો ઈષ્ટ વાદ ઉપનિષદોને માન્ય છે એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, પણ આવો પ્રયત્ન પરસ્પરવિરોધી મતના આચાર્યોથી થઈ શક્યો છે એ વસ્તુસ્થિતિ જ ઉપનિષદોમાં અમુક એક જ સિદ્ધાન્ત દૃઢ રૂપમાં પ્રતિપાદિત નથી એમ સિદ્ધ કરે છે. છતાં એટલું ચોક્કસ કહી શકાય એમ છે કે ધ્યાનાદિ જેવી યોગની પ્રક્રિયાઓ, ઉપાસના તથા ઈશ્વર-ભક્તિ સંબંધી છૂટક વચનો તથા સાંખ્યવાદને અનુકૂળ કહી શકાય એવાં કોઈક વાક્યોને બાદ કરતાં ઈશાદિ દશ કે બાર ઉપનિષદોના મોટા ભાગમાં જ્ઞાનમાર્ગના કહી શકાય એવા આધ્યાત્મિક તથા સૃષ્ટિ અને પરમેશ્વરવિષયક વિચારો વેરાયેલા પડ્યા છે. વળી ઉપનિષદોનું સામાન્ય વલણ અદ્વૈતવાદ પ્રતિ છે.

અહીં ઉપનિષદોનું સ્વરૂપ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ઉપનિષદો કાંઈ સુગ્રથિત શાસ્ત્રગ્રન્થ નથી. શાસ્ત્રયુગ જ ઔપનિષદ કાળ પછી ઉદય પામ્યો છે. ન્યાયવૈશેષિકાદિ દર્શનો એ શાસ્ત્રયુગની રચના છે, પણ ઉપનિષદો તો કવિત્વમય ભાષામાં ઋષિઓના સ્વયંસ્ફુરિત અધ્યાત્મવિષયક ઉદ્‌ગારો છે. પ્રાચીનોએ તેને સ્વતઃપ્રમાણ ગણેલ છે.

અર્વાચીન દૃષ્ટિએ જોતાં ઉપનિષદ્વચનોમા જે સત્ય છે તે પ્રમાણપુરઃસર વિચાર કરીને મેળવેલ સત્ય નથી, પણ ઋષિઓના દર્શન-અર્જન જેવું, હૃદયગુહામાથી પ્રકટેલ પ્રાતિભ દર્શન છે, એમ કેટલાક ઔપનિષદ વચનોના સ્પષ્ટ કથનથી,[1] ભૃગુવલ્લીમા કઠિન તપથી જ્ઞાત થયુ હોવાની વાતથી, નચિકેતોપાખ્યાન, જાબાલોપાખ્યાન, ઉપકોસલોપાખ્યાન વગેરેમા રહેલા ગર્ભિત સૂચનથી તથા સમગ્ર રીતે ઉપનિષદોમા તર્કબદ્ધતાના અભાવથી સ્પષ્ટ પ્રતીત થાય છે

આ રીતે જોતા ‘ ઉપનિષત્સિદ્ધાન્ત ’ એ શબ્દપ્રયોગ બરાબર નથી, છતા શિથિલ રીતે ઉપનિષદોમા મળી આવતા ફિલસૂફીના વિચારો માટે એ શબ્દ વાપરી તેની ભાગવત સિદ્ધાન્ત એટલે ભાગવતમાર્ગના, કોઈ એક સમ્પ્રદાયના ખાસ નહિ પણ સામાન્ય, મન્તવ્યો સાથે તુલના કરવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

ભાગવતમાર્ગનો આદિ ગ્રન્થ ભગવદ્ગીતા છે[2] ગીતાથી પ્રાચીનતર કોઈ ગ્રન્થ જૂના કાળમા હશે તો એ અત્યારે ઉપલબ્ધ નથી, પણ શ્વે ઉ ના તથા બીજા પણ કેટલાક ઔપનિષદ-વચનો જોતા ગીતા રચાયા પહેલ પણ ભાગવતોના વિચારોનુ અસ્તિત્વ હશે એમ લાગે છે વળી ગીતામા પોતામા તથા ભાગવતસિદ્ધાન્તમા કેટલાક વિચારો ઉપનિષદોમાથી ઊતરી આવ્યા છે, અને કેટલાક તો બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણદર્શનોને સમાન માન્ય વિચારો છે દા. ત કર્મવાદ ઉપનિષદોમા કર્મવાદને લગતા જે છૂટક થોડા વચનો[3] મળે

---

૧ हृदा मनीषा मनसाभिक्लृप्त श्वे उ ३–१३

ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्ततस्तु त पश्यते निष्कलं ध्यायमान मुण्डक ३–१–८

यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनू स्वाम् । क. २–२३

૨ જુઓ મારો વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, ૧૯૩૯, પૃ ૩૫

૩ योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन ।

स्थाणुमन्ये नु संयन्ति यथाकर्म यथ श्रुतम् ॥ कठ २–५–७

છે તેમાં કર્મવાદ પૂરા વિકસિત રૂપમાં દેખાતો નથી, એટલું જ નહિ, પણ કર્મવાદવિષયક ઔપનિષદ વચનોનો સમગ્ર રીતે વિચાર કરતાં એમ લાગે છે કે ઔપનિષદકાળમાં જ એ વાદ ક્રમે ક્રમે વિકસ્યો છે. પાછલા કાળનાં ગણાતાં ઉપનિષદોમાં પ્રાચીનતર ઉપનિષદો કરતાં સ્પષ્ટતર રૂપમાં મળે છે, પણ બૌદ્ધ, જૈન અને ઉપનિષદુત્તરકાલીન બ્રાહ્મણસાહિત્યમાં કર્મવાદ પૂરા વિકસિત રૂપમાં મળે છે. ભાગવતમાર્ગને પણ કર્મવાદ સંપૂર્ણ રીતે માન્ય છે.

કેટલાક વિચારો બૌદ્ધ-જૈનને નહિ પણ ઉપનિષદોને તથા ભાગવતમાર્ગને સમાન રીતે માન્ય છે. દા. ત. વૈદિક કર્મોની મોક્ષસાધકતામાં અશ્રદ્ધા. ભગવદ્ગીતા સ્પષ્ટ શબ્દોમાં વૈદિક કર્મોની નિન્દા કરે છે,[૪] જ્યારે ઉપનિષદો આત્મજ્ઞાનને જ નિઃશ્રેયસ સાધન માને છે અને કર્મોને અવગણે છે.[૫]

ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો ઔપનિષદકાળમાં યજ્ઞાદિ વૈદિક કર્મોથી વિચારશીલ માણસોને અસંતોષ થવા લાગ્યો. પરિણામે બૌદ્ધો અને જૈનોએ વૈદિક કર્મોનો જ નહિ, પણ તેનો ઉપદેશ કરનાર વેદોનો પણ બહિષ્કાર કર્યો, જ્યારે ઉપનિષદોમાંથી નીકળેલા વેદાંતમાર્ગે તથા ગીતાથી ચાલેલા ભાગવતમાર્ગે વેદોને ધર્મના સ્વતઃપ્રાણ મૂળ તરીકે માન્ય રાખ્યા પણ વૈદિક કર્મોને ગૌણ ગણ્યાં. વૈદિક કર્મોને તથા સંસારને ત્યજીને પરિવ્રાજ્ય કરવાનું વલણ ઔપનિષદકાળમાં સામાન્ય હતું; જો કે સંન્યાસ માટે આગ્રહ ઉપનિષદોમાં કે ગીતામાં નથી.

---

૪ જુઓ ગીતા ૨-૪૨, ૪૩:-

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ।
कामात्मानः स्वर्गपराः जन्मकर्मफलप्रदाम् ॥

૫ एष नित्यो महिमा ब्राह्मणस्य न कर्मणा वर्धते नो कनीयान् । बृ. उ. ४-४-२३
नास्त्यकृतः कृतेन । मुण्ड. १-२-१२

પણ બૌદ્ધો, જૈનો, ઔપનિષદો અને ભાગવતો બધા ત્યાગમાં ગૌરવ માનતા એમ તો દેખાય છે અને પાછળથી પણ જેમ વેદાન્તીઓમાં સંન્યાસનું મહત્ત્વ હતું તેમ ભાગવતોમાં પણ હતું ભાગવતપુરાણ પોતે પારમહંસ્યસંહિતા કહેવાય છે રામાનુજ, મધ્વ ચૈતન્ય વગેરે વૈષ્ણવ આચાર્યોએ સંન્યાસ સ્વીકારેલો

ઉપનિષદોમાં મુખ્ય વિચારધારા બે દેખાય છે (૧) આધ્યાત્મિક ચિંતનની અને (૨) સૃષ્ટિકારણ ચિંતનની સ્થૂળ શરીર તો નશ્વર છે 'જેનું ધામ તેનું આ શરીર'[૬] ત્યારે માણસમાં કોઈ અવિનાશી તત્ત્વ છે કે નહિ એનું ચિંતન કરતાં ઇન્દ્રિયો, મન, બુદ્ધિ આત્મા વગેરે આધ્યાત્મિક દ્રવ્યોને ઋષિઓની પ્રજ્ઞાએ પકડ્યાં છે પણ અહીં સ્પષ્ટ કહેવું જોઈએ કે આધ્યાત્મિક વિચારમાં ચિત્તતંત્રની રચના કે કાર્યપ્રણાલીની વીગતોને ઉકેલવા તરફ ઔપનિષદ ઋષિઓએ વિશેષ ધ્યાન આપ્યું હોય એમ દેખાતું નથી, પણ જે તેઓને અંતતમ લાગ્યું છે તે આત્મતત્ત્વ તરફ જ તેઓની સ્થિર દૃષ્ટિ છે કોષમાં[૭] એ મહા પ્રશ્ન છે વારંવાર જુદે જુદે રૂપે આત્મતત્ત્વને પકડવાનો પ્રયત્ન કરતા ઋષિઓ જે ઉદ્ગારો કાઢે છે તેમાંથી એ દ્રષ્ટાઓનું ઊંડું મનન દેખાય છે

જેમ એક તરફથી આધ્યાત્મિક ચિંતન ચાલતું હતું તેમ બીજી તરફથી સૃષ્ટિચિંતન ચાલતું હતું કુત આજાતા કુત ઇયં વિસૃષ્ટિઃ[૮] ક્યાંથી આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ? એ પ્રશ્ન તો ઉપનિષદોથી પ્રાચીનતર કાળમાં ઋગ્મન્ત્રમાં મળે છે આ વિચારધારામાં પણ દૃશ્યમાન સૃષ્ટિની વીગતોના વિચારમાં ન પડતાં ઋષિઓનું ચિત્ત એના આદિમ મૂળને પકડવા મથે છે જગતની ઉત્પત્તિનો ક્રમ ભિન્ન ભિન્ન રીતે વર્ણવાયેલો ઉપનિષદોમાં મળે છે, પણ એ ક્રમને ત્યાં મહત્ત્વ નથી આપ્યું મહત્ત્વ

---

૬ सस्यमिव पच्यते जन्तु सस्यमिवाजायते पुनः । કઠ ૧-૧-૬

૭ બૃ ઉ 3-1

તો સર્વના મૂળનું છે અને જગતમાં સામાન્યતત્ત્વરૂપ ત્રણ કે પાંચ મહાભૂતો અને એ સર્વના મૂળરૂપ સત્‌બ્રહ્મનો નિશ્ચય કરનાર ઉદ્દાલકાદિ ઋષિઓએ તત્ત્વમસિમાં બેય પ્રવાહોનું અદ્વૈત જોયું. પણ ઔપનિષદવિચારોનો વધારે વિસ્તાર અહીં અપ્રસ્તુત છે. પણ ઉપર કહેલ બે વિચારધારાઓનું, તથા સામાન્ય રીતે ઉપનિષદોનું અવલોકન કરતાં એ દ્રષ્ટાઓની પ્રેરકવૃત્તિ જ્ઞાન માટેના કુતૂહલની સ્પષ્ટ દેખાય છે, અને એ કુતૂહલથી પ્રેરિત આધ્યાત્મિક ચિંતનને તેઓ બ્રહ્મવિદ્યા કે પરા વિદ્યા કહે છે.[૯]

ઔપનિષદ ઋષિઓનું આ વિદ્યા તરફનું આકર્ષણ એ ભાગવતોનું મુખ્ય લક્ષણ નથી. ભાગવતો જ્ઞાન મેળવવા નહિ પણ ધાર્મિક વૃત્તિને સંતોષવાની ઇચ્છાથી પ્રેરાય છે. અલબત્ત, વૈદિક કર્મોથી તેઓની ધાર્મિક વૃત્તિને સંતોષ ન થયો અને તેઓ ઈશની ઉપાસના કે ભક્તિ તરફ વળ્યા.

વળી જેઓને વૈદિક કર્મોથી સંતોષ નહોતો થતો તેઓને સામાન્ય સાંસારિક કાર્યોમાં પણ રાગ નહોતો રહ્યો. કઠોપનિષદ (૧-૨-૨) માં કહ્યું છે કે श्रेयः प्रेयश्च मनुष्यमेतस्तौ संपरीत्य विविनक्ति धीरः । એ વચન સ્પષ્ટ રીતે પ્રેય અને શ્રેયને સામસામાં મૂકે છે અને શ્રેયની ઇચ્છાને ઉચ્ચતર ગણે છે. બૃ. ઉ. માં મૈત્રેયી કહે છે येनाहं नामृता स्यां किमहं तेन कुर्याम्. ટૂંકામાં અમરતાની વાસના ઔપનિષદ વિચારકોમાં દેખાય છે. એને જ પાછળથી મુમુક્ષતા કહેલ છે. આ મુમુક્ષતા ભાગવતોમાં પણ છે: અર્જુનને 'હું તને સર્વ પાપોમાંથી મુક્તિ આપીશ' એમ શ્રીકૃષ્ણ કહે છે. પણ અહીંથી આગળ બે માર્ગો જુદા પડે છે. ઉપનિષદ કહે છે કે મન્દ માણસ યોગક્ષેમ માટે પ્રેયને શોધે છે, ત્યારે ધીર માણસ પ્રેયને છોડીને શ્રેયને પસંદ કરે છે. મતલબ કે

---

૯ મુંડક ૧-૫ अथ परा यया तदक्षरमधिगम्यते

,, ૧-૧માં ब्रह्मविद्या શબ્દ છે.

શ્રેયને માર્ગે જનારને યોગક્ષેમની મુશ્કેલીઓ પડે છે તે તેણે ધૈર્યથી સહન કરવાની છે. માટે જ અન્યત્ર કહ્યું છે કે नायमात्मा बलहीनेन लभ्यः ।[10] બીજી રીતે કહીએ તો જ્ઞાનમાર્ગે જનારને તિતિક્ષા વૈરાગ્ય વગેરેના આશ્રયથી દૃઢ રહેવું પડે છે.

હવે ભાગવતનો આ બાબતમાં ઔપનિષદોથી જુદાં પડે છે. ભાગવતમાર્ગના જૂનામાં જૂના ગ્રન્થ ગીતામાં જ્ઞાન, યોગ, ભક્તિ બધાંના વિચારો ગૂંથેલા છે. એટલે તપ, વૈરાગ્ય, તિતિક્ષા વગેરેની વાત એમા છે જ, પણ ઔપનિષદસાહિત્યમાં નથી એવી નવી વાત ગીતાના નીચેના વચનમાં છેઃ—

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ગીતા. ૯–૨૨

એનો અર્થ એ કે ઈશ્વરની ભક્તિ કરનારાઓના યોગક્ષેમની જવાબદારી ઈશ્વરને માથે છે. ગીતામાં કહેલા આ આશ્વાસનને ભાગવતધર્મના સમગ્ર ઇતિહાસમા ભારે ભાગ ભજવ્યો છે. પાછળના સંપ્રદાયોએ ગીતાના એ વચનને સ્વસ્વસંપ્રદાયનો એક અગત્યનો સિદ્ધાન્ત ગણ્યો છે. એ આશ્વાસન ભક્તિમાર્ગનું મોટું આકર્ષણ રહ્યું છે. ભક્તોનાં ચરિત્રો આ આશ્વાસનના બળથી કલ્પાયેલા ચમત્કારોથી ભર્યાં છે.

ઔપનિષદમાર્ગ પહેલા કહ્યું તેમ જ્ઞાનમાર્ગ છે, જ્યારે ભાગવતધર્મ ભક્તિમાર્ગ કે ધર્મમાર્ગ છે એ પહેલો ભેદ અને ઉપર દર્શાવ્યો તે આશ્રયનો બે માર્ગો વચ્ચે બીજો પાયાનો ભેદ છે. ઔપનિષદસાહિત્યને આધારે પાછળથી જે શાંકર વેદાન્તમાર્ગ ચાલ્યો તેમાં પણ આશ્રયની વાત નથી, જ્યારે ગીતાથી જે ભાગવતમાર્ગ ચાલ્યો તેમા આ આશ્રયની વાત પ્રધાન છે. મતલબ કે બે વચ્ચે આ ભેદ ચાલુ રહ્યો છે હવે ઇશ્વના સ્વરૂપ સંબંધે બે માર્ગોનું મન્તવ્ય શું છે તે જોઈએ. ઉપનિષદોમાં જોતું ક્વચિત્ અક્ષર, ક્વચિત્ બ્રહ્મ,

૧૦ મુંડક ૩–૨–૪

ક્વચિત્ સત્ એમ વિવિધ નામથી વર્ણન કર્યું છે તે નિર્ગુણ નિરાકાર તત્ત્વને જગતનું કારણ માનેલ છે.[૧૧] અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ, અલોહિત, અશબ્દ, અસ્પર્શ, અરૂપ જેવા સ્થૂલાદિ ગુણરૂપનો નિષેધ કરનાર શબ્દોથી ઉપનિષદોમાં એ પરમતત્ત્વનું વર્ણન કર્યું છે. વાણી અને મનને એ અગોચર છે. વાણીથી એનું વર્ણન અશક્ય છે. ચક્ષુ આદિ ઇન્દ્રિયોથી તથા મનની પણ એ ગ્રાહ્ય નથી. ખરી રીતે આ નહિ, આ નહિ, નેતિ નેતિ શબ્દોથી એ નિર્ગુણનું સૂચન થઈ શકે એમ છે એ પ્રમાણે ઉપનિષદોનાં ઘણાં બ્રહ્મવિષયક વચનોનો સાર છે. પણ અહીં કહેવું જોઈએ કે ઉપનિષદોમાં સર્વત્ર આવું જ વર્ણન નથી. ક્યાંક સગુણ ઈશ્વરનું પણ વર્ણન છે. ઈશતત્ત્વને મનોમય, પ્રાણશરીર, સત્યસંકલ્પ, સર્વકર્મા, સર્વકામ અને સર્વગન્ધ એક સ્થળે કહેલ છે.[૧૨] અન્યત્ર વળી, જેનું માથું અગ્નિ છે, દિશાઓ કાન છે, ચન્દ્ર અને સૂર્ય જેના નેત્ર છે એવું વિરાટ પુરુષ તરીકે ઈશ્વરનું વર્ણન છે.[૧૩] આ અને આવાં વચનોમાં પૌરુષેય રૂપની કલ્પના છે એમ કહી શકાય.

---

૧૧ अस्थूलमनणु अह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमो– બૃ. ૩–૮–૮
यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादम् नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मम् । મુંડક ૧–૧–૬
अशब्दमस्पर्शमरूपमव्ययम् કઠ. ૧–૩–૧૫
यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । તૈ. ઉ. ૨–૯
न तत्र चक्षुर्गच्छति, न वाग् गच्छति, नो मनः કેન. ઉ. ૧–૩
स एष नेति नेत्यात्मा । બૃ. ઉ. ૪–૪–૨૩

૧૨ मनोमयः प्राणशरीरः भारूपः सत्यसंकल्पः
आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः છાં. ઉ. ૩–૧૪–૨

૧૩ अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः ।
वायुः प्राणो हृदयं विश्वमस्य पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥
મુંડક ૨–૧–૪

હવે ઉપનિષદોનું તાત્પર્ય નિર્ગુણવર્ણનમાં છે કે સગુણવર્ણનમાં એ પ્રાચીન વિવાદમાં ઊતરવાની આપણને જરૂર નથી. શંકરાચાર્યે નિર્ગુણમાં તાત્પર્ય માન્યું છે. રામાનુજાદિ વૈષ્ણવ આચાર્યોએ સગુણમાં તાત્પર્ય માન્યું છે. પણ અહીં ઉપનિષદવચનોના તાત્પર્યનો પ્રશ્ન જ નથી. ઐતિહાસિક દૃષ્ટિથી ઉપનિષદોનું વલણ સ્પષ્ટ સમજી શકાય છે. ઉપનિષદો પહેલાના વેદમંત્રોમાં દેવોનાં વર્ણનો સ્પષ્ટ સગુણ અને પૌરુષેય છે. પછી ઋગ્વેદના દશમા મંડલના પુરુષસૂક્તમાં જગતના આદિકારણ તરીકે વિરાટ રૂપનું વર્ણન છે, જ્યારે એ જ મંડલના નાસદીયસૂક્તમાં નિર્ગુણનું કથન છે. નાસદીયસૂક્તની નિર્ગુણવર્ણનની પરંપરાને ઉપનિષદોએ ખૂબ પુષ્ટ કરી. બીજી રીતે કહીએ તો વૈદિક વેદમંત્રોમાં અગ્નિ, સૂર્ય, વાયુ વગેરે તત્ત્વોમાં માનવભાવવાળું દેવત્વ આરોપાયેલું છે, ત્યારે ઉપનિષદોમાં માનવજીવનના તથા સૃષ્ટિના મૂળમાં શું છે તેનો તાત્ત્વિક વિચાર કરવામાં આવ્યો છે.

હવે ભાગવતમાર્ગમાં પહેરેથી જૂના ઉપનિષદો કરતાં ઘણી વધારે સગુણ માન્યતા છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો વેદમંત્રનો સગુણવાદ ભાગવતધર્મમાં ઊતર્યો છે. ભાગવતધર્મના આદિગ્રન્થ ગીતામાં નિર્ગુણ–સગુણની એકતા કરીને સગુણ ઈશ્વરનું પુરુષસૂક્તને અનુસરતું વર્ણન કર્યું છે. ભાગવતપુરાણ પણ એ જ ધોરણને અનુસરે છે. પરમ કારણનું નિર્ગુણપદ ઉપનિષદોની અસરથી તાત્ત્વિક વિચારકોમાં એવું દૃઢ સ્થાપિત થઈ ગયું હતું કે ભાગવતોને સગુણ ઈશ્વરને પરમ કારણ કહેવા માટે એની નિર્ગુણ સાથે એકતા માનવી પડી છે. મારા મતે આને ધર્મ ઉપર ફિલસૂફીની અસર કહી શકાય. બાકી ભાગવતોના ઇષ્ટ સગુણ ઈશ્વર જ છે એ ચોક્કસ છે.[14]

---

૧૪ अनादि मत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ।
सर्वतः पाणिपादं तत्सर्वतोक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ ગીતા ૧૩–૧૨, ૧૩

ગીતાના અગિયારમા અધ્યાયનું વિશ્વરૂપદર્શન પણ સગુણ અને સાકાર ઈશ્વરનું નિરૂપણ કરે છે.

સૃષ્ટિપ્રક્રિયા-નિર્ગુણસગુણના આ ભેદે સૃષ્ટિપ્રક્રિયા ઉપર સ્વાભાવિક અસર કરી છે. ઉપનિષદોની સૃષ્ટિપ્રક્રિયામાં यतो वा इमानि भूतानि जायन्ते । (તૈ. ઉ. ૩-૧) तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । (તૈ. ઉ. ૨-૧) વગેરે વચનોમાં સૃષ્ટિ મૂળ કારણમાંથી સ્વાભાવિક રીતે ઉત્પન્ન થતી હોવાનું સૂચન છે, ત્યારે બીજાં એવાં પણ स ईक्षत लोकान्नु सृजा इति (ઐ. ઉ. ૧-૧) આદિ વચનો છે કે જેમાં પૌરુષેય ઇચ્છાનું સૂચન છે. પાછળથી વૈષ્ણવ, શૈવ અને શાક્ત માર્ગોમાં ઈશ્વરની આ ઇચ્છાશક્તિનો ઘણો વિકાસ થયો છે. પૌરુષેય ઇચ્છાનું એક રૂપાન્તર રમવાની ઇચ્છાને કહી શકાય. એક ઉપનિષદ્‌વચનમાં ' પહેલાં પુરુષવિધ આત્મા એકાકી હતો ત્યારે એને ગમતું નહોતું માટે તેણે બીજાની ઇચ્છા કરી ' આવી સૃષ્ટિના આરંભની કલ્પના કરી છે.[૧૫] આમાંથી રમત માટે ઈશ્વરે સૃષ્ટિ કરી, જેમ બાળક રમકડાં રચે તેમ, એવીયે કલ્પનાનો નિર્દેશ છે.[૧૬] ગૌડપાદે વેદાંતને અમાન્ય સૃષ્ટિપ્રયોજનો ગણાવતાં આ ' ક્રીડા માટે'નો નિર્દેશ કર્યો છે.[૧૭] શાંકરવેદાંતમાં ઇચ્છાથી સૃષ્ટિ થવાનો કે ઉપભોગ અથવા ક્રીડા માટે ઈશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરી હોવાનો મત માન્ય નથી, પણ ભાગવતમાર્ગમાં જુદે જુદે રૂપે છે. ભાગવતમાં ક્રીડા માટે સૃષ્ટિની વાત પણ છે.[૧૮]

---

૧૫ स नैव रेमे तस्मादेकाकी न रमते स द्वितीयमैच्छत् બૃ. ઉ. ૧-૩-૩

૧૬ लोकवत्तु लीलाकैवल्यम् । બ્ર. સૂ. ૨-૧-૩૩

૧૭ इच्छामात्रं प्रभोः सृष्टिरिति केचिद्‌ व्यवस्थिताः ।
कालात्प्रसूतिं भूतानां मन्यन्ते कालचिन्तकाः ।
भोगार्थं सृष्टिरित्यन्ये क्रीडार्थमिति चापरे
देवस्यैष स्वभावोऽयमाप्तकामस्य का स्पृहा ॥ માંડૂક્ય ઉ. કારિકા ૮, ૯

૧૮ ૧૦-૨-૩૯ તથા બીજાં પણ એ મતલબનાં વચનો ભાગવતમાં છે.

સૃષ્ટિપ્રક્રિયાના વિષયમાં ઔપનિષદો અને ભાગવતો વચ્ચે એક બીજો પણ મતભેદ છે. સૃષ્ટિની ઉત્પત્તિ બ્રહ્મમાંથી હોવાનો સામાન્ય ઔપનિષદ મત છે. સૃષ્ટિના કારણ તરીકે બ્રહ્મથી જુદા કોઈ તત્ત્વનો ઉપનિષદોમાં સ્વીકાર નથી. પણ ઉપનિષદ પછીના કાળમાં જે સ્વતંત્ર દર્શનો ઉત્પન્ન થયાં તેમાંથી વૈશેષિકમાં ભૂતોનાં પરમાણુઓને અંતિમ કારણ માનેલ છે, જ્યારે સાંખ્યમાં પ્રકૃતિને કારણ માનેલ છે. વૈશેષિક અને સાંખ્ય બેય દ્વૈતવાદી છે એ અહીં સ્મરણમાં રાખવાનું છે. ગમે તે કારણથી પણ સાંખ્યદર્શનની જૂના શિષ્ટ સમાજ ઉપર ઘણી અસર થઈ. મહાભારતપુરાણમાં એ અસર દેખાય છે. બ્રહ્મસૂત્રમાં સાંખ્યના ખંડનનો જે ભારે પ્રયત્ન કરેલો જોવામાં આવે છે તે પણ સાંખ્યની શિષ્ટપ્રિયતા સૂચવે છે. આ સાંખ્યની અસરથી સૃષ્ટિના કારણ તરીકે પ્રકૃતિનો સામાન્ય સૃષ્ટિવિચારમાં પ્રવેશ થયેલો હોવાથી ઉપનિષદોમાં દર્શનને રજૂ કરવા માટે જેની પ્રવૃત્તિ છે તે બ્રહ્મસૂત્રકારને બ્રહ્મ જ પ્રકૃતિ છે એમ ખાસ કહેવું પડ્યું છે.[૧૯] પણ ભાગવતોએ પ્રકૃતિને પોતાના દર્શનમાં સમાવવાનો અને છતાં અદ્વૈતવાદ સાચવી રાખવાનો નવો કીમિયો શોધ્યો. સાંખ્યવાદ અને ઔપનિષદવાદનું મિશ્રણ કરીને સાંખ્યની ત્રિગુણ પ્રકૃતિને ઈશ્વરની માયાશક્તિ કે પ્રકૃતિ તરીકે ઈશ્વરમાં મેળવી દીધી. પ્રકૃતિનું આવું વર્ણન ગીતામાં મળે છે,[૨૦] સંક્ષેપમાં તો શ્વે. ઉ. માં પણ એ વાત છે જ,[૨૧] ત્યાં પણ એને ભાગવતસિદ્ધાન્તની અસર ગણવી પડશે. આ ભાગવતોની માયાશક્તિ એ શાંકરવેદાંતની માયાથી ભિન્ન છે. પણ

૧૯ प्रकृतिश्च प्रतिज्ञादृष्टान्तानुपरोधात् બ્ર. સૂ. ૧–૪–૨૩

૨૦ प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ગીતા ૯–૮
सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम् ૯–૭
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ૪–૬

૨૧ मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । શ્વે. ઉ. ૪–૧૦

શંકરે અદ્‌ભુત બુદ્ધિકુશળતાથી જે શબ્દોમાં પોતાના અવિદ્યાવાદ સાથે ભાગવતોની આ માયાશક્તિનો મેળ બેસાર્યો છે તે માયાશક્તિની પૃથક્તા ખુલ્લી કરી દે છે.[૨૨]

સગુણ પૌરુષેય ઈશ્વરના વાદમાંથી જ ભાગવતોનો અવતારવાદ નીકળ્યો છે. જૂનાં ઉપનિષદોમાં અવતારવાદનું બિલકુલ સૂચન નથી. પણ ગીતા (૪–૧)માં એનો સ્પષ્ટ નિર્દેશ છે.–

યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્ ॥

ગીતાથી ચાલેલા અવતારવાદનો પાછલા કાળમાં કેટલો વિકાસ થયો છે એ પ્રસિદ્ધ છે.

એક બીજો ભેદ પણ ઉપનિષદ્‌માર્ગ અને ભાગવતમાર્ગ વચ્ચે દેખાય છે. ઉપનિષદોના ઋષિઓનું બધું લક્ષ્ય પહેલાં જ્ઞાન તરફ અને પછી અમૃતત્વ કે મોક્ષ તરફ છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે આપણાં બધાં દર્શનો જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ મોક્ષાર્થી છે; પણ અહીં મારું વક્તવ્ય એ છે કે ઔપનિષદોનું લક્ષ્ય પોતાના જ્ઞાનની કે જ્ઞાની તરીકેના પોતાના વર્તનની લોક ઉપર શી અસર થશે એ તરફ ગયું જ નથી, પણ ભાગવતધર્મમાં ગીતાથી જ લોકસંગ્રહનો વિચાર છે;[૨૩] પાછળથી જો કે શાંકરવેદાંતમાંયે લોકસંગ્રહનો થોડો વિચાર ઊતર્યો છે; પણ ભાગવતધર્મના ઇતિહાસમાં પાછળથી ખાસ કરીને સંતો દ્વારા લોકવર્ગના કલ્યાણનું ભારે કાર્ય થયું છે.

છેવટ સાધનવિષયમાં ઉપનિષદો અને ભાગવતમાર્ગ વચ્ચે

---

૨૨ જુઓ સર્વજ્ઞસ્યેશ્વરસ્યાત્મભૂતે ઇવાવિદ્યાકલ્પિતે નામરૂપે તત્ત્વાન્યત્વાભ્યામનિર્વચનીયે સંસારપ્રપઞ્ચબીજભૂતે સર્વજ્ઞસ્યેશ્વરસ્ય માયાશક્તિઃ પ્રકૃતિરિતિ શ્રુતિસ્મૃત્યોરભિલપ્યેતે બ્ર. સૂ. ૨–૧–૧૪નું ભાષ્ય

૨૩ લોકસંગ્રહમેવાપિ સંપશ્યન્કર્તુમર્હસિ ગીતા ૩–૨૦

મોટો તફાવત છે. ઉપનિષત્ એટલે જ વિદ્યા. ઔપનિષદ ઋષિઓનું વલણ મુખ્યત્વે જ્ઞાન તરફ. પહેલું તો જ્ઞાન જ લક્ષ્ય. એ ઋષિઓની ચિંતનપ્રવૃત્તિ જ જ્ઞાન માટે. પાછળથી મુક્તિ લક્ષ્ય કરતાં જ્ઞાન સાધન કર્યું, જ્યારે ભાગવતમાર્ગમાં ભક્તિ જ સાધન છે.

આ મુખ્ય સાધન સિવાય નિષ્કામતા, શ્રદ્ધા, વૈરાગ્ય, તિતિક્ષા, શમ, દમ, વગેરેનો ઉલ્લેખ ઉપનિષદોમાં આવે છે ખરો. 'જ્યારે સર્વ કામનાઓ છૂટી જાય ત્યારે મર્ત્ય અમૃત થાય'[૨૪] એવાં વચનો ઉપનિષદોમાં મળે છે અને પાછળથી વેદાંતમાં શમાદિ સાધનસંપત્તિને બ્રહ્મજિજ્ઞાસાના સાધક માટે આવશ્યક ગણેલ છે, તેમ જ ભાગવતધર્મમાં પણ રાગદ્વેષના ત્યાગની અને અસંગ, દયા, મૈત્રી, તપ, તિતિક્ષા વગેરે ગુણોની જરૂર માની છે.[૨૫]

ઔપનિષદકાળમાં જ ભાગવતસિદ્ધાન્તના વિચારોનો ઉદ્ભવ થયો હો અને ઉભય વિચારોના બીજ તો મંત્રભાગમાં છે, પણ ભાગવતવિચારો જૂના વખતથી ભિન્ન ગણાય છે[૨૬] મહિમ્નઃ સ્તોત્રના પ્રખ્યાત શ્લોકમાં ત્રયી, સાંખ્ય, યોગ, પાશુપતમત અને વૈષ્ણવ ભિન્ન ગણાવ્યા છે તે ઐતિહાસિક દૃષ્ટિએ યથાર્થ છે[૨૭] અને ઉપર આ બે સિદ્ધાન્તો વચ્ચે ભેદના જે મહત્ત્વના મુદ્દાઓ તે સ્પષ્ટ કરી દર્શાવ્યા છે. ટૂંકામાં એમ કહી શકાય કે ઉપનિષદો આધ્યાત્મિક જ્ઞાનની કેળવણીનું સાધન છે, ત્યારે ભાગવતસિદ્ધાન્ત ઈશ્વર તરફના પ્રેમની કેળવણીનું સાધન છે. બીજી રીતે કહીએ તો ઊંચી પારમાર્થિક ફિલસૂફી ઉપનિષદોમાં અને ઔપનિષદદર્શનમાં છે, ત્યારે ઊંડી ધાર્મિક વૃત્તિ ભાગવતધર્મમાં છે.

---

૨૪ यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः अथ मर्त्योऽमृतो भवति

૨૫ ભાગવત ૧૧. ૩-૨૨ થી ૨૬

૨૬ મહાભારતના નારાયણીય પર્વમાં આપેલી પાંચરાત્ર શાસ્ત્રની ઉત્પત્તિ વેદથી ભિન્નતાની સૂચક છે.

૨૭ त्रयी सांख्यं योगः पशुपतिमतं वैष्णवमिति

## ૬

# અદ્વૈતવાદ અને શંકરાચાર્ય

ઋગ્વેદમાંયે નાસદીય જેવા કોઈક સૂક્તમાં દાર્શનિક વિચારનું બીજ મળે છે; પણ એ વિચારોનું પ્રાધાન્ય તો ઉપનિષદોમાં જ જોવામાં આવે છે. ઉપનિષદો બધાં એક કાળનાં નથી. કેટલીય પેઢીઓના વિચારો ઉપનિષદોમાં સંગ્રહાયા છે. અને જો કે ક્યાંક ક્યાંક બીજી અલ્પસાર વાતો છે, પણ સામાન્ય રીતે ઉપનિષદોમાં ઊંચા દાર્શનિક વિચારો કવિત્વમય રમણીય ભાષામાં મળે છે. આત્માની અન્તર્ગતમ ગુહામાંથી નીકળેલાં એ ઔપનિષદ-વચનોમાં આધ્યાત્મિક અનુભવની એક એવી ઝલક છે કે તેને પ્રમાણની અપેક્ષા રહે નહીં. વેદના અપૌરુષેયત્વની માન્યતામાં જેને શ્રદ્ધા ન હોય તેને પણ વેદાન્ત-ઉપનિષદોનું સ્વતઃપ્રામાણ્ય આ કારણથી અને કદાચ આટલા પૂરતું સ્વીકારવામાં ભાગ્યે જ વાંધો આવે. પણ ઉપનિષદો વિચારરત્નોની ખાણ હોવા છતાં વિચારોની પ્રમાણપુરઃસર વ્યવસ્થા કરીને રચેલું શાસ્ત્ર નથી.

શાસ્ત્રયુગનો ઉદય ઔપનિષદયુગ પછી કેટલેક વખતે થયો છે. ન્યાય, વૈશેષિકાદિ દર્શનોના સૂત્રગ્રન્થો રચાયા તે ઉપનિષદોની રચના પછી ઘણે વખતે; અને ભિન્ન ભિન્ન વાદોની સ્પષ્ટ સંકલના તો સૂત્રગ્રન્થોમાં જ પહેલવહેલી થઈ છે. તે જ ઉપનિષદોમાંથી શંકર, રામાનુજાદિ આચાર્યોએ કેવલાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત વગેરે ભિન્ન વાદો ઉપજાવ્યા છે. એ હકીકત જ ઉપનિષદોમાં એક જ વાદ સળંગ સ્પષ્ટ રૂપમાં નથી એનો પુરાવો છે. છતાં ઉપનિષદોનો—ખાસ કરીને છાંદોગ્ય,

બૃહદારણ્યકાદિ જૂનાં ઉપનિષદોનો સામાન્ય ધ્વનિ અદ્વૈતબોધક છે. એની કોઈથી ના પડાય એમ નથી. શંકરાચાર્ય જેવા આચાર્યે દ્વૈતવાદનો અર્થ કાઢવા પ્રયત્ન કર્યો છે, પણ એમના વ્યાખ્યાનમાં ખેંચતાણ ચોખ્ખી દેખાય છે. ડોયસેનાદિ પાશ્ચાત્ય તટસ્થ વિદ્વાનો પણ ઉપનિષદો અદ્વૈતવાદી છે એમ કહે છે.

બૃહદારણ્યકાદિ ઉપનિષદોથી ચાલેલો અદ્વૈતવાદ મહાભારતપુરાણો સાથે મળે છે. જીવ અને ઈશ્વરનો અભેદ[1], એક જ અદ્વિતીય આત્મા આખા વિશ્વનાં જન્મ, સ્થિતિ, લયનું કારણ છે[2]; એટલું જ નહીં પણ એ આત્મા જ સર્વ છે, એથી જુદું કાંઈ નથી[3], આ અદ્વૈત ભાવને જુદી જુદી રીતે સમજાવવાનો ઉપનિષદોમાં પ્રયત્ન છે પણ જીવ અને ઈશ્વરનું તથા જગત્ અને ઈશ્વરનું અદ્વૈત માનવા જતાં સામાન્ય અનુભવ તથા મનુષ્યની અનુમાનશક્તિ સાથે જે અથડામણ થાય છે તેનું સમાધાન કરવાનો પ્રયત્ન ઉપનિષદોમાં નથી પછીના મહાભારતપુરાણના અદ્વૈતબોધક વચનોમાં પણ એવો પ્રયત્ન નથી કારણ કે ઉપનિષદો કે મહાભારતપુરાણો કાંઈ દર્શનશાસ્ત્ર નથી

આવો દાર્શનિક સંકલનનો પહેલો પ્રયત્ન બ્રહ્મસૂત્રમાં જોવામાં આવે છે. બ્રહ્મસૂત્રના સમયની કે ષડ્દર્શનમાં એના સ્થાનની ચર્ચા નહીં કરીએ પણ ન્યાયવૈશેષિક તથા સાંખ્યયોગ, ઉપનિષદાદિ સાહિત્યમાં પ્રગટ થયેલા વિચારોને બાજુ ઉપર રાખીને, દાર્શનિક ચર્ચા કરે છે અને દ્વૈતવાદી છે; ત્યારે બ્રહ્મસૂત્ર, ઉપનિષદાદિમાં પ્રગટ થયેલા વિચારોનો આધાર લઈને પોતાનું દર્શન રચે છે[4], અને કોઈક પ્રકારનો અદ્વૈતવાદ રજૂ કરે છે

૧ છા ઉ. ૬ ૮–૧૬. ૨ તૈ ઉ ૩–૧

૩ બૃ ઉ ૪–૪. ૧૩, ૧૯, છા. ઉ ૩ ૧૪, ૧, વગેરે.

૪ બ્રહ્મસૂત્રની સમગ્ર રચના જ, ફક્ત પ્રથમ અધ્યાયના ચતુર્થ અને બીજા અધ્યાયના પ્રથમ-દ્વિતીય પાદને બાદ કરતાં. ઉપનિષદ્વચનોમાંથી પરસ્પર અવિરુદ્ધ એવો સંકલિત વાદ કાઢવાના પ્રયત્નરૂપ છે

મારું વક્તવ્ય એ છે કે બ્રહ્મસૂત્ર રચાયા પહેલાં અદ્વૈતના વિચારો હતા; જેમ સાંખ્યકારિકા રચાયા પહેલાં સાંખ્યના, પાતંજલયોગસૂત્ર રચાયા પહેલાં યોગના અને હાલનું ગૌતમપ્રણીત ન્યાયસૂત્ર રચાયા પહેલાં ન્યાયના વિચારો હતા. પણ સુગ્રથિત શાસ્ત્ર ન હતું. બ્રહ્મસૂત્રમાં આશ્મરથ્ય, ઔડુલોમિ, કાશકૃત્સ્ન, બાદરિ, બાદરાયણ, જૈમિનિ, વગેરે પૂર્વાચાર્યોના મતોનો ઉપન્યાસ કરેલો જોવામાં આવે છે.[૫] પણ તે તે આચાર્યોના ટૂંકા તેવા પણ ગ્રન્થો કોઈ હોય એવું માનવા માટે કશો આધાર વેદાન્તવિષયમાં તો નથી. અમુક અમુક બાબતમાં જુદા જુદા આચાર્યોના અમુક મતો તે તે આચાર્યની શિષ્યપરંપરામાં પ્રચલિત હોય અને તેનો સૂત્રકારે આ રીતે ઉલ્લેખ કર્યો હોય, એ સંભવિત છે. ટૂંકામાં મારું વક્તવ્ય એ છે કે ઉપનિષદો ઉપર આધાર રાખીને ફિલસૂફીની ચર્ચા કરનાર ઘણા ચિંતકો ઉપનિષદો અને બ્રહ્મસૂત્ર વચ્ચેના કાળમાં થયા હશે; જેમ ન્યાયાદિ તથા બૌદ્ધ–જૈનાદિ દૃષ્ટિથી ચર્ચા કરનારા ચિંતકો થયા હશે. પણ ઉપનિષદો ઉપર આધાર રાખીને તથા ન્યાયાદિ બીજાં દર્શનોની ચર્ચાઓને પણ ધ્યાનમાં રાખીને સંકલિત દર્શન–ફિલસૂફી રજૂ કરનારો પહેલો ગ્રન્થ તો આ બ્રહ્મસૂત્ર જ છે.

બ્રહ્મસૂત્રનાં સૂત્રો અતિસંક્ષિપ્ત અને ઘણી જગ્યાએ અસ્પષ્ટ છે. કદાચ પહેલેથી જ એની સાથે કોઈ વૃત્તિ હશે જે પાછળથી લુપ્ત થઈ ગઈ. એમ છતાં બ્રહ્મસૂત્રમાં કોઈક જાતનો અદ્વૈતવાદ છે એટલું ચોક્કસ. અલબત્ત એ શંકરાચાર્ય, રામાનુજ કે વલ્લભ–એકેયને સર્વથા અનુકૂળ નથી એવો મારો મત છે. જો કે કોઈએ વિશિષ્ટાદ્વૈતને વધુ અનુકૂળ છે એવો, તો કોઈએ શુદ્ધાદ્વૈતને અનુકૂળ છે એવો મત દર્શાવ્યો છે. પણ મારા મતે ખરી વાત એવી લાગે છે કે કેટલીક બાબતો જે સ્પષ્ટ કરવાની પાછળના આચાર્યોને આવશ્યકતા લાગી છે તે બ્રહ્મસૂત્રમાં અસ્પષ્ટ જ રહેવા દીધી છે. સૂત્રની રચનાની શાબ્દિક

---

૫ જુઓ, બ્ર. સૂ. ૧. ૪. ૨૦, ૨૧, ૨૨; ૧. ૨. ૩૦; ૩. ૪. ૧૯; ૩.૨. ૪૦.

અસ્પષ્ટતા ઉપરાંત સૂત્રકારના ફિલસૂફી-વિષયક વિચારોની અસ્પષ્ટતા પણ એ ગ્રન્થમાં છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં એમ લાગે છે કે પેઢી-દર-પેઢી વિચારો તથા ચર્ચા થઈને તથા દર્શનોના વિરોધોમાં રહેલાં મતોના જવાબોની શોધમાંથી ભિન્ન ભિન્ન દર્શનોના વિચારોનો વિકાસ થયો છે આ વિકાસક્રમનો વિગતવાર ઇતિહાસ મળતો નથી, કારણ કે શંકરાચાર્ય પહેલાના બ્રહ્મસૂત્ર ઉપરના વૃત્તિગ્રન્થો તથા ભાષ્યગ્રન્થો લુપ્ત થયા છે. હવે શંકરાચાર્યે બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય લખીને પોતાનો મત સૂત્રમાંથી કાઢવાનો પ્રયત્ન કર્યો છે. એ જમાનાની એ જરૂરિયાત હશે પણ તટસ્થ રીતે જોતાં એમાં શંકરાચાર્યની સ્વતન્ત્રતા સ્પષ્ટ દેખાય છે

ઉપનિષત્કાળથી અદ્વૈતવાદ પ્રચલિત હતો, પણ સૃષ્ટિપ્રક્રિયા, જીવ અને ઈશ્વરના અભેદની અવસ્થા, મોક્ષસ્થિતિ વગેરે પ્રશ્નોમાં સૂત્ર પહેલાં પણ ઝીણા મતભેદો હતા અને તે મતભેદોની સૂત્રકારે નોંધ લીધી છે આ મતોમાંથી કોઈક સૂત્રકાર કરતાં શંકરાચાર્યના અર્થને વધારે અનુકૂળ હોય એવા પણ દાખવ્યા છે[૬] પણ એ જુદા મતવાળા આશ્મરથ્ય ઔડુલોમિ, બાદરિ આદિ ઋષિઓમાંથી કોઈનું આખું સંકલિત દર્શન ન હતું એક સ્થળે બીજા કરતાં કાશકૃત્સ્નનો મત શંકરાચાર્યને અનુકૂળ છે, તો બીજે સ્થળે બાદરિનો, અને ત્રીજે સ્થળે ઔડુલોમિનો મત અનુકૂળ છે. ટૂંકામાં, મારી કહેવાની મતલબ એ છે કે શંકરાચાર્ય પાસે બ્રહ્મસૂત્ર કરતાં પોતાના મતને વધુ અનુકૂળ હોય એવો કોઈ ગ્રન્થ ન હતો, માત્ર પ્રકીર્ણ મતો હતા. મતલબ કે ઉપનિષદાદિ અદ્વૈતબોધક ગ્રન્થો કરતાં શંકરાચાર્યના વાદમાં જે વિશિષ્ટતા છે તે એની પોતાની અસાધારણ પ્રતિભાનું જ ફળ છે.

શંકરાચાર્યની આ સ્વતંત્રતા, સૂત્રકારથી મતભેદ, પ્રાચીનોના

૬ બ્ર. સૂ. ૪. ૪. ૬; ૪. ૩. ૭, ૧. ૪. ૨૨.

જાણવામાં હતો. શંકરાચાર્ય પછી તરતમાં થયેલા ભાસ્કરાચાર્ય સ્પષ્ટ કહે છે કે,

> सूत्राभिप्रायसंवृत्त्या स्वाभिप्रायप्रकाशनात् ।
> व्याख्यातं यैरिदं शास्त्रं व्याख्येयं तन्निवृत्तये ॥

અને આ કથનમાં ભલે આક્ષેપ હોય, કહેનારે એને દોષ ગણ્યો હોય, પણ મારા મતે એમાં જ શંકરની મહત્તા છે. શંકરાચાર્ય પોતે આ વાત ગર્ભિત રીતે કબૂલ કરે છે. એક સ્થળે[૭] સૂત્રોનું એક રીતે વ્યાખ્યાન કર્યા પછી બીજી રીતે પોતાના મતને અનુકૂળ એવું વ્યાખ્યાન કરે છે. અને આ ભિન્ન મતના વ્યાખ્યાન માટે કોઈ જૂનો આધાર લેતા નથી.

શંકરાચાર્યની આ સ્વતંત્ર ફિલસૂફીનું સાચું મૂળ તો ઉપનિષદો છે, એ નિઃસંશય છે. ઉપનિષદોના મોટા ભાગનાં વચનોમાંથી જે નિર્ગુણ બ્રહ્મના અદ્વૈતવાદનો ધ્વનિ ઊઠે છે તેનો પરસ્પર તથા પ્રમાણબુદ્ધિ સાથે સમન્વય સાધીને શંકરાચાર્યે પોતાનું દર્શન રચ્યું છે; અને એ દર્શન બ્રહ્મસૂત્ર અથવા બીજાં કોઈ પ્રચલિત ઉપનિષદ્ વ્યાખ્યાનથી ભિન્ન હોવાથી આચાર્યે બ્રહ્મસૂત્રના ભાષ્યના ઉપોદ્ઘાતને અન્તે સ્પષ્ટ લખ્યું છે કે

> यथा चायमर्थः सर्वेषां वेदान्तानां तथा वय-
> मस्यां शारीरकमीमांसायां व्याख्यास्यामः ।

મતલબ કે એ અધ્યાસભાષ્યમાં જે દૃષ્ટિ પોતે રજૂ કરી છે તે દૃષ્ટિએ ઉપનિષદ્વચનોનો અર્થ પોતે કર્યો છે.

આ રીતે શંકરાચાર્યનું દર્શન સ્વતંત્ર છે, પણ એનો અર્થ એના વિચારો ઉપર કોઈનું ઋણ નથી એવો નથી. ઉપનિષદોનો આધાર તો પોતે સ્વીકારે જ છે. એટલું જ નહિ પણ મન અને

---

૭. બ્ર. સૂ. ૧. ૧. ૧૯; ૩ ૩. ૧૬, ૧૭.

વાણીથી અગોચર તત્ત્વનું જ્ઞાન ઉપનિષદ્ દ્વારા જ થઈ શકે એમ કહે છે વળી ઔપનિષદ અદ્વૈતવાદીઓનો સંપ્રદાય ચાલતો હોવાનું ઉપર કહ્યું જ છે એ સંપ્રદાયને લગતું જે સાહિત્ય ગીતા–મહાભારતમાં સંગ્રહાયું તેનો સ્મૃતિપ્રમાણ તરીકે સૂત્રકારે તથા ભાષ્યકારે સ્વીકાર કર્યો છે પછી આશ્મરથ્ય, ઔડુલોમિ, બાદરિ વગેરે અદ્વૈતવાદીઓના પ્રકીર્ણ મતોનો બ્રહ્મસૂત્રમાં સંગ્રહ થયો છે પણ સૂત્રકાર પછી અને શંકરાચાર્ય પહેલાં પણ અદ્વૈતવાદનો સંપ્રદાય ચાલુ હતો, જેમાં એક વૃત્તિકારને સૂત્રના વ્યાખ્યાનમાં શંકર ઘણે ભાગે અનુસરે છે અને કેટલીક વાર જુદા પડે છે, જ્યારે બીજા વાદી ભર્તૃપ્રપંચનું ખંડન કરે છે[૮] બીજી એક બોધાયનવૃત્તિને અનુસરી રામાનુજાચાર્યે ભાષ્ય રચ્યું છે આ ઉપરાંત મંડનમિશ્રનો બ્રહ્મસિદ્ધિ ગ્રન્થ દક્ષિણમાં મળ્યો છે આ ગ્રન્થમાં અદ્વૈતવાદ છે અને તેનો વાચસ્પતિમિશ્રે લાભ લીધો છે એમ દ્રાવિડ વિદ્વાનો કહે છે પણ શંકરાચાર્ય જેના ઋણનો સ્પષ્ટ સ્વીકાર કરે છે એવા અદ્વૈતવાદીઓમાં મુખ્ય તો છે ગૌડપાદાચાર્ય શંકરસંપ્રદાય ગૌડપાદને આચાર્યના પરમગુરુ ગણે છે એની કારિકાઓ પ્રસિદ્ધ છે શંકરાચાર્યે 'સંપ્રદાયવિદ્નું વચન છે' એમ કહીને કારિકામાંથી એક શ્લોક ભાષ્યમાં ઉતાર્યો છે[૯] આ ઉપરાંત ચતુઃસૂત્રીને છેડે શંકરે બે શ્લોકો અનુમતિ સાથે ઉતાર્યા છે અને ટીકાકાર એ શ્લોકોને 'બ્રહ્મવિદાં ગાથા' કહે છે આ બ્રહ્મવિદોનું તો કાંઈ વધારે સાહિત્ય મળ્યું નથી પણ જે ગૌડપાદનો ગ્રંથ મળે છે અને જેનું શંકર ઉપર ઠીક ઋણ છે એમ કહી શકાય તે ગૌડપાદના વિચારોથી પણ શંકરાચાર્યના વિચારો અગત્યની બાબતમાં જુદા પડે છે ગૌડપાદના વિચારો ઉપર જેટલી બૌદ્ધમતની છાયા છે તેટલી શંકરાચાર્યના વિચારો ઉપર નથી

---

૮ બ્ર સૂ ૧-૪-૧૪નું ભાષ્ય

૯ જુઓ બ્ર સૂ ૧-૪-૧૪નું ભાષ્ય

છતાં એટલું ચોક્કસ છે કે જેમ ન્યાય-વૈશેષિકાદિ દર્શનોની શંકરને ખબર છે તેમ જ બૌદ્ધ-જૈન દર્શનોની શંકરાચાર્યને ખબર છે, એટલું જ નહીં પણ બૌદ્ધદર્શનના કેટલાક વિચારોની એના ઉપર ખાસ અસર પણ છે, એવું ઘણા વિદ્વાનો માને છે. ખાસ કરીને શાંકરમતની અવિદ્યાનું મૂળ બૌદ્ધ **પ્રતીત્યસમુત્પાદવાદ**માં છે અને નાગાર્જુનના શૂન્યવાદની અસર જગતના મિથ્યાત્વવાદ ઉપર છે.

આ બૌદ્ધ અસર પણ પ્રાચીનોના જાણવામાં હતી. ભાસ્કરે એનો ઉલ્લેખ 'માયાવાદ મહાયાનબૌદ્ધની ગાથામાં ગવાયેલો છે' એ રીતે કર્યો છે[૧૦], અને વૈષ્ણવોએ 'मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते' એવો આક્ષેપ કર્યો છે.

બૌદ્ધ અસર છે એની ના પડાય એમ નથી, છતાં શાંકરદર્શન અને બૌદ્ધ શૂન્યવાદ કે વિજ્ઞાનવાદ વચ્ચે ઘણું અંતર છે. અધિષ્ઠાનભૂત પારમાર્થિક સત્તાની વાત એકેય બૌદ્ધદર્શનમાં નથી અને શાંકરદર્શનના મુખ્ય સિદ્ધાન્તરૂપ બ્રહ્માત્મૈક્યની વાતનો સંભવ જ બૌદ્ધદર્શનમાં નથી. શંકરાચાર્યે બૌદ્ધ શૂન્યવાદનું અને વિજ્ઞાનવાદનું ખંડન કર્યું છે,[૧૧] એટલું જ નહીં પણ દંતકથા તેઓને બૌદ્ધધર્મને આ દેશમાંથી હાંકી કાઢનાર અને સ્માર્ત હિંદુધર્મના પુનઃસ્થાપક ગણે છે.

પોતાના સમય સુધીમાં પ્રચલિત ભિન્ન ભિન્ન દર્શનોના સિદ્ધાન્તોને ગણતરીમાં લીધા વગર તો કોઈ નવું દર્શન રચી શકે નહીં અને શંકરાચાર્યે પણ ઋગ્વેદના સૂક્તદ્રષ્ટાઓથી આરંભી છેલ્લા દિઙ્નાગ અને ગૌડપાદ-ભર્તૃપ્રપંચ સુધીના દાર્શનિકોના વિચારોનો લાભ લીધો હોવા છતાં એની પોતાની ફિલસૂફી સ્વતંત્ર છે. જેવી રીતે, જેમ ન્યાયદર્શનના આદ્યદ્રષ્ટા ગૌતમ, વૈશેષિકદર્શનના કણાદ અને યોગદર્શનના

---

૧૦ બ્ર. સૂ. ૧. ૪. ૨૫ નું ભાસ્કરભાષ્ય; તથા હિન્દતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ. ભા. ૨, પૃ. ૧૯૮.

૧૧ બ્ર. સૂ. ૨. ૨. ૧૮-૩૨.

પતંજલિ છે તેમ કેવલાદ્વૈત દર્શનના આધદ્રષ્ટા શંકરાચાર્ય છે. આમ કહીને બ્રહ્મસૂત્રકારને સ્થાનભ્રષ્ટ કરવાની મારી મતલબ નથી જેના ગ્રન્થ ઉપર શંકર, રામાનુજ જેવા આચાર્યોએ ભાષ્યો લખ્યા છે એનું સ્થાન કોણ ખેસવી શકે? પણ ઉપનિષદોના યાજ્ઞવલ્ક્ય, ઉદ્દાલક આદિ ઋષિઓ, બ્રહ્મસૂત્ર, ગૌડપાદ જેવા શંકરને માન્ય અદ્વૈતવાદીઓ, એ સર્વથી કંઈક વિશેષ શંકરના વાદમાં છે અને જે આ વિશેષ છે તે ફિલસૂફીની તથા પ્રમાણશાસ્ત્રની દૃષ્ટિએ મૌલિક છે

સમગ્ર સંસ્કૃતસાહિત્યમાં જેના સુંદર ગદ્યનો જોટો નથી તે 'પ્રસન્નગંભીર' શાંકરભાષ્યમાં માનવજીવનને તલસ્પર્શી અસર કરતા ફિલસૂફીના તેજસ્વી વિચારો અચોટ તર્કશૈલી વડે રજૂ કરવામાં આવ્યા છે

ઉપનિષદોમાં અદ્વૈતબ્રહ્મભાવ, બ્રહ્માત્મૈક્યનો ઉપદેશ તથા ભેદ દૃષ્ટિની નિંદા એ બધું છે, પણ પ્રત્યક્ષ વ્યવહારમાં સ્પષ્ટ ભેદભાવનો અનુભવ, વળી બ્રાહ્મણધર્મશાસ્ત્રોમાં ભેદભાવના પાયા ઉપર કર્મકાણ્ડ તથા વર્ણાશ્રમધર્મની રચના અને ન્યાય-સાંખ્યાદિ દર્શનોના અન્ય વિચારકોનો દ્વૈતવાદ–એ સર્વનો પ્રબળ વિરોધ છેદીને સામા પક્ષે બૌદ્ધ શૂન્યવાદમાં પડ્યા વગર ધાર્મિક શ્રદ્ધાના બળથી નહીં પણ વિશુદ્ધ તર્કના પક્ષથી ઔપનિષદ અદ્વૈતવાદનું જે દર્શન શંકરે ગૂંથ્યું છે તે અસાધારણ પ્રતિભાનું ફળ છે

શાંકરદર્શનની સર્વ વિશેષતાઓ રજૂ કરવા જતા તો એક મોટો ગ્રન્થ થાય, એટલે આ વ્યાખ્યાનમાં આ દિગ્દર્શનથી સંતોષ રાખી એટલું જ કહું છું કે મારા મતે તો આ દેશની ફિલસૂફીના ઇતિહાસમાં અસાધારણ અને જગતની ફિલસૂફીના ઇતિહાસમાં મોટું સ્થાન શંકરાચાર્યનું છે[૧૨]

૧૨ ભારતીય વિદ્યા ભવન તરફથી મુંબઈ યુનિવર્સિટીના વ્યાખ્યાનગૃહમાં અપાતી વ્યાખ્યાનશ્રેણિમાં તા ૧૧, ૧, ૪૧ ના રોજ આપેલું વ્યાખ્યાન

૭

# ભગવાન શ્રીકૃષ્ણનું યોગીશ્વરપણું

શ્રીમદ્‌ભગદ્‌ગીતાના મહાન ઉપદેશક ભગવાન શ્રીકૃષ્ણ કાલક્રમે પોતાના અનુયાયીઓની ભક્તિના જોરથી વિષ્ણુના અવતાર અને પૂર્ણ પુરુષોત્તમ થયા, પણ એમનું યોગીશ્વરપણું એ ભક્તિના પ્રવાહમાં જ તણાઈ ગયું. પરંતુ મહાભારતમાં શ્રીકૃષ્ણનું યોગીશ્વરપણું વધારે દેખાય છે. નારાયણાવતાર કે વિષ્ણુના અવતાર તરીકે કૃષ્ણને ઓળખાવનાર મહાભારતના ભાગો પાછલા વખતના છે એમ ઘણા મહાભારતના અભ્યાસી વિદ્વાનોનો મત છે. ભગવદ્‌ગીતામાંયે અંતે ' यत्र योगीश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ' એમ અર્જુનને વીર પુરુષ અને કૃષ્ણને યોગીશ્વર કહ્યા છે. ભગવદ્‌ગીતામાં તથા મહાભારતના ઘણા ભાગોમાં કૃષ્ણનું યોગીપણું સ્વાભાવિક રીતે ઝળકી ઊઠે છે. પણ એક વર્ગ શ્રીકૃષ્ણને સાક્ષાત્ પુરુષોત્તમ માને છે એટલે એમના યોગીપણામાં એમને કંઈ નવાઈ રહેતી નથી. અને બીજો વર્ગ યોગને જ માનતો નથી એટલે કૃષ્ણચરિતના યોગિત્વસૂચક દાખલાઓમાં રસ લેતો નથી. આ રીતે એક વખત જેની પૂજા જ્ઞાની તથા યોગી તરીકે થતી હતી તેની પૂજા અત્યારે કેવળ ભક્તિભાજન ઈશ્વર તરીકે જ થાય છે. નવા જમાનાના નવા વિચારવાળાઓને પોતાના દેશના ગયા જમાનાના એક મહાન પુરુષ તરીકે શ્રીકૃષ્ણ માન્ય છે, પણ એ પુરુષવરનું ગોપીવલ્લભપણું જેટલું આ જમાનાને જાણીતું છે તેટલું યોગીશ્વરપણું જાણીતું નથી. મધ્વ, ચૈતન્ય, વલ્લભ વગેરે આચાર્યોએ તથા જયદેવ,

નરસિંહ મહેતા, મીરાંબાઈ વગેરે અનેક ભક્ત-કવિજનોએ જેવી રીતે ભક્તિદષ્ટિથી શ્રીકૃષ્ણચરિત્રનો અભ્યાસ કર્યો, એનો મહિમા ગાયો અને આ દેશના લાખો સ્ત્રીપુરુષોનાં હૃદયમાં શ્રીકૃષ્ણભક્તિનો પ્રચાર કર્યો તેવી રીતે કોઈ યોગીઓએ યોગદષ્ટિથી શ્રીકૃષ્ણચરિત્રનો અભ્યાસ કે પ્રચાર કર્યો નથી.

વૈષ્ણવ સંપ્રદાયોના પહેલા આચાર્ય શ્રીરામાનુજ જો કે મોક્ષના સાધન તરીકે ભક્તિ અને પ્રપત્તિનો ઉપદેશ કરે છે, પણ એ મહાન આચાર્યે ઉપદેશેલી ભક્તિના સ્વરૂપમાં યોગ એટલો બધો ભર્યો છે કે એમને યોગભક્તિનો વારસો મળ્યો હશે એમ લાગે છે. ગુપ્તસમયમા આ દેશમાં ભક્તિધર્મનો પ્રવાહ જોરથી વહેતો હતો. એ વખતે વૈષ્ણવ અને શૈવ ધર્મ બહુ જોરમાં હતા. સ્થળે સ્થળે વૈષ્ણવ અને શૈવ મંદિરો ઊભા થતા હતાં. હજારો વૈષ્ણવ તથા શૈવ સાધુઓ આ દેશના દૂરદૂરના ભાગોમા તથા અન્ય દેશોમાં પણ પોતપોતાના ધર્મનો પ્રચાર કરતા હતા એ વખતના શૈવો તો યોગીભક્તો હતા, પણ વૈષ્ણવો ? એ પણ યોગીભક્તો હોવા જોઈએ.

એ પ્રાચીન વખતમા આજથી લગભગ ૧૪૦૦ વર્ષ પહેલાં વૈષ્ણવો-ભાગવતો કયા ધર્મગ્રંથોમાથી એ વખતના વૈષ્ણવધર્મનાં રહસ્યો શીખતા હશે ? રામાનુજાદિ આચાર્યો તો પછી થયા, પણ મહાભારત આખું-લાખ શ્લોકનું એ વખતના હિંદુઓના જાણવામા હતું એમ અનેક જૂના લેખોથી સાબિત થાય છે. બધાં નહીં તો કેટલાક પુરાણો એ વખતે વિદ્યમાન હશે. બીજાં તૈયાર થતા હતાં. ટૂંકામા એમ કહી શકાય કે મહાભારત અને જૂના પુરાણો-વિષ્ણુપુરાણ, હરિવંશ વગેરેમાથી ગુપ્તસમયના વૈષ્ણવો વૈષ્ણવતાનાં રહસ્યો શીખતા હશે અને પોતાના ચરિત્રમાં ઉતારતા હશે. અલબત્ત, પ્રતિભાવાળી સાક્ષ-ભક્તો જાતે જ ભક્તિમાર્ગનું નવું સાહિત્ય ઉત્પન્ન કરતા હશે ( આલવારોએ એ સમયથી જ ભક્તિમાર્ગનું તામીલ સાહિત્ય ઉત્પન્ન કરવા માંડ્યું છે.)

શુંગસમયના વૈષ્ણવોએ જ મહાભારતને કૃષ્ણવેદ કહ્યો હશે એ વખતે હજી પુરાણો વિષે બહુ માન જામ્યું ન હતું. વેદથી ઊતરતે દરજ્જે પણ વેદ જેવી પ્રતિષ્ઠા હજી મહાભારતને જ મળી હતી શુંગકાલીન વૈષ્ણવોનો મુખ્ય આધાર મહાભારત પર જ હતો મહાભારતમાંયે ભગવદ્ગીતા તો વૈષ્ણવોનો આશ્રય

ભગવાન વાસુદેવે પોતાના ઉપદેશમાં જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, યોગમાર્ગ અને કર્મમાર્ગ ચારેનો અતિ ઉચ્ચ ભૂમિકા ઉપરથી સમન્વય કર્યો છે પણ આ દેશની પ્રજાના જીવનમાં આ સમન્વય ઊતર્યો નહીં પ્રજાએ તો જુદા જુદા યુગમાં જુદા માર્ગે પ્રયાણ કર્યું જ્ઞાનમાર્ગનું પરિશીલન તો ભગવદ્ગીતોપનિષદ રચાયું ત્યારે જ આર્યોએ લગભગ પૂરું કર્યું હતું બૃહદારણ્યક ઉપનિષદમાં ઉપદેશેલા 'નેતિ નેતિ' વાદમાં જ્ઞાનમાર્ગના ઉચ્ચતમ શિખર ઉપર આર્યબુદ્ધિ પ્રસરી છે એ ઔપનિષદ તત્ત્વજ્ઞાનથી ઉચ્ચતર કોટિનું તત્ત્વજ્ઞાન આ દેશમાં તો શું પણ કોઈ અન્ય દેશમાંયે માનવબુદ્ધિને હજી મળ્યું નથી પણ ભગવદ્ગીતા રચાઈ તે વખતે તો જ્ઞાનમાર્ગના શિખર ઉપરથી આ દેશની બુદ્ધિ ઊતરવા માંડી હતી બીજા પ્રદેશોમાં હજી પ્રખર બુદ્ધિનું રાજ ચાલુ રહ્યું હતું, પણ જીવેશ્વર સંબંધમાં તો જ્ઞાને યોગને તથા ભક્તિને માર્ગ આપ્યો હતો યોગમાર્ગમાં કદાચ શુંગસમય પહેલાં જ આર્યોએ પરમ ઉન્નતિ પ્રાપ્ત કરી હશે ભારતવર્ષની આ યોગારૂઢ અવસ્થા વખતે મહાભારતમાં શ્રીકૃષ્ણનું અગ્નિ યોગીશ્વર તરીકે આલેખાયું લાગે છે પાતંજલ યોગસૂત્ર પણ કદાચ આ અરસામાં જ લખાયું હશે પછી શુંગસમયમાં યોગમિશ્ર ભક્તિ અને છેવટ તો શુદ્ધ (પુષ્ટ) ભક્તિનું સામ્રાજ્ય જામ્યું તે છેક હાલના સમય સુધી ચાલુ રહ્યું. ભક્તિ-ખરી ભક્તિનું જોર હવે ઓછું પડી ગયું છે હાલમાં લોકમાન્ય તિલક વગેરે અનેક વિદ્વાનો ગીતામાંથી કર્મયોગનું રહસ્ય ઉપદેશે છે કર્મયોગ આપણા લોહીમાં કેટલો ઊતરશે તે તો ઈશ્વર જાણે, પણ ગીતાનો ઉપદેશ જુદા જુદા યુગમાં જુદે જુદે રૂપે વહેંચાઈ ગયો છે

અને એને અનુસરી ગીતાના ઉપદેશકનું ચરિત્ર પણ જુદે જુદે રૂપે કલ્પાયું છે. ભગવાન કૃષ્ણ પહેલાં વીર, પછી જ્ઞાની, પછી યોગેશ્વર, પછી વિષ્ણુના અવતાર અને છેવટ પૂર્ણપુરુષોત્તમ મનાયા છે. (કૃષ્ણના કે કૃષ્ણભક્તિના વિરોધીઓએ આ મહાપુરુષને છેક મહાભારત(સભાપર્વ)ના વખતથી ગાળો દીધી છે. એ પ્રવાહ આજ સુધી ચાલુ છે. જૂના કે નવા કૃષ્ણભક્તોનાં કૃત્યો કે વચનોનો આરોપ કૃષ્ણ ઉપર આણીને તેઓ અનીતિમાન ને વ્યભિચારી પણ કહેવાયા છે.)

આ યુગમાં ભક્તિનાં બંધનો તૂટતાં જાય છે; ભણેલા વર્ગમાંથી તો લગભગ તૂટી ગયાં છે. યોગની સાધકવૃત્તિ નથી, કુતૂહલવૃત્તિ છે. યોગનો શોખ છે. આ પરિસ્થિતિમાં યોગેશ્વર કૃષ્ણની યોગભક્તિનો અથવા કેવળ યોગમાર્ગનો આપણા લોકમાં ઉદય થાય એ કંઈ સંભવિત લાગતું નથી. પણ યોગની ઘણી વાતો આ વિજ્ઞાનના જમાનામાં વિજ્ઞાનના ખોટા મોહથી ખોટી મનાઈ ગઈ છે. આપણી બુદ્ધિમાં વિજ્ઞાનના જોરદાર સંસ્કારો તો કંઈ ઊતર્યા નથી, પણ આપણે એ યોગની, ઈશ્વરની, પરલોકની, સૂક્ષ્મ આધ્યાત્મિક શક્તિઓના ચમત્કારોની બધી વાતોને એકદમ હસી કાઢી અને ફેંકી દીધી છે. આજે પશ્ચિમના અનેક વિજ્ઞાનશાસ્ત્રીઓ સર ઑલિવર લૉજ, મહાન ક્રુક્સ, વૃદ્ધ ફ્રેંચ ખગોળશાસ્ત્રી ફ્લેમેરિયન વગેરે આધ્યાત્મિક ચમત્કારોને યથાર્થ માને છે અને એ વિષે શાસ્ત્રીય રીતે શોધખોળ કરે છે. આપણો શાસ્ત્રીય શોધખોળનો સ્વભાવ નથી, આપણી નજર આગળ બનતા બનાવો પણ બરાબર ચોકસાઈથી નોંધી રાખી એમાંથી સત્યો તારવવાનું કામ હાલમાં આપણે નથી કરી શકતા; પણ આપણા પ્રાચીન સાહિત્યમાં જે હકીકતો અને સત્યો જળવાઈ રહ્યાં છે તેનો અભ્યાસ કરવામાં તો કંઈ મુશ્કેલી નથી.

ભગવદ્ગીતામાં ઉપદેશેલો યોગ અને પાતંજલ યોગસૂત્રનો યોગ એક નથી, પણ અભ્યાસ અને વૈરાગ્યથી મનનો નિગ્રહ અને મન નિરોધ થતાં આત્માની સ્વરૂપમાં સ્થિતિ બંને એને માન્ય છે. અક્ષ-

બત્ત, સ્વરૂપસ્થ આત્મા અંતે કૈવલ્યને નહિ પણ પરમાત્માને પ્રાપ્ત કરે છે એટલું ગીતા વધારે બતાવે છે એ વાત ખરી. ગીતામાં કહેલા યોગનું વિશેષ વિવરણ મહાભારતના બીજા ભાગોમાં (શાંતિપર્વમાં) મળે છે. પાતંજલ યોગસૂત્રની વિભૂતિઓની વાત ગીતામાં નથી, પણ વિભૂતિપાદમાં કહેલી અનેક સિદ્ધિઓના દાખલા શ્રીકૃષ્ણના જીવન-ચરિત્રમાં વણાઈ ગયા છે.

કૃષ્ણના શ્રીમદ્ભાગવતોક્ત બાલચરિત્રમાં ચમત્કારો ભારોભાર છે. પણ એમાંના કેટલાક તો બાલિશ છે. પૂતનાના વધથી આરંભી કંસના વધ સુધીની અનેક વધોની કથાઓ કયા પ્રયોજનથી લખાઈ હશે એ વિચારવાનો આ પ્રસંગ નથી. પણ એમાં યોગસિદ્ધિની વાત તો નથી જ. નંદયશોદાના વાત્સલ્યપ્રેમની અને ગોપીઓની રાસલીલા તથા વિરહપીડાની કથાઓને ભક્તિપોષક માની છે. પાછળના ભક્તિમાર્ગના આચાર્યો તથા કવિઓએ ભક્તિપોષક તરીકે આ કથાઓનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. કાળે કરી એમાં નવા ઉમેરા થતા ગયા છે. પણ શ્રીકૃષ્ણના આ બાલચરિત્રમાંયે એક બે દાખલા યોગસિદ્ધિના મળે છે. સૌથી સાદો દાખલો નીચેનો છે.

અક્રૂર મથુરાથી શ્રીકૃષ્ણને તેડવા ગોકુલ આવે છે. કૃષ્ણને સાથે લઈને ગોકુલથી પાછા ફરતાં રસ્તામાં અક્રૂરજી યમુનામાં નાહવા ઊતરે છે. કૃષ્ણ-બલદેવ રથમાં જ બેસી રહે છે. નાહતાં નાહતાં અક્રૂરને પાણીમાં કૃષ્ણનાં દર્શન થાય છે (પ્રતિબિંબરૂપે નહીં) એટલે એ નદીમાંથી બહાર મોઢું કાઢીને જુએ છે તો ત્યાં કૃષ્ણને રથમાં બેઠેલા જુએ છે. અક્રૂર આ દર્શનથી કૃષ્ણને ઈશ્વર માની તેના ભક્ત બની જાય છે. આ પ્રમાણે ભાગવત વગેરેમાં કથા છે. હવે આમાં કશું નવું નથી. આ રીતે એક માણસ જીવતું આપણી સામે બેઠેલું હોય અને એના શરીરની જીવતી જ આકૃતિ એ જ વખતે બીજે સ્થળે દેખાય એ બનાવ ઘણી વાર બને છે. જો કે એમાં દેખાવ

સિવાય બીજું કશું હોતું નથી. અનેક મનુષ્યોએ આવા દેખાવો એક સાથે જોયા છે. એમાં ભ્રાંતિનો કે અસત્યવાદનો પ્રશ્ન જ નથી. માણસ પ્રયત્નપૂર્વક પણ આ રીતે પોતાનું બીજું શરીર (પ્રાણમય કોશ–astral body double) બહાર કાઢી શકે છે, પોતે જોઈ શકે છે તથા બીજાને બતાવી શકે છે એ હવે સિદ્ધ થયું છે (જુઓ– Death and its mystery by Camille Flammarion)

આ સાદી સિદ્ધિને અનેક પ્રસંગોએ મોટું રૂપ અપાયું છે. કૃષ્ણે પોતાનાં માતાપિતાને તથા બીજાઓને ચતુર્ભુજ વિષ્ણુરૂપ બતાવ્યું એ તો ઉપરનું જ મોટું રૂપાંતર છે. પણ રાસક્રીડામાં જેટલી ગોપીઓ તેટલા પોતાના શરીર બનાવ્યા એ કથાનો ખુલાસો આ સાદી સિદ્ધિથી નહીં થાય, જો કે એક સાથે અનેક શરીર દેખાડી શકાય એમ યોગશાસ્ત્ર માને છે. પોતાના મુખમાં બાલકૃષ્ણે યશોદાજીને સમસ્ત જગત્ બતાવ્યું એ તો પાછળથી અર્જુનને બતાવેલા વિશ્વરૂપનું જ રૂપાંતર લાગે છે. બ્રહ્માએ હરી લીધેલા ગાયો અને વત્સોને બદલે નવા ગાયો અને વત્સો સર્જ્યાની કથા તો વિચિત્ર છે. કોઈ યોગસિદ્ધિથી આ કથાનો ખુલાસો કરવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી. ટચલી આંગળીથી ગોવર્ધન તોળીને ગોકુલ અને ગોકુલવાસીઓની રક્ષા કર્યાની કથાનો મર્મ આ દૃષ્ટિથી નથી મળતો. ટૂંકામાં ભાગવતોક્ત બાલચરિત્ર યોગદૃષ્ટિથી વિચારતા ઘણે અંશે દુર્બોધ રહે છે એ ભક્તોની યોજનાનું ફળ છે.

મહાભારતોક્ત કૃષ્ણચરિત્રના કેટલાક પ્રસંગો કૃષ્ણને યોગીશ્વર માનીને લખાયા છે દાખલા તરીકે, ભગવદ્ગીતામાં જ એ વાત છે: એક તો કૃષ્ણ કહે છે કે "મારા અને તારા અનેક જન્મો થયા છે એ બધા હું જાણું છું, તું નથી જાણતો." આમાં પૂર્વજન્મનું જ્ઞાન જ વિવક્ષિત છે. આપણું યોગશાસ્ત્ર યોગીને પૂર્વજન્મનું જ્ઞાન થઈ શકે એમ માને છે. ગીતાના અગિયારમા અધ્યાયમાં અર્જુનને વિશ્વરૂપદર્શન કરાવ્યું છે. એમાં તો અમુક (વિશ્વરૂપના) વિચારને

મૂર્ત રૂપ બનાવીને દેખાડવાની વાત છે. આપણા યોગશાસ્ત્રને આ શક્ય અને માન્ય છે જ, પણ આ યુગમાં (Hypnotism) હિપ્નોટિઝમની ક્રિયાથી ઘણા લોકો આ પ્રકારનું દર્શન કરાવી શકે છે. બીજી વાર દુર્યોધનની સભામાં વિશ્વરૂપદર્શન કરાવ્યાનું કહ્યું છે. એ પ્રસંગમાં ગીતાના પ્રસંગ જેટલું ઔચિત્ય તો નથી જ, પણ યોગસિદ્ધિને અશક્ય જેવું કંઈ નથી. વનમાં દ્રૌપદીનું શાકનું પત્ર ખાઈને દુર્વાસાને તથા એના શિષ્યોને ભોજનની તૃપ્તિનું ભાન કરાવ્યાની મહાભારતની કથામાંયે યોગસિદ્ધિને કંઈ અશક્ય જેવું નથી. હિપ્નોટિઝમથી જે ક્રિયા પાસેના માણસ ઉપર આજે કરી શકાય છે તે જ ક્રિયા દૂર અને ઘણા માણસો ઉપર શ્રીકૃષ્ણે એક સાથે કરી છે. માટે જ તેઓ યોગીશ્વર. દ્રૌપદીનાં ચીર પૂર્યાની કથાયે આ વર્ગમાં આવી શકે.

વધારે દાખલાઓ આપવાની જરૂર નથી. ટૂંકામાં વક્તવ્ય એટલું જ છે કે ભગવાન શ્રીકૃષ્ણને ઘણા જૂના વખતથી–ગીતા મહાભારતનો એક ભાગ થઈ તે વખતથી જ યોગીશ્વર માન્યા છે. એ વખતમાં યોગની જે સિદ્ધિઓ મનાતી તેવી સિદ્ધિઓ શ્રીકૃષ્ણમાં હોવાનું મનાતું એમ મહાભારતના કેટલાક દાખલાઓ સૂચવે છે. ધીમેધીમે મહાભારતમાં જ કૃષ્ણની યોગની સિદ્ધિઓની અતિશયોક્તિ થવા લાગી હશે. પુરાણોમાં તો શ્રીકૃષ્ણ યોગીશ્વર નહીં, પણ સાક્ષાત્ ઈશ્વર મનાયા છે. એટલે એ વખતની ઈશ્વરત્વની ભાવના ' कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः ' ને અનુસરીને થઈ છે. એમના જીવનના ચમત્કારોની અતિશયોક્તિ પુષ્કળ થઈ છે. ક્વચિત્ ચમત્કારકથા બાલિશ લાગે છે. નાનાં બાળકો ખુશી થાય એવી વાતો કૃષ્ણચરિત્રમાં ગુંથાઈ ત્યારે સમાજના મોટા ભાગની બુદ્ધિયે બાળક હશે.

આજે તો ભગવાન કૃષ્ણ ઐતિહાસિક પુરુષ હતા કે નહીં એ વિષે જ શંકા ઊઠે છે. પણ જેઓ કૃષ્ણને અર્જુનના શબ્દોમાં આ દેશના કે પૃથ્વીના જ ' સનાતન પુરુષ ' માને છે તેઓએ એમના જીવન-

ની જે વાતો પ્રાચીન સાહિત્યમાં જળવાઈ રહી છે તેનો યોગદૃષ્ટિથી પણ અભ્યાસ કરવો જોઈએ.

યોગશાસ્ત્રમાં કેટલું સાચું અને કેટલું ખોટું છે એ એકદમ સાહસથી કહી શકાય એવી વાત નથી પ્રયોગથી તથા અવલોકનો સરખાવીને વિજ્ઞાનની નવી શોધો સાબિત કરવામાં આવે છે પૂર્વે કદી પણ કલ્પનામાં ન આવેલી તાર વગરના ટેલિફોન જેવી વાતો પ્રત્યક્ષ જોવામાં આવે છે તો યોગની વાતોનેયે અનુભવ અને અભ્યાસ-ની કસોટીથી કસ્યા પહેલાં ખોટી ન માનવી જોઈએ. વળી આપણા લોહીમાં તો યોગનું આકર્ષણ રહ્યું છે (અરવિંદ ઘોષનો 'પૂર્ણ યોગ' ઘણો વંચાય છે). પણ ખાલી કુતૂહલવૃત્તિ—બાળક જેવી ચમત્કારપ્રીતિ છોડી દેવાની અને ગંભીર અભ્યાસની ટેવ પાડવાની ઘણી જરૂર છે. ભગવાન કૃષ્ણની કથાઓનો પણ ઐતિહાસિક વિવેચનની દૃષ્ટિથી અભ્યાસ કર્યા પછી ભક્તિપ્રવાહ તથા યોગપ્રવાહની દૃષ્ટિથી અભ્યાસ કરવો જોઈએ. ઘણી વાતો યોગસિદ્ધિના દાખલારૂપ છે એ તો નિઃસંશય

ભગવાન શ્રીકૃષ્ણ યોગીશ્વર હો, પૂર્ણ પુરુષોત્તમ હો કે એ નામના કોઈ પુરુષ ભલે ન જ થયા હો, પણ આ દેશના આર્યજનોનાં હૃદયો તો ગીતાના એ ઉપદેશને પોતાના અંતરાત્મા પેઠે જ સત્ય માની અર્જુનના શબ્દોમાં હમેશાં પ્રાર્થના કરે છે અને કરશે:—

त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे.

*　　*　　*

नमः पुरस्तादथ पृष्ठतस्ते
पुनश्च भूयोपि नमो नमस्ते

(ગીતા.)

## ૮

# ‘ભાવના’ વિષે વધુ વિચાર

‘અખંડ આનંદ’ના ઑગસ્ટ ૧૯૫૦ના અંકમાં શ્રી કિશોરલાલ ઘ. મશરૂવાળાનો ‘રંગદ્વેષ, કલ્પના અને ભાવના’ એ નામનો એક ટૂંકો લેખ છે. શ્રી મશરૂવાળાનું લખાણ સુવિચારિત જ હોય એ આપણે જાણીએ છીએ. પણ આ લખાણમાં ગીતાનો જે શ્લોક એમણે ટાંક્યો છે, તેના પ્રસિદ્ધ અર્થથી આ લેખમાં જરા જુદો અર્થ વાંચીને કેટલાક ગીતા વાંચનારાઓને શંકા થવાનો સંભવ માનીને મારા મનનું જે રીતે મેં સમાધાન કર્યું તે ટૂંકમાં નીચે દર્શાવ્યું છે, એથી ‘અખંડ આનંદ’ના મારા જેવા વાંચનારાઓને અર્થની સ્પષ્ટતા થશે એમ માનીને.

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना। એ ગીતા (અ. ૨ શ્લોક ૬૬) ના ‘ભાવના’ શબ્દનો અર્થ શંકરાચાર્ય, મધુસૂદન સરસ્વતી, નીલકંઠ, શ્રીધર વગેરે સંસ્કૃત ટીકાકારોએ નિદિધ્યાસન કે ધ્યાન એવો કર્યો છે. શંકરે ‘આત્મજ્ઞાનાભિનિવેશ’ શબ્દ વાપરેલ છે; પણ એના ટીકાકારોએ ધ્યાન એમ સાદી રીતે કહેલ છે તે બરાબર છે. રાધાકૃષ્ણને ગીતાના અંગ્રેજી ભાષાન્તરમાં ભાવનાનો ‘કૉન્સન્ટ્રેશન’ અર્થ કર્યો છે, તે શંકરના ‘અભિનિવેશ’નો અનુવાદ છે. મતલબ કે ગીતાના ઉપલા શ્લોકાર્ધમાં આવેલા ભાવના શબ્દનો ધ્યાન, એકાગ્રતા એવો અર્થ પ્રસિદ્ધ છે. અને પૂર્વાપરસંદર્ભ જોતાં પણ એ અર્થ

એમે છે. પણ અયુક્ત એટલે મંથમરહિતમાં એકાગ્રતા ન હોય એમ કહેવામાં કાંઈ નવું નથી. વળી ગીતા જેવા ગ્રંથમાં ઊંડા ઊતરીને શોધનારને નવાં સત્યો મળે તો એમાં આશ્ચર્ય નથી.

હવે ભાવના શબ્દના શ્રી મશરૂવાળા કહે છે તેમ કલ્પના, લાગણી જેવા અર્થો પણ થાય છે એમણે નથી કહ્યું પણ આદર્શ જેવા અર્થમાં પણ ભાવના શબ્દ વાપરવામાં આવે છે. સામાન્ય માણસો અમુક નિશ્ચિત અર્થ કરતાં અસ્પષ્ટ અર્થમાં ભાવના શબ્દનો પ્રયોગ કરે છે. આપણે અહીં બીજા અર્થોનું પ્રયોજન નથી, પણ લાગણી અર્થનો વિચાર આગળ ચલાવીએ.

યોગસૂત્રકારે—

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्य-
विषयाणां भावनातश्चित्तप्रसादनम् । (૧–૩૩)

એ સૂત્રમાં ભાવના શબ્દનો લાગણી જેવો અર્થ કર્યો છે. સૂત્રકારનું વિવક્ષિત પ્રયત્નપૂર્વક ચિત્તમાં સ્થાપેલી લાગણી વિશે એમ લાગે છે, પણ મૈત્રીકરુણાદિ લાગણીઓ પ્રયત્ન વગર સહજ રીતે ઉદ્ભવે એથી ચિત્તનું પ્રસાદન ન થાય એવું નથી.

ગીતાના ભાવના શબ્દનો આ પ્રકારની લાગણી એવો અર્થ લેવો હોય તો ખુશીથી લઈ શકાય એમ મને લાગે છે. અને શ્રી મશરૂવાળા કહે છે તેમ ભાવનાઓ બે પ્રકારની હોય છે: રાગદ્વેષથી ભરેલી અને શુદ્ધ તેમાં જે રાગદ્વેષથી વિમુક્ત છે, તેનામાં તો શુદ્ધ ભાવના જ હોવાનો સંભવ છે. સિદ્ધ મનુષ્યોને દૂર રાખીને સામાન્ય મનુષ્યોનો વિચાર કરીએ તો એવો અનુભવ આવે છે કે સર્વકાળ રાગદ્વેષથી વિમુક્ત જ હોય એવા મહા વિશુદ્ધચિત્ત વિરલ છે, જ્યારે મોટા ભાગના મનુષ્યો કોઈક ક્ષણે રાગદ્વેષને વશ થઈને વર્તન કરે છે અને બીજી કોઈ ક્ષણે રાગદ્વેષથી તણાયા વગર દયા, ક્ષમા, નિઃસ્વાર્થ પ્રેમ વગેરે શુદ્ધ લાગણીઓને વશ વર્તીને શ્રી મશરૂ-

વાળાએ દાખલા આપ્યા છે તેવાં શુભ કાર્યો કરી જાય છે. મતલબ કે સામાન્ય મનુષ્યનું ચિત્ત સંકુલ છે અને આપણે પ્રાધાન્યેન નિર્દેશ: એ ન્યાયે જે મોટે ભાગે રાગદ્વેષથી મુક્ત રૂપમાં વિચરતો હોય તેને અયુક્ત-અસંયમી કહીએ છીએ અને મોટે ભાગે દયા, ક્ષમા, તિતિક્ષા વગેરે શુદ્ધ લાગણીઓ જેના જીવનમાં દેખાતી હોય તેવાને શુદ્ધ ભાવનાપ્રધાન કહીએ. પણ સામાન્ય રીતે લોકવ્યવહારમા આવો ભેદ પાડવામાં આવતો હોય એમ દેખાતું નથી. રાગદ્વેષથી ભરેલાને પણ કોઈ લોકો ભાવનાપ્રધાન કહેતા હોય એમ લાગે છે.

શ્રી મશરૂવાળાને 'તમે બુદ્ધિમાન છો અને ભાવનાદુર્બલ છો' એમ જેઓ કહેતા હશે તેઓ ભાવના શબ્દ કયા અર્થમાં-કલ્પનાના, રાગદ્વેષના કે દયાક્ષમાના અર્થમાં-વાપરતા હશે તે કોણ કહી શકે ? કદાચ બુદ્ધિદુર્બલ લોકો પોતાના બચાવ માટે શ્રી મશરૂવાળા જેવાને ભાવનાદુર્બલ કહેતા હોય તો કોણ જાણે ! એ ગમે તેમ હો, શ્રી મશરૂવાળાના ચિત્તનું પરીક્ષણ કરવાનો આપણને કશો અધિકાર નથી. ભાવના તો સ્વસંવેદ્ય છે, છતાં એમનાં લખાણો અને કાર્યો ઉપરથી મને તો સૂક્ષ્મ બુદ્ધિ અને શુદ્ધ ભાવના બેયનું એ સજ્જનમાં પ્રાધાન્ય જણાય છે; પણ આવી બાબતમા એક વ્યક્તિના મતની કિંમત શી ? અને આટલી ચર્ચાય પહેલાં કહ્યું છે તેમ મારા વિચારોની સ્પષ્ટતા કરવા માટે કરી છે. એથી વધારે શ્રી મશરૂવાળાને પિછાનવાનો કે આ વિષયની વિશેષજ્ઞતાનો દાવો નથી

૯

# તિતિક્ષા

ભગવદ્‌ગીતાનો પ્રસિદ્ધ શ્લોક છેઃ

> मात्रास्पर्शास्तु कौन्तेय शीतोष्णसुखदुःखदाः ।
> आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥
>
> ગીતા અ. ૨ શ્લો. ૧૪

આ શ્લોકનો અર્થ તો સરળ છે. આંખ, નાક, કાન, જીભ અને ચામડી એ ઇંદ્રિયો સાથે તે તે ઇંદ્રિયોના વિષયોનો સ્પર્શસંબંધ ટાઢા-ઊનાનું ભાન તથા સુખ-દુઃખ ઉત્પન્ન કરે છે. આ સ્પર્શો-સંબંધો આવે અને પાછા જાય એવા તથા અનિત્ય છે. હે ભારત, એ ટાઢા-ઊનાના ભાનને તથા સુખ-દુઃખને સહન કરવાની ટેવ પાડ.

કૌંતેય-અર્જુનને લક્ષીને આપેલો આ ઉપદેશ માણસમાત્રને ખરી રીતે અપાયો છે એ કહેવાની જરૂર નથી. આ શ્લોકમાં બીજી બે વાત અધ્યાહાર છેઃ (૧) ઉપલા શ્લોકમાં જ્ઞાનેન્દ્રિયોની જ વાત છે, એ દેખીતું છે. ટાઢું-ઊનું મુખ્યત્વે ચામડીને લાગે છે. જો કે જીભનેય ટાઢું-ઊનું લાગે ખરું, પણ તેમાંથી બચવું સહેલું છે; અને આંખ, નાક અને કાન સાથે તેજ, ગંધ અને શબ્દનો વધારેપડતો સ્પર્શ-સંબંધ દુઃખકારક થાય છે ખરો-અને કેટલીક વાર તે તે ઇંદ્રિયને નુકસાન પણ કરે છે. આમ બધું જોતાં સહન કરવાનો કે ન કરવાનો પ્રશ્ન મોટે ભાગે સ્પર્શેંદ્રિય સંબંધમાં ઉત્પન્ન થાય છે. બીજી જ્ઞાનેન્દ્રિયોના

સંબંધમા એ પ્રશ્ન ભાગ્યે જ ઊઠે છે. વળી સ્પર્શેંદ્રિય સંબંધમા ઉપના શ્લોકમા શીત અને ઉષ્ણનો જ સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે પણ ચામડીને ગમતા–અનુકૂળ સ્પર્શો તથા અણગમતા–પ્રતિકૂળ સ્પર્શો અથવા પ્રહાર જેવા સ્પર્શોને પણ સમાવી લેવા પડશે વળી કર્મેંદ્રિયોની ક્રિયા ઝ્ના અમુક હદ સુધી ગમે છે–અનુકૂળ લાગે છે, છતા અમુક હદથી વધારે શ્રમ માણસથી સહન થઈ શકતો નથી. અલબત્ત આ હદ જુદા જુદા માણસ માટે ઉંમર, શક્તિ, ટેવ વગેરેને અનુસરી જુદી જુદી હોય છે ત્રીજું, મનને પણ શાસ્ત્રમા એક ઇંદ્રિય ગણવામા આવેલ છે અને મનને ઘણીવાર સીધી જ સુખદુખની લાગણી થાય છે, એ શાસ્ત્રસિદ્ધ અને અનુભવસિદ્ધ છે આટલા સ્પષ્ટીકરણ સાથે આ શ્લોકનો અર્થ સમજીને હવે આગળ ચાલીએ

મહાત્મા ગાધીજીએ આ શ્લોક માટે કહ્યુ છે કે 'અતિશય જોર વાળો એ શ્લોક છે મને તો ઘણી ચિતાને સમયે એ શ્લોકે શાતિ આપી છે.' ( મહાદેવભાઈની ડાયરી પુ ૪થુ પૃ ૮૩ ) ઘણા સાધકોનો અનુભવ મહાત્માજીના કથનને ટેકો આપને ટૂકમા એમ કહી શકાય, કે આ શ્લોકમા તિતિક્ષાનુ રહસ્ય સક્ષેપમા કહ્યુ છે અને શકરાચાર્યે શ્રુતિને અનુસરી શમાદિ ષટ્ સપત્તિ, જેમા તિતિક્ષા પણ એક છે, તેને બ્રહ્મના જિજ્ઞાસુ માટે આવશ્યક સાધન ગણેલ છે* પણ આનો અર્થ એવો નથી કે જ્ઞાનમાર્ગના પ્રવાસી માટે જ તિતિક્ષા એક આવશ્યક સાધન છે ખરી રીતે તે ભક્તિ, યોગ, કર્મયોગ, જ્ઞાન સર્વ માર્ગોના પ્રવાસીઓ તિતિક્ષા વગર પોતપોતાના પ્રવાસમા પ્રગતિ સાધી શકતા નથી ઉપનો શ્લોક મને પોતાને ઘણી વાર મારી ગતિ શા કારણથી અટકી છે એ સ્પષ્ટ દેખાડી આપે છે

* तस्मादर्वाक्चिच्छान्तो दान्त उपरतस्तितिक्षु समाहितो भूत्वात्मन्येवात्मान पश्यत्। બૃ ૪–૪–૨૩ અને બ્ર સૂ ૧–૧–૧ ઉપરનુ શાકરભાષ્ય

ભક્તિ, યોગ, જ્ઞાન આદિ શ્રેયો માર્ગના પ્રવાસીનો પ્રવાસ તિતિક્ષા વગર મુશ્કેલ બને છે. કેટલીક વાર અટકી પડે છે એ તો છે જ પણ વ્યાવહારિક અભ્યુદયને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી સંસારના વિવિધ માર્ગો ઉપર પ્રવાસ કરનારાઓને તિતિક્ષાની બિલકુલ જરૂર નથી એમ કોઈ માને તો એ ખોટું છે. વ્યાવહારિક ઉન્નતિ પણ તિતિક્ષાની અપેક્ષા રાખે છે. વ્યવહારનાં કાર્યોમાં પણ ટાઢતડકો, સામાન્ય રીતે સૌને માથે પ્રસંગ આવી પડતાં દુઃખો અને આવશ્યક પરિશ્રમ સહન કરવાની શક્તિ જેઓમાં સારા પ્રમાણમાં હોય અને સહજ પ્રાપ્ત થતા સુખોમાં પરવાઈ જઈને જેઓ લક્ષ્યને ચૂકે નહિ તેઓ જ ધારી સફળતા મેળવી શકે છે, એ અનેક દાખલાઓથી વારંવાર અનુભવમાં આવતું સત્ય છે.

તિતિક્ષા કલ્યાણકર હોવા છતાં એને મર્યાદા છે, જેમ શરીરની શ્રમ સહન કરવાની શક્તિને મર્યાદા છે. તેમ જ ટાઢ–ગરમી સહન કરવાની શક્તિને પણ મર્યાદા છે. અલબત્ત આ મર્યાદાની સીમારેખા દરેક વ્યક્તિ માટે એક સરખી નથી. ઉંમર, શરીરનું આરોગ્ય વગેરેને અનુસરી એ સીમારેખા આગળપાછળ જાય છે અને ટેવથી–કેળવણીથી સારી રીતે વધારી શકાય છે અને મનુષ્યે વ્યક્તિશઃ તથા રાજ્યે અથવા સમાજે સમસ્ત પ્રજામાં યોગ્ય કેળવણી દ્વારા શરીર અને મનની સહનશક્તિ બની શકે તેટલી વધારવાનો પ્રયત્ન કરવો એ પ્રજાજીવનના આરોગ્ય માટે આવશ્યક છે. પણ કુદરતે જ આ સહનશક્તિની યે હદ બાંધી છે એ ભૂલવાનું નથી. દાખલા તરીકે, ઊકળતા પાણીની ગરમી સીધી ચામડીને લાગે એટલે કે ઊકળતું પાણી સીધું ચામડી ઉપર પડે અથવા અગ્નિથી સીધી ચામડી દાઝે તો ચામડી બળી જાય અને માણસ વધારેપડતું દાઝી જાય તો થોડા વખતમાં મરી જાય, એટલે એ સ્થિતિમાં તિતિક્ષા કેળવવાનો પ્રશ્ન જ નથી ઊઠતો. હા, પણ મનની દુઃખ સહન કરવાની–ગમે તેના આઘાતમાં પણ શાંત અને સ્વ-

સ્થ રહેવાની-શક્તિ ઘણી વધારે છે.[1] ઉપર કહેલા દાઝી જવાના દાખલામાં પણ દાઝી જનાર પોતે તેમ જ આસપાસનાં માણસો ગભરાઈને ખોટી દોડાદોડી ન કરી મૂકે પણ સ્વસ્થ રહીને કર્તવ્ય વિચારીને એ પ્રમાણે સત્વર આચરી શકે તો દાઝવાનાં ગંભીર પરિણામો પ્રમાણમાં ઓછાં આવે. આ સાદો અને અતિ સામાન્ય અનુભવનો દાખલો વ્યવહારના ઘણા પ્રસંગોને લાગુ પડશે એટલે બીજા દાખલાઓ આપવાની જરૂર નથી.

પણ એક બીજી મર્યાદા નોંધવાની રહે છે. તિતિક્ષાની જીવનમાં આવશ્યકતા સ્વીકાર્યા પછી એ પોતે સાધ્ય નથી પણ સાધન છે એ ધ્યાનમાં ન રહે તો તિતિક્ષા અનર્થકારક પણ થઈ પડે. કહેવાની મતલબ એ છે, કે તિતિક્ષા ખાતર તિતિક્ષાને કેળવવાનો પ્રયાસ અર્થરહિત જ નહિ પણ અનર્થ-કારક છે. જેમ કસરત અને બીજી હરીફાઈઓમાં આગલી હદ કુદાવીને પોતાને સર્વશ્રેષ્ઠ સાબિત કરવાનું લક્ષ્ય હોય છે, તેમ તિતિક્ષામાં પોતે કેટલું બધું અર્થાત્ બીજા સર્વ કરતાં એક આંગળ વધારે સહન કરી શકે છે એ સિદ્ધ કરવા માટે તિતિક્ષાની કસરત કર્યા કરે તો એમાં તામસ તપ[2] પેઠે જીવન વેડફાઈ

---

૧ યં હિ ન વ્યથયન્ત્યેતે પુરુષં પુરુષર્ષભ ।
સમદુઃખસુખં ધીરં સોઽમૃતત્વાય કલ્પતે ॥

ગીતા અ. ૨ શ્લો. ૧૫

જે ધીર પુરુષ દુઃખ અને સુખ સમાન (ધારણાવાળો) રહે છે અને જેને આ ઇંદ્રિયાર્થોના સ્પર્શો પીડા કરતા નથી તે અમૃતપણાને પામે છે.

૨ તામસ તપ માટે ગીતામા જ કહ્યું છે કે:

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवान्तः शरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान् ॥

ગીતા અ. ૧૭ શ્લો. ૬

જે અજ્ઞાની માણસો પોતાના શરીરમા રહેલાં બધા તત્ત્વોને તથા શરીરની અંદર રહેલા મને (પરમાત્માને) પીડા કરે છે તેઓને આસુરી નિશ્ચયવાળા જાણવા.

જવાનો સંભવ છે એટલે એ માર્ગે જવા જેવું નથી. જો કે આ જમાનામાં 'રેકર્ડ બ્રેકિંગ'નો મોહ ઘણો વધી ગયો છે, એ બારે. અવસ્થાન છે. પણ જેઓ તિતિક્ષાને સાધ્ય નહિ પણ સાધન તરીકે, બીજી કેળવણીને બાધક થાય નહિ એ રીતે, કેળવે તેઓને કશો ભય નથી, એટલું જ નહિ પણ તેઓ અવશ્ય પોતાનું કલ્યાણ સાધી શકે છે.

પણ સ્વકલ્યાણ અથવા સ્વકીય અભ્યુદય એ અંતિમ સાધ્ય તો માનવજાતિનું અથવા એથીયે આગળ નજર નાખીને બોલીએ તો જીવમાત્રનું કલ્યાણ છે, અલબત્ત લક્ષ્ય ગમે તેટલું ઊંચું રાખે પણ પક્ષીઓ પેઠે માણસો પણ ગતિ તો પોતાની શક્તિ પ્રમાણે જ કરી શકે છે. નહિ તો એટલું જ વક્તવ્ય છે કે તિતિક્ષાથી શરીર અને મનની જે શક્તિ સાધક મેળવી શકે છે, તેનો ઉપયોગ જનસેવામાં કરવામાં આવે ત્યારે જ, તિતિક્ષા જેવા સાધનની સાર્થકતા થાય છે. આ દૃષ્ટિએ વિચારતાં સાધક પોતામાં તિતિક્ષા ભલે કેળવે, કેળવવી જોઈએ જ, પણ દરિદ્ર અને દુઃખી લોકોને-જેની સેવા કરવાની પોતાની ફરજ હોય તે લોકોને તિતિક્ષા કેળવવાનો ઉપદેશ કોઈ આપે તો એ ખોટું જ નહિ પણ નિર્દય વર્તન ગણાય. દુઃખ કે દારિદ્રયથી સંતપ્ત લોકોનાં તો દુઃખો દૂર કરવાનો યથાશક્તિ પ્રયત્ન કરવો એ જ સાધક અથવા સજ્જન મનુષ્યનું કર્તવ્ય છે. જગતના જીવોને સુખી અને સંતોષી જોઈને પોતાને સુખી માને એ જ સાચો સાધક. આ રીતે તિતિક્ષાને સાધન તરીકે પોતામાં કેળવીને જનતાજનાર્દનની અથવા દરિદ્રનારાયણની સેવામાં વાપરવામાં ત્યાગ અને કર્તવ્યનિષ્ઠાનો સરસ સમન્વય સધાય છે. મહાત્મા ગાંધીજીએ પોતાના જીવનમાં આ મહાસિદ્ધિ સાધીને જગત આગળ અસાધારણ આદર્શ રજૂ કર્યો છે.

૧૦

## અહિંસાનો મહિમા

अहिंसाप्रतिष्ठायां तत्संनिधौ वैरत्यागः ।

**આ** યોગસૂત્રનો અર્થ સ્પષ્ટ છે. કોઈ માણસમાં અહિંસાની પ્રતિષ્ઠા થતાં તેની નજીકમાં વૈરભાવ છૂટી જાય છે પ્રાચીન તથા મધ્યકાલીન કથાકારોએ આ યોગસૂત્રોક્ત સત્યના દૃષ્ટાંતરૂપે અનેક ચમત્કારપૂર્ણ કથાઓ રચી છે. પણ અહીં તો મહાત્મા ગાંધીજીના જીવનનો એક અદ્ભુત દાખલો નોંધવાની ઇચ્છા છે.

મહાત્મા ગાંધીજી જ્યારે નોઆખલીમાં ત્યાંના મુસ્લિમોનાં હૃદયમાં અહિંસાની અને હિંદુઓનાં હૃદયમાં નિર્ભયતાની સ્થાપના કરવા માટે નિઃશસ્ત્ર તથા કોઈ પણ જાતના બાહ્ય રક્ષણ વિના પગપાળા યાત્રા કરતા હતા ત્યારે દેશ આખાનો શ્વાસ થંભી ગયો હતો ! શું થશે ? મહાત્માજીની હત્યા થશે તો ? એવી ચિંતા ત્યારે કોને નહોતી થતી ? પણ મહાત્મા ગાંધીજીની એ શાંતિયાત્રા વિષે ત્યારે જ છાપાંઓમા વાંચ્યું હતું કે મહાત્માજીની આંખ સાથે આંખ મેળવવાની હિંમત ન હોવાથી કેટલાક ગુંડાઓ આગળથી તે તે ગામને છોડીને ભાગી જતા હતા, જ્યારે બીજા જેઓ મહાત્માજીની આંખના જાદુમાં આવી જતા હતા તેઓ એમના રક્ષણનો ભાર ઉપાડીને સાથે ચાલવા લાગતા હતા. મહાત્માજીએ બંગાળની સરકાર સાથે શરત કરી હતી, કે એમની પ્રાર્થનામાં આવતાં કોઈને રોકવા નહિ. આ સ્થિતિમા એક દિવસ

નીચેનો બનાવ બન્યો, જે ત્યારે અને તે પછી પણ સ્ટેન્લી જોન્સે પોતાના પુસ્તકમાં* છાપ્યો તે પહેલાં ક્યાંય છપાયો નથી.

બન્યું એવું કે એક મુસ્લિમ મહાત્માજીની પ્રાર્થનાસભામાં આવ્યો. એના ઉપર કશી અસર ન થઈ અને (સભા પૂરી થયા પછી એકલા મહાત્માજી ત્યારે ઘણું કરી હશે–) એણે મહાત્માજીનું ગળું દબાવવા માંડ્યું અને મહાત્માજીના ચહેરા ઉપર આસમાની છાયા આવી ગઈ એટલા ગૂંગળાવ્યા; પણ મહાત્માજી તો એ વખતે પણ હસતા જ હતા. સામે થવાના અને અણગમાના અભાવની પણ એટલી અસર પેલા ઉપર થઈ કે તેણે મહાત્માજીને છોડી દીધા અને પાછળથી આવીને એ માણસ મહાત્માજીને પગે પડ્યો!

---

* E. Stanley Jonesના Mahatma Gandhi—an interpretation નામના ૧૯૪૮ના સપ્ટેમ્બરમાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકના પૃ. ૧૩૩માં આ હકીકત લખેલી છે.

## ૧૧

# ભારતવર્ષના ઇતિહાસમાં મહાત્મા ગાંધીજીનું સ્થાન

મહાત્મા ગાંધીજીનું સ્થાન જગતના ઇતિહાસમાં છે. આખી મનુષ્યજાતના જીવનમાં હમેશાં ઉપકારક થાય એવા અપૂર્વ તત્ત્વનો બોધ કરનાર જે થોડા મહાપુરુષોને ઇતિહાસ ઓળખે છે તેમાંના એક ગાંધીજી છે એમ તટસ્થ વિચારકોનો અભિપ્રાય છે. પણ મહાત્મા ગાંધીજીનો જીવનક્રમ હજી સમાપ્ત થયો નથી અને ભવિષ્યમાં એ મહાપુરુષ શું બોલશે કે શું કરશે એ જાણવું મુશ્કેલ છે, એવી સ્થિતિમાં આ દેશના ઇતિહાસમાં ગાંધીજીનું સ્થાન ક્યાં છે એ નિશ્ચિતરૂપે કહેવું કેવળ ધૃષ્ટતા જ ગણાય. વળી વર્ષો સુધી મહાત્માજીના અંતેવાસી તરીકે રહેનાર અને એમના કાર્યની ધુરા સતત વહેનાર પણ એમના જીવનનો તલસ્પર્શ ભાગ્યે જ કરી શકે તો 'પછી ચાલુ રાજકીય ચળવળથી દૂર રહેનાર અને એમના નિકટ પરિચયમાં કદી ન આવેલા સામાન્ય મનુષ્યે તો એમના વિષયમાં મૌન જ સેવવું ઉચિત ગણાય. પણ વર્તમાન દેશકાળથી દૂર અને તટસ્થ રહીને કેવળ ઐતિહાસિક દૃષ્ટિથી આ દેશના ઇતિહાસના સામાન્ય અભ્યાસીની નજરે મહાત્મા ગાંધીજીનું ઇતિહાસમાં જે સ્થાન—તદ્દન નિશ્ચિત નહીં, પણ લગભગ પંક્તિનિર્દેશ જેવું "મને અત્યારે દેખાય" છે—તે સ્થાન સૂચવવા વર્તમાન રાજકીય દૃષ્ટિએ આ અનધિકૃત પ્રવૃત્તિ કરી છે. આ વિષયમાં ખરો નિર્ણય કરવાનો અધિકાર તો ભવિષ્યના ઇતિહાસ-દ્રષ્ટાઓનો છે.

મહાત્મા ગાંધીજીએ છેલ્લો પ્રયાસ-તનતોડ અથાગ પ્રયાસ-તો આપણો દેશ સ્વરાજ્ય મેળવે એ માટે કર્યો છે. આખી પ્રજા એકદિલ તથા એકાગ્ર થઈને એક સાથે ઉત્થાન કરે અને સ્વરાજ્ય મેળવે એ પ્રકાર જ આપણા ઇતિહાસમાં અપૂર્વ, સ્વરાજ્ય માટે પ્રજાના મોટા ભાગમાં તીવ્ર વાસનાનો અભાવ, સાધારણ રીતે આપણું લોહી વૃદ્ધના લોહી જેવું ઠંડું થઈ ગયેલું એટલે સ્વરાજ્યની ધગશ જેના હૃદયમાં આઠે પહોર જળતી હોય એવા ભાઈઓ તો ગણ્યાગાંઠ્યા જ, વગેરે કારણોથી મહાત્માજીના પ્રયાસને હજી ફળ આવ્યાં નથી. ભવિષ્યમાં એવા પ્રયાસથી પ્રજા સ્વરાજ મેળવશે એનો આજે વર્તારો કાઢવો અશક્ય છે પણ આ દેશમાં જૂના વખતમાં રાજાઓ, સેનાપતિઓ, પ્રધાનો તથા રાજાઓએ રાખેલા લશ્કરો જ આવતી પરતન્ત્રતાને અટકાવવા માટે કે પરતન્ત્રતાની બેડી તોડી નાખવા માટે લડતા. આ લડાઈઓ શસ્ત્રાસ્ત્રોથી થતી અને દેશનો આમવર્ગ પોતાને કંઈ જ લાગતું-વળગતું ન હોય એ રીતે અસ્પૃષ્ટ રહેતો. રાજ્યનો બદલો આમપ્રજાને ઋતુના ફેરફાર જેવો, અને નવા રાજ્યનો જુલમ દુકાળ ને રોગ પેઠે કુદરતના કોપ જેવો લાગતો. રાજાના લશ્કરો પણ યુદ્ધને ભાડુતી કામ સમજતા. બૌદ્ધકાળના ગણરાજ્યોમાં કંઈક પણ યુદ્ધને ભાડુતી કામ સમજતા. બૌદ્ધકાળના ગણરાજ્યોમાં કંઈક સ્થિરતર હશે પણ એ સંસ્થા લાંબો વખત ટકી નથી કે એની પરંપરા ચાલી નથી એટલે આ દેશના ભૂતકાળમાં રાજકીય સ્વાતંત્ર્ય માટે પ્રયાસ કરનારા-મહાન સિકંદર સામે ઝૂઝનાર પોરસ અને સેલ્યુકસ નીકેટરને પાછો કાઢનાર ચન્દ્રગુપ્ત મૌર્યથી આરંભી પ્રતાપ અને શિવાજી જેવાઓ સુધી અથવા સત્તાવનનો બળવો જગાડનાર સુધી બધા રાજકીય પુરુષોની પંક્તિમાં તો ક્યાંય ગાંધીજીનું સ્થાન નથી. બ્રિટિશ સમયમાં વાદયુદ્ધથી વિજય મેળવવા ઇચ્છતા દાદાભાઈ નવરોજીથી આરંભી છેલ્લી ક્ષણ સુધીના-આપણા હાલના રાજકીય પુરુષોમાં પણ સાધન અને સાધ્ય બંનેનો ભેદ હોવાથી ગાંધીજીનું સ્થાન નથી. અન્ય દેશોમાં આમપ્રજાના ઉત્થાનથી સ્વદેશનું સ્વાતંત્ર્ય

શોધનારા વીર પુરુષો ભૂતકાળમાં થયા છે પણ સાધનનો ભેદ બળવાન છે. કેવળ અહિંસામય શાંતિયુક્ત અસહકારથી એક પ્રજા પોતાની ખોયેલી સ્વતંત્રતા પાછી મેળવે એ પ્રકાર તો જગતના ઇતિહાસમાં અપૂર્વ છે. આ દેશની તથા અન્ય દેશની હજારો વ્યક્તિઓએ તે તે કાળની સત્તા સામે ભૂતકાળમાં તથા વર્તમાનમાં સત્યાગ્રહ અને તે તે સત્તાના હુકમનો સવિનય ભંગ કર્યો છે. પ્રજાના કોઈ કોઈ વર્ગે કે દેશના કોઈ નાના વિભાગની આખી પ્રજાએ પણ થોડા કામ માટે અન્યાય સામે અસહકાર કર્યાના આ દેશના તેમ જ અન્ય દેશોના ભૂતકાળના તથા વર્તમાનકાળના ઇતિહાસમાંથી અનેક દાખલાઓ મળે છે. પરંતુ હિંદુસ્તાન જેવો વિશાળ દેશ કેવળ પ્રજાના સાર્વત્રિક અસહકારથી બ્રિટિશ રાજ્ય જેવી બળવાન સરકારને અશક્ય બનાવી દઈ ને શસ્ત્રાસ્ત્રોની સહાય વિના જ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે એ વાત સુદ્ધા આ દેશના જ નહીં પણ જગતના ઇતિહાસમાં નવી છે. આ અપૂર્વ પ્રયોગના ઉપદેશ અને આચરણ માટે એ પ્રયોગ હાલમાં સફળ થાય કે નિષ્ફળ થાય, પણ મહાત્મા ગાંધીજીને જગતના ઇતિહાસમાં અપૂર્વ તત્ત્વના ઉપદેશકોની પંક્તિમાં સ્થાન મળવું જોઈએ. આ બાબતનો નિર્ણય કરવાનું કામ ભવિષ્યના ઇતિહાસચિંતકો માટે રહેવા દઈ આ દેશના ઇતિહાસમાં ગાંધીજીનું સ્થાન વિચારીએ.

મહાત્મા ગાંધીજીને કવિ કે તત્ત્વજ્ઞાની ન કહી શકાય એટલે કાલિદાસ, ભારવિ, ભવભૂતિ વગેરેની પંક્તિમાં કે કપિલ, કણાદ, ગૌતમ, શંકરાચાર્ય આદિની પંક્તિમાં ગાંધીજીને સ્થાન ન મળે તો પછી ચરક, સુશ્રુત, વાગ્ભટ જેવા વૈદકશાસ્ત્રીઓ; આર્યભટ, વરાહમિહિર અને ભાસ્કરાચાર્ય જેવા ખગોલશાસ્ત્રીઓ; પાણિનિ, પતંજલિ જેવા વ્યાકરણશાસ્ત્રીઓ; અને ગોવિંદ, યશોધર જેવા રસશાસ્ત્રીઓ વગેરે પૃથક્-પૃથક્ ભૌતિક વિષયના ભૂતકાલીન તથા જગદીશચંદ્ર વસુ જેવા વર્ત-

માનકાલીન શાસ્ત્રશોધકો કે શાસ્ત્રપ્રચારકોની પંક્તિમાં તો ગાંધીજીને ક્યાંથી જ સ્થાન મળે ?

ત્યારે એમનું સ્થાન ક્યાં છે ?

આ દેશની આમપ્રજાનું હૃદય આ મહાપુરુષને અવતારી પુરુષ માને છે. ગાંધીજીના રાજકીય મતથી ભિન્ન મતવાળા, આ દેશના શિક્ષિતજનો તથા ગાંધીજીને ઓળખનારાપરદેશી સજ્જનો એમને સંત-પુરુષ માને છે. એટલે ગાંધીજીનું સ્થાન શોધવા માટે આ દેશના ધર્મોપદેશકો ઉપર દૃષ્ટિ નાખવી જોઈએ. ગાંધીજી જાતે ધર્મિષ્ઠ છે અને ધર્મોપદેશક પણ છે. જાતે અત્યંત ધર્મિષ્ઠ હોય, પોતાનો આચાર જોઈને બીજાઓ ધર્મમાર્ગે વળે તો ભલે પણ પોતે ધર્મના ઉપદેશ માટે ખાસ પ્રવૃત્તિ ન કરે એવા હજારો ધર્મનિષ્ઠ માણસો ભૂતકાળમાં થઈ ગયા છે અને વર્તમાનમાં જીવે છે. ગાંધીજી એમાંના નથી. પોતે ધર્મસ્થ હોય એટલાથી એમને સંતોષ નથી; તેઓ સમસ્ત માનવ-સમાજને, ખાસ કરીને આ દેશની પ્રજાને ધર્મસ્થ તથા મુક્ત જોવા ઇચ્છે છે અને એ માટે મન, વાણી અને કર્મથી પ્રયત્ન કરે છે. ગાંધીજીની ધર્મિષ્ઠતા માટે તો કોઈ પુરાવો નહીં માગે. એમનાં વચનો, લખાણો અને નિષ્કામ કર્મો આબાલવૃદ્ધ તથા આગોપાલપંડિત સહુને પ્રત્યક્ષ છે. જેને આથી સંતોષ ન થયો હોય તેને માટે નિષ્ફળ યત્ન કરવાની જરૂર નથી. આ દેશની પ્રજા ગાંધીજીને ધર્મિષ્ઠ માનીને ધર્મોપદેશ સાંભળવા જાય છે. 'લોકમાં ધર્મિષ્ઠ પાસે પ્રજા જાય છે'[1] એ ઉપ-નિષદ્વચનને અનુસરનારી હજી તો આ પ્રજા છે.

બધા મહાપુરુષોમાં અપૂર્વતા હોય છે. મહાપુરુષનું એ અસા-ધારણ લક્ષણ છે. ગાંધીજીમાં પણ અપૂર્વતા અને મહાપુરુષતા છે; છતાં આ દેશના પૂર્વે થઈ ગયેલા અનેક ધર્મિષ્ઠ ધર્મોપદેશકોમાંથી

૧ 'लोके धर्मिष्ठं प्रजा उपसर्पन्ति'—उपनिषद्

કોની સાથે ગાંધીજીનું વધારેમાં વધારે સામ્ય છે એનું દિગ્દર્શન કરવા માટે આપણા ઇતિહાસ ઉપર વિહંગદૃષ્ટિ નાખી જોઈએ.

વેદના મંત્રદ્રષ્ટા ઋષિઓ તો કવિઓ છે; એમના જીવનની રેખાઓ આપણને અતિશય અસ્પષ્ટ રૂપમાં દેખાય છે, છતાં એમની સાથે ગાંધીજીનું સામ્ય નથી એ તો સ્પષ્ટ છે. ઉપનિષત્કાળના બ્રહ્મનિષ્ઠ બ્રહ્મવાદીઓ સાથે પણ ગાંધીજીનું સામ્ય ઘટાવવું મુશ્કેલ છે. યાજ્ઞવલ્ક્ય, ઉદ્દાલકાદિ બ્રહ્મવાદીઓએ આત્મદર્શનની અતિ તીવ્ર અને અદ્વિતીય વાસનાના બળથી હૃદયગુહામાં ઊંડા ઊતરીને અદ્વિતીય આત્મતત્ત્વનું પરમદર્શન જગતના ઇતિહાસમાં પહેલી વાર કર્યું; જે મનવાણીથી અગોચર તત્ત્વનું એમણે દર્શન કર્યું તે અનિર્વચનીય તત્ત્વનો પોતાની પાસે આવનાર શિષ્યોને યથાસંભવ ઉપદેશ કર્યો. આ ઉપનિષદો પણ આ દેશનાં મનુષ્યોનું કે જગતનાં મનુષ્યોનું અપૂર્વ હિત સાધવાની બુદ્ધિથી પ્રેરાયેલા નથી. (એ ઉપદેશોમાં સર્વ જગતનું આત્યંતિક હિત સાધવાની શક્તિ છે તે વાત જુદી). અર્થાત્ ગાંધીજીનું બ્રહ્મવાદીઓ સાથે સામ્ય નહીં જડે.

હવે ઈશ્વરાવતાર ગણાતા ભગવાન કૃષ્ણ, ભગવાન્ બુદ્ધ અને ભગવાન મહાવીરનાં દર્શન કરીએ. પરમપુરુષના પૂર્ણાવતારરૂપ માન્યા છતાં માનવદૃષ્ટિએ ભગવાન કૃષ્ણના ચરિત્રને પુરાણોએ અતિશય ડહોળી નાખ્યું છે; એ સામે ન જોઈએ તો ત્રણેય મહાપુરુષો—અવતારી પુરુષો—ધર્મિષ્ઠ ધર્મોપદેશકો હતા એમાં સંશય નથી. મનુષ્યજાતનું તો શું પણ પ્રાણીમાત્રનું હિત કરવાની ઇચ્છાથી એમણે જન્મ લીધેલો મનાય છે. ગાંધીજી પોતે પોતાને ભગવદ્‌ગીતાના ઊંડા અભ્યાસી હોવાનું કહે છે. પોતાના ઉપદેશનું તત્ત્વ ગીતામાંથી મળ્યું છે એમ પણ ગાંધીજીએ ઘણી વાર કહ્યું છે. એમના અનુયાયીઓ પણ કહે છે:

અક્રોધેન જિને કોધં અસાધું સાધુના જિને—

ભગવાન બુદ્ધના એ ઉપદેશનું તથા દયાધર્મનું ગાંધીજીના ઉપ-

દેશમાં વારંવાર દર્શન કરીને આ દેશના તથા અન્ય દેશના વિદ્વજ્જનોએ ભગવાન બુદ્ધ સાથે ગાંધીજીની સરખામણી કરી છે. પોતાને મારવા આવનારને ન મારતાં કે એનાથી ન ભાગતાં વધારે માર ખાવાની તૈયારી બનાવવી એ ગાંધીજીના (હમણાં જ અકાલીઓએ આચરી બતાવેલા) ઉપદેશમાં ભગવાન ઇસુ ખ્રિસ્તના ગિરિ ઉપરના ઉપદેશની ઝાંખી ઘણાને થાય છે. રાજકીય લડતમાં મનથી પણ હિંસા ન કરવાનું વારંવાર એઓ કહ્યા કરતા અને એ લડતને અંગે બીજાં અજ્ઞ માણસોએ કરેલી હિંસામય પ્રવૃત્તિ જોઈને જાતે પ્રાયશ્ચિત્તરૂપ ઉપવાસ કરવા માંડતા. આથી તપોમય જીવન ગાળનાર ગાંધીજીના વિચાર ઉપર અહિંસાના પરમ ઉપદેશક મહાવીરની અસર નથી એમ કોણ કહી શકશે? જેલમાં ગયા તેના છેલ્લા દિવસોમાં શિયાળાની કકડતી ટાઢમાં કેવળ કચ્છ પહેરીને ઉઘાડે શરીરે ફરતા ગાંધીજીને જોઈને અઢી હજાર વર્ષ પહેલાંના તે દિગંબર જ્ઞાનપુત્ત નિર્ગ્રંથનું સ્મરણ તરત થઈ આવતું.

ટૂંકામાં ઉપરના ચારેય અવતારી પુરુષો સાથે ગાંધીજીનું કંઈક સામ્ય સ્વીકારવું પડશે; પણ એ જ કારણથી એમાંના એકેય સાથે પૂરું અથવા બહુ અંશમાં સામ્ય નથી એ પણ કબૂલ કરવું પડશે—જો કે પૂર્વકાળના આ મહાપુરુષોના ઉપદેશની અસર, એમના જીવનકાળમાં, જે પ્રદેશમાં તેઓ ફર્યા તે ટૂંકા પ્રદેશની બહાર બહુ ઓછી થઈ હતી; અને ગાંધીજીની અસર આ જમાનામાં રેલવે, પોસ્ટ, તાર, છાપાં વગેરે સાધનોની મદદથી આખા ભારતવર્ષમાં અને તેની બહાર પણ ફેલાઈ ગઈ છે, પણ પૂર્વના મહાપુરુષોની દૃષ્ટિ આગળ કેવળ આ દેશનાં જ મનુષ્યો નહોતાં પણ સર્વ દેશકાળની મનુષ્યસૃષ્ટિ અને ક્વચિત્ તો પ્રાણીસૃષ્ટિ પણ એમની દૃષ્ટિ આગળ રહી છે. વળી એ મહાપુરુષોએ પોતાના દેશકાળના સમાજને શું હિતકારક છે એ શોધવા માટે નહીં પણ પ્રાણીમાત્રનાં સનાતન દુઃખનું ઔષધ શોધવા અને બનાવવા માટે પ્રવૃત્તિ કરી છે. ગાંધીજીના અસહકારમાં

ભવિષ્યમાં બધી પ્રજાઓને શસ્ત્રયુદ્ધથી રોકવામાં ઉપયોગી થાય એવું તત્ત્વ છે એની ના નથી પણ એમણે આ દેશની મુક્તિ માટે આ ખાસ ઔષધ શોધ્યું છે; એની વિગતો આ દેશની વર્તમાન સ્થિતિને મુખ્યત્વે લાગુ પડે છે. અર્થાત્ આ અંશમાં કૃષ્ણ, બુદ્ધ અને મહાવીર કરતાં, આ દેશના પોતપોતાના કાળના મનુષ્યસમાજ ઉપર દૃષ્ટિ રાખી ઉપદેશ કરનાર પાછળના આચાર્યો–ખાસ કરીને વૈષ્ણવ આચાર્યો અને સંતો સાથે ગાંધીજીનું સામ્ય વધારે મળે છે. ગાંધીજી આ દેશની રાજકીય મુક્તિ વાંછે છે અને આ ધર્મોપદેશક આચાર્યોએ રાજકીય મુક્તિના વિષયને સ્પર્શ પણ નથી કર્યો એ ભેદ તો છે જ. ભગવાન બુદ્ધ અને મહાવીરને તો એ પ્રસંગ જ ન હતો: અને ભગવાન કૃષ્ણના સર્વગ્રાહી, સર્વદેશકાળને યોગ્ય ઉપદેશમાં તો એ વાત આવી જાય છે. રાજકીય મુક્તિ માટેના પ્રયાસનો રસ્તો ગીતાએ નથી બતાવ્યો એમ કહેવું મુશ્કેલ છે. મહાત્માજી ગીતાના વચનોનો વારંવાર ઉલ્લેખ કરે છે એ આ રીતે ઉચિત જ છે.

રામાનુજ, મધ્વ, નિંબાર્ક, ચૈતન્ય, વલ્લભ વગેરે વૈષ્ણવ આચાર્યોએ અનેકધા કષ્ટો સહીને દેશના મોટા ભાગમાં ફરીને ધર્મોપદેશ કર્યો છે. તે તે સમયે સ્ત્રીશૂદ્રાદિ જે વર્ગ વધારે અજ્ઞાન, વધારે કચગાયલો હતો તેના ઉદ્ધાર માટે ખાસ પ્રયાસ આ આચાર્યોએ કર્યો છે. વળી રાજકીય પરાધીનતાને લીધે તથા દુકાળ મરકી વગેરે કુદરતી કોપોને લીધે તથા અનેક સામાજિક રિવાજોથી રિબાતાં–પીડાતાં જનોને પરલોકમાં આશ્વાસનનો માર્ગ બતાવ્યો છે. એટલું જ નહીં પણ આચાર્યોએ તથા સંતોએ સામાન્ય જનસમાજને સેંકડો વર્ષ સુધી પ્રાણાંત કષ્ટો સહીને પણ હિંદુ ધર્મમાં દૃઢ રહેવાનું બળ આપ્યું છે. પણ આચાર્યોની જીવનપ્રણાલી સાથે સંતોની જીવનપ્રણાલી સરખાવતાં ગાંધીજી સંતોને વધારે મળતા લાગે છે.

મધ્યએશિયાના દૂરદૂરના ભાગોથી આરંભી જાવા, સુમાત્રા અને એથી પણ દૂરદૂરના ભાગો સુધી એક તરફ ચીન, જપાન અને

રૂપમાં વિચાર કરીને જણાવે.' એ 'અવ્યાકૃતમાં રહેલો વ્યાકૃતનો ભાગ છે.' આ શબ્દોમાં પણ રહસ્ય રહેલું છે. આ શબ્દોથી ઋષિ એમ કહેવા માગે છે કે, અવ્યાકૃતનો અને વ્યાકૃતનો, અમર્ત્યનો અને મર્ત્યનો, દેવનો અને મનુષ્યોનો, પરમાત્માનો અને જીવાત્માનો સંબંધ આ કામ(વાચ્)થી જ થાય છે. એ કામ ઉભયના મધ્યમાં રહેલું હેતુ છે એ દ્વારા જ સૃષ્ટિ દેવમાંથી વિસ્તાર પામે છે, માટે જ એને 'પ્રથમ રેત' કહેલ છે. પણ એ કામનું કાર્ય સૃષ્ટિની ઉત્પત્તિથી જ સમાપ્ત નથી થતું. જગતની સ્થિતિ પણ એથી જ નિયમમાં વર્તે છે, એટલે મનુષ્યોને પરમાત્માની પ્રાપ્તિનું સાધનદ્વાર એ કામ (વાચ્) જ છે આ વાચ્ બ્રહ્મથી અભિન્ન છે. બ્રહ્મરૂપ જ છે. પુરાણોમાં એને શબ્દબ્રહ્મ કહેલ છે. મનુષ્યકર્મમાં પણ વાચ્નો પ્રવાહ સતત વહ્યા કરે છે. આપણે જે વડે પરસ્પરવ્યવહાર કરીએ છીએ તે તો વૈખરીવાણી* કહેવાય છે. વાચ્નું સત્ય સ્વરૂપ તો અંતરમાં છે, એ સંભળાવા કરતાં વિશેષ દેખાય છે—અનુભવાય છે. એનાથી થતું જ્ઞાન અપરિમિત હોય છે. વાચ્ના પ્રકાશની મર્યાદા હૃદયની વિશુદ્ધિ ઉપર, બુદ્ધિના આંતરવિકાસ ઉપર, અને જીવાત્માની આંતરસ્થિતિ અથવા પરમાત્મા સંબંધી એના જ્ઞાન ઉપર આધાર રાખે છે. જગતનું અને જગતના પદાર્થોનું જ્ઞાન બાહ્ય ઇંદ્રિયોથી અને મનથી થાય છે. જો કે એનુંયે શુદ્ધ યથાર્થ જ્ઞાન તો વાચ્ના આંતરથી બહાર વહતા પ્રવાહ ઉપર જ આધાર રાખે છે, પણ આંતરવિશ્વનું અથવા પરમાત્માનું ભાન તો વાચ્ના જ પ્રકાશથી થાય છે. એ વાચ્ની આંતર ત્રણ સ્થિતિ છે અને એક બાહ્ય સ્થિતિ છે. માટે જ સંહિતાના ૧૬૪મા સૂક્તમાં મંત્ર છે કે—

चत्वारि वाक्परिमित पदानि तानिविदुर्ब्राह्मणा ये मनीषिण ।
गुहात्रीणि निहिता नेंगयति तुरीय वाचो मनुष्या वदन्ति

* છતાં એ વૈખરીવાણીની જ મનુષ્યોમાં વિશેષતા છે. એ રીતે (૫-૬) પરિચ્છેદોમાં જોયા પ્રમાણે અગ્નિ વાગીસ્વરૂપ વિકાસનું કારણ થાય છે.

"વાચ્નાં ચાર પદ છે તેને મનીષા બ્રાહ્મણો જાણે છે. ગુહામાં રહેલાં ત્રણ ચાલતાં નથી, મનુષ્યો વાચ્નું તુરીય (પદ) બોલે છે."

આંતરનાં ત્રણ પદમાંનું જે આંતરતમ પદ છે એ જ વાચ્નું બ્રહ્મથી અભિન્ન સ્વરૂપ છે, એને જ ઋતનો પ્રથમ જાત કહે છે.

* * *

यदा मा गन्प्रथमजा ऋतस्य दिद्वाचो अश्नुवे भागमस्याः ઋ. મં. ૧. સૂ. ૧૬૪ ઋ. ૩૭.

'જ્યારે ઋતનો પ્રથમ જાત મને પ્રાપ્ત થાય છે ત્યારે આ વાચ્નો ભાગ પ્રાપ્ત કરું છું.'

'ऋतस्य प्रथमजाः' એ શબ્દોનો સાયણાચાર્ય અર્થ કરે છે કે—' ऋतस्य परमार्थस्य परस्य ब्रह्मणः प्रथमजाः प्रथमोन्मेषः ' 'ઋતનો એટલે પરમાર્થ, પરબ્રહ્મનો પ્રથમ જાત એટલે પ્રથમોન્મેષ.' 'જ્યારે ઋતનો આ પ્રથમ જાત પ્રાપ્ત થાય છે, ત્યારે આ વાચ્ (વેદરૂપ જ્ઞાન)નો ભાગ પ્રાપ્ત કરું છું.' એમ કહીને ઋષિ 'શુદ્ધ સત્ય જ્ઞાનનું કારણ શબ્દબ્રહ્મ છે' એ સિવાય બીજું શું કહેવા માગે છે? હવે અગ્નિને જ ઋતનો પ્રથમ જાત કહે છે, એટલું જાણવાથી બધું સ્પષ્ટ થઈ જશે. ઋક્સંહિતાના ૧૦મા મંડલના ૫ મા સૂક્તમાં ૭ મો મંત્ર છે કે—

असच्च सच्च परमे व्योमन्दक्षस्य जन्मन्नदिते रुपस्थे
अग्निर्नः प्रथमजाऋतस्य पूर्वे आयुनि वृषभश्च धेनुः

પરમ વ્યોમમાં અસત્ અને સત્ અદિતિની સમીપમાં અને દક્ષના જન્મમાં (ઉત્પન્ન થયું છે). ઋતનો પ્રથમ જાત અગ્નિ અમારા પૂર્વકાળમાં વૃષભ અને ધેનુ હતો. 'વૃષભ અને ધેનુ' શબ્દોનો અર્થ સમજાવવાનો અહીં પ્રસંગ નથી. માત્ર ધેનુ વાચ્ના વિશેષણ તરીકે ઘણીવાર વપરાય છે એટલું સૂચન અહીં આવશ્યક છે. જેમકે, "धेनुं भगस्मा सुपदुग्धा तैनु" ઋ. મં. ૧. સૂ. ૧૦૦ ઋ. ૧૧

"પ્રેતુવાગ,-સારી રીતે સ્તવાયેલી, અમને પ્રાપ્ત થાવ" આટલા વિવેચનથી, પરમાત્માનો, સમષ્ટિમાં-પ્રકૃતિના સર્વ ભાગમાં-વહેતો પ્રવાહ, એ [1]અગ્નિ કહેવાય છે, અને મનુષ્યોનાં હૃદયમાં વહેતો પ્રવાહ વાચ્ કહેવાય છે; માટે અગ્નિનું જ આધ્યાત્મિક પ્રતિરૂપ વાચ્ છે એટલું અવશ્ય સ્પષ્ટ થયું હશે. તેથી પ્રથમ મંત્રનો આધ્યાત્મિક દૃષ્ટિએ અર્થ જોવામાં હરકત નથી.

(૩૯) "યજ્ઞના પુરોહિત, હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિદેવને સ્તવું છું." યજ્ઞના પુરોહિત, યજ્ઞ એટલે શું ? યજ્ ધાતુ ઉપરથી યજ્ઞ શબ્દ નીકળ્યો છે, ઇત્યાદિ (૨૮મા) પરિચ્છેદમાં કહ્યું જ છે. અહીં આધ્યાત્મિક યજ્ઞ વિષે જ વિચારવાનું છે. આધ્યાત્મિક યજ્ઞ સ્તવનાત્મક છે. સંહિતાના વખતમાં એ યજ્ઞનો જ વિશેષ પ્રચાર હતો. સ્તવન બાહ્ય શબ્દોથી જ થાય છે એમ નથી. આંતરવાચ્થી પણ સ્તવન થાય છે; એ જ સ્તવન વાસ્તવ છે. આંતર સ્તવનાત્મક યજ્ઞના પુરોહિત અગ્નિ છે. એટલે ( ૩૭મા ) પરિચ્છેદમાં જે વાચ્નું વર્ણન કર્યું તે વાચ્ આ આધ્યાત્મિક યજ્ઞમાં પુરોહિત છે, એથી જ આ યજ્ઞનું કલ્યાણ સધાય છે.

(૪૦) આધ્યાત્મિક યજ્ઞમાં આવાચ્ જ હોતારૂપ ઋત્વિજ છે. વાચ્ જ યજ્ઞ કરે છે. અને દેવોનું આવ્હાન પણ એ જ કરે છે. પરમાત્માના પ્રવાહની પ્રાપ્તિ એ વાચ્થી જ થાય છે. પરમાત્માના પ્રવાહનું આવાહન કરે છે માટે જ એ હોતા કહેવાય છે.

(૪૧) એ વાચ્ને રત્નધાતમ કહેલ છે. આંતરસૃષ્ટિનાં રત્નો અદ્ભુત છે. સ્નેહ, સત્ય, જીવન, એ બધાં આંતરસૃષ્ટિનાં રત્નો છે.

---

૧ ઉપનિષદોમા, વાગિંદ્રિયની અનુગ્રાહક દેવતા અગ્નિ છે; એમ કહ્યું છે. અને અનુગ્રાહક દેવતાનો સંબંધ થયા વિના કોઈ પણ ઇંદ્રિયને પોતાના વિષયનું જ્ઞાન થતું નથી એ નિયમ તો ભૌતિક સૃષ્ટિમાં પણ દેખાય છે. ચક્ષુને પ્રકાશનો સંયોગ થયા વિના રૂપ દેખાતું નથી. અગ્નિનો અને વાચ્નો સંબંધ એટલો સ્પષ્ટ નથી, કારણ કે એઓ ભૌતિક છે.

જીવનનો પ્રવાહ વાયુમાંથી જ વહે છે. વાયૂ એ જ જીવન છે. એટલે રત્નધાતમ વિશેષણ સર્વથા યોગ્ય છે.

(૪૨) દેવ શબ્દનો અર્થ (૨૯ થી ૩૧ સુધીના) પરિચ્છેદોમાં વિચાર્યો છે. વાયુનું સ્વરૂપ પ્રકાશાત્મક છે. એના તેજથી જ બધું તેજવાળું છે. 'तेजोमयीवाक्' 'તેજોમય વાણી છે' એવી છાંદોગ્ય ઉપનિષદની શ્રુતિ છે અને અગ્નિનું એ પ્રતિરૂપ છે. એ જ એનું દેવત્વ સિદ્ધ કરે છે.

(૪૩) ભગવદ્ગીતાના ૪ થા અધ્યાયમાં જે આધ્યાત્મિક[1] યજ્ઞો ગણાવ્યા છે. તે બધામાં પણ આંતરઅગ્નિ વાયુનું સ્થાન નિયત છે. વાયૂ વિના એ યજ્ઞો અશક્ય છે, કારણ કે બધા યજ્ઞોનું—આધ્યાત્મિક યજ્ઞોનું—લક્ષ્ય પરમાત્મપ્રાપ્તિ છે; અને વાયૂ એ પરમાત્મપ્રાપ્તિનું દ્વાર છે.

(૪૪) આવા યજ્ઞો કરનારનું હૃદય જાતે પરમાત્મપ્રાપ્તિ કરીને જ સંતુષ્ટ નથી થતું. જે આનંદરસ પોતાને પ્રાપ્ત થયો છે તે સમગ્ર બ્રહ્માંડમાં રેલાય. ભૂતમાત્ર એ આનંદમાં ડૂબી જાય. જગત પરમાત્માના પ્રકાશથી જ સર્વદા પ્રકાશિત રહે. ભૂમિ ઉપર એવો એક પણ કણ ન રહે કે જે એ પ્રકાશમાં નાહતો ન હોય એવી બળવાન ઇચ્છા, આવાં હૃદયમાં, સર્વદા પ્રજ્વલિત હોય છે. આ ઇચ્છામાંથી આધિદૈવિક યજ્ઞનો પ્રભવ થાય છે. આ ઇચ્છાનું અને આ યજ્ઞનું મૂળ કારણ પરમાત્મા પોતે જ છે. (૩૭મા) પરિચ્છેદમાં જે કામની આપણે વાત

१ श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति
शब्दादीन्विषया नन्य इंद्रियाग्निषु जुह्वति ॥ २६
सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥ २७
अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथा परे
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥ २९

સિવાય કોઈ ક્રિયા થતી નથી. દેવોની સર્વ ક્રિયાઓ યજ્ઞરૂપ જ હોય છે. યજ્ઞ સિવાય દેવોને કર્મનો બીજો ઉદ્દેશ નથી. ભગવાન કૃષ્ણે તો અર્જુન માટે કહ્યું છે કે 'यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः' 'યજ્ઞાર્થ કર્મ સિવાય કર્મ લોકને બંધનરૂપ છે.' આ વાત સર્વ મનુષ્યોને માટે સત્ય છે. દેવોનો બ્રહ્માર્પણરૂપ યજ્ઞ સર્વદા ચાલ્યા જ કરે છે. આ સ્થૂલ જગતની નિયમિત ગતિ એથી જ છે માટે જ એ યજ્ઞને ઋત કહે છે. દેવોના યજ્ઞમાં અગ્નિ પુરોહિત છે તેથી સર્વ દેવો કરતાં અગ્નિને તો વિશેષ બ્રહ્માર્પણ કરવાનું. બીજા દેવોનું જીવન અદૃષ્ટ રીતે વહ્યા કરે છે અને જે ગ્રહણ કરે તેને જ મળે છે. અગ્નિનું જીવન તો પદાર્થમાત્રમાં, એની ઇચ્છા હોય કે ન હોય તોપણ, વહ્યા કરે છે. આવા બ્રહ્માર્પણથી જ એ પુરોહિત કહેવાય છે.

(૪૬) અગ્નિ જ દેવોના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ છે. અગ્નિ દ્વારા જ પરમાત્માનો જીવનપ્રવાહ દેવોમાં વહ્યા કરે છે અને અગ્નિ દ્વારા જ દેવોમાંથી પ્રાણીઓમાં વહે છે. એટલે એ પ્રવાહને આવ્હાન કરનાર હોતા અગ્નિ બને છે. અગ્નિ જ પુનઃ એ પ્રવાહનો દેવોમાંથી પ્રાણીઓમાં હોમ કરે છે, માટે જ એ હોતારૂપ ઋત્વિજ કહેવાય છે. અગ્નિમાંથી ઋગ્વેદની ઉત્પત્તિ થઈ છે "अग्नेर्ऋग्वेदः" (ઉપનિષદ્.) તેથી જ ઋગ્વેદ જાણનાર ઋત્વિજ મંત્રો દ્વારા દેવોને આવ્હાન કરવાનું—હોતાનું—કાર્ય કરે છે.

(૪૭) અગ્નિ રત્નધાતમ છે. પરમાત્માનો સ્નેહ એ જ દેવોનાં રત્નો છે. અગ્નિ એ રત્નોનો ધારણ કરનાર ને અર્પનાર છે.'

(૪૮) અગ્નિ દેવ છે. દેવ શબ્દનો અર્થ (૨૯, ૩૦, ૩૧, ૩૨) પરિચ્છેદોમાં કર્યો છે. અગ્ન્યાદિ સર્વ દેવોમાં દેવત્વ સામાન્ય છે, કારણ કે એ સર્વ દેવોમાં પરમાત્મામાંથી જ આવે છે અને દેવત્વ લઈ લો તો પછી અગ્નિ વગેરેમાં કંઈ રહેતું જ નથી. દેવત્વ એ જ એઓનું અસ્તિત્વ છે. માટે દેવો પરમાત્માથી અભિન્ન છે. ઋક્સંહિતા-

ના મંડળના ૧૬૪મા સૂક્તમાં મંત્ર છે કે —इन्द्रं मित्रं वरुणमग्नि- माहुरथो दिव्यः स सुपर्णो गरुत्मान् एकं सद्विप्रा बहुधा वदन्ति अग्निं यमं मातरिश्वानमाहु ४६ એને ઇંદ્ર કહે છે, મિત્રમ્ કહે છે, વરુણ કહે છે, અગ્નિ કહે છે, પછી એ દિવ્ય ગરુત્માન સુપર્ણ (પક્ષી) છે વિપ્રો એક જ સત્‌ને બહુધા કહે છે અગ્નિ, યમ અને માતરિશ્વા કહે છે ' આ મંત્રમાં કહેવું સત્ એ જ દૈવત એ પરમાત્માના એકરૂપ દિવ્ય પ્રવાહને દૈવત કહે છે એ જ રસ કહેવાય છે, એ જ આનંદ કહેવાય છે रसो वै स रसं ह्येवायं लब्ध्वानन्दी भवति ઉપનિષદ્ તે રસ છે અને જ પ્રાપ્ત કરીને આ આનંદી થાય છે આ રસ, આ સત્, આ દૈવત સર્વત્ર અનુસ્યૂત છે, એથી જ વસ્તુમાત્રનું જીવન છે આ સતરૂપ રસમાંથી–પરમાત્મામાંથી આરંભમાં (૩૭મા) પંક્તિ ચ્છેદમાં જોયું તેમ કામ–સ્નેહ ઉત્પન્ન થયો એ કામનો આત્મા સત્ પોતે જ છે છાંદોગ્ય ઉપનિષદમાં પણ સત્‌ને ઇચ્છા કરી ને તેજ ઉત્પન્ન થયું અને પછી એ તેજે ઇચ્છા કરી એમ લખ્યું છે ત્યાં એ તેજમાં અનુસ્યૂત સત્ પોતે વિવક્ષિત છે એમ બ્રહ્મસૂત્રકારે સમાધાન કર્યું છે ત્યારે કામરૂપે વાયુરૂપે પ્રાદુર્ભાવ પામતો પરમાત્માનો આ પ્રવાહ એ જ અગ્નિદેવ સમગ્ર વિશ્વમાં એ રસરૂપે આનંદરૂપે આવ્યા રહ્યો છે

(૪૮) સમગ્ર વિશ્વની–સમષ્ટિની પ્રાથમિક ઉત્પત્તિમાં અને વિકાસમાં જ કેવળ નહિ પણ મનુષ્યોના–વ્યક્તિઓના ગૂઢતમ હૃદયાકાશમાં–હાર્દજ્યોતિમાં દિવ્ય પ્રકાશરૂપે અને જીવનના પરમતત્ત્વરૂપે પ્રગટ થતા, જ્ઞાન આપતા, જીવન જીવવાનું–આત્મભાન કરવાનું શીખવતા, સૃષ્ટિક્રમના યજ્ઞમાં પુરોહિત, વિકાસક્રમના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિદેવને મધુચ્છંદા ઋષિ સ્તવે છે એ સ્તવન સામાન્ય સ્તવન જેવું નથી એ એક મહા યજ્ઞ છે એ યજ્ઞનો જ્યોતિ અદ્યાપિ પર્યંત અનેક મનુષ્યોના–ભક્તોના હૃદયમાં પ્રકાશે છે, અને હજી અનંત

કરી તે કામથી જ પરમાત્મા આ યજ્ઞ કરે છે. પરમાત્માએ પોતાની ઇચ્છાથી સૃષ્ટિને ઉત્પન્ન તો કરી, પણ એમાં જીવન જોઈએ. એને માટે 'तत्सृष्ट्वा तदेवानुप्राविशत' (ઉપનિષત્) તે સર્જને તેમાં અનુપ્રવેશ કર્યો. પરમાત્માએ પોતાનું જીવન જગતને આપ્યું.

ત્યારે જ જગત સજીવ થયું. આ જ એનો યજ્ઞ.

(૪૫) પુરુષસૂક્તમાં આ યજ્ઞનું જ વર્ણન છે. 'यत्पुरुषेण हविषा देवा यज्ञ मतन्वत' 'જે પુરુષરૂપ હવિથી દેવોએ યજ્ઞ કર્યો.' પ્રથમ પુરુષે પોતાનો યજ્ઞ કર્યો; પછી દેવોએ યજ્ઞ કર્યો. દેવોને પોતાનું પુરુષથી ભિન્ન અસ્તિત્વ નથી; દેવોએ, તેથી, પુરુષનો જ યજ્ઞ કર્યો. દેવોએ યજ્ઞ કર્યો માટે જ આધિદૈવિક કહેવાય છે. 'દેવોએ યજ્ઞથી યજ્ઞ કર્યો છે.' 'यज्ञेन यज्ञयजन्त देवाः' ઋષિઓ પણ દેવોના યજ્ઞની પેઠે યજ્ઞથી યજ્ઞ કરતા. માટે જ કહ્યું છે કે 'तानि धर्माणि प्रथमान्यासन्' 'ધર્મો પહેલા હતા'. ભગવદ્‌ગીતામાં આવા યજ્ઞ વિષે કહ્યું છે કે 'ब्रह्माग्नौ अपरे यज्ञं यज्ञे नैवोपजुह्वति' 'બીજાઓ બ્રહ્માગ્નિમાં યજ્ઞથી યજ્ઞનો હોમ કરે છે.' આ બ્રહ્માર્પણ એ જ યજ્ઞનો પ્રાથમિક વિધિ છે. ઋક્સંહિતાનું એક બીજું સૂક્ત પણ આ યજ્ઞરૂપે સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન કરે છે—

> योयज्ञो विश्वतस्तन्तुभिस्तत एकशतं देव कर्मेभिरायतः
> इमेवयंति पितरो य आययुः प्रवयापवयेत्यासते तते.
>
> (મં.૧૦. સૂ. ૧૩૦ ઋ. ૧)

'જે યજ્ઞ સર્વતઃ તંતુઓથી (આકાશાદિ ભૂતોથી) વિસ્તૃત છે; અને ૧૦૦ (બ્રહ્માનાં) વર્ષો સુધી દેવકર્મોથી આયત (દીર્ઘ થયેલો) છે; આ (પ્રજાપતિના પ્રાણરૂપ) પિતૃઓ (વિશ્વને સર્જનારા દેવો જેને) રચે છે, જેઓ (પિતૃઓ સ્વાવયવથી) વ્યાપી રહ્યા છે; જીવસૃષ્ટિ અને જડસૃષ્ટિ રચતા એ દેવો વિસ્તૃત (સત્યલોક)માં રહ્યા છે.' (સાયણ)

पुमाँ एनंतनुतऽन्कृणत्ति पुमान्वितत्ने अधिना के अस्मिन्
इमे, मयूखाऽपसेदुरूसदः समानि चक्रुस्तसराण्योतवे.

'તે આદિ પુરુષ પ્રજાપતિ આને વિસ્તારે છે. એ પુરુષ જ આને વીંટી લીયે છે. આ ઉપરના નાકમાં (સ્વર્ગમાં) વિસ્તારે છે. આ મયૂખો—(રશ્મિરૂપ પ્રજાપતિના પ્રાણભૂત વિશ્વને સર્જનારા દેવો) સદન—(દેવયજનસ્થાન) પાસે બેઠા છે; અને યજ્ઞરૂપ વસ્ત્રને વણવા માટે સામને નીચે પ્રેરે છે.' (સાયણ).

આ રીતે પરમપુરુષ પરમાત્માએ, પ્રથમ, પોતાનો યજ્ઞ કર્યો; એની પાસેથી દેવો શીખ્યા અને દેવોએ યજ્ઞ કર્યો, અને દેવો પાસેથી ઋષિઓ યજ્ઞ કરતાં શીખ્યા. કોઈ પણ દેશના કોઈ યજ્ઞનું તત્ત્વ તપાસશે તો સમષ્ટિને ઉદ્દેશીને કોઈક જાતના સર્વાર્પણનો મૂળ પાયો અવશ્ય દૃષ્ટિએ પડશે. પંચમહાયજ્ઞમાં પણ એ જ દેખાય છે. ભગવદ્-ગીતામાં પણ એ જ ઉદ્દેશ બતાવ્યો છે—

यज्ञशिष्टाशिनः संतोमुच्यते सर्वकिल्बिषैः
भुञ्जते ते त्वघंपापा ये पचन्त्यात्म कारणात्.

'યજ્ઞનું અવશેષ ખાનારા સંતો સર્વ પાપમાંથી મુક્ત થાય છે. જેઓ પોતાને માટે રાંધે છે તેઓ પાપ ખાય છે. પોતાને માટે ન ખાવું એ જ યજ્ઞનું રહસ્ય છે.'

(૪૬) 'યજ્ઞના પુરોહિત, હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિ-દેવને સ્તવું છું.' જે દેવોના યજ્ઞના દૃષ્ટાંતથી ઋષિઓ અને મનુષ્યો આધ્યાત્મિક યજ્ઞથી પોતાને પ્રાપ્ત થયેલ પરમાત્માની કૃપાનો લોકો માટે ઉપયોગ કરે છે, અને એ રીતે દેવોના યજ્ઞમાં પોતા તરફથી યથાશક્તિ આહુતિ અર્પે છે તે દેવોના યજ્ઞના પુરોહિત અગ્નિદેવ છે. જેમ ભૌતિક સૃષ્ટિમાં કોઈ પણ ક્રિયા ભૌતિક અગ્નિની કોઈક સ્વરૂપમાં હાજરી સિવાય થતી નથી તેમ ભૌતિક સૃષ્ટિની પાછળ એના જીવનરૂપે રહેલી આધિદૈવિક સૃષ્ટિમાં પણ અગ્નિદેવની હાજરી

કાળ પર્યંત પ્રકાશશે. આપણે પણ એ ઋષિ પામેથી શીખીને–
'યજ્ઞના પુરોહિત હોતારૂપ ઋત્વિજ રત્નધાતમ અગ્નિદેવને સ્તવીએ.'

અસ્તુ.

## પરિશિષ્ટ

ઋગ્વેદનાં ૧૦ મંડલમાં ૮ મંડલનો આરંભ અગ્નિના સૂક્તથી થાય છે. માત્ર ૮ મંડલનો ઇંદ્રથી અને ૯ મંડલનો સોમથી થાય છે. સમગ્ર સંહિતામાં અગ્નિનાં સૂક્તોની સંખ્યા ઇંદ્રનાં જ સૂક્તોની સંખ્યાથી ઓછી છે.

[1]अग्निमीळे ईळे ईड् ધાતુનું રૂપ છે. ડકારનો ળકાર બહ્વૃચશાખાધ્યાયીનો સંપ્રદાય છે. ईळे રૂપ ઋક્સંહિતામાં લગભગ ૧૩ વખત વપરાણું છે.

पुरोहितं—पुरोहितः એ રૂપે આ શબ્દ ૧૭ વખત ઋગ્વેદમાં વપરાણો છે. पुरोहित ત્રણ વખત વપરાણું છે.

यज्ञस्य આ રૂપે જ આ શબ્દ ૫૫ વખત ઋગ્વેદમાં વપરાણો છે.

देवं આ શબ્દ આ રૂપે જ ૭૦ વખત વપરાણો છે.

ऋत्विजं આ રૂપમાં આ શબ્દ ૧૦ વખત વપરાણો છે.

होतारं—આ શબ્દ આ રૂપે ૫૯ વખત વપરાણો છે.

रत्नधातम—આ રૂપે બે જ વાર વપરાણો છે. रत्नधातमः રૂપે એક વખત વપરાણો છે. रत्न શબ્દ ઘણીવાર વપરાણો છે.

આ મંત્રનો આધુનિક વિદ્વાનો ભિન્ન રીતિએ અન્વય લઈને કંઈક ભિન્ન જાતનો અર્થ કરે છે; સામાન્ય રીતિએ—पुरोहितं, यज्ञस्य देवंऋत्विजं, होतारं, रत्नधातमं अग्निं ईळे.—પુરોહિત, યજ્ઞના દિવ્યઋત્વિજ, હોતા અને રત્નધાતમ અગ્નિને સ્તવું છું.

આ અર્થને કેટલાક અત્રત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનો સ્વીકારે છે. પરંપરાથી ભિન્ન જાતનો અર્થ કરવાનાં સબળ કારણો નથી.

---

[1] [illegible] ઇન્ડેક્સ ઉપરથી.

## ૧૫.

# ગુજરાતી સાહિત્યનું મૂળ

પૂર્વજ સાહિત્યની અમુક અસર તો પાછળના સાહિત્ય ઉપર પડેજ છે. માનવ આત્મા પોતાના પૂર્વજો પાસેથી ભાષા શીખે છે અને વિચારો ગ્રહણ કરે છે, એટલે સ્વાભાવિક રીતેજ ભુતકાળથી તદ્દન છુટું સાહિત્ય સંભવિત નથી. પણ પૂર્વજ સાહિત્યની અસરનું બરાબર માપ આવે તો નવીન સાહિત્યમાં કેટલું ચૈતન્ય છે એ જાણી શકાય.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર, સંસ્કૃત સાહિત્ય, વ્રજ ભાષા, જુના વખતનું અપભ્રંશ સાહિત્ય, ફારસી સાહિત્ય, લોકવાર્તા અને લોકગીત એ બધાંની કંઇક કંઇક અસર દેખાય છે. મરાઠીની કે આ દેશની બીજી કોઇ પ્રાંતિક ભાષાની કયાંક અસર થઈ હશે પણ તે ગણવા જેવી નહીં. બ્રાહ્મણ અને જૈન સાહિત્યના પ્રવાહો જુદા જુદા, પાસે પાસે અને પરસ્પર અસર કરતા ચાલતા આવ્યા છે એ વાત તો જુદીજ છે.

ઉપર ગણાવેલી બધી અસર કબુલ રાખ્યા છતાં પણ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય મુખ્યત્વે તો સંસ્કૃતની અસરથી ઘડાયું છે એમજ કહેવું પડશે. સંસ્કૃત સાહિત્યની ગુજરાતી ઉપર સાક્ષાત્ તથા પારંપરિક–વ્રજ ભાષા કે બીજાં વાહન દ્વારા–એમ બે જાતની અસર થઇ છે. પણ સાક્ષાત્ અસર ઘણી બળવાન છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર સંસ્કૃત સાહિત્યની સાક્ષાત્ અસર એટલી બધી છે કે

ગુજરાતીમાં સ્વતંત્ર શું છે તે શોધવું પડે છે. સંસ્કૃતની આ સાક્ષાત્ અસરનું ટૂંકું અવલોકન અહીં કર્યું છે.

સંસ્કૃત સાહિત્યની ગુજરાતી સાહિત્ય ઉપર એટલી અસર છે કે ગુજરાતીને સંસ્કૃતનું બાલકજ કહી શકાય; છતાં સંસ્કૃત સાહિત્યના બધા વિભાગોની ગુજરાતી ઉપર અસર થઈ નથી. દાખલા તરીકે જ્યોતિષ ઉપર સંસ્કૃતમાં વિશાલ સાહિત્ય હોવા છતાં મધ્યકાલીન ગુજરાતીમાં જ્યોતિષના કોઇ સારા ગ્રંથો રચાયા જાણવામાં નથી. એજ રીતે વૈદક વિષયનું વિશાલ સાહિત્ય સંસ્કૃતમાં હોવા છતાં અને ગુજરાતમાં એક પછી એક સૈકામાં અનેક વિદ્વાન વૈદ્યોએ વૈદક ધંધો કરેલો હોવા છતાં ગુજરાતીમાં કોઈએ આયુર્વેદને ઉતાર્યો નથી. (જૈનોએ લખેલા વૈદક ગ્રંથોની સંખ્યા પણ અતિ અલ્પ છે.) સંસ્કૃત દર્શનસાહિત્યમાંથી માત્ર વેદાંતની અસર ગુજરાતી સાહિત્ય ઉપર થએલી જોવામા આવે છે. ટુંકામાં મધ્યકાલીન ગુજરાતી ઉપર સંસ્કૃત સાહિત્યનાં કયાં કયાં અંગોની અસર થઈ છે એ વિગતવાર તપાસતાં સ્પષ્ટ દેખાય છે કે સંસ્કૃત સાહિત્યના અતિશય અલ્પ અંશની ગુજરાતી ઉપર અસર થઈ છે.

સાહિત્ય પ્રજાજીવનનું પ્રતિબિંબ છે એમ માનીએ તો તે કાળની ગુજરાતી પ્રજાનું જીવન અતિશય સંકુચિત થઈ ગયું હતું એમ કબૂલ કરવું પડશે. પણ આ સંકુચિતતા સમગ્ર પ્રજાજીવનની નહીં પણ પ્રજાના અક્ષરજીવનના વાલીઓ–બ્રાહ્મણોના જીવનની યથાર્થ સ્થિતિ દર્શાવે છે. આ દેશમાં બધી જાતની પ્રવૃત્તિઓ ચાલ્યા જ કરતી હતી, પણ એ પ્રવૃત્તિઓનું સાક્ષર દષ્ટિથી અવલોકન કરી એનું સાહિત્ય ઉત્પન્ન કરવાની શક્તિ બ્રાહ્મણોએ ગુમાવી હતી અને બીજા વર્ણોને તો અક્ષરજ્ઞાનજ ન હતું. અલબત્ત વાણીઆ, ખેડૂતો, સુતારો, વૈદ્યો, કડીઆઓ વગેરે ધંધાદારીઓ પોતપોતાનો ધંધો બહુ સારી રીતે કરતા હતા પણ આ ધંધાઓનું શિક્ષણ પરંપરાથી વારસામાં મળતું હતું. આ

વિલક્ષણ સ્થિતિ એકલા ગુજરાતમાં હતી એવું કૈં નથી પણ એ સ્થિતિને પરિણામે સાહિત્યનું ક્ષેત્ર અત્યંત સંકુચિત થઇ ગયું અને આ રીતે સંસ્કૃત સાહિત્યનો અમુક અલ્પ અંશજ ઉપયુક્ત રહેવાથી બધાએ કવિઓએ એ ને એ સાધનોનો ફરી ફરી ઉપયોગ કર્યો દેખાય છે. વધારે શું ? વિષય સંબંધમાં મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની દરિદ્રતા તો અતિશય ખુંચે છે.

સંસ્કૃત વાઙ્મયમાંથી મહાભારત, રામાયણ અને પુરાણોની અસર ગુજરાતી સાહિત્ય ઉપર સૌથી વધારે દેખાય છે. પુરાણોમાં પણ શ્રીમદ્‌ભાગવત અને તેમાં પણ દશમસ્કંધ તો વ્યાપક દેખાય છે. છેક શુભ સમયથી ભારત, રામાયણ અને પુરાણોએ આપણા લોકસમૂહ ઉપર પોતાનું સામ્રાજ્ય જમાવવા માંડ્યું હતું. પુરાણોની તો ઉત્પત્તિજ આજે જેને આપણે આમ વર્ગ કહીએ છીએ તે વર્ગમા અક્ષરજ્ઞાન વગર ધર્મ અને સ્મના સંસ્કારોની કેળવણીનો પ્રચાર કરવા માટે થઈ છે મહાભારતને ઉદ્દેશીને સ્પષ્ટ વચન છે કેઃ

श्रावयेच्चतुरो वर्णान्कृत्वा ब्राह्मणमग्रतः ।

અર્થાત્ શ્રૌત સાહિત્યનો કેવળ દ્વિજ ગણાતા ત્રણ વર્ણોજ ઉપયોગ કરી શકે એવી મર્યાદા રુઢ થયા પછી વિશાલ હીંદુ સમાજમાં સમાવેલા ચોથા વર્ણની કેલવણીનો પ્રશ્ન વિકટ થઇ પડયો. અને ચોથા વર્ણને દ્વિજ વર્ણો સાથે સુગતિ રાખવા માટે પણ એને કોઇક જાતના સંસ્કારો આપવાની આવશ્યકતા અનિવાર્ય હતી.

વળી, બૌદ્ધ અને જૈન ધર્મો અસંસ્કૃત વાણીનો ઉપયોગ કરીને આ વર્ણોમાં પોતપોતાના ધર્મોનો ખુબ પ્રચાર કરતા હતા, એટલે બ્રાહ્મણ ધર્મને પણ પોતાના કુંડાળામાં લોકસમૂહને રાખવા માટે ટેકો કરવાની જરુર હતી આ મુશ્કેલીનો ભારત–રામાયણે અંત આણ્યો જેને શ્રુતિના મત્રો ન સંભળાવી શકાય તેને પણ બ્રાહ્મણ આસ્તિક મહાભારત રામાયણના વચનોથી શ્રુતિ સારરૂપ આત્યતિક

કલ્યાણસાધક જ્ઞાન પણ આપી શકાય એમ સ્મૃતિકારોએ ઠરાવ્યું. (જુઓ બ્રહ્મસૂત્ર ઉપરનું શાંકરભાષ્ય-અ. ૧, પા. ૩, સૂ ૩૮.)

ઘણું કરી ગુપ્ત સમયમાં નીકળેલો આ તોડ એવો કદમૂલ થઈ ગયો કે છેક આધુનિક સમયના આરંભ સુધી ચાલ્યો. પાછળથી તો દ્વિજમાંથીએ બ્રાહ્મણ સીવાયના વર્ણોમાં ઉપનયન સંસ્કાર અને તે સાથે અક્ષરજ્ઞાનનો પણ લોપ થઈ ગયો. એટલે બ્રાહ્મણ મારફત પુરાણશ્રવણની પ્રથા એ એકજ આમ વર્ગ માટે સંસ્કાર મેળવવાનું દ્વાર રહ્યું.

આ સ્થિતિમાં પુરાણોની સંખ્યા સ્વભાવિક રીતે વધતી ગઈ. પણ જ્યાં સુધી બ્રાહ્મણોમાં સંસ્કૃત જ્ઞાનનો સારો પ્રચાર રહ્યો ત્યાં સુધી સંસ્કૃત સાહિત્યમાં પૌરાણિક સાહિત્ય સીવાયના વિષયો પણ ખેડાતા ગયા. અલબત્ત ધીમે ધીમે નવીનતા ઓછી થતી જતી હતી. અને એક ને એક વાત ચમત્કારિક રીતે કહેવાની વૃત્તિ વધતી જતી હતી. પ્રત્યક્ષ વિશ્વ અને તેના પદાર્થોમાંથી પ્રેરણા મેળવવાને બદલે પ્રાચીન ગ્રંથોમાંથી પ્રેરણા મેળવવાની વૃત્તિ સ્વભાવરૂપ થતી જતીહતી. જૂના ગ્રંથોમાંથી ઉતારા કરીને સંગ્રહો બહાર પાડવાના, જુના ગ્રંથો ઉપર ટીકા અને ટીપ્પણીઓ લખવાના તથા બહુ બહુ તો જૂની કથાને બીજા શબ્દોમાં વર્ણવવાના અથવા જુના વિચારોને જુદા શબ્દોમાં કહેવાના સાહિત્યકાર્યમાં સંસ્કૃત પંડિતો એકબીજાની હરીફાઈ કરતા મધ્યકાળમાં જોવામાં આવે છે. પછી તો એ હરીફાઈ પણ વિરલ થઈ ગઈ. સંસ્કૃત પંડિતોની સંખ્યા અતિશય ઘટી ગઈ. એક પ્રાંતમાં સારા સંસ્કૃતજ્ઞ પંડિતો આંગળીને વેઢે ગણાય એટલા હોય એ પણ અહોભાગ્ય મનાવા લાગ્યું.

આ સ્થિતિમાં શ્રીમદ્‌ભાગવતની કથા, માત્ર સંસ્કૃત જાણનાર જ સંભળાવી શકે એ સ્થિતિ ઘણાને ખુંચવા લાગી હશે. કદાચ જૈનો પોતાનું ધાર્મિક સાહિત્ય લોકોને સમજાય એવી ભાષામાં રચીને

લોકોનાં મન ઉપર ખૂબ કાબૂ મેળવતા જતા હતા, એ સ્થિતિએ પણ બ્રાહ્મણ પંડિતોના મન ઉપર અસર કરી હોય. કદાચ સંસ્કૃત ન જાણનાર પણ બુદ્ધિશાળી બ્રાહ્મણોને ઓછી બુદ્ધિવાળા પણ સંસ્કૃતજ્ઞ બ્રાહ્મણોનો પ્રભાવ અકારો લાગતો હોય, અને એવાઓમાં પોતાની માતૃભાષા ખેડવાની ઉત્કંઠા સ્વાભાવિક રીતે જાગી હોય. બીજા વર્ણના બુદ્ધિશાળી માણસોને તો માતૃભાષાના આશ્રય વગર અક્ષરજીવનનો સંભવ જ નહિ એટલે એ વર્ગે પણ માતૃભાષાને ખેડવામાં મોટો ફાળો આપ્યો હોય. સર્વથી વિશેષ તો ૧૫મા–૧૬મા શતકમાં આત્માના કોઈ ઊંડાણમાંથી ઊઠેલું એક મહાજાગૃતિનું મોજું સારા ભારતવર્ષ ઉપર ફરી વળ્યું હતું; અને એ મહાજાગૃતિના મોજા ઉપર જ વૈષ્ણવ ભક્તિનો ચારે તરફ પ્રચાર કરતા ચૈતન્ય પ્રભુ અને શ્રી-વલ્લભાચાર્ય દેખાય છે. એ મોજા ઉપર જ વાલ્મીકિના રામાયણની પણ સ્પર્ધા કરે એવા અને જગતના મહાન ધર્મગ્રંથોમાં સ્થાન પામે એવા રામમાનસચરિતની રચના કરતા તુલસીદાસજી જોવામાં આવે છે. અને આ મહાતરંગની અસર નીચે આ દેશની બીજી પ્રાંતિક ભાષાઓમાં જેમ નવીન ચૈતન્ય આવ્યું તેમ ગુજરાતીમાં પણ આવ્યું અને ગુજરાતને નરસિંહ મહેતો, ભાલણ વગેરે સંતો અને કવિઓનાં દર્શન થયાં.

## ગુજરાતી સાહિત્યની સ્વતંત્રતા

ગુજરાતી ભાષામાં અક્ષરસેવા કરવાની વૃત્તિ ગમે તે રીતે જાગી હોય પણ એણે ૧૫ મા–૧૬ મા સૈકામાં ઘણો પ્રભાવ દેખાડવા માંડ્યો હતો એમાં શંકા નથી. અને એ જાગૃતિનાં મુળ સંસ્કૃત સાહિત્યરુપી ભૂમિમાં જ ઉગ્યાં હતાં એ પણ નિઃસંશય. એ વખતના તથા એ પહેલાંના સમયના સંસ્કૃત સાહિત્યસેવકોના ગુણો, દોષો, મર્યાદાઓ, રુઢીઓ બધાંનો આ મધ્યકાલીન ગુજરાતી સેવકોને વારસો મળ્યો હતો ભાષાંતર અનુવાદ કે સારરૂપ ન હોય ત્યારે પણ સંસ્કૃત સાહિત્યના આત્માના

બારથી ગુજરાતીની પાંખો દબાઇ જતી દેખાય છે, એ પ્રાચીન વારસાના વર્તુલની બહાર જવાનું મધ્યકાલીન ગુજરાતીમાં સામર્થ્ય નથી. આ અશક્તિ પ્રજાજીવનની અશક્તિનું જ પ્રતિબિંબ છે. આ બેડીઓ, આ દાસ્યભાવની દીવાલ એટલી મોટી હતી કે મુસલમાનોનો અતિ નિકટ પરિચય હોવા છતાં પણ એના સાહિત્યનાં કિરણો આ દીવાલને ભેદી ન શક્યાં. આ બાબતમાં ખેદ સાથે કબૂલ કરવું પડે છે કે હીંદી ભાષા ઉપર મુસલમાની સાહિત્યની જે અસર થઈ છે તે અસર ગુજરાતી ઉપર નથી થઈ.

આ સ્થિતિનાં કારણો પણ ઐતિહાસિક છે. સંયુક્ત પ્રાંતના હીંદુઓને–ખાસ કરીને બ્રાહ્મણોને ફારસી અને અરબ્બીનો અભ્યાસ સારી રીતે જીવનનિર્વાહ કરવા માટે જેટલો આવશ્યક એ કાળે લાગ્યો હતો તેટલો ગુજરાતને નથી લાગ્યો. ગુજરાતની મુસલમાની સલ્તનત પણ આ દેશમાં એટલે અંશે ગુજરાતી થઈ ગએલી; અને વેપારી પ્રજાને ભાષાના ખાસ અભ્યાસની શી જરુર ? કબીર, નાનક જેવા હીંદુમુસલમાનની એકતાનો ઉપદેશ કરનારા સંતો પણ આ તરફ નથી પાકયા. આ ઐતિહાસિક સમાધાન બરાબર છે પણ એ માટે સમાજની–મુખ્યત્વે અક્ષરજીવી બ્રાહ્મણોની જડતાની ના પડાય એમ નથી. કીલ્લાની અંદર બહારની હવાને પણ ન આવવા દેવા જેટલી સાવચેતી ઘાતક હતી એમ કહેવામાં ખોટું નથી. ગુજરાતી સાહિત્યજીવનની પ્રફુલ્લતાને આ દીવાલોએ ઘણી અટકાવી છે.

આ રીતે દીવાલની અંદર રહીને કામ કરવાની પદ્ધતિ ગુજરાતી સાહિત્યકારોએ નવી શરુ કરી નથી પણ એના પૂર્વજ સંસ્કૃત સાહિત્યકારોએ શરુ કરેલી. ખુલ્લા આકાશ નીચે ખુલ્લી હવામાં મેદાનમાં સાહિત્યનું ક્ષેત્ર ખેડવાની ભાવના એક કાળે સંસ્કૃત સાહિત્યકારોમાં હતી પણ ગુજરાતીના ઉદય પહેલાં આસરો હજાર વર્ષથી દીવાલો બંધાવા માંડેલી અને સૈકાઓ પહેલાં પુરી થઈ ગએલી. પહેલા ગુજરાતી સાહિત્યકારોને તો આ કીલ્લામાં પુરાએલા અક્ષરજીવનનોજ

વારસો મળ્યો. આ વિષમ સ્થિતિમાં એ કાળના ગુજરાતી સાહિત્યકારો જે આટલું બધું કરી શકયા છે તેના કારણરૂપ એમની સહજ પ્રતિભાને તથા એમના વારસાને–સંસ્કૃત પૌરાણિક સાહિત્યના જીવંતપણાને ધન્ય છે. આ દેશના આમ વર્ગના જીવનના સજીવ અંશોને પુરાણો એવી સચોટ રીતે સ્પર્શ કરતાં હતાં તથા લોકચિત્તમાં વધારે ઉંચા સંસ્કારો એવી કોમળ અને સરસ રીતે જગાડતાં હતાં કે કોઇ પણ જાતની ધાંધલ વગર અનેક જીવો સામાન્ય સાંસારિક જીવન કરતાં ઉચ્ચતર જીવનમાં પ્રવેશ કરી શકતા હતા. અને આ તત્ત્વના જોરથી પુરાણોની લોકપ્રિયતા એક પછી એક સૈકામાં એવી ને એવી રહ્યા કરી.

પુરાણોની આમ વર્ગના જીવનના સજીવ અંશને સ્પર્શ કરવાની આ શક્તિએ આપણા જૂના કવિઓને આકર્ષ્યા છે. અને જો કે આ કવિઓ સમાજને છેલ્લાં પાંચસો વર્ષમાં પણ બહુ નવું નથી આપી શકયા; પણ જુના સંસ્કારોને જાળવી રાખવા સાથે આમ વર્ગમાં સાહિત્યરસને જીવતો રાખી શકયા તથા ગુજરાતી ભાષાને સારી રીતે ખેડી શકયા એ તેમની ગુજરાતી ભાષાની સેવા કંઇ ઓછી નથી. પૌરાણિક સાહિત્યને જુદી જુદી રીતે ગુજરાતીમાં ઉતારવાના જે અસંખ્ય પ્રયોગો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યસેવકોએ કર્યા તે અનેક રીતે જોવા જેવા છે. આ યુગમાં પણ આપણને પરભાષાની સહાય વગર ચાલતું નથી. અને પાશ્ચાત્ય સંસર્ગથી આપણામાં નવું બળ આવ્યું છે છતાં પરભાષાના સાહિત્યના સારા અનુવાદો હજી અપવાદરૂપ છે; અને સામાન્ય જનસમૂહનાં ચિત્તનું આકર્ષણ કરી શકે એવાં તો શોધવા પડે છે. પણ મધ્યકાલીન ગુજરાતી કવિઓએ સંસ્કૃતમાંથી કથાઓ અને આખ્યાનો ગુજરાતીમાં ઉતારવાની આશ્ચર્યજનક... તમા તો એક અપૂર્વ શક્તિ ખીલવી હતી. વળી તેઓએ જ આપણી ભાષાને ભાગવત તો શું પણ કાદંબરી જેવા ગ્રંથનોએ ભાવ ઝીલી શકે એટલી ખીલવી.

સંસ્કૃત ગ્રંથોના અને કથાઓના આ ગુજરાતી ઉતારા અનાયાસી અને નિર્દોષ નથી લાગતા પણ સ્વાભાવિક તથા સહજ લાગે છે અને આ સહજતાથી એ વખતના આ પુરુષોનાં હૃદયો ખેંચાતાં તથા તે તે હૃદયની યોગ્યતા પ્રમાણે સંસ્કાર પામતા

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની આ સહજતાથી આપણે એ કાળના લેખકોને સ્વતંત્ર સાહિત્યકારો માનવા જોઈએ એટલે સંસ્કૃત કે બીજા જે ગ્રંથોની અસર દેખાય તેને મધ્યકાલીન આત્મભૂત તત્ત્વ ન માનતાં બાહ્ય બળજ માનવું પડશે આવો પ્રશ્ન સહજ થાય કે ફારસી માટે ઉઠતો નથી પણ સંસ્કૃત સાહિત્યમાંથી તો ગ્રંથોના ગ્રંથ અને એકદેશના અનુવાદો કરવામાં આવ્યા છે તથા સંસ્કૃતમાંથી વસ્તુ લઈને આખ્યાનો રચાયાં છે અને જે સ્વતંત્ર રચના છે તેમાં પણ વિચારો ઘણા સંસ્કૃતમાંથી ઉતારેલા છે

મધ્યકાલીન ગુજરાતના એક પછી એક લેખકોએ એ ને એ સંસ્કૃત ગ્રંથોના ફરીફરી અનુવાદો કર્યા છે અને એ ને એ આખ્યાનો ફરીફરી કર્યાં છે ભક્ત કવિઓએ પણ એજ કૃષ્ણલીલા ફરીફરી ગાઈ છે વસ્તુસ્થિતિમાં સંસ્કૃતની આટલી અસર હોવા છતાં પણ મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય સ્વતંત્ર છે એનો આત્મા સંસ્કૃતથી ભિન્ન—ગુજરાતીજ છે અર્થાત્ સંસ્કૃતના અનુવાદ કે સાર તરીકે નહીં પણ સ્વતંત્ર ગુજરાતી સાહિત્ય ઉપર સંસ્કૃતની કેટલી અને કેવી અસર થઈ છે એનોજ અહીં ટુંકામાં વિચાર કર્યો છે આ મધ્યકાલીન સાહિત્ય ઉપર સંસ્કૃતની છાપ એટલી ભારે છે કે અન્યથા ભ્રાંતિ થવાનો સંભવ માનીને આટલું સ્પષ્ટીકરણ કર્યું છે

મધ્યકાલીન ગુજરાતી લેખકોના ચિત્તમાં અક્ષરસેવા કરવાની પહેલી સ્ફુરણા થઈ ત્યારે પહેલી દૃષ્ટિ સંસ્કૃત ઉપર પડી અને સંસ્કૃતમાંથી 'જનમનરંજન' કરે એવા ગ્રંથોના અનુવાદો કરવા એ માર્ગ સ્વાભાવિક રીતે જ સહેજે લાગ્યો

## 'સંસ્કૃતના ગુજરાતીમાં અનુવાદો

આ યુગમાં જેને આપણે અનુવાદ કહીએ છીએ એવા શબ્દશઃ અનુવાદો તો મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં છે જ નહીં. મૂળનું વક્તવ્ય શબ્દશઃ અનુવાદમાં જ બરાબર ઉતરી શકે એ સિદ્ધાંત આ જમાનામાં જ આપણે શીખ્યા છીએ. જુના કાળમાં એ શબ્દશઃ અનુવાદનો પ્રકાર જ જોવામાં આવતો નથી. મધ્યકાલીન ગુજરાતનો લેખક ભાષાંતર કહે ત્યારે પણ જેને આપણે ભાવવાહી ભાષાંતર કહીએ છીએ તેને મળતું, પણ આજની આપણી દૃષ્ટિએ ઘણી વધારે છુટ લેનારૂં એ કંઈક હોય છે. ખરી રીતે તો મૂળની કથા, મૂળનો પ્રસંગ કે મૂળનો વિચાર પોતાના સમયની ગુજરાતીમાં, ગુજરાતી મનને ગમે એવા વેશમાં, એટલા વિસ્તારથી કહેવો એટલું જ-મધ્યકાલીન ગુજરાતી ભાષાંતરકર્તા પોતાનું લક્ષ્ય માને છે,

ભાલણ પોતાની કાદંબરીને બાણની કાદંબરીનો અનુવાદ ગણે છે, પણ આજની દૃષ્ટિએ, ભાલણે એટલું બધું છોડી દીધું છે અને એટલું બધું નવું ઉમેર્યું છે કે એમે અનુવાદ કહેવાય જ શી રીતે? છતાં બાણની કાદંબરી જેમ સંસ્કૃત પંડિતોને આકર્ષતી તેમ ભાલણની કાદંબરી ગુજરાતી પંડિતોને આકર્ષતી હશે એટલે બાણની

* એ પુસ્તક વિશે રા. અંજારીઆ લખે છે

'ભાલણે કાદંબરીની કથા ગુજરાતી કવિતામાં કહી છે. ભાલણની કાદંબરી એ કે સંસ્કૃતનું ભાષાંતરજ નથી, પરંતુ સંસ્કૃતના વર્ણનો અને શ્લેષાદિ અલંકારો બને તેટલા જાળવી રાખી, ગુર્જર ભાષામાં એક સુવાચ્ય, સુંદર કાવ્ય તરીકે સ્વીકારાય તેવી કૃતિ છે. કથારચના તો મુળને અનુસરતીજ રાખી છે. અને ઘણે ભાગે સંસ્કૃતનું અનુકરણ કરવા ચોકસાઈ રાખી છે. પરંતુ કાદંબરી જેવા ગદ્યકાવ્યનું અન્ય ભાષામાં તાદૃશ ભાષાંતર કરવું એ તો કદાચ બીજો બાણ પણ ન કરી શકે તેવું કાર્ય છે. છતાં ભાલણે જે કાદંબરી લખી છે તે મુળના સારા અનુવાદ તરીકે ઉત્તમ હોવા સાથે ખરેખર એક સુંદર ગ્રંથ છે'

—સાહિત્ય પ્રવેશિકા પા. ૧૪-૧૫

"જાણી ઈ શિવકંઠનું હાસ્ય સરોવરરૂપિ પરઠરિ."

એ શબ્દોમાં તો ભાલણે બાણના हराट्टहासमिव जलीभूतम् એ શબ્દોનો ઠીક ભાવ ઉતાર્યો છે.

"અનિરિ નિર્મલતા શી ભણું જાણી મન મહામુનિ તણું." –

એ શબ્દો मुनिमनोमिरिव એ શબ્દોનો અનુવાદ છે. અને મુળમાં स्वच्छतया શબ્દ આગલા વાક્યમાં છે તે ભાલણે અહીં ખેંચી લીધો છે. મુનિઓનાં મન સાથે જ બાણે આપેલી સજ્જનોના ગુણો, હરિણીનાં લોચનોની પ્રભા, મોતીની ઉજ્જ્વળતા, વગેરે ઉત્પ્રેક્ષાઓ ભાલણે છોડી દીધી છે. અને "આ સરોવરનું પાણી ઉત્પન્ન કર્યા પછી બ્રહ્માએ અમૃત ઉત્પન્ન કરવામાં પોતાની સૃષ્ટિની પુનરુક્તિ કરી છે, કારણ આ જળ પણ અમૃત પેઠે બધી ઇંદ્રિયોને આલ્હાદ આપવા સમર્થ છે......" વગેરે બાણના શબ્દોનું ટુંકું તાત્પર્ય ભાલણે "જાણી દેવદૈત્ય મલિ જોડી......" વગેરે બે પંક્તિઓમાં ઉતાર્યું જણાય છે. બાણના न खलु सांप्रतमाचरति जलशयनदोहदं देवो रथांगपाणिर्यदिदमनूत्तरमधुरमिमंसलिलमपहाय लवणरसपरुषपयसि उदन्वति स्वपति એ શબ્દોનો

"જે એ ભરેલી શ્યામ શરીર શયન કરી છિ ઉદધિનીરિ,
ચતુરપણું કાંઈ નહિ મુરારિ જે નહિ સેવિ આહાનું કાર."

આ પંક્તિઓમાં ઠીક ભાવ ઉતાર્યો છે. नूनं चेदं न प्रथममानीयतो એ શબ્દોનો

"જાણીઈ એ પૂરવિ સહી, એહવી વેલા પ્રગટ્યું નહીં."

એ પંક્તિમાં અનુવાદ કર્યો છે, પણ મુળનો येन प्रलयवराहघोणाभिघातभीता भूतधात्री......વગેરે લાંબા વાક્યમાં રહેલો સંબંધ તદ્દન છોડી દીધો છે. અને ચંદ્રાપીડના મનમાં સરોવર જોઈને ઉઠેલા આ વિચારોમાંથી છેલ્લા मन्ये च यत्प्रलयेर्वाक् सलिलमयं ब्रह्माण्डस्यमादौ भुवनभृत् तदिदं पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् એ વિચારનો

'નહિ સકલ ભુવન જલ થયું તેહજ્યહિનિ સર નિરમિયું'

એ પંક્તિથી અનુવાદ કરી અચ્છોદનું વર્ણન ભાલણે પુરું કર્યું છે.

ભાલણનો કાદંબરીનો અનુવાદ જુની અનુવાદ શૈલીનો આદર્શ નમુનો હોવાથી એનું જરા વિસ્તારથી અવલોકન કર્યું છે.

## ભાલણ–અનુવાદક

હવે રા. હીંમતલાલ ગણેશજી અંજારીઆ જેને 'મૂળને બહુ જ ચીવટાઈથી અનુસરીને' કરેલું ભાષાંતર ગણે છે તે નળાખ્યાન જોઈએ.

પાટણના રહેવાશી અને ભાલણના સારા અભ્યાસી સંશોધક ગ. રામલાલ ચુનીલાલ મોદીએ ભાલણના નળાખ્યાનની જે આવૃત્તિ વિ. સં. ૧૯૮૦ માં પ્રગટ કરી છે તેમા બે નળાખ્યાન છપાયાં છે; પણ બીજું ભાલણની કૃતિ હોવા વીશે સંશોધકને શંકા છે. તે ગમે તેમ હો પણ ભાલણનું એકે નળાખ્યાન 'ચીવટાઈથી કરેલું' ભાષાંતર તો નથી જ. ભાલણે રા. રામલાલ મોદીના કહેવા પ્રમાણે "નૈષધનો થોડોક આધાર લીધો છે." (નળાખ્યાન પા. ૧૩)

જો કે ભાલણના નળાખ્યાનના આરંભમાં, મહાભારતમાંથી પોતે નળરાજાની કથા કહે છે એમ સ્પષ્ટ શબ્દો છે:

"આર્ણ્યક પર્વ સકળ રસ બોળો; દષ્ટાંતે એ માડી,
ધર્મરાજાને ધીરજ દેવા દેખાડી રામ દાડી.
સંક્ષેપે તે સકલ ગ્રંથનુ લઈ કેટલું હેત,
કહીશ કથા હું નળરાજાની થોડા માહે, સંમેત"

—ભાલણકૃત પ્રથમ નળાખ્યાનનું કડવું ૧, કડી ૮–૯

અને બીજા કડવાંના આરંભમાં "વૈસંપાયન એમ ઓચરે, જનમેજય શ્રવણે ધરે" એ રીતે મહાભારતની કથાને અનુસરવાની પ્રતિજ્ઞા કરી છે. છતાં ભાલણને નૈષધકાવ્ય, નલચંપૂ વગેરેની માહિતી હતી. એ પોતે જ કહે છે:

"નૈષધ, ચંપૂ, મહાભારતમાં કવિ કીર્તિ અતિ લીધી;
કામને પ્રીછવવા ભાલણે ભાષાએ એ કીધી."

—પ્રથમ નળાખ્યાન, કડવુ ૧, કડી ૨

કાદંબરીનો આત્મા ભાલણે પોતાના સમયની ગુજરાતી ભાષાના શરીરમા જેટલો સમાઇ શકે તેટલો ઉતાર્યો છે એમ કહેવુ પડશે. એક દાખલો લઇએ—

'અચ્છોદનામિ સરવર મૂક એટલિ દીઠુ અભ્રાન્ક,
ઉપરિ તરૂવર તાલ તમાલ, છાયા છત્રાકાર રસાળ
મણુઅહરિણા દ્વીપજ્જત શીતરેણુ દીઠિ તટ પ્રાંત,
પાષાણભેદ તણી મજરી ઠામિ ઠામિ નણી શેવરિ
હંસ, કારંડવ, ચક્રા બહુ આનંદિ ક્રીડિ પંખી સહુ,
સ્ફટિક મણિ તણા સોપાન રચના અતિશિતેણિ સ્થાનિ
ત્રઇલોક્ય લક્ષ્મીનિ ધામ વસવા કીધુ છિ અભિરામ,
જાણી શુ શિવહ્નુ હાસ્ય સરોવરરૂપિ પરમાણિ.
અતિગિ નિર્મલતા શા ભણુ ? જાણી મન મહામુનિતણુ,
જાણી દેવીદૈત્ય મલિ નેહિ મિહિરામણ મથિઉ અતિ કોડિ
અતિ ઉત્તમ અમૃત નીસર્યું જાણી શૂ એ તેણિ ભર્યું,
રક્તનીલ અનિ શ્વેત નિપીલ દીસિ અમ્બુજ મધુકરગીતિ
કૂજિ કોકિલ મધુરઈ સાદિ, પટહ દિ ઉપનિ આલ્હાદ,
દર્શન મુનિ જનના મન હરિ કામીનિ કામાતુર કરિ
પવન વેગિ વાધિ તરંગ, જાણી ઉદધિ સ્પર્ધા અંગિ,
જે એ મહેશ્વી શ્યામ શરીર શયન કરિઠિ ઉદધિનીરિ.
ચતુરપણુ કાંઇ નહિ સુર રિ જે નહિ સેવિ આહાતુ કાર,
જાણી ઈ એ પૂરવિ સહી, એણી વેલા પ્રગટ્યુ નહીં
નહિ સકલ ભુવન જલ થયુ તેહરૂપ રીતિ સર નિરમ્યુિ.'

અચ્છોદ સરોવરનું ઉપરના શબ્દોમા ભાલણે બરાબર બાણુની ઢબે વર્ણન કર્યું છે. ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓ પણ બાણુની જ છે. પણ બાણના પોતાના અચ્છોદ સરોવરના વર્ણનને કેટલું મળતુ આવે છે?

મંસ્કૃત કાદંબરીના પૂર્વ ભાગના પ્રવિરય च तस्य टहत्तण्डम्य

કાને આ સાર છે. જો કે તે પછીના मान्ये च यदस्मरैर्वाक् सलिलमयं ब्रह्माण्डरूपमादौ भुवनमभूत्तदिदं पिण्डीभूय सरोव्यपदेशेनावस्थितम् ત્યાં સુધીના કટકાનો સાર પણ ભાલણે ખેંચી લીધો છે.[૧]

વિસ્તારભયથી બાણનો આખો કટકો ઉતાર્યો નથી પણ મુળનાં નાનાં નાનાં વાક્યો બહુ સુંદર રીતે અચ્છોદ સરોવરનું વર્ણન કરે છે:—

मणिदर्पणमिव त्रैलोक्यलक्ष्म्याः, स्फटिकभूमिगृहमिव वसुंधरादेव्याः, जलनिर्गमनमार्गमिव सागराणां.........कैलासमिव द्रवतामापन्नम्, વગેરે વાક્યો રત્નકણિકાઓ જેવાં છે. ભાલણે આમાંનો મોટો ભાગ છોડી દીધો છે. સંસ્કૃતના શ્લેષ ગુજરાતીમાં ઉતારવાની મુશ્કેલીથી આ ભાગ છોડી દેવો પડ્યો નથી પણ એ વચનોમાં રહેલી રમણીયતા ગુજરાતી વાંચનારાઓના ચિત્તને સ્પર્શ નહીં કરે એવી વૃત્તિથી છોડી દેવાએલો લાગે છે. એટલે બાણ અને ભાલણના ગ્રાહકોની રસવૃત્તિનો ભેદ આ ભાગત્યાગમાં સ્પષ્ટ દેખાય છે. વળી 'ઉપરિ તરવર તાલ તમાલ'......એ પંક્તિ બાણના उपकूलतमालवनप्रतिबिम्बान्धकारितभ्यन्तरैर्दृश्यमानरसातलद्वारैः એ વચનમાંથી માત્ર अपकूलतमाल એટલા જ શબ્દોનો અનુવાદ છે અને 'તાલ' તો 'તમાલ'ની સાથે ઘુસી ગયો છે. 'મણિશલશિલા દલીગજદંત......'તથા 'પાષાણભેદતણી મંજરી......' એ બે પંક્તિઓના મુળનો તો પત્તો લાગતો નથી. મુળમાં 'ત્રૈલોક્ય લક્ષ્મીનો મણિનો અરીસો જાણે ન હોય એવું તથા વસુંધરા દેવીનું સ્ફાટિકનું ભૂમિગૃહ જાણે ન હોય એવું' એ રીતે વર્ણન છે. તેને સ્થાને ભાલણે

> ''સ્ફાટિક મણિ વર્ણાં સોપાંન, રચના અતિરિ તેણિ સ્થાનિ,
> ત્રઇલોકય લક્ષ્મીનિ ધામ વસવા કીધું છિ અભિરામ.''

એ રીતે પંક્તિઓ લખી છે.

[૧] જુઓ નિર્ણયસાગરની કાશીનાથ પાંડુરંગ પરબ વાળી બીજી આવૃત્તિ-પા. ૨૪૪ થી ૨૫૦

અને આ બધાંમાંથી પણ મુખ્ય ભાગે નૈષધના ક્રમને અનુસરીને ભાલણે ગુજરાતીમાં નળરાજાના ગુણો ગાયા છે:

'ગુર્જર ભાષાએ નળરાના ગુણ મનોહર આણું'

—એજન કડી ૧

આ રીતે ભાલણનું નળાખ્યાન મહાભારત તથા નૈષધ વગેરે ઉપરથી ગુજરાતીમાં પદબંધમાં રચેલી સ્વતંત્ર છાયા જેવું છે એમ સ્પષ્ટ દેખાય છે; છતાં નૈષધના કેટલાક શ્લોકોનું અર્થશઃ ભાષાંતર પણ ઘણે સ્થળે મળે છે. દાખલા તરીકે જુઓ:—

विभज्य मेरुर्न यदर्थिसात्कृतो
न सिन्धुरुत्सर्गजलव्ययैर्मरुः ।
अमानि तत्तेन निजायशोयुग
द्विफालबद्धाश्चिकुराः शिरः स्थितम् ॥

નૈષધના આ શ્લોકનો ભાલણે નીચેની ત્રણ કડીમાં જરા છૂટો પણ સરસ અનુવાદ કર્યો છે:

'નળશિરે બે અંબોડા બાંધ્યા કરતાં હતા મલસ્નાન,
શ્યામ કલંક રહ્યાં શિર બે, એમ જાણ્યું રાયે નિદાનઃ ૭
વેહેંચી મેરૂ મહાગિરિ નાપ્યો'-પાત્રતણે તાં પાણ,
તો શું દાન કર્યું મેં મહીમાં? મન મોટી એ કાણ. ૮
બ્રાહ્મણની તાં વરણી કરતાં સિંધુ ન રયો મરૂ આડે,
તો શું પુણ્ય કર્યું મેં મનશું ચિંતા પામ્યો હાડે.' ૯

—પ્રથમ નળાખ્યાન, કડવું ૪

આમાં ફક્ત પ્રાસ માટે 'મન મોટી એ કાણ,' 'મનશું ચિંતા પામ્યો હાડે' જેવા આખા કટકાઓ ઉમેરવા પડ્યા છે અને એક શ્લોકની ત્રણ કડી કર્યા છતાં उत्सर्गजलव्ययैः જેવા આવશ્યક શબ્દો છોડી દેવા પડ્યા છે, વળી નીચેના શ્લોકનો પણ લગભગ શબ્દશઃ અનુવાદ કર્યો છે:

> कुण्डनस्य सुभ्रुवामसौ
> दमयन्ती कमनीयतामदम् ।
> वदियाय यतस्ततस्त्रिया
> दमयन्तीति ततोऽभिधां दधौ ॥
>
> —નૈષધ ૨-૧૮

> "પુત્રીના સરખું નહિ રે ચૌદ લોક માંહાં રૂપ ૨
> નારી સર્વને દમે કામિની સુંદરતાં અભિરામ
> તેહેવું જોઈ તેણાં પાડયું દમયંતી તા નામ. ૩
>
> —એજન કડવું ૫

કેટલીક વાર મહાભારતના શ્લોકોનો પણ ભાલણે અનુવાદ કર્યો છે. જુઓ:

> त्वं चापि रत्नं नारीणां नरेषु च नलो वरः ।
> विशिष्टाया विशिष्टेषु संगमो गुणवान्भवेत् ॥
>
> —મહાભારત વનપર્વ ૫૩–૩૦

આ શ્લોકનો નીચેની કડીમાં અનુવાદ જુઓ:

> 'નારી માંહે જેમ એક તું છાં પુરૂષ માંહે તેહ.
> વિધાતાએ અમૂલક એ રત્ન ઘડીઆં બેહ' ૧૨
>
> —એજન કડવું ૭

નૈષધના તો ઘણા શ્લોકોનો અર્થ ભાલણે ઉતાર્યો છે (એના દાખલાઓ માટે જુઓ. રા. રામલાલ ચુનીલાલ મોદીની આવૃત્તિમાંની ટીકા). જે શ્લોકોનો અર્થ ઉતાર્યો છે તેમાંએ પુષ્કળ છુટ લીધી છે. કેટલાક શ્લોકોનો અર્થ પોતાની વધઘટથી વિશેષ દીપાવ્યો છે (જુઓ કડવું ૮. કડી ૧૨ તથા એ ઉપરની ટીકા). જ્યારે કેટલીક વાર અતિ સંક્ષેપ કરવા જતાં નૈષધના શ્લોકનો અર્થ ઉતર્યોજ નથી (જુઓ કડવું ૧૧, શ્લોક ૯૨; નૈષધ ૧૭–૧૬૭).

ભાલણનું કહેવાતું બીજું નળાખ્યાન, તેનું હો કે ન હો, પણ એના રચનારે રા. રામલાલ મોદી કહે છે તેમ મહાભારતનો અનુવાદ કર્યો છે; નૈષધ જોયુંજ ન હોય તેમ તેની ક્યાંએ છાયા દેખાતી નથી.

ભાલણના બે ગ્રંથોમાં અનુવાદનો જે પ્રકાર જોયો તેથી જુદો પ્રકાર એના ચંડી આખ્યાનમાં જોવામાં આવે છે. ભાલણ પોતે જ માર્કંડેય પુરાણમાંથી ચંડી આખ્યાન લીધાનું કહે છે. અને ખરેખર માર્કંડેય પુરાણને ચીવટથી અનુસરે છે. સાધારણ રીતે મધ્યકાલીન કવિઓનાં આખ્યાનો મુળ સંસ્કૃત કથાઓનાં અતિશય છુટાં ગુજરાતી અનુકરણો હોય છે. પણ અહીં ભાલણે ભાષાંતર ન કહ્યા છતાં લગભગ ભાષાંતર કર્યું છે.

ભાલણના ચંડી આખ્યાનનું સપ્તશતી નામથી ઓળખાતું મુળ વસ્તુ માર્કંડેય પુરાણમાં (સાવર્ણિક મન્વંતરમાં) ૮૧ થી ૯૩ સુધીના દેવી ભગવતી માહાત્મ્ય નામના ૧૩ અધ્યાયોમાં છે; અને ભાલણે એનો સીધો અનુવાદ કર્યો છે. કાદંબરી અને નળાખ્યાન સાથે આ અનુવાદ સરખાવવા જેવો છે. ભાલણના ચંડી આખ્યાનના પહેલા કડવાથી જ મુળનું ભાષાંતર શરુ થાય છે:

मार्कंडेय उवाच:

सावर्णिः सूर्यतनयो मनुःकथ्यतेऽष्टमः ।
निशामय तदुत्पत्ति विस्तराद्गदतो मम ॥ १ ॥

" અષ્ટમો મનુ સૂર્યસુત જે, સાવર્ણિ કહેવાય;
વિસ્તારીને ઉત્પત્તિ તની મુને કહો રૂખિરાય." ૩
" માર્કંડેય વળતા બોલિયા, સાંભળ જૈમિની કહું;
ઉત્પત્ય કારણ મનુતણી વિસ્તારી જેવી લહું." ૩
—ચંડી આખ્યાન, કા. દો. ભા. ૫, પાનું ૭૨.

महामायानुभावेन यथा मन्वन्तराधिपः ।
स बभूव महाभागः सावर्णिस्तनयो रवेः ॥ २ ॥

' પ્રભાવ મં માયા તણે, મન્વંતરાધિપ જે થયો;
સાવર્ણિ રવિસુત મહાભાગ તે શોક પૂર્વનો ગયો.' ૫
स्वारोचिषेऽन्तरे पूर्वं चैत्रवंशसमुद्भवः ।
सुरथो नाम राजाभूत समस्ते क्षितिमंडले ॥ ३ ॥

तस्य पालयतः सम्यक् प्रजाः पुत्रानिवौरसान् ।
बभूवुः शत्रवो भूपाः कोलाविध्वंसिनस्तदा ॥ ५ ॥

'સ્વરોચિષ મન્વન્તર પૂર્વે ચૈત્ર વંશ વિશાળ
સમસ્ત ક્ષિતિમંડળ હુઓ, એક સુરથ નામે ભૂપાળ ૬
પ્રજા પુત્રની પેર પાળે, સમ્યક સહુ કીધા સુખી;
તેણે સમે મ્લેચ્છ શત્રુએ રાયને કીધો બહુ દુઃખી.' ૭

तस्य तैरभवद् युद्धमतिप्रबलदंडिनः ।
न्यूनैरपि सतैर्युद्धे कोलाविध्वंसिभिर्जितः ॥ ८ ॥

'તે મ્લેચ્છ સામે યુદ્ધ માંડયું, ભૂપતિ અતિ બલિષ્ઠ;
ન્યૂન થકા તે પ્રાજ કીધા, રાય પુઠે પડ્યા પાપીષ્ઠ.' ૮

—એજન પા. ૭૯

આરંભમાં શૈલસુતાની સ્તુતિ કરીને પહેલી બે કડીમાં માર્કંડેય પુરાણના આગલા ભાગ ઉપરથી જૈમિની માર્કંડેયને પ્રશ્ન પૂછે છે એટલો સંબંધ જોડી ત્રીજી કડીથી સપ્તશતીના શ્લોકોનું લગભગ શબ્દશઃ ભાષાંતર, ભાલણે બરાબર મૂળના ક્રમને અનુસરી કર્યું છે. મૂળના ૧૩ અધ્યાયોનાં ૨૪ કડવાં ભાલણે કર્યાં છે પણ ૧૩ અધ્યાયોના લગભગ ૫૮૦ શ્લોકો (જુદી જુદી પ્રતોમાં શ્લોકોની સંખ્યા હેરફેર છે) ની ભાલણે લગભગ ૩૭૦ કડીઓ કરી છે. અને ચંડીપાઠમાં વપરાતા શરૂઆતના કવચ, કીલક, સ્તુતિ, જપ, ન્યાસ વગેરે ભાગો તથા પાછળના રહસ્યના ત્રણ અધ્યાયો ભાલણે છોડી દીધા છે. અર્થાત્ સ્ત્રીશૂદ્રાદિ જેને પુરાણનો પણ અધિકાર નથી એને માટે પોતે ગુજરાતી આખ્યાન રચ્યું છે અને તે નવરાત્રમાં તથા આઠમ ચૌદશે ગાવા–સાંભળવા માટે છે એમ ભાલણ પોતે કહે છેઃ—

"માર્કંડેય પુરાણમાંની કથા, મહિમા જગદંબાય;
એક મને જે સાંભળે તેને જન્મ મરણ ભય જાય. ૪
જેને પુરાણનો અધિકાર નહીં, સ્ત્રી શૂદ્ર કેરે કામ;
ભાષાએ કરી બાંધીયું અંબિકા કેરું આખ્યાન." ૫

... ... ... ... ... ... ... ... ...
'નવરાત્રીમાં ઉત્સવ કરી આખ્યાન ગાયે જેહ;
સંસારસુખ પામે ઘણું, દુઃખ ન દેખે દેહ, ૭
આઠમ ચૌદશ ગાન કરે પામે પુત્ર કલત્ર પરિવાર;
ધન ધાન્ય સુખ પામે ઘણું જે સાંભળે નરનાર.' ૮
—કાવ્યદોહન ભા. ૫, પાનું ૧૦૫

જેમ આરંભની ૧૫ કડી શૈલસુતાની સ્તુતિ વગેરે પ્રસ્તાવનાની છે તેમ છેવટનું ૧૩ કડીનું ૧૪મું કડવું ઉપસંહારનું છે. આ સીવાયનો ચડી આખ્યાનનો બધો ભાગ માર્કંડેય પુરાણના ઉપર કહેલા ૧૩ અધ્યાયોનું, ઉપર દાખલા ખાતર પાંચ શ્લોકોનું ભાષાંતર ઉતાર્યું છે તેવું, ભાષાંતર છે. આ ભાષાંતર કેટલે અંશે મુળને અનુસરે છે એ જોવા વચમાંથી એક દાખલો જોઈએ. જુઓ પાંચમો અધ્યાયઃ—ऋषिरुवाचः—

पुरा शुंभनिशुंभाभ्यामसुराभ्यां शचीपतेः ।
त्रैलोक्यं यज्ञभागाश्च हृता मदबलाश्रयात् ॥१॥

'પૂર્વે શુંભ નિશુંભ બે ભ્રાતા, અસુર ઘોર સ્વરૂપ;
પુષ્કર જઈને તપ આરંભ્યું, સેવ્યો બ્રહ્મા ભૂપ. ૧
અયુત વર્ષ દેવનાં તપ કીધું, ત્યાં રહી નિર્ધાર;
બ્રહ્મા વેગે પ્રસન્ન થયા, ને વર આપ્યો તેણી વાર. ૨
પુરુષમાત્રથી મર્ણ નહીં મનુષ્ય, યક્ષ ને દેવ;
વર પામી ઇંદ્રાસન લીધું, પ્રાક્રમ કરીને એવ. ૩
યજ્ઞભાગ સર્વ ભોગવે તે દિક્પતિનો અધિકાર.'
—કાવ્યદોહન ભા. ૫, પા. ૮૭ કડવું ૬

આમાં બીજીથી પાંચ પંક્તિઓ ભાલણે પુરાણની કથાને અનુસરી ઘરની ઉમેરી છે. તો સાટે 'દિક્પતિનો અધિકાર' એટલા શબ્દોમાં મુળના ત્રીજા અને ચોથા શ્લોકોનો અર્થ કહી દીધો છે અને પછી આગળ ચાલે છે:—

हताधिकारास्त्रिदशास्ताभ्यां सर्वे निराकृताः ।
महासुराभ्यां तां देवीं संस्मरन्त्यपराजितम् ॥ ४ ॥
तयास्माकं वरो दत्तो यथापत्सु स्मृताखिलाः ।
भवतां नाशयिष्यामि तत्क्षणात्परमापदः ॥ ५ ॥
इति कृत्वा मतिं देवा हिमवंतं नगेश्वरं ।
जग्मुस्तत्र ततो देवीं विष्णुमायां प्रतुष्टुवुः ॥ ६ ॥

'અમર સર્વે ભ્રષ્ટ થયા તે કરે મન વિચાર, ૪
આપણને આગે દેવીએ, વર આપ્યો છે જેહ;
સ્મરણ માત્રથી પ્રકટ થઈને, આપદા ટળશે તેહ. ૫
તેનું ચિંતન કરીએ, દુઃખ ટાળશે માય,
એવી મતિ વિચારી ચાલ્યા, સુર હિમાચળ જ્યાંય. ૬
શૈલ રાજ્યે વિષ્ણુમાયાનું આરંભ્યું સ્તવન.'

—એજન પા. ૮૭

આ પછી नमो देव्यै महादेव्यै—વગેરે શબ્દોથી શરૂ થતી સ્તુતિના પાંચ શ્લોકોનું, લગભગ એ જ શબ્દોમાં, 'નમો દેવી, મહાદેવી'થી શરૂ કરી, ફક્ત સાડા ત્રણ કડીમાં ભાલણે ભાષાંતર કર્યું છે. અને આવો વધારો ઘટાડો કર્યા છતાં મુળના ૧૧ શ્લોકના ભાલણે ક્રમ કર્યા છે. આગળ ચાલતાં

या देवी सर्वभूतेषु विष्णुमायेति शब्दिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥१२॥
या देवी सर्वभूतेषु चेतनेत्यभिधीयते ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥१३॥
या देवी सर्वभूतेषु बुद्धिरूपेण संस्थिता ।
नमस्तस्यै ............................ ॥१४॥

આ શ્લોકોનું ભાલણે નીચે પ્રમાણે સુંદર ભાષાંતર કર્યું છેઃ—

'જે દેવી સર્વ ભૂતે વસી વિષ્ણુમાયા કહેવાય;
તે દેવીને નમોનમો આઈ નમોનમો મંમ.ય ૭

> જે દેવી સર્વ ભૂતે વસી ચેતનારૂપ એલાય;
> તે દેવીને નમોનમો આઈ નમોનમો મમાઈ. ૪
> જે દેવી સર્વ ભૂતે વસી બુદ્ધિરૂપે વાસ;
> તે દેવીને નમોનમો આઈ નમોનમો મંમાય." ૫
>
> —કાવ્યદોહન ભા. ૫, પા. ૮૮, કડવું ૨

આ રીતના મુળના ભ્રાંતિરૂપ સુધીના ૨૧ શ્લોકોનું બરાબર ૨૧ શ્લોકોમાં ભાષાંતર કર્યું છે. પછીના ભાલણના પાંચ શ્લોકોનું મુળ મારી પાસેની સપ્તશતીની પ્રતમાં નથી પણ બીજી કોઈમાં હોવાનો સંભવ છે. આ પછીની આ કડવાંની છેલ્લી કડી

> 'ઇંદ્રિય સકલ તણી અધિષ્ઠાત્રી સર્વ ભૂતમાં ઠામ;
> ચિત્ત રૂપે રહી ત્યાં વ્યાપી, તેને કરું પ્રણામ.' ૨૯
>
> —એજન પા. ૮૯

મુળના નીચેના બે શ્લોકોનું ભાષાંતર છે:

> इन्द्रियाणामधिष्ठात्री भूतानां चाखिलेषु या ।
> भूतेषु सततं तस्यै व्याप्त्यै देव्यै नमोनमः ॥ ३३ ॥
> चितिरूपेण या कृत्स्नमेतद् व्याप्य स्थिता जगत् ।
> नमःस्तस्यै० .... ... ... ... ... ... ॥ ३४ ॥

### પ્રેમાનંદ-અનુવાદક

ભાલણના આ અનુવાદોનું આટલા વિસ્તારથી અવલોકન કરવાનું કારણ એટલું જ છે કે મધ્યકાલીન અનુવાદકોથી હાલના અનુવાદકોનો આદર્શ તદ્દન જુદો છે. સંસ્કૃત પુરાણોમાંથી પ્રસંગો લઈને આખ્યાનો રચનારા કવિઓ આ જમાનામાં નથી; પણ સંસ્કૃતમાંથી અનુવાદો ચોકબંધ થાય છે. જુના વખતમાં સંસ્કૃતમાંથી અનુવાદ કરવાનું ભાલણેજ પહેલવહેલું શરુ કર્યું હોય એમ લાગે છે. ભાલણે જાતે જ અનુવાદના જુદા જુદા પ્રયોગો કરી જોયા, જેના ઉપર દાખલા નોંધ્યા છે. પણ પાછળથી ભાલણનો શબ્દશઃ અનુવાદનો પ્રકાર લોકમાં આદર નહીં મેળવી શકયો હોય એમ લાગે છે, કારણકે

ધીમેધીમે મુળને દૂર અને વધારે દૂર છોડી દઇને લોકરુચિને અનુસરતાં મુળ ઉપરથી લગભગ સ્વતંત્ર કાવ્યો રચવા તરફ પ્રવૃત્તિ વધતી ગઈ તે છેક નવા જમાના આગળ અટકી અને ફરી શબ્દશઃ અનુવાદનો જમાનો શરુ થયો.

નવા જમાનાની ગતિ મધ્યકાલીનથી લગભગ વિપરીત દેખાય છે. નવા જમાનાની શરુઆતમાં વધારે છુટવાળા અનુવાદો થતા પણ ધીમેધીમે મુળના શબ્દને, અર્થને, ભાવને, રસને–આત્માને પણ ગુજરાતીમાં યથાસંભવ ઉતારવાનો અભિલાષ જાગ્યો છે. આધુનિક જમાનામાં સંસ્કૃતમાંથી થએલા અનુવાદોની ટીપ આપવાનું કે એ અનુવાદોના પ્રકારો ઉપર ચર્ચા કરવાનું અહીં સ્થાન નથી; એટલે આ જમાનાના ગુજરાતી સાહિત્યમાં પણ સંસ્કૃતના અનુવાદોનું સ્થાન નાનું નથી એટલું કહી મધ્યકાલીન ગુજરાતી સાહિત્ય ઉપર સંસ્કૃતની અસર જોવાનુંજ ચાલુ રાખવું એ ઠીક છે.

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં ભાલણથી શરુ થએલી સંસ્કૃતના અનુવાદો કરવાની પ્રવૃત્તિ દરેક યુગમાં ચાલુ રહી છે, અને ભાલણના અનુવાદોથી ઓછી વધુ છુટવાળા સંખ્યાબંધ અનુવાદો લખાયા છે. ભાલણના ચંડી આખ્યાનથી મુળને વધારે વળગી રહેનારું ભાષાંતર મધ્યકાલીન ગુજરાતીમાં ભાગ્યેજ લખાયું હશે. પણ બીજી બાજુ ભાલણના નળાખ્યાન અને કાદંબરી કરતાં પણ ઘણી વધારે છુટ લેનારાં ભાષાંતરો ઘણાં થયાં છે. વળી જેમ મુળની કેટલીક વાતો ગુજરાતી કવિઓએ છોડી દીધી છે તેમ ઘણી વાતો નવી ઉમેરી છે.

પ્રેમાનંદના નળાખ્યાનમાં એટલું બધું નવું ઉમેરેલું છે કે એ અનુવાદ નહીં પણ સ્વતંત્ર આખ્યાનકૃતિજ ગણાય; પણ પ્રેમાનંદે દશમસ્કંધમાંએ ઘણી છુટ લીધી છે. વિ. સં. ૧૯૪૩ માં પ્રેમાનંદના દશમસ્કંધને પ્રસિદ્ધ કરતાં કવિશ્રી નર્મદાશંકરે પ્રસ્તાવનામાં જે શબ્દો કહ્યા છે તે યથાર્થ છેઃ 'પ્રેમાનંદના ગ્રંથમાં સંસ્કૃત શ્લોકે

શ્લોકનું ભાષાંતર નથી પણ અભિપ્રાય અધ્યાયના કથા પ્રસંગોને વર્ણન વિસ્તારે પ્રફુલ્લ કર્યા છે.' વળી આગળ ચાલતાં કહે છે કે "પ્રેમાનંદે મૂળ સંસ્કૃતમાંનો એક પ્રસંગ મુકી દીધો નથી ને જ્યાં તેણે નવા પ્રસંગ દાખલ કીધા છે ત્યાં તેણે સ્પષ્ટ જણાવ્યું છે.' જુઓ ૪૫ મા અધ્યાયમાંની આ લીટીઓઃ—

'એ કથા સર્પણ તણું વૃત્તાંત, રખે શ્રોતાને મન પડની ભ્રાંત
કોઇએક પુસ્તક છે નહીં એહ, ભાઈ તે માટે ઉપજે સંદેહ
કેઈ એક પુસ્તકે છે એ કથા તે માટે પદબંધ કીધી કથા.'

પ્રેમાનંદે પોતા તરફથી કેટલું ઉમેર્યું છે એ માટે નીચેનું દૃષ્ટાંત ઠીક સૂચક થશે. દશમસ્કંધના પહેલા જ અધ્યાયમાં ૨૭–૨૮ એ બે શ્લોકોમાં મથુરાનું વર્ણન કરીને ૨૯–૩૦ માં ભાગવતકાર કહે છે કેઃ—

तस्या तु कर्हिचिच्छौरिर्वसुदेवः कृतोद्वहः ।
देवक्या सूर्यया सार्धं प्रयाणे रथमारुहत् ॥

## ૧૬

# બાણ કવિ અને પુરાણો

બુલ્હર સાહેબ કહે છે કે 'સાતમા શતકના સંસ્કૃત લેખકોમાં ખાસ કરીને બાણ ભટ્ટે વારંવાર પુરાણનો ઉલ્લેખ કર્યો છે. વળી આ મહાકવિએ માર્કંડેય પુરાણનાં દેવીમાહાત્મ્યની કથા પોતાના ચંડી-શતકમાં ગુંથી છે અને બીજી પણ અનેક પૌરાણિક કથાઓનો ઉપયોગ કર્યો છે. અને હર્ષચરિતમાં પોતાનો પુસ્તકવાચક પવનપ્રોક્ત પુરાણ વાચતો હતો એમ લખ્યું છે. આ પવનપ્રોક્ત પુરાણ તે વાયુ-પુરાણ જ હોવું જોઇએ.

બાણે અને તેના પુત્રે કાદંબરીમાં જે પૌરાણિક ઉલ્લેખો કર્યા છે તે બધા તો એક ખાસ નિબંધની અપેક્ષા રાખે છે.[1]'

બુલ્હર સાહેબની આ સૂચના યથાર્થ લાગવાથી મેં કાદંબરી અને હર્ષચરિત જોયાં. કાદંબરીકાર, મહાભારત, રામાયણ, બૃહત્કથા, હરિવંશ અને પુરાણનાં નામ લે છે.

महाभारतपुराणरामायणानुरागिणा बृहत्कथाकुशलेन ।

કા. પા. ૧૦૬

हरिवंशकथेवानेकबालक्रीडारमणीया ॥

કા. પા. ૧૦૭

---

1. Indian Antiquary, 1896 p. 323-324.

મહાભારત, રામાયણનું ઇ. સ. ૬૦૦થી પ્રાચીનપણું એ તો બીજા પુરાવાઓ ઉપરથી સિદ્ધ છે. પણ બૃહત્કથા અને હરિવંશનાં નામ બાણે લખ્યાં છે એ ઉપરથી એ બે ગ્રન્થો ઇ. સ. ૬૦૦ પહેલાંનાં ઠરે છે. હરિવંશમાંથી બાણના વૃદ્ધ સમકાલીન સુબન્ધુએ પુંષ્કરપ્રાદુર્ભાવવૃત્તાન્ત લીધું છે એમ વર્ષો પહેલાં બંકિમચંદ્ર ચટોપાધ્યાયે એમના કૃષ્ણચરિત્રમાં નોંધ્યું છે.

પુરાણનો રૂપના વચનમાં સામાન્ય ઉલ્લેખ બાણે કર્યો છે પણ એ ઉપરથી ક્યાં ક્યાં પુરાણો બાણના વખતમાં વિદ્યમાન હતાં એ નક્કી થતું નથી. વાયુપુરાણનું હર્ષચરિતમાં નામ લીધું છે એટલે એ વિષે શંકા નથી રહેતી. વળી મહાન કાણે સિવાય બીજા કોઈનું ધ્યાન ખેંચાયું નથી પણ કાદમ્બરીમાં पुराणे वायुप्रलपितम् का. पा. ૮૪ એ રીતે સ્પષ્ટ વાયુપુરાણનો ઉલ્લેખ છે. આ રીતે બાણ કવિને પુરાણોમાં વાયુપુરાણ બહુ પરિચિત હોય એમ જણાય છે. આ ઉપરાંત બાણે કરેલા ઉલ્લેખો ઉપરથી ક્યાં ક્યાં પુરાણોનો તેણે આધાર લીધો છે એ વિષે તર્કો થયા છે.

ડા. ફુહરે ( Fuhrer ) કહ્યું છે કે 'બાણે જ્યારે હર્ષચરિત લખ્યું ત્યારે એની પાસે નીચેના સંસ્કૃત ગ્રન્થો હોવા જોઇએ. રામાયણ, મહાભારત, હરિવંશ, વાયુપુરાણ, અગ્નિપુરાણ, અને માર્કંડેય પુરાણ '[૨]

આ માન્યતા માટે ડૉ. ફુહરે હર્ષચરિતની આવૃત્તિમાં પુરાવાઓ આપવાના હતા પણ આપી શક્યા નથી એટલે ડૉ. વીન્સેન્ટ સ્મિથ,

---

૨ The Sanskrit literature which Bana has had before him when writing his life of Harshavardhana, consists in the -Ramayana, Mahabharata, Vayupurana, Agnipurana, Bhagavatapurana, and Markandeyapurana which fact I shall prove fully in my edition of the text." Proceedings of the International Congress of Orientalists.

ા ફુહરની માન્યતારૂપે આ વચનનો પુરાવો રજુ કરે છે[૩] મતલબ કે બુલ્હરની સૂચના પ્રમાણે કોઇએ હજી સુધી બાણના પૌરાણિક ઉલ્લેખોનો અભ્યાસ કરેલો ન હોવાથી બાણના કેટલાક ઉલ્લેખો નીચે અવિસ્તર ઉતાર્યા છે —

अमुरगृहीतामृतापहरणकृतरूपटपटुविलासिनीवेषस्य
श्यामतया भगवतो हरेरिवानुकुर्वतीम्

का. पा. २२

આ કટકામાં બાણે સમુદ્રમંથન વખતે ભગવાન હરિએ આસુરોને છેતરવા માટે મોહિની રૂપ લીધાનો ઉલ્લેખ છે હવે સમુદ્રમથનની કથા મહાભારતમા, રામાયણમા, હરિવંશમા અને ઘણા પુરાણોમા મળે છે પણ બધે એકરૂપમા નથી મળતી, હરિવંશમા બીજા કરતા જરા જુદે રૂપે આ કથા છે માટે પહેલા તે જોઇએ —

'એક વખત વસંત ઋતુમા ગંધમાદનના શિખરોમા દૈત્યોને પુષ્પની સુગંધથી એટલો મદ ચઢ્યો કે એ આનંદમા દૈત્યોએ વિચાર કર્યો કે જો ફુલમા આટલુ વીર્ય છે તો પાણીમાની ઔષધિઓનુ મંદર પર્વતવડે મંથન કરીએ તો કેટલુ વીર્ય મળે? આ રીતે વિચાર કરીને પર્વતને ઉપાડવાનો યત્ન કરવા માડયો પણ પર્વત ઉપાડી ન શક્યા ત્યારે બ્રહ્માએ અશરીરી વાણીથી કહ્યુ કે બધા દેવો, યક્ષો, ગંધર્વો સાથે મળીને તમે (દૈત્યો) પ્રયત્ન કરો તો અમૃત માટે પર્વત ઉપડે પછી પર્વત ઉપાડીને સુરોએ અને અસુરોએ ક્ષાર સમુદ્રનુ મંદર પર્વત વડે વાસુકિનુ નેતરુ કરીને હજાર વર્ષો સુધી ઔષધિઓ સાથે મંથન કર્યું. ત્યારે એમાથી શુદ્ધ અમૃત નીકળ્યુ તે લોભથી અને ક્રોધથી અસુરો લઇ ગયા પછી

૩ ડૉ વીન્સેન્ટ સ્મિથ કહે છે કે —" Dr Fuhrer believed that he could prove the use by Bana of the Agni, Bhagavata and Markandeya Purana as well as the Vayu." The Early History of India (Third edition) p. 22

દેવો તે લેવા તૈયાર થયા અને રાહુને કહ્યું. પછી હરિએ લડાઇમાં રાહુનું માથું કાપી નાંખ્યું. અને ઇંદ્રના હાથમાંથી તે અમૃતને પૃથ્વીએ જાતે લઈ લીધું ' ( હરિવંશ ૩ અ. ૩૦ ). આ ત્રુટિત જેવી લાગતી કથામાં ભગવાને મોહિની રૂપ લીધાની વાત જ નથી. વાયુપુરાણમાં શંકરે મંથન કરતાં નીકળેલું ઝેર પીધાની વાત છે પણ વિષ્ણુએ સ્ત્રીવેષ લીધાની વાત નથી. હવે આપણે ઉપરના વચનમાં કહ્યું છે તેમ વિષ્ણુ ભગવાને સ્ત્રીવેષ લઇને અસુરોને છેતરી ને દેવોને અમૃત પાયાની કથા ભાગવતમાં છે. પણ ભાગવતમાંથી આપણે એ કથા લીધી છે એમ કહેવું મુશ્કેલ છે. કારણ કે વિષ્ણુપુરાણમાં ટુંકામાં પણ આ હકીકત તો છે જ ( જુઓ વિષ્ણુપુરાણ, અંશ ૧ અ. ૯ શ્લો. ૧૦૬, ૧૦૭ ).

> ततो नारायणो मायामास्थितो मोहिनीं प्रभुः ।
> स्त्रीरूपमतुलं कृत्वा दानवानभिसंश्रितः ॥
>
> मत्स्य अ २५१ श्लो

મત્સ્યે આ કથા બીજેથી લઇને ટુંકામાં કહી છે એમ આ વચ ઉપરથી દેખાય છે.

રામાયણમાં પણ સમુદ્રમંથનની કથા છે. રામાયણમાં કહ્યું છે કેઃ—

> एकतोऽभ्यागमन्सर्वे ह्यसुरा राक्षसैः सह ।
> युद्धमासीन्महाघोरं वीर त्रैलोक्यमोहनम् ॥
> यदा क्षयं गतं सर्वं तदा विष्णुर्महाबलः ।
> अमृतं सोऽहरत् तूर्णं मायामास्थाय मोहिनीम् ॥
>
> रामायण बा. का. सर्ग ४६ श्लो. ४८, ४९

રામાયણના આ વચનમાં વિષ્ણુએ માયાથી અમૃત હર્યાની વાત છે પણ સ્ત્રીવેષ ધારણ કર્યાની વાત નથી; મત્સ્યે રામાયણમાંથી માયામાસ્થાય મોહિનીં શબ્દો લીધા જણાય છે. અને સ્ત્રીવેષની વાત વધારે કરી છે એટલે મત્સ્યનું વચન રામાયણ પછીનું છે. પણ આપણે મા

રામાયણ ઉપરથી ઉપરનો ઉલ્લેખ નથી કર્યો એ દેખીતું છે. રામાયણની પેઠે મહાભારતમાં પણ આ કથા છે.

पतद्त्यद्भुतं दृष्ट्वा दानवानां समुत्थितः ।
अमृतार्थे महान्नादो ममेदमिति जल्पताम् ॥
ततो नारायणो मायां मोहिनीं समुपाश्रितः ।
स्त्रीरूपमद्भुतं कृत्वा दानवानभिसंश्रितः॥
ततस्तदमृतं तस्यै ददुस्ते मूढचेतसः ।

म-आ. अ. १८ श्लो-५४, ५५

મહાભારતના આ શ્લોકો પણ રામાયણ પછીના છે અને મત્સ્યના તથા મહાભારતના એક જ છે. એટલે બાણે મહાભારતમાં આ કથા વાંચી હોય એ દેખીતું છે પણ મહાભારત અને મત્સ્ય બેયમાં કોઈ ત્રીજા મૂળમાંથી ઉતારો હોવાનો સંભવ છે. મહાભારતના આ ભાગમાં પુરાણોમાંથી ઘણા ઉતારા છે એ પ્રસિદ્ધ છે. હવે વિષ્ણુપુરાણ કરતાં મહાભારતમાં આ કથા વધારે વિગતથી અને વિસ્તારથી છે અને સમુદ્રમંથનની કથામાં ધીમે ધીમે વધારો થતો ગયો છે. બાણ, અસુરોએ લઈ લીધેલા અમૃતને પાછું લેવા માટે વિષ્ણુએ સ્ત્રીવેશ લીધાની વાત કરે છે. મહાભારતોક્ત કથામાં અસુરોએ અમૃત લઈ લીધાનું સ્પષ્ટ કહ્યું નથી પણ વિષ્ણુપુરાણમાં સ્પષ્ટ કહ્યું છે. જો કે એમાં યે અસુરોએ અમૃત સ્ત્રીરૂપ વિષ્ણુને આપી દીધું એમ તો છે જ. જુઓ અં. ૧ અ-૯ શ્લો. ૧૦૬.

આ બધા ઉપરથી મને તો એમ લાગે છે કે હરિવંશ, રામાયણ, મહાભારત–આદિપર્વ, મત્સ્ય, વિષ્ણુપુરાણ, ભાગવત એ રીતે ક્રમે ક્રમે સમુદ્રમંથનની કથામાં વધારો થતો ગયો છે અને બાણે વિષ્ણુના કે એના કોઇ મૂળના આધારે ઉપલું વચન લખ્યું છે. રાહુનું માથું કાપી નાખ્યાની કથા વિષ્ણુપુરાણમાં નથી અને મત્સ્યપુરાણમાં, મહાભારતમાં તથા હરિવંશમાં છે, એટલે વિષ્ણુપુરાણે ટુંકું કરતાં ઘણી વાતો છોડી દીધી છે ( જુઓ आ-अ-१९ ).

हिरण्याक्षदानवमिव महावराहदंष्ट्राविभिन्नवक्षःस्थलम्।

का. ६४-६५

વરાહ–અવતારે હિરણ્યાક્ષને માર્યાની વાત ભાગવતમાં છે, પણ વિષ્ણુપુરાણમાં કે મહાભારત સભાપર્વમાં નથી. પણ ભાગવતકારે હરિવંશ (૩–અ–૧૩૬)માંથી લીધેલી લાગે છે. વાયુપુરાણ (અ–૬૭)માં પણ ટુંકામાં વરાહે હિરણ્યાક્ષને માર્યાનો ઉલ્લેખ છે.

उन्मदहलिहलाकर्षणभयपलायितामिव कालिन्दीम्।

का. पा. २२

બલભદ્રે યમુનાને હળથી ખેંચ્યાની આ કથા ભાગવત, વિષ્ણુ અને હરિવંશમાં છે. બાણે હરિવંશનું નામ લખ્યું જ છે એટલે આનું મૂળ હરિવંશ હોવાનો સંભવ છે (જુઓ હરિ ૨ અ–૪૬).

कैश्चित्कृष्णचरितमिव दर्शयद्भिः समुत्खातविधृतगजदन्तैः।

का. पा. ६४

કૃષ્ણે કુવલયાપીડ હાથીને મારીને એના દાંતો ઉખેડી જાતે હાથમાં ધારણ કર્યાની વાત ભાગવતમાં, વિષ્ણુમાં અને હરિવંશમાં છે એટલે અહીં પણ મૂળ હરિવંશ જ લાગે છે (જુઓ હરિ. ૨ અ ૨૯ ૩૦).

मधुरोपवनमिव बलावलीढदर्पितधेनुकम्।

का. पा. ८३

જુઓ હરિ. ૨ અ–૧૩

उषानिरुद्धसमागममिव चित्रलेखादर्शितविचित्रसकलत्रिभुवनाकारम्।

का. पा. १८५

આ ઓખાહરણની કથાના પ્રસંગનું મૂળ પણ હરિવંશ જ લાગે છે (જુઓ હરિ ૨ અ–૧૧૮).

पुराणमिव विभागावस्थितसकलभुवनकोशम्।

का. पा. १८४

ભુવનકોશનું વર્ણન ઘણા ખરા પુરાણોમાં હોય છે એટલે આ વચન ઉપરથી કોઇ એક પુરાણ વિષે ચોક્કસ કહેવાય નહીં પણ વાયુમાં ભુવનવિન્યાસ શબ્દ છે અને માર્કંડેયમાં અને મત્સ્યમાં ભુવનકોષ-વર્ણન એમ શબ્દ છે

कृष्णबालचरितमिव तटरूढ़वृक्षशाखाधिरुढहरिकृतजलप्रपात-
क्रीडम्। का. पा. २४७

જુઓ હરિ ૨ अ-११

कंसवलमिव मधुकरकुलोपगीयमानकुवलयापीडम्। का. पा. २४८

જુઓ હરિ-૨ अ-३३

उज्जयिन्यां च संदीपनिद्विजतनयमन्तकपुरादपहृत्य त्रिभुवन-
वन्दितचरणः स प्रत्यानीतवान्।

का[४] पा ३४१

ટુંકામાં કૃષ્ણકથા સંબંધી બાણે ઉપર પ્રમાણે ઘણા ઉલ્લેખો કર્યા છે પણ બધાનું મૂળ હરિવંશમાં મળે છે હરિવંશમાં જ હોય અને વિષ્ણુ કે ભાગવતમાં જ હોય એવી કોઇ વાતનો ઉલ્લેખ બાણે કરેલો મને મળ્યો નથી આ ઉપરાંત बकराक्षसमिव गृहीतैकचक्रम् (का-पा-६४) જેવા ઘણી કથાઓના બાણે મહાભારતમાંથી ઉલ્લેખો કર્યા છે મહાભારત વિષે શંકાનું કારણ ન હોવાથી વિસ્તારભયને લીધે મહાભારતની કથાઓના સૂચનો જુદા તારવ્યા નથી. ઉપર સમુદ્રમંથનના પ્રસંગમાં વિષ્ણુપુરાણ બાણુને જાણીતું હોવાનો સંભવ કલ્પ્યો છે પણ પ્રહ્લાદચરિત્ર, ધ્રુવચરિત્ર વગેરે વિષ્ણુમાં જે જે પહેલી વાર મળે છે

૪. કાદંબરીની નિર્ણયસાગરમાં ૧૮૯૦માં છપાયેલ કાશીનાથ પાંડુરંગ પરબવાળી આવૃત્તિના પાના નોંધ્યા છે

હર્ષચરિતની ૧૮૯૭માં નિ. પ્રેમાં છપાયેલ કાશીનાથ પાંડુરંગ પરબે સંશોધિત આવૃત્તિનો ઉપયોગ કર્યો છે

એવી કોઈ વાતનું બાણે સૂચન કર્યું નથી એ ઉપરથી તો મહાભારત અને વિષ્ણુ બન્નેના મૂળરૂપ કોઈ ત્રીજું પુરાણ બાણના વખતમાં હોય અને એમાંથી આ પ્રસંગનો વિષ્ણુએ સંક્ષેપમાં ઉતારો કર્યો હોય અને મહાભારતમાં કોઈએ વિસ્તારથી ઉમેર્યો હોય એવો સંભવ વધારે લાગે છે.

હર્ષચરિતમાં કાદંબરીથી જુદી જાતના પૌરાણિક ઉલ્લેખો મળે છે:–

नास्य हरेरिव वृषविरोधीनि बालचरितानि। हर्ष च.

પા. ૭૭

જુઓ હરિ–૨ અ–૨૧

द्विजानां राजा गुरुदारग्रहणमकार्षीत्। हर्ष च.

પા. ૮૭

આ કથા ઘણાં પુરાણોમાં છે. પણ બાણે વાયુનું નામ લખ્યું છે એટલે વાયુમાં જો એનું મૂળ હોય તો બીજું પુરાણમાં માનવાનું કારણ રહેતું નથી. અને વાયુપુરાણમાં મળે છે (જુઓ. वायु पु. અ–૯૦ શ્લો. ૨૮, ૨૯).

पुरूरवा ब्राह्मणधनतृष्णया दयितेनायुषा व्ययुज्यत। हर्षच.

પા. ૮૭

આ કથાનું મૂળ મહાભારતમાં (જુઓ આ–અ–૬૯ શ્લો, ૨૪, ૨૬) અને વાયુપુરાણમાં છે (वायु–અ–૨ શ્લો. ૨૦ થી ૨૩).

नहुषः परकलत्राभिलाषी महाभुजंग आसीत्।

આ કથા મહાભારતમાં છે (જુઓ ઉ. અ. ૨૧ વ–અ–૧૮૧).

ययातिराहितब्राह्मणीपाणिग्रहणः पपात।

આ સૂચન મહાભારતની કથાનું છે (म–आ–અ–૮૨).

मांधाता मार्गणव्यसनेन सपुत्रपौत्रो रसातलमगात्।

सुद्युम्नः स्त्रीमय एवासीत्। પા. ૮૮

જુઓ

આ સૂચનની મૂળ કથા વાયુ વગેરે ઘણાંખરાં પુરાણોમાં છે ( જુઓ વાયુ અ–૮૬ શ્લો. ૧૫ ).

सोमकस्य प्रख्याता जन्तुवधनिर्घृणता ।

એજન.

આ કથા મહાભારતમાં છે ( म–व–अ–१२८, ९२९ ).

पुरुकुत्सः कुत्सितं कर्म तपस्यन्नपि मे फलकन्यकायामकरोत् ।

એજન.

આ સૂચન પુરુકુત્સની સ્ત્રી નર્મદા હતી એટલા પૂરતું જ હોય તો એટલી વાત પુરાણોમાં છે જ ( જુઓ વાયુ પુ અ. ૮૮ શ્લો. ૭૪).

कुवलयाश्वो भुजंगलोकपरिग्रहादश्वतरकन्यामपि न परिजहार ।

એજન.

આ સૂચનનું મૂળ માર્કંડેય પુરાણમાં જ મને મળ્યું છે ( જુઓ અ–૨૪ )

पृथुः प्रथमपुरुषकः परिभूतवान्पृथिवीम् ।

એજન.

આ કથા ઘણા પુરાણોમાં છે ( જુઓ વાયુ. અ–૬૨ ). પણ પૃથુચરિત્રનો અન્યત્ર–કાદંબરીમાં એક સ્થળે બાણે ઉલ્લેખ કર્યો છે ત્યાં પણ વાયુપુરાણના જ શબ્દોનો અનુવાદ કર્યો જણાય છે. જુઓઃ—

वैन्य इव चापकोटिसमुत्सारितारातिकुलाचलो

का. પા. ૯

આ પ્રસંગના વર્ણનમાં વાયુમાં નીચેના શબ્દો છેઃ—

तत उत्सारयामास शिलाजालानि सर्वशः ।
धनुष्कोट्या ततो वैन्यस्तेन शैला विवर्धिताः ॥

વાયુ અ. ૬૨ શ્લો. ૧૬૯

મત્સ્યપુરાણમાં નીચેના શબ્દો છેઃ—

धनुष्यकोट्या च शैलेन्द्रानुत्सार्य च महाबलः ।

मत्स्य. અ. १० श्लो. ३१

કાદંબરીકારે વાયુમાંથી શબ્દો લીધા છે અને મત્સ્યે વાયુના શબ્દોનો જ સંક્ષેપ કર્યો છે એ ઉપરના ઉતારા સરખાવતાં સ્પષ્ટ દેખાય છે.

नृगस्य कृकलासभावे वर्णसंकरः समदृश्यत ।
[5] म. अनु. पर्व-अ. १०५ वा. रामायण-उ-का-अ ५३ भागवत १० अ. ६४

सौदासेन न रक्षिता पर्याकुलीकृता क्षितिः ।

એજન.

આ સૂચનનું મૂળ મહાભારતમાં છે ( म. आ. अ. १९२, १९३ ).

नलमवशाक्षहृदयं कलिरभिभूतवान् ।

એજન.

નલાખ્યાન મહાભારતનું પ્રસિદ્ધ આખ્યાન છે ( व. अ, ५६ ).

संवरणो मित्रदुहितरि विक्लवतामगात्

હ. ચ.

સંવરણનું આખ્યાન મહાભારતમાં છે ( म. आ. अ. ६३ )

दशरथ इष्टरामोन्मादेन मृत्युमवाप रામાયણ એજન.

कार्तवीर्यो गोब्राह्मणातिपीडनेन निधनमयासीत्

એજન.

કાર્તવીર્યની કથા મહાભારતમાં છે ( व. अ. ११७ ).

मरुत्त इष्टबहुसुवर्णकोऽपि देवद्विजबहुमतो न बभूव ।

એજન.

( म. आश्व. अ-९).

---

૫. નૃગ કૃકલાસ થઇ ગયાની કથા ભાગવતદશમ સ્કંધમાં છે એ ઉપરથી જ કૈહૂરે બાણે ભાગવત જોયું હતું એમ માન્યું હોય તો એ વાત ટકતી નથી કારણ કે મ-અનુ પર્વમાં તથા વાલ્મીકિ રામાયણ ( ઉ. કાંડ ) માં એ કથા છે. અને બાણે એ બે ગ્રંથો જોયા હતા એ ચોક્કસ છે તો બાણે મહાભારતોક્ત કે રામાયણોક્ત કથાનું સૂચન કર્યું હોય એ જ સંભવિત છે.

शंतनुरतिव्यसनादेकाकी वियुक्तो वाहिन्या विपिने विललाप।

એજન.

( म–आ–अ. १०६ )

पाण्डुर्वनमध्यगतो मत्स्य इव मदनरसाविष्ठप्राणान्मुमोच ।

એજન.

(म–आ–अ. १२४)

युधिष्ठिरो गुरुमर्यावषण्णहृदयः समरशिरसि सत्यमुत्सृष्टवान् ।

એજન.

म.–द्रोण. अ. १०६

पृथुना गौरियं कृतेति यः स्पर्धमान इव महीं महिर्षीं चकार ।

એજન. પા. ૧૦૦

આ કથા પુરાણોમાં છે ( જુઓ વાયુ–અ–૬૨ શ્લો. ૧૫૧ ).

श्वेतगंगावर्तपाण्डुरं पद्ममिव त्रिभुवनवन्दनीयं त्रिविक्रमस्य ।

એજન પા. ૨૩૬

આ રીતે વામનના ચરણકમળમાંથી ગંગાજી નીકળ્યાનું કાલિદાસ પણ કહે છેઃ—

यथैव श्लाघ्यते गंगा पादेन परमेष्ठिनः

कु. सं, ६, ७०

વાયુપુરાણમાં ગંગાવરતણની કથા ટુંકામાં છે ( જુઓ અ. ૪૭ ) ત્યાં ગંગાને સ્પષ્ટ શબ્દોમાં સોમપાદમાંથી નીકળેલી કહી છેઃ—

सोमपादप्रसूता सा सप्तधा प्रतिपद्यते ।

वायु अ. ४७ श्लो.–२६

રામાયણમાં જે ગંગાવતરણની કથા છે તે વાયુ પુરાણને મળતી છે. હરિવંશ ૩. અ–૧૭ ( શ્લો. ૨૨ થી ૨૫ ) વાયુના ઉપલા વચનનો જુદી રીતે અનુવાદ છે. આ વામનાવતારના પદકમલમાંથી ગંગા નીકળ્યાની વાત પહેલી વૈષ્ણવોએ ચલાવી હશે. હવે વૈષ્ણવોનું અત્યારે

જે જુનું સાહિત્ય આપણી પાસે છે તેમાંથી હરિવંશમાં આ વાત નથી ( જુઓ હરિ. ૩ અ. ૭૧-૭૨ ), પણ મહાભારત સભાપર્વમાં ( म सभा-अ-४७, श्लो-२२ ) તથા વિષ્ણુપુરાણમાં મળે છે. વિષ્ણુપુરાણમાં વિષ્ણુના ચરણકમળના અંગુષ્ઠમાંથી ગંગાને નીકળેલી કહી છે ( જુઓ અં. ૪-અ-૪-શ્લો. ૧૫. ). બાણ અને કાલિદાસે હરિવંશથી જુદા, વિષ્ણુપુરાણ અને મહાભારતના પ્રક્ષિપ્ત વૈષ્ણવ ભાગોના મૂળરૂપ વૈષ્ણવ પુરાણમાંથી આ ઉલ્લેખ લીધો જણાય છે.

पुरा वराहसंपर्कसंभूतगर्भया भगवत्या भुवा नरको नाम सुनुरसावि रसातले। પા. ૨૧૯

હરિવંશ ( ૨ અ-૫૨ ) માં તથા વિષ્ણુપુરાણ (અં. ૪ અ-૨૧) માં આ કથાનું મૂળ છે.

બાણનાં વર્ણનોમાં કથાઓનાં એટલાં બધાં સૂચનો આવે છે કે બધાં ઉતારતાં તો એક પુસ્તક થાય. પણ મોટે ભાગે મહાભારત, રામાયણ અને બૃહત્કથાનાં પાત્રો અને આખ્યાનોનાં સંદર્ભો ઘણાં છે. એ બધાં ઉતારવાથી કાંઇ ફળ નથી. પુરાણોના ઈતિહાસ ઉપર પ્રકાશના બે એવા ઉલ્લેખો શોધતાં મહાભારત, રામાયણમાંના ન હોય એવા ઉલ્લેખો હરિવંશમાંથી કે વાયુપુરાણમાંથી છે. આ પાંચેમાં જેનું મૂળ ન મળે એવા ઉલ્લેખો શોધી જોયા પણ ભાગ્યેજ મળે છે. ઉપર એક ઉલ્લેખ માર્કંડેય પુરાણમાં મળે છે એ નોંધ્યું છે. આ ઉપરાંત બાણ કવિ જાતે શિવભક્ત છે અને અનેક શૈવ કથાઓના ઉલ્લેખો કરે છે. આ બધી કથાઓ વાયુપુરાણમાં મળતી નથી, માટે શૈવ કથાઓનું જુદું સાહિત્ય એ કાળે હોવું જોઇએ જેનો સંગ્રહ સ્કંદપુરાણ વગેરેમાં થાય છે. વળી બાણ શૈવ હોવા છતાં વૈષ્ણવ કથાઓના અનેક ઉલ્લેખ કરે છે. બાણને કૃષ્ણચરિત્ર સારી પેઠે જાણીતું છે. પણ કૃષ્ણચરિત્ર સંબંધી બાણના ઉલ્લેખોમાં એકેય એવો નથી કે જેનું મૂળ હરિવંશમાં ન હોય પણ વિષ્ણુમાં કે ભાગવતમાં હોય.

બાણુ અવતારોનાં સૂચનો પણ કરે છે. કૃષ્ણાવતાર ઉપરાંત વરાહ, વામન અને નૃસિંહ અવતારનાં વધારે સૂચનો બાણના ગ્રંથોમાં મળે છે. આ ત્રણેય અવતારો ગુપ્ત કાળમાં અતિ લોકપ્રિય હતા એ એ સમયના ઉત્કીર્ણ લેખો અને અવશેષો ઉપરથી જણાય છે. હરિવંશમાં ભવિષ્યમાં આ ત્રણે અવતારોની કથા વિસ્તારથી છે. આ અવતારોની કથાઓ મહાભારતમાં યે પાછળથી દાખલ થયેલ છે. અને મહાભારત તથા હરિવંશ આ કથાઓ પુરાણમાંથી લીધેલી હોવાનું કહે છે.

મહાભારત અને હરિવંશમાં પુરાણૈઃ, પુરાણેષુ. એ રીતે બહુવચન વાપર્યું છે માટે વરાહ, વામન વગેરે અવતારોનાં જુદાં જુદાં પુરાણો હતાં એમ માનવું કે એક જ વૈષ્ણવ પુરાણ હશે એ નક્કી કહેવું મુશ્કેલ છે. હાલનું વિષ્ણુપુરાણ હરિવંશ પછીનું છે, એમાં હરિવંશ કરતાં કથાઓ ટુંકામાં છે. અને ભક્તિનું તત્ત્વ ઘણું વધારે છે. વિષ્ણુપુરાણ હરિવંશ અને મહાભારતમાં પાછળથી ઉમેરાયેલા અખ્યાના મૂળ રૂપ વૈષ્ણવ પૌરાણિક સાહિત્યમાંથી સમુદ્રમંથન વખતે વિષ્ણુએ સ્ત્રીવેષ લીધાની તથા એવી બીજી કથાઓ બાણે લીધી છે એમ લાગે છે. હર્ષચરિતમાં બાણ પોતે જ ભાગવતો, પૌરાણિકો અને પાંચરાત્રિકોનો ઉલ્લેખ કરે છે (પા. ૨૩૬–૨૩૭), અને કાદંબરીમાં પાશુપતોનો ઉલ્લેખ છે. મતલબ કે બાણના વખતમાં વાયુપુરાણ જેવાં પુરાણો ઉપરાંત વૈષ્ણવોનું તથા શૈવોનું પૌરાણિક સાહિત્ય હતું એમા શંકા નથી.

## ૧૭

# ‘ સુવર્ણયુગનાં સર્જન ’

**શ્રી.** કનૈયાલાલ મુનશી દર વર્ષે જન્માષ્ટમીની આસપાસ સાહિત્ય સંસદના વાર્ષિક અધિવેશનમાં પ્રમુખસ્થાનેથી એક વ્યાખ્યાન આપે છે. એમનાં આ પ્રકારનાં આગલાં વ્યાખ્યાનોએ ખુબ ચર્ચાઓ જગાડેલી. પણ ગયા વર્ષનું વ્યાખ્યાન એ ચીલો છોડીને ચાલેલું, અને આ વર્ષના વ્યાખ્યાન માટે પણ એમ જ કહી શકાય. ગયે વર્ષે બારડોલીના અદ્‌ભુત અનુભવની પ્રેરણાથી મૂલ્યપરિવર્તનનો મહિમા ગાયો હતો. ગુજરાતના એક ભાગમાં અમુક સમય અને કાર્ય પરત્વે આવેલી અદ્‌ભુત એક્તાએ આર્યાવર્તની અભેદ્ય એકતા ઝંખના આ સાહિત્યકારને આંજી નાખેલા. આ વર્ષે આ દેશના પ્રાચીન ઇતિહાસમાંથી આર્યાવર્તે દોઢેક હજાર વર્ષ પહેલાં સાધેલી એકતા અને સર્જેલાં ‘સર્જનો’ નું કાવ્ય રચ્યું છે.

‘સુવર્ણયુગનાં સર્જન’ એક રીતે ઐતિહાસિક ગદ્યકાવ્ય કહી શકાય. ગુપ્ત સમયનાં ઐતિહાસિક સાધનોમાંથી સામગ્રી લઈને કલ્પનાથી એવું ભભકભર્યું વર્ણન કર્યું છે કે એ વર્ણનને ગદ્યકાવ્ય જ કહેવું જોઈએ. અલબત્ત, જેટલે અંશે કાવ્યગુણ એમાં આવ્યો છે તેટલે અંશે ઐતિહાસિક ચોકસાઈનો ગુણ ઓછો થયો છે. પણ ઇતિહાસનું પ્રકરણ હોવાનો એ વ્યાખ્યાનનો દાવો જ નથી. આરંભમાં સંસદની વર્તમાન સ્થિતિની વાત કર્યા પછી અને ડાયોજીનીસ પેઠે સંમટે આપઘાત કરવાનો પ્રસંગ અત્યારે તો ઉપસ્થિત થયો નથી એમ નક્કી કર્યા

પછી આર્યાવર્તમાં એકતા પાછી આવશે કે નહિ? 'નવસૃષ્ટિનું સર્જન આપણને શકય છે કે નહિ, એ સર્જન માટે નિઃસીમ ઉત્સાહ અને પ્રચંડ પરાક્રમશક્તિ આપણને સાંપડશે કે નહિ?' એ વિચારમાં પડી જતાં આ સર્જકની પ્રજ્ઞાદષ્ટિ આગળ ગુપ્તકાળ ખડો થાય છે. ગુપ્તકાળના આરંભ પહેલાનાં સોએક વર્ષો માટે તો આ દેશના ઇતિહાસનું પાનું ઝાંખું વંચાય છે, અને પાર્જિટર વગેરે પુરાણવિવેચકો આધુનિક પુરાણોની રચના ગુપ્તકાળના આરંભ વખતે થઈ છે એમ નક્કી કરે છે એનો આધાર લઈને શ્રી. મુનશી પુરાણોનું કલિવર્ણન ગુપ્તયુગના ઉદય પહેલાંની આ દેશની સ્થિતિનું ચિત્ર છે એમ ગણે છે. ત્રીજા ખંડમાં આ વર્ણન છે. એમાં પુરાણોક્ત કલિવર્ણનનાં વચનોનો કલ્પનામિશ્રિત છૂટો અનુવાદ છે.

એક અને અભેદ્ય આર્યાવર્ત માટે આર્યોએ સુંદર સ્વપ્નાંઓ જોયાં એ સ્વપ્નાંઓને સરસ વાણીમાં ઉતાર્યાં અને એ અભેદ્ય એકતા સર્જવા માટે અનહદ પરાક્રમો કર્યાંની શ્રી. મુનશી જે વાત કરે છે તે માનવામાં વાંધો નથી લાગતો. એ માટે આડકતરા પુરાવાઓ પુષ્કળ છે જેમાંથી ૫-૭ નું સૂચન ત્રીજા ખંડમાં શ્રી. મુનશીએ કર્યું છે.

ચોથા ખંડમાં અંધકારમાં વીજળીના ચમકારરૂપે ગુપ્ત વંશના આરંભનું વર્ણન એમની ખાસ શૈલીમાં કર્યું છે. ચોથા અને પાંચમા ખંડમાં શ્રી ગુપ્ત અથવા વિશ્વસ્ફુર્ણીથી આરંભી સમુદ્રગુપ્ત સુધીનું ઐતિહાસિક સાધનોમાંથી લીધેલું પણ ભભકભર્યું ટૂંકું વર્ણન છે. (અલબત્ત આ વિશ્વસ્ફુર્ણિ કે જે નામ હોય તે માટે પુરાણો સિવાય સમકાલીન પુરાવો નથી.)

ખંડ છઠ્ઠામાં ધર્માદિત્ય સમુદ્રગુપ્તને ધર્મ પ્રેરનાર યાજ્ઞવલ્કય (એ નામની સ્મૃતિના કર્તા) હતા એમ કલ્પના કરી છે. યાજ્ઞવલ્કય સ્મૃતિ ઈ. સ. ચોથા શતકમાં રચાઈ છે એમ પુરાતત્ત્વજ્ઞોની સામાન્ય માન્યતા છે. અને સમુદ્રગુપ્તનો સમય પણ એ જ છે. એ ઉપરથી એમના પોતાના શબ્દોમાં 'ઇતિહાસના અગમ્ય કોયડા ઉકેલવાની ધૃષ્ટતા કરીને' શ્રી.

મુનશી આ બેયનો ચક્રવર્તી રાજા સમુદ્રગુપ્તનો અને સ્મૃતિકાર યાજ્ઞવલ્કયનો યોગ કરી દે છે. આ યોગ માનવા માટે ચોક્કસ પુરાવો કાંઈ નથી. અને એ જ કારણથી શ્રી. મુનશી પોતાની કલ્પનાને ધૃષ્ટતા કહે છે. મનુસ્મૃતિ સ્માર્ત સાહિત્યમાં સર્વશ્રેષ્ઠ મનાય છે છતાં વ્યવહારમાં યાજ્ઞવલ્કયનો જ ઉપયોગ આ દેશમાં બધે વધારે પ્રમાણમાં થાય છે. શ્રી. મુનશી પ્રશ્ન કરે છે કે 'આ સ્મૃતિનું શાસન કયા રાજકર્તાએ આર્યાવર્તમાં પ્રવર્તાવ્યું ? અને શ્રી. મુનશી કલ્પનાબળથી જવાબ આપે છે કે અશ્વમેધ કર્તા સમુદ્રગુપ્તે અને યોગીન્દ્ર યાજ્ઞવલ્કયે કેવાં શાસનો પ્રવર્તાવ્યાં ! એનું વર્ણન ખંડ છઠ્ઠામાં, સાતમામાં તથા આઠમામાં છે. ગુપ્તોના સમયમાં સંસ્કૃત ભાષા આખા ભારતવર્ષની શિષ્ટ ભાષા તરીકે સ્વીકારાઇ છે. જો કે સામાન્ય લોકસમૂહોમાં પ્રાકૃતોનો તથા એની પુત્રીઓનો ઉપયોગ થતો. એ વખતના સ્મૃતિકારોએ જે વર્ણાશ્રમ વ્યવસ્થા બાંધી તેનો જ પૌરાણિકોએ પ્રચાર કર્યો અને પછી થયેલાં સર્વ રાજકુળોએ એને અનુસરીને જ રાજ્યશાસન ચલાવ્યું. ગુપ્ત સમયમાં કે તે પહેલાં તરતમાં આ દેશની સામાજિક વ્યવસ્થાએ જે નિશ્ચિતરૂપ પકડયું તે લગભગ હમણાં સુધી ચાલ્યું. બ્રાહ્મણોનું પૂજ્યત્વ, દાનમહિમા, સંસ્કાર સંરક્ષણ, અને છેવટ બાળલગ્ન પણ એ બધાનાં મૂળ ગુપ્ત સમયથી આગળ નથી જતાં. શ્રી. મુનશીએ 'આ નવવિધાનમાં યાજ્ઞવલ્કયસ્મૃતિનાં વચનોનો આધાર લીધો છે અને હિરણ્યકેશીગૃહ્યસૂત્ર, મનુસ્મૃતિ વગેરે સાથે થોડી તુલના કરી યાજ્ઞવલ્કયની વિશેષતા દર્શાવવાનો પ્રયાસ કર્યો છે.

પણ કદાચ યાજ્ઞવલ્કય કે બીજા કોઈ એક માણસનું કાર્ય આ નહિં હોય; અનેક 'સંસ્કાર સ્વામી 'ઓના પ્રયત્નનું પરિણામ હશે, એમ સ્મૃતિઓ પુરાણો વગેરે જોતાં લાગે છે.

'સ્ત્રીત્વને બાળલગ્ન અને એક લગ્નના સાંકડામાં (યાજ્ઞવલ્કયે) કેમ પકડયું ? ' એ પ્રશ્નના ઉત્તરમાં કેવી પરિસ્થિતિમાં કુળ કે દેશના સંસ્કારને જાળવનાર—અણમોલા ધનરૂપ સ્ત્રીના સંરક્ષણની સ્મૃતિકારોને

આવશ્યકતા લાગી અને તેઓએ હાલમા પ્રવર્તતા નિયમો કર્યા એનું શ્રી. મુનશીએ ખંડ આઠમામાં વર્ણન કર્યું છે આ ભાષણ વંચાયા પછી આ મુનશી, પ્રણાલિકા ભંગના ઉપદેશક, બાળલગ્નનો બચાવ કરે છે એ શુ ? એમ ઘણાને લાગેલું ખરી રીતે એવું કાંઈ નથી. શ્રી મુનશી સ્પષ્ટ કહે છે કે ' આપણે આ આજ્ઞામા અનુમતિ ન આપી શકીએ, તેનું અનુકરણ કરવા ન પ્રેરાઈએ, એને માન્ય ગણવા તૈયાર ન થઈએ. ' પણ ' સંસ્કારને મહત્તાની ટોચ પર પહોચેલા આર્યાવર્તના સ્રષ્ટાએના શાસનોનાં રહસ્ય સમજવાનો ' આ એમનો પ્રયત્ન છે.

ખંડ નવમામાં ચંદ્રગુપ્તના રાજ્યકાળનુ કલ્પનાપ્રોજ્જ્વલ વર્ણન છે સમુદ્રગુપ્ત અને ચદ્રગુપ્ત વચ્ચે રામગુપ્ત નામનો ચદ્રગુપ્તનો ભાઈ થોડા વખત માટે રાજા થયો હોવાની તથા એને ચદ્રગુપ્તે મારી નાખ્યા વગેરેની દેવીચદ્રગુપ્તમ્ નાટકના મળી આવેલા કટકાઓથી ચાલેલી માન્યતાની બાબતમા શ્રી મુનશી શ્રી અલ્તેકરને સપૂર્ણ રીતે અનુસરે છે ધ્રુવસ્વામિનીદેવીમા પણ શ્રી અલ્તેકરના નિર્ણયો શ્રી મુનશીએ સ્વીકાર્યા છે

ચદ્રગુપ્તની કારકીર્દિના ખડ નવમાના વર્ણન માટે મુખ્ય આધાર એલનના ગુપ્ત સીક્કાઓ સબધી પુસ્તકનો લેવામા આવ્યો છે અને ઉલ્લેખો પરિશિષ્ટ ( ગુજરાત-દીપોત્સવી અક પા ૩૧૯ થી ૩૨૧ ) મા આપેલ છે ખડ દશમામા કાલિદાસને ચદ્રગુપ્તના સમયમા શ્રી. મુનશી મુકે છે, એટલું જ નહિ પણ તેને ચદ્રગુપ્તનો ' પ્રિય વયસ્ય ' કહે છે ધ્રુવસ્વામિની દેવીમા આ મૈત્રીનુ શ્રી મુનશીએ વિસ્તારથી ચિત્ર દોર્યું છે.

કાલિદાસના સમય માટે હજી છેવટનો નિર્ણય થયો નથી ઈ. સ પૂર્વે બીજાથી ઇ સ છઠ્ઠા શતક સુધીમા જુદા જુદા લેખકો એ કવિને મુકે છે પણ મુખ્ય મત બે ગણાય. (૧) પૂર્વાત્ય ઘણા પડિતો વિક્રમ સવતના આરભમા—અશ્વઘોષ પહેલા કાલિદાસને મુકે છે (૨)

પાશ્ચાત્ય પંડિતો મોટે ભાગે ઈ મ પાંચમા શતકના આરંભમાં મુદ્રારાક્ષસ નાટકની રચના થઈ એમ માને છે, પણ એની સ્પષ્ટ રીતે માલવિકાગ્નિમિત્રને આ ચંદ્રગુપ્તનો સમકાલીન ઠરાવે છે આવો કવિચક્રવર્તી ચંદ્રગુપ્તની રાજાનો મિત્ર હોય એ સંભવિત છે જો કે એમ હોવાનો કશો પુરાવો હજી સુધી મળ્યો નથી

કાલિદાસના કાવ્યો નાટકોમાં સ્ફુરતા સમાજચિત્રને ચંદ્રગુપ્ત સમયનું ચિત્ર શ્રી મુનશી ગણે છે મીથ પણ એવું જ માને છે ખંડ ૧૧મામાં ચંદ્રગુપ્ત પછીનો ગુપ્તવંશના અંતપર્યંતનો ઇતિહાસ ટૂંકમાં કહ્યો છે અને ખંડ બારમામાં ગુપ્તયુગમાં થયેલી વિદ્યાકળાની અબાધ્ય ઉન્નતિનું શ્રી મુનશીએ પોતાની રીતે વર્ણન કર્યું છે ખંડ તેરમામાં ‘સ્મરણ-મંજરી’ થી પ્રકટેલા જંતુઓ—નવાધનથી ઘેલા બનેલા પ્રથમ શ્રી—Nouvau Riche—નું વર્ણન છે આપણી પ્રાચીન મહત્તા ન સમજનારા ગોરા તરફ તિરસ્કારથી જોનારા તથા ભાવિ દેશહિતની આડે આવનારા વર્ગની આ ખંડમાં શ્રી મુનશીએ યોગ્ય નિંદા કરી છે અને છેવટ ખંડ ચૌદમામાં અર્વાચીન રાષ્ટ્રધર્મના અનુયાયીઓનો પોતાની કલ્પના પ્રમાણે શો ધર્મ હોઈ શકે એ દર્શાવી મહાત્મા તેમના વિદ્વાનના ઉત્થાન ધર્મબોધક વચનોથી સમાપ્તિ કરી છે

રાષ્ટ્રધર્મના વિધિઓ ખંડ ૧૪મામાં શ્રી મુનશીએ કહ્યા છે તે જ ઠરો કે એમાં કાંઈ ફેરફાર થશે એ આજે ન કહેવાય ભૂતકાળ ગમે તેવો ઉજ્જ્વળ હોય પણ એ સંપૂર્ણરૂપમાં પાછો નથી આવવાનો એટલી વાત નિ:સંદેહ છે વર્તમાનકાળમાં આ દેશના મનુષ્યમાત્રનો મહાધર્મ રાષ્ટ્રધર્મ—આર્યાવર્તની અભેદ એકતા અને ઉન્નતિ માટે મન વચન કર્મથી પુરુષાર્થ કરવો એ જ છે એમાં પણ વાંધો નથી એ ધર્મના વિધિનિષેધ તો એ ધર્મના આધુનિક સ્મૃતિકારો—આજના અને ભવિષ્યના રાષ્ટ્રવિધાયકો નક્કી કરે તે બાકી વિદ્વાનોના વચનોમાં સનાતન સત્ય છે તે આપણા લોહીમાં ઊતરે તો આર્યાવર્તનો ઉદય દૂર નથી

## ૧૮

# ભારતીય બુદ્ધિની અવનતિનો ક્રમ

ઋગ્સંહિતાના પહેલા અને દશમા મંડલનાં જ્ઞાનપ્રધાન સૂક્તોની અને અથર્વસંહિતાનાં અસ્તિવાચક તથા બીજાં આયુર્વેદપ્રધાન સૂક્તોની રચનામાં ભારતીય પ્રજ્ઞાનો સ્પષ્ટ ઉદય જોઈ શકાય છે એવો મારો મત છે. પ્રાચીન ભારતીય કાલક્રમવિષયક મતભેદોના ઝઘડામાં ન પડતાં પ્રાચ્યવિદ્યાવિદોના બહુમતને અનુસરી ભારતીય પ્રજ્ઞાના ઉપર કહેલા ઉદયને હું લગભગ ઈ. સ. પૂર્વે નવમા શતકમાં મૂકું છું. આ સમયથી ભારતીય પ્રજ્ઞાનો જ નહિ પણ ભારતીય ચિત્તના સર્વ શુભ સંસ્કારોનો વિકાસ થવા લાગ્યો એમ કહેવું જોઇએ. પણ ભારતીય ચિત્ત સૌથી પહેલાં આત્મજ્ઞાન પ્રતિ વળ્યું અને થોડા વખતમાં જ—બૃહદારણ્યક-છાંદોગ્ય પ્રમુખ પ્રાચીનતર ઉપનિષદોના કાળમાં અર્થાત્ ઈ. સ. પૂર્વે આઠમા-સાતમા શતકમાં જ આત્મજ્ઞાનના પરમ રહસ્યનું યાજ્ઞવલ્ક્યઉદ્દાલકાદિ બ્રહ્મર્ષિઓની આધ્યાત્મિક પ્રતિભાએ સાક્ષાત્ દર્શન કર્યું, અને એ રીતે જગતના સાંસ્કૃતિક ઇતિહાસમાં પહેલી વાર હનુમાન કુદકો મારીને જ્ઞાનમાર્ગરૂપ નગાધિરાજના પરમોચ્ચ શિખર ઉપર આસન જમાવ્યું.

આ સમયમાં જ ભારતીય પ્રજ્ઞાએ એક તરફથી નીતિ અથવા શીલનું, સાંખ્યદર્શનનું, મનોનિગ્રહરૂપ યોગનું, માનસવિદ્યાનું, સૃષ્ટિપ્રક્રિયાનું અને ભક્તિનું અન્વેષણ કરવા માંડ્યું તથા કલ્યાણગુણોથી

આંતર જીવનને સમૃદ્ધ, સુંદર અને શુદ્ધ કરવા માંડ્યું, તો બીજી તરફથી વૈદ્યકની તથા જ્યોતિષની અનેક શાખાઓનું વૈજ્ઞાનિક સંશોધન કરીને તેમ જ એ સંશોધનદ્વારા મળેલા જ્ઞાનનો ભૂતદયાથી પ્રેરાઈને લોકના બાહ્ય જીવનને રોગરહિત અને સુખી કરવા માટે તથા વર્ણાશ્રમવ્યવસ્થાદ્વારા સામાજિક જીવનને વ્યવસ્થિત કરવા માટે પ્રયત્ન કર્યો.

આ અન્વેષણવ્યવસ્થાદિની પ્રવૃત્તિ સેંકડો વર્ષ સુધી ચાલી હતી અને ભગવાન શ્રીકૃષ્ણ અને ભગવાન બુદ્ધ જેવા અવતારી પુરુષો કે પેગંબરોથી આરંભી પુનર્વસુ ધન્વન્તરિ જેવા વૈજ્ઞાનિક દ્રષ્ટાઓ, વ્યાસ, વાલ્મીકિ જેવા અમર કવિઓ ગૌતમ, કણાદ, પતંજલિ જેવા દાર્શનિક આચાર્યો, આપસ્તંબ, મનુઆદિ ધર્મસ્મૃતિકારો વગેરે મહાપુરુષોનાં તથા બીજા પણ મધ્યમ કક્ષાના અનેક સંશોધક વીરોનાં અર્પણોથી આ પ્રવૃત્તિ સજીવ રહી હતી. સેંકડો વર્ષ સુધી ચાલેલી આ સંસ્કારપ્રવૃત્તિનું સમગ્ર આકલન કરીને આર્યપ્રજ્ઞાએ ભારતકાળમાં એનો અદ્ભુત સમન્વય કર્યો અને એના પરિણામરૂપે જ અનેકવિધ વિદ્યાઓ અને કલાઓરૂપ ભવ્ય તથા રમણીય આવિષ્કારો આ દેશમાં પ્રગટ થયાં.

હવે આ વિષયમાં મારું ઇતિહાસદર્શન એવું છે કે પ્રાચીન ઉપનિષદોના આરંભકાળથી એટલે ઈ. સ. પૂર્વે નવમા શતકથી તે શ્રીશંકરાચાર્ય અને શ્રીભાગવતપુરાણ સુધીનો એટલે ઈ. સ. નવમા શતક સુધીનો લગભગ સત્તરસો વર્ષનો ગાળો એ ભારતીય સંસ્કૃતિનો ઉજ્જવલ કાળ. અને આ સત્તરસો વર્ષનો મધ્ય ભાગ—ઈ. સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૨૦૦ સુધીનો સમય એટલે ભારતકાળ એ ભારતીય સંસ્કૃતિનો મધ્યાહ્ન. ભગવદ્ગીતાની પ્રસિદ્ધિ એ સમયમાં જ થઈ. ગીતાએ જ્ઞાન, યોગ, ભક્તિ, ત્યાગ, કર્મયોગ, શીલ વગેરે કલ્યાણમાર્ગોનો અપૂર્વ સમન્વય એ સમયમાં જ પ્રગટ કર્યો અને આ દેશના શ્રેષ્ઠ પુરુષોએ ગીતાબોધિત સમન્વયયુક્ત સ્થિતપ્રજ્ઞનાં, અનાસક્ત કર્મ-

યોગીનાં અને નિષ્કામજ્ઞાની ભક્તનાં જીવનને ગીતાકાળથી આજ સુધી આદર્શજીવન માન્યું છે. હવે ઉપર કહેલા ભારતીય સંસ્કૃતિના ઉજ્જવલ કાળના પૂર્વાર્ધમાં ભારતીય પ્રજ્ઞાએ મુખ્યત: મૌલિક અન્વેષણનું કાર્ય કર્યું ત્યારે પાછલા અર્ધા કાળમાં વિદ્યાકલાના વિવિધ આવિષ્કારો પ્રગટ કર્યા. અને જો કે સાધારણ રીતે સમગ્ર સમય દરમિયાન પ્રજ્ઞા પ્રદીપ્ત રહી છે પણ ભિન્નવિભિન્ન વિષયમાં જે કાંઈ પ્રગતિ સાધી શકાઈ તેનું શિખર ભારતીય પ્રજ્ઞાએ અમુક એક જ સમયે પ્રાપ્ત કર્યું નથી પણ ભિન્ન ભિન્ન સમયે પ્રાપ્ત કર્યું છે. દા. ત. શ્રેષ્ઠ શીલનો સાક્ષાત્કાર ઇ. સ. પૂર્વે છઠ્ઠા–પાંચમા શતકમાં ભગવાન બુદ્ધે અને મહાવીરે કર્યો. અને તે પછીનાં લગભગ ત્રણસો વર્ષ દરમિયાન સાંખ્ય, ભક્તિ, યોગ અને કર્મયોગનું ખુબ ખેડાણ થયું અને ભક્તિનું શિખર ગીતામાં અને યોગનું પાતંજલસૂત્રમાં જોઈ શકાય છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય તથા મીમાંસામાં ભારતીયોની દાર્શનિક બુદ્ધિનું અપૂર્વ પ્રતિબિંબ પડે છે. આમાં વૈશેષિકસૂત્ર પ્રાચીનતમ ગ્રન્થ છે અને સાંખ્યકારિકા છેલ્લો અને ઇ. સ. ત્રીજું શતકનો ગ્રન્થ છે. વિજ્ઞાનની દિશામાં જોઈએ તો ચરકસંહિતા અને સુશ્રુતસંહિતામાં વૈદ્યકસંબંધી ભારતીયોની શોધખોળનું શિખર આવી ગયું છે. આમાંથી પહેલો ગ્રન્થ ઇ. સ. પૂર્વે પહેલા કે ઇ. સ. પછીના પહેલા શતકમાં અને સુશ્રુતગ્રન્થ ઇ. સ. ત્રીજા શતકમાં ઘણું કરી રચાયો છે. પછી જ્યોતિષવિષયક અન્વેષણ તો ઘણા સૈકાઓથી ચાલતું હતું પણ સિદ્ધાન્તગ્રન્થો આ અરસામાં તૈયાર થયા હશે. પણ જ્યોતિષશાસ્ત્રનો પહેલો ઐતિહાસિક ગ્રન્થકર્તા તો પાંચમા શતકમાં થઈ ગયેલો આર્યભટ જ છે.

પણ ભારતીય વિદ્યાઓ અને કલાઓના વિકાસના ઇતિહાસમાં અહીં ઊંડા ઊતરવાની જરૂર નથી. અન્યત્ર[1] મેં વિગતવાર અને

[1] મુંબઈ યુનિવર્સિટીના આમંત્રણથી આપેલાં ઠક્કર વ્યાખ્યાનોમાં.

વિસ્તારથી એ ઇતિહાસનું નિરૂપણ કર્યું છે. અહીં તો ટૂંકામાં એટલું જ કહેવાનું છે કે ઇ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. બીજા શતક સુધીમાં મહાભારતનો મોટો ભાગ રચાયો છે. એ કાળે જ તૈયાર થયેલ ગીતામાં જ્ઞાન, ભક્તિ, કર્મ, યોગ વગેરેનો સમન્વય બોધવામાં આવ્યો છે અને અનેક દર્શનો તથા વિજ્ઞાનશાખાઓનું ખેડાણ પુષ્પતને આ કાળે થયું છે. જ્યારે આયુર્વેદ જેવી શાખામાં તો શિખરને શોભાવતી ગ્રન્થરચના આ વખતે જ થઈ છે. પછી કૌટિલીય અર્થશાસ્ત્ર, ભરત નાટ્યશાસ્ત્ર તથા કામસૂત્ર જેવા તે વિષયના વિશાળ દૃષ્ટિવાળા મૌલિક ગ્રન્થો આ સમયે કે તે પછી તરતના સૈકામાં રચાયા. જ્યારે એ પછીના ગુપ્ત અને ગુપ્તોત્તર કાળનાં ઇ. સ. ત્રીજા શતકથી ઇ. સ. નવમા શતક સુધીનાં છસ્સો વર્ષ દરમિયાન કાવ્ય, નાટક, ચિત્રકલા, સંગીત-કલા, નૃત્યકલા, શિલ્પકલા, સ્થાપત્યકલા વગેરે કલાઓએ ઉન્નતિનું શિખર પ્રાપ્ત કર્યું છે.

અવનતિનો આરંભ જોવા માટે આટલું ભારતીય પ્રજાનાં ઉન્નતિશિખરોનું દૂરથી કરેલું દર્શન પુરતું છે. અને હવે જે માટે ઉપક્રમ કર્યો છે તે અવનતિક્રમને જ અવલોકીએ. વિદ્યાના કેટલાક પ્રદેશોમાં ઈ. સ. નવમા શતક પહેલાં ઘણા વખતથી પ્રગતિ અટકી ગયેલી. દા. ત. આયુર્વેદમાં ઈ. સ. ત્રીજા–ચોથા શતકમાં જ પ્રગતિ બંધ થઈ ગઈ. વળી સૌથી મોટી વાત તો એ છે કે ગીતાએ દષ્ટિ ગોઠેલ જીવનનું સમત્વ ઈ. સ. નવમા શતક પહેલાં તૂટી ગયું. દા. ત. શાંકરવેદાંતમાં જ્ઞાનમાર્ગની પ્રક્રિયા પહેલાંના કાળ કરતાં વધારે ચોક્કસ થઈ. શંકરાચાર્યમાં ભારતે શ્રેષ્ટ ફિલસૂફનાં દર્શન કર્યા પણ શુદ્ધ ફિલ-સૂફી ત્યાં અટકી ગઈ. વળી ભાગવતપુરાણમાં પ્રેમલક્ષણા ભક્તિએ વિકાસનું શિખર પ્રાપ્ત કર્યું, પણ એ સ્થિતિમાં જ જ્ઞાન, ભક્તિ અને યોગનો જે સમન્વય ગીતાએ બોધ્યો હતો તે ન જળવાયો. સ્વેષ્ટ માર્ગ ઉપર ઐકાન્તિક જોર દેવાનો યુગ શરૂ થયો. બીજું સમાજમાં એક તરફ ધર્મ અને મોક્ષ અને બીજી તરફ અર્થ અને કામ—એ બે

ધુનાઓનું મમત્વ તુટી ગયું. ધર્મમોક્ષપરાયણો અર્થકામની અને અર્થ-કામપરાયણો ધર્મમોક્ષની ઉપેક્ષા કરીને જીવ્યા કરે એવી અધોગતિપ્રેરક પ્રણાલિકા શરૂ થઈ. પરિણામે ધર્મ અને અધ્યાત્મજ્ઞાનમા કાઈક તેજ જળવાઈ રહ્યુ પણ બાકીની વિદ્યાઓમાથી કોઈની ઈ સ. નવમા શતક પહેલા જ અને કોઈની તે પછીના બેત્રણ સૈકાઓમા અવનતિ શરૂ થઈ ગઈ ઉદાહરણ તરીકે જેને આપણે પ્રધાન વિજ્ઞાનશાખા ગણીએ છે તે આયુર્વેદમા ઈ. સ. ત્રીજાચોથા શતક પછી કશી પ્રગતિ નથી થઈ જ્યારે છઠ્ઠા શતકના બ્રહ્મગુપ્ત પછી જ્યોતિષની પદ્ધતિમા નવી શોધ ભાગ્યે જ થઈ છે, એમ તદ્દિદ દીક્ષિત કહે છે જો કે જ્યોતિષવિદ્યાના મહાન ગ્રન્થકાર ભાસ્કરાચાર્ય બારમા શતકમા થયા છે ખરા પણ મારું વક્તવ્ય આયુર્વેદના ઇતિહાસની વિગતોથી સ્પષ્ટ થશે આયુર્વેદના ચરકસુશ્રુત ગ્રન્થોમા જે પ્રત્યક્ષ શોધખોળ અને પ્રતિભાથી પ્રાપ્ત થયેલું વૈદ્યકનું વિશાળ મૌલિક જ્ઞાન મબર ભર્યું છે તેવું નવુ તો કશું પછીના કાળના આયુર્વેદિક સાહિત્યમા નથી દેખાતુ પણ પ્રાચીન ગ્રન્થોના રચનાકાળે આયુર્વેદાચાર્યોને જે જ્ઞાન હતું તેમાથી કેટલુંક તો જુના કાળમા જ લુપ્ત થઈ ગયુ, અને કેટલુંક ગ્રન્થોમા જળવાઈ રહ્યુ છતા પાછળના વૈદ્યોને શરીરના અંદરના અવયવો વગેરેનો પ્રત્યક્ષ પરિચય છુટી જવાથી સમજાતુ બધ થયુ. જૂનાગ્રથો ઉપર ટીકાઓ રચીને તથા તેનોસાર ખેચીને નના કશી નવિનના વગરના ગ્રથો રચીને પાછળના વૈદ્યોએ સતોષ માન્યો છે. ઈ સ પાચમાશતકથી ૧૯માના આરંભ સુધી એ સ્થિતિ ચાલી છે.

આયુર્વેદ અને જ્યોતિષ પેઠે ઘણી વિદ્યાઓની પણ નવમા શતકની આસપાસ પ્રગતિ અટકી અને અધોગતિની દિશામા ગતિ થઈ. કલાઓનો ઇતિહાસ પણ વિદ્યાઓના ઈતિહાસથી બ_ ભિન્ન નથી. સસ્કૃત કાવ્યનાટકાત્મક સાહિત્યના ઉપાસકો આઠમા શતકથી જ પાંડિત્યપ્રદર્શન તરફ વળવા લાગ્યા સૌન્દર્યનું વિશુદ્ધ દર્શન કવિઓની પ્રજ્ઞાને પણ દુર્લભ થઈ ગયુ. કાવ્યકલા પેઠે ચિત્ર અને શિલ્પકલા

પણ આઠમાનવમા શતક પછી શિખર ઉપરથી નીચે ઊતરવા લાગી. એક સ્થાપત્યકલા આ ક્રમમાં અપવાદભૂત છે. પણ સામાન્ય રીતે તો વિદ્યાકલાની આ અવનતિ એ નિર્વિવાદ ઐતિહાસિક હકીકત છે.

કોઈ પણ પ્રજાની વિદ્યાકલાની ઉન્નતિઅવનતિનો કેળવણીની સ્થિતિ સાથે નિકટ સંબંધ છે. એ જોતાં હવે તેનો વિચાર કરીએ. ઉપનિષદ્કાળમાં પ્રાચીન કેળવણીની પ્રણાલિકા આ દેશમાં શરૂ થઈ છે. એ વખતે પિતા પાસે અથવા ગુરુના આશ્રમમાં યજ્ઞોપવીત ધારણ કરીને તથા બ્રહ્મચર્યાશ્રમમાં પ્રવેશ કરીને વિદ્યાર્થીઓ ગુરુની સેવા કરતા તથા વિદ્યાર્જન કરતા. એ પ્રાચીન કાળની વિદ્યાઓ વિદ્યાર્થી અવસ્થાનો સમય, બ્રહ્મચર્યાશ્રમનો સદાચાર વગેરે વિષયોની ચર્ચા અન્યત્ર* કરી છે અને અહીં તે પ્રસ્તુત નથી. અહીં એટલું જ કહેવાનું છે કે ઉપનિષદ્કાળે શરૂ થયેલી ગુરુના આશ્રમમાં રહીને અને પછીના કાળમાં વનોપવનના આશ્રમો નીકળી જતાં ગામડામાં કે નગરમાં ગુરુગૃહે રહીને ગુરુ પાસે કે પિતા પાસે અથવા કાકામામા જેવા નિકટના સંબંધી વિદ્વાન હોય તો તેની પાસે વિદ્યાભ્યાસ કરવો એ પ્રથા ગઈ પેઢી સુધી આ દેશમાં પ્રવર્તતી હતી.

જો કે જ્યાં ભારતની બહારથી વિદ્યાર્થીઓ આકર્ષાતા એવી વિક્રમ સંવતના આરંભ પહેલાં પ્રસિદ્ધ તક્ષશિલા, ગુપ્તકાલીન નાલન્દા, અને ગુપ્તોત્તરકાલીન વિક્રમશીલાની જગત્પ્રસિદ્ધ મહાવિદ્યાપીઠો પણ હતી. એ સિવાય કાશીમાં, પછી કાશ્મીરમાં, વલભીપુરમાં અને પાછળથી નવદ્વીપમાં તેમજ પાટણમાં અને બીજે અનેક સ્થળે ભારતીય કે સ્થાનિક પ્રસિદ્ધિવાળાં મોટાંનાનાં વિદ્યાલયો પણ હતાં. રાજ્યોએ, ધાર્મિક સંસ્થાઓએ કે ધાર્મિક લોકોએ આપેલાં દાનો ઉપર આ વિદ્યાપીઠો તથા વિદ્યાલયોનો નિભાવ થતો. હજારો વિદ્યાર્થીઓ તક્ષશિલા આદિમાં વર્ષો સુધી નિવાસ કરીને ભણતા હતા. ત્યાં અનેક

* ઠક્કર વ્યાખ્યાનોમાં.

વિદ્યાકલાઓનું અધ્યયન થઈ શકતું અને સેંકડો અધ્યાપકો ભણાવતા. પછી કાંઈક બૌદ્ધધર્મની અવનતિથી અને કાંઈક મુસ્લિમ આક્રમણોને પરિણામે મોટી વિદ્યાપીઠો નામશેષ થઈ ગઈ. પણ અગ્રહાર ગામો ગુપ્તકાળથી વિદ્યાસ્થાનો હતાં[1] અને દશમા શતક પછી પણ નાની-મોટી સરસ્વતીપાઠશાળાઓ ચાલુ હોવાના તથા સ્થપાતી હોવાના ઐતિહાસિક પુરાવા છે.[2] બંગાળમાં ટોલપદ્ધતિ જેને કહેવામાં આવે છે તે પાઠશાળાપદ્ધતિ પણ ગયા સૈકા સુધી ચાલુ હતી. પણ પ્રાચીનતર કાળથી ઉપર કહ્યું તેમ ચાલુ થયેલી અને ગયા સૈકા સુધી જીવતી રહેલી ગુરુગૃહની અધ્યયનપદ્ધતિ સૌથી વધારે વ્યાપક રહી છે. આ કેળવણીની પદ્ધતિનો લાભ કોણ લેતું ?

ધર્મસૂત્રકારોએ ત્રણે ય વર્ણોનાં કર્મમાં અધ્યયનને પહેલું ગણ્યું છે. એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણેયનાં બાળકોમાંથી બ્રહ્મચર્યાવસ્થામાં તદ્દન ભણ્યા વગર તો કોઈક જ રહેતું હશે.[3] પછી કોઈ વધારે ભણે અને કોઈ ઓછું ભણે એ જુદી વાત. અને વિદ્વાન બ્રાહ્મણોની સેવામાં રહેલા કોઈક શૂદ્રો પણ વેદેતર વિદ્યાકલાનું અધ્યયન કરતા હશે. વળી બ્રાહ્મણ ગ્રન્થકાળમાં સ્ત્રીઓને વેદાદિના અધ્યયનની છુટ હતી અને એ

---

૧ ન્યુ હિસ્ટરી ઑફ ઈન્ડીઅન પીપલ્સ, ગ્ર. ૬, પૃ. ૩૯૯.

૨ નાદોદના ચાલુક્યવંશી રાજા વત્સરાજે શુક્લતીર્થમાં એક પાઠશાળા સ્થાપી હતી જેને તેના પૌત્ર ત્રિલોચનપાલે ઈ. સ. ૧૦૭૭માં ગામનું દાન આપ્યું હતું. (જુઓ ગુજરાત સંશોધનમંડળનું ત્રૈમાસિક, ગ્રં. ૮ નં. ૨-૩, પૃ. ૧૫૨.) તેમજ ૧૩મા શતકના ગુજરાતના નાગર કવિ નાનાકે સોમેશ્વર પાટણમાં સરસ્વતીગૃહ બંધાવ્યું હતું. (ગુ. મ. રા. ઈ. ભા. ૨, પૃ. ૪૦૮.) આવા બીજા ગુજરાતની બહારના પણ ઘણા દાખલાઓ ઈતિહાસમાંથી મળે છે.

૩ ' આયુર્વેદ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યોએ ભણવો ' એમ ચરકસંહિતા (અ. ૩૦-૧૯)માં કહ્યું છે એ જોતાં ધર્મશાસ્ત્રનો નિયમ વ્યવહારમાં પળાતો હોય એમ દેખાય છે.

છુટનો લાભ લેનારી સ્ત્રીઓ નીકળતી પણ ખરી. આ સ્થિતિ સૂત્રગ્રન્થોના આરંભકાળ સુધી પ્રવર્તતી હશે. પછી બૌદ્ધો અને જૈનોએ સ્ત્રીઓ તથા શૂદ્રોને છુટથી કેળવણી આપવાની પ્રથા સ્વીકારી. પાછળથી વૈષ્ણવોએ પણ સ્ત્રીઓને તથા શૂદ્રોને ધાર્મિક કેળવણી આપવામાં બાધ નથી માન્યો. ટુંકામાં ગુપ્તકાળ સુધી આ દેશમાં સામાન્ય કેળવણી ઠીક વ્યાપક હતી, પછી ઘણું કરી ગુપ્તકાળના અન્ત વખતથી આ સ્થિતિ બદલાવા લાગી. પહેલું તો જન્મથી જે બ્રાહ્મણ હોય તે વિદ્યાવિહીન હોય તોપણ એને દાન મળે અને તેના નિર્વાહમાં વાંધો ન આવે એવી પરિસ્થિતિ ઉત્પન્ન થવાથી બ્રાહ્મણોમાં પણ વિદ્યાવિરહિતોની સંખ્યા કાળક્રમે વધવા લાગી. બીજી તરફથી અનાર્ય જાતિનાં જે પરદેશી ટોળાંઓ ઉત્તર ભારતમાં બહારથી આવ્યાં અને જેઓને પ્રાચીન શાસ્ત્રકારોએ હિન્દુ બનાવી દીધાં તેઓમાંથી ગુજરાત સુધી ઉતરી આવેલા રુદ્રદામા આદિ ક્ષત્રપોએ સંસ્કૃત ભાષા અને સાહિત્યને અપનાવી લીધાં પણ ઉત્તરમાં રહેલાં યવન, શક વગેરેનાં મોટાં ટોળાંઓ માટે સંસ્કૃત ભાષામાં કેળવણી લગભગ અશક્ય કે મુશ્કેલ હતી. વળી બૌદ્ધધર્મે અને જૈનધર્મે જુના કાળથી પ્રાકૃત ભાષામાં ધાર્મિક ઉપદેશ આપવા માંડયો હતો. પરિણામે આ બે ધર્મો તરફ વધારે આકર્ષાયેલા ક્ષત્રિયો અને વૈશ્યોને સંસ્કૃતનું આકર્ષણ ઘટી ગયું, જ્યારે ઘણી વિદ્યાઓના ગ્રન્થો તો સંસ્કૃતમાં હતા. વળી ધીમે ધીમે પ્રાકૃત અને પછી એમાંથી અપભ્રંશ અને છેવટ વર્તમાનભાષાઓ ઉત્પન્ન થઈ અને ખીલી એ સાથે સંસ્કૃત ભાષા મોટે ભાગે પંડિતોની, ભણ્યાથી જ વાપરી શકાય એવી કૃત્રિમ ભાષા થવા લાગી. પછી તો બૌદ્ધ અને જૈન પંડિતોએ પણ સંસ્કૃત ભાષામાં ગ્રન્થરચના કરવા માંડી અને પ્રાકૃત અપભ્રંશમાં લોકકથા કે ધાર્મિક વિષયો સિવાય બીજા કોઇ વિષયો ખેડાતા નહોતા. ઈ. સ. સાતમાથી દશમા શતક સુધીમાં તો આ સ્થિતિ ઠીકઠીક વ્યાપક થઈ ગઈ હતી.

ઉપરના ફેરફાર સાથે જ જન્માનુસાર વર્ણવ્યવસ્થા દૃઢ થવાને

લીધે તથા બીજાં ઐતિહાસિક બળોને પરિણામે વિદ્યાસેવન થોડા વધુ અંશે બ્રાહ્મણોમાં જ રહ્યું જો કે ઉપર કહેલાં કારણથી તેઓમાં પણ વિદ્યાવિહીનોની સંખ્યા કાળક્રમે વધતી જતી હતી. અને ક્ષત્રિયો તથા વૈશ્યોમાંથી વિદ્યાનું સેવન ઉપનયન સાથે જ લગભગ નીકળી ગયું. તેમજ બાળલગ્નની રૂઢિ જેમ જેમ વ્યાપક થતી ગઈ તેમ તેમ સ્ત્રીઓને કેળવણી લેવા માટે ઉમ્મર જ ન રહી. પરિણામે બ્રાહ્મણ સ્ત્રીઓનો પણ મોટો ભાગ અક્ષરશૂન્ય થઈ ગયો. અને જે લોકોમાં બાળલગ્નનો આગ્રહ ન હતો તેઓમાં કેળવણીનો પણ પ્રસાર ન હતો. આ રીતે કેળવણીનું ક્ષેત્ર ઘણું સંકુચિત થઈ ગયું. એટલે ક્ષત્રિયોનું યુદ્ધ વગેરે ક્ષાત્રકર્મ ઉપર, વૈશ્યોનું ખેડ અને વેપાર ઉપર અને કડિયા, સુતાર, લુહાર વગેરે કારીગરવર્ગનું પોતપોતાના ધંધાઓ ઉપર ધ્યાન કેન્દ્રિત થઈ ગયું. ખેડુત, કડિયા, સુતાર લુહાર વગેરે પોતપોતાના ધંધાની રીત પોતાના વડીલો પાસેથી જ શીખી લે અને ક્ષત્રિયો, રજપુતો યુદ્ધકળાને પોતાના વડીલો પાસેથી શીખી લે એમ ચાલ્યું. મહાભારતમાં ક્ષત્રિયો યુદ્ધકળાને પણ બ્રાહ્મણગુરુઓ પાસેથી શીખતા હતા એવું વર્ણન છે અને તક્ષશિલા વિદ્યાપીઠમાં અનેક ધંધાઓનુ પણ શિક્ષણ અપાતું. એ સ્થિતિ બદલાઈ ગઈ. પરિણામે બ્રાહ્મણો પાસે જુની સચવાયેલી વિદ્યાઓનું જ અધ્યયન રહ્યું એટલું જ નહિ પણ જે વિદ્યાઓ ગ્રંથોમાં સચવાયેલી હતી તેમાંથી પણ અલ્પ ભાગનું પઠનપાઠન ચાલુ રહ્યું અને બ્રાહ્મણ સિવાયના માટે કેળવણીની જરૂર જ ન રહી. અલબત્ત વેપારીઓને થોડું અક્ષરજ્ઞાન, થોડું ગણિત, નામું વગેરે એની જરૂર રહી અને એટલું તેઓ ગામઠી નિશાળમાં મોટે ભાગે અસંસ્કારી મહેતાજીઓ પાસેથી શીખી લેતા.

ઉપર ટુંકામાં વર્ણવી છે તે ઐતિહાસિક પરિસ્થિતિને લીધે વિદ્યા અને ધંધાનો સંબંધ છુટી ગયો. એટલું જ નહિ પણ વિદ્યાને પ્રત્યક્ષનો પરિચય પણ છુટી ગયો. પ્રત્યક્ષ સાથે પરિચયનો અભાવ કેવળ વૈજ્ઞાનિક વિષયોમાં જ નહિ પણ કાવ્યસાહિત્યમાં પણ આઠમા શતકથી સ્પષ્ટ જોઈ શકાય છે. કવિ કાલિદાસ જે પ્રદેશનું વર્ણન કરતા હોય

તે પ્રદેશનાં જ પશુઓનો તથા વૃક્ષોનો ઉલ્લેખ કરે છે. પણ પાછળના માઘ જેવા મહાકવિ પણ તે તે પ્રદેશનાં વૃક્ષોનું વર્ણનકરતાં પ્રત્યક્ષ અવલોકન ઉપર નહિ પણ પૂર્વકવિઓએ કરેલાં વર્ણનો ઉપર આધાર રાખે છે. પરિણામે સુરાષ્ટ્રમાં ન ઊગતી વનસ્પતિના ઉલ્લેખો ગિરનારના વર્ણનમાં કરે છે. તેમજ ગિરનારમાં જેનું દર્શન જ નથી એવી ચમરી ગાય ('યાક')નું વર્ણન માઘ (૪–૪૩) તથા તેને અનુસરી હેમચન્દ્રાચાર્ય (દ્વાશ્રય ૨–૮૬) પણ ગિરનારના વર્ણનમાં કરે છે. આ રીતે પ્રત્યક્ષ સાથે પરિચયના અભાવનું પરિણામ આપણા દેશમાં સાંખ્ય પ્રસિદ્ધ 'અંધપંગુન્યાય' જેવું આવ્યું. બ્રાહ્મણોમાં જળવાઈ રહેલી વિદ્યાઓએ મુજો ઠીક ઉન્નતિ પ્રાપ્ત કરેલી હોવા છતાં પ્રત્યક્ષ સાથે પરિચય છુટી જવાથી તથા ભાષા ઉપરના પ્રભુત્વ ઉપર અઘટિત ભાર દેવાવાથી એ વિદ્યાઓ પ્રગતિરહિત–સ્થિર ખાબોચિયાં જેવી અર્થાત્ પંગુ થઇ ગઈ. અને અશિક્ષિત લોકો પોતપોતાના ધંધામાં હોશિયાર અને વ્યવહારુ બુદ્ધિશાળી હોવા છતાં તેઓની બુદ્ધિ ટુંકી નજરવાળી વિદ્યાપ્રદીપના પ્રકાશ વગર છેટે ન જોઈ શકતી અર્થાત્ અંધ થઈ ગઇ, અને આ બે વર્ગો એકબીજાને આગળ વધારવાને બદલે પોતપોતાની રીતે એકબીજાને છેતરવામાં હોશિયારી માનવા લાગ્યા. આ રીતે સમાજનો એક ભાગ પાંગળો અને બીજો આંધળો થઇ જવાથી પ્રજા સમસ્તનું જીવન અતિશય સંકુચિત થઈ ગયું. પરદેશ જવાનું જ નહિ, ગામડાની વસ્તીનો મોટો ભાગ પોતાના ગામડાની બહાર પણ ભાગ્યે જ પગ મુકે. લગ્નાદિ સામાજિક પ્રસંગે, વેપાર અર્થે કે તીર્થયાત્રા માટે જેઓ પોતાના ગામની બહાર નીકળે તેઓમાંથી પણ કોઈક જ વિશાળ દષ્ટિ પ્રાપ્ત કરી શકે. આવી સ્થિતિ થઈ ગઇ. પાછલા કાળનું સંસ્કૃત, અપભ્રંશ કે વર્તમાન ભાષાનું સાહિત્ય, કવિત્વગુણયુક્ત છે ત્યારે પણ એના વિષયોનું ક્ષેત્ર ખુબ મર્યાદિત છે અને તે રચનારાઓની પ્રજ્ઞા સ્વતંત્ર નથી. ટુંકામાં સમાજનો મોટો ભાગ કેળવણીથી વંચિત અને જે થોડા પંડિતો કે

બ્રાહ્મણ, જૈન સાધુઓને જુની વિદ્યાના પઠનનો લાભ મળે તેઓમાં પણ પ્રાચીન વિદ્યાઓ બંધિયાર પાણી જેવી હોઈને માનસિક આરોગ્યને જાળવી રાખવા માટે અયોગ્ય થઇ ગઇ. આ પરિસ્થિતિમાં નવો કુદકો મારનાર પ્રતિભાને જન્મવા માટે શક્યતા જ ન રહી અને ભારતીય બુદ્ધિની ઊર્ધ્વ ગતિ નવમા શતક પછી તો ક્યાંય દેખાતી નથી, પણ બારમા તેરમા શતકમાં તો કેળવણીની ઉપર વર્ણવેલી સ્થિતિને પરિણામે બૌદ્ધિક અવનતિ સ્પષ્ટ જોઈ શકાય એટલી નીચે ઊતરી હતી. ધાર્મિક વિષયમાં કાંઈક નવીન દૃષ્ટિવાળા અને ધર્મપ્રચારના ઉત્સાહી આચાર્યોની ધાર્મિક તથા આધ્યાત્મિક તેજસ્વિતાવાળા અને છેક નીચલા થર સુધીના તેમજ પરધર્મના લોકોના હૃદયને પણ સ્પર્શી શકવાના સામર્થ્યવાળા કબીર, નાનક આદિ સંતોની આધ્યાત્મિક પ્રજ્ઞાને બાદ કરતાં સર્વ દિશામાં બૌદ્ધિક પ્રકાશની ક્ષીણતા દેખાય છે. તેરમાથી પંદરમા શતકના પંડિત લેખકોનાં લખાણોમાં કે તત્કાલીન કવિઓની રચનાઓમાં પ્રતીત થતી બુદ્ધિનો પ્રભાવ નવમા શતક પહેલાંની જ નહિ પણ ૧૦માથી ૧૨મા શતક સુધીની કેટલીક રચનાઓમાં પ્રતીત થતા બુદ્ધિપ્રભાવ સાથે સરખાવતાં પણ ઘણો ઘટી ગયેલો દેખાય છે.[૧] અને એ સમયે રચાયેલા પ્રબન્ધો જે શ્રોતાવર્ગના મનનું રંજન કરી શકતા હશે તે અશિક્ષિત જનસમૂહની બુદ્ધિ અલ્પસંતોષી, ક્ષુદ્રદર્શી અને ઘણી સંકુચિત હોય એમ લાગે છે. આ રીતે ક્રમે ક્રમે ક્ષીણ થતી જતી બુદ્ધિમાં મોગલ ચડતીનાં સો દોઢસો વર્ષ દરમિયાન કાંઈક તેજ જરૂર આવ્યું હતું પણ એ ક્ષણિક ઉન્નતિ પછી અઢારમા શતકના આરંભના અંધાધુંધીના ઝપાટાથી બુદ્ધિને અતિશય ઝાંખપ આવી ગઈ. અને ઈ. સ.ના અઢારમા શતકમાં જ્યારે યુરોપમાં વૈજ્ઞાનિક પ્રજ્ઞા અનેક દિશામાં ભારે ઉન્નતિ સાધી રહી હતી ત્યારે આ દેશમાં બુદ્ધિની અવનતિ છેક તળિયે પહોંચી ગઈ હતી એવું મારું માનવું છે.

૧ અહીં અવનતિનો જે કાળક્રમ દર્શાવ્યો છે તે સામાન્ય રીતે ઉત્તર દક્ષિણ સમગ્ર ભારતને લાગુ પડે છે પણ સૈકાઓની વિગતમાં દક્ષિણ હિંદના દ્રાવિડભાષાભાષી લોકોના ઇતિહાસ માટે, કાંઈક આગળપાછળ કરવું પડે ખરું.

## ૧૯

# બળાત્કારે વટલેલાંનો ધર્મમાં પુનઃપ્રવેશ

અત્યારે ખાસ કરીને પંજાબમાં હજારોની સંખ્યામાં હિંદુ પુરુષોને મારીને મુસલમાન કરવામાં આવ્યા છે અને તેથી મોટી સંખ્યામાં હિંદુ સ્ત્રીઓને ઉપાડી જવામાં આવી છે; અને પછી બળાત્કારથી મુસ્લિમોના ઘરમાં બેસાડી મુસલમાન કરવામાં આવી છે. આ ઉપાડી જવામાં આવેલી હિંદુ સ્ત્રીઓને પાછી મેળવવાના પૂર્વ પંજાબની સરકાર તરફથી તથા રાહતસંસ્થાઓ તરફથી પ્રયત્નો ચાલે છે; પણ એ પાછી મેળવવામાં આવેલી સ્ત્રીઓ હિંદુ ધર્મમાં આવી શકશે? અને એથી પણ વધારે ગહન પ્રશ્ન તો એ છે કે એ સ્ત્રીઓ પોતાના કુટુંબમાં પૂર્વનું સ્થાન મેળવી શકશે? આ પ્રશ્નો અત્યારે રાહતકાર્ય કરનારાઓને મુંઝવી રહેલ છે.

મહાત્મા ગાંધીજી જેવાએ તો માનવતાની વિશુદ્ધ દૃષ્ટિથી આ સ્ત્રીઓને પવિત્ર ગણવી જોઈએ એમ કહ્યું છે પણ કેટલાક સૈકાઓથી હિંદુધર્મના અનુયાયીઓમાં, ધર્મિષ્ઠ અને પંડિત ગણાતા લોકોમાં એવી દૃઢ માન્યતા છે કે એકવાર હિંદુધર્મમાંથી જે કોઈ વટલી ગયું તે પાછું હિંદુ થઈ જ ન શકે. વર્ષો પહેલાં આર્યસમાજના મહાત્મા સ્વામી શ્રદ્ધાનંદજીએ પંજાબનાં ગામડાંમાં મલકાના મુસલમાનોની ચળવળ ઉપાડી હતી; અને ગામોનાં ગામો 'મુસલમાન

માંથી હિંદુ બની જતાં હતાં. એ વખતે પણ સનાતની પંડિતોમાં ભારે ચર્ચા જાગી હતી. મુસ્લિમ ધર્મમાં વટલી ગયેલ હિંદુ શુદ્ધ થઇને પાછો સ્વધર્મમાં આવી શકે કે નહિ એ પ્રશ્ન ખુબ ચર્ચાયો હતો અને રૂઢિચુસ્ત સનાતની પંડિતોનો મત તો એવો જ હતો કે હિંદુધર્મમાંથી વટલેલાની ગમે તેટલી શુદ્ધિ કર્યાથી પણ તે પાછો હિંદુ ન થઈ શકે.

પણ આ દુરાગ્રહને ઇતિહાસનો તથા શાસ્ત્રનો ટેકો નથી. પ્રાચીનકાળમાં યવનો ને શકો બૌદ્ધ, વૈષ્ણવ કે શૈવમતનો સ્વીકાર કરી હિંદુ જાતિમાં ભળી ગયા હતા એવું ઇતિહાસના પુરાવાથી સ્પષ્ટ જણાય છે. આ રીતે બહારના લોકોને પોતામાં ભેળવી લેવાની હિંદુ-સમાજની જે શક્તિ ઘણા સૈકાઓ સુધી સક્રિય રહી હતી, તે ક્યારે ક્ષીણ થઈ ગઈ અને હિંદુસમાજની પાળો દૃઢ બંધાઈ ગઈ તે સમય ચોક્કસ નક્કી થઈ શકયો નથી. પણ મુસ્લિમો પહેલવહેલા આ દેશના સિંધ પ્રાંતમાં આવ્યા તે પહેલાં જ એ પ્રાચીન પ્રથા લુપ્ત થઈ ગઈ હશે; પરંતુ શુદ્ધિનો પ્રશ્ન તો મુસ્લિમો સાથે જ આ દેશના હિંદુ વિદ્વાનોની દૃષ્ટિ આગળ ઊભો થયો. ઉપર કહેલ મુસલમાન થયેલા મલકાના રજપુતોની શુદ્ધિની ચર્ચા જ્યારે જોરથી ચાલતી હતી, ત્યારે એક તરફથી શુદ્ધિ સામેના મુસલમાનોના વિરોધ સામે આર્યસમાજીઓ સંગઠનથી લડાઇ આપતા હતા, બીજી તરફથી સનાતની પંડિતોના વિરોધ સામે શાસ્ત્રગ્રંથોમાંથી શુદ્ધિને ટેકો આપનારાં વચનોનો સંગ્રહ કરી શાસ્ત્રાર્થના આહ્વાનો આપતા હતા, ૧૯૩૦માં પં. ચૌધરીએ પ્રગટ કરેલી પુસ્તિકામાં શુદ્ધિને ટેકો આપનારાં વચનો મુખ્યત્વે દેવલસ્મૃતિ, અત્રિ-સંહિતા અને અત્રિસ્મૃતિનાં છે. પણ વધારે વિગતવાર અને સૌથી ઉપયોગી વચનો તો દેવલસ્મૃતિમાં છે; આ દેવલસ્મૃતિ ફક્ત નેવું શ્લોકની ટુંકી સ્મૃતિ છે અને પ્રસ્તુત વિષયમાં પ્રાચીનોએ કેવું વલણ લીધું હતું એ જાણવા માટે ઘણી ઉપયોગી છે. આ સ્મૃતિનો સમય ચોક્કસ નથી, પણ મુસલમાનો આ દેશમાં આવ્યા પછી, (કદાચ

સિંધમાં આવ્યા પછી, થોડાં વર્ષમાં લખાઈ હોય એવું લાગે છે)[1] ડૉ. રા. ભાંડારકર દસમા શતકના આરંભની આ સ્મૃતિને માને છે. આ દેવલસ્મૃતિનો આરંભ નીચે છે:

> सिन्धुतीरे सुखासीनं देवलं मुनिसत्तमम् ।
> समेत्य मुनयः सर्वे इदं वचनमब्रुवन् ॥
> भगवन्म्लेच्छनीता हि कथं शुद्धिमवाप्नुयुः ।
> कथं स्नानं कथं शौचं प्रायश्चित्तं कथं भवेत् ॥

સિંધુનદીને કાંઠે આરામથી બેઠેલા મુનિશ્રેષ્ઠ દેવલને બધા મુનિઓએ ભેગા મળીને નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો: 'ભગવત્, મ્લેચ્છ લોકો જેને ઉપાડી ગયા હોય તેની શુદ્ધિ કેવી રીતે થાય? તેનું કેવી રીતે સ્નાન થાય? તેનું પ્રાયશ્ચિત્ત કેમ થાય અને તેઓ પવિત્ર કેવી રીતે થાય?'

આ પ્રશ્ન જ ઘણો સૂચક છે. મુસ્લિમ હુમલાખોરોનું ટોળું સિંધમાંથી આસપાસના પ્રદેશમાં ધસી જાય, ગામો બાળી નાખે, ઢોરોને ઉપાડી જાય, ઘણાં માણસોને મારી નાખે, ઘણાંને બાન તરીકે ઉપાડી જાય વગેરે હાલમાં કાશ્મીરમાં દેખાતો પ્રકાર નવો નથી, મુસ્લિમ આક્રમણોના આરંભથી જાણીતો છે. આ રીતે પકડાયેલાં માણસોમાંથી ઘણાં કોઈક રીતે પાછાં હિંદુ મુલકમાં ભાગી જતાં હશે. જ્યારે આ દેશમાં મોટી મુસ્લિમ વસ્તી નહોતી, જ્યારે મુખ્ય મુસ્લિમ થાણું સિંધ-મુલતાનમાં અને મન્હદ્ધ પ્રાંતમાં જ હતું, ત્યારે ઉપર પ્રમાણે મુસ્લિમ હુમલાઓમાં પકડાયેલાં અને મોટે ભાગે જીવવા માટે મુસલમાન ધર્મમાં વટલેલાં માણસો પાછાં ભાગી આવે ત્યારે

---

૧ આ દેવલસ્મૃતિથી જુદી ઘણું કરી ગદ્યમય કે ગદ્યપદ્યમય બીજી દેવલસ્મૃતિ હતી ને આથી જુના કાળની હશે. એમાંથી ટીકાઓમાં ઉતારા મળે છે, પણ એનું આપણને પ્રયોજન નથી.

તેઓનું શું કરવું ? તેઓને પાછાં હિંદુધર્મમાં લેવા માટે કેવું પ્રાયશ્ચિત્ત બતાવવું ? એ ઉપલા પ્રશ્નોનું તાત્પર્ય છે.

મ્લેચ્છો જેને ઉપાડી જતા તેઓની સ્થિતિ કેવી થતી એનું ટૂંકું પણ સચોટ વર્ણન એ જ સ્મૃતિના નીચેના શ્લોકોમાં છે:

> बलाद् दासीकृता ये च म्लेच्छचांडाल दस्युभिः
> अशुभं कारिताः कर्म गवादि प्राणिहिंसनम् ॥
> उच्छिष्टं मार्जनं चैव तथा तस्यैव भोजनम् ।
> खरोष्ट्रविड्वराहाणामामिषस्य च भक्षणम् ॥

'જેઓને બળાત્કારે મ્લેચ્છો, ચાંડાલો અને દસ્યુઓએ ગુલામ બનાવ્યા હોય, જેની પાસે ખરાબ કર્મ—ગાય વગેરે પ્રાણીઓની હિંસારૂપ કરાવ્યું હોય, ઉચ્છિષ્ટ ભોજનજેઓને કરવું પડયું હોય, ઉચ્છિષ્ટ સાફ કરવું પડયું હોય તથા ગધેડાં, ઊંટ, ડુક્કર વગેરેનું માંસ ખાવું પડ્યું હોય તે બધાની શુદ્ધિ શી રીતે થાય ?'

ટૂંકામાં મ્લેચ્છો દ્વારા થયેલા હિંદુઓના વટાળના ઉપર જે પ્રકાર વર્ણવ્યા છે તે પુરતા સૂચક છે. આ રીતે વટલેલ હિંદુઓ પછી તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર ગમે તે વર્ણના હોય, પણ તેઓની શુદ્ધિ શક્ય છે એમ આ સ્મૃતિ કહે છે. જુદીજુદી જાતની અશુદ્ધિ માટે ભિન્નભિન્ન પ્રાયશ્ચિત્ત આ સ્મૃતિમાં બતાવ્યું છે. આ પ્રાયશ્ચિત્તના પ્રકારોની વિગતોમાં ઊતરવાની જરૂર નથી. દા. ત. 'મ્લેચ્છો ઉપાડી ગયા હોય એવા બ્રાહ્મણોએ ન પીવા યોગ્ય પીણું પીધું હોય અથવા અભક્ષ્ય ખાધું હોય એમની શુદ્ધિ માટે એક વર્ષ સુધી બાર દિવસના ઉપવાસ સાથે ચાંદ્રાયણવ્રત તેઓ પાસે કરાવવું' એમ કહ્યું છે. વળી એક વર્ષથી વધારે વખત સુધી મ્લેચ્છોએ જેને રાખેલ હોય, તે હિંદુ પ્રાયશ્ચિત્ત પછી ગંગાસ્નાન કર્યાથી શુદ્ધ થાય છે; પણ પ્રાયશ્ચિત્તની આ વિગતો મહત્ત્વની નથી. મહત્ત્વની વસ્તુ તો એ છે, કે મુસલમાન થયેલા—અમુક વખત સુધી મુસલમાન રહેલા—માણસ માટે પ્રાયશ્ચિત્ત

કરીને હિંદુધર્મમાં પાછા આવવાનો—શુદ્ધિનો રસ્તો દેવલ જેવા સ્મૃતિકારને માન્ય હતો. વળી એકાદ વર્ષ સુધી મુસલમાન ધર્મમાં રહેલ હોય એવાની જ શુદ્ધિ થઈ શકે એમ દેવલનું માનવું નથી. આગળ ચાલતાં એ સ્મૃતિમાં 'પાંચ, છ, સાત વર્ષ સુધી અને દસથી વીસ વર્ષ સુધી કે પચીસ વર્ષ સુધી જે મ્લેચ્છોની ગુલામીમાં મ્લેચ્છ સાથે રહેલ હોય' તેની પણ શુદ્ધિ દેવલે દર્શાવી છે. અલબત્ત, પ્રાયશ્ચિત્ત વધારે આકરું બનાવ્યું છે.

આ શુદ્ધિના વિષયમાં દેવલમુનિની દૃષ્ટિ માનવતાપ્રેરિત છે એ સ્પષ્ટ છે એ કહે છે કે 'એંસી વર્ષનાં ઘરડાં માણસો તથા સોળ વર્ષથી ઓછી ઉંમરનાં બાળકો તથા સ્ત્રીઓ અને રોગીઓ અર્ધા પ્રાયશ્ચિત્તને યોગ્ય છે.' 'વળી અગિયાર વર્ષથી ઓછી અને પાંચથી વધારે ઉમ્મરના બાળકનું પ્રાયશ્ચિત ભાઈ, પિતા કે બીજો પાલક કરે.'

'હવે મ્લેચ્છોએ જેને બળાત્કારથી ઉપાડી જઈને પોતાના ઘરમાં બેસાડી હોય એવી બ્રાહ્મણી, ક્ષત્રિયાણી, વૈશ્ય કે શૂદ્ર સ્ત્રીઓ માટેનું પ્રાયશ્ચિત્ત કહું છું,' એમ શરૂ કરીને દેવલે આ અતિશય કૂટ પ્રશ્ન માટે પે પોતાનો સ્પષ્ટ મત આપ્યો છે.

મ્લેચ્છોના જુદીજુદી જાતના સંસર્ગ માટે જુદીજુદી જાતની શુદ્ધિ દર્શાવી છે. દા. ત. 'જો બ્રાહ્મણીએ મ્લેચ્છને જમાડેલ હોય તથા અભક્ષ્ય ખાધું હોય તો ત્રણ રાતના ઉપવાસ અને વ્રતથી શુદ્ધિ થાય. જો મૈથુન ન કર્યું હોય તેમ જ અભક્ષ્ય ન ખાધું હોય, તો ત્રણ દિવસના ઉપવાસથી શુદ્ધિ થાય' પણ 'મ્લેચ્છના બળાત્કારથી બ્રાહ્મણ, ક્ષત્રિય કે શૂદ્ર સ્ત્રીને ગર્ભ રહી જાય તો તેનું શું થાય? તેની શુદ્ધિ કેવી રીતે થાય?'

गृहीता स्त्री बलादेव म्लेच्छैर्गुर्वीकृता यदि ।
योषा गर्भं विधत्ते या म्लेच्छात्कामादकामतः
.... ... ... तस्याः शुद्धिः कथं भवेत् ॥

દેવલમુનિ કહે છે કે જ્યાં સુધી સ્ત્રીના પેટમાં ગર્ભ રહે ત્યાં સુધી એ સ્ત્રી અશુદ્ધ રહે પણ ગર્ભ નીકળી જાય એટલે કે બચ્ચું જન્મી જાય અને તેને પાછું રજોદર્શન થવા માંડે એટલે સ્ત્રી શુદ્ધ સુવર્ણ જેવી પવિત્ર થઈ જાય છે. પણ એ બાળક કોઇકને આપી દેવું પોતે ન રાખવું કારણ કે એથી વર્ણસંકર થાય.'

અહીં મ્લેચ્છથી જેને ગર્ભ રહ્યો હોય એવી સ્ત્રી પણ શુદ્ધ થઈ શકે અને તેનાં કુટુંબીઓ પોતામાં ભેળવી શકે એ સિદ્ધાંત મહત્ત્વનો છે, એટલે સુધી જવામાં તો આપણે કાંઈ સુધારો કરતા નથી પણ હજાર વર્ષ પહેલાં દેવલ મુનિએ જે કરવું યોગ્ય લાગ્યું હતું તે જ કરીએ છીએ.

આ દેવલસ્મૃતિમાં કહેલા મ્લેચ્છો તે મુસલમાનો જ એમાં સંદેહ રાખવા જેવું નથી લાગતું. આ સ્મૃતિ વાંચતાં જ એ વખતે માણસોને બાન તરીકે પકડી જવામાં આવતાં હશે એમ દેખાય છે. એવી સ્થિતિ આ દેશમાં મુસ્લિમ આક્રમણોએ જ ઉત્પન્ન કરી હતી એ ઇતિહાસ પ્રસિદ્ધ છે. આ સ્મૃતિમાં જ એક કથન છે તે ઘણું સૂચક છે, આ સ્મૃતિમાં કહ્યું છે કે જેનાં માતા કે પિતા મ્લેચ્છ થઈ ગયા હોય પણ પોતે હિંદુ હોય તેણે શ્રાદ્ધમાં પિંડદાન વખતે માતા કે પિતા જે મલેચ્છ થઈ ગયેલ હોય તેને પિંડ ન આપવો પણ દાદાને આપવો. હવે મુસ્લિમો આ દેશમાં આવ્યા તે પહેલાં ઘણા પરદેશીઓ આ દેશમાં આવ્યા હતા પણ તેઓ તો હિંદુ સમાજમાં ભળી ગયા હતા. એમાંથી કોઈએ હિંદુઓને પોતાના ધર્મમાં વટલાવવાનો પ્રયત્ન કર્યો ન હતો. પહેલવહેલો મુસલમાનોએ જ આ દેશમાં આવીને હિંદુઓને વટલાવવાનો પ્રયાસ કર્યો છે. મતલબ કે આ સ્મૃતિમાં લખી છે એવી સ્થિતિ મુસ્લિમોનાં આક્રમણો પછી જ જોવામાં આવી છે.

વળી આ શુદ્ધિનો વિચાર દેવલમુનિનો વ્યક્તિગત છે એમ પણ

માનવાનું નથી. યાજ્ઞવલ્ક્યસ્મૃતિની મિતાક્ષરા ટીકામાં 'ચાંડાલ, પુલ્કસ, મ્લેચ્છ, શ્વપાક અથવા પતિત પુરુષ સાથે પોતાની ઇચ્છા વગર સંયોગ પામેલી બ્રાહ્મણી ચાર ચાંદ્રાયણ કરીને શુદ્ધ થઈ શકે' એવું કોઈક સ્મૃતિમાંથી વચન ઉતાર્યું છે. આ રીતે એક વખત મુસલમાન થઈ ગયા હોય એવા હિંદુઓની મોટા પ્રમાણમાં શુદ્ધિ જુના કાળમાં પણ કરાવાતી હશે એવા પુરાવા મુસ્લિમ ઇતિહાસોમાંથી મળે છે. અહીં બે જ પુરાવા પુરતા ગણ્યા છે

(૧) ઈ. સ. ૭૧૨માં આરબોએ સિંધ જીત્યું. તે પછી ખલીફ ઉમર બીજા (૭૧૭ થી ૭૨૪)ના સમયમાં સિંધના ઘણા હિંદુઓને વટલાવીને મુસલમાન બનાવવામાં આવ્યા પણ ખલિફ હીશામ (૭૨૪ થી ૭૪૩)ના સમયમાં તમીમ સિંધનો સુબો હતો, ત્યારે આ વટલેલા હિંદુઓમાંથી ઘણા પાછા હિંદુ થઇ ગયા આ શુદ્ધિકરણની વિગતો મળતી નથી પણ આ સમયના બનાવોનો ઇતિહાસલેખક અલ-બિન-દુરી કહે છે કે તમીમના અનુયાયી હકીમના સમયમાં કામ પ્રદેશ સિવાયના અલહિંદના લોકો પાછા મૂર્તિપૂજક થઈ ગયા હતા.[1]

આ રીતે મુસલમાન થઈ ગયેલા હિંદુ વખત જતાં પાછા હિંદુ થઈ જવાનો પ્રવાહ ૧૧મા શતક સુધી તો ચાલુ હતો, મહમુદ ગઝની સાથે આવેલા મુસ્લિમ પંડિત અલબીરૂની (૧૦૨૪)ના નીચેના શબ્દો ઘણા સ્પષ્ટ છે એ લખે છે, કે "(મુસ્લિમ મુલકો)માંના હિંદુ ગુલામો, જ્યારે ભાગી છુટે છે અને પોતાના દેશોમાં તથા ધર્મમાં પાછા ફરે છે, ત્યારે તેઓને પ્રાયશ્ચિત્ત તરીકે ઉપવાસ કરાવી અમુક દિવસો સુધી છાણ, ગોમૂત્ર અને દુધમાં દાટી દઈ (નવરાવવાની વાત હશે), પછી આવું બધું ખાવા આપે છે અને આવી બીજી ક્રિયા કરે છે."[2] આવું વારંવાર બનતું એમ એ વિદ્વાન કહે છે..પણ

---

૧ જુઓ ઈલીયટ ગ્ર, ૧, પૃ ૧૨૬, કલકત્તા રિવ્યુ ૧૯૦૪ પૃ ૧૩૦.
૨ સચાઉનુ એલબીરૂનીઝ ઇન્ડિયા ગ્ર. ૨, પૃ ૧૬૨-૩

એ ઉમેરે છે, કે મેં જ્યારે બ્રાહ્મણોને આ વાત સાચી છે એમ પુછ્યું, ત્યારે તેઓએ ના પાડી. ના જ પાડે ના ? બીજા ધર્મમાંથી વટલેલા મુસ્લિમોને પાછા પોતાના ધર્મમાં લેનારને મુસ્લિમ રાજ્યકર્તાઓ સખત સજા કરતા.[૧] પણ શુદ્ધિની વાત નિઃસંદેહ ઐતિહાસિક હકીકત લાગે છે. કારણ કે દેવલમુનિનાં કથનો સાથે અલીબીરૂનીનું કથન મળે છે.

ટુંકામાં મુસ્લિમ ધર્મમાં બળાત્કારે વટાલાયેલ પુરુષોની તથા ઉપાડી જવામાં આવેલી સ્ત્રીઓની શુદ્ધિ કરી તેઓને પાછા હિંદુ સમાજમાં તથા પોતપોતાના કુટુંબમાં દાખલ કરવાં એ શાસ્ત્રને માન્ય છે, એટલું જ નહિ, પણ સૈકાઓ સુધી એ શુદ્ધિની પ્રથા આ દેશમાં ચાલુ હતી, તો આ વીસમી સદીમાં તો એ સર્વથા આચરણમાં મુકવા યોગ્ય છે. ઈશ્વર સર્વને સદ્બુદ્ધિ આપો.

---

૧ મુસ્લિમ ઈતિહાસોમાં કોઇ પણ મુસ્લિમને હિંદુ ધર્મ તરફ વાળવાનો પ્રયત્ન કરનારને રાજ્યે સજા કર્યાના પુષ્કળ દાખલા છે.

૨૦

# કાલિદાસની સત્ય દૃષ્ટિ

'સંસ્કૃતિ'ના બીજા અને ત્રીજા અંકમાં અન્તઃકરણપ્રવૃત્તિના પ્રમાણત્વની માનસશાસ્ત્રીય મુદ્દાવાળી મરમ ચર્ચા વાંચીને મને જે થોડા વિચારો આવ્યા તે અહીં નોંધું છું. શાકુંતલના પાંચમા અંકમાં વર્ણવેલા પ્રસંગમાં રાજાના ચિત્તને અહમ્ આવરી લે છે, એથી એની બુદ્ધિ નિર્મલ રહેતી નથી અને એ કારણથી કવિએ અન્તઃકરણ-પ્રવૃત્તિના પ્રમાણત્વની વાતનું ત્યાં સ્મરણ પણ કરાવ્યું નથી એવો પ્રો. ડોલરરાય માંકડનો આ પ્રશ્ન પરત્વે ખુલાસો લાગે છે. મને કાંઈક જુદું સૂઝે છે.

પહેલું તો 'સંદેહપદ વસ્તુઓમાં સત્પુરુષોને અન્તઃકરણપ્રવૃત્તિ પ્રમાણ છે' અને 'પોતાનું આર્ય મન શકુંતલાનું અભિલાષી થયું છે' માટે એ 'ક્ષત્રિય લગ્ન યોગ્ય' છે એવો મનથી રાજા નિશ્ચય કરે છે ખરો પણ ગાંધર્વ લગ્ન કરતા પહેલાં એટલે કે પોતાના નિશ્ચયને આચારમાં મુકતા પહેલાં સખીઓને પુછીને શકુંતલા અપ્સરપુત્રી હોવાની ખાતરી કરી લે છે. મતલબ કે પહેલા અંકમાયે મહાકવિ કાલિદાસે અન્તઃકરણપ્રવૃત્તિના પ્રમાણત્વની મર્યાદા બાંધી છે, એમ મને લાગે છે.

પાંચમા અંકમાં સ્થિતિ જ જુદી છે. શાપથી જેની શકુંતલા-વિષયક સ્મૃતિનો અર્વથા લોપ થયો છે એવા રાજા પાસે કાશ્યપ

એના પોતાના શબ્દોમાં એવો છે કે 'કાં તો હું મૂઢ છું, અથવા આ (શકુંતલા) ખોટું બોલે છે. એટલે (જો પહેલું સાચું હોય તો) મને પત્નીના ત્યાગનું પાપ લાગે છે અથવા (બીજું સાચું હોય તો) પરસ્ત્રીસ્પર્શનું પાપ લાગે છે' આમ બેય તરફ રાજાને પાપનું ભય છે. હવે રાજાના અંતઃકરણની પ્રવૃત્તિને તપાસીએ. પ્રથમ તો શાપની તમઃસ્વરૂપ દીવાલ[1] આડી હોવાથી રાજાના અન્તઃકરણમાં કશી પ્રવૃત્તિ થતી નથી. એને તો ન્યાયાધીશ તરીકે શકુંતલા અને કણ્વશિષ્યો જે પુરાવા રજુ કરે તે તપાસવાના રહે છે. પછી શકુંતલાનો અકૃતક-અકૃત્રિમ કોપ જોઈને લાગણીના આઘાતથી રાજાના ચિત્તમાં ખડી રહેલી દીવાલમાં ઝીણો ચીરો પડે છે અને તેને 'આ સાચી હશે?' એવો સંશય ઉત્પન્ન થાય છે. આ રીતે સંગીતની અસરથી પણ રાજાના ચિત્તમાં ઝીણો ચીરો[2] પડીને પ્રકાશનું એક કિરણ તેમાંથી પ્રવેશતાં જન્માન્તરનું જાણે ન હોય એવું સૌહૃદ સ્મરણમાં ચડે છે એવું એ અંકના આરંભમાં જ કવિએ કહ્યું છે. પણ જેવું આ સૌહૃદસ્મરણ ઝાંખું છે તેવો જ શકુંતલાના અકૃત્રિમ કોપે કરેલા આઘાતથી ઊઠેલો સંશય પણ ઝાંખો છે, અર્થાત્ નિર્ણાયક બને એટલો પ્રબળ નથી. વળી 'પાંચમા' અંકમાં તો કઠોરગર્ભા શકુંતલાને સ્વીકારવી કે નહિ? એ આચારનો પ્રશ્ન છે. અને આચા-

૧ શાકુંતલ (અં. ૭)માં જ રાજા પોતાની શકુંતલાવિષયક વિસ્મૃતિને તમોગુણપ્રધાન (પ્રબલતમસાં) નો 'બલવાનસંમોહ' કહે છે. પણ રાજાનો આ મોહ શાપ જ હોવાથી ક્ષમ્ય છે અને તેનું ચારિત્ર એથી દૂષિત નથી થતું. અને આ અને આવા બીજા ફેરફારો વડે મહાભારતાન્તર્ગત શકુંતલોપાખ્યાન જેવા, બ. ક. ઠાકોર કહે છે તેમ, 'અર્ધબર્બર' મૂળ વસ્તુમાંથી કાલિદાસે અભિજ્ઞાનશાકુંતલ જેવી sublime કૃતિ સર્જી છે.

૨ આ રીતે તમોગુણના આવરણમાં ચીરો પડીને જ્ઞાનપ્રકાશનું કિરણ પ્રવેશવાના મનોવિશ્લેષણ માટે ઋતંભરા તત્ર પ્રજ્ઞા એ યોગસૂત્ર ઉપરની વાચસ્પતિની ટીકાનો આધાર લીધો છે.

રના પ્રશ્નમાં તો સામાન્ય માણસે પુરાવાને, શાસ્ત્રવિધિને જ અનુસરવું જોઈએ. અને રાજાએ તો લોકસંગ્રહ માટે વિશેષ. પહેલા અંકમાં પણ ઉપર કહ્યું તેમ આચારમાં તો બાહ્ય પુરાવા મેળવ્યા પછી જ રાજા ડગલું ભરે છે. અને પાંચમા અંકમાંય પુરાવા શોધવાની પ્રવૃત્તિ ખાસ ધ્યાન ખેંચે છે.[3] એટલે મારી દૃષ્ટિએ તો પહેલા અને પાંચમા અંકમાંના રાજાના વર્તનમાં ખાસ ફેર દેખાતો નથી. હા, પહેલા અંકમાં રાજાની અન્તઃકરણપ્રવૃત્તિ અકુંઠિત ચાલે છે; જ્યારે પાંચમા અંકમાં અન્તઃકરણપ્રવૃત્તિની આડે શાપની તામસ-દીવાલ ખડી છે. પણ અન્તઃકરણપ્રવૃત્તિનું પ્રમાણત્વ કોને માટે કેટલું? એ પ્રશ્ન વિષે કાલિદાસના સમગ્ર નિરૂપણને ધ્યાનમાં રાખીને સ્વતંત્ર રીતે થોડો વિચાર કરીએ.

(૧) રાગદ્વેષયુક્ત સામાન્ય માણસો માટે તો શાસ્ત્ર જ પ્રમાણ, તેઓનાં અંતઃકરણમાં તો રાગદ્વેષપ્રેરિત પ્રવૃત્તિ જ થાય, એટલે તેનું પ્રમાણત્વ બિલકુલ નહિ. (૨) કાલિદાસ કહે છે તેમ સત્પુરુષો (કે સત્સ્ત્રીઓ)નું સાત્ત્વિક અન્તઃકરણ જે તરફ સ્વતઃપ્રવૃત્ત થાય તે પ્રવૃત્તિ શુદ્ધ હોવાનો સંભવ એટલો બધો કે પ્રથમદર્શનીય પુરાવા પેઠે વિચારમાં આગળ વધવા માટે એ પ્રમાણરૂપ ગણાય. પણ આચારમાં સ્વતંત્ર આધાર વડે ખાતરી કર્યા પછી પગલું ભરવું એ સજ્જનો માટે પણ ઉચિત. (૩) ઋતંભરા પ્રજ્ઞા જેને પ્રાપ્ત થઈ છે એવા તપસ્વીઓ કે યોગીઓ તો સમાધિથી દેશકાળના અંતરને ભેદીને પણ સત્ય જોઈ શકે. એવાઓનું દર્શન સર્વથા-વિચારઆચાર બન્નેમાં-પ્રમાણ. કાલિદાસ દુષ્યન્ત રાજાને સત્પુરુષ ગણે છે. જ્યારે કણ્વ અને મારીચ કાશ્યપને તપઃસિદ્ધ ગણે છે. આ તપઃસિદ્ધોને તો શાપ પણ સ્પર્શી ન શકે. જ્ઞાન, તપ, ભક્તિ કે યોગ ગમે તે સાધન દ્વારા આવી સિદ્ધિ છેવટ પ્રાપ્ત થઇ

[3] ખાસ સાહિત્યમાં રસ લેનાર ન ગણાય એવા એક જુના વકીલમિત્રે પ્રસંગોપાત્ત કહેલું કે કાલિદાસ કવિએ પ્રસ્તુત પ્રસંગમાં પુરાવશાસ્ત્રના વિધિનું આધુનિક કહી શકાય એવું ધ્યાન રાખ્યું છે.

શકે એવું પ્રાચીનો માનતા હતા. (ભક્તિથી પ્રાપ્ય આવી સિદ્ધિ માટે જુઓ ભાગવતોક્ત અંબરીષાખ્યાન). ટૂંકામાં પ્રાચીનો માનવ અંતઃકરણની ઉપર કહી તેવી ત્રણ પ્રધાન ભૂમિકાઓ માનતા હતા. અને કાલિદાસ એ સ્વીકારી લે છે.

હવે એકબે અવાંતર વાતો—**સંસ્કૃતિ**ના ત્રીજા અંકમાં આ વિષયની ચર્ચામાં મુ. બ. ક. ઠાકોર કહે છે તેમ 'અભિજ્ઞાન શાકુંતલમાં સત્ય સામે સત્યની ટક્કર છે અને એ જગતના સાહિત્યમાં એનું વૈશિષ્ટ્ય છે' એ યથાર્થ છે. પણ સત્ય સામે સત્યની ટક્કર સંભવિત બને માટે કવિએ શાપની યોજના કરી છે, એ પણ સ્પષ્ટ છે. અને શાપમાં સ્મૃતિનો તદ્દન લોપ કરી દે એવી શક્તિ હોવાની માન્યતા પ્રાચીન કાળમાં આપણા લોકોમાં વ્યાપક હતી એ વસ્તુસ્થિતિનો કાલિદાસે લાભ લીધો. હાલનો કોઈ કવિ હોત તો 'ટાઈફોઈડ' જેવા રોગનો એવા સ્મૃતિલોપ માટે ઉપયોગ કરત. પણ લોકોમાં આવી શાપાદિમાં શ્રદ્ધા 'બૌદ્ધધર્મનો ટાંટિયો ટાળવા માટે' બ્રાહ્મણ આગેવાનોએ ઉપજાવી હોય એવું મને તો આપણો પ્રાચીન ઇતિહાસ ઉકેલતાં દેખાતું નથી. શાપાદિમાં શ્રદ્ધા લોકોમાં બૌદ્ધધર્મના જન્મપહેલાંથી હતી અને જુના બૌદ્ધગ્રન્થોમાં યે અનેક પ્રકારની સિદ્ધિઓની વાતો છે. બાકી બૌદ્ધધર્મ આ દેશમાંથી કેમ નષ્ટ થયો એની સવિસ્તર ચર્ચા અહીં શક્ય નથી તેમ જરૂરની પણ નથી, છતાં 'બૌદ્ધધર્મના મોટા સુધારા' અથવા 'આવકાર્ય અંશો' બ્રાહ્મણધર્મે સ્વીકારી લીધા [ રાધાકૃષ્ણનના શબ્દો ( પૃ. ૧૧૧ માં ઉતારેલા ) સરસ છે. ] અને બૌદ્ધધર્મમાં પાછલા કાળમાં સડો પેઠો એ બેને બૌદ્ધધર્મના નાશનાં મુખ્ય કારણો તરીકે ગણાવી શકાય.

કાલિદાસના સમયની ચર્ચા અપ્રસ્તુત છે એટલે એ છોડી દઉં છું.

## મહાકવિ કાલિદાસની મીમાંસકોમાં માન્યતા

શુદ્ધ સંસ્કૃત સાહિત્યના ક્ષેત્રમાં મહાકવિ કાલિદાસની મહત્તા જુના કાળથી સ્વીકારાઈ હતી એ પ્રસિદ્ધ છે. પણ પ્રાચીન મીમાંસકોયે એ મહાકવિ તરફ માનથી જોતા હતા એ હકીકત એટલી પ્રસિદ્ધ ન હોવાથી નીચે બે દાખલા ટાંક્યા છે.

સાતમા કે આઠમા શતકના સમર્થ મીમાંસક કુમારિલે તંત્રવાર્તિકમાં આત્મતુષ્ટિને ધર્મનિર્ણયમાં પ્રમાણરૂપે ગણાવતાં શાકુંતલમાંથી નીચે પ્રમાણે ઉદાહરણ આપ્યું છેઃ—

> एवं च विद्वद्वचनाद्वि निर्गतं
> प्रसिद्धरूपं कविभिर्निरूपितम् ।
> 'सतां हि संन्देह पदेषु वस्तुषु
> प्रमाणमन्तः करण प्रवृत्तयः' ॥

બીજો દાખલોઃ—

બ્રહ્મસૂત્ર (૩–૧–૮)ની ભામતીમાં વાચસ્પતિ મિશ્રે तन्मूला च लौकिकी स्मृतिः એ રીતે લખ્યું છે તેનું વિવરણ કરતાં ટીકાકાર અમલાનન્દ સરસ્વતી લખે છે કે તન્મૂલા એટલે દૃષ્ટન્યાયમૂલા અને લૌકિકી સ્મૃતિ એટલે કાલિદાસાદિ સ્મૃતિ અને પછી મેઘદૂતમાંથી નીચે પ્રમાણે ઉદાહરણ આપે છે.—

> वेदैर्गीता सुकृतशकलैः स्वर्गिणां भूमिभागे
> भोगप्राप्तिं कथयति पुरीं वर्णयन्कालिदासः ।
> 'स्वल्पीभूते सुचरितफले स्वर्गिणां गां गतानां
> शेषैः पुण्यैर्हृतमिव दिवः कान्तिमत्खण्डमेकम्'

## ૨૨

# શંકરાચાર્ય શાક્ત હતા, શૈવ હતા કે વૈષ્ણવ ?

હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસના ઉત્તરાર્ધમાં શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા લખે છે કે 'સગુણ બ્રહ્મવાદની વ્યવહારિક ભૂમિકામાં તેઓ (આદ્ય શંકરાચાર્ય) શક્તિવાદના હિમાયતી હતા એમ તેમનો સૌન્દર્યલહરી નામનો અપૂર્વ ચમત્કૃતિવાળો કાવ્યગ્રન્થ જોવાથી સમજાય છે. તે ગ્રન્થમાં શ્રીવિદ્યાનું સામયિક મતથી પ્રતિપાદન છે. શ્રી શંકરાચાર્યે લલિતાત્રિશતી ઉપર ભાષ્ય રચ્યું છે અને તે શક્તિપર છે. તેમનો પ્રપંચસાર નામનો ગ્રન્થ પ્રકટ થયો છે અને તેના ઉપર પદ્મપાદાચાર્યની ટીકા છે એમ ભાસ્કરરાયના ઉતારા ઉપરથી સમજાય છે.' ( હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ, ઉ. પા. ૬૭, ૬૮ ).

શાંકરવેદાન્ત દર્શનના અનુયાયીઓ પરમાર્થ વિચારમાં નિર્ગુણ બ્રહ્મને જ યથાર્થ માનતા હોવા છતાં વ્યવહારમાં સગુણબ્રહ્મનાં વિષ્ણુ, શિવ, શક્તિ વગેરે પુરાણપ્રસિદ્ધ રૂપોને ભજે છે એ પ્રસિદ્ધ છે. દા. ત મધુસૂદન સરસ્વતી શાંકર અદ્વૈતવાદી હોવા છતાં પરમ કૃષ્ણભક્ત હતા એમ એમની ભગવદ્‌ગીતા ઉપરની ટીકા ઉપરથી તથા ભક્તિરસાયન નામના ગ્રન્થ ઉપરથી જણાય છે. ભક્તિરસાયનમાં ભક્તિતત્ત્વનું વિવરણ એમણે શ્રીમદ્‌ભાગવતનાં વચનોથી કર્યું છે એટલું જ નહિ પણ એ વેદાન્તી ભક્તે સ્પષ્ટ કહ્યુ છે કે—

कृष्णात्परं किमपि तत्त्वमहं न जाने ।
(કૃષ્ણથી પર કોઈ તત્ત્વને હું જાણતો નથી.)

તથા अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरम्
कालिंदीपुलिनेषु यत्किमपि तन्नीलं महो धावति ।

એ શબ્દો વડે યમુનાની રેતીમાં ફરનાર શ્રીકૃષ્ણનાં દર્શનની ઇચ્છા કરી છે.

આ જ રીતે અપ્પયદીક્ષિત શાંકરવેદાન્તી હોવા છતાં પરમ શિવભક્ત હતા અને શારીરક ભાષ્ય ઉપર રત્નપ્રભા નામની ટીકા લખનાર ગોવિંદાનન્દ રામભક્ત હતા એ પ્રસિદ્ધ છે. પણ આ પાછલા કાળના અદ્વૈતવાદીઓની મનોવૃત્તિનો ભગવાન શંકરાચાર્ય કે એમના સમકાલીન સુરેશ્વરાચાર્યાદિ ઉપર આરોપ કરવો એ ખોટું છે. આ પ્રાચીન અદ્વૈતવાદીઓ ભક્ત હતા કે નહિ એ આપણે જાણતા નથી, એમને ભક્ત ઠરાવનાર કેટલાંક સ્તોત્રો પ્રસિદ્ધ છે, પણ આ સ્તોત્રોને પ્રમાણરૂપ માનવાં કે નહિ એ પ્રશ્ન છે. સૂત્રભાષ્ય, ઉપનિષદ્‌ભાષ્ય અને ગીતાભાષ્ય જેવા સર્વમતે આદ્ય શંકરાચાર્યના ગણાતા ગ્રન્થોમાં શ્રી શંકરાચાર્યે દર્શાવેલા સ્પષ્ટ વિચારો અને સિદ્ધાન્તોથી વિરુદ્ધ વિચારો આ સ્તોત્રોમાં જોવામાં આવે ત્યારે એ સ્તોત્રોના કર્તૃત્વ માટે શંકા પડે એ સ્વાભાવિક છે.

પાછળના કેટલાક વેદાન્તીઓ જીવન્મુક્તિનું સુખ અનુભવવા માટે યોગાભ્યાસની આવશ્યકતા જ્ઞાનીને પણ છે એવું માને છે, અને ભક્તિ-ઈશ્વરાનુરાધન-ને યોગનું એક અંગ ગણે છે અથવા સર્વ પગથીઆં ચડવાનું સાધન ગણે છે (જુઓ શાંકરવેદાંતમાં ભક્તિનું સ્થાન, પ્રસ્થાન, વર્ષ ૨ અંક ૧૧). ટુંકમાં મધુસૂદન સરસ્વતી કહે છે તેમ સાધનના આરંભથી તે સિદ્ધ દશાના મહાનુભવ સુધી સર્વ અવસ્થાઓમાં ભક્તિની આવશ્યકતા કેટલાક ગણે છે (એજન પા. ૩-૪). આ રીતે, જીવન્મુક્તિના સુખના લોભથી કે પોતાના અંતઃકરણમાં

રહેલ ભક્તિ વૃત્તિને સંતોષવા માટે અથવા માત્ર લોકમાં નાસ્તિક ન દેખાવા માટે વેદાન્તીઓ પોતાના કુળપરંપરાના સેવ્ય અથવા પોતાની રુચીને અનુકૂળ, શિવ, વિષ્ણુ, શક્તિ વગેરે પૌરાણિક દેવોમાંથી કોઈની મૂર્તિનું, વ્યવહારમાં પૂજન અર્ચન કરે છે.

વેદાન્તીઓના આ વ્યવહારિક વર્તનની પરંપરા વિદ્યારણ્ય (૧૪મું શતક) અને શ્રીધર સ્વામી (૧૨મું ૧૩મું શતક) જેટલી જુની માનવામાં વાંધો નથી. પણ એ પરંપરાને શંકરાચાર્ય સુધી લંબાવવા માટે કાંઈ પુરાવો નથી. ઉલટું મધુસૂદન સરસ્વતી જેવાને ભક્તિને જ્ઞાન સમાન સ્થાન અપાવવા માટે શંકરાચાર્યથી જુદા પડવું પડે છે (જુઓ ગીતા અ. ૧૮, શ્લો. ૫૫ ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકા), અને શંકરાચાર્ય તો સ્પષ્ટ શબ્દોમાં 'જ્ઞાનનિષ્ઠા જ પરાભક્તિ કહેવાય છે' એમ કહે છે (જુઓ પ્રસ્થાન વર્ષ ૨, અંક ૧૧, પા. ૩૦૩). મતલબ કે માત્ર ભક્તિ કે જ્ઞાનયુક્ત ભક્તિ મોક્ષનું સાધન છે એમ શંકરાચાર્ય માનતા નથી. પણ કેવળ બ્રહ્માત્મૈકત્વવિજ્ઞાનથી મોક્ષ થાય છે એ એમનો ખાસ સિદ્ધાન્ત છે, એટલે મોક્ષના સાધન તરીકે તો કોઈ પણ દેવની ભક્તિ સ્વીકારવાની વાત ઊભી જ રહે એમ નથી. પણ વિદ્યારણ્ય વગેરે પેઠે જીવન્મુક્તિના સાધન તરીકે પણ શંકરાચાર્ય ભક્તિને સ્વીકારતા નથી. શ્રી વિદ્યારણ્યનાં જીવન્મુક્તિવિવેકમાંથી એ વાત સ્પષ્ટ દેખાય છે. વળી બ્રહ્મસૂત્ર (અ ૧ પા. ૧ સૂ. ૪)ના ભાષ્યમાં શંકરાચાર્યે આ પ્રશ્ન ચર્ચ્યો છે અને સ્પષ્ટ કહ્યું છે કેઃ—इत्येवमाद्याः श्रुतयो ब्रह्मविद्यानन्तरं मोक्षं दर्शयन्त्यो मध्ये कार्यान्तरं वारयन्ति । અને બ્રહ્મજ્ઞાની પણ બીજા જેવો સંસારી જ રહે છે માટે જ્ઞાન થયા પછી પણ અસંસારી (જીવન્મુક્ત) થવા માટે કાંઇક કર્તવ્ય રહે છે એવા પૂર્વપક્ષના જવાબમાં કહે છે કેઃ—

तस्मान्नावगतब्रह्मात्मभावस्य यथापूर्वं संसारित्वम्
यस्यतु यथापूर्वं संसारित्वं नासावगतब्रह्मात्मभाव इत्यनवद्यम् ।

'જેણે બ્રહ્માત્મભાવ જાણ્યો છે, તેનામાં પહેલાં જેવું સંસારીપણું દેખાય તેને બ્રહ્માત્મભાવનું ગાન થયું નથી એમ જાણવું.' ટુંકમાં શંકરાચાર્ય સંસારીપણાની નિવૃત્તિ (જીવન્મુક્તિની પ્રાપ્તિ) બ્રહ્માત્મભાવના ગાનથી જ થઈ જાય છે એમ માને છે. એટલે જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે વિદ્યારણ્ય વગેરે પેઠે યોગની કે ભક્તિની આવશ્યકતા સ્વીકારતા નથી. માત્ર વ્યવહારના દેખાવ માટે એ મહાસંન્યાસી કોઈ દેવની ભક્તિ કરે એવું તો કોઈ ન માને. ટુંકમાં સિદ્ધાન્તની દૃષ્ટિથી શંકરાચાર્ય શૈવ, વૈષ્ણવ કે શાક્ત હોવાનો સંભવ એમના ભાષ્યગ્રન્થો જોતાં દેખાતો નથી.

હવે રહ્યાં સ્તોત્રો. શ્રી નર્મદાશંકર મહેતા પણ એક સ્તોત્રના પુરાવાથી શંકરાચાર્યને શાક્ત કહે છે. પણ સ્તોત્રોને ઐતિહાસિક અન્વેષણમાં પ્રમાણ માંનવામાં ઘણી મુશ્કેલી છે. સ્તોત્રરત્નાકરોમાં શંકરાચાર્યના નામનાં અનેક સ્તોત્રો છે. એ બધાં સ્તોત્રોની ભાષા, રચના, વિચારસંકલના વગેરે એટલાં બધાં જુદી જુદી કક્ષાનાં-ઉતરતાં ચડતાં છે કે એ બધાં એક જ કર્તાની કૃતિઓ હોય એમ માની શકાતું નથી. શંકરાચાર્યનું સંસ્કૃત ગદ્ય પ્રસન્નગંભીર અને સંસ્કૃત ભાષાની ગદ્યરચનાઓમાં અતિ વિરલ સૌન્દર્યવાળું ઉંચામાં ઉંચી કક્ષાનું છે. જે થોડી પદ્યરચના નિઃશંક શંકરાચાર્યની જ છે તે પણ અત્યંત અર્થભારવાળી અને પ્રૌઢ રચના છે. પણ સ્તોત્રોમાંનાં કેટલાંક તદન શીખાઉની અલ્પ અર્થવાળી નિર્માલ્ય રચનારૂપ દેખાય છે. દા. ત. જુઓ શંકરાચાર્યવિરચિત યમુનાષ્ટક, નર્મદાષ્ટક, કાશીપંચક વગેરે. વળી આ સ્તોત્રોમાં પાછલા કાળનાં કેટલાંક ચિન્હો મળી આવે છે. દા. ત., યમુનાષ્ટકમાં:—

> जलच्युता च्युतांगरागलंपटालिशालिनी
> विलोलराधिकाकचांतचंपकालिमालिनी । શ્લો. ૭

આમાં રાધિકા શબ્દ છે. રાધાનામ શ્રી ભાગવતને પણ અજાણ્યું છે. એ જોતાં આ સ્તોત્રનું આધુનિકપણું સ્પષ્ટ છે.

સ્તોત્રોને પ્રમાણરૂપ ગણવામાં બીજી મુશ્કેલી એ છે કે સૌન્દર્ય-લહરી અથવા ત્રિપુરસુંદરીસ્તોત્ર ઉપરથી શંકરાચાર્યને શાક્ત–દેવીભક્ત ગણવામાં આવે તો શિવાપરાધક્ષમાપન સ્તોત્ર, શિવભુજંગપ્રયાત સ્તોત્ર વગેરે શંકરાચાર્યવિરચિત ગણાતાં સ્તોત્રો ઉપરથી તે શૈવ શા માટે નહિ ? અથવા ષટ્પદી, અચ્યુતાષ્ટક, વિષ્ણુપાદાદિકેશાન્તવર્ણન-સ્તોત્ર, વૈષ્ણવ અથવા લક્ષ્મીનૃસિંહ સ્તોત્ર વગેરે ઉપરથી કૃષ્ણભક્ત શા માટે નહિ ?

વળી લક્ષ્મીનૃસિંહ સ્તોત્રમાં છેલ્લા શ્લોકમાં:—

**लक्ष्मीनृसिंहचरणाब्जमधुव्रतेन स्तोत्रं कृतं सुखकरं भुवि शंकरेण।**
એ રીતે સ્પષ્ટ શંકર નામનો ઉલ્લેખ છે. અને કૃષ્ણાષ્ટક નામના સ્તોત્રમાં પણ શંકરે માતાના મોક્ષ માટે શ્રીહરિની આરાધના કરી અને લક્ષ્મી સાથે શ્રીહરિ યતિવર પાસે પ્રગટ થયા. એ રીતે વિશેષ ઉલ્લેખ છે.—

इति हरिरखिलात्माराधितः शंकरेण
श्रुतिविशदगुणोऽसौ मातृमोक्षार्थं माद्यः ।
यतिवरनिकटे श्रीयुक्त आविर्बभूव
स्वगुणवृत उदारः शंखचक्राब्जहस्तः ॥

આ ઉલ્લેખો જોતાં તથા **हरिमीडे** સ્તોત્રમાં શાંકર વેદાંતની પ્રક્રિયાઓ ઔપનિષદ ટટકાઓ સાથે ભરી છે એટલે કદાચ એ શંકરાચાર્યની કૃતિ હોય એમ માનીએ તો શંકરાચાર્યને વિષ્ણુભક્ત જ ગણવા જોઈએ. વળી ભગવદ્‌ગીતાની પોતાની ટીકાના આરંભમાં શંકરાચાર્ય નારાયણને પરમાત્મા કહે છે, અને વાસુદેવ અવતાર છે એ પણ કબુલ કરે છે. વળી ભગવાન નારાયણની ભક્તિ લોકોમાં ચાલે તેમાં પણ એમને વાંધો [illegible]

'જેણે બ્રહ્માત્મભાવ જાણ્યો છે, તેનામાં પહેલાં જેવું સંસારીપણું દેખાય તેને બ્રહ્માત્મભાવનું જ્ઞાન થયું નથી એમ જાણવું.' ટુંકમાં શંકરાચાર્ય સંસારીપણાની નિવૃત્તિ (જીવન્મુક્તિની પ્રાપ્તિ) બ્રહ્માત્મભાવના જ્ઞાનથી જ થઈ જાય છે એમ માને છે. એટલે જીવન્મુક્તિની પ્રાપ્તિ માટે વિદ્યારણ્ય વગેરે પેઠે યોગની કે ભક્તિની આવશ્યકતા સ્વીકારતા નથી. માત્ર વ્યવહારના દેખાવ માટે એ મહાસંન્યાસી કોઈ દેવની ભક્તિ કરે એવું તો કોઈ ન માને. ટુંકમાં સિદ્ધાન્તની દૃષ્ટિથી શંકરાચાર્ય શૈવ, વૈષ્ણવ કે શાક્ત હોવાનો સંભવ એમના ભાષ્યગ્રન્થો જોતાં દેખાતો નથી.

હવે રહ્યાં સ્તોત્રો. શ્રી નર્મદાશંકર મહેતા પણ એક સ્તોત્રના પુરાવાથી શંકરાચાર્યને શાક્ત કહે છે. પણ સ્તોત્રોને ઐતિહાસિક અન્વેષણમાં પ્રમાણ માનવામાં ઘણી મુશ્કેલી છે. સ્તોત્રરત્નાકરોમાં શંકરાચાર્યના નામનાં અનેક સ્તોત્રો છે. એ બધાં સ્તોત્રોની ભાષા, રચના, વિચારસંકલના વગેરે એટલાં બધાં જુદી જુદી કક્ષાનાં—કિનરનાં ચડતાં છે કે એ બધાં એક જ કર્તાની કૃતિઓ હોય એમ માની શકાતું નથી. શંકરાચાર્યનું સંસ્કૃત ગદ્ય પ્રસન્નગંભીર અને સંસ્કૃત ભાષાની ગદ્યરચનાઓમાં અતિ વિરલ સૌન્દર્યવાળું ઉંચામાં ઉંચી કક્ષાનું છે. જે થોડી પદ્યરચના નિઃશંક શંકરાચાર્યની જ છે તે પણ અત્યંત અર્થભારવાળી અને પ્રૌઢ રચના છે. પણ સ્તોત્રોમાંનાં કેટલાંક તદ્દન શીખાઉની અલ્પ અર્થવાળી નિર્માલ્ય રચનારૂપ દેખાય છે. દા. ત. જુઓ શંકરાચાર્યવિરચિત યમુનાષ્ટક, નર્મદાષ્ટક, કાશીપંચક વગેરે. વળી આ સ્તોત્રોમાં પાછલા કાળનાં કેટલાંક ચિન્હો મળી આવે છે. દા. ત., યમુનાષ્ટકમાંઃ—

जलच्युता च्युतांगरागलंपटालिशालिनी
विलोलराधिकाकचांतचंपकालिमालिनी। શ્લો. ૭

આમાં રાધિકા શબ્દ છે. રાધાનામ શ્રી ભાગવતને પણ અજાણ્યું છે. ...એટલે આ સ્તોત્રનું આધુનિકપણું સ્પષ્ટ છે.

સ્તોત્રોને પ્રમાણરૂપ ગણવામાં બીજી મુશ્કેલી એ છે કે સૌન્દર્ય-લહરી અથવા ત્રિપુરસુંદરીસ્તોત્ર ઉપરથી શંકરાચાર્યને શાક્ત–દેવીભક્ત ગણવામાં આવે તો શિવાપરાધક્ષમાપન સ્તોત્ર, શિવભુજંગપ્રયાત સ્તોત્ર વગેરે શંકરાચાર્યવિરચિત ગણાતાં સ્તોત્રો ઉપરથી તે શૈવ શા માટે નહિ ? અથવા ષટ્પદી, અચ્યુતાષ્ટક, વિષ્ણુપાદાદિકેશાન્તવર્ણન-સ્તોત્ર, વૈષ્ણવ અથવા લક્ષ્મીનૃસિંહ સ્તોત્ર વગેરે ઉપરથી કૃષ્ણભક્ત શા માટે નહિ ?

વળી લક્ષ્મીનૃસિંહ સ્તોત્રમાં છેલ્લા શ્લોકમાં:—

**लक्ष्मीनृसिंहचरणाब्जमधुव्रतेन स्तोत्रं कृतं सुखकरं भुवि शंकरेण।**
એ રીતે સ્પષ્ટ શંકર નામનો ઉલ્લેખ છે. અને કૃષ્ણાષ્ટક નામના સ્તોત્રમાં પણ શંકરે માતાના મોક્ષ માટે શ્રીહરિની આરાધના કરી અને લક્ષ્મી સાથે શ્રીહરિ યતિવર પાસે પ્રગટ થયા. એ રીતે વિશેષ ઉલ્લેખ છે.—

इति हरिरखिलात्माराधितः शंकरेण
श्रुतिविशदगुणोऽसौ मातृमोक्षार्थं माद्यः ।
यतिवरनिकटे श्रीयुक्त आविर्बभूव
स्वगुणवृत उदारः शंखचक्राब्जहस्तः ॥

આ ઉલ્લેખો જોતાં તથા **हरिमीडे** સ્તોત્રમાં શાંકર વેદાંતની પ્રક્રિયાઓ ઔપનિષદ કટકાઓ સાથે ભરી છે એટલે કદાચ એ શંકરા-ચાર્યની કૃતિ હોય એમ માનીએ તો શંકરાચાર્યને વિષ્ણુભક્ત જ ગણવા જોઇએ. વળી ભગવદ્‌ગીતાની પોતાની ટીકાના આરંભમાં શંકરાચાર્ય નારાયણને પરમાત્મા કહે છે, અને વાસુદેવ અવતાર છે એ પણ કબુલ કરે છે. વળી ભગવાન નારાયણની ભક્તિ લોકોમા ચાલે તેમાં પણ એમને વાંધો નથી ( જુઓ ब्र. सु २–२–૪–૨ ઉપરનું ભાષણ ). એ જોતાં કાંઈક વિષ્ણુસ્તુતિ એમની હોવાનો વધારે સંભવ ...

ઉપર કહેલાં કારણોથી મને તો શંકરાચાર્યનાં કહેવાતાં સ્તોત્રો શંકરાચાર્યનાં લાગતાં નથી.

બીજું 'હરિમીડે' જેવું સ્તોત્ર જેમ શંકરાચાર્યને વૈષ્ણવ ઠગવવા જાય છે તેમ દક્ષિણામૂર્તિ જેવું સ્તોત્ર, જેમાં શાંકરસિદ્ધાન્તની -સૂક્ષ્મ ગૂંથણી છે અને ખાસ શૈવવાદનો બીલકુલ અંશ નથી તે શંકરાચાર્યને દક્ષિણામૂર્તિના ભક્ત ઠરાવે.

વળી શંકરાચાર્યનાં કહેવાતાં શિવસ્તોત્રમાં પણ શંકરાચાર્યના સિદ્ધાન્તો તથા જીવનકથા સાથે વિરોધ આવે છે. શંકરાચાર્યે બ્રહ્મસૂત્રમાં પાશુપત મતનું સ્પષ્ટ ખંડન કર્યું છે (જુઓ ૨. ૨. ૩૭); વળી શિવાપરાધક્ષમાપન સ્તોત્રમાં સ્તોત્રકાર પોતાને सुतधनयुवतिस्वाद सौख्ये निरण्णः । કહે છે,• શંકરાચાર્યને સ્ત્રી કે છોકરાં ક્યાં હતાં? श्रौते वार्ता क्थं मे द्विजकुल विहिते એ શબ્દો જોતાં સ્તોત્રકાર અદ્વિજ કદાચ કોઈ ગજા (प्राप्तेन राज्देन कि શબ્દો જુઓ) હોય. ગમે તેમ પણ આ સ્તોત્રોનો પુરાવા તરીકે ઉપયોગ થઈ શકે એવું નથી.

હવે ઉવટ જે સ્તોત્ર ઉપર શ્રી નર્મદાશંકર મહેતા આધાર રાખે છે તે સ્તોત્ર જોઈએ. સૌન્દર્યલહરી 'ચમત્કૃતિયુક્ત' સ્તોત્ર છે એ સાચું છે. પણ ઉપર કહેલા વાંધા એ સ્તોત્રને પણ લાગુ પડે છે. અને માત્ર ઉપર આપેલી દલીલો જ આ સ્તોત્રથી શંકરાચાર્યને શાક્ત ઠરાવવા સામે પુરતી છે. પણ સૌન્દર્યલહરીમાં પોતામાં યે એવું કેટલુંક છે કે જે એને શંકરાચાર્યની કૃતિ ગણવામાં નડે છે. દા. ત. સૌન્દર્યલહરીના પહેલા જ શ્લોકમાં સ્પન્દવાદનો ઉલ્લેખ છે. આ શૈવવાદ ઈ. સ. નવમા શતકથી જુનો નથી. શંકરાચાર્ય એનો ઉલ્લેખ કરે એ સંભવિત નથી (જુઓ શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પા. ૧૦૪, ૧૦૫) શ્લોક ૫ માં મોહિની સ્વરૂપે શિવને મોહ પમાડયાની વાત છે. એ વાત પ્હેલીવાર શ્રી ભાગવતમાં દેખાય છે, માટે આ સ્તોત્ર રચનાર ભાગવત પછી થયેલ છે. સૌન્દર્યલહરીમાં શિવમહિમ્ન

સ્તોત્રમાંથી શબ્દો ઉતાર્યા છે: ( જુઓ સૌન્દર્યલહરીનો શ્લો. ૪૭ મો ), સૌન્દર્યલહરીકાર વિશ્વને આત્માનું પરિણામ કહે છે ( જુઓ શ્લોક ૩૫ ) જ્યારે શંકરાચાર્ય વિવર્ત માને છે એ પ્રસિદ્ધ છે. સૌન્દર્યલહરીનો કર્તા પોતાને દ્રવિડ શિશુ કહે છે ( શ્લો. ૭૫ ) શંકરાચાર્ય કેરલમાં જન્મ્યા કહેવાય છે ( જુઓ હિંદતત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉ: પા. ૨૧૦ ) શંકરાચાર્યે પાશુપત મતનું ખંડન કર્યું છે એ ઉપર કહ્યું જ છે. પણ આ સ્તોત્રકાર પાશુપત મતને માને છે ( જુઓ શ્લોક ૯૭ ) આ ઉપરાંત હઠયોગનાં તંત્રોનો સૌન્દર્યલહરીકારને પુષ્કળ પરિચય છે. શંકરાચાર્યના વખતમાં એ તંત્રનો પ્રચાર હોવાનો કોઈ પુરાવો મારા જાણવામાં નથી; શ્રી નર્મદાશંકર મહેતાએ પણ આપ્યો નથી. ટુંકમાં આ સૌન્દર્યલહરી કોઈ શક્તિભક્ત તાંત્રિક કવિની કૃતિ છે.

છેવટ એટલું જ કહેવાનું છે કે ભાષ્યકાર આદ્યશંકરાચાર્ય કટ્ટર નિર્ગુણ બ્રહ્મવાદી છે, એમનામાં સગુણ બ્રહ્મના પક્ષપાતની ગંધ પણ નથી. તો શાક્ત કે શૈવ કે વૈષ્ણવ ભક્તિનો સંભવ જ ક્યાંથી ?

શ્રી શંકરાચાર્યે કોઈ સ્તોત્રો રચ્યાં હોય તો એમાં અસંભવિત જેવું કાંઇ નથી, પણ હાલમાં મળતાં શંકરાચાર્યનાં કહેવાતાં સ્તોત્રમાંનાં ઘણામાં શાંકરસિદ્ધાન્તોનો વિરોધ પરસ્પર વિરોધ તથા વિચાર દૌર્બલ્ય વગેરે જોતાં એમાંથી કોઇને શંકરાચાર્યની કૃતિ ઠરાવવી અને એ ઉપરથી શંકરાચાર્યની માન્યતા વિષે કાંઇ પણ મત બાંધવા એ યોગ્ય નથી. જે સ્તોત્રોમાં શાંકરસિદ્ધાન્તો સુંદર રીતે ગુંથેલા મળે છે અને જેની રચના ઉંચી પ્રતિની છે તે પણ ભાષ્યકારની પોતાની નહિ પણ ભાષ્યકારના અનુયાયી કોઇ સારાવેદાન્તી કવિની કૃતિઓ હોવાનો સંભવ છે. વિષ્ણુસહસ્ર નામનું ભાષ્ય વગેરે શંકરાચાર્યની કહેવાતી કૃતિઓ પણ મને તો શંકરાચાર્યની નથી લાગતી

૨૨

# અતીન્દ્રિય શક્તિ

મણિલાલ નભુભાઈનો પ્રાણવિનિમય ગ્રંથ મેં બાવીશ વર્ષની ઉંમરે વાંચ્યો હશે. ઈ. સ. ૧૮૭૯માં 'થીઓસૉફિકલ સોસાયટી'ના સ્થાપક નેતાઓ આ દેશમાં આવ્યા અને તેમનાં લખાણો વગેરેની અસર નીચે મણિલાલ નભુભાઈએ 'પ્રાણવિનિમય (મેસ્મેરેઝ્રીમ)'ના પ્રયોગો કરવા માંડયા, તથા 'પ્રાણવિનિમય' પુસ્તક પણ લખ્યું. એ અરસામાં અર્થાત્ ૧૯મી સદીની છેલ્લી વીશીમાં, આ દેશના બીજા ભાગની સ્થિતિની ખબર નથી, પણ ગુજરાતમાં તો આવા પ્રયોગોનો ઘણો નાદ લાગ્યો હતો. એ વખતે હું જો કે એવા કોઈ પ્રયોગો કરવાના છંદમાં નહોતો પડયો, પણ એ વિષયનું સાહિત્ય વાચતો ખરો. યુરોપમાં મેસ્મર-(જે ઈ.સ. ૧૮૧૫માં મરણ પામ્યો) તેણે આ પ્રાણવિનિમય (અં. મેસ્મેરીઝમ)ના પ્રયોગોની શરૂઆત તો, ૧૮મી સદીમાં જ કરી હતી. પછી ૧૯મી સદીના મધ્યમાં ભૂતગૃહીત સ્ત્રીપુરુષો (અં. મીડીઅમો) દ્વારા પ્રેતાવાહન વિદ્યા (અં. સ્પીરીચ્યુલીઝમ), જેનો પ્રચાર તો જુના કાળથી હશે, તેના પ્રયોગો કરી સંશોધન કરવાનો પવન ચાલ્યો અને તેવા પ્રયોગો કરવાની સંસ્થાઓ ઊભી થઈ. આ દેશમાં યે છેક જુનાં ઉપનિષદોમાં એટલે અઢી હજાર વર્ષ પહેલાંના ગ્રંથોમાં ભૂતગૃહીત (અં. પઝેસ્ડ) માણસોના ઉલ્લેખો મળે છે. અને તે વખતથી

આરંભી આજ સુધી ભૂતાદિના વળગાડની ભુવાઓએ ભૂતો કાઢ્યાની તથા મનુષ્ય શરીરમાં દેવદેવીઓના આવેશો થતા હોવાની પરંપરા આ દેશમાં ચાલું જ છે. મનુષ્યશરીરમાં આવિષ્ટ દેવદેવીઓએ ભાખેલા શુભાશુભોની વાતો પણ સાંભળીએ છીએ. મેં અન્યત્ર કહ્યું છે તેમ અથર્વવેદથી ચાલ્યા આવતા હોવા છતાં આ ભૂતાદિના વહેમો જે રીતે ચાલે છે તે રીતે જરૂર કુસંસ્કાર છે.[1] પણ એ બધામાં ક્વચિત્ સત્યાંશ ગૂઢ રૂપે પણ હોય તો એનું સંશોધન કરવાની આપણી ફરજ છે.

યુરોપમાં તો માનસસંશોધન મંડળ (અં. સાઈકીકલ રીસર્ચ સોસાયટી) જેવી સંસ્થાની સો વર્ષ ઉપર સ્થાપના થયા પછી ઘણું સંશોધન થયું છે. એ વિષયનાં અનેક સામયિકો નીકળે છે તથા અનેક ગ્રંથો એ વિષય સંબંધી લખાયા છે. પરિણામે પ્રેતાવાહન ક્રિયાઓ અને તેનાં મંડળોમાં ગૃહીત (અં. મીડીઅમ) લોકોએ બતાવેલા ચમત્કારમાં મોટેભાગે અસત્ય અને ઠગવિદ્યા હોય છે એમ સાબીત થયું છે; પણ કોઈક વિરલ દાખલામાં સત્ય હોવાના પણ ચોક્કસ પુરાવા મળ્યા છે. મણિલાલ નભુભાઈને પ્રાણવિનિમયના પ્રયોગથી પોતે નિદ્રિત કરેલ વ્યક્તિએ એક ભવિષ્ય કહેલું અને તે પાછળથી સાચું પડેલું એમ પ્રાણવિનિમય પુસ્તકમાં લખ્યું હોવાનું મને યાદ છે. પણ આ દેશમાં વૈજ્ઞાનિક રીતે વિશાળ પાયા ઉપર દાખલાઓ પરીક્ષાપૂર્વક એકઠા કરીને તથા યોગ્ય પ્રયોગો દ્વારા સત્યાસત્યનો વિવેક કરીને પ્રાપ્તિ કરે છે તેમ અસત્યના ઢગલા કે ઉકરડા માંથી સત્યને શોધવાનો કશો જ પ્રયત્ન હજી સુધી થયો નથી. આ વિષયના એક પશ્ચિમના નિષ્ણાત સંશોધકે સંશોધિત કરેલી હકીકતોમાંથી થોડી નિઃશંક હકીકતો નીચે ઉતારી છે. ખાસ માનવચિત્તમાં

1 જુઓ મારું પુસ્તક 'ભારતીય સંસ્કારો અને તેનું ગુજરાતમાં અવતરણ' વ્યાખ્યાન પાંચમું

ગૂઢ રહેલી શક્તિ કોઈક માણસોમાં કેટલીક વાર જે અતિ પ્રાકૃત અને ચમત્કારિક ચમકારા બતાવે છે, તેના જ થોડા દાખલા સુંટ્યા છે.

માનસશાસ્ત્રીય સંશોધન( અં. સાઇકીકલ રીચર્સ )ની એક પરિષદ ૧૯૨૩માં વૉરસૉમાં ભરાઈ હતી અને તેમાં હાજરી આપનાર માનસશાસ્ત્ર-સંશોધક હેરી પ્રાઇસે પોતાના એવા અનુભવો વર્ણવ્યા છે[૧] કે જેમાં માનવચિત્ત દેશકાળની મર્યાદાઓને ઓળંગીને દેશ અને કાળમાં દૂરના બનાવોનું સ્પષ્ટ અને યથાર્થ દર્શન કરીને આશ્ચર્ય પમાડે છે. એ લેખકે આપેલા અદ્‌ભુત દાખલાઓ, એના શબ્દોનો અનુવાદ કાંઈક ટુંકાવીને અહીં ઉતારું છું. એ કાળે પોલંડમાં ગૃહીત ( અં. મીડીયમ્સ ) માણસો ઘણાં હોવાની ખ્યાતિ હતી અને જ્યાં ઉપર કહેલી પરિષદ મળી હતી. એ યુનિવર્સિટીમાં આવાં સ્થાનિક માણસોને ઠીક સંખ્યામાં લાવવામાં આવ્યાં હતાં. પોઝેન યુનિવર્સિટીના પ્રો. ડૉ. એડમ ઓલ્ટોસ્કીની પ્રાઇસ કહે છે કે મને ત્યારે ઓળખાણ થઈ. આ ડૉ. ઓલ્ટોસ્કીએ ‘ તમારે કોઈ એક બે ‘ મીડીઅમ ને તપાસી જોવાની ઇચ્છા છે ? ’ એમ પુછ્યું અને તેણે આપેલી યાદીમાંથી મેં એક બહુત છોકરીને પસંદ કરી. એનું નામ હતું આના પીલ્ક. એનામાં દૂર દૃષ્ટિ[૨] ( અં. ક્લેરવોયન્સ ) હતી. એની ઉંમર હતી બાર વર્ષની અને તે સીલેશીઆની વતની હતી. એની આ માનસ-શક્તિની પરીક્ષા માટે અમે બીજા ઓરડામાં ગયા, ત્યાં એ છોકરી અને તેની મા બેઠાં હતાં. બેય અસલ ખેડૂત હતાં. એ માતા અને પુત્રી તો પોતાની માતૃભાષા ( સીલેશીઅન ) સિવાય કોઈ ભાષા જાણતાં નહોતાં. પોલીશ ભાષા પણ નહિ, પણ ડૉ. ઓલ્ટોસ્કીએ કહ્યું કે પોતે દુભાષિયા તરીકે કામ કરશે. છોકરી

૧ જુઓ હેરી પ્રાઇસનું પુસ્તક ‘ સત્યનું સંશોધન ( સર્ચ ફૉર ટ્રુથ ) ’ ૧૯૪૨ પ્ર. ૧૬૩.

૨ મણિલાલ નભુભાઈએ આને વિશ્વદૃષ્ટિ કહેલી છે.

ખુબ શરૂઆળ હતી અને અમે થોડી વારે એને પાટે ચડાવી. પણ છેવટે એ છોકરીએ મારે વિષે પોતાના ચિત્તમાં પડતી છાપો (અં. ઇંપ્રેશન્સ) કહેવા માંડી અને હું એને નોંધી લેવા માંડ્યો. હું કાંઈ પ્રશ્નો પુછતો નહોતો અને પ્રો. ઓલ્ટોસ્કી પણ એને કાંઈ મદદ કરી શકે એમ નહોતા; કારણ કે તેઓ જ મને ઓળખતા નહોતા.

શરૂઆતમાં આવાં દૂર દૃષ્ટિવાળાં કહે છે તેવી એટલે કે 'તમને પ્રાણીઓનો શોખ છે.' 'તમે પ્રવાસો કરશો' વગેરે વાતો કહ્યા પછી મને સ્તબ્ધચકિત કરી નાખ્યો તેવી વાતો મારે વિષે કહેવા માંડી. 'તમે નદીકાંઠે ચોરસ મકાનમાં રહો છો.' હવે એ છોકરીએ અથવા પ્રોફેસરે મારા નિવાસસ્થાનનો વિચાર કર્યો હોત તો લંડનનું નામ લેત; કારણ કે ઉપર કહેલી પરિષદમાં આવેલા ઘણાખરા પ્રતિનિધિઓ અને હું પણ લંડનથી આવ્યા હતા એ જાણીતું હતું. મને ખાતરી છે કે હું નદીકાંઠે ચોરસ ઘરમાં રહું છું એ હકીકત જાણનાર આખા પોલંડમાં કોઇ માણસ નહોતું. જો કે એ સાચી વાત છે. પછી એનાએ કહ્યું કે 'તમે પરણેલા છો અને કાંઇ સંતાન નથી.' પછી કહ્યું કે 'જ્યારે તમે બાળક હતા ત્યારે પડી ગયા હતા અને તમારો ડાબો હાથ ભાંગ્યો હતો' અને આમ કહેતાં એણે પોતાના હાથ ઉપર જે ઠેકાણે મારો હાથ ભાંગ્યો હતો ત્યાં આંગળી મુકી. પછી કહ્યું કે 'શાળામાં જતા વિદ્યાર્થી તમે હતા ત્યારે તમને હોડીમાં આઘાત (અં. શૉક) લાગ્યો હતો.' પ્રાઇસ લખે છે કે હવે મેં ડો. ઓલ્ટોસ્કીને પુછ્યું કે 'મને હોડીમાં અકસ્માત થયો હતો એમ તે કહેવા માગે છે!' તેણે તરત જ કહ્યું: 'ના. અકસ્માત નહિ, આઘાત લાગ્યો હતો.' થોડી ક્ષણો તો તે શું કહેવા માગતી હતી તે હું સમજી ન શક્યો પણ પછી મને હોડી ઉપરનો બનાવ યાદ આવ્યો. એ વખતે મને ખરેખરો આઘાત થયો હતો, કારણ કે એક પળવિપળ માટે હું ભારે ઘાત અથવા એથી યે ખરાબ કાંઇકમાંથી બચી ગયો. એ છોકરીએ મારે વિષે અને મારાં જનો

વિષે પોતાની છાપો કહેવાનું ચાલુ રાખ્યું. જેમાંની કેટલીક અતિ અંગત હોઈને અહિં નોંધી નથી, પણ તેમાંની દરેક સાચી હતી.

એનાની દૂરદષ્ટિની ચોક્કસતા (અં. લ્યુસિડિટી)થી મને અસર થઈ એમ કહેવું એ તો અલ્પોક્તિ ગણાય. તેણે કહી તેમાંની એક પણ વાતનો હું એ વખતે વિચાર કરતો નહોતો અને કોઈક દાખલા તરીકે હાથ ભાંગ્યાની તથા હોડીના આધાતની વાત તો હું વર્ષોથી ભુલી ગયો હતો. અને દૂરના–લંડનથી એક હજાર માઈલ છેટેના હુંગરાળ મુલકની ખેડુ છોકરી ભૂતકાળના મારા જીવનના આવા અંગત અને ક્ષુદ્ર બનાવો કાળગુહામાં પેસીને જરા ય અચકાયા વગર પકડી પાડે છે,[1] એ તો તદ્દન આશ્ચર્યથી સ્તબ્ધ કરી નાખે એવું છે. ક્યાંથી આ ખબર એ છોકરી મેળવે છે? ઘણું કરી મારી સુપ્ત ચેતના (અં. સબકોન્શિયસનેસ)માંથી.

એસ્બર્ગની બે એન્ડર્સન છોકરીઓથી પણ હું ૧૯૨૫માં આવો જ ચકિત થઈ ગયો હતો એમ કહીને પ્રાઈસ લખે છે, કે "હું કોપનહેગનથી સ્વીડન તરફ પાછો ફરી રહ્યો હતો; ત્યાં સિલ્કબોર્ગમાં 'મીડીઅમ' ને જોવાનું આમંત્રણ મળ્યું. પણ એ સ્થળે નહિ પણ એસ્બર્ગમાં આ જોડકી એન્ડર્સન છોકરીઓનો મેળાપ હું સાધી શક્યો. આ છોકરીઓ ધંધાદારી 'મીડીઅમ' નહોતી. તેમની ઉંમર એ વખતે વીશ વર્ષની હતી. હું મળ્યો ત્યારે મેં મારી ઓળખાણ આપી નહોતી. ડેન્માર્કમાં તે અઠવાડિયામાં મેં આપેલાં ભાષણો ત્યાંનાં છાપાંઓમાં પુરાં છપાઈ ગયાં હતાં અને મારા ફોટોગ્રાફો પણ છપાયા હતા. એટલે ઘણું કરી તેમણે મને ઓળખ્યો હશે.

આ એન્ડર્સન છોકરીઓ સાઈકો–મેટ્રિસ્ટ્સ જેને કહી શકાય એવી હતી. એટલે કે જેને વિષે આપણે કાંઈ જાણવું હોય તેના સંબં-

---

[1] આ લેખક ઈ. સ. ૧૮૮૧માં જન્મ્યો છે અને તેની બાલ્યાવસ્થાના જે બનાવો એનાએ વર્ણવ્યા તે બન્યા પછી ઘણાં વર્ષે આ છોકરી જન્મી હશે.

ધની તેણે વાપરેલી કોઈ ચીજ તેને આપવાથી તેનો સ્પર્શ કરીને તેના માલિક વિષે તેઓ ઘણું કહી શકતી. મને મારા મોજાં આપવાનું કહેવામાં આવ્યું અને મેં મારું એક એક મોજું દરેક છોકરીને આપ્યું: પછી બેમાથી એક છોકરી ઉપરે માળે ઓરડામા ગઈ અને કાગળ ઉપર પોતાને મળેલી છાપો લખી લેશે એમ કહ્યું. પછી મેં અમે બેઠાં હતા તે ઓરડાનાં બારણા બંધ કર્યાં અને મારી નોંધપોથીમા મારી સામેની છોકરી કહે તે લખી લેવાની તૈયારી કરી.

અમારી બેઠક લગભગ પોણો કલાક ચાલી તે પુરી થઇ, ત્યારે બીજી છોકરી અમારા ઓરડામા નહોતી તે આવી અને તેણે પોતાની છાપોની યાદી મને આપી. મેં મારી નોંધ સાથે એને શબ્દશઃ સરખાવી જોઈ. બેય લગભગ સરખી છે. તેમણે મારે વિષે જે કહ્યુ તેમા થોડી વાત સાચી નહોતી. થોડી ભુલો હતી પણ નાની બાબતમા આમા આશ્ચર્યકારક વસ્તુ એ છે કે મારા મોજાંનો સ્પર્શ કરીને બેય છોકરીઓએ સ્વતંત્ર રીતે સમાન છાપો મેળવી છે અને તેમણે જે કેટલીક હકીકતો કહી તે ડેન્માર્કમા કોઈ માણસના જાણવામાં નહોતી એટલું જ નહિં પણ ઇંગ્લંડમાં પણ કોઈના જાણવામાં નહોતી. તેમણે કહેલી અસાધારણ વાતોમાથી થોડી નીચે આપી છે:

(૧) એના પેઠે આ લોકોએ પણ કહ્યુ કે 'તમે શહેર બહાર 'કંટ્રી'મા રહો છો.' અને એકે ઉમેર્યું કે 'સમેક્સ'મા રહો છો.'

(૨) 'તમારા પિતાનું નામ એડવર્ડ છે.' આ તેનું ખ્રિસ્તી નામ હતું અને એ નામ અસામાન્ય નથી. અટકળ થઈ શકે એવું છે.

(૩) 'તમારી માનું નામ રેન્ડાલ છે.' એક છોકરીએ Randal એની જોડણી કરી હતી. એ બારે ધડાકો હતો અને હું નથી ધારતો કે (કદાચ મારી પત્ની સિવાય) મારી માનું એ નામ જાણતું હોય એવું કોઈ માણસ હયતું હોય. અને એ તેનું ખ્રિસ્તી નામ હતું

'એમા રૅન્ડાલ મીચ.' જો કે તેમણે એમ કહ્યું નહોતું. મારી જુવાનીની શરૂઆત વખતે મારી મા મરી ગઈ અને વર્ષોથી તેનો 'રૅન્ડાલ' નામથી મેં વિચાર કર્યો ન હતો.

(૪) 'તમારે એક જ બહેન છે અને ભાઈ નથી.' આ સાચું છે.

(૫) 'તમારે સગાંઓ ઘણાં થોડાં છે.' સાચું. એક હાથની આંગળીઓ ઉપર હું ગણી શકું.

(૬) 'તમારે કોઈ સંતાન નથી.' સાચું.

(૭) 'તમારે 'મીલ્વર્ડ' નામનો મિત્ર છે.' આ વિચિત્ર હતું. મારે એ નામનો કોઈ મિત્ર ન હતો. પણ મારી માશી મીલ્વર્ડ કુટુંબમાં પરણી હતી. ઘણાં વર્ષોથી તેમના વિષે મેં કાંઈ સાંભળ્યું નહોતું. વળી એ નામ સામાન્ય નથી.

બીજી પણ ઘણી હકીકતો કહેવામાં આવી હતી, જેમાંની કેટલીક દેખીતી બનવાજોગ હતી. દાખલા તરીકે 'તમે પ્રવાસ કરશો.' બધા જ્યોતિષીઓ આ વાત કહે છે.

આ છોકરીઓએ મારાં મોજાંના સ્પર્શમાંથી મેળવેલી છાપોથી મને ખાતરી થઈ કે એ છાપો અતિ પ્રાકૃત ('પેરા નૉર્મલ') રીતે મેળવેલી છેઃ ખાસ કરીને રૅન્ડાલ જેવું અસામાન્ય નામ. ૧૯૨૫માં મારી વાતો કોઈ સંદર્ભ ગ્રંથમાં પ્રસિદ્ધ થઈ નહોતી. વળી બેય સ્વતંત્ર રીતે એક સરખી છાપ મેળવતી હતી એ વધારે આશ્ચર્ય હતું, એમ પ્રાઈસ લખે છે.

ઉપર કહેલી બે ઍન્ડર્સન છોકરીઓ કરતાં વધારે પ્રભાવ પાડે એવી માનસશક્તિવાળી "જેની લાપ્લાસ" એ પણ વસ્તુસ્પર્શથી એ વસ્તુના માલિક વિષે સંવેદનો મેળવી શકતી હતી. મેં બે વાર પારીસમાં એ ૧૫–૧૬ વર્ષની છોકરીની મુલાકાત લીધી હતી અને તે પણ 'ઈન્સ્ટિટ્યુટ મેટાસાઈકીક 'માં. પહેલી વારની મુલાકાતમાં

મારી પાસે સંખ્યાબંધ હતા તેમાંથી એક પાસપોર્ટ ફોટોગ્રાફ કાઢીને તેને આપ્યો હતો. મેં તેને કાંઈ પ્રશ્નો પુછ્યા નહોતા તેમ તેણે મને પુછ્યા નહોતા અને તેણે કહેલી છાપો ફ્રેંચ ભાષામાં એક સ્ટેનોગ્રાફરે લખી લીધી હતી. મેં આપેલો ફોટોગ્રાફ ફ્રાન્સમાં કોઈને પણ જાણીતી નહિ એવી 'સરે' પરગણામાં રહેતી એક અંગ્રેજ છોકરીનો હતો.

પછી લાપ્લાસે મને કહ્યું કે 'તમારે મેરી નામની મિત્ર છે.' હવે હું તો તેને મોલી તરીકે ઓળખતો હતો અને આ પછી જ એનું ખ્રિસ્તી નામ મેરી છે એ ખબર પડી. પછી 'તે કુટુંબના દાક્તરનું નામ ક્લાર્ક છે.' આ હકીકતની યે ત્યારે મને ખબર નહોતી. 'એ એકવીશ વર્ષની છે' એમ કહ્યું. બરાબર એ મેળાપ વખતે તેની એ ઉમ્મર હતી, જ્યારે ફોટોગ્રાફ થોડાં વર્ષ પહેલાં લેવાયો હતો. ટુંકમાં કહેવાનું કે લાપ્લાસે એનું ખ્રિસ્તી નામ, એની ઉમ્મર, એના દાક્તરનું નામ કહ્યું એટલું જ નહિ પણ એનું ચારિત્ર, સ્વભાવ, વલણો અને નબળાઈઓ એક જુના ફોટોગ્રાફને સ્પર્શીને બરાબર કહ્યાં. તેણે કહેલી ઘણી હકીકતો મારા જાણવામાં ત્યારે નહોતી, પણ પાછળથી સાચી છે એવું નક્કી થયું. મતલબ કે આ હકીકતો લાપ્લાસને સહસંવેદન (અં. ટેલીપથી)થી નહોતી મળી, પણ આ દૂરદષ્ટિ (ક્લેર વોયન્સ, લ્યુસીડીટી, ક્રીપ્ટ સ્થેશિયા ગમે તે નામ આપો તે)નો તેજસ્વી દાખલો હતો. આ મેળાપ ૧૯૨૭ના જાન્યુઆરીમાં થયેલો અને અગાઉથી નક્કી કર્યા વગર અકસ્માત થયો હતો.

પણ ૧૯૨૮ના જુલાઈની ૭ મીએ સાંજે હું ફરીવાર લાપ્લાસને મળ્યો, ત્યારે 'ઇન્સ્ટિટ્યુટ મેટાપીઝીક'માં મારૂં ભાષણ હતું અને લાપ્લાસની બેઠક ગોઠવવામાં આવી હતી. આ વખતે 'સ્ટેનોગ્રાફરે' નોંધ લીધી હતી. મેં એ છોકરીને એક સ્રીનો પત્ર પહેલાં આપ્યો પછી સ્ટેમ્પવાળું એક ખતપત્ર આપ્યું અને છેવટ એક ટાઈપ કરેલો પત્ર આપ્યો. સ્રીના પત્ર વિષે તથા ખતપત્રો વિષે લાપ્લાસે જે કહ્યું તે બરાબર હતું. મારે કહેવું જોઈએ કે તેણે એમના કેટલા ભાગો જ

જોયા હતા. પછી મેં અંદરની બાજુમાં ટાઈપ કરેલો પણ ચાર ઘડી કરેલો પત્ર આપ્યો. ઉપરથી જોતાં કાગળ હાથથી લખેલો છે કે ટાઈપ કરેલો છે કે છાપેલો છે. કાંઈ વરતાય એમ નહોતું. ખરી રીતે એ ટાઈપ કરેલો હતો અને ડૉ. આર. જે. ટિલિયાર્ડ ( એફ. આર. એસ. ) જેઓ ઓસ્ટ્રેલીઆથી અમેરીકા થઈને હમણાં જ આવ્યા હતા, તેનો તરતમાં આવેલો પત્ર હતો. આ પત્રના સ્પર્શથી જે છાપો ' મીડીઅમ ' લાપ્લાસના ચિત્રમાં ઊઠી તેની ત્રેપન નોંધો સ્ટેનોગ્રાફરે લીધી. આમાંથી ચાળીશ તો સંપૂર્ણ સત્ય હતી. એ કાગળ કદાચ તેણે વાંચ્યો હોત તોપણ એમાં એવું કશું નહોતું, જેનાથી તેના લખનાર વિષે કે તેના કાર્ય વિષે કાંઈ પણ જાણી શકાય. લાપ્લાસે કહ્યું કે ' સૂર્યના દેશમાંથી એ પત્રલેખક આવ્યો હતો.' ' પોતાને અમેરીકાની ગંધ આવે છે.' વળી ' એ પત્ર એક વૈજ્ઞાનિક અને અધ્યાત્મશાસ્ત્રી ( અં. સ્પીરીચ્યુઅલીસ્ટ )નો હતો.' ટિલિયર્ડ બેય હતા. ' પત્ર દરીયાપારથી આવ્યો હતો.' ( ક્યુબેકથી આવ્યો હતો. ) પત્ર ટાઈપ કરેલો હતો.' ' સેક્રેટરીના હાથનો નહોતો ' અને ' હોટેલમાંથી લખાયેલો હતો.' બધી વાત સાચી હતી. ' એ લેખક સામયિકોમાં લખતા હતા.' ' તેમને કેટલીક પુત્રીઓ હતી.' હમણાં લંડનમાં રહેતા હતા.' ' તેનું નામ જેક હતું ' વગેરે પ્રત્યેક છાપ સાચી હતી. મીડીઅમે ટિલિયર્ડની તંદુરસ્તીનું બરાબર વર્ણન કર્યું. વળી શું દરદ હતું તે પણ કહ્યું. હું ડૉ. ટિલિયર્ડને મળ્યો તે પછી જ કેટલીક છાપો સાચી હોવાની મને ખાતરી થઈ. દૂરદૃષ્ટિના ઉપલા દાખલાઓ સચોટ હતા. વળી તે ભૂતકાલીન અથવા વર્તમાનકાલીન બનાવો વિષે હતા, જેથી ખાતરી કરવાનું સહેલું હતું. પણ જ્યારે લાપ્લાસે ભવિષ્યવાણી કહી ત્યારે તો એ પોતાની તેજસ્વી પારદર્શિતાની ય ઉપરવટ ચાલી ગઈ. આ પરીક્ષા દરમિયાન તેણે કહ્યા કર્યું હતું કે ' આ પત્રના લેખક માટે પૈડાં અથવા પાટા જોખમી છે. ' પણ ત્રીશમી છાપમાં તો તેણે કહ્યું કે ' તમને જેણે કાગળ લખ્યો છે તે હવે લાંબું જીવવાના

નથી.' 'ઘણાં વર્ષ જીવવાના નથી.' (ટિલિયર્ડની ઉમ્મર ત્યારે ૪૭૧/૨ વર્ષની હતી.) પછી ૨૩મી છાપમાં કહ્યું કે 'આ લેખક રેલવે-રસ્તાના કે મોટરના અકસ્માતથી મરણ પામશે.' પછી ૪૯મી છાપમાં કહ્યું કે 'કરુણ મૃત્યુ થશે. મગજમાં લોહી ભરાઇ જશે અને રેલવે નીચે કે મોટર નીચે પડી જશે!'

હવે આગળ ચાલ્યા પહેલાં, પ્રાઇસ લખે છે કે, મારે ભાર દઇને કહેવું જોઇએ કે આ બધી છાપો ૧૯૨૮ના જુલાઈની ૭મીએ જ શબ્દશઃ લખી લેવામાં આવી હતી અને થોડાં અઠવાડીયાં પછી મેં પુરેપુરી મારા અહેવાલમાં છપાવી હતી. જે અહેવાલ અમેરીકાના 'એસ. પી. આર.'ના ૧૯૨૮ના સપ્ટેમ્બરના સામયિક (જર્નલ)માં છપાયો હતો. હવે કરુણ પરિણામ વિષે લખવાનું કે ડૉ. ટિલિયર્ડનું 'કેનબેરા' (ઓસ્ટ્રેલીઆ)માં મોટર અકસ્માતમાં મગજમાં માર વાગીને ૧૯૩૭ના જાન્યુઆરીની ૧૩મીએ મૃત્યુ થયું.

દૂરદષ્ટિનું બીજું એક અદ્ભુત ઉદાહરણ મિસિસ ઐલીન ગૅરેટે આપ્યું.

એ દૂરદષ્ટિધારી (અં. ક્લૅર વૅાયન્ટ) છે. એની સાથે બેઠક તા. ૭ આક્ટોબર ૧૯૩૦ ને દિવસે મેં ગોઠવી હતી. બેઠક સામાન્ય પ્રકારની હતી. એમાં કોઇ વિશેષતા ન હતી. પણ બન્યું એવું કે આ બેઠકથી સાઠ કલાક પહેલાં R. 101 નામનું બ્રિટનનું મોટું હવાઇ જહાજ ફ્રાન્સમાં તુટી પડયું અને બળી ગયું, એ હવાઈ જહાજનો ચાલક હતો-ફ્લાઇટ લે. એચ. સી. ઈરવીન. અમારી એક બેઠક હજી તો શરૂ થઇ હતી. ત્યાં મિસિસ ગૅરેટનું ગ્રહણ કરનાર સત્ત્વે કહ્યું કે ઇરવીન બોલશે. તરતજ ગ્રહીતા(મીડીઅમ)નો અવાજ ફરી ગયો અને ઇરવીને ઉપર કહેલા હવાઈ જહાજને અકસ્માતના કારણને લગતી અસાધારણ પારિભાષિક વિગતો કહેવા માંડી. એ સત્ત્વે (અં. ઍંટિટી) કહ્યું કે હવાઈ જહાજ એનાં એન્જિનો માટે ઘણું મોટું અને પહોં

ભારે હતું. જેમને ' યુસફૂલ લિફ્ટ ' કહે છે તે ઘણો થોડો હતો. ' ગ્રોસલિફ્ટ ' ની ગણતરી ખરાબ રીતે કરી હતી. તે (હવાઇ જહાજ) બહુ નીચે ઊડતું હતું. લાંબા ઊંડાણ માટે ભાર ઘણો વધારે હતો. ગતિ ખરાબ હતી અને જહાજ ખરાબ રીતે ઝોલાં ખાતું હતું. જહાજની ધાતુ ઉપર તાણ ઘણી સખત હતી. એરસ્કુપ્સ ઘણા નાનાં હતા. વગેરે વગેરે ઘણી યાંત્રિક પરિભાષાની વિગતો કહી. પાછળથી અકસ્માતને લગતી જે જાહેર તપાસ થઈ તેમાં જે ખામીઓ અહિં કહેવામાં આવી હતી તે યથાર્થ હોવાનું સિદ્ધ થયું હતું. આ ચમત્કારિક-બેઠકનાં ' ઈરવીન 'નાં બે કથનો ખાસ આકર્ષક છે. તેણે કહ્યું કે અમે ' એકી ' નામક ગામમાં લગભગ મકાનોનાં છાપરાંને અડતા હતા. આ અકસ્માત સંબંધમાં જે કાંઈ તે બેઠકના વખત સુધીમાં પ્રગટ થયું હતું તેમાં આ ' એકી ' ગામનું નામ આવ્યું નહોતું. ફ્રાન્સમાં ' બીઅવાઇસ ' નજીકનું તે એક નાનું ગામડું છે. મેં કેટલાયે પ્રવાસીઓ માટેના નકશાઓ તથા ' ગાઈડબુકો ' જોયાં પણ એ નામના ગામનો પત્તો ન લાગ્યો. પણ મોટા કદના ફ્રાન્સના લશ્કરી નકશામાં એ મળ્યું ખરું. અને ' એકી ' ગામનાં છાપરાંઓને એ અટકાયું હશે, એ જ્યારે ફ્રાન્સના હવાઈ દળના અમલદારોએ 'એકી 'થી ચૌદ માઇલ ઉત્તરે આવેલા ' પોઇફિસ ' ગામ આગળ એ ૩૦૦ ફૂટ જેટલું જ ઊંચે ઊડતું હતું એવી સાક્ષી આપી ત્યારે સંભવિત લાગ્યું.

બીજું ચમત્કારિક કથન ' ઈરવીને ' કર્યું, એ એવું હતું કે ' આ કાર્બન અને હાઇડ્રોજન અતિ ખરચાળ યોજના તદ્દન અને સંપૂર્ણ રીતે ખોટી છે.' હવે કાર્ડિંગનમાં હવાઈ જહાજ માટે નવા બળતણની શોધ અર્થે આ જાતના પ્રયોગો ચાલતા હોવાની ખબર બહુ જ થોડા–એ ખાતાના અમલદારોને જ હતી. એ વસ્તુ કોઈ દિવસ જાહેર તો કરવામાં આવી જ નહોતી. R. 101 હવાઈ જહાજ તુટી પડયું, ત્યારે તો એ પ્રયોગો કરી જોવાની શરૂઆત હતી. હવે આવી અત્યંત ગુપ્ત રાખવામાં આવેલી અને તદ્દિદોને જ

જોખમ-ખબર હોવાનો સંભવ હોય, એવી ઝીણવટવાળી માહિતી આ બોલનાર સત્ત્વને કેવી રીતે જાણવામાં આવી ?

આ ઉપરાંત બીજાં પણ ઘણાં કથનો કરવામાં આવેલાં જે પાછળથી સાચાં હોવાનું સાબીત થયું. આ બધી માહિતી ક્યાંથી આવી ? શ્રીમતી ગેરેટને તો હવાઈ જહાજનો આગલો છેડો કયો અને પાછલો કયો ? તે કહી શકે તેટલું જ્ઞાન પણ નહોતું અને એ દુર્ભાગી જહાજમાં જે એક હતા તેઓને આ વિષયની ઝીણી યાંત્રિક વિગતોનું જ્ઞાન નહોતું. બીજી તરફથી મરી ગયેલા ઈરવીનનો શરીરથી છૂટો પડેલો જીવ બોલતો હતો એવું માનવા માટે પણ કાંઈ પુરાવો નથી. પણ પ્રાઈસ તર્ક કરે છે કે 'મરણ પામેલા ઈરવીન પાસેથી માહિતી સહસંવેદન દ્વારા આવી હોય અને સમાધિ(અં. ટ્રાન્સ)માં પડેલ ગ્રહીતા(મીડીઅમ)ના ચિત્તે પકડી લીધી હોય એ સંભવિત છે.' સમાધિમાં થતા વિચાર-વિનિમયનું સર્વત્ર આવું કારણ હોય, એ પ્રાઈસની એક કલ્પના (હાઈપોથેસીસ) છે. એ જ ગ્રંથકાર કહે છે કે 'મૃત મનુષ્યના ચિત્તનો કોઈક અંશ મરણ પછી પણ અમુક મુદ્દત સુધી ચાલુ રહે અને ખાસ કરીને જો મરણવખતે એ મનુષ્ય અતિશય કષ્ટમાં હોય તો તેના ચિત્તનો ચાલુ રહેલો અંશ કોઈ જીવતા માણસના ચિત્ત સાથે સંબંધ બાંધી તે દ્વારા વિચારવિનિમય કરવાનો યત્ન કરે. અલબત્ત તે જીવતા માણસના ચિત્તમાં આવી છાપ લેવાની શક્તિ હોવી જોઈએ.' ઉપર ટુંકમાં દર્શાવ્યો છે, એવો એક વાર (અં. ચિયરી) પ્રસિદ્ધ છે.

નોંધઃ પ્રાઈસના પુસ્તકમાંથી વધારે ઉતારા કરવાની જરૂર નથી પણ એના ઉપર ટુંકી સ્પષ્ટતાકારક નોંધ કરવી જરૂરી છે. પહેલું તો અહિં ચિત્તનો જે અંશ મરણ પછી ચાલુ રહેવાની વાત છે, તેને આપણી પરંપરામાં વાસના કહેવામાં આવે છે. બીજું ઉપર ઈરવીનનો દાખલો ઉતાર્યો છે. એ જ એકમાં મહાન ગુપ્તચર વાર્તાલેખક કૉનન ડોઈલ એ જ બાઈને મરણ કરીને પ્રાઈસ સાથે કેટલીક ચર્ચા

કરી હોવાની નોંધ છે. પ્રાઇસ નોંધે છે કે "જાનન ડાઈલની વાણીની તથા વિચારની લઢણ વગેરે એ સત્ત્વનાં કથનોમાં સ્પષ્ટ દેખાતાં હતાં." વળી મહાન વૈજ્ઞાનિક સર ઑલીવર લૉજ માનસશાસ્ત્રીય સંશોધનોમાં રસ તો પહેલેથી લેતા હતા અને પોતાના પુત્રના મરણ પછી એના સંદેશા ગૃહીતો (જે. મીડીઅમો) દ્વારા મળે છે એવું દૃઢતાથી માનતા હતા. વળી પહેલી લડાઇમાં મૃત્યુ પામેલા ઘણા સૈનિકોના જીવો સંદેશાઓ આપતા હોવાની શ્રદ્ધા નિકટના પ્રિયજનોના વિયોગથી દુઃખીજનો–ખાસ કરીને માતાઓ અને પત્નીઓ વગેરેમાં પ્રબળ રૂપમાં પ્રગટી હતી; છતાં માનસશાસ્ત્રના વૈજ્ઞાનિક દૃષ્ટિવાળા બીજા સંશોધકો, શરીરના મરણ પછી જીવનું અસ્તિત્વ ચાલુ રહેતું હોય એવું માનવા માટે બુદ્ધિને સંતોષ આપે એવા પુરાવાઓ હજી નથી મળ્યા એમ સ્પષ્ટ કહે છે.

પણ આ માનસસંશોધકોમાંના જેમણે ઉપર નમુનાના દાખલાઓ ઉતાર્યા છે એવા પુરાવાઓ પુરી ચોકસાઇથી અને પૂર્વગ્રહ વગર તપાસ્યા છે. તેઓ ચિત્તની શક્તિઓ જ્ઞાનેંદ્રિયોની મદદ વગર નિકટના દેશકાળને ટપી જઈને ઘણા દૂરના બનાવોનું જ્ઞાન કેટલીક-વાર મેળવી શકે છે, એટલું સ્વીકારે છે. ચિત્તમાં એવી સહજ શક્તિ છે. જો કે એ શક્તિ કોઈક વ્યક્તિમાં જ પ્રકટ થાય છે. જેમાં પ્રગટ થાય છે તેમાં પણ આખી જિંદગી સુધી નથી રહેતી. અમુક ઉંમરે પ્રગટ થયેલી આવી અતિપ્રાકૃત (જે. પેરા નૉર્મલ) શક્તિ અમુક ઉંમર પછી પાછી લુપ્ત થઈ જાય છે, એવા દાખલા પ્રાઇમે જ આપ્યા છે.

આ અતિપ્રાકૃત અથવા પ્રાચીન શબ્દ વાપરીએ તો અતીન્દ્રિય શક્તિના બે પ્રકાર ગણી શકાયઃ (૧) દૂર દેશમાં પહોંચનારી અને બીજી દૂર કાળમાં પહોંચનારી. દૂર દેશમાં પહોંચનારી મનની શક્તિ ઍક્સ રે પેઠે વચમાં રહેલા દીવાલ વગેરેના અવરોધો ભેદીને જ્ઞેય

વસ્તુને જાણી શકે છે. મનની આ પ્રકારની શક્તિ વધારે પ્રમાણમાં અનુભવાય છે અને રેડિયોના સામ્યથી એ શક્તિના સ્વરૂપનો કદાચ ખુલાસો કરવા કોઈ લલચાય. જો કે હજી એ પણ બહુમાન્ય થયો નથી. પછી કાળમાં દૂર ગતિના બે પ્રકારો સ્પષ્ટ છે: (૧) ભૂતકાળમાં ગતિ અને (૨) ભવિષ્યકાળમાં. તેમાં ભૂતકાળમાં થયેલાં કાર્યો અને બનેલા બનાવોની રહી ગયેલી નિશાનીઓ ઉપરથી જુનો ઘણો ઇતિહાસ-માણસોનો જ નહિ પણ પશુ, પક્ષી, જંતુ વગેરેનો, અરે, પૃથ્વીના થરોનો પથ ઉકેલી શકાયો છે. પણ આ પ્રકારની ભૂતકાળમાં જે ગતિ તેને અતીન્દ્રિય કે અતિપ્રાકૃત ન કહી શકાય. તેમ જ જ્યોતિષવિદ્યામાં ફલાદેશ કહેવામાં આવે છે, તેમાં તે તે વ્યક્તિના ભૂતકાલીનજીવન વિષે તથા ભાવિજીવન વિષે ઘણું કહેલુ હોય છે, જેમાંથી કેટલુંક ખોટું અને કેટલુંક સાચું ય પડે છે. પણ આ ફલાદેશ કહેનાર જ્યોતિષી પણ અતીન્દ્રિય જ્ઞાનનો નહિ પણ ગણિતનો આશ્રય લઈ ને કહે છે. આ ફલજ્યોતિષની મૂળ યોજના કરનારની કલ્પનાનું રહસ્ય પણ મારા મત પ્રમાણે તો હજી જોતું સંશોધન થવું જરૂરનું છે એવું ગૂઢ જ છે.

પણ સાચાં ગૃહીતો અતીન્દ્રિય શક્તિથી દૂર દેશમાં અને દૂર ભૂતકાળમાં જોઈ શકે છે. જો કે તેઓની મનઃશક્તિ શી રીતે કાર્ય કરે છે એ હજી આપણે શોધી શકયા નથી; છતાં સંશોધનનો પ્રયત્ન ચાલુ રાખતાં કોઇક દિવસ એ રહસ્ય સમજાવાની આશા તો છે જ. પણ વધારે કઠણ કોયડો તો ભાવિમાં દૂરદૃષ્ટિનો છે. પ્રાઇસે આપેલો દાખલો અદ્‌ભુત છે. બીજા પણ નિર્વિવાદ સાચા કહેવાય એવા દાખલા બીજા સંશોધકોએ નોંધ્યા છે. આપણા પ્રાચીન સંપ્રદાયમાં આ દૂરદર્શન ને અતીન્દ્રિય જ્ઞાનને સિદ્ધિ કહે છે. યોગસૂત્રમાં અનેક સિદ્ધિઓ કહી છે. યોગસૂત્રમાં જ કહ્યું છે; જન્મૌષધિમન્ત્રતપઃ સમાધિજાઃ સિદ્ધયઃ। મતલબ કે જન્મ, ઔષધી, મંત્ર, તપ અને સમાધિથી સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. આ બધા પ્રકારની સિદ્ધિઓની વાતો આપણા પ્રાચીન

સાહિત્યમાં મળે છે. ઉપર જે દાખલા આપ્યા છે તે જન્મથી પ્રાપ્ત થતી એટલે સહજ સિદ્ધિના દાખલાઓ છે.

મારું પ્રયોજન સિદ્ધિઓને, અતીન્દ્રિય જ્ઞાનને કે એવા કોઈ ચમત્કારને સાબીત કરવાનું નથી, ત્યારે વહેમોરૂપ કુસંસ્કારોને નવી પ્રતિષ્ઠા આપવાનું તો શેનું જ હોય! આપણાં કુસંસ્કારથી ઊગી નીકળતાં સર્વ ઝાંખરાંને ઉખેડી નાખી વૈજ્ઞાનિક સંશોધન કરવા તરફ આપણે વળીએ અને એ રીતે સંશોધિત સત્યનો પૌષ્ટિક ખોરાક આપણા ચિત્તને આપી માનસયંત્રને સ્વસ્થ અને શુદ્ધ બનાવીએ, એવું સૂચવવાનો જ મારો આશય છે.

## ૨૩

# સમાધિના પ્રયોગો

**આ** દેશમાં યોગમાર્ગનો પ્રચાર ઘણો પ્રાચીન છે. સિન્ધુ સંસ્કૃતિવાળી પ્રજામાં તથા કેટલીક આદિવાસી જાતિઓમાં પણ કોઈક પ્રકારની યોગક્રિયા પ્રચલિત હોવાની માન્યતા છે. ઉપનિષદોમાં પ્રાચીન ઉપનિષદોને ખાસ નિદિધ્યાસન–ધ્યાનની અને પાછલાં પણ જુનાં શંકરોલ્લિખિત ઉપનિષદોને તો પાતંજલયોગનાં કેટલાંક અંગોની પણ ખબર છે[1] અને ગીતાને તો ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગ જેટલો યોગમાર્ગનો ઊંડો પરિચય છે.[2] આ પ્રાચીન યોગવિદો યોગ એટલે જ સમાધિ એમ ગણે છે. અને પતંજલિએ જો કે અષ્ટાંગ યોગના એક અંગ તરીકે સમાધિનું નિરૂપણ કર્યું છે ખરું, પણ એ શાસ્ત્રકાર પણ નિર્બીજ સમાધિ થઈ એટલે યોગ થયો એમ ગણે છે.

પતંજલિ પર્યંત યોગની ચર્ચા કરનારા બ્રાહ્મણ તથા બૌદ્ધ યોગવિદોનું લક્ષ્ય ચિત્તને એકાગ્ર તથા સંયમયુક્ત કરવા તરફ તથા ચિત્તની એવી નિરોધવાળી સ્થિતિમાં એક પ્રકારના આધ્યાત્મિક—અંદરથી ઊઠતા આનંદનો તથા એવા જ જ્ઞાનનો અનુભવ કરવા તરફ છે. બૌદ્ધો અને પતંજલિ પણ એને પ્રજ્ઞા કહે છે. પતંજલિ ચિત્તનો નિરોધ થતાં

---

૧. બૃહદારણ્યક ઉપનિષદ ૨-૪-૫માં નિદિધ્યાસની વાત છે. કઠ, મુંડક અને વિશેષતઃ શ્વેતાશ્વતર ઉપનિષદને યોગનાં કેટલાંક અંગોની ખબર છે.

૨. જુઓ ગીતાનો અધ્યાય ૬.

ચિત્ત અને પુરુષના પૃથક્ત્વનું સ્પષ્ટ દર્શન થઈને દ્રષ્ટાની સ્વરૂપમાં સ્થિતિ થાય તેને કૈવલ્ય અથવા મોક્ષ કહે છે અને એ જ યોગીઓનું લક્ષ્ય છે એમ ગણે છે.[3] બૌદ્ધો પણ શ્રદ્ધા, પ્રવ્રજ્યા, શીલ, સમાધિ અને પ્રજ્ઞાને નિર્વાણપ્રાપ્તિ માટે આવશ્યક ગણે છે, મતલબ કે સમાધિથી પ્રજ્ઞાનો ઉદય થાય છે અને સમાધિ નિર્વાણનું એક સાધન છે એમ ગણે છે.[4] ગીતા ભક્તિ, કર્મયોગ અને જ્ઞાન સાથે સમાધિ અથવા મનોનિગ્રહરૂપ યોગનો સમન્વય સાધે છે, એટલું જ નહિ પણ ગીતાના યોગમાં મનોનિગ્રહ સાથે આત્મશુદ્ધિ અને ઈશ્વરપરાયણતાને જોડેલ છે.[5] વળી, ગીતામાં યોગીના સુખનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે : "યોગમાં આત્માથી આત્માને જોઈને યોગી સંતુષ્ટ થાય છે તથા ઇન્દ્રિયોથી પર અને બુદ્ધિથી ગ્રાહ્ય એવું આત્યંતિક સુખ અનુભવે છે.' અને આ સુખને બ્રહ્મસંસ્પર્શરૂપ કહીને પાતંજલોક્ત યોગીની સ્થિતિથી ગીતાના યોગીની સ્થિતિને સ્પષ્ટ જુદી પાડી છે. ગીતાનો યોગી સર્વ ભૂતોમાં રહેલા આત્માને જુએ છે અને સર્વ ભૂતોને આત્મામાં જુએ છે વળી, એ યોગી સર્વ ભૂતમાં રહેલા પરમાત્માને ભજે છે, એટલું જ નહિ પણ એ સર્વના સુખદુઃખને પોતાનાં હોય એ રીતે જુએ છે અને છેવટે જે નિર્વાણની શાંતિને આ યોગી પામે છે તે પણ પરમાત્મામાં રહેલી શાંતિ છે

પાતંજલયોગનો યોગી અને ગીતાનો યોગી એ બ યોગી હોવા છતાં બેયની સાધનામાં અને બેયને પ્રાપ્ત થતા ફળમાં ઘણો ભેદ છે એ સ્પષ્ટ છે પણ ઉપરના બેય યોગથી ભિન્ન ત્રીજા પ્રકારના યોગના એક અંશની સંશોધનયોગ્યતાની થોડી ચર્ચા કરવા માટે આ પ્રયત્ન છે આ ત્રીજા પ્રકારના યોગનો, અથવા જે સમાધિના પ્રયોગોની

3 યોગસૂત્ર ૧-૨, ૧-૪૭, ૪૮, ૨-૨૭, ૨૮ અને ૩-૫

૪. જુઓ સમાધિમાર્ગ.

૫ ગીતાના યોગ અને યોગી માટે જુઓ ગીતા અ. ૬.

ચર્ચા હું કરવા ઈચ્છું છું તેનો સામાન્ય રીતે હઠયોગમાં સમાવેશ કરી શકાય. હઠયોગનાં અંગરૂપ આસન અને પ્રાણાયામનો પતંજલિએ પોતાના યોગશાસ્ત્રમાં અષ્ટાંગયોગનાં અંગરૂપે સમાવેશ કર્યો છે, એટલું જ નહિ પણ એ બેનો નિર્દેશ ઉપનિષદમાં અને ગીતામાં ય છે, પણ પાછળથી એ બે અંગોનો સારો વિકાસ થયો છે. પદ્માસન, વીરાસન, ભદ્રાસન, સ્વસ્તિક, દંડાસન, પર્યંક, ક્રૌંચનિષદન વગેરે થોડાં આસનોનાં નામો યોગસૂત્રના વ્યાસભાષ્યમાં મળે છે.[૬] આસનોનો અભ્યાસ વધતાં આસનના પ્રકારોની સંખ્યા વધી છે. વ્યાયામના એક આરોગ્યવર્ધક અને ક્વચિત્ રોગહર પ્રકાર તરીકે આસનોનો મહિમા આ જમાનામાં, આ દેશમાં અને અન્યત્ર પણ વધ્યો છે. પણ જાલંધરબંધ, ઉડ્ડીયાનબંધ જેવા બંધો અને ખેચરી આદિ મુદ્રાઓનો વિકાસ પાતંજલપરંપરાની બહાર મોટે ભાગે તાંત્રિક પરંપરામાં થયો છે.

નાડીચક્રોની પણ વિશેષ ચર્ચા આ તાંત્રિક પરંપરામાં મળે છે. જો કે નાડીનો ઉલ્લેખ ઉપનિષદમાં છે[૭] અને સુષુમ્ણા નાડીની વાચસ્પતિને ખબર છે.[૮] પણ હું જાણું છું ત્યાં સુધી નાડીચક્રોનો જુનામાં જુનો ઉલ્લેખ તો ભવભૂતિના માલતિમાધવ ( અં. ૫. શ્લોક ૧ ) નાટકમાં છે. ભવભૂતિએ સોળ નાડીચક્રો કહેલ છે, પણ નિરુત્તરતન્ત્ર, શારદાતિલક, ષટ્ચક્રનિરૂપણ વગેરે તંત્રગ્રંથોમાં છ નાડીચક્રો નીચે પ્રમાણે ગણાવ્યાં છેઃ—મૂલાધાર, સ્વાધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ અને આજ્ઞા. આ ચક્રોની ઉપરની સર્વમાન્ય ગણતરી તથા તેનો તંત્રગ્રન્થોમાં વર્ણનવિસ્તાર જોતાં ભવભૂતિ પહેલાંથી એટલે ઈ. સ. સાતમા શતકથી શરૂ થયેલી આ ત્રીજા પ્રકારના યોગની પરંપરા, એની અંદર અતિ

૬ યોગસૂત્ર ( ૨-૪૬ )ના ભાષ્યમાં.

૭ છાં. ઉ. ( ૮-૬ )માં નાડી શબ્દ છે, પણ ત્યાં અર્થ Nerve નથી. પણ પ્રશ્નોપનિષદ ( ૩-૬ )માં નાડીનો ઉલ્લેખ છે, તે કદાચ Nerve અર્થમાં હોય.

૮ જુઓ યો. સૂ. ૩-૩૧ ની ટીકા.

વાચસ્પતિના સમયમાં એટલે આઠમા—નવમા શતકમાં વિશેષ પ્રતિષ્ઠા ન હોવા છતાં, તાંત્રિકોમાં અને પાછળના નાથસંપ્રદાયના યોગીઓમાં ઠીક વિકાસ પામીને ચાલુ રહી છે. ગીતા ઉપર ઓવીબદ્ધ મરાઠી ભાષામાં સર્વશ્રેષ્ઠ જ્ઞાનેશ્વરી નામથી પ્રખ્યાત ટીકા લખનાર જ્ઞાનેશ્વર મહારાજને આ તાંત્રિક પરંપરાના યોગમાર્ગની પુરી ખબર છે. ગીતાના છઠ્ઠા અધ્યાયના ૧૪ મા શ્લોકની ટીકામાં જ્ઞાનેશ્વરે ઇડા, પિંગલા અને સુષુમ્ણા નાડીઓનું, ૭ ચક્રોનું અને કુંડલિનીશક્તિ જાગ્રત થઈને શું શું કરે છે તેનું વર્ણન કર્યું છે. અહિં જ્ઞાનેશ્વર અદ્વૈતવાદી જ્ઞાની ભક્ત હોવા છતાં ગોરખનાથના શિષ્ય ગહિનીનાથના પ્રશિષ્ય હતા એ ધ્યાનમાં રાખવાનું છે. જ્ઞાનેશ્વરનો સમય અત્યારે ઈ. સ. ૧૩ મા શતકનો પાછલો ભાગ મનાય છે. અને જો કે આપણી પાસે સળંગ પરંપરાનો ઇતિહાસ નથી પણ બધું જોતાં ત્રીજા પ્રકારના હઠયોગ અથવા કુંડલિનીસાધનાના યોગના કોઈ કોઈ સાધકો ૧૩ મા શતકથી તો આ દેશમાં થયે ગયા છે એમ માનવું કદાચ ખોટું નહિ હોય. કુંડલિનીને જાગ્રત કરવાની જાલંધરાદિ બંધો અને ખેચરી મુદ્રા વગેરે ક્રિયાઓ ખુબ જોખમભરેલી છે,. એટલે ગુરુ પાસે જ શીખવી પડે એવી એ ક્રિયાઓ છે. આ યોગમાર્ગના ઇતિહાસ વિષે આથી વધારે ચોકસાઇથી કાંઈ કહેવું શક્ય નથી, કારણ કે મોટે ભાગે એની સાધના ગુપ્ત રાખવામાં આવતી. પણ ઇડાદિ નાડીઓ અને તેનાં ૭ ચક્રો એ શું છે? આધુનિક વિજ્ઞાન સ્વીકારી શકે એવું તત્ત્વ એમાં કેટલું છે તે ચોક્કસ કહી શકાય એમ છે. નાડીચક્રો વગેરેના તાંત્રિક વર્ણનનો આધુનિક શારીર (Anatomy) તથા શારીર ક્રિયાવિજ્ઞાન (Physiology) સાથે મેળ બેસાડવાના જે થોડા પ્રયત્નો આપણે ત્યાં થયા છે તેમાં બે સારા છે, અને મેં જોયા છે તેમાંનો એક ડૉ. રેલે-નો 'મીસ્ટીરીઅસ કુંડલિની' નામના અંગ્રેજી પુસ્તકમાં છે અને બીજો કવિરાજ ગણનાથ સેનનો સંસ્કૃત 'પ્રત્યક્ષ શારીર'માં. મને ગણનાથ સેનનો પ્રયત્ન વધારે સારો લાગે છે. તંત્રોનો પરિચય એ બંગાળી

વિદ્વાનને સારો હોય એ સ્વાભાવિક છે. ગણનાથ સેનના મતનો અતિ ટુંકો સાર અહિં ઉતારું છું:—

પહેલું તો ગણનાથ સેન કહે છે કે આયુર્વેદમાં નાડી શબ્દ સર્વત્ર ચોક્કસ રીતે 'નર્વ' (Nerve)ના અર્થમાં વાપર્યો નથી પણ તંત્રોમાં 'નર્વ' અર્થમાં જ વાપર્યો છે. અને તંત્રોક્ત વિસ્તારનો સાર એવો છે કે 'નાડીઓ જો કે અનન્ત છે પણ તેમાં મૂલભૂત મુખ્ય ત્રણ છેઃ ઇડા અને પિંગલા જે પૃષ્ઠવંશ (Spine)ની બહાર ધનુષ્યાકારે રહેલ છે અને ત્રીજી સુષુમ્ણા પૃષ્ઠવંશના મધ્યમાં ઘણાં સૂત્રોના સમૂહવાળી છે, તે માથામાં સહસ્ત્રદલ સાથે જોડાયેલ છે. આ સહસ્ત્રદલ[1] તે મગજ, બીજું કાંઈ નહિ. પછી ૭ ચક્રો એ પણ કાલ્પનિક નથી. પણ આ ચક્રો તે સુષુમ્ણાના જુદા જુદા ભાગોમાંથી બહાર નીકળતા સ્વતંત્ર નાડીમંડલના પાતળા તંતુઓ બહાર આવ્યા પછી પરસ્પર મળી જઇને રચાયેલાં છે. તંત્રોક્ત ૭ ચક્રોના આધુનિક પર્યાયો પ્રત્યક્ષ શારીરમાં નીચે પ્રમાણે આપ્યા છેઃ—

(૧) મૂલાધાર ચક્ર—Spinal portion—Lumber Centres, outer portion Pelvic plexus.

(૨) સ્વાધિષ્ઠાન ચક્ર—Spinal portion—Lumber Centres, outer portion Inferior Mesenteric plexus.

(૩) મણિપુર ચક્ર—Spinal portion—Lower Thoracic Centres, outer portion—Solar plexus.

(૪) અનાહતચક્ર—Spinal portion—Upper Thoracic Centres, outer portion—Cardiac and Pulmonary plexuses.

(૫) વિશુદ્ધ ચક્ર—Centres in the Medula (Upper para-sympathetic portion)

(૬) આજ્ઞાચક્ર—આજ્ઞાચક્ર એટલે બન્ને આનાકંદોથી ઢંકાયેલો પ્રહા-ગુહાનો ભાગ.

Optic Thalami along with tbe Hypothalamic region.

આ બધાં ચક્રોના અધિષ્ઠાતા તરીકે મસ્તિષ્ક (Cerebral Cortex) રહેલું છે. એને યોગીઓ પરમ શિવસ્થાન તરીકે ઓળખે છે.

નાડીચક્રોની પ્રાચીન કે આધુનિક પરિભાષામાં આથી વધારે ચર્ચા મારા વક્તવ્યને આવશ્યક નથી. એટલે હવે આ પ્રકારની સમાધિના જે દાખલાઓ ચમત્કારિક અસર મન ઉપર કરે છે અને સંશોધનની અપેક્ષા રાખે છે તે નોંધું છું. જે જુનામાં જુનો ચોક્કસાઈથી નોંધાયેલો દાખલો હું જાણું છું તે સાધુ હરિદાસનો છે. પંજાબના છેલ્લા શીખ મહારાજા રણજિતસિંહના વખતમાં અને એ મહારાજાની સમક્ષ સાધુ હરિદાસે ઈ.સ. ૧૮૩૭માં સમાધિ કરી ને જમીનમાં દટાયા હતા. 'સાધુ હરિદાસે એકક લગાવી. પછી તેમને લુગડાં વડે ઢાંકી દીધા અને સીવી લીધા. પછી લાકડાની પેટીમાં નાખી તેને મજબુત ખીલાથી ઠોકી તે ઉપર કેટલીક જગ્યાએ મહારાજાની મીલ-મહોર કરી. આ પછી પેટીને ઈરાદે બનાવેલું ભોંયરું હતું તેમાં ઉતારી અને ઉપર મટોડી તથા રેતી નાખી, જેમ સાધારણ રીતે કબરો ચણે છે તે રીતે, ચણી લીધું, આ જમીને ઉપર દાણા વાવ્યા અને તેના ઉપર છોડ ઊગી નીકળ્યા. આ કબરની દેખરેખ રાખવા માટે એક લશ્કરી ચોકી પહેરો ગોઠવવામાં આવ્યો. આ ચોકીપહેરો રાતદિવસ ચાલુ હતો. ચાળીસ દિવસ વીત્યા બાદ મહારાજાની સમક્ષ એ કબર ખોદી અને સાધુને બહાર કાઢ્યા. આ સાધુને દાટતી વખતે તથા બહાર કાઢતી વખતે અંગ્રેજ અને ફ્રેંચ દાક્તરો હાજર હતા. બહાર કાઢ્યા ત્યારે એ સાધુની સ્થિતિ કેવી હતી. તે નજરોનજર જોનાર એક અંગ્રેજ 'વર્ડ' નામના પત્રમાં નીચે મુજબ જણાવે છેઃ—

ચાળીસમે દિવસે હું મહારાજા રણજિતસિંહની સાથે જ્યાં સાધુને મૂક્યો હતો તે સ્થળે ગયો. લાહોરના એક મહેલની નજીક કબરમાં આ સાધુને દાટ્યો હતો. તેની આસપાસ ખુલ્લી ઓસરી હતી અને તેમાં વચલા ઓરડામાં સાધુની સમાધિ હતી. હાથીની સવારીમાં બધા દરબારીઓ સાથે ગયા પછી મહારાજાએ મને બધા ઓરડાઓ તપાસવા કહ્યું, અને જેવી સ્થિતિમાં તે મુકયા હતા તેવા અનામત મને માલુમ પડયા. પેટીની ત્રણ બાજુઓ મજબુત સીસાના ખીલા ઠોકીને જેવી રીતે મુકી તેવી જ આબેહુબ માલુમ પડી. તાળાં ઉપર મ્હોટી ચોટી ગઇ હતી. હવા આ ઓરડામાં મુદ્દલ દાખલ થતી નહોતી. ઉપરાંત સાધુને ખોરાક આપી શકાય તેવી કુદ્દલ સગવડ નહોતી. તે ઉપરાંત દીવાલો કે ઓરડામાં કોઈ દાખલ થયું નહોતું એ જાળાં બાઝવાથી જોઈ શકાતું હતું.

મહારાજા રણજિતસિંહે પોતે સીલ કરી હતી તે આબેહુબ છે એમ ચોક્કસ જણાવ્યું અને પોતે અંગ્રેજની માફક આ અખતરો ફતેહમંદ થશે નહિ એમ ધારતા હતા; તેથી ખડે પગે રાત્રિદિવસ ચોકીપહેરો રાખ્યો હતો. ઉપરાંત દરરોજ રાજ્યનો અધિકારી આવીને બરોબર બંદોબસ્ત છે કે નહિ તે જોઈ જતો હતો.

આ પ્રમાણે ત્યાંની સ્થિતિ જોયા પછી અમે સામે ખુરશી પર ઓસરીમાં બેઠા અને મજુરોએ ખોદવાનું શરૂ કર્યું. એક અધિકારીએ સીલ તોડી અને તાળું ખોલ્યું. જ્યારે ઓરડાનો દરવાજો ખોલવામાં આવ્યો ત્યારે અંદરથી અંધારૂં દેખાતું હતું. મહારાજા અને હું એ ઓરડામાં દાખલ થયા અને એક બત્તી સાથે લીધી. ત્રણ ફુટ નીચે ભોંયરામાં ઉતરી જ્યાં ત્રણ ફુટ પહોળી અને ત્રણ ફુટ લાંબી લાકડાની પેટી પડી હતી ત્યાં પહોંચ્યા. આ પેટીને તાળું લગાવેલું હતું અને સીલ મારેલી હતી. આ પેટી ખોલ્યા પછી અમે શણના કપડામાં વીંટેલું માનુષ શરીર જોયું. તેને માથે દોરી બાંધી હતી. અને તે ખોલતાં તોપોની સલામી આપવામાં આવી હતી. આસપાસ એકઠા

થયેલા લોકોની ઠઠ જોવાને ધસી આવી. લોકોની અભિલાષાને સંતોષ આપ્યા પછી એ સમૂહને દૂર કરવામાં આવ્યો અને સાધુના શિષ્યે એ શરીરને બહાર કાઢી પેટીને અઢેલીને મુક્યું, અને જેમ હિંદુઓના દેવોની મૂર્તિ સમાધિની અવસ્થામાં બેઠેલી હોય છે તેમ રાખ્યું. અમે પછી ભોંયરામાં ઊતર્યાં. ભોયરું એટલું તો નાનું હતું કે માંડમાંડ બેસી શકાતું હતું અને હાથપગ બન્નેના અકોચક લાગતા હતા.

પછી શિષ્યે તે શરીર ઉપર ગરમ પાણી છાંટવા માંડ્યું. પણ મને છળભેદની ભ્રાંતિ થઈ અને તેથી મેં મહારાજાને આ શરીર કોથળામાંથી બહાર કાઢવા કહ્યું. અમે કોથળો ખોલ્યો તો ભીનો થયેલો માલુમ પડ્યો. સાધુના હાથપગ ચીમળાઈ ગયેલા અને ઠંડા લાગતા હતા. મોં સીધું અને ઊંચું વળી ગયેલું મુડદા જેવું હતું. મેં આ પછી દાક્તરોને બોલાવી એ મુડદાની તપાસ કરાવી પરંતુ તેઓ નાડીના ધબકારા સાંભળી શકયા નહિ અને હાથ કે છાતીમાં કશી હીલચાલ નહોતી. માત્ર મગજમાં (માથામાં જોઇએ.–દ.) થોડી ગરમી માલુમ પડી અને બીજે સ્થળે જીવનના સંચારનાં કંઈ જ ચિહ્નો જણાયાં નહિ.

શિષ્યે ગરમ પાણીથી સાધુને નવડાવ્યા, અને હાથપગને લાંબા-ટુંકા કરવા માંડયા. શિષ્યે મોટા ગરમ રોટલો સાધુના માથે મુકયો અને એ પ્રમાણે ગરમ રોટલાને બે ત્રણ વખત ઉથલાવીને મુક્યો. કાન તથા નાકમાંનાં મીણ તથા રૂ તેણે કાઢી નાખ્યાં અને છરીવડે મહામુશ્કેલીએ મોં ઉઘાડ્યું અને હાથવડે જડબાં પકડી રાખી જીભ ખેંચી. પરંતુ વારંવાર તે પાછી ચાલી જતી. તોપણ તેમાં સજીવન-પણું લાવવા લાગટ પ્રયાસ કર્યો.

આ પછી તેની આંખોનાં પોપચાં ઘીથી મસળ્યાં. પછી તે ઉઘાડ્યાં તો માલુમ પડ્યું કે ડોળામાં કુદરતી જીવનનો સંચાર નહોતો. ત્રણ વખત ગરમ રોટલો પાછો મુક્યા પછી શરીરમાં હીલચાલ શરૂ

થઈ, શ્વાસને ગતિ આવી અને કુદરતી રીતે સજીવનપણાની નિશાની જણાવા માંડી. હાથની નાડીમાં ધીમે ધીમે ધબકારા શરૂ થયા, અને તે પછી શિષ્યે ઘી છભ ઉપર મુકયું અને ગળાવી દીધું.

થોડી મિનિટ પછી સાધુએ ડોળા ઉઘાડયા અને સામે મહારાજા રણજીતસિંહને જેયા. પછી ધીમે અવાજે સાધુએ કહ્યું કે, "કેમ મહારાજાસાહેબ, હવે મારી યોગક્રિયાને માન્ય કરો છો કે નહિ ?" મહારાજાએ હા પાડી અને સાધુને મોતીની અમૂલ્ય માળા ભેટ આપી. તે ઉપરાંત બે સોનાનાં કડાં અને એક ખેલાતનો લેખ અર્પણ કર્યો કે જે માત્ર રાજકુમારોને જ આપવામાં આવે છે.

આ પ્રમાણેની ક્રિયામાં માત્ર અર્ધો કલાક વહ્યો હતો અને બીજા અર્ધા કલાકમાં સાધુ સૌની સાથે છુટથી વાતો કરવા મંડયા. માણસ જીવતો દટાય અને પાછો જીવતો રહે એ બાબત હું કદી માનતો નહોતો. અને તેમાં પણ ચાળીસ દિવસ સુધી દટાય એ તો અસંભવિત જ માનતો હતો. પરંતુ આ પ્રત્યક્ષ પુરાવાથી મારા મનનું સમાધાન થયું છે, અને આ હેરતભર્યો પ્રયોગ કદી પશ્ચિમમાં કોઇ કરી શકશે નહિ. એ તો પૂર્વને જ સોંપ્યું." (દૈનિક હિન્દુસ્થાનના અંકમાંથી).સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી પ્રકાશીત 'શ્રી આદર્શ ચરિત્ર સંગ્રહ ' ભાગ બીજો ( આ. બીજી સં. ૧૯૯૭ )માંથી ઉપલો ઉતારો લગભગ શબ્દશઃ કર્યો છે. જે દૈનિક હિન્દુસ્થાનના અંકમાંથી એ ગ્રન્થમાં ઉતારો લેવામાં આવ્યો છે તે અંકની તારીખ આપી નથી, તેમજ જે મૂળ ' વર્લ્ડ ' નામના અંગ્રેજી સામયિકમાંથી હિન્દુસ્થાને ઉતારો કર્યો છે તેના વર્ષ કે અંકસંખ્યાનો અતિ આવશ્યક હોવા છતાં ઉલ્લેખ કર્યો નથી. પણ મને વર્ષો પહેલાં અંગ્રેજી ગ્રન્થમાં ઉપલી હકીકત વાંચ્યાનું બરાબર સ્મરણ છે, પણ અત્યારે હું એ મેળવી શકયો નથી. પણ ' એન્સાયક્લોપીડિયા ઓફ રીલિજિયન એન્ડ એથિકસ'માં યોગી શબ્દ નીચે જેમ્સ બ્રેઇડના ૧૮૫૦ માં

છપાયેલા પુસ્તકમાંથી યોગીઓની ઘણા દિવસો સુધીની સમાધિના દાખલા હોવાનો હવાલો આપ્યો છે. આ પુસ્તક Observations on trance or human hipernation મને અહીંના સૌ. એ. સો. ના પુસ્તકાલયમાં પણ જોવા મળ્યું નહિ.

આ પછી મ્યુનિચ (યુરોપ)નો હારવર્ડ કિસન નામનો એક યોગાભ્યાસી ૧૯ કલાક સુધી જીવતો દટાયો હતો એવા સમાચાર ૧૬મી માર્ચ ૧૮૫૦ના 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'માંથી ૧૯મી માર્ચ ૧૯૫૦ના 'ધી સન્ડે ટાઇમ્સ'માં ઉતાર્યા છે.

પછી છેલ્લાં ૪૦–૫૦ વર્ષોમાં આ દેશમાં સમાધિના આવા દાખલા બન્યા હશે. બે દાખલા મને યાદ છે પણ વિગતવાર નોંધ નથી. થોડાં વર્ષો પહેલાં વિલેપાર્લેમાં એક યોગી સમાધિ કરીને દટાયો હતો. એને જોવામાં મારા એક દાક્તર મિત્ર હતા નાડ કે હૃદય ચાલતાં નહોતાં એમ એ કહે છે. અને છેલ્લો દાખલો સ્વામી રામદાસજીએ ૧૯૫૦ના ફેબ્રુઆરીમાં મુંબઇમાં મરીન ડ્રાઇવ ઉપર સેંકડો માણસો તથા પોલીસ વચ્ચે ચાર દિવસની જમીન નીચે અને ૩૬ કલાક પાણીની નીચે સમાધિ લીધી હતી એ છે.

ઉપર જે દાખલાઓ સમાધિના ઉતાર્યા છે તે દાખલાઓમાં એ સમાધિ કરનારા યોગીઓને પાતંજલયોગમાં કહ્યું છે તેવો સમાધિમાં અધ્યાત્મપ્રસાદ નથી થતો, કે તેઓને ઋતંભરા પ્રજ્ઞા અથવા વિવેકખ્યાતિ થતી હોય એવું દેખાતું નથી. એક સમાધિ લેનારને એ વખતે જ થયેલા ક્રોધનું વર્ણન પાસે ઊભેલા મિત્ર પાસેથી સાંભળ્યું છે. ગીતામાં કહેલાં બ્રહ્મસંસ્પર્શના અથવા અતીન્દ્રિય અને બુદ્ધિગ્રાહ્ય સુખના અનુભવનો સંભવ નથી લાગતો. ત્યારે આ પ્રકારની સમાધિનો ઉપયોગ શું? એ યોગીઓ તો પોતાની એક રીતે જાહેરખબર કરતા હોય એવું લાગે છે. ક્વચિત્ મહારાજા રણજિતસિંહે આપ્યો હતો તેવો સોના મોતીનો આર્થિક લાભ અને પ્રશંસા

તથા સન્માન મળતાં હશે પણ એમાં પ્રશ્ન જુદો જ છે. આવી સમાધિ શી રીતે શક્ય બને છે એ સંશોધન માટેનો અતિ અગત્યનો પ્રશ્ન છે. એનો સાચો ખુલાસો મેળવી શકાય તો માનસશાસ્ત્રના એક વિભાગ ઉપર ઘણો પ્રકાશ પડે. પણ એ રીતે આ પ્રયોગો ઉપર વિશેષ ધ્યાન જ અપાયું નથી. વર્ષો પહેલાં ૧૯૨૬ ની આખરમાં મુંબઈના મેડિકલ યુનિયન આગળ એક દેશબન્ધુ નામના માણસે બે મિનિટ સુધી નાડીના ધબકારા અટકાવવાના અને થોડી સેકંડો સુધી હૃદયના ધબકારા અટકાવવાના પ્રયોગો કરી બતાવ્યા હતા. એ પ્રયોગ વખતે સાક્ષાત્ નાડી હાથમાં રાખીને બેઠેલા એક ડૉ. વસંત જી. રેલેએ એ પ્રયોગો પછી હઠયોગવિષયક હઠયોગપ્રદીપિકા, શિવસંહિતા, યોગવાસિષ્ઠ, ' ધી સર્પન્ટ પાવર ' વગેરે સાહિત્યનો અભ્યાસ કરીને ' ધી મીસ્ટીરીઅસ કુન્ડલિની ' નામનું પુસ્તક ૧૯૨૭માં લખ્યું છે. તેમાં એ right Vagus nerveને કુંડલિની ઠરાવે છે. જ્યારે ગણનાથ સેન Vagus nerveનો પર્યાય પ્રાણદા નાડી આપે છે અને રેલેનો ખુલાસો સર જોન વુડ્રોફને પણ સંતોષકારક નથી લાગ્યો. પણ શ્રી રેલે પોતાના પુસ્તકના અન્તમાં જે કહે છે કે સ્વતંત્ર નાડીતંત્ર ( Antonomic nervous system ) ઉપર સાધારણ રીતે માણસની ઇચ્છાશક્તિનો કાબુ નથી તે સ્વતંત્ર નાડીતંત્ર ઉપર શારીરિક તથા માનસિક વ્યાયામો અર્થાત્ યોગની ક્રિયાઓદ્વારા કાબુ મેળવવો એનું નામ કુંડલિનીયોગ. એ તો સાચું લાગે છે. લેખના આરંભમાં જે નાડીચક્રોની વાત કરી છે તે આ સ્વતંત્ર નાડીતંત્ર સાથે સંબદ્ધ છે અને જાલંધરબંધ. આસનો તથા પ્રાણાયામ સાથે તીવ્ર ઇચ્છાશક્તિનો યોગ થવાથી આ નવો કાબુ આવે છે એમ આ યોગીઓ માને છે. મહારાજા રણજીતસિંહના સમયના યોગીની જીભ ખેંચવાની જે વાત છે તે ખેચરીમુદ્રા તે યોગીએ કરી હશે ? એ ગમે તેમ હો પણ આ યોગીઓએ પોતાની ક્રિયાઓને જાહેરમાં મુકી નથી. કોઈ વિરલ શિષ્યને શીખવતા હશે ત્યારે કોણ જાણે કેટલી ગુપ્તતા જાળવતા હશે. પણ વધારે આશ્ચર્ય-

ડારક'તો એ છે કે રણજીતસિંહના સમયના એક અંગ્રેજે એ પ્રયોગમાં જેટલો રસ લીધો હતો તેટલો પણ તે પછી કોઈએ લીધો જણાતો નથી. ક્રોધ, ભય આદિ વૃત્તિઓનું તથા ઘેલછા જેવા રોગોનું મુળ મગજના કયા કેન્દ્રમાં છે એ તપાસવા માટે તથા એને પરિણામે ઘેલછા જેવા રોગને દૂર કરવા માટે તથા અમુક વૃત્તિઓને કાબુમાં લેવા માટે પુષ્કળ પ્રયોગો માનસશાસ્ત્રીય પ્રયોગશાળાઓમાં થાય છે. એ રીતે આ સમાધિના પ્રયોગની 'કાર્ડીઓગ્રામ' વગેરેથી વૈજ્ઞાનિક પરીક્ષા કરીને આપણા દાક્તરોએ તથા વૈજ્ઞાનિકોએ જેમ સ્વામી કુવલયાનન્દે આસનોનો વૈજ્ઞાનિક અભ્યાસ કર્યો તેમ આ સમાધિના પ્રયોગોનો અભ્યાસ કરીને શોધી કાઢવું જોઈએ કે હવા વગરની જે સ્થિતિમાં માણસ થોડી મિનિટોમાં મરી જાય, જે સ્થિતિમાં હૃદય બંધ થતાં લોહી જામી જાય તથા શરીર સડવા માંડે એ સ્થિતિમાં આ યોગીઓ કઈ શક્તિથી જીવી શકે છે. નાડી વગેરે ન ચાલતું હોય ત્યારે જીવન–ચેતના ક્યાં રહે છે? વિચાર કરનારને આ પ્રશ્નની વૈજ્ઞાનિક મહત્તા સમજાશે. કોઈ અભ્યાસ કરવા પ્રેરાય એ હેતુથી જ આ લેખ લખ્યો છે.

૨૪

## સમાધિ-ચમત્કાર વિષે થોડી વધુ ચર્ચા

'સંસ્કૃતિ'માં ૧૯૫૦ના અંકમાં સમાધિના પ્રયોગો ઉપર મારો જે લેખ છપાયેલો તેના અનુસંધાનમાં, આ લેખમાં થોડી ચર્ચા એકાદ નવી હકીકત સાથે, વાંચવામાં આ માસિકના વાંચનારાઓને બહુ કંટાળો નહિ આવે એમ ધારું છું. એ લેખમાં હરિદાસ યોગીના પ્રયોગના સવિસ્તર વર્ણનથી હઠયોગના જે સમાધિપ્રકારનું નિરૂપણ કર્યું હતું તે યોગપ્રકારનું વૈજ્ઞાનિક સંશોધન આવશ્યક છે અને એ સંશોધન દ્વારા માનસશાસ્ત્રના અમુક ફૂટ પ્રશ્ન ઉપર પ્રકાશ પડવાના સંભવ ઉપર વિચારકોનું ધ્યાન દોરવાનો ઉદ્દેશ હતો. હવે એ પ્રશ્નને વિશેષ ધ્યાનથી વિચારતાં મને લાગે છે કે માત્ર શાસ્ત્રની પ્રગતિ જ નહિ પણ જો એ પ્રકારની સમાધિનું રહસ્ય વધારે સમજી શકાય અને જે શક્તિથી સ્વતંત્ર નાડીમાં (Autonomic nervous system) ઉપર એ હઠયોગીઓ કાબુ મેળવી શકે છે. માનસશક્તિને વધારે સુલભ કરી શકાય તો 'હીપ્નોટીઝમ' પેઠે એ શક્તિનો રોગહર પ્રણાલીમાં ઉપયોગ કરી શકાય અને એ કર્તવ્ય છે. એ દિશામાં ભવિષ્યમાં કોઈ યોગીઓ થાય તો તેઓએ પ્રયત્નો કરવા જોઈએ. પણ આવી સૂચનાનો કાંઈ અર્થ નથી, એ હું સમજું છું.

બીજી વાત એ છે કે આગલા લેખનો, જમીનમાં દટાઈ રહેનારા યોગીઓ આ દેશમાં જ થયા છે એવો ધ્વનિ હરિદાસ યોગીના દાખ-

લાથી કે મારાં બીજાં કોઈ વાક્યોમાંથી નીકળતો હોય તો એ ધ્વનિ યથાર્થ નથી. યુરોપમાં એક માણસે એવો પ્રયોગ કર્યાનો દાખલો એ લેખમાં ૮૮ નોંધ્યો છે અને આફ્રિકાના મૂર કે બર્બર જાતિના ફકીરનો દાખલો નીચે આપ્યો છે.

હેરી પ્રાઇસ લખે છે કે[1] પહેલા વિશ્વયુદ્ધ પહેલાં હું ઉત્તર આફ્રિકામાં મુખ્ય શહેરમાં મોજ માટે થોડા દિવસ રહ્યો હતો. ત્યારે ટ્યુનીસ શહેરમાં એક ફકીર જે જીવતો દટાયો હતો તેને ખોદી કાઢવામાં મેં પણ ભાગ લીધો હતો. એ શહેરના દેશી લત્તામાં ભરાયેલા મેળામાં જ્યાં ગારડીઓ અને અમેરિકી પ્રવાસીઓ ટોળે વળેલા દેખાતા હતા, ત્યાં તપાસ કરતાં માલુમ પડ્યું કે એક ફકીર (બર્બર કે મૂર જાતિનો) જીવતો દટાયો હતો અને હું ત્યાં પહોંચ્યો ત્યારે તેને જીવતો કે મરેલો ખોદી કાઢવાની ક્રિયા જોવાને બધા એકઠા થયા હતા.

પ્રાઇસ કહે છે કે હું યે એ ટોળામાં પેઠો અને જે અમેરિકી ગૃહસ્થે આ પ્રયોગની બધી વ્યવસ્થા કરી હતી તેને શોધી કાઢ્યો. અને તેણે જે વિગતો કહી તે નીચે ઉતારી છે.

યોગ્ય બદલો આપવાનું ઠર્યા પછી આ મૂર ફકીરે દશ દિવસ સુધી મૃતસમ અવસ્થામાં[2] દટાઈ રહેવાનું કબુલ કર્યું હતું. આ ઠરાવ થયા પછી એ ફકીર એક અંધારા ઓરડામાં સો કલાક સુધી પુરાઇ રહ્યો હતો. એ વખત દરમિયાન તેણે બિલકુલ ખોરાક લીધો ન હતો અને પાણી પણ ઘણું થોડું પીધું હતું. છેલ્લા દશ કલાકમાં તો બિલકુલ પાણી પણ પીધું ન હતું. એની પાસે કોઇ સાથી ન હતો. અને આ પ્રયોગ માટે પોતે કરેલી તૈયારીનું વર્ણન તેણે પોતે

---

૧. હેરી પ્રાઇસનું Search for Truth પૃ. ૧૮૩

૨ હેરી પ્રાઇસે આ અવસ્થા માટે hibernate શબ્દ વાપર્યો છે. ઘણાં જન્તુઓ આવી સ્થિતિ કેટલાક કાળ સુધી કુદરતી રીતે પ્રાપ્ત કરે છે.

જ કર્યું હતું. બ્રાઈસ લખે છે કે મને તો ખાતરી છે કે પોતાનાં નાડીકેંદ્રોને બેશુદ્ધ કરીને સમાધિસ્થિતિ (trance)ને લાવવા માટે તે ફકીરે કોઇક ઘેન લાવનાર દવાઓ લીધી હશે. સો કલાક પછી તેના સાથીએ એ ઓરડાનું તાળું ઊઘાડયું અને ફકીરના શરીરને ખાટલીમાં ઉપાડી દાટવાની જગ્યાએ લીધું.

એ માણસમાં અસાધારણ ફેરફાર થઈ ગયો હતો. એ ગાઢતમ સમાધિમાં હતો અને લાકડાના કટકા જેવો અક્કડ લાગતો હતો. એની નાડી નહિ જેવી ચાલતી હતી. એનો ચહેરો ખેંચાઇ ગયેલો અને લોહી વગરનો ફીક્કો લાગતો હતો. આંખો સખત બીડેલી હતી અને એ તદ્દન મરી ગયેલો લાગતો હતો.

તેને દાટવાના સ્થળે સૌ પહોંચ્યા એટલે તેનો સાથી કાંઈક પદાર્થ લઈ આવ્યો જે જાડા મધ જેવો કે મીણ જેવો હતો, અને તેને રૂ સાથે મેળવી એ રૂનાં પુમડાં આ ફકીરનાં નસ્કોરાં તથા કાનમાં ખોસી દીધાં. અને તે રૂની જ ગોળી આંખના પોલાણમાં ખોસી દીધી. પછી એક અમેરિકી ગૃહસ્થે એક નવા ધોળા કપડાંનો કોથળો કાઢયો અને એ કોથળામાં ફકીરના શરીરને પુરેપુરું વીંટી લીધું અને કોથળાના મોઢાને મજબુત દોરડાથી બાંધી લીધું અને તેના ઉપર અમેરિકી ગૃહસ્થની વીંટીથી સીલ કર્યું. હવા માટે ફકીરના મોઢા સામેના કોથળાના ભાગમાં થોડાં કાણાં પાડયાં. પછી એ ફકીરના શરીરને પાંચ ફુટ ઊંડા ખાડામા ઉતાર્યું. આ ખાડો પહેલેથી તૈયાર રાખ્યો હતો અને તેમાં તળીયે લાકડાનાં પાટીયાં રાખ્યાં હતાં અને ફકીરના શરીર ઉપર બે ત્રણ પાટીયાં ઢીલાં મુકીને તેને ઢાંકી દીધું. પછી એ ફકીરના સાથીએ ખાડામાં માટી નાખવા માંડી અને થોડી થોડી વારે ખુબ દબાવીને ખાડો પુરી દીધો. આ રીતે ફકીરને દાટવાની ક્રિયા પુરી થયા પછી તેના ઉપર આ પ્રયોગ ગોઠવનારાઓએ રાતદિવસ ચાલુ ચોકી રહે એવો પ્રબંધ કર્યો.

પછી જ્યારે તેને ખોદી કાઢયો ત્યારે શું બન્યું એ પ્રાઇસે વર્ણવ્યું છે. એ વખતે તો પોતે હાજર હતો. ટોળે વળેલા લોકોને દૂર રાખવા માટે મોટી પોલીસ ટુકડી હાજર રહી હતી. અને મજુરોએ પાવડાઓ વતી માટી કાઢવા માંડી. ખાડામાંથી નીકળેલી માટીનો ઢગલો અમારા પગ પાસે જેમ વધવા લાગ્યો તેમ શું થશે એ આશ્ચર્યચિંતામાં અમારા શ્વાસ થંભી ગયા. ઉંવટ માણસો ઉપરના પાટીયા સુધી પહોંચ્યા અને સંભાળથી એ ઉપાડી લીધાં. અમે બધા ખાડામાં જોવા લાગ્યા. ખાડામાં મેં કહેલો સુતરાઉ કોથળો દેખાતો હતો. હવે એનો રંગ ધોળો રહ્યો નહોતો. પણ તે ઉપર લીલી ફુગ બાઝી ગઈ હતી. અને અમારામાં વિચિત્ર ઉશ્કેરાટની લાગણી વ્યાપી ગઈ. જો કે મારા અમેરિકી મિત્રો પહેલાં તો આ ફકીર દશ દિવસ સુધી અથવા દશ વર્ષ સુધી જમીનમાં પાંચ ફુટ ઊંડા ખાડામાં દટાયેલો પડ્યો રહે એ વસ્તુ તરફ બિનંગત તટસ્થતાથી જોતા હતા. પણ હવે જ્યારે એનું શરીર જોવામાં આવ્યું ત્યારે તેઓને પણ અતિશય ચિંતા થવા લાગી કે કોઈ રીતે જો પુનર્જીવન શક્ય હોય તો આ ફકીરને પાછો જીવતો કરવો જોઇએ. પછી એ ફકીરનું શરીર એક ખાટલી ઉપર લીધું અને ખાટલીને ગારુડીઓના અડ્ડામાં લઇ ગયા. પછી ફકીરના શરીર ઉપર વીંટાળેલ કોથળાનું મોઢું ઉઘાડયું. એ વખતે કોથળાના મોઢા ઉપર સીલ જેમનું તેમ હતું. પછી. તેના શરીર ઉપરથી થોડાં ચીંથરાં ફાડીને કાઢી નાખ્યાં. એ ઘરડો ફકીર નેવું વર્ષનો લાગતો હતો. પછી એના શરીરને બરાબર તપાસ્યું. દેખીતી રીતે એ મડદું જ લાગતો હતો. એનો દેખાવ ગમે એવો નહોતો. ફકીર લાકડી જેવો અક્કડ અને અચળ લાગતો હતો. એના બધા અવયવો અક્કડ અને બેસી ગયેલા હતા. માણસ બરાબર મડદું જ લાગતો હતો. તેના ચહેરા ઉપર લોહી નહોતું. દાંત ભીડાઈ ગયા હતા અને શરીર બરફ જેવું ટાઢું હતું; અકસ્માતમાં જરૂર પડે એમ ધારી એક દાક્તરને હાજર રાખ્યો હતો. તેણે કહ્યું કે એ માણ-

સના હૃદયની ગતિ દેખાતી નથી અને નાડ જાણી નથી જ. પણ મૃત્યુ પછી શરીરમાં જે સડો થવા માંડે છે તેની અસર પણ બિલકુલ નહોતી થઇ. ફકીરને પાછો જીવતો કરવા માટે કરેલી તૈયારીઓ સાદી હતી. પહેલું તો એના આખા શરીર ઉપર પુષ્કળ ગરમ પાણી રેડયું. માથા ઉપર, માથાના પાછલા ભાગ ઉપર અને હૃદય ઉપર ગરમ રોટલાની પોટીસ મુકી. પછી નસકોરાં વગેરેમાંથી પુમડાં ખેંચી લીધાં. થોડી મિનિટોમાં ફકીરના શરીરના અવયવોની અકડાઇ ઘટી ગઇ અને લમણામાં નાડ દેખાવા લાગી. હવે અવયવો સરખા થવા લાગ્યા. આંખના પોપચાં ધીમે ધીમે ઊઘડ્યાં અને મોઢું જોર કરીને ઉઘાડી શકાયું. ત્રીશ મિનિટમાં ફકીરમાં એ જીવતો હોવાનાં ચિહ્નો દેખાવા માંડ્યાં અને એક કલાકમાં તો સમાધિ લીધી તે પહેલાં જેવો હતો તેવો થઈ ગયો. જડ પ્રકૃતિ ઉપર ચિત્તની હકુમતનો આ તેજસ્વી દાખલો હતો. નિયત સમયે દટાયેલા ફકીરને કાઢયો ન હોત તો એ મરી જાત એવું અમને કહેવામાં આવ્યું હતું એમ પ્રાઇસ લખે છે અને ઉમેરે છે કે એની આંતરચેતના (Sub-conscious) ને દશ દિવસ સુધીનું આ દટાવાનું છે એવું જ્ઞાન હતું અને એ ચેતનાએ એ પ્રમાણે વર્તન કર્યું એટલે એટલો વખત શરીરને જીવતું રાખ્યું.

જીવતા દટાવાના પોતાના બીજા એક અનુભવની પણ પ્રાઈસે નોંધ કરી છે. એ લખે છે કે ઈ. સ. ૧૯૩૮માં લંડનમાં રહેમાન એ નામનો એક ઇજીપ્તવાસી આવ્યો હતો. તેણે લોઢાની પેટીમાં પુરાઇને પાણીની અંદર રહેવાની કુશળતા મેળવી હતી. લંડનમાં 'ડોલ્ફીનકોર્ટ'માં તળાવમાં આ પ્રયોગ કરવામાં આવ્યો હતો અને સફળ થયો હતો. રેહમાન બંધ પેટીમાં પુરાઇને એક કલાક સુધી પાણી નીચે રહ્યો હતો. પછી એ મને મળવા આવ્યો. મેં તેને સૂચના કરી કે, 'જો પાણીમાં તું રહી શકે છે તો હવે જમીનમાં ખાડો ખોદી તેમાં રહી બતાવ.' તેણે કબુલ કર્યું અને કહ્યું કે મને એ પ્રયોગ નવો નથી. પણ તેણે એક કલાક સુધી દટાઈ રહેવાનું કબુલ કર્યું

હતું. ૧૯૨૮ના જુલાઈની ૧૫મીએ પ્રયોગની ગોઠવણ કરવામાં આવી. ત્રણ ફીટ પહોળો, ૭ ફીટ ઊંડો અને સાત ફીટ લાંબો ખાડો ખોદીને તૈયાર રાખ્યો હતો. સંખ્યાબંધ દાક્તરો અને વૈજ્ઞાનિકો હાજર રહ્યા હતા. રહેમાનબેની સૂચના પ્રમાણે ખાડામાં નીચે પાટીયાં મુકયાં, ચારે પડખે પણ પાટીયાં રાખ્યાં કે જેથી માટી બાજુમાંથી ખસી ન આવે. અને તેના ઉપર પાટીયાં મુકયા પછી માટી નાખવાની હતી એટલે ખરી રીતે લાકડાની પેટીમાં પુરાયો હોય એવી સ્થિતિ હતી. વળી રહેમાનના વ્યવસ્થાપકે એક ખાસ યોજના કરેલી જેથી એની જીંદગી બચી ગઈ. તેણે કહ્યું કે એક વીજળીના એક તાર સાથે જોડાણવાળી ઘંટડીનું બટન એના હાથમાં આપીને એ ઈજીપ્તવાસીને ખાડામાં ઉતારજો, જેથી કદાચ અંદર દટાયા પછી એ ગભરાય તો ઘંટડી વગાડી ખબર આપી શકે.

પછી રેહમાને આવીને સમાધિ લગાવી અને 'લાકડા જેવો થઈ ગયો. પછી એને લાકડાનાં પાટીયાં ઉપર સુવાડી એ પાટીયાં દોરડાંથી ખાડામાં ઉતાર્યાં. પછી ઉપર બીજાં પાટીયાં મુકી ૭ જણાએ માટીથી ખાડો પુરવા માંડયો. પણ ત્યાં તો ખાડામાં ગોઠવેલી વીજળીની ઘંટડી વાગી. એટલે કે ફકીર કાંઈક મુશ્કેલીમાં છે એમ જાણીને માટી પાછી કાઢવાનું ઝપાટાબંધ શરૂ કર્યું. અત્યાર સુધી બે ફીટ જેટલો ખાડો પુરાયો હતો અને સાડાચાર મિનિટ એને ખાડામાં ઉતાર્યાને થઈ હતી. રેહમાનનો વ્યવસ્થાપક ખાડામાં ઊતરીને ઉતાવળ કરવા ખોબે ખોબે માટી કાઢવા માંડયો. બીજા માણસો પાવડાથી ઝડપથી માટી બહાર કાઢતા હતા. ત્યાં બીજીવાર ઘંટડી વાગી. ખોદનારાઓએ માટી કાઢવાનો વેગ બમણો કર્યો. અમારા શ્વાસોચ્છ્વાસ થંભી ગયા. અને જો કાંઈ અકસ્માત થાય તો એ માટે અમે જોખમદાર નથી એ મતલબનું લખાણ કરાવી લીધું હતું છતાં કાયદા પ્રમાણે શી સ્થિતિમાં અમે હતા તેનો અમને વિચાર થઈ પડયો. છેવટ અમે એને બહાર કાઢયો. એને કાંઈ

નુકસાન થયું ન હતું. દાક્તરોએ તપાસીને કહ્યું કે સહેજ મનને આઘાત લાગ્યો છે, બાકી એના આરોગ્યને કાંઈ વાંધો નથી.

રેહમાનને શું થયું હતું એની તપાસ કરતાં ખબર પડી કે એ માણસ સમાધિ ચડાવવા માટે પોતાના લમણા ઉપર પોતાના બે હાથના અંગુઠા જોરથી દાબતો હશે અને એ રીતે લમણા ઉપર અંગુઠા દાબેલા રાખીને જ ખાડામાં ઉતરેલો પણ એને નીચે ઉતારતાં એની કોણી ક્યાંક ભરાણી અને ધક્કો વાગીને હાથ લમણા ઉપરથી ખસી ગયો એટલે એની સમાધિ છુટી ગઈ અને એ ગભરાયો. પ્રાઈસ લખે છે કે મેં એની સીનેમા ફિલ્મ લીધેલી તેમાં હાથ છુટી ગયેલા છે. પણ પાટિયાંઓ વચ્ચે એટલી જગ્યા હતી કે એને હવા ન મળીને એ મરી જવાનો સંભવ નહોતો. પછી બીકનો માર્યો મરી જાય તો કાંઈ કહેવાય નહિ.

બસ, હેરી પ્રાઈસના પુસ્તકમાં આ બે દાખલા સમાધિના છે. ખરી રીતે બીજો દાખલો તો સમાધિનું ફારસ છે. પણ પહેલા દાખલામાં જે વર્ણન આપ્યું છે, તે સો વર્ષ પહેલાંના હરિદાસના વર્ણનને ઘણું મળતું છે. હેરી પ્રાઈસ આંતરચેતના ( sub-conscious self ) થી જે ખુલાસો કરવાનો પ્રયત્ન કરે છે તે અપૂર્ણ છે. જેમ નિદ્રા લેવા માંડ્યા પહેલાં કોઈ માણસ અમુક વાગે પોતાને જાગવું છે એવો નિશ્ચય કરીને સુવે અને પછી બરાબર વખતસર જાગી જાય, તેમ આ યોગી પણ જેટલા કલાકો કે દિવસો માટે પોતે સમાધિ લેવાનો નિશ્ચય કરીને સમાધિમાં પેઠો હોય તેટલા કલાકો કે દિવસો થતાં એની આંતરચેતનામાં પડેલો એ નિશ્ચય સમાધિભંગ જરૂર કરે એ સમજી શકાય છે; અને લગભગ સૂન અવસ્થામાં પડેલો માણસ, એની ચેતના નીચે ઊતરવા માંડે, ત્યારે જો ગરમ પાણી નાખવા વગેરેની અનુકૂળતા ન દેખે તો એ તદ્દન મરી જાય એ સંભવિત લાગે છે, જો કે આ વિષયમાં આપણે કાંઈ જાણતા નથી. બીજી જે વાત પ્રાઈસ

કહે છે કે સમાધિને ઉત્તેજવા માટે કાંઈ નશાકારક ચીજ તે ફકીરે લીધી હશે એ પણ સંભવિત છે. ઘણા આવા સાધુઓ ભાંગ, ગાંજો, ધતુરો વગેરે લે છે અને ઝેરી દવાઓના નશાને સમાધિના આનંદ સાથે સરખાવે છે, અથવા સમાધિના પ્રેરક તરીકે પ્રશંસે છે.[1]

પણ સ્વતંત્ર નાડીતંત્ર ઉપર આ ફકીરો શી રીતે આવો અદ્ભુત કાબુ મેળવી શકે છે, તેની ચર્ચાને તો સ્પર્શ પણ કર્યો નથી, જ્યારે આ વિષયમાં મહત્ત્વની વસ્તુ એ જ છે. હઠયોગના ગ્રન્થોમાંથી પણ આ વિષય ઉપર વિશેષ પ્રકાશ મળતો નથી. તાંત્રિક સાહિત્યના પ્રખર અભ્યાસી આર્થર એવલોને પોતાના 'સર્પેન્ટ પાવર'[2] નામના ગ્રન્થમાં ઘેરંડસંહિતા (અ. ૩ શ્લો–૨૫–૨૭) નો હવાલો આપીને ખેચરી મુદ્રાની ચર્ચા કરતાં ટીપણી (૨) માં કહ્યું છે કે આ ખેચરી મુદ્રા કરીને આજ્ઞાચક્રમાં ચિત્તને સ્થિર કરવાથી શ્વાસોચ્છ્વાસ અટકી જઈને તથા બેભાન થઈને યોગી જમીન નીચે હવા પાણી અને ખોરાક વગર દટાઈ શકે છે.[3] આ ખેચરી મુદ્રા એટલે શું એનું ટુંકું વર્ણન આ ગ્રન્થકારે આપ્યું જ છે અને મેં પહેલાં પણ વાંચ્યું છે, પણ આ લેખમાં વાંચીને કોઈ એ ખોટે માર્ગે ચડે એમ હું ઈચ્છતો નથી. બાકી અત્યારે પણ આવી હઠયોગની ક્રિયાઓ કરનારા

---

૧ મણિલાલ નભુભાઈ પણ આ હકીકતને અનુમોદનપૂર્વક નોંધે છે. ('સિદ્ધાન્તસાર' પૃ. ૮૧

૨ Arthur Avalonના Serpent Power ૧૯૩૧ના વિસ્તૃત ઉપોદ્ઘાતમાં હઠયોગની પ્રક્રિયા પૃ. ૨૦૫

૩ આ રીતે જમીન નીચે દટાયેલા યોગીની હકીકત માટે Dielle Gregor and Lieutenant. Boilecueનાવર્ણન ઉપરથી N. C. Paulના Treatise on Yoga philosophy p. 49નો હવાલો આર્થર એવલોને આપ્યો છે.

કોઈક ખુણેખાંચરે પણ હશે એમ માનું છું.[૧] બારેક વર્ષ પહેલાં પોતે કેવી ક્રિયાથી ખેચરીમુદ્રા સિદ્ધ કરી એનું ઠીક વિગતવાર વર્ણન કોઇકે એક પુસ્તકમાં કરેલું વાંચ્યું હતું એવું યાદ છે. પણ પુસ્તકનું તથા એ હઠયોગી લેખકનું નામ ભુલી ગયો છું,

'સંસ્કૃતિ'માં પ્રગટ થયેલા મારા આગલા લેખમાં યોગી હરિદાસે ખેચરીમુદ્રા કરી હશે એવો તર્ક મેં કર્યો છે જ. આથી વધારે આ સમાધિપ્રકારમાં ઊંડા ઊતરવાનું એ સમાધિના કોઈક અનુભવીની મદદ વગરે અશક્ય છે. ષટ્ચક્રનિરૂપણ ( શ્લો. ૩૬ )ની ટીકામાં ગુરુપરંપરાપ્રાપ્તયૌગામ્યાસનિપુણઃ એવા શબ્દો આવી મુદ્રાઓ સિદ્ધ કરનાર માટે વાપર્યા છે. પણ એથીયે વધારે સૂચક તો જીવન્મુક્તિવિવેકના નીચેના શબ્દો છે. પાતંજલ યોગની ધારણાને સિદ્ધ કરવા માટે ઉપાય બતાવતાં જીવન્મુક્તિકાર કહે છે કેઃ—

*प्राणायामदृढाभ्यासैर्युक्त्या च गुरुदत्तया ।*

આ વચનમાંના 'ગુરુદત્ત યુક્તિ'થી એ શબ્દનું વિવરણ કરતાં ઉમેરે છે કેઃ इत्यत्रत्येन युक्तिशब्देन योगिजनप्रसिद्धं शिरोल्पमेरुचालनम् । जिह्वाग्रेण घण्टिकाक्रमणं[૨] नाभिचक्रे ज्योतिर्ध्यानं विस्मृतिप्रदौषधसेवा चेत्येवमाधिकं गृह्यते—મતલબ કે પ્રાણાયામના દૃઢ અભ્યાસથી અને આ હઠયોગપ્રક્રિયા જાણનાર ગુરુ પાસેથી શીખી લીધેલી ખાસ ક્રિયાઓ તથા બેભાન ( विस्मृति ) કરનાર ઔષધિનું સેવન વગેરે.

યુક્તિઓથી ધારણા સિદ્ધ થાય છે. આ જુના વચનમાં 'બેભાન

૧ વિવેકાનંદ, થીઓસોફીકલ સોસાઈટી, મણિલાલ નભુભાઈ, નૃસિંહાચાર્ય, છોટાલાલ માસ્તર, નથુરામ શર્મા વગેરેની અસર નીચે ગઈ સદીની છેલ્લી વીશીમાં અને ચાલુ સદીની પહેલી વીશીમાં યોગની હવા ગુજરાત અને સૌરાષ્ટ્ર જેવા વ્યવહારગ્રસ્ત ગણાતા પ્રદેશોમા પણ ઠીક ફેલાયેલી હતી. એ હવાના છાંટો કોઈક ક્યાંક જીવતા જાગતા હોય; ને કે પછીના કાળમા બાજુ એ હવા હઠી જ ગઈ છે અને હઠયોગની હવા ગઈ એ તો સારું જ થયું.

૨ जिह्वाग्रेण घण्टिकाक्रमणम् એ જ ખેચરીમુદ્રા.

કરનાર ઔષધ 'ની વાત છે એ પ્રાઈસ્નાના તર્કને છસ્સો વર્ષ ઓળંગીને ટેકો આપે છે. પણ પ્રાચીન સંસ્કૃત વિદ્યાઓના અભ્યાસી વાચનારને વિદ્યારણ્યસ્વામીના જીવન્મુક્તિવિવેક જેવા વેદાંતના ગ્રંથમાં આવી હઠયોગની વાત ક્યાંથી એમ આશ્ચર્ય સાથે શંકા થશે. એના ખુલાસામાં થોડો ઇતિહાસ નોંધવો પડશે.

વાત એવી છે કે વેદાન્ત જીવનમુક્તિને પહેલેથી માને છે અને ઉપનિષદાદિ વેદાન્ત ગ્રંથોના શ્રવણ (કે વાચન), મનન, નિદિધ્યાસનથી બ્રહ્માત્મૈક્યસાક્ષાત્કાર થાય છે અને એ સાક્ષાત્કાર થયા પછી એ જ્ઞાની જીવ સ્વાભાવિક રીતે જ જીવન્મુક્ત થાય છે, એવો શંકરાચાર્યે સ્વમુખે કહેલો સ્પષ્ટ સિદ્ધાન્ત છે; પણ પછીના કાળના વેદાન્તશાસ્ત્રના આગ જ્ઞાનવાળા સંન્યાસીઓને પણ જીવન્મુક્તિનું જે સુખ સ્વાભાવિક રીતે જ્ઞાનીને મળવું જોઈએ તે મળતું નથી એવો અનુભવ કેટલીક પેઢીઓ સુધી આવ્યા પછી વિદ્યારણ્ય સ્વામી જેવા વેદાન્તચિન્તકો મનોનાશ અને વાસનાક્ષય સિદ્ધ થયેલ હોય તો જ જીવન્મુક્તિના આનંદનો અનુભવ શક્ય છે નહિ તો નહિ એવા નિર્ણય ઉપર આવ્યા. અને યોગ વાસિષ્ઠને અનુસરી મનોનાશ માટે યોગના સાધનનો આ વેદાન્તીઓએ સ્વીકાર કર્યો છે. યોગવાસિષ્ઠમાં સ્પષ્ટ કહ્યું છે કે:

> द्वौ क्रमौ चित्तनाशस्य योगो ज्ञानं च राघव ।
> योगस्तद्वृत्तिरोधो हि ज्ञानं सम्यगवेक्षणम् ॥
> असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ।

મતલબ કે ચિત્તના નાશના બે માર્ગ છે, યોગ અને જ્ઞાન. તેમાથી કોઈ સાધકને યોગ અસાધ્ય હોય છે તો કોઈને જ્ઞાનનિશ્ચય અસાધ્ય હોય છે અને જેને જ્ઞાન અસાધ્ય હોય તેણે યોગ કરવો એ જ એને માટે મનોનાશનો માર્ગ રહે છે. યોગાભ્યાસ દ્વારા મનોનાશ થવાથી જ્ઞાની જીવન્મુક્તિનું સુખ પામી શકે એ પ્રકારનો મત શાંકર સંપ્રદાયમાં પાછળથી સ્વીકારાયો છે એ સ્પષ્ટ છે. શાંકર સિદ્ધાન્ત પ્રમાણે

ચિત્તશુદ્ધિ તો બ્રહ્મજ્ઞાનના જિજ્ઞાસુએ શ્રવણાદિના આરંભ પહેલાં પ્રાપ્ત કરી લેવી જોઈએ અને બ્રહ્મસાક્ષાત્કાર પછી જીવન્મુક્તિ કે તેનું સુખ મેળવવા માટે જ્ઞાનીએ યોગાભ્યાસમાં કાંઈ જ કરવાની જરૂર નથી *

હઠયોગ કોને કહેવો એ બાબતમાં વિદ્વાનોનો મતવિસંવાદ આશ્ચર્યજનક છે. મારા મત પ્રમાણે યોગનો વિકાસ નીચેના ક્રમમાં થયો છે: સૌથી જુનો તે પાતંજલ યોગની પણ પહેલાં ઉપનિષદો ગીતા અને પ્રાચીન બૌદ્ધ જૈન ગ્રંથોમાં કહેલો યોગ (૨) પછી પાતંજલ યોગ અને (૩) શંકરના અપરોક્ષાનુભૂતિ જેવા ગ્રંથમાં નિરૂપેલો રાજયોગ (જુઓ "આપણો ધર્મ" પૃ. ૭૭૫) તથા (૪) પાતંજલયોગના આસન પ્રાણાયામ અંગોને વ્યાયામપ્રયોગ તરીકે જ ખીલવી તે સાથે નેતિ ધોતી બસ્તી જાલંધરબંધ આદિ બંધો અને ખેચરીમુદ્રા વગેરેના ઉમેરાથી તાન્ત્રિકોએ ૧૩મા શતકથી કે તે પહેલાં સોબસો વર્ષથી વિકસાવેલો હઠયોગ સાચો હઠયોગ એ આ ચોથો યોગ જ. એનું જ બીજું નામ કુંડલિનીયોગ.

હવે હ યોગના ગ્રંથોના પંડિત લેખકોએ વેદાન્તજ્ઞાન અને પાતંજલયોગ સાથે કુંડલિનીયોગનો કેવી રીતે મેળ બેસાડ્યો છે તે જોઈએ. ષટ્ચક્રનિરૂપણ એ હઠયોગનો પ્રસિદ્ધ ગ્રંથ છે. એ ગ્રંથના કર્તા પૂર્ણા

* આચાર્ય આનંદશંકર ધ્રુવ સવિસ્તર ચર્ચા કરીને હઠયોગ શાંકર સિદ્ધાન્તને અનભિમત છે એમ કહે છે. 'શાંકરસિદ્ધાન્ત અને યોગ' એ વિષયની ચર્ચામાં દ્વૌ ક્રમૌ ચિત્તનાશસ્ય— ઇત્યાદિ યોગવાસિષ્ઠના શ્લોકથી શરૂ થતો મધુસૂદનસરસ્વતીમાંથી અમણે કરેલો લાંબો ઉતારો ખાસ જોવા જેવો છે (આપણો ધર્મ પૃ. ૭૭૩). આચાર્ય ધ્રુવ તો પાતંજલ યોગને જ હઠયોગ કહે છે. જ્યારે વિવેકાનંદ તેને જ રાજયોગ કહે છે. શ્વેતાશ્વતર ઉપનિષદ્ ઉપરના શાંકર ગણાતા ભાષ્યમાં હઠયોગની ક્રિયાઓનો સ્વીકાર કર્યો છે એવું વિવેકાનંદ કહે છે. પણ શંકરાચાર્યના નામથી પ્રસિદ્ધ હોવા છતાં શ્વેતાશ્વતરનું એ ભાષ્ય આદ્ય શંકરાચાર્યનું નથી એમ જુના પંડિતો પણ માનતા હતા અને આધુનિક ઇતિહાસવિવેચકો પણ કહે છે (હિંદી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ વિ. ૨ પૃ. ૧૬૨)

નંદ સ્વામી હઠયોગની ક્રિયાઓમાં કેટલા કુશળ હતા તે આપણે જાણતા નથી. પણ એ મારા પંડિત હતા. અને એમણે પંડિતની રીતે પાતંજલ યોગ અને વેદાન્તજ્ઞાનનો કુંડલિનીયોગ સાથે યોગ કરી દીધો છે. કુંડલિનીયોગનું લક્ષ્ય જ્ઞાનયોગ સાધ્ય મોક્ષ જ છે એવું પ્રતિપાદન કર્યું છે. પાતંજલ યોગનાં યમનિયમાદિ અંગોને પણ ષટ્‌ચક્રનિરૂપણ આદિ તાન્ત્રિક ગ્રન્થોમા સ્વીકારી લીધા છે અને કુંડલિનીયોગક્રમદ્વારા નિત્ય આનંદાનુભવનો તથા એથી જ મોક્ષપ્રાપ્તિનો દાવો પૂર્ણાનંદ સ્વામીએ કર્યો છે (ષટ્‌ચક્રનિ. શ્લો. ૫૪) તન્ત્રાનુસાર ષટ્‌ચક્રભેદ દ્વારા કુંડલિનીઉત્થાપનાદિક્રમયોગને તેઓ બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપ ગણે છે આ રીતે યોગને ચિત્તનાશના સાધનરૂપ માનવો એવો યોગવાસિષ્ઠનો જે સિદ્ધાન્ત જીવન્મુક્તિવિવેકમાં સ્વીકાર્યો છે તેની જ આ પરંપરા છે પણ ૭ ચક્રો, તેની દેવીઓ, કુંડલિનીશક્તિ અને તેનું ઉત્થાપન, બન્ધો, મુદ્રાઓ વગેરે હઠયોગનો પોતાનો સ્વતન્ત્રવિકાસ છે અલબત્ત કુંડલિની શક્તિનો પરમેશ્વરની શક્તિ સાથે અભેદ માન્યો છે (ષટ્‌ચક્રનિ. શ્લો. ૧૨). વળી આ કુંડલિનીશક્તિના ધ્યાનથી કાવ્યરચનાની તથા સર્વ વિદ્યામા વિનોદ કરવાની વાણીની શક્તિ હઠયોગી મેળવી શકે છે એમ પણ કહ્યુ છે (એજન શ્લો. ૧૩) સહસ્રાર એ જ મગજ એવી આ યોગીઓની માન્યતા જોતા આ ખ્યાલ સ્વાભાવિક છે

આ સમગ્ર વિષય માનસશક્તિઓના વિકાસની દૃષ્ટિએ સંશોધનને પાત્ર છે એ જ મારુ પ્રસ્તુત ચર્ચામા પ્રયોજન છે એ વાચનાર જુવે નહિ.

હઠયોગનો સમગ્ર વિષય સંશોધનનેયોગ્ય છે અને જેમ આસનોનો બહોળા પ્રમાણમા અભ્યાસ તથા પ્રચાર થયો છે તેમ એ યોગની બીજી કેટલીક ક્રિયાઓનો પણ વૈજ્ઞાનિક પદ્ધતિથી અભ્યાસ થાય તો માનસશાસ્ત્ર ઉપર તથા આરોગ્ય શાસ્ત્ર ઉપર પણ કાઇક ઉપકાર થવાનો સભવ છે એટલુ જ વક્તવ્ય છે

ઇતિ શુભમ્

૨૫

## સ્વપ્નાવસ્થાની પ્રાચીન મીમાંસા

થોડાં વર્ષોથી માનસશાસ્ત્રની ઉપયોગિતા અને તેને વૈજ્ઞાનિક રીતે વધારે ને વધારે ઊંડા ઉતરીને ખેડવાની આવશ્યકતા વિદ્યાચિંતકોના ધ્યાનમાં સારી રીતે આવી છે. છેલ્લા સર્વહિંસક અને 'એટમ બોમ્બ' થી આધુનિક યુદ્ધની પ્રલયંકારિતા–નિર્દેશક યુદ્ધના અનુભવથી જગતભરના સમજુ અને વિચારશીલ માણસોને એટલું તો વસીજ ગયું છે કે ભાવિ યુદ્ધ માનવસંસ્કૃતિનો ચોક્કસ અને કદાચ માનવ જાતિનો પણ સર્વથા નાશ કરી નાખશે. માટે જગતમાં શાંતિની સ્થાપના એજ બચવાનો ઉપાય છે. અને આ શાંતિ તો પરસ્પરનો અવિશ્વાસ અને ભય દૂર થાય તથા માનવ હૃદયમાં જ્યાં દ્વેષનું સિંહાસન સ્થપાય છે ત્યાં પ્રેમનું તથા ભ્રાતૃભાવનું સિંહાસન સ્થપાય તોજ સંભવિત છે. વૈરવૃત્તિ રૂપી રાક્ષસે આપણા દેશમાં પણ ભાગલા પડ્યા પછી જે ભયંકર તાંડવ મચાવ્યું હતું. તેણે આપણા વિચારકોની પણ આંખ ઉઘાડી છે.

હવે જેમ વૈદકશાસ્ત્રના વિકાસથી માનવ શરીરના આરોગ્યનો ઘણો વિકાસ સાધી શકાયો છે; તેમજ માનસશાસ્ત્રનો અભ્યાસ જેમ જેમ વધતો જશે તેમ તેમ માનવચિત્તના દ્વેષ, વૈરવૃત્તિ, અતિ સ્વાર્થપરાયણતા વગેરે દોષો દૂર થઇને અહિંસા, સત્ય આદિ દૈવી સંપત્તિથી દીપતું માનસિક આરોગ્ય વધતું જશે. મતલબ કે માનવસમાજની

વર્તમાન સ્થિતિમાં માનસશાસ્ત્રનો વિકાસ અત્યંત ઈષ્ટ છે. અને એ દિશામાં જેટલા પ્રયાસો થાય તેટલા આવકારદાયક છે એમ માનીને 'સ્વપ્નાવસ્થાની પ્રાચીન મીમાંસા' સંક્ષેપમાં નિરૂપવાનો એક અલ્પ-અતિ અલ્પ પ્રયાસ કર્યો છે.

પ્રાચીન ઋષિઓએ તથા મીમાંસકોએ સ્વપ્નાવસ્થાનો વિચાર માનસશાસ્ત્રની આધુનિક દૃષ્ટિ અનુસાર નથી કર્યો પણ આ દેશની પ્રાચીન દાર્શનિક પ્રણાલી અનુસાર કર્યો છે. પણ માનસશાસ્ત્રમાં અજાગ્રત (unconscious) ચિત્ત અને જાગ્રત (conscious) ચિત્તના સંબન્ધને તથા પરસ્પર અસરના વિચારને ઘણું મહત્ત્વનું સ્થાન છે. અને એ વિચારણામાં સ્વપ્નચર્ચા સારો પ્રકાશ નાખે છે. અહિં સ્વપ્નોના મારા અંગત અનુભવને આ લખાણમાં દૃષ્ટાન્ત તરીકે લેવામાં જો કાંઈ અહંભાવ આવી જતો લાગે તો એ માટે પ્હેલેથી વાંચનારની ક્ષમા માગી લઉં છું.

આરંભ મારા અનુભવથી કરું છું. સ્વપ્નાંઓ ખુબ આવવાની મને બાળપણથી ટેવ છે. ઘણીવાર તો ઉંઘ શરૂ થાય અથવા અર્ધ જાગ્રત અને અર્ધનિદ્રિત જેવી સ્થિતિ હોય ત્યારથીજ સ્વપ્ન શરૂ થાય. અને વચમાં તેમજ રાત્રી પુરી થતાં જાગું ત્યાં સુધી કોઈક સ્વપ્ન ચાલતું હોય. સ્વપ્નમાં ઢંગધડો તો શેનો જ હોય ? પણ મને તો પછી યાદ પણ નથી આવતું. ફક્ત જે-સ્વપ્ન ચાલતું હોય અને જાગી જવાય તે ત્યારે યાદ આવે ખરું પણ પછી ભુલી જવાય. મારા એક સીત્તેર વર્ષની ઉમ્મરના મિત્રને પ્હેલી વીશીમાં રામચન્દ્રની ધનુષ્ય બાણધારી મૂર્તિનાં દર્શન થયેલાં તે એમને હજી સ્મરણ છે. આ રીતે સ્વપ્નમાં દેવ દેવીઓની મૂર્તિઓનાં દર્શન થવાં અથવા એમની સાથે વાતો થવી એ કાંઈ વિરલ અનુભવ નથી. દેવમૂર્તિનું અથવા જ્યોતિરુપનું સ્વપ્નમાં દર્શન મને પણ કેટલીક વાર થયેલ છે પણ મારાથી તો તરત ભુલી જવાય છે. મારી એવી પ્રકૃતિ છે એમ જ

માનવું પડશે. સ્વપ્ન યાદ રહેવામાં સ્વપ્નની વિરલતા તથા તેની મન ઉપર પ્રબળ છાપ એ મુખ્ય કારણ દેખાય છે. પણ મને તો સ્વપ્નાં એક પછી એક કશા પણ મેળ વગર આવ્યા જ કરે છે. વળી મોટે ભાગે તો કશા પણ સંબંધ વગરનાં. આવું સ્વપ્ન ક્યાંથી આવ્યું? એમ તરત જાગી જવાય તો, મને પોતાને આશ્ચર્ય લાગે. સ્વપ્નની એકત્ર કારણ સામગ્રીનો પત્તો ન લાગે, એવાં વિચિત્ર સ્વપ્નાંઓ આવે છે. દા-ત. તા. ૧૩-૩-૪૪ની આગલી રાત્રે બલુન નીચે ખાટલીમાં એક બાળકને બેસારીને ઉડતી તથા પછી પેરેશુટમાં ઉતરે તેમ નીચે ઉતરતી કોઈ સ્ત્રીને જોઇ, જે ઓળખીતી લાગતી હતી. આ સ્વપ્નમાં વિચિત્રતા એ છે કે એરોપ્લેનમાં હું બેઠો છું, ઊડતાં તો અનેક રોજ વિલેપાર્લેમાં દેખું છું; જ્યારે બલુનનાં તો ચિત્રો જ જોયાં છે. અને પેરેશુટને ઉતરતાં એક બે વખત વિલેપાર્લેના એરોડ્રોમમાં જોયેલ છે; બાકી એનાંય વધારે તો ચિત્રોજ જોયાં છે; છતાં એવી કલ્પનાનું કારણ નિકટના કાળના વાંચન કે વાતચીતમાં ક્યાંય ન હોવા છતાં આવું વિચિત્ર સ્વપ્ન આવ્યું.[૧]

સ્વપ્નાંઓની આવી વીગતો કદાચ વાંચનારને ગમ્મત આપે અને સ્વપ્નશાસ્ત્રનું સંશોધન કરવામાં ઉપયોગી પણ થઇ શકે પણ મારો વિષય એ સંશોધનનો નથી અને મોટી વાત તો એ છે કે મધરાતે કે સવારે જ્યારે જાગી જવાય ત્યારે એ રાતનાં બધાં તો નહિ પણ છેલ્લું સ્વપ્ન આવ્યું હોય તે ત્યારેજ ઉઠીને નોંધી લીધું હોય તો કેટલાકની વીગતો મળે; પણ એવો શ્રમ લેવાની મને કદિ જરૂર લાગી નથી. અને પછી તો તદ્દન ભુલી જવાય છે. આ સ્થિતિમાં સામાન્ય રીતે જે પ્રકારો ધ્યાનમાં આવ્યા છે તેની નોંધથી સંતોષ માનવો પડશે.

---

૧ રાતે જ્યારે સ્વપ્ન આવ્યું ત્યારે જ જાગી જવાથી યાદ રહી ગયું અને પછી સવારે જ આ લેખ માટે નોંધ કરી લીધી હતી. ખરી રીતે આ લેખ ૧૯૪૪ ના માર્ચમાં લખ્યો છે.

(૧) ઉંઘના માણસના શરીર ઉપર કાંઇક થોડોક પણ ભાર પડે અને તેને પોતાને માથે પથ્થર કે પર્વત પડયો હોય એવું સ્વપ્ન આવે, દોરી શરીર ઉપર પડે અને શરીરઉપરથી સર્પ ચાલ્યો હોવાનું સ્વપ્ન આવે એવાં બાહ્ય સ્વપ્નમાં તત્કાળ અતિશયના ધારણ કરનાં સ્વપ્નાંઓ ઘણાંને આવે છે. પણ મને એવાં અત્યારે યાદ નથી.

(૨) સુતા પ્હેલાં કોઈક કલ્પના—ભલે વિચિત્ર પણ મનમાં ધર કરી બેસે તો એમાંથી ઘણી વાર સ્વપ્નસૃષ્ટિ ઉત્પન્ન થાય છે. દા. ત. તા૦ ૧૧-૩-૪૪ની રાતે ઘેર હું એકલો જ હતો. મારી નાની દીકરીયે એની મા સાથે બ્હારગામ ગઈ હતી. મનને એકલાપણું લાગતું હતું. એમાંથી છેક બાલ્યાવસ્થામાં મનમાં પેઠેલા બીક લાગવાના સંસ્કાર ઉપર ઉઠી આવ્યા. નિદ્રા આવ્યા પહેલાંજ થોડી કલ્પના તો આવી હશે પણ પછી નિદ્રા આવી એમાં બીક લાગતી હોય અને મારી પાસે કોઈકને સુવરાવવા માટે નીચે સુતેલા ભાઈને દાદરો ઊતરીને બોલાવવા ગયો હોઉં એવું સ્વપ્ન આવ્યું. છેવટ ઉંઘ ઉડી ગઈ ત્યારે એ સ્વપ્નસૃષ્ટિ પુરી થઈ.

(૩) જે માણસોએ, સ્થળોએ, અથવા સ્થિતિએ મન ઉપર રાગની, દ્વેષની કે બીક—ચિન્તાની પ્રબળ અસર, ખાસ કરીને પ્રથમાવસ્થામાં, કરી હોય એ માણસો, એ સ્થળ અને એ સ્થિતિ વિષે વર્ષોના લાંબા ગાળા પછી પણ સ્વપ્નાંઓ આવ્યા કરે છે; જ્યારે નવાં પરિચિત માણસો કે સ્થળો સ્વપ્નમાં દેખાતાં નથી. દા. ત. હું વધારે ભણી ન શકયો એ સ્થિતિની મન ઉપર એવી પ્રબળ અસર થઇ કે 'સ્કૂલ' છોડયે વીશ પચ્ચીશ વર્ષો થઇ ગયા છતાં મને ભણતો હોવાનાં, પરીક્ષાનાં અને એવાં શાળાજીવનનાં બીજાં પણ સ્વપ્નાંઓ આવ્યાં કરતાં. સ્થળના દાખલામાં સૌથી વધારે સૂચક દાખલો ગોંડલના અમારા ઘરનો યાદ આવે છે. ગોંડલ છોડયે ચાળીશ વર્ષો થઇ ગયાં ત્યાં સુધી સ્વપ્નામાં એ ઘર વારંવાર આવતું. અરે ! એક સ્થળ

જોયે ચુમાલીશ વર્ષો થયા છતાં ગોંડલનું એક સ્થળ અને એક મિત્રનું ઘર સ્વપ્નમાં આવ્યું. જ્યારે અઢારની ઉમ્મર પછી હમણાં સુધી જેમાં વારંવાર રહ્યો છું તે જામનગરનું ઘર ભાગ્યે જ સ્વપ્નમાં આવે છે. (૪) દ્વેષવાળો—ઉગ્ર કહેવાય એવા દ્વેષવાળો સંબન્ધ તો કોઇ સાથે હોવાનું યાદ આવતું નથી. પણ રાગ–પ્રેમ સંબન્ધવાળાં માણસો મરણ પામ્યે વર્ષો થઇ ગયા છતાં તેઓ સ્વપ્નમાં આવે છે. જીવતાં તો જીવતાં દેખાય એમાં આશ્ચર્ય નથી. પણ મરેલાં વિષે .જાતનો અનુભવ થાય છે. એક તો મરેલાં છે એવું ભાન થયા વગર જ તેઓ જીવતાં હતાં ત્યારે થતો એવો, સ્વપ્ન વ્યવહાર તેઓ સાથે થાય. બીજું અમુક તો મરી ગયેલ છે અને અહિં ક્યાંથી ? એવો સ્વપ્નમાં જ મનમાં પ્રશ્ન થાય. વળી મરી ગયેલ માનવામાં કાંઇ ભૂલ હશે એવીયે શંકા થાય. પણ અહીં મુખ્ય નોંધવા જેવું તો એ છે કે સ્વપ્નમાં અમુક મળવામાં એના પરિચયની ગાઢતા કે નિકટતા (કાળમાં) કારણભૂત હોવા કરતાં સ્નેહાદિ લાગણીની પરિચયકાલીન ઉત્કટતા કારણભૂત હોય છે. જેની સાથે લાગણીનો સંબંધ મીઠો હોય તેના સ્વપ્નસમાગમથી સુખ પણ થાય છે. સંસ્કૃત કવિઓએ વિરહાવસ્થામાં પ્રિયજનના સ્વપ્ન સમાગમનાં તથા તેની ઉત્કંઠાનાં સુંદર વર્ણનો કર્યાં છે એ પ્રસિદ્ધ છે.

(૫) ભયજન્ય સ્વપ્નનો પ્રકાર અનેક રૂપ ધારણ કરે છે. મને થોડા વખતથી ભાગ્યે જ આવે છે પણ પહેલાં ભૂતોથી બીવાનાં સ્વપ્નાં ઘણીવાર આવતાં. બાલ્યાવસ્થામાં સાંભળેલી ભૂતોની વાતોની અસર એ વાતો ન માને એટલું સમજુ મન થયા પછી પણ ઘણાં વર્ષો સુધી ચાલુ રહીને ભૂતોનાં સ્વપ્નાંઓ આવ્યા કરતાં. ભૂતો જેવાં ભયંકર માણસો જાદુગરો, ગુંડાઓ વગેરેને પણ સ્વપ્નમાં જોયેલ છે. ચોરો

૨ સ્વપ્નદૃષ્ટ માણસોમાંથી કેટલાનાં નામ યાદ આવે છે પણ એ લખવાથી પ્રસ્તુત ચર્ચાને કશો લાભ થવાનો સંભવ નથી તેથી નથી લખ્યાં.

ઘરમાં આવવાનાં સ્વપ્નો તો સામાન્ય છે, લઇવ કોઈવાર આવે છે. એવાં સ્વપ્નો બાળકોને ખાસ આવે છે. ભૂતોની કાંઇ વિશેષ આકૃતિ યાદ નથી આવતી. પણ આવાં બધાં સ્વપ્નોમાં બીક લાગતી હોવાનું સ્પષ્ટ સ્મરણ છે. ભૂતો સામે ઉપાય તરીકે ગાયત્રી મંત્ર કે બીજા મંત્રનો કે ઈશ્વર નામનો સ્વપ્નમાં જપ કર્યો હોવાનું ઝાંખું સ્મરણ છે. પણ યોગશાસ્ત્ર વાંચ્યા પછી યોગશક્તિથી ઉડીને ભયકારણથી ભાગી જવાના પ્રયાસો સ્વપ્નમાં કર્યાનું સ્મરણ છે. છેલ્લો ઉપાય તો જાગી જવાનો જ હતો અને છે. ભય અતિશય લાગ્યા પછી એ ઉપાય યાદ આવે અને એ સાથે આ સ્વપ્ન છે એવું પણ ઘણીવાર યાદ આવે. કોઇવાર સ્વપ્નમાં જ હવે તો જાગી ગયો છું એમ લાગે પણ હોય સ્વપ્નાવસ્થા જ. ભયજનક સ્વપ્નોમાં સર્પને ઘણીવાર જોયેલ છે, જો કે કોઈવાર કરડયો હોવાનું યાદ નથી.

અમારા ગોંડલના ઘરમાં સર્પો નીકળતા પણ ઘણીવાર. ભયજનક સ્વપ્નોમાં બીને રાડ પાડી હોય એવું યાદ નથી. બાળપણમાં પાડી હોય તો કોઇએ કહ્યું નથી. ભયજનક નહિ પણ લાગણી થઇ આવે એવાં સ્વપ્નમાં રૂદન તો નથી થતું પણ ગળગળા થઈ જવાય છે. પણ બીજાં ઘણાંને-ખાસ કરીને બાળકોને બ્હીને રાડ પાડતાં અને એઠાં થઇ જતાં જોયાં છે. નિદ્રિત અવસ્થામાં જ માણસ ઊભું થઇ જાય, ચાલવા માંડે કે કાંઇક કામ કરે એમ પણ બને છે. પણ એ પ્રકારને રોગી અવસ્થા કહેવી જોઈએ.

(૬) કુવામાં કે ઊંડા કોતરમાં પડી જવાનાં સ્વપ્નમાં પણ ભયની લાગણી થતી હોવાનું યાદ આવે છે એટલે મારે માટે તો એ ઉપલા પ્રકારમાં જ સમાશે પણ બીજાઓને તરવાની લ્હેર માટે કુવામાં કે તળાવમાં પડવાનાં સ્વપ્નાં આવતાં હશે. પણ હવામાં ઊડવાનાં સ્વપ્નાં આવવાની મને બાળકપણથી ટેવ છે.

હરવું, ફરવું, ગાડીમાં, ઘોડા ઉપર, બીજા વાહનમાં કે પગે

બહારગામ જવું, મળવું ખાવું પીવું, વગેરે વ્યવહારની લગભગ સર્વક્રિયાઓ સ્વપ્નમાં થાય છે અલબત્ત સ્થળ મેળ વગર પણ એમાં નોંધવા જેવું વિશેષ કાંઈ નથી માત્ર નીચેની બે બાબતો નોંધવા જેવી છે

(૭) એક તો કુદરતી હાજત દા–ત–પેશાબની થતાં એવું સ્વપ્ન આવે છે અને થોડીઘણીવારે એક બેવાર સ્વપ્નમાં થયા પછી હાજતનું પ્રમાણ વધી જતાં જાગી જવાય છે ઉંઘમાં જ મોટી ઉમ્મરનાને પેશાબ થઈ જાય તો એને રોગ ગણવો

આજ રીતે મળત્યાગની હાજતથી પણ એવું સ્વપ્ન આવે જો કે મને એવું સ્વપ્ન કોઈક જ વાર આવે છે

(૮) સ્વપ્નદોષ નામથી જે સામાન્ય રીતે ઓળખાય છે તે સ્થિતિમાંથી પુંસ્ત્વના ઉદ્ભવથી તે તેના ક્ષય સુધીના કાળમાં કોઈકજ પુરુષ મુક્ત હશે, હું તો ન હતો અને અનેક પુરુષો એ સ્થિતિને મોટો રોગ માનીને તેની દવા માગવા માટે વારંવાર આવેછે કે કાગળો લખેછે, એ સ્વપ્નદોષની વ્યાપકતા દર્શાવેછે

સ્વપ્નસૃષ્ટિનો મને જે પરિચય છે તેનો સામાન્ય રીતે ઉપર કહેલા પ્રકારોમાં સમાવેશ થઇ જાય છે એ સૃષ્ટિના ભાગ અનુભવ માંથી વધારે દોહન થઇ શકે એમ લાગતું નથી હવે એના સ્વરૂપનો, કારણ સામગ્રી સાથે તાત્ત્વિક વિચાર ટુંકમાં કરીએ સ્વપ્નશાસ્ત્રના સંશોધન માટે આ ઉપક્રમ નથી એટલે બીજા માણસોના સ્વપ્નાનુભવમાંથી વિગતો મેળવવાનો પ્રયાસ કર્યો નથી તેમજ સ્વપ્નવિષયક જે સંશોધન હાલમાં પશ્ચિમમાં થયું છે તેનો લાભ લેવાનો પણ વિચાર રાખ્યો નથી પણ આપણા પ્રાચીન વિદ્વાનોએ સ્વપ્નાવસ્થા વિષે જે ચર્ચા કરી છે તેનો જ સાર નીચે આપવા ઇચ્છું છું

પ્રાચીન ઉપનિષદોમાં સ્વપ્નવિષયક જે થોડાં વચનો મળે છે તે જ આ વિષયનું આદિ દર્શન છે બ્રહ્મસૂત્રકારને અનુસરી સ્વપ્નવિષયક

ઔપનિષદ વચનોનું અવલોકન કરવું એ ઐતિહાસિક દૃષ્ટિને અનુકૂળ હોવાથી અહીં સૂત્રકારના ક્રમને અનુસરી, બૃહદારણ્યક ઉપનિષદના સ્વપ્ન વર્ણનને નીચે ઉતાર્યું છે.

સ્વપ્નને એ ઉ–માં 'સંધ્યસ્થાન એટલે આ લોક (અર્થાત્ જાગ્રત અવસ્થા) અને પરલોક (અર્થાત્ મૃત્યુ પછીનું સ્થાન કદાચ સુષુપ્તિ પણ) બેયની વચ્ચેનું સ્થાન કહ્યું છે. અને એ સંધ્યસ્થાનમાં રહેલો પુરુષ આ લોકનું સ્થાન અને પરલોકનું સ્થાન બેયને જુએ છે. પછી પરલોકસ્થાનમાં જે (શરીર) ના આધારવાળો આત્મા હોય છે તેનોજ આધાર રાખીને (સ્વપ્નમાં) પાપોને (દુઃખોને) તથા સુખોને જુએ છે. જ્યારે (પુરુષ) સારી રીતે ઉંઘે છે ત્યારે આ લોક (શરીર) ના સર્વ અવયવોને ગ્રહણ કરીને, પોતે જાતે તોડીને તથા જાતે નવી રચના કરીને પોતાના પ્રકાશવડે ઉંઘે છે (ઉંઘમાં સ્વપ્ન જુએ છે) અહીં આ (આત્મા) સ્વયંપ્રકાશ છે.' (બૃ. ઉ. ૪–૩–૯) 'ત્યાં (સ્વપ્નમાં) નથી રથો, નથી રથને જોડેલા ઘોડાઓ અને રથોને ચાલવાના માર્ગો; પણ રથોને, ઘોડાઓને તથા રસ્તાઓને પોતે સર્જે છે. નથી સુખો કે હર્ષો પણ સુખોને તથા હર્ષોને પોતે સર્જે છે. ત્યાં ખાબોચીઆં, તળાવો, કે નદીઓ નથી પણ એ બધાંને પોતે ઉત્પન્ન કરે છે. તે કર્તા છે.' (બૃ. ઉ. ૪–૩–૧૦) 'સ્વપ્નવડે શરીરને મારીને (નિશ્ચેષ્ટ કરીને) જાતે ન સુતેલો સુતેલાંને પ્રકાશે છે. તે હિરણ્યમય (પ્રકાશમય) પુરુષ વીર્ય (ઉત્સાહ શક્તિ) ને ગ્રહણ કરીને પાછો (આ લોકનાં) સ્થાન તરફ આવે છે. તે હિરણ્મય એક હંસરૂપ પુરુષ પ્રાણથી નીચલા માળા (શરીર) ની રક્ષા કરતો માળા (શરીર) ની બ્હાર ફરીને જ્યાં ઇચ્છા હોય ત્યાં જાય છે. (બૃ. ઉ. ૪–૩–૧૧ ૧૨). સ્વપ્નાવસ્થામાં ઉંચે તથા નીચે ફરતો દેવ (આત્મા) ઘણાં રૂપો કરે છે. સ્ત્રીઓ સાથે આનંદ કરતો હોય એવો, હસતો હોય એવો અથવા ભયોને જોતો હોય એવો થાય છે' (૪–૩–૧૩) 'આ (આત્મા)ના આરામને (લોકો) જુએ છે પણ તેને પોતાને કોઇ જોતું

નથી. તે (સુતેલા) પુરૂષને એકદમ જગાડવો એમ કહે છે. જો આ આત્મા પાછો (શરીરમાં) ન આવે તો એનો ઉપાય મુશ્કેલ થઈ પડે છે. વળી કહે છે કે જાગરિત સ્થાનજ આ (સ્વપ્નદ્રષ્ટાનો દેશ) છે. કેમકે જાગ્રતસ્થિતિમાં જેને જુએ છે તેનેજ સુતેલો પણ જુએ છે. પહિં (સ્વપ્નાવસ્થામાં) આ પુરૂષ સ્વયંજ્યોતિ હોય છે.' (૪-૩-૧૪) 'તે આ પુરૂષ સ્વપ્નમાં આનંદ કરીને તથા ફરીને તથા પુણ્ય પાપને જોઈને ફરી જાગરિત સ્થાન તરફ વિપરીત ગતિથી દોડે છે. સ્વપ્નાવસ્થામાં જે કાંઈ અનુભવે છે તેથી બંધાતો નથી કેમકે આ પુરુષ અસંગ છે.' (૪-૩-૧૬) વળી 'આ જાગ્રત સ્થિતિમાં આનંદ કરીને તથા ભ્રમણ કરીને તથા પુણ્ય અને પાપને અનુભવીને ફરી સ્વપ્ન માટે દોડે છે.' (૪-૩-૧૭) 'જેમ મોટું માછલું નદીના બેય કાંઠા તરફ વારાફરતી જાય છે તેમ આ પુરૂષ જાગરિત સ્થાન તથા સ્વપ્નસ્થાન તરફ અનુક્રમે સંચરે છે.' (૪-૩-૧૮) આજ ઉ-માં અન્યત્ર કહ્યું છે કેઃ—

જ્યારે આ સ્વપ્નમાં ફરે છે ત્યારે તેના તે લોક હોય છે. ત્યાં એ મહારાજ જેવો કે મહા બ્રાહ્મણ જેવો અથવા ઉંચી કે નીચી સ્થિતિનો થાય છે. જેમ કોઈ મહારાજા પોતાના લોકોને સાથે લઈને પોતાના દેશમાં યથેચ્છ ફરે છે તેમ આ (સ્વપ્નસ્થિત આત્મા) પ્રાણોને (ઇંદ્રિયોને) સાથે રાખીને પોતાના શરીરમા યથેચ્છ ફરે છે. (બૃ. ઉ. ૨-૨-૧૮) બૃ. ઉ. નાં આ વચનો આ વિષયમા જો કે મુખ્ય સાહિત્ય છે પણ એ ઉપરાંત કઠોપનિષદમાં 'જે આ ઉંઘેલામાં ઈચ્છિત પદાર્થો રચતો જાગે છે' (૫-૮) જેવું ઉપલાજ અર્થનું એકાદ વચન મળે છે તેમ કોઈક વચન અન્યત્ર મળે, પણ ઉપર ઉતાર્યાં છે તે ઉપરાંત તાત્ત્વિક વિશેષતાવાળું કોઇ વચન પ્રાચીન ઉ. માં મળતું નથી. ઉપનિષદોનાં ઉપર ઉતારેલાં સ્વપ્નવિષયક સ્વપ્નો વિચારનાં તે કાળે સ્વપ્નાનુભવથી ચકિત થયેલી ઋષિઓની બુદ્ધિ સ્વપ્નસ્થિતિનું અવલોકન કરતી તથા એનું રહસ્ય સમજવા માટે

આ લોકથી પરલોક સુધી ફાંકાં મારતી દેખાય છે; એ દશ્ય માનવ બુદ્ધિ વિકાસના ઇતિહાસનું અગમ્ય ઉદાહરણ પૂરું પાડે છે.

ઉપનિષત્કાળ પછી દાર્શનિક સૂત્ર ભાષ્યાત્મક સાહિત્યના કાળમા સ્વપ્નાવસ્થા સંબન્ધે કેટલીક વિચારણા થઇ છે પણ તેમાથી વૈશેષિક સૂત્ર ઉપરના પ્રશસ્ત પાદ ભાષ્યમા ખાસ મૌલિક ચિંતન જોવામા આવે છે એટલે એનો જ સાર નીચે ઉતાર્યો છે. પ્રશસ્તપાદ કહે છે[3] 'અનુભવ એ જાતનો છે વિદ્યારૂપ અને અવિદ્યારૂપ તેમા અવિદ્યા, સંશય, વિપર્યય, અનધ્યવસાય અને સ્વપ્ન એ ચાર પ્રકારની છે.'— તેમાથી અહીં પ્રસ્તુત સ્વપ્નનું લક્ષણ નીચે પ્રમાણે આપ્યું છે સર્વ ઇન્દ્રિયો વિરામ પામી ગઇ છે અને મન લીન થઈ ગયું છે ત્યારે ઇન્દ્રિયો દ્વારા જ જે માનસ અનુભવ થાય તેનુ નામ સ્વપ્ન જ્ઞાન, કેવી રીતે ? (તો કહેવાનું કે) જ્યારે દિવસની ઇચ્છાપૂર્વક થયેલી શરીરની પ્રવૃત્તિથી થાકેલા પ્રાણીને, રાતે વિશ્રામ માટે તથા આહારના પાચન માટે અદૃષ્ટ—(દૈવ પણ કુદરત કહીએ તો ચાલશે) ના કારણથી અન્તર્હૃદયમા, આત્મ પ્રદેશમા, નિશ્ચલ થયેલું મન રહેતુ હોય છે ત્યારે તે માણુસ લીન મનવાળો કહેવાય છે અને લીનવાળા માણસની ઇન્દ્રિયો વિરામ પામી જાય છે અર્થાત્ પ્રવૃત્તિ નથી કરતી, ત્યારે ઉઘમાં આત્મા અને મનના ખાસ સયોગથી શ્વાસોચ્છ્વાસ ચાલે છે અને સંસ્કારથી ઇન્દ્રિયો વડે જ વિષયો ન હોવા છતા પ્રત્યક્ષ જેવું સ્વપ્ન જ્ઞાન ઉત્પન્ન થાય છે તે ત્રણ જાતનુ છે. સંસ્કારની પટુતાથી થયેલું, ધાતુઓના દોષથી થયેલું અદૃષ્ટ (દૈવ) થી થયેલુ. તેમા સસ્કારોની પટુતાથી થયેલું એટલે કામી અથવા ક્રોધી જે જે વસ્તુનુ ચિતન કરતા સુતો હોય તે ચિંતનનો પ્રવાહ સ્વપ્નમા પ્રત્યક્ષ જેવો થાય છે. ધાતુદોષથી એટલે વાત, પિત્ત અને કફથી.

[3] બનારસ સસ્કૃત સીરીઝમા છપાયેલ પ્રશસ્તપાદ ભાષ્યસહિત વૈશેષિક દર્શનના પૃ ૨૫૯ થી આગળ.

એ ત્રણ ધાતુઓમાંથી જો માણસ વાત દોષથી દૂષિત હોય તો પોતાનું આકાશ ગમન વગેરે જુએ છે. પિત્તથી દૂષિત હોય તો, અગ્નિમા પ્રવેશ, પર્વતો વગેરેને જુએ છે. કફથી દૂષિત હોય તો નદી, સમુદ્ર વગેરેમાં તરવું વગેરે અનુભવે છે, અને ત્રીજું અદૃષ્ટથી એટલે જે શુભ શકુન સૂચક હાથીએ બેસવું, છત્ર ચામરાદિનો લાભ વગેરે સ્વપ્નમા દેખાય છે તે ધર્મ અને સંસ્કારથી દેખાય છે અને એથી ઉલટું તેલનો અભ્યંગ, ગધેડા કે ઉંટ ઉપર બેસવું વગેરે દેખાય છે તે અધર્મ અને સંસ્કારથી થાય છે આ શુભાશુભ સૂચક સ્વપ્નો જો ન અનુભવેલા અને અત્યંત અપ્રસિદ્ધ વસ્તુના હોય તો એને કેવળ અદૃષ્ટજનિત સમજવાં આ સ્વપ્ન વખતે ઈન્દ્રિયોનો વિરામ હોય છે અને છતા પ્હેલાના જ્ઞાનનો અનુભવ થાય છે. માટે સ્વપ્ન એ સ્મૃતિ જ છે.'

પ્રશસ્તપાદમાંથી આ લાંબો ઉતારો એટલા માટે કર્યો છે કે એમા ઉપનિષદોના વચનો ઉપરથી નહિ પણ સ્વતંત્ર રીતે સ્વપ્નાવસ્થાના અનુભવોના અવલોકનમાથી એના તત્ત્વને સમજવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. હવે પાછુ ઉપનિષદો સાથે અનુસંધાન કરીને તથા ઉપર ઉતારી છે તે પ્રકારની પોતાના સમય પ્હેલા થયેલી સર્વ સ્વપ્ન મીમાંસાનો લાભ લઈને શંકરાચાર્યે જે સ્વપ્નચર્ચા કરી છે તેનું અવલોકન કરીએ બ્રહ્મસૂત્ર (અ ૩ પા ૨) મા ઉપર ઉતારેલા ઔપનિષદ વચનોનો મુખ્ય આધાર લેવામા આવ્યો છે આ ૭ સૂત્રો ઉપરની ભાષ્યાન્તર્ગત ચર્ચાનો સાર મૂળ વચનો ઉપરના આવશ્યક વિવેચન સાથે નીચે ઉતાર્યો છે. ' શરીરની બ્હાર ફરીને જ્યા ઇચ્છા હોય ત્યા જાય છે.' તથા 'સુતેલા પુરુષને એકદમ ન જગાડવો કારણ કે જો શરીરમા પાછો નઆવે તો એનો ઉપાય મુશ્કેલ થઈ પડે છે.' આવા શ્રુતિ વચનોથી એવી કલ્પના થાય છે કે ખરેખર શરીરની બ્હાર નીકળીને બ્હારની વસ્તુઓને સ્વપ્નમા જીવ જુએ છે એવી માન્યતા પ્રાચીનતર કાળમા પ્રચલિત હશે અને શ્રુતિ આ લોકપ્રસિદ્ધ માન્યતાનો નિર્દેશ

કરે છે. બાકી એ ઉપનિષદમાંજ એ માન્યતાની વિરુદ્ધ જાય એવાં વચનો આધુનિક, ઐતિહાસિક દષ્ટિથી નહિ પણ આવાં વિરુદ્ધાર્થ વચનોનો આધાર લઇને તાત્વિક દષ્ટિથી શંકરાચાર્ય કહે છે કે 'બીજા', ઉપનિષદ વચનોનો વિરોધ હોવાથી તથા ઉત્પત્તિનો વિરોધ હોવાથી 'સ્વપ્નમાં જીવ શરીરની બહાર ફરે છે' એ શ્રુતિનો ફરતો હોય એમ લાગે છે એવો અર્થ કરવો.' વળી સ્વપ્નમાં જે રથો, ઘોડાઓ, રસ્તાઓ વગેરે દેખાય છે તે કાંઈ ખરેખર તો મનુષ્યના શરીરમાં હોતા નથી. માટે 'જીવ ઉત્પન્ન કરે છે' એમ શ્રુતિ કહે છે પણ આવી શ્રુતિઓ ઉતારીને શંકર પુછે છે કે 'આ રથો, ઘોડાઓ વગેરેની સ્વપ્નમાં ઉત્પત્તિ થાય તે સાચી સમજવી કે માયામયી ?' અને પોતે ઉત્તર આપે છે 'સ્વપ્નાવસ્થાની બધી સૃષ્ટિ માયામયી છે. કારણ કે સ્વપ્નમાં સાચી સૃષ્ટિને યોગ્ય દેશ, કાળ અને સાધનો દેખાતાં નથી અને સ્વપ્નસૃષ્ટિ જાગ્રત સ્થિતિમાં ખોટી ઠરે છે. વળી હજારો ગાઉ દૂરના દેશમાં પોતે જાગીને ફરતો હોય એવું સ્વપ્ન જોનારનું શરીર તો બીજાં લોકો તેજ સ્થળે જુએ છે, અને પોતે પણ જાગે છે જ્યાં સુતો હોય ત્યાંજ. અનેક દિવસો કે મહિનાઓનું જીવન સ્વપ્નમાં જીવનારે ખરી રીતે થોડી ક્ષણોજ સ્વપ્નમાં વીતાવી હોય છે.

વળી જે બનાવો સ્વપ્ન જોનારને પોતાના સ્થાનમાં કે બીજા સ્થાનમાં બનતા દેખાય છે તે ખરી રીતે બન્યા હોતા નથી; અને સ્વપ્નમાં જોયેલાંનો જાગ્યા પછી બાધ થાય છે. એટલું જ નહિં પણ કેટલીક વાર તો સ્વપ્નમાંજ એજ વસ્તુ આગળ પાછળ જુદી જુદી દેખાય છે મતલબ કે સ્વપ્નદર્શન માયામય છે.' સ્વપ્નની આ માયામયતા જે શંકરે સવિસ્તર દાખલાઓ અને દલીલથી સિદ્ધ કરી છે તે એ આચાર્ય પહેલાં ઘણા વખતથી જ તત્વજ્ઞાનીઓમાં સ્વીકારાઈ ગઈ હતી. કારણકે બ્રહ્મસૂત્રકારેજ સ્વપ્નની માયામયતા સ્પષ્ટ કહી છે અને પાંચમા શતકના પ્રશસ્ત પાદે ઉપર જોયું તેમ સ્વપ્નને અવિદ્યાત્મક અનુભવ કહેલ છે.

સ્વપ્નની માયામયતા સિદ્ધ કરવા માટે આજે આટલી ચર્ચાની જરૂર ન લાગે. શાંકર દર્શનમાં પણ પાછળથી સ્વપ્નાવસ્થાની ઉપર કહેલી ચર્ચા ઓછી પ્રસિદ્ધ રહી છે. પણ સ્વપ્ન જેમ દેખાય છે છતાં ખોટું છે, તેમ આ જાગ્રત સંસાર પણ દેખાય છે છતાં ખોટો છે એ વિચાર વધારે પ્રસિદ્ધ થયો છે.

આ સ્વપ્નાવસ્થાની ચર્ચામાં એક બીજી વસ્તુ પણ સૂત્રકાર નોંધે છે કે 'સ્વપ્ન છે તો માયામય પણ ભવિષ્યના સારા કે માઠા બનાવનું સૂચક થાય છે ખરું એમ શ્રુતિ તથા સ્વપ્નવિદો કહે છે' અહિં શ્રુતિ તરીકે શંકરાચાર્યે જ્યારે 'કામ્યકર્મ દરમિયાન સ્વપ્નમાં સ્ત્રીને જુએ ત્યારે એમાંથી સારું ફળ થશે એમ સમજવું (છાં. ઉ. ૫-૨-૨૯) અને 'કાળા દાંતવાળો કાળો પુરુષ સ્વપ્નમાં દેખાય તો એ મારે છે' એ વાક્યો આપ્યાં છે વળી 'સ્વપ્નાધ્યાય જાણનારાઓ કહે છે કે હાથી ઉપર બેઠા હોવાનું સ્વપ્ન આવે તો એ સારું અને ગધેડા ઉપર બેઠાનું આવે તો ખરાબ.' એમ શંકરાચાર્ય કહે છે. વળી ઉપર જોયું તેમ પ્રશસ્તપાદે પણ શુભાશુભ સૂચક સ્વપ્નોનો ઉલ્લેખ કર્યો છે એ ઉપરથી સ્વપ્નાઓથી આ રીતે સારાં માઠાંનું સૂચન થાય છે એમ માનનાર વર્ગદ્વારા જુના વખતમાં આ વિષય ઉપર ગ્રન્થો લખાયા હશે, એમ જણાય છે. અને જો કે અત્યારે કેવળ સ્વપ્ન વિષયક ગ્રન્થ મળતો નથી પણ જ્યોતિષશાસ્ત્રના ગ્રન્થોમાં તથા આયુર્વેદના ગ્રન્થોમાં સ્વપ્નથી થતાં સારાં માઠાં સૂચનોનું પુષ્કળ સાહિત્ય છે. જ્યોતિષશાસ્ત્ર અને આયુર્વેદ બેયની આ બાબતમાં દૃષ્ટિ અને કલ્પના સમાન હોવાથી નીચે આયુર્વેદાન્તર્ગત આવા સ્વપ્ન સૂચનોનો પ્રકાર ટુંકામાં નોંધ્યો છે, અને જ્યોતિષ શાસ્ત્રમાંથી આવા ઉતારાની જરૂર નથી ગણી. વળી જ્યોતિષશાસ્ત્રનું સ્વપ્ન પ્રકરણ આયુર્વેદનાં એ પ્રકરણથી અર્વાચીન અને ઘણું કરી તેનું ઋણી છે.

આયુર્વેદના ચરક, સુશ્રુત જેવા પ્રાચીનતમ ગ્રન્થોમાં જેમ જુદા

જુદા રોગની અસાધ્ય સ્થિતિનાં તથા મરણનજીકના કાળમાં કે અમુક વખત પછી પણ ચોક્કસ ભાવિ હોવાના વિવિધ લક્ષણો દર્દીના શરીરની તથા ઇન્દ્રિયોની સ્થિતિને લગતા દર્શાવ્યા છે તેમ અમુક રોગમાં અમુક જાતનું સ્વપ્ન આવે તો એને ખરાબ ભાવિનું સૂચક ગણવું એવી સવિસ્તર કલ્પના મળે છે દા–ત. [૪]"ક્ષયના રોગીને પોતે કુતરા ઉપર, ઉંટ ઉપર અથવા ગધેડા ઉપર બેસીને દક્ષિણ દિશામાં જતો હોવાનું સ્વપ્ન આવે તો એ જીવે નહિ વળી સખત તાવ આવ્યો હોય અને તેમાં પોતે મરેલાઓ સાથે દારૂ પીધો અથવા કુતરાઓ પોતાને ખેંચી જાય છે એવું સ્વપ્ન આવે તો એ જીવે નહિ. ઉન્માદ રોગમાં રાક્ષસો સાથે નાચીને પાણીમાં પોતે ડુબી ગયો એવું જેને સ્વપ્ન આવે એ જીવે નહિ" અમુક રોગમાં અમુક સ્વપ્ન ખરાબ *એટલું જ કહીને આયુર્વેદાચાર્યો અટકતા નથી તેઓ બીજા* એવા સ્વપ્નોને ગણાવે છે કે જે જો રોગીઓને આવે તો મરણ ઉપજાવે અને અરોગીને આવે તો તેને ઘણો કલેશ થાય દા–ત [૫]"જેના માથામાં ઝાડ ઉગે, પક્ષીઓ તેમાં ભરાઈ જાય, માથાનો મુંડો કરાવે, ગીધ, કુતરા, ઘુવડો, માગડા, રાક્ષસો, પ્રેતો, પિશાચો, ચંડાળો, દ્રાવિડો, આન્ધ્ર લોકો વગેરે જેની આસપાસ સ્વપ્નમાં વીંટાઈ વળે, સ્વપ્નમા ચાલતા ચાલતા જે રાફડા ઉપર કે ભસ્મ ઉપર પડી જાય વગેરે" આ વિગતો વાચવાથી એની પછવાડે રહેલી કલ્પના સમજી શકાય છે પ્રેત અને પિશાચ સાથે ચંડાળોને ગણ્યા એ તો ઠીક પણ દ્રાવિડોને તથા આન્ધ્રોને પણ ગણ્યા છે હવે દ્રાવિડ મનુષ્યને દ્રાવિડનું સ્વપ્ન આવે તો એ અનિષ્ટ સૂચક ન હોય એ દેખીતુ છે અને એક દ્રાવિડ તથા એક આર્ય બે સાથે કાશીમાં રહેતા મિત્રો હોય અને એમને પરસ્પરનાં સ્વપ્ન આવે તો કોનુ અનિષ્ટ થાય ? વિચાર કરતા એમ કહેવુ પડશે કે રોગી સ્થિતિમાં મરણ પહેલા જુદા જુદા માણસોને આવેલા સ્વ-

[૪] ચરક ઇન્દ્રિય સ્થાન અ. ૫ શ્લો. ૮, ૯ તથા ૨૧
[૫] એજન શ્લો. ૨૭ થી ૪૦

પ્નોનું અવલોકન આયુર્વેદનાં આ પ્રકરણોના મૂળમાં હોવાનો જો કે સંભવ છે. અને કેટલાક દાખલાઓમાં એમ ભલે બનતું હોય પણ ઉપર કહેનારી છે એવી વિગતો તો અમુક જાતના વહેમોથી કલ્પિત છે એ સ્પષ્ટ છે. જ્યોતિષશાસ્ત્રનાં આવાં સ્વપ્ન સૂચનોને પણ આજ ટીકા લાગુ પડે છે. જેમ અમુક સ્વપ્નોને અશુભ સૂચક ગણ્યાં છે તેમ બીજાં કેટલાંકને શુભ સૂચક ગણ્યાં છે. દા. ત. 'દેવોને, બ્રાહ્મણોને, ગાયને, બળદને, જીવતા મિત્રોને સમિદ્ધ અગ્નિને, સાધુઓને, નિર્મળ પાણીને અને એવાં બીજાંને સ્વપ્નમાં જોવાથી રોગ મટી જાય અને કલ્યાણ થાય.'[૬] આ શુભ સૂચકતાની પાછળ પણ કલ્પના ઉપર કહી તેજ વહેમોની છે.

સ્વપ્નના આ અશુભસૂચક અને શુભસૂચક એ બ્રેય પ્રકારનો ચરકાચાર્યે સ્વપ્નનું વર્ગીકરણ કરતાં ભાવિકમાં સમાવેશ કર્યો છે. અને દૃષ્ટ, શ્રુત, અનુભૂત, પ્રાર્થિત, કલ્પિત, ભાવિક અને દોષજ એ રીતે સ્વપ્નના કુલ સાત ભેદ ચરકે પાડ્યા છે, અને પ્હેલા પાંચેય સ્વપ્ન પ્રકારો જેનો સુશ્રુત વિચારજનિતમાં સમાવેશ કરે છે તેનું કાંઇ ફળ થતું નથી એમ કહે છે. આ ઉપરાંત દિવસે આવેલું સ્વપ્ન, ખુબ લાંબુ સ્વપ્ન, અને અતિ ટુંકું સ્વપ્ન એ પણ નિષ્ફળ સમજવાં, પછી દોષજ સ્વપ્નનું વિવરણ કરતાં ચરક કહે છે કે[૮] 'મનોવહ સ્રોતો, અતિ બળવાન ત્રણ દોષો વડે પૂર્ણ થઇ જતાં માણસ દારૂણ કાળમાં દારૂણ સ્વપ્નો જુએ છે.'[૯] આ વચનનો અર્થ એ થાય કે શરીરમાં રોગે કરેલા ફેરફારની અસર મન ઉપર

૬ સુશ્રુત સૂત્ર અ. ૨૯ શ્લો. ૭૫ થી ૮૧ માંથી મૂળમાં નમુનાનો જ ઉતારો કર્યો છે.

૭ ચરક ઇં. સ્થાન અ. ૫ શ્લો. ૪૩, ૪૪ તથા સુશ્રુત સૂત્ર અ. ૨૯ શ્લો. ૬૭.

૮ ચરક ઇન્દ્રિસ્થાન અ ૫. શ્લો. ૪૧, ૪૨.

૯ ચરક ઇં. સ્થાન અ-૫ શ્લો. ૪૧.

થઈને દારુણ સ્વપ્નો જુએ છે. આ સિદ્ધાન્તરૂપ કથનમાં શાસ્ત્રીય સત્યાંશ હોવાનું માનવામાં વાંધો નથી, પ્રશસ્તપાદે પણ સ્વપ્નનો જે ધાતુદોષજન્ય ભેદ કહ્યો છે તે આજ અને તેણે આયુર્વેદના ચરક સુશ્રુત જેવા ગ્રન્થોમાંથી એ ભેદ સ્વીકાર્યો છે એ સ્પષ્ટ છે. અને આયુર્વેદે 'વાત પ્રકૃતિવાળો' માણસ સ્વપ્નમાં આકાશમાં ઉડે છે, પિત્ત પ્રકૃતિવાળો ધતુરો, કેસુડાં કર્ણિકાર જેવાં વૃક્ષોને તથા અગ્નિ, વીજળી, ઉંબાડીઆં વગેરેને જુએ છે, અને કફ પ્રકૃતિવાળો કમળ, હંસ, ચક્રવાક અને સુંદર જળાશયોને જુએ છે.' [10] એમ જે કહ્યું છે તે રોગીના નહિ પણ સ્વસ્થ માણસના સ્વપ્નની વાત છે, અને પ્રશસ્તપાદે આજ વાત ઉતારી છે.

જેમ શકુનના વહેમો સાથે આયુર્વેદોક્ત દુઃસ્વપ્નોના વહેમોનું સામ્ય છે તેમ શકુનના વારણ સાથે દુઃસ્વપ્નના વારણનું સામ્ય છે દા–ત. 'સવારે ઉઠીને દાનો આપવાં, ગાયત્રી આદિ મન્ત્રો જપવા, વેદનો સ્વાધ્યાય કરવો, તથા વિપ્રોનું પૂજન કરવું' વગેરે[11] આયુર્વેદે સ્વપ્નનું વારણ દર્શાવ્યું છે.

આયુર્વેદે સ્વીકારેલી સ્વપ્નો શુભાશુભસૂચક હોવાની માન્યતા પ્રશસ્તપાદના તથા બ્રહ્મસૂત્રકારના સમય પ્હેલાં પ્રચારમાં આવી હતી, એ ઉપર જોયું જ છે. પણ પ્રશસ્તપાદ શુભાશુભ સૂચક સ્વપ્નોમાંના અત્યંત અપ્રસિદ્ધને કેવળ અદૃષ્ટ જન્ય કહે છે તે કથન પોતે જ સ્વપ્નને સ્મૃતિ રૂપ કહે છે એથી વિરૂદ્ધ જાય છે. પણ હવે સ્વપ્ન વિચારમાં આગળ ચાલીએ. આયુર્વેદમાંથી આ વિષયમાં વિશેષ પ્રકાશ મળતો નથી. વળી જાગ્રત દશામાં જે દેખ્યું હોય, સાંભળ્યું હોય, અનુભવ્યું હોય, વિચાર્યું હોય તે સ્વપ્નમાં દેખાય છે એમ જે

૧૦ સુશ્રુત શા. સ્થાન અ-૪ શ્લો. ૬૫, અને ૭૫.
૧૧ „ શ્લો. ૭૧ થી ૭૩.

આયુર્વેદ કહે છે[૧૨] તે સામાન્ય લૌકાનુભવનો અનુવાદ છે. ઉપનિષદોને પણ એ તત્ત્વની ખબર છે. એટલે સ્વપ્નાવસ્થાના વિશેષ વિશ્લેષણ માટે તો દાર્શનિકો પાસે જ જવું પડશે. તેમાં પ્રશસ્તપાદે સ્વપ્નના કારણમાં સંસ્કારને મુકીને તથા સ્વપ્નને સ્મૃતિરૂપ કહીને કેટલોક પ્રકાશ નાખ્યો છે. હવે શંકરાચાર્ય જે વિશ્લેષણ કરે છે તે જોઈએ. તેઓ કહે છે કે જાગ્રત દશામાં દેખાતા રથાદિ પદાર્થો સ્વપ્નમાં દેખાતા હોવા છતાં સ્વપ્નમાં એ પદાર્થોને અનુભવવાના સાધનરૂપ ઇન્દ્રિયો નથી. માટે જીવ પોતે સ્વપ્નમા રથાદિને રચે છે, તથા પોતાના પ્રકાશથી જુએ છે. એવાં ઔપનિષદ કથનનું તાત્પર્ય એ છે કે ' સ્વપ્ન એ કાંઈ અપૂર્વ દર્શન (નવો અનુભવ) નથી. પણ ઘણું કરીને (પ્રાયેણ) પૂર્વદૃષ્ટની સ્મૃતિ છે.[૧૩] પૂર્વદૃષ્ટમાં ઇન્દ્રિય ગોચર સાથે મનથી કલ્પેલ, ઇચ્છેલ, વિચારેલ વગેરે વિષયોને આયુર્વેદ કહે છે તેમ સંગ્રહી લેવાના છે એ તો ઠીક, પણ સૂચક સ્વપ્નોને 'વિચારજનિત' કે સંસ્કારજનિત સ્વપ્ન પ્રકારથી ભિન્ન ગણવાનું આયુર્વેદનું તથા પ્રશસ્તપાદનું વલણ શંકરને માન્ય નથી. પ્રશસ્તપાદમા સ્વસિદ્ધાન્ત વિરોધ છે એ ઉપર કહ્યું જ છે. શંકરના ધ્યાનમાં એ વિરોધ આવ્યો જ હશે. ગમે તેમ પણ તેઓ કહે છે કે 'સ્વપ્ન સૂચક હોય કે અસૂચક હોય પણ સ્મૃતિ રૂપ તો હોય જ અને સૂચ્ય વસ્તુ ભલે સત્ય હોય પણ સૂચક સ્વપ્ન તો ખોટું જ છે.[૧૪] અલબત્ત પ્રાયેણ શબ્દથી કોઇક પૂર્વદૃષ્ટની સ્મૃતિ ન હોય પણ ભાવિ સત્યને કહેનાર હોય એવી લોકમાન્યતાનો નિર્દેશ આચાર્યે કર્યો જણાય છે. શંકર કહે છે કે ' મન્ત્ર, દેવતા, દ્રવ્યવિશેષ (ઔષધ ?) ની અસરથી સત્યાર્થ ગન્ધી સ્વપ્નો આવે છે એમ લોકો માને છે ' ૧૫ અને આ વચનનું સ્પષ્ટીકરણ

૧૨ ચરક ઇ સ્થાન અ. ૫ શ્લો. ૪૩

૧૩ બૃ. ઉ ૪-૩-૯નું શાંકરભાષ્ય.

૧૪ બ્ર-સૂ-૩-૨-૪ નું શાંકરભાષ્ય.

૧૫ ,, ૩-૨-૨નું ભાષ્ય.

કરતાં વાચસ્પતિ મિશ્ર કહે છે કે 'કોઈ વાર સ્વપ્ન સાચું ય પડે, દા. ત. ધોળાં વસ્ત્રો ધારણ કરેલો તથા ધોળી માળા પહેરેલો પુરૂષ સ્વપ્નમાં દેખાઈને કોઈને કહે કે તને આજથી પાંચમે દિવસે રાજા અમુક ભૂમિનું દાન કરશે અને પછી ખરેખર એમ થાય.'[૧૬] સ્વપ્નો સાચાં પડ્યાના આવા કોઈ કોઈ દાખલા; પ્રાચીન કાળથી આજ સુધી બધા દેશોમાંથી મળે છે. મારા એક મિત્રે પણ સ્વપ્ન સાચું પડ્યાનો પોતાનો અનુભવ કહ્યો છે. અમુક મન્ત્રના જપથી કે દેવની કૃપાથી સાચાં સ્વપ્નો આવવાની માન્યતા પણ હમણાં સુધી આ દેશમાં પ્રચલિત છે. મેં કેટલાક દાખલા સાંભળ્યા છે પણ આપણે ત્યાં વૈજ્ઞાનિક ચોકસાઈથી આવા દાખલાઓની પ્રતીતિજનક નોંધો રહેતી નથી પણ પશ્ચિમમાં રહે છે. એટલે નીચે પશ્ચિમના નમુના જેવા બે દાખલા ઉતારૂં છું. ઇ. સ. ૧૯૩૭ માં લોર્ડ મેકમીલીઅને એક વિદ્વન્મંડળ આગળ વ્યાખ્યાન આપતાં કહ્યું કે પોતાની એક કીમતી વીંટી હાઇલેન્ડમાં ડુંગર ઉપર ખોવાઈ ગયેલી તે એક વૃદ્ધ 'સ્કોટ' સ્ત્રીને સ્વપ્નમાં ક્યાં પડી છે તે બરાબર દેખાઇ અને તે પ્રમાણે તે ઠેકાણેથી મળી આવી. એ સ્વપ્ન પ્હેલાં એ સ્ત્રી કદિ પણ એ સ્થળે ગઇ નહોતી.[૧૬] બીજો દાખલો: Chaffin Will તરીકે આ દાખલો ખુબ પ્રસિદ્ધ છે. આમાં એક વીલ, યોગ્ય રીતે જેમાં સાક્ષ્ય વગેરે થયેલાં તે પ્હેલાં અદાલતમાં કબુલ થઇને તેને અનુસરીને વીલ કરનારના ચાર દીકરાઓમાંથી એકને મીલકત મળી. એ વાતને ચાર વર્ષ થઇ ગયા પછી એક દીકરાને તેના બાપે સ્વપ્નમાં કહ્યું કે પોતાના (બાપના) જુના ઓવરકોટના ખીસામાં વીલ છે તે શોધવું. આ સ્વપ્નને અનુસરી શોધતાં એના બીજા ભાઇને ઘેર જુનો ઓવરકોટ મળ્યો ત્યારે એના ખીસામાં શીવી લીધેલો એક કાગળ મળ્યો. એ કાગળમાં કુટુંબના બાઇબલના અમુક પાનાનો ઉલ્લેખ હતો. જ્યારે એ પાનું

15 Price of Search for Truth 1942 p. 110.

ઉંઘાડયું ત્યારે એમાં બીજું વીલ લખેલું મળ્યું. અને અદાલતે એ બાપનાં હસ્તાક્ષરમાં જ છે એમ ખાત્રી કર્યા પછી એ બીજા વીલને માન્ય રાખ્યું અને છેવટ નોર્થ કેરોલીના ડેવી પ્રદેશની અદાલતે એ વીલને અનુસરી મીલ્કત ચારેય પુત્રોને સરખે હિસ્સે વહેંચી આપી.

સ્વપ્નમાં અજ્ઞાત દર્શનનો બીજો એક દાખલો પણ જેમાંથી ઉપરનો ઉતારો કર્યો છે એ પુસ્તક (પૃ. ૬૮)માં છે.[૧૭]

આ સ્વપ્નમાં ભાવિ દર્શન અથવા સર્વથા અજ્ઞાતનું દર્શન એ સૂચક સ્વપ્નથી તદ્દન જુદો પ્રકાર છે એ સ્પષ્ટ છે. વળી સ્વપ્નનો એ પ્રકાર કાંઇ સામાન્ય નથી, અસામાન્ય કે અતિ વિરલ છે. મતલબ કે સામાન્ય સ્વપ્ન માટે તો શંકર કહે છે તેમ 'સ્વપ્નદર્શન એ સ્મૃતિ છે. જ્યારે જાગરિત દર્શન એ ઉપલબ્ધિ છે.'[૧૮] વળી વાચસ્પતિ કહે છે તેમ સ્વપ્ન સાચું પડે તે કાકતાલીય છે અને કોઇક વાર ભલે સ્વપ્ન સાચું પડે પણ ઘણાં તો ખોટાં પડે છે.'[૧૯] અને સ્વપ્નના સ્વરૂપ વિચારમાં એ હકીકત મહત્ત્વની છે. અને એ વિષયમાં સાચી વૈજ્ઞાનિક વૃત્તિ તો વાચસ્પતિ કહે છે તે જ છે. વળી સ્વપ્નમે પૂર્વદૃષ્ટની સ્મૃતિરૂપ ગણવામાં પણ એ પૂર્વાપર સંબંધવાળું, જેવું પૂર્વદૃષ્ટ હોય તેવું દેખાડનારું, વ્યવસ્થિત નથી હોતું પણ બ્રહ્મસૂત્રકાર કહે છે તેમ સંપૂર્ણ 'અનભિવ્યક્ત સ્વરૂપ' હોય છે. આ ગડબડ–એની માયામયતાનો અંશ એના લક્ષણમાં ઉમેર્યા વગર ન ચાલે એ દેખીતું છે અને શંકરાચાર્યે બ્ર–સૂ. ના અધ્યાસભાષ્યમાં સ્વપ્નનો અંદર સમાવેશ થઈ જાય એવું અધ્યાસનું જે લક્ષણ આપ્યું છે તેનું સ્પષ્ટીકરણ કરતાં વાચસ્પતિમિશ્ર સ્વપ્નજ્ઞાનને 'સ્મૃતિવિભ્રમરૂપ'

૧૭ The Reach of the Mind 1947 નામનું J. B. Rhine નું પુસ્તક p. 184.

૧૮ બ્ર–સૂ. ૨ ૨–૨–૨૯ નું ભાષ્ય.

૧૯ બ્ર–સૂ. ૨–૨–૨ તથા ૪ ઉપરની ભામતી.

એટલે સ્મૃતિમાં અનુભવના અવ્યવસ્થિત ક્રમરૂપ કહે છે. સ્વપ્નના આ ઉક્ત લક્ષણમાં કાંઈ ફેરફાર કરવાની જરૂર વેદાંત સંપ્રદાયને નથી લાગી તે યોગ્ય જ છે. મને તો એ લક્ષણ પૂર્ણ લાગે છે.

આધુનિક માનસ વિશ્લેષણ ( Psycho-analysis ) શાસ્ત્રના પંડિતો પહેલાં દબાવવામાં આવેલ ઇચ્છાઓ સ્વપ્નાવસ્થામાં ભારે ભાગ ભજવે છે એમ કહે છે. વળી તેઓએ માનસિક તથા નાડીતંત્રીય કેટલાક રોગોની પરીક્ષા અર્થે સ્વપ્નાવસ્થાની પરીક્ષાદ્વારા તત્કારણભૂત વાસનાઓને પકડવાનો પ્રયત્ન કરતું નિદાનશાસ્ત્ર રચ્યું છે. આ અર્વાચીન આવિષ્કારમાં કેટલો સત્યાંશ છે એ પ્રશ્નને બાજુ ઉપર રાખીએ; પણ સામાન્ય સ્વપ્નાવસ્થાની યથાર્થ સમજણ માટે એ પ્રણાલી અનુસાર ચિંતન કરવાની જરૂર નથી. એ વિસ્તારનો માનસ રોગ શાસ્ત્રમાં સમાવેશ થાય છે. જ્યારે અહિં શીલસુરીમાં સાધારણ અરોગી માનસ અભ્યાસનો વિષય છે. અલબત્ત અરોગી માનસની પણ વાસનાઓ સ્વપ્નાવસ્થામાં અગત્યનો ભાગ ભજવે છે એ ચોક્કસ છે. ઉપનિષદોમાંથી ઉપર ઉતારેલાં વચનોમાં જો કે વાસનાઓનો ઉલ્લેખ નથી પણ પ્રશસ્તપાદે કામ અને ક્રોધનો નિર્દેશ કર્યો છે અને શંકરાચાર્યે બૃ. ઉ. મૂળ વચનોનું વ્યાખ્યાન કરતાં વાસનાનું સ્વપ્નમાં સ્થાન સ્પષ્ટ દર્શાવ્યું છે. શંકર કહે છે કે 'વાસનાઓથી વાસિતત્વ માયામય જેવા વાસનામય સ્વપ્નને રચીને પોતાના પ્રકાશથી સ્વપ્નને જુએ છે. અને વિષયભૂત સ્વપ્રકાશ પણ સર્વવાસનામય છે.'[२०] આ વાક્યમાં વાસનામય શબ્દ બેય વાર આચાર્યે ઉમેરેલો છે. આગળ ચાલતાં 'રથાદિને સર્જે છે' એ શ્રુતિના વ્યાખ્યાનમાં રથાદિને 'વાસના માત્રરૂપ' કહે છે. વળી અસુપ્ત સુપ્ત ભાવોને જુએ છે. એ શ્રુતિવચનના વ્યાખ્યાનમાં કહે

૨૦ બૃ. ઉ. ૪-૩-૯ નું ભાષ્ય.

૨૧ બૃ. ઉ. ૪-૩-૧૦, ૧૧ નું ભાષ્ય.

છે કે 'જેની દૃષ્ટિ અલુપ્ત છે એવો જીવ સુપ્ત એટલે . અંતઃકરણ વૃત્તિમાં રહેલા અને વાસનાકારે ઉદ્‌ભુત સર્વ બાહ્ય તથા આધ્યાત્મિક ભાવોને સ્વપ્નમાં જુએ છે.' વધારે વચનો ઉતારવાની આવશ્યકતા નથી. આચાર્યનું વિવક્ષિત સ્પષ્ટ છે. અને બ્ર.–સ. ના શાંકરભાષ્યમાં પણ સ્વપ્નાવસ્થાની ચર્ચાના ઉપસંહારમાં સ્પષ્ટ કહ્યું છે કે 'જાગરિત અવસ્થામાં ઉત્પન્ન થતી વાસનાઓ વડે સ્વપ્નકડે છે.'[૨૨] અહિં જન્મ પછી અને સ્વપ્ન પ્હેલાંના કાળમાં કોઈ પણ વખતે મનમાં ઉત્પન્ન થયેલી વાસનાઓ પછી એ દબાયેલી હોય કે ન દબાયેલી એવું વાર્તિક ઉમેરીએ તો માનસ વિશ્લેષણ શાસ્ત્રના નિદાનનો પણ સમાવેશ થઇ જાય.

સ્વપ્નાવસ્થાની ચર્ચાનું દાર્શનિક રહસ્ય આત્માનું સ્વયંજ્યોતિપણું છે.[૨૩] અને 'પોતાના જ્યોતિથી પોતાના પ્રકાશથી' ઉંઘે છે ત્યારે આત્માસ્વયંજ્યોતિ હોય છે' વગેરે શ્રુતિવચનોનું એજ તાત્પર્ય છે એમ શંકર કહે છે. તેઓ સ્પષ્ટ કરે છે કે 'સ્વપ્નાવસ્થામાં આત્માને વાસનાત્મક પ્રકાશ વિષયરૂપે દેખાય છે એ પુરાવાથી સર્વસંસર્ગ રહિત ચક્ષુઆદિ ઇન્દ્રિયો અને શરીરથી જેનું સ્વરૂપ છુટું પડેલું છે (કારણ કે સ્વપ્નમાં શરીર અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ તદ્દન બંધ છે.) એવું અલુપ્ત આત્મજ્યોતિ સ્વપ્નાવસ્થામાં પ્રકાશે છે એમ સિદ્ધ થઇ શકે છે.[૨૪] સ્વપ્નમાં વાસનાજાળના પ્રસંગમાં એક સ્વાનુભવની વાત એ કહેવાની છે કે ૪૦–૪૫ કે વધારે વર્ષો પહેલાં કોઈક વાસના એક વ્યક્તિમાં દેખાઇ હોય. દા–ત. ૧૫–૧૬ વર્ષની ઉમ્મરે એક વાસના મગજમાં હતી એવું અને સ્મરણ છે પછી એ તદ્દન નીકળી ગઈ. આજે બાસઠ વર્ષની ઉમ્મરે અચાનક એક સ્વપ્ન આવ્યું ત્યારે એ ૪૬–૪૭ વર્ષ પહેલાંની વાસનાનું સ્મરણ થયું.

૨૨ બ્ર-સૂ. ૩-૨-૬ નું ભાષ્ય.
૨૩ ,, ૩-૨-૪ નું ભાષ્ય.
૨૪ બૃ. ઉ. ૪-૩-૬ નું ભાષ્ય.

જાગ્રતઅવસ્થામાં જેનું સ્મરણ પણ નથી જ થતું એવી જુની ક્ષણિક વાસના કે તેનું કાર્ય સ્મૃતિમાં ક્યાંક સચવાઇ રહેલું તે સ્વપ્નમાં તદ્દન જુદીજ રીતે પ્રગટ થયું. અહિં વેદાંત સ્વપ્નને સ્મૃતિવિભ્રમ કહે છે તેને સ્વાનુભાવનો ટેકો આપતાં કહેવું જોઇએ કે સૂક્ષ્મ, ઝાંખા કે તેજસ્વીરૂપે જે દશ્ય બનાવ કે વિચાર કે વાસના કે કલ્પના સ્મૃતિમાં હોય તેજ ઉંધીચત્તી આડીઅવળી ગોઠવાઇને પણ સ્વપ્નમાં આવે છે.

સ્મૃતિમાં બીલકુલ ન હોય—દા. ત. જે ઉમ્મરના બનાવોનું અથવા મારા અસ્તિત્વના ભાનનું મને બીલકુલ સ્મરણ નથી એ ઉમ્મરને લગતું સ્વપ્ન કોઇ વખત આવ્યું હોય એવું સ્મરણ નથી પણ આ વાકયનો અર્થ એવો નથી કે પોતે બે વર્ષની અંદરનું ધાવણું બાળક છે અથવા પોતે મરી જાય છે કે મરી ગયેલ છે, એવું સ્વપ્ન માણસને ન આવે. ઉપર કહેલી બે સ્થિતિમાં પ્હેલીના અનુભવનું સ્મરણ માણસને નથી હોતું અને બીજાનો તો અનુભવજ નથી. પણ બીજાની આ બન્ને સ્થિતિ જોઇ શકાય છે અને સ્વાનુભવમાં નહિ આવેલ પણ જોવામાં, વાંચવામાં, સાંભળવામાં, કે કલ્પનામાં આવેલ સ્થિતિઓ, બનાવો વસ્તુઓ વગેરેની સ્મૃતિનો વિભ્રમ થઇને ઉપર કહ્યાં છે તેવાં સ્વપ્ન આવવાનો સંભવ છે.

સ્વપ્નાવસ્થામાં આ રીતે સ્મૃતિ વિભ્રમ થાય છે એ વૈજ્ઞાનિક સત્ય છે. પણ માનવ ચિત્તના બીજા કેટલાક અંશો સ્વસ્થ રહે છે. દાન્ત. અહં પ્રત્યય જાગ્રતનોજ સ્વપ્નમાં ચાલુ રહે છે. જો કે શરીરની ઉમ્મરની છાપ સ્વપ્નમાં કેટલીક વાર બદલાઈ જાય છે. દા. ત. મારામાં વૃદ્ધાવસ્થાની જે છાપ જાગ્રત અવસ્થામાં હમેશાં સ્પષ્ટ રહે છે તે સ્વપ્નાવસ્થામાં હમેશાં સ્પષ્ટ નથી રહેતી. યૌવનમાં બાલ્યાવસ્થાની અને વાર્ધક્યમાં યૌવનની છાપ ઘણી વાર પોતાની લાગણીઓમાં દેખાય છે. અલબત્ત શરીરના સ્નાવો ઉપર તો શરીરની જે અવસ્થા ચાલતી હોય તેને અનુસરતી અસર થાય છે. છતાં અહંપ્રત્યય નિરંતર ચાલુ રહે છે. એ સાથે બુદ્ધિ અને વિચારનું વલણ જાગ્રત

જેવું રહે છે. દા. ત. મને અનુભવ છે કે સ્વપ્નાવસ્થામાં અનેક વાર જાગ્રતમાં હું જે જાતની દલીલ કરૂં છું એ જ જાતની દલીલ કરવા માંડું છું. એ જ રીતે માણસની પ્રકૃતિ ઘણું ખરૂં સ્વપ્નમાં જળવાઈ રહે છે. મને તો અનુભવ છે કે સાહિત્યવ્યાસંગ, આત્મદર્શનની વાસના, વ્યવહારની એક પ્રકારની ઉપેક્ષા વગેરે સ્વભાવ સ્વપ્નાવસ્થામાં પણ અનુભવાય છે.

આ અનુભવો પણ સ્વપ્ન એ અહં પ્રત્યયનો કે બુદ્ધિનો કે પ્રકૃતિનો નહિ પણ સ્મૃતિનો વિભ્રમ છે એ વેદાંત નિર્ણયને ટેકો આપે છે. અને જાગ્રત અને સ્વપ્નમાં આત્માની તો એકતા જ છે એ નિર્ણયને પણ પુષ્ટિ આપે છે. વળી જાગ્રત અવસ્થામાં જેનું ઝાખું સ્મરણ વખતે પકડી શકાય છે અને વખતે બીલકુલ પકડાતું જ નથી તેનું વર્તમાન અનુભવરૂપે સ્પષ્ટ ચિત્ર સ્વપ્નમાં ઉભું થાય એ સ્થિતિ સ્વયંપ્રકાશ આત્માના પ્રકાશનું પરિણામ છે એવો વેદાંતનો મત દેખાય છે. સ્વપ્નમાં નવી ચિત્રકૃતિ કે અપૂર્વ કાવ્યકલ્પના સ્ફુરવાના અને પ્હેલાં અજ્ઞાત રહેતા કોઈ અઘરા વૈજ્ઞાનિક કોયડાનો ખુલાસો સ્વપ્નમાં મળી જવાના જે દાખલા કોઈ વાર સાંભળવા મળે છે તેમાં સાચાં પડતાં તથા ભવિષ્ય કહેતાં સ્વપ્નોમાં દેશકાળની સીમાઓને ઉલ્લંઘીને, સ્વયંપ્રકાશ આત્માનો પ્રકાશ ઘડીવાર વીજળી પેઠે ઝબકી જાય છે એમ જ માનવું યોગ્ય છે. માનવ ચિત્તમાં દેશકાળની સાધારણ સીમાઓને ઉલ્લંઘી શકે એવી શક્તિ હોવાની માન્યતા આધુનિક અતિ માનસશાસ્ત્ર Para psychology ના પ્રાઈસ, રહાઈન આદિ પંડિતોમાં સ્વીકારાતી જાય છે.

તા. ક—હમણાં ફ્રોઈડ (Freud)નું સ્વપ્નોનું પૃથક્કરણ વાંચી ગયો: એમાં એ સમર્થ માનસ પૃથક્કરણ શાસ્ત્રીએ પોતાને આવેલાં સ્વપ્નના દાખલાઓ ઉતારીને પૃથક્કરણ કર્યું છે. એ વાંચતાં મેં ઉપર મારાં સ્વપ્નાંઓના દાખલાઓને આધાર તરીકે રાખવામાં કશું અનુચિત-વિજ્ઞાન વિરુદ્ધ નથી કર્યું એવું આશ્વાસન મળ્યું.

તા. ૧-૩-૪૯ની રાતમાં એક સ્વપ્ન આવ્યું એમાં હું પચાસ વર્ષની ભૂતકાળની દિવાલ કુદીને નિશાળમાં જઈને બેઠો હતો. તરત જ જાગીને ફ્રોઇડની રીતે સ્વપ્નના તંતુઓના પૃથક્કરણનો પ્રયાસ કરી જોયો પણ ઉપર જે કહ્યું છે એથી નવું તત્ત્વ કાંઈ ન મળ્યું પણ આ દિશામાં ઘણા પરસ્પરથી સ્વતંત્ર પ્રયાસો થવાની જરૂર છે.

## સમાન સ્વપ્ન

'સરસ્વતીચંદ્રમાં સમાન સ્વપ્ન' એ, સંસ્કૃતિના ઓગસ્ટ ૧૯૪૯ના અંકમાં છપાયેલી મારી નોંધમાં સરસ્વતીચંદ્ર ભાગ ચોથામાં એ ગ્રન્થના મહાન લેખકે યોજેલી સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીના સમાન સ્વપ્નની કલ્પના અને સમરસેટ મોમની એક નવલિકામાં કરેલી સમાન સ્વપ્નની કલ્પના એ બે કલ્પનાઓની જ નોંધ લીધી હતી. પણ સમાન સ્વપ્ન એ કેવળ કલ્પનાનું પુષ્પ નથી પણ વ્યાવહારિક જગતની વાસ્તવિક હકીક્ત પણ છે એમ માનસશાસ્ત્રસંશોધક હેરી પ્રાઇસ[1] નામના લેખકે નોંધેલા નીચેના ઉદાહરણથી સિદ્ધ થાય છે. એ લેખકે જાતે ઈ. સ. ૧૯૨૫માં 'ડેનીસ' બંદર 'એસ્બર્ગ' (Esbjerg)માં બે 'એન્ડરસન' છોકરીઓની માનસશક્તિનો જે અનુભવ લીધેલો તેની હકીક્ત આપતાં લખ્યું છે કે એ છોકરીઓની ઉમ્મર વીસની આસપાસ હશે. આ છોકરીઓમાં કોઈ પણ વ્યક્તિના વપરાશની વસ્તુનો સ્પર્શ કરીને તે વ્યક્તિ વિષે પૂર્વે કોઈ દિવસ ન જાણેલી હકીકતો કહેવાની અતિપ્રાકૃત (Para normal) માનસશક્તિ હતી. વળી આ બે જોડકી બહેનોની ખુબી તો એ હતી કે એમાંથી એક અવાજ ન પહોંચે એટલે દૂર બેસીને કાગળ ઉપર પોતાના માનસપટ ઉપર ઊપસી આવતી છાપો લખી લેતી, જ્યારે બીજી બહેન એ જ વખતે પોતાની છાપો લખાવતી. અને બેય બહેનોએ લગભગ એક સરખી

---

૧ Harry Priceના Search for Truth, નામના ૧૯૪૨માં પ્રગટ થયેલા ગ્રન્થમાં પૃ. ૨૫૩ જુઓ.

છાપ પકડી હતી. અને તેઓએ જે વાતો કહી તેના સત્યાંશથી આ વૈજ્ઞાનિક જેટલો ચકિત થયો તે કરતાં વધારે એ જોડકી બે બહેનોએ પકડેલી છાપોની સમાનતાથી ચકિત થયો. પ્રાઇસ લખે છે કે: 'બેય બહેનો આંખો વગેરેમાં એક સરખી છે એ તો ઠીક પણ તેઓના કહેવા પ્રમાણે તે બેયને જુદાં હોય ત્યારે પણ એક સરખા વિચારો આવે છે, તેઓ એક સરખી પ્રવૃત્તિ કરે છે એટલું જ નહિ પણ તેઓને **સમાન સ્વપ્નો આવે છે.**'

હેરી પ્રાઈસનું આ પુસ્તક મેં આગલું લખાણ 'સંસ્કૃતિ'માં આપ્યું તે પહેલાં વાંચ્યું હતું પણ ભુલી ગયેલો. હમણાં ફરી વાંચતાં આ નોંધ આગલીના અનુસંધાનમાં કોઈ સ્વપ્નશાસ્ત્ર સંશોધકને[૨] ક્વચિત્ ઉપયોગી થાય એમ ધારી સંસ્કૃતિમાં જ આપું છું.

---

૨ આવા કોઈ ભાવિ સંશોધકને લક્ષીને ટીપમાં જો ઉમેરું કે 'સ્વપ્નાવસ્થાની પ્રાચીન મીમાંસા' નામનો એક લેખ 'ગુજરાત સંશોધન મંડળ'ના ત્રૈમાસિકના એપ્રિલ ૧૯૪૯ના અંકમાં પ્રસિદ્ધ કર્યો છે, તો એ ક્ષમ્ય ગણશે.

## ૨૬

# વૈજ્ઞાનિકોની માતૃભાષાવિમુખતા

વિજ્ઞાન અને ઇતિહાસના સાહિત્યની આપણે ત્યાં ખામી છે એવું વારંવાર કહેવામાં આવે છે, પણ એ ખામીનું મૂળ શોધવાનો પ્રયાસ ભાગ્યે જ થાય છે. એક તો વિજ્ઞાનના પારિભાષિક શબ્દોની મુશ્કેલી દર વખતે આગળ ધરવામાં આવે છે—જો કે ઐતિહાસિક સાહિત્યમાં તો પરિભાષાનો પ્રશ્ન જ નથી ઊઠતો—અને બીજી મોટી મુશ્કેલી એ જાતના માલની માગ નથી, એ કહેવામાં આવે છે. એ બે મુશ્કેલીઓ સાચી છે પણ એકે ય દુર્લંઘ્ય નથી.

ઊંચી કેળવણીમાં જ્યાં સુધી માતૃભાષાનો વાહન તરીકે સ્વીકાર ન થાય ત્યાં સુધી પાઠ્યપુસ્તકને રસ્તે માગ ઉત્પન્ન થવાનો સંભવ નથી જ. પણ એ માર્ગ ન નીકળે ત્યાં સુધી હાથ જોડીને બેસી રહેવું એમ તો કોઈ નહિ કહે. અને શું વૈજ્ઞાનિક સાહિત્ય વાંચવાની રસ-વૃત્તિ શાળામહાશાળાની બહાર કેળવી ન જ શકાય એવી છે?

દલપતરામ અને નર્મદાશંકરથી શરૂ થયેલા અનેકવિધ પ્રયત્નોને પરિણામે શુદ્ધ સાહિત્યનો અકલ્પિત વિકાસ અને પ્રચાર થયો છે. નવલિકાઓ અને લાંબી નવલકથાઓને તો વિશાળ વાંચનાર વર્ગ મળી ગયો છે; અને તેથી ઓછા પણ ઠીક કહી શકાય એટલા પ્રમાણમાં કાવ્ય, વિવેચન અને નિબંધોનો વાંચનાર વર્ગ પણ જાગ્યો છે.

છતા વિજ્ઞાન-ઇતિહાસ-સશોધન વગેરે વિષયો કેમ વાચનારને નથી આકર્ષતા ? આ વિષયો માટે માનવચિત્તમા સ્વાભાવિક આકર્ષણ નથી એમ તો કોઈ નહિ કહે, કારણ કે એમ હોત તો એ વિદ્યાઓની ઉત્પત્તિ જ ન થાત પણ ખરી વાત તો એ છે કે કોઇના પણ ચિત્તને આકર્ષે એવુ વૈજ્ઞાનિક સાહિત્ય ગુજરાતી ભાષામા ક્યા છે ?

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી કે ગાયકવાડ સરકારના ભાષાન્તર ખાતા જેવી સસ્થાઓએ પ્રાથમિક સાદા અને લોકપ્રિય સારરૂપ ગણાય એવા વૈજ્ઞાનિક પુસ્તકોના થોડા ભાષાન્તરો પ્રગટ કર્યા છે ખરા પણ એ ભાષાન્તરો ઘણી વાર વેઠરૂપે કરેલા જોવામા આવે છે[1] અને એ સિવાય તો મૌલિક સશોધનરૂપનુ નહિ તો સાગ સગ્રહરૂપનુ પણ ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્ય ક્યા છે ? મને તો ખરી મુશ્કેલી બાહ્ય નહિ પણ આતર છે એમ લાગે છે

યુનિવર્સિટીની વૈજ્ઞાનિક પદવીઓ માટે આવશ્યક હોઈને વિજ્ઞાનની વિવિધ શાખાઓનો-આકર ગ્રન્થોનો અને મૌલિક સશોધનરૂપ પણ અભ્યાસ પદવીવાચ્છુ ગુજરાતીઓને કરવો તો પડે જ છે, પણ આ અભ્યાસ તો અગ્રેજી કે જર્મન વગેરે બીજી યુરોપીય ભાષા મારફત થાય છે અને આ રીતે કેળવાયેલાઓનો મોટો ભાગ માતૃભાષાની સારી કેળવણીથી વચિત હોય છે ગુજરાતી ભાષામા લખાયેલા ઉચ્ચતર તથા ગભીર વિષયોના પુસ્તકો વાચવાની રુચિ કે શક્તિની કેળવણી જ એમને નથી મળી હોતી આપણા દેશની કેળવણીની આધુનિક પદ્ધતિના અતિ ગુચવણિયા તથા ભારે વિવાદગ્રસ્ત

---

[1] શ્રી પ્રફુલ્લચદ્રરાયના હિસ્ટરી ઓફ હિન્દુ કેમિસ્ટ્રીનુ રા પર્જન્યરાય વૈકુઠરાય મેઢ એમ એ, બી એસસી (ચાન્સેલર્સ મેડલિસ્ટ) અને ફેલો ઓફ ધી રૉયલ સોસાઇટી ઓફ આર્ટ્સ એન્ડ કોમર્સ (લડન) એમણે કરેલુ અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ છપાવેલુ ભાષાન્તર જુઓ. એ નથી મૂળનુ વિશ્વાસપાત્ર ભાષાન્તર કે નથી મૂળનો સાચો સાર કેવળ વેઠ ઉતારી છે (જુઓ આયુર્વેદ વિજ્ઞાન પુ ૪ પૃ ૩૧૧ મા મે લખેલુ એ ગ્રન્થનુ અવલોકન)

વિષયની ચર્ચાના ઊંડા પાણીમાં ઊતરવાની મારી ઈચ્છા નથી. પણ આ દેશની કે પરદેશની યુનિવર્સિટીની ઊંચી વૈજ્ઞાનિક પદવીવાળા શિક્ષિતોમાંથી કેટલા ઓછા ગુજરાતી સાહિત્યમાં રસ લે છે અથવા ઊંચા ગુજરાતી ગ્રન્થોનું સ્વારસ્ય ગ્રહણ કરી શકે છે? ઘણા તો ગુજરાતીમાં વિચાર જ કરી શકતા નથી. અંગ્રેજીમાં પહેલાં વિચાર કરીને પછી-મોટે ભાગે સાહિત્યની ભાષામાં નહિ પણ બોલચાલની શુદ્ધ-અશુદ્ધ-ગુજરાતીમાં-ભાષાન્તર કરી ભાષણો આપનારા વક્તાઓ તથા લેખકો નેતૃપદે હોય એ સ્થિતિ આપણી માતૃભાષાભક્તિને કે કેળવણીની પદ્ધતિને શોભાસ્પદ તો નથી જ.

મારી કહેવાની મતલબ એ છે કે વિજ્ઞાનના પદવીધારીઓ પરસ્પરનું ગુજરાતી ભાષામાં લખાયેલું વૈજ્ઞાનિક લખાણ પણ વાંચે અને ધીમે ધીમે વિજ્ઞાનની ખાસ કેળવણી વગરના પણ સુશિક્ષિત ગુજરાતીઓમાંથી કોઇ કોઈ વૈજ્ઞાનિક લખાણ વાંચવા આકર્ષાય તો માગણીનો પ્રશ્ન તો કાંઈક ઊકલે. અલબત્ત, વાર્તાને જેટલા વાંચનાર મળે તેટલા ઈતિહાસ, વિજ્ઞાન, તત્વજ્ઞાન વગેરેને કદિ પણ અને ક્યાંઈ ન મળે.

પણ ખરી મુશ્કેલી **માતૃભાષાભિમુખતાના** અભાવની છે. સુશિક્ષિત વર્ગ આ દેશમાં માતૃભાષાભિમુખ ભાગ્યે જ જોવામાં આવે છે; મોટે ભાગે અંગ્રેજી ભાષાભિમુખ જોવામાં આવે છે. ગુજરાતીમાં તે વાંચવા જેવું શું હોય? એ ગઇ પેઢીની સામાન્ય વૃત્તિ શુદ્ધ સાહિત્યની બાબતમાં ઘણે અંશે દૂર થઈ છે. પણ ઇતર સાહિત્યની બાબતમાં હજી દૃઢ છે. ખાસ કરીને વિજ્ઞાનનું શિક્ષણ પામેલાઓની દૃષ્ટિ ગુજરાતી તરફ વળતી જ નથી.

જુના વખતમાં નવલકથા પણ અંગ્રેજીમાં લખવાના પ્રયાસો થયા છે. પણ અત્યારે પ્રથમ કોટિના પ્રતિભાશાળી નવલકથાલેખકો પણ બંગાળી, હિંદી, મરાઠી, ગુજરાતી—ગમે તે પણ જે પોતાની માતૃભાષા

હોય તેમાં નવલકથા લખવામાં ગૌરવ માને છે. અને માતૃભાષાનાં સામર્થ્ય તથા ગૌરવ એ માર્ગે જ વધી શકે એમ છે એ નિર્વિવાદ છે. છતાં અનેક કારણોથી એ વૃત્તિ સર્વવિષયવ્યાપિની નથી. સૌથી વધારે માતૃભાષાવિમુખ વિજ્ઞાનના વિદ્યાર્થીઓ છે. માતૃભાષા પ્રતિ આ વિમુખતા અથવા ખરી રીતે અનભિમુખતાનાં કારણોમાં (૧) માતૃભાષા ગુજરાતીમાં પ્રગટ કરેલું વૈજ્ઞાનિક. લખાણ વાંચનારની અલ્પસંખ્યતા; (૨) પરિભાષાની મુશ્કેલી–અને સર્વસંમત નિશ્ચિત પરિભાષાના અભાવે લેખકો એક જ અંગ્રેજી શબ્દનો અર્થ સુચવવા જુદા જુદા ગુજરાતી શબ્દો વાપરે એટલે પોતાનું લખેલું પોતે જ સમજે અથવા ગુજરાતી પારિભાષિક શબ્દની બાજુમાં અંગ્રેજી શબ્દ મુકીને ચલાવે; (૩) ગુજરાતીમાં કરેલો શ્રમ લગભગ વ્યર્થ કે અલ્પ ફળદાતા. અંગ્રેજીમાં તે તે વિષયનાં પ્રસિદ્ધ સામયિકોમાં લેખ આપવાથી જો લેખ મૌલિક હોય તો જગપ્રસિદ્ધિ મળે, એટલો બધો લોભ રાખવા જેટલી શક્તિ ન હોય તો પણ યુનિવર્સિટી અને વિદ્યાલયોમાં ખ્યાતિ થઈને અધ્યાપકપદની પ્રાપ્તિમાં કે પ્રાપ્ત પદની અભિવૃદ્ધિમાં અંગ્રેજીમાં કરેલું વૈજ્ઞાનિક લખાણ સાધનભૂત થાય. જ્યારે યુનિવર્સિટીની વર્તમાન પરિસ્થિતિમાં ગુજરાતી લખાણ ગમે તેટલું મૌલિક કે ઊંચી કોટિનું હોય તો પણ વિદ્યાપીઠ–વિદ્યાલયોના અધિકારીઓની આંખ સુધી પહોંચે જ નહિ. પછી એનું મૂલ્ય તો ક્યાંથી જ અંકાય? વિજ્ઞાનના અભ્યાસીઓ મોટે ભાગે માતૃભાષાથી અનભિમુખ જોવામાં આવે છે તેમાં આ ત્રણ બળો વિશેષ કારણભૂત છે. અને આવી પરિસ્થિતિમાં કોઈ કોઈ લખવા જાય છે ત્યારે તેમને હાથે એવું બેદરકારીવાળું અથવા 'કોણ પારખનાર છે? ચાલશે, અંગ્રેજીમાં લખતાં ચોકસાઈ રાખવી જોઈએ, ગુજરાતીમાં તો ચાલે.' એવી જુના શાસ્ત્રીઓ તત્સમ શબ્દો–જેની સંસ્કૃતમાં લખતાં હમેશાં સાચી જ જોડણી કરતા હોય તે તેની પણ–ગુજરાતીમાં લખતાં ખોટી જોડણી કરે તેની વૃત્તિ જેમાં દેખાઈ આવે એવું લખાણ પ્રગટ થાય છે.

પરિણામે એ કોઈને આકર્ષી શકતું નથી. વિજ્ઞાનની એ શાખાના વિદ્યાર્થીઓ વાંચવા લલચાય એટલું એમાં સત્ત્વ હોતું નથી, અને ઉપેક્ષાવૃત્તિથી ઠાલી સામાન્ય વાંચનાર માટે અનાકર્ષક બની જાય છે.

ટૂંકામાં, માતૃભાષા પ્રતિ અનભિમુખતા એ જ ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યની ઉત્પત્તિનું નિરોધક બળ છે. ભક્તિયુક્ત માતૃભાષાભિમુખતા હોય તો પરિભાષાની મુશ્કેલી તો સહેલાઈથી ટળી જાય એમ મારું માનવું છે; અને એ માન્યતા બંધાવાનું કારણ નીચેના બે દાખલાઓ છે.

સ્વ. જયકૃષ્ણ ઇન્દ્રજીએ **વનસ્પતિશાસ્ત્ર** લખવા માટે તે શાસ્ત્રની પરિભાષા પોતે નવી જ રચી છે. અને એમની સાધનસંપત્તિ જોઈએ તો અંગ્રેજી કે ગુજરાતી એકેયનું ઊંચું જ્ઞાન નહિ પણ વનસ્પતિશાસ્ત્ર અને માતૃભાષા બેયની પ્રગાઢ ભક્તિ. આ સંપત્તિના બળથી વનસ્પતિશાસ્ત્ર જેવા મહાગ્રન્થની રચના તેઓ કરી શક્યા. સ્વ. જયકૃષ્ણભાઈને એમના હિતેચ્છુ અંગ્રેજ મિત્રો તરફથી કહેવામાં પણ આવેલું[1] કે જો તમે અંગ્રેજીમાં લખો તો તમારી દુનિયાભરમાં કીર્તિ થાય. પણ એમણે વીરોચિત ઉત્તર આપેલો કે 'તમારા લોકો ક્યુ ગાર્ડનમાં બેઠા બેઠા આ દેશની વનસ્પતિઓ વિષે પુસ્તકો લખે અને મારા દેશના લોકો આંગણામાં ઊગતી અને પગતળે કચરાતી વનસ્પતિને પણ ન ઓળખે ! માટે હું તો પુસ્તકની કદર થાય કે ન થાય, પણ મારી માતૃભાષામાં જ લખીશ.'

બીજો દાખલો મહામહોપાધ્યાય કવિરાજ ગણનાથ સેન એમ. એ., એલ. એમ. એન્ડ એસ. એમના પ્રત્યક્ષ શારીરનો. એ સંસ્કૃતના પ્રકાંડ પંડિત દાક્તરે લગભગ પચીશ વર્ષ મહેનત કરીને શારીર ( Anatomy ) જેવા પદેપદે પરિભાષાથી ભરેલા વિષય ઉપર સંસ્કૃતમાં પ્રત્યક્ષ શારી-

---

૧. જુઓ. રા. રા. બાપાલાલ ગ. વૈદ્યે લખેલું 'વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણભાઈ' પૃ. ૭૦

રની જે રચના કરી છે[૨] તે પરિભાષાના પ્રશ્નના પ્રત્યેક વિચારકે કેવળ એ કારણથી પણ જોવા જેવી છે. એ ગ્રન્થમાં વપરાયેલી પરિભાષા એ આદ્યંત કવિરાજ ગણનાથ સેનની સૃષ્ટિ છે. અને એની શાસ્ત્રીયતા અને યુક્તિયુક્તતા આશ્ચર્યકારક છે.

પરિભાષાનો પ્રશ્ન દુર્લંઘ્ય નથી, જો સાચી માતૃભાષાભિમુખતા હોય તો, એટલું જ આ ઉદાહરણોથી મારું વક્તવ્ય છે.

માતૃભાષા ગુજરાતીમાં વૈજ્ઞાનિક સાહિત્યનો પાક પુષ્કળ ઊતરે એવી જો ગુજરાતના વિજ્ઞાનના અભ્યાસીઓની અંતરની ઇચ્છા હોય તો માતૃભાષાભિમુખતા કેળવ્યા વગર નહિ ચાલે. વિજ્ઞાન એ દુરારાધ્ય દેવતા છે અને અહર્નિશ સેવા કરનાર ઉપર જ પ્રસન્ન થાય છે એટલું તો વિજ્ઞાનવિદ્યાર્થીઓ જાણે જ છે. પણ સરસ્વતી એથી ઓછી દુરારાધ્ય નથી. અનભિમુખને તો એ મહાદેવીનાં દર્શન જ દુર્લભ. નિત્ય અભિમુખ રહી, ચરણમાં શિર ઝુકાવી, અવ્યભિચારી ભક્તિ કરનાર સેવક ઉપર જ દેવી શારદાની કૃપાદૃષ્ટિ ઊતરે છે.

ગુજરાતમાં વિવિધ પ્રકારે એ દેવીની સદોદિત સેવા કરનારા ભક્તોની સંખ્યા દિનપ્રતિદિન વધો અને શારદાની કૃપાદૃષ્ટિની વૃષ્ટિ અનવરત હો એ જ પ્રાર્થના.

---

૨. આ 'પ્રત્યક્ષ શારીર' ગ્રન્થના બે ભાગનો ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠકે તૈયાર કરેલો ગુજરાતી અનુવાદ પણ છપાઇ ગયો છે; અને ત્રીજા ભાગનો અનુવાદ એમને જ હાથે તૈયાર થાય છે.

૧

# ગુજરાતનો ઇતિહાસ

( મૂળરાજ પહેલાથી ભીમદેવ પહેલા સુધી-(વિ. સં.-૯૯૮ થી ૧૧૨૯ ).

દંતકથા, પ્રબંધો, પ્રશસ્તિઓ, તામ્રપત્રો વગેરે ઉપલબ્ધ ઐતિહાસિક સાધનોમાંથી દાખલાઓ લઈને સંભવાસંભવ, સમકાલીનતા—નિકટકાલીનતા, પરિસ્થિતિ, ઐતિહાસિક દૃષ્ટિના આવરણો, તટસ્થતા, રાગદ્વેષશૂન્યતા વગેરે દૃષ્ટિકોણો વડે તેની પરીક્ષા કરવી એ ઐતિહાસિક સંશોધનની પદ્ધતિ નિરૂપવાનો શાસ્ત્રીય માર્ગ ગણાય. પણ આવી રસશાસ્ત્ર (Chemistry)ને યોગ્ય પદ્ધતિ ઇતિહાસ જેવા અતિ સંકુલવિષયમાં પુરી બંધબેસતી થવાનો સંભવ થોડો; વળી આ વ્યાખ્યાનમાળાની આખી યોજના કાલક્રમાનુસારી છે. એટલે મેં પણ એ ક્રમમાં જ ચર્ચા કરી છે. પણ ઉદ્દેશ તો દંતકથા, પ્રશસ્તિ, અતિશયોક્તિ, અંધકાર વગેરે જાળાંમાંથી, ગુજરાતના ઇતિહાસને ઉકેલવાનો માર્ગ સુચવવાનો છે. ઘણીવાર એકાદ ખુણેખાંચરે પડેલી ઉક્તિ કે ઉપેક્ષિત દંતકથા બાહ્ય પ્રકાશથી મોટી ઐતિહાસિક હકીકત બની જાય છે અને એથી ઉલટું ઘણી ઐતિહાસિક ગણાઈ ગયેલી વાતો પ્રમાણના પ્રકાશમાં કલ્પિત દેખાવા માંડે છે. આ પ્રકારના પ્રકાશને શોધવો એ ઐતિહાસિક સંશોધનનું કાર્ય છે.

## પૂર્વ ભૂમિકા

પ્રાગૈતિહાસિક કાળમાંયે ગુજરાતમાં વસ્તી હોવાનો સંભવ છે. મોહેન્જોડેરોના ખોદકામથી જેની માહિતી આપણને મળી છે તે સિન્ધુ

સંસ્કૃતિવાળી પ્રજાનું પણ ગુજરાતમાં થાણું હોવાની કલ્પના છે. (જુઓ શ્રી. રત્નમણિરાવનું 'ખંભાત') એ ગમે તેમ હો પણ વૈદિક આર્યો ગુજરાત સુધી પહોંચ્યા નહોતા એ નક્કી છે.

પછી મહાભારતના કાળમાં આર્યો ગુજરાતથી પરિચિત થયા અને ત્યારથી ગુજરાત સંબંધી તત્કાલીન સાહિત્યમાં ઉલ્લેખો મળે છે. અને અશોકના ગિરનારના લેખથી તો ગુજરાતના ઐતિહાસિક સમયનો સ્પષ્ટ ઉદય થાય છે. ઇ. સ. પૂર્વે ચોથા ત્રીજા શતકથી તે ઇ. સ. ૯૯૮ માં મૂળરાજ સોલંકી અણહિલવાડ પાટણની ગાદીએ બેઠો ત્યાં સુધીમાં લગભગ ૧૩૦૦ વર્ષમાં મૌર્ય, શુંગ, યવન, ક્ષત્રપ, આભીર, આન્ધ્ર, ગુપ્ત, હૂણ, હૈહય, મૈત્રક, ગૂર્જર, ચાલુક્ય, ચાવડા, રાષ્ટ્રકૂટ વગેરે અનેક રાજવંશોએ ગુજરાતના પ્રદેશ ઉપર ઓછીવત્તી રાજસત્તા ભોગવી છે. અને તે તે રાજવંશ સાથે તે તે વંશની જાતિના લોકો પણ ઓછા વધુ પ્રમાણમાં આ દેશમાં આવ્યા હશે જ.

મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે ગુજરાતની પ્રજા કયાં તત્ત્વોની બનેલી હતી એ સમજવા માટે આ પૂર્વ ઇતિહાસ જાણવાની જરૂર છે, અને એ ઇતિહાસનાં સાધનોમાં મુખ્ય તો હજી મુંબઈ ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ જ છે. અલબત્ત ગુજરાતના ઇતિહાસનો વધારે ઊંડા ઊતરીને તથા વિશેષ વિસ્તારથી અભ્યાસ કરવા ઇચ્છનારે તો મૂળ સાધનો જોવાં જોઈએ.

આ મૂળ સાધનોમાં પૌરાણિક કાળ માટે મહાભારત-પુરાણો: છેક જુના કાળથી તે મૂળરાજના સમય સુધી ગુજરાત નામ પ્રચારમાં આવ્યું નહોતું એટલે સુરાષ્ટ્ર, આનર્ત અને અપરાન્તના ઉલ્લેખો મહાભારત પુરાણમાં શોધવા જોઈએ.[1]

મૌર્ય સમયથી તે ચાવડા સમયના અન્ત સુધીના ઇતિહાસ માટે

[1] જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૩૩ ના ઓક્ટોબર-ડીસેમ્બરમાં છપાયેલો 'આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું ?' નામનો મારો લેખ.

તે તે વંશના શિલાલેખો, તામ્રપત્રો અને સીક્કાઓ મુખ્ય સાધન છે, અને ઇન્ડીઅન એન્ટીક્વેરી, એપીગ્રાફીઆ ઇન્ડીકા વગેરેમાં ઉત્કીર્ણ લેખો છપાયા છે. ગુજરાતના ઐતિહાસિક લેખો ફાર્બસ ગુજરાતી સભા તરફથી પણ છપાયા છે. સીક્કાઓનાં વર્ણનો જુદાં જુદાં મ્યુઝીઅમોના કેટલોગોમાં અને સ્વતંત્રગ્રન્થોમાં છે. વળી પરદેશી મુસાફરોની નોંધો અને સમસ્ત ભારતના ઇતિહાસ સંબંધી ગ્રન્થોની મદદ પણ ગુજરાતનો ઈતિહાસ ઉકેલવામાં આવશ્યક ખરી.

પણ આજના વ્યાખ્યાન વિષયની આ પૂર્વ ભૂમિકામાં પ્રાચીન ઇતિહાસની સામગ્રીની સંપૂર્ણ નોંધ તો શક્ય નથી જ પણ દિશાનોયે અંગુલિનિર્દેશ જ શક્ય છે.

સોલંકી સમયની વાત શરૂ કર્યા પ્હેલાં એક વસ્તુ ખાસ નોંધવાની જરૂર છે અને તે એ કે સોલંકી સમય પ્હેલાંના મૌર્યાદિ રાજવંશોની રાજધાની તળ ગુજરાતમાં નહોતી (અહીં યાદવોની રાજધાની દ્વારકામાં હોવાની વાતને પૌરાણિક ગણીને ઐતિહાસિક કાળની નથી ગણી). મૌર્યો પાટલીપુત્રમાં, ક્ષત્રપો ઉજ્જયનીમાં અને ગુપ્તો પાટલીપુત્ર કે અયોધ્યામાં રહીને ગુજરાત ઉપર સુબાઓદ્વારા રાજ્ય કરતા હતા. ગુજરાત તેઓના સામ્રાજ્યનો એક ભાગ માત્ર હતો. પછી વલભીના મૈત્રકોની રાજધાની જો કે કાઠીઆવાડમાં હતી અને લાટના ગૂર્જરોની ભરૂચ પાસે નાન્દીપુરમાં પણ બેમાંથી એક્કેની સત્તા આખા ગુજરાત ઉપર ન હતી. પછી પંચાસરના ચાવડાઓ તદ્દન ન્હાના ઠાકરડા હતા અને અણહિલવાડના ચાવડાઓની સત્તા પેથાપુર, વઢીઆર અને પાટણની આસપાસના થોડા પ્રદેશથી આગળ નહોતી. ખરી રીતે તો આ ચાવડાઓ ભિન્નમાલના અને પાછળથી કનોજના રાજાઓના અથવા રાષ્ટ્રકૂટના સાધારણ સામંતો હોય એમ લાગે છે. આ ચાવડાઓનો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી અને તેના નાશ પછી લગભગ ત્રણસો-સાડા ત્રણસો વર્ષ પછી લખાયેલો વૃત્તાન્ત પ્રબંધોમાં મળે

છે તે ઇતિહાસ નહિ પણ દંતકથા જ ગણાવાને પાત્ર છે. છતાં ચાવડાવંશાવળી, સુકૃતકીર્તિકલ્લોલિની, વિચારશ્રેણી, પ્રબંધચિંતામણિ, કુમારપાલપ્રબંધ, ધર્મારણ્ય, રત્નમાળ, મિરાતે અહમદી, પ્રવચનપરીક્ષા, રાજાવલીકોષ્ટક, ભાટચારણોના ચોપડાઓ વગેરેમાં મળે છે. અને રાસમાળા, મું–ગે–( પૃ. ૧૪૯ થી ૧૫૫ ) તથા શ્રી રામલાલ ચુ. મોદીના ભાવનગરની સાહિત્ય પરિષદનો રિપોર્ટ, કાન્તમાળા વગેરેમાં છપાયેલા લેખોમાં એનો વિચાર કરવામાં આવ્યો છે.

ચાવડા સમય એટલે વિ. સં. ૮૦૨ થી ૯૯૮ સુધીનાં લગભગ બસો વર્ષ દરમાયાન ગુજરાત માટે ભિલ્લમાલ–કનોજનો રાજવંશ જેને રાષ્ટ્રકૂટ લેખો ગૂર્જર કહે છે અને કનોજના લેખો પ્રતિહાર કહે છે તે રાજવંશ અને રાષ્ટ્રકૂટ વંશ વચ્ચે કાયમ મારામારી–ખેંચતાણ ચાલ્યા કરી છે. અલબત્ત આ ખેંચતાણમાં રાષ્ટ્રકૂટો પ્રમાણમાં વધારે ફાવ્યા છે. આ રાષ્ટ્રકૂટ સત્તાનો ઇતિહાસ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પ્ર–૧૧ મું, રા. ગો. ભાંડારકરનો 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ'–જેનું ગુજરાતી ભાષાન્તર ગુ. વ. સો. એ બ્હાર પાડ્યું છે, શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉનું 'ભારતકે પ્રાચીન રાજવંશ' ભા. ત્રીજો અને શ્રી. અલ્તેકરનું ૧૯૩૪ માં પ્રગટ થયેલું 'રાષ્ટ્રકૂટ્સ એન્ડ ધેર ટાઇમ્સ' એટલાં પુસ્તકો મુખ્ય સાધનો છે. અને એ પુસ્તકોનો આધાર રાષ્ટ્રકૂટ તામ્રપત્રો છે જે 'ગુજરાતના ઐતિહાસિક લેખો' ભાગ બીજામાં છપાયાં છે.

કનોજના પ્રતિહાર વંશની ગુજરાત ઉપરની સત્તાનો પં. ભગવાનલાલ ઇન્દ્રજી જેવાને ખ્યાલ જ નહતો કારણ કે એ વખતે એ સંબંધી તામ્રપત્રો મળ્યાં નહોતાં અને એનો અભ્યાસ નહતો થયો. અને એ કારણથી મું. ગે. માં ગુજરાત ઉપરની પ્રતિહારવંશની સત્તાનું પ્રકરણ જ નથી. પણ પાછળથી આ વિષયનો સારો અભ્યાસ થયો છે અને તેના ફળરૂપે પ્રગટ થયેલા લેખો જેવા કે મુંબઇ બ્રેન્ચ ઓફ ધી રોયલ એ. સો. ના જર્નલ ( ગ્ર. ૨૧ ) માં ગૂર્જરો સંબંધી શ્રી. દેવદત્ત

ભાંડારકરનો લેખ તથા નાગરીપ્રચારિણી પત્રિકા ન-સં. ભા. ૯ અં. ૩ માં શ્રી. ગૌ. હી. ઓઝાનો 'ગુજરાત દેશ ઔર ઉસપર કન્નૌજ રાજાઓંકા અધિકાર' નામનો લેખ ખાસ જોવા જેવા છે. અલબત્ત એના મૂળ સાધનરૂપ ઉત્કીર્ણ લેખો માટે એમાં ઉલ્લિખિત એ. ઈ. ઈ. એ આ. સ. રિ. વગેરે જોયા વગર છુટકો નથી.

પ્રાચીન ગુર્જર દેશ કે ગુજ્જરત્તા એટલે હાલનો ગુજરાત નહિ પણ ભિલ્લમાલ અને તેની આસપાસનો ઘણું કરી હાલના જોધપુર રાજ્યના ઉત્તર જીલ્લાઓથી આરંભી મારવાડનો ભાગ અને ઇ. સ. સાતમાથી દશમા શતક સુધી એ ભાગ જ ગુજરાત કહેવાતો હતો. તે પહેલાં તો ગુજરાત કે ગૂર્જર નામનું અસ્તિત્વ જ નહોતું. એ મેં અન્યત્ર વિસ્તારથી દર્શાવ્યું છે (જૂઓ પ્રાચીન ગુર્જર દેશ અને ગૂર્જર જાતિ નામનો કૌમુદી ૧૯૩૪ ના જાનેવારી–માર્ચમાં છપાયેલો મારો લેખ).

હાલના ગુજરાત પ્રદેશનું ગુજરાત નામ અણહિલપુર પાટણમાં સોલંકી વંશની રાજ્યસત્તા થયા પછી પડ્યું છે અને મારા મત પ્રમાણે સોલંકી મૂળરાજ જૂના–ભિલ્લમાલવાળા ગુજ્જરત્તામાંથી પાટણ આવ્યો અને ગુજ્જરત્તા નામ પણ આ દેશ માટે લેતો આવ્યો. આ મૂળરાજના વંશનું નામ સોલંકી છે એ પ્રસિદ્ધ છે. એ નામ સંસ્કૃત ચાલુક્ય કે ચૌલુક્ય ઉપરથી નીકળ્યું છે. ચાલુક્ય કે ચૌલુક્ય વંશના રાજાઓનું દક્ષિણમાં લાંબા વખત સુધી રાજ્ય રહ્યું છે. એના વર્ણન માટે જુઓ ભાંડારકરનો 'દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ' તથા મું. ગે. માં ફ્લીટનું 'કેનેરીઝ ડીનેસ્ટીઝ.' દક્ષિણ ગુજરાતમાં આ ચાલુક્ય વંશની એક શાખાનું થોડો વખત રાજ્ય રહ્યું હતું. એના વર્ણન માટે જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પ્ર. ૯.

આ દક્ષિણના ચાલુક્યોમાંથી જ ગુજરાત પાટણનો ચાલુક્ય કે સોલંકી વંશ નીકળ્યો હોવાનો સંભવ છે પણ હજી સુધી એ એનો સંબંધ જોડનારી સાંકળ મળી નથી.

સોલંકી કે ચાલુક્ય વંશની ઉત્પત્તિ અગ્નિમાંથી છે એવી માન્યતા હાલમાં એ વંશના રજપુતોમાં ચાલે છે. આ માન્યતા બ્રાહ્મણોએ અને ભાટચારણોએ સૂર્યવંશ અને ચંદ્રવંશના સામ્યથી ચલાવેલી છે. પૃથ્વીરાજ રાસામાં એ મળે છે, પણ પ્ર. ચિંતામણિ, બિલ્હણનું વિક્રમાંકદેવચરિત, વગેરેમાં અગ્નિમાંથી નહિ પણ બ્રહ્માના ચુલુક એટલે સંધ્યાવંદન માટેના ખોબામાંથી ઉત્પત્તિ કહી છે. ચુલુકમાંથી ચૌલુક્ય શબ્દની વ્યુત્પત્તિ માની આ કલ્પના કરવામાં આવી છે. એ માટે જુઓ વિક્રમાંકદેવચરિત સં. ૧ શ્લો. ૩૯ થી ૬૪. ગુજરાતના લેખકોએ પણ આ ઉત્પત્તિ સ્વીકારી છે. (જુઓ વડનગરપ્રાકારપ્રશસ્તિ શ્લો. ૨ અને પ્ર. ચિં. ગુ. ભાષાન્તર પૃ. ૪૨) પણ આ વંશના બીજા લેખોમાં જુદી રીતે ઉત્પત્તિ પણ કહી છે. કેટલાક લેખોમાં સોલંકીઓને ચંદ્રવંશી કહેલ છે. (એ વિષયની સવિસ્તર ચર્ચા તથા ઉલ્લેખિત ઉત્કીર્ણ લેખોનાં વચનો માટે જુઓ શ્રી. ગૌ. હી. ઓઝાનું 'સોલંકીઓકા પ્રાચીન ઇતિહાસ નામનું પુસ્તક). પણ આ ઉત્પત્તિની કલ્પનાઓનું ઐતિહાસિક મહત્ત્વ કશું નથી. આધુનિક શોધકોએ વળી ચૌલુક્ય ગૂર્જરજાતિના હોવાની કલ્પના કરી છે. (એ વિષયની સવિસ્તર ચર્ચા માટે જુઓ મારો પ્રાચીન ગુર્જરદેશ અને ગુર્જરજાતિ નામનો લેખ). એ વંશના જુના લેખોમાં હારીતીપુત્ર કહેલ છે એ ઉપરથી શ્રી. માનશંકર પી. મહેતા ક્ષત્રિય પુરુષ અને હારીત ગોત્રની બ્રાહ્મણ કન્યા એ બેમાંથી આ વંશ ચાલ્યો હોવાનો તર્ક કરે છે (મેવાડના ગુહિલો પૃ. ૭૬ થી ૮૦). જેને આ વિષય જોવો હોય તેને માટે આટલું બસ છે.

## મૂળરાજના પૂર્વજો

મૂળરાજનાં પૂર્વજોનાં નામો રત્નમાળામાં, જિનમંડનગણિના કુમારપાલપ્રબંધમાં એક રીતે આપેલ છે, જયસિંહસૂરિના કુમારપાલ ચરિત (સ. ૧ શ્લોક. ૨૧ થી ૨૭) માં બીજી રીતે આપેલ છે અને

પ્ર. ચિ. ( પૃ. ૪૨ ) મા ઉપરના બેયથી જુદી રીતે આપેલ છે. પણ પ્ર ચિ. વગેરેમા આપેલું મૂળરાજના પિતાનું રાજિ નામ સાચું છે કારણકે એને મૂળરાજના પોતાના વિ સ. ૧૦૪૩ ના તામ્રપત્રનો ટેકો છે. ( જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો ભા ૨ ન. ૧૩૭ )

આગળ ચાલ્યા પહેલા અહિં એક હકીકત ખાસ નોધવી જોઇએ કે ચાવડા સમયના રાષ્ટ્રકૂટ અને પ્રતિહાર રાજાઓનો ઇતિહાસ જાણવા માટે કેવળ ઉત્કીર્ણ લેખોનુ જ સાધન મળે છે, અને ચાવડા વશને વિષે તો પ્રબધોમા આપેલી દતકથાઓ સિવાય કશું સાધન જ નથી પણ સોલકી વશના આરભથી ગુજરાતના ઇતિહાસપ્રબધો અને ઉત્કીર્ણ લેખોની તુલના રૂપે સ્થિર ભૂમિનો લાભ મળે છે વળી ઉત્કીર્ણ લેખો એટલે એકલા ગુજરાતના જ ઉત્કીર્ણ લેખો સમજવાના નથી પણ પડોશી રાજ્યો કે જેઓની સાથે સધિવિગ્રહના સબધમા ગુજરાતનો રાજવંશ વારવાર આવ્યો છે તે રાજ્યોના ઉત્કીર્ણ લેખો પણ સમજવાના છે

પ્રબધો ઇતિહાસ નથી, પ્રબધલેખકોની દૃષ્ટિ ઐતિહાસિક નથી એમ છતા સોલકી વશની વશાવળી, પ્રત્યેક રાજાનો રાજ્યકાળ, તે તે રાજાના મુખ્ય મુખ્ય પરાક્રમો, સ્વપ્રાયના મોટા બનાવો વગેરે વસ્તુ જાણવા માટે મુસલમાનોને હાથે પાટણનો નાશ થયા પહેલા રાજ્ય દફ્તરખાતામા, મદિરો અને પોષધશાળાઓના સરસ્વતીભડારોમા અને મુખ્ય મત્રીઓના તથા મોટા પડિતોના ઘરોમા પણ ગ્રન્થો, યાદીઓ, સૂચીઓ, ખતપત્રો વગેરે અનેક રૂપે ચોક્ક્સ સાધનો વિદ્યમાન હતા અને એ સ્થિતિમા લોકોના મનોરજન માટે કે ધાર્મિક ઉપદેશ માટે લખનાર પણ નજીકના સમયની હકીકતની બાબતમા બહુ ચાતરીને ચાલી ન શકે એ સ્વાભાવિક છે અને વસ્તુત પ્ર-ચિ વગેરેમા આપેલ વશાનુક્રમ, રાજ્યકાળના વર્ષો, જાઓ સિવાયના કેટલાક નાનો, કેટલાક બનાવો વગેરેને સમર્થન ઉત્કીર્ણ લેખો

આશ્ચર્યકારક ટેકો મળે છે. મતલબ કે સોલંકી સમયના ઇતિહાસ માટે ઉત્કીર્ણ લેખો જેવું જ એક સાધન પ્રબંધો પણ છે એ નિઃસંદેહ, છતાં પ્રબંધો કાંઈ ઇતિહાસ નથી. ઇતિહાસ તો પ્રબંધોનાં કથનો, ઉત્કીર્ણ લેખોનાં કથનો અને ઐતિહાસિક પરિસ્થિતિ, સંભવિતતા વગેરેની તુલના કરીને ઉકેલવાનો છે, એ સત્ય ભુલવાનું નથી.

હવે મૂળરાજનો ઓછો–વધુ વૃત્તાન્ત પ્ર–ચિં., વડનગરપ્રશસ્તિ, દ્વયાશ્રય, શ્રીધર પ્રશસ્તિ, સુકૃતસંકીર્તન, કીર્તિકૌમુદી, વસંતવિલાસ, વ. તે. પ્રશસ્તિ, સુકૃતકીર્તિકલ્લોલિની, કુમારપાલના પ્રબંધો વગેરે અનેક પ્રબંધોમાં મળે છે, અને એના ત્રણ ઉત્કીર્ણ લેખો મળ્યા છે, જેમાંથી બે પહેલાં છપાયા હતા અને હાલમાં "ગુજરાતના ઐતિહાસિક લેખો"માં પણ છપાયા છે, જ્યારે ત્રીજાની ફક્ત નોંધ જ વીએના ઓરીએન્ટલ જર્નલ અ. ૫ પૃ. ૩૦૦ માં છે, પણ હાલમાં એ તામ્રપત્રનો પત્તો નથી. આ બે સાધનો ઉપરાંત પાડોશી રાજ્યોના ઉત્કીર્ણ લેખો પણ મૂળરાજના અને એ વંશના અન્ય રાજાઓના ઇતિહાસ ઉપર નવો જ પ્રકાશ ઘણીવાર નાખે છે. મૂળરાજના રાજ્યકાળના જે જે બનાવનું વર્ણન દ્વયાશ્રય વગેરેમાં મળે છે તે તે બનાવ ક્રમશઃ લઈ ઉપર કહેલાં બીજાં બે સાધનોની કસોટીથી તથા ભિન્ન ભિન્ન પ્રબંધોનાં વર્ણન સાથે તુલનાદ્વારા ઐતિહાસિક શું હોવાનો સંભવ છે એ કેવળ તટસ્થ ઐતિહાસિક દૃષ્ટિથી, કોઈપણ જાતના પક્ષવાદથી કે મમત્વથી દોરાયા વગર તારવવું એ જ આ ઇતિહાસ ઉકેલવાનો રાજમાર્ગ છે.

અને આ પ્રકારનો પ્રયાસ જ મુંબઈ ગેઝીટીઅરના લેખકે કર્યો છે. અને જો કે ગેઝીટીઅરનો ગુજરાતનો ઇતિહાસ લખનાર પં. ભગવાનલાલ ઇન્દ્રજી પાસે. ઉપર કહેલા પ્રબંધો એ વખતે છપાયા નહોતા પણ ઘણાખરાની હાથપ્રતો હતી અને ઉત્કીર્ણ લેખો તો થોડા જ છપાયા હતા પણ ઘણાની નકલો–અને ઘણાં મૂળ તામ્રપત્રો એમની પાસે

હતા[1] વળી એમની ઐતિહાસિક ગવેષણાની દૃષ્ટિ અતિસૂક્ષ્મ અને વિશુદ્ધ વૈજ્ઞાનિક એટલે એમના નિર્ણયો તદ્વિરુદ્ધ પુરાવાઓ અતિ પ્રબળ અને નિર્ણાયક ન હોય ત્યાંસુધી અવગણવા યોગ્ય નથી છતાં છેલ્લાં પચાસ વર્ષમાં ઘણી નવી સામગ્રી મળી છે કે જેની મદદ વડે સોલંકી વંશના ઇતિહાસનું ચિત્ર ગેઝીટીઅરના તે વિષયના પ્રકરણો કરતાં વધારે સ્પષ્ટ, વધારે વિગતોવાળું અને વધારે યથાર્થ દોરી શકાય એવી સ્થિતિ અત્યારે આવી છે એ પણ ચોક્કસ છે

મૂળરાજની કે એના કોઈપણ અનુયાયીની કારકીર્દીના અત્યાર સુધીમાં જાણવામાં આવેલા બધા બનાવોનું પુરાવાઓના ઊહાપોહ સાથે વર્ણન કરવું એ આ અને આ માળાના બીજા વ્યાખ્યાનોમાં શક્ય તેમ ઉદ્દિષ્ટ નથી એટલે પ્રત્યેક નૃપતિના રાજ્યકાળનો દિશાસૂચક સંશોધનનો એકાદ દાખલો નોંધી સંતોષ રાખવો પડશે

## મૂળરાજ અને મુંજ

માળવાનો રાજા મુંજ (વિ સં ૧૦૩૦ થી ૧૦૫૧) મૂળરાજનો સમકાલીન હતો એ ઘણા વખતથી જાણવામાં હતું પણ મુંજે મૂળરાજને હરાવ્યો હોવાની વાત માળવાના રાજવંશના પણ કોઈ ઉત્કીર્ણ લેખમાં નોંધાઈ નથી અને ગુજરાતના લેખો કે પ્રબંધોમાં તો ક્યાંથી જ હોય ? ઉત્કીર્ણ લેખો અને પ્રબંધો પોતાના રાજવંશની હાર વિષે

1 મુંબઈ ગેઝીટીઅરમાં ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા કર્કના શક સં ૭૩૪, ૭૩૮ અને ૭૪૩ એમ ત્રણ તામ્રપત્રનો ઉલ્લેખ છે (જુઓ પૃ ૧૨૪) પણ હમણાં પ્રગટ થયેલા ગુ ઐ લે ભાગ બીજામાં પહેલાં બે જ આપેલાં છે એ જોઈને મને શંકા પડેલી કે ગેઝીટીઅરમાં ભૂલ હશે કે શું ? પણ આ વર્ષે જ બહાર પડેલા શ્રી ગૌ. હી ઓઝાના સ્મારક ગ્રન્થમાં શ્રી અલ્તેકરે શક સં ૭૪૩નું તામ્રપત્ર એ ઈં માં છાપવા મોકલ્યું હોવાનું લખ્યું છે એ વાંચ્યું. મતલબ કે પં ભગવાનલાલ પાસે પચાસ વર્ષ પહેલાં જે તામ્રપત્ર હતું તે હવે છપાશે (જુઓ વિ ૩ પૃ ૪) આ દાખલાથી પં ભગવાનલાલના કથનમાં શંકા પડે ત્યારે ફેરથી ઝીણવટથી તપાસ કરવાની જરૂર છે તેનો ખ્યાલ આવશે

હમેશાં મૌન જ રાખે છે. (આમાં પ્ર-ચિં. કાર ક્વચિત અપવાદ પુરો પાડે છે પણ તેની ચર્ચા આગળ પ્રસંગે) એટલે પાડોશી રાજ્યની કે પરદેશીની નોંધો એ એક જ સાધન ઇતિહાસની આ બીજી બાજુ —જે જોયા વગર કોઇપણ ઇતિહાસ અધુરો જ કહેવાય તે જાણવા માટે બાકી રહે છે. અને મૂળરાજને મુંજે હરાવ્યાની હકીકતનો રાજપૂતાનામાં ગોડવાડ જીલ્લાના ખીજાપુરથી બે મૈલ દૂર આવેલા જૈન મંદિરમાંથી મળી આવેલા વિ. સં. ૧૦૫૨ના રાષ્ટ્રકૂટ રાજા ધવલના લેખમાંથી પત્તો લાગે છે. આ લેખ એ-ઇ-ગ્ર ૧૦ પૃ. ૧૭ થી ૨૦ માં તથા શ્રી જિનવિજયજીએ સંપાદિત જૈન લેખસંગ્રહ ભા-૨ (લેખાંક ૩૧૮) માં છપાયો છે. ગેઝીટીઅર છપાયા પ્હેલાં એ લેખ જાણવામાં આવ્યો નહતો એટલે ગેઝીટીઅરના ઇતિહાસમાં આ કાંઈ વાત નથી. પણ સોલંકી વંશના ઇતિહાસ ઉપર આગળ પણ આ લેખ ઘણો નવો પ્રકાશ, નાખે છે માટે અહિં ખાસ એનો ઉલ્લેખ કર્યો છે.

આ તદ્દન નવી હકીકતના ઉમેરાનો દાખલો આપ્યો. હવે એક એથી તદ્દન ઉલટા પ્રકારનો દાખલો જોઇએ. દ્વયાશ્રયમાં મૂળરાજ પ્હેલાથી કુમારપાલ સુધીના રાજાઓનો વૃત્તાન્ત મળે છે., પણ એ ગ્રન્થ ઇતિહાસનો ગ્રન્થ નથી, મહાકાવ્ય છે. મનસ્વી કે હેમચન્દ્રે ચાર લાંબા સર્ગોમાં મૂળરાજની સોરઠના ગ્રહરિપુ ઉપરની ચડાઈનું વિસ્તારથી વર્ણન કર્યું છે. અને તેને રાસમાળા અનુસરે છે (જુઓ આ-૩ પૃ. ૬૧ થી ૮૨,) જ્યારે મું. ગે. માં તેનો સાર ઉતાર્યો છે (પૃ. ૧૬૦). પણ દ્વયાશ્રય પછી લખાયેલાં સુ.સં. વગેરે ગ્રન્થોમાં તેઓ પાસે દ્વયાશ્રયનું વર્ણન હોવા છતા, આ સોરઠની ચડાઈનો ઉલ્લેખ નથી. સોલંકી વંશના કોઈ ઉત્કીર્ણ લેખમાં પણ એનું સૂચન નથી. અને દ્વયાશ્રયના વર્ણનને કલ્પિત માનવાનું મોટું કારણ તો ગુજરાતમાંથી જ મળેલા એ વખતના રાષ્ટ્રકૂટ અને બીજા ઉત્કીર્ણ લેખોથી જે રાજકીય પરિસ્થિતિનું અનુમાન થાય છે તે સ્થિતિમાં સોરઠ ઉપરની ચડાઇ અસંભવિત ઠરે છે એ છે.

## ચામુંડ, અને તેના પુત્રો વલ્લભરાજ તથા દુર્લભરાજ
## (વિ. સં. ૧૦૫૩ થી ૧૦૭૮)

દ્વયાશ્રય વગેરે મૂળરાજના પ્રસંગમાં કહેલા પ્રબંધોમાં તથા સોલંકી વંશનો પાછળના ઉત્કીર્ણ લેખોમાં મૂળરાજ પછી ક્રમશઃ આ રાજાઓ ગાદીએ બેઠા હોવાનું જે વર્ણન છે તેમાં શંકાનો અવકાશ જ નથી. તેઓનો સમય પણ પ્ર-ચિં. માં અને વિચારશ્રેણીમાં આપ્યો છે તેને ને માનવાનું કારણ નથી.

આ ત્રણેય રાજાઓ વિષે પ્રબંધોમાં વિશેષ લખાયું નથી. પણ જે એક પ્રસંગ નોંધાયો છે તેનો જ અહિં પ્રબંધોનાં વર્ણનો કેવાં ઉલટાંસુલટાં હોય છે અને એમાંથી ઐતિહાસિક સંભવ તારવવામાં કેવી દૃષ્ટિ રાખવી જોઈએ એ સૂચવવા પુરતો ટુંકામાં વિચાર કર્યો છે.

ગુજરાતના કાશી તરફ જતા એક રાજાનાં છત્રચામરાદિ માળવાના રાજાએ રસ્તામાં લઈ લીધાં એટલે એ રાજા પાછો આવ્યો અને પોતાના પુત્રને તેનું વેર લેવાનું કહી પોતે તીર્થમાં જઈ દેહત્યાગ કર્યો. આ મતલબની દ્વયાશ્રયમાં અને પ્ર-ચિં. માં વાત છે. દ્વયાશ્રયમાં માળવાના રાજાનું નામ નથી, ગુજરાતના રાજાનું નામ ચામુંડ છે. જ્યારે પ્ર-ચિં.માં માળવાના મુંજે ચામુંડના પુત્ર દુર્લભરાજનાં છત્રચામરાદિ લીધાં એમ છે. આમાં મુંજનું નામ તો ખોટું છે કારણ કે દુર્લભરાજના વખતમાં મુંજ જીવતો નહોતો. પણ માળવાના સિન્ધુરાજે લાટ જીત્યાનું નવસાહસાંકચરિત (સ-૧૦ શ્લો. ૭૭)માં કહ્યું છે એ જોતાં તેણે ચામુંડ કે તેના પુત્રને કનેડયો હોય એ સંભવ છે. પણ આ બનાવ બન્યા પછી લગભગ સાડાત્રણસેં વર્ષે લખનાર જયસિંહસૂરિએ 'સિન્ધુરાજને ચામુંડે લડાઇમાં મારી નાખ્યો' એવું લખી નાખ્યું છે (કુ-ચ-સ-૧ શ્લો ૩૨) અને શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉએ વધારે વિચાર કર્યા વગર એ સાચું માની લીધું છે. (જુઓ એમણે છપાવેલો રાજાભોજ નામનો હિંદી ગ્રન્થ પૃ. ૩૨).

પણ જુના પ્રબંધોમાં સિન્ધુરાજને મારવાની તો વાત જ નથી. ઊલટું ચામુંડને માળવાના રાજાએ કનેડ્યાની વાત છે. ફક્ત વડનગરપ્રશસ્તિ' (શ્લો. ૬) માં સિન્ધુરાજ પાછો ફર્યો એમ લખ્યું છે[1] પ્રબન્ધોનાં કથનોને પરસ્પર સરખાવ્યા વિના માની લેવાં એ સાહસ છે, એનો આ દાખલો.

**ભીમદેવ પહેલો [વિ.] સં. (૧૦૭૮ થી ૧૧૨૦)** દુર્લભરાજના ભાઈ નાગરાજનો પુત્ર ભીમદેવ નાડોલના ચોહાણનો ભાણેજ થાય એમ દ્વયાશ્રય (સ. ૭ શ્લો. ૧) કહે છે તે સાચું માનવામાં વાંધો નથી. આ નાડોલના ચોહાણોને ગુજરાતના સોલંકીઓ સાથે મોટે ભાગે મૈત્રીસંબંધ રહ્યો છે, પણ એનો દાખલો આગળ જોશું. પછી ભીમદેવના રાજ્યકાળનો મોટામાં મોટો ઐતિહાસિક બનાવ તે મહમુદ ગઝનવીએ વિ. સં. ૧૦૮૧ માં ગુજરાત–ખરી રીતે સોમનાથ ઉપર ચડાઈ કરી એ છે. આ ચડાઇનો ઉલ્લેખ એક જિનપ્રભસૂરીના તીર્થકલ્પ સિવાય બીજા કોઈ પ્રબંધમાં કે ઉત્કીર્ણ લેખમાં નથી એટલે એ માટે તો મુસલમાની તવારીખોનો જ આશ્રય લેવો પડશે. (ઇલીઅટ અને ડાઉસન ગ્ર–૨ માં તારિખ–ઇ. અલ્ફી, તકાત–ઇ–અકબરી વગેરેમાંથી કરેલા ઉતારાનો આધાર લઈ મું. ગે. ગ્ર–૧ ભા. ૧ પૃ ૧૬૫ થી ૧૬૮ માં આ ચડાઇનું ટુંકું વર્ણન કર્યું છે)

મહમદ ગઝનવી પાછો ફર્યા પછી ગુજરાતના રાજાએ શું કર્યું, એ ક્યાંય નોંધાયું નથી.

**મુસલમાનોની સામે થવામાં ભીમનો દીલ્હીના રાજાને સાથ.**

સિન્ધુ દેશના હમ્મુક રાજા ઉપર ભીમદેવે કરેલી ચડાઈનું હેમચન્દ્રે વિસ્તારથી વર્ણન કર્યું છે [દ્વયાશ્રય સ. ૮ શ્લો. ૪૦ થી ૧૨૫] હેમચન્દ્રનો આ વિસ્તાર તો મહાકાવ્યના ધોરણને અનુસરતો

---

૧ વડનગર પ્રશસ્તિના શ્લોકમાં "પાછો વળ્યો" ના અર્થમાં નષ્ટ: શબ્દ વાપર્યો છે તેનો જયસિંહસૂરીએ ખોટો અર્થ કર્યો હશે?

કલ્પિત છે. પણ મુસલમાનોને આ પ્રબન્ધલેખકો હમ્મુક કહે છે. એ જોતાં કોઈ મુસલમાન ટોળી સાથે ભીમદેવને યુદ્ધ થયું હોય એ સંભવિત માનીને મહમુદ પાછો ફર્યો ત્યારે એના લશ્કરના પાછલા કે પાછળ રહેલા ભાગ ઉપર ભીમદેવે હુમલો કર્યો હશે એવો તર્ક પ્હેલાં થતો હતો અને પરમદેવ રાજા આડો પડવાની મહમુદને બીક લાગેલી એવું ફીરીસ્તાનું કથન એ તર્કને ટેકો આપતું હતું, પણ હમણાં નવો ખુલાસો બ્હાર પડયો છે. ફીરીસ્તામાં લખ્યું છે કે બીજા હિંદુ રાજાઓની મદદથી દીલ્હીના રાજાએ પંજાબના મુસલમાન સુબાઓ પાસેથી વિ. સં. ૧૦૯૯ (ઇ. સ. ૧૦૪૩) મા કેટલાક થાણાંઓ પાછાં લીધાં (બ્રીગ્સ ફીરીસ્તા ગ્ર-૧ પૃ-૧૧૮). ફીરીસ્તામાં આ મદદકોનાં નામો લખ્યાં નથી, પણ તેઓમાં માળવાનો ભોજ, દક્ષિણનો ચાલુક્ય સોમેશ્વર, નડુલનો ચોહાણ રાજા અણહિલ, અને ગુજરાતનો ભીમ એટલા હોવાનું અનુમાન એ દરેકના તુરુષ્ક વિજયનો ઉલ્લેખ મળે છે.–બીજાઓ સંબંધી તે તે વંશના ઉત્કીર્ણ લેખમાં (જુ એ. ઈ. ગ્ર-૯ પૃ. ૭૨, એ. ઈ. ગ્ર. ૧ પૃ. ૨૩૫) અને ભીમ સંબંધી ઉપર જોયું તેમ દ્વયાશ્રયમાં એ ઉપરથી શ્રી. ધીરેન્દ્રચન્દ્ર ગંગુલી અનુમાન કરે છે. (જુઓ વડોદરાની ઓરીએન્ટલ કોન્ફરન્સનો રિપોર્ટ પૃ. ૫૩૬–૫૩૭). હિંદુસ્તાનના રાજાઓ ભેગા મળીને સામે નહોતા જ થતા એ માન્યતા આ અને આવા બીજા ઐતિહાસિક દાખલાઓ જોતાં અર્ધસત્ય ઠરે છે.

## ભીમ અને ભોજ

આ ભીમદેવ માળવાના ભોજ રાજાનો સમકાલીન હતો અને ગુજરાતમાં લખાયેલા અનેક ભોજપ્રબંધોમાં ભીમદેવ અને ભોજ સંબંધી અનેક વાતો આપેલી છે (જુઓ પ્ર-ચિં. માં ભીમભોજપ્રબંધ, રત્નમંદિરગણિનો ભોજપ્રબંધ, લાવણ્યસમયનો વિમલપ્રબંધ વગેરે.) પણ એ વાતોમાથી ઐતિહાસિક તથ્યાંશ તો તારવવો પડે એમ છે. વળી માળવા, આબુ, મેવાડ અને ગુજરાતનાં રાજ્યોના

પરસ્પર સંબંધનો કાંઈક ખ્યાલ તો વિમલ મંત્રીએ આબુમાં બંધાવેલાં ગુજરાતની સ્થાપત્યકલાના સર્વશ્રેષ્ઠ નમુના રૂપ વિમલવસહિના લેખોમાંથી મળે છે (જુઓ પ્રાચીન જૈનલેખ સંગ્રહ ભા-૨ માં આબુના લેખો તથા 'રાજપૂતાનેકા ઇતિહાસ' ખં-૧ પૃ-૪૩૭, 'ભારતકે પ્રાચીન રાજવંશ' ભા-૧ માં માળવાનો ઇતિહાસ. વિમલપ્રબંધ અને વિમલ મંત્રી ઉપર શ્રી. ગૌ. હી. ઓઝાનો ૧૯૨૯ ના જાનેવારીના બુદ્ધિપ્રકાશમાં છપાયેલો લેખ). ભીમદેવના રાજ્યકાળના ઇતિહાસમાં ઉપર કહેલા પ્રસંગોને મહત્ત્વનું સ્થાન હોવા છતાં ઐતિહાસિક મૂલ્યાંકનની દિશા સુચવવા માટે તો મારે નીચેના દાખલાની ચર્ચા ટુંકામાં કરવી છે.

પ્રબંધચિંતામણિ (પૃ. ૧૬૬, તથા ટિ. ૩.) માં કહ્યું છે કે ભીમદેવને ઉદયામતી નામની એક રાણી હતી જેનો પુત્ર કર્ણ ભીમ પછી ગાદી ઉપર બેઠો, પણ આ ઉપરાંત બકુલા, બકુલા કે ચૌલા નામની એક વેશ્યાને ભીમે અંતઃપુરમાં બેસારી હતી જેને ક્ષેમરાજ ને હરિપાલ નામે પુત્ર થયો જે ઉમ્મરમાં મોટો હોવા છતાં ગાદી ઉપર વેશ્યાપુત્ર હોવાથી ન બેસી શક્યો. આ ક્ષેમરાજનો પ્રપૌત્ર કુમારપાલ સિદ્ધરાજ પછી ગુજરાતનો રાજા થયો છે. હવે શ્રી. રામલાલ ચુનીલાલ મોદી પ્ર.-ચિં. માં લખેલી ક્ષેમરાજની મા વેશ્યા હોવાની વાત માનવાની ના પાડે છે. અને દલીલમાં "એમ હોય તો તેનો વંશજ કુમારપાલ ગાદી ઉપર આવી શકે નહિં અને બીજા ક્ષત્રિયો તેના કુટુમ્બ સાથે લગ્ન વ્યવહાર રાખે નહિં" એમ કહે છે. અલબત્ત બીજા પ્રબંધોમાં એ વાત નથી એ દલીલ તો છે જ. (જુઓ કૌમુદી જાનેવારી ૧૯૩૫ પૃ ૭૨ ટિ. ૧ તથા ઓઝા સ્મારકગ્રન્થ વિ. ૩ પૃ. ૧૫ ટિ. ૨). પણ આ કોઈ દલીલ ટકી શકે એમ નથી. હેમચંદ્ર તો પોતાના આશ્રયદાતા રાજાના પૂર્વજ વિષે આવું કાંઈ ન જ લખે એ સ્વાભાવિક છે. બીજા પ્રબંધો પણ ગુજરાતના રાજવંશ વિષે કોઈપણ ઘસાતી વાત લખતા જ નથી. જે કાંઈ લેખકોમાં ઐતિહા-

સિક સત્યનો આગ્રહ ઉગ્યો જ ન હતો તે કાળ માટે આ સ્થિતિ આશ્ચર્યકારક નથી જ. હાલના ઐતિહાસિક સત્યના આગ્રહની ઉગ્ર ભાવનાવાળા સમયમાં યે રાજ્ય વિષે ઘસાતું લખવું કેટલું મુશ્કેલ છે એ સુવિદિત છે.

બીજું જો આવી વાત સાચી ન હોય તો મેરુતુંગ જેવો જૈનસૂરી સ્વધર્મના પ્રભાવક ગણાતા રાજાનો પ્રપિતામહ વેશ્યાનો પુત્ર હતો એમ લખી જ ન શકે. અને એને એવું ખોટું લખવાનું કારણ પણ શું હોય? કુમારપાલ ગાદીએ બેસી શકયો પણ મુશ્કેલી અનુભવ્યા પછી બીજી ગતિ ન હોવાથી. (જુઓ પ્ર-ચિં., ૧૬૩ થી ૧૬૬) અને એનો પ્રપિતામહ પાંટવીકુંવર હોવા છતાં (જુઓ દ્વયાશ્રય સ. ૯ શ્લો-૭૦-૭૧) ગાદીએ ન બેસી શકયો એ પ્ર-ચિં-નું કથન સત્ય હોવાના પક્ષમાં પ્રબળ દલીલ છે. અને રાજાઓ માટે આ વસ્તુ કોઇ કાળે અસંભવિત તો નથી જ. પછી બીજા રાજવંશોએ કુમારપાલ સાથે સંબંધ બાંધ્યો હતો એ વાત સાચી પણ એ બાબતમાં રાજાઓએ આગળ પાછળ જોયું છે જ કયારે? હુણ કુમારીને પરણે તો કુમારપાલની બેનને ચાર પેઢી પહેલાંની વાત સંભારી ન પરણે? અને એવો દુરાગ્રહ આ દેશના રાજવંશોમાં કોઈ દિવસ હતો ખરો? ભીમદેવ વિષે આટલું નમુના રૂપે બસ છે.

(ઉત્કીર્ણ લેખો પ્રાન્તપ્રશસ્તિઓ વગેરેના ઉપર આપેલા ઉલ્લેખો સંપૂર્ણ નથી પણ મુ.-ગે-; ભારત કે પ્રાચીન રાજવંશ, પ્ર-ચિં. વગેરે જે ગ્રન્થોનાં નામો નોંધ્યાં છે તેમાંથી ઘણાખરા ઉલ્લેખો મળી આવશે. છતાં આ નોંધનો દિગ્દર્શકથી વધારે દાવો નથી એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. અને પ્રબંધોની તો સવિસ્તર નોંધ મેં ફાર્બસ ગુજરાતી સભા આગળ ૧૯૩૨ માં આપેલા વ્યાખ્યાનમાં આપી છે. જે સભા તરફથી ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનો એ નામે છપાઈ છે.)

## ૨

# કર્ણદેવ પહેલો

## ( વિ. સં. ૧૧૨૦થી ૧૧૫૦ )

કર્ણના પ્રકરણમાં પ્રબંધો કોઈવાર કેટલું ઓછું કહે છે એનો દાખલો જોવા મળે છે. દ્વયાશ્રયમાં તો કર્ણના કોઈપણ પરાક્રમનું વર્ણન કરેલું નથી. સ્વાભાવિક રીતે દ્વયાશ્રયકારના મન આગળ પોતાના આશ્રયદાતા સિદ્ધરાજના જન્મની વાત ઘણું મહત્ત્વ ધારણ કરે છે અને તેથી કર્ણનાં મીનળદેવી સાથેનાં લગ્નના પ્રસંગના અને સિદ્ધરાજના જન્મ-ઉછેર વગેરેનાં વર્ણન તરફ જ એ વળી જાય છે. આ રીતે કર્ણની ઉપેક્ષા થઈ છે. પાછળથી પ્ર. ચિં. કારે આશા ભીલને હરાવ્યાની[1] તથા કર્ણાવતી સ્થાપ્યાની વાત લખીને કર્ણનો થોડો ઉદ્ધાર કર્યો છે ( પૃ. ૧૧૫-૧૧૬ ) અને મું. ગે. માં કર્ણ વિષે આ બે જ વાત લખી છે ( પૃ. ૧૭૦-૧૭૧ ).

---

૧ રાસમાળા ( આ. ૪. પૃ. ૪૦૪ થી ૪૧૦ ) હરપાળ મકવાણાની કોઈ પણ જુના પ્રબંધમા ન આપેલી પણ ભાટોમાં ચલતી એક દંતકથા આપી છે. આ કથામાં અસંભવિત તત્ત્વ ઘણું છે. વળી એ કર્ણ વાઘેલા સાથે જોડવામાં આવી છે. ( જુઓ કાઠીઆવાડ સર્વસંગ્રહ પૃ. ૪૩૧ તથા ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો પ્ર. ૨૫ ) પણ રાસમાળાના ભાષાંતરકાર શ્રી. ર. છ. પેઠે શ્રી રા. ચુ. મોદીએ એમાં આ કર્ણનો ઝાલાવાડ વિજય વાંચ્યો છે. ( જુઓ ઓઝા અભિનંદન ગ્રંથ વિ ૩ પૃ ૧૮ ) અને એમાં ઐતિહાસિક અંશ દુર્લભ લાગે છે.

પણ કર્ણનો કાળ ખરી રીતે એવો બનાવશૂન્ય નથી. એના પોતાના મું. ગેઝેટીઅર લખાયા પછી મળી આવેલા એક તામ્રપત્રથી કર્ણનું પ્રબંધોમાં ન કહ્યું હોવા છતાં સૌથી મોટું પરાક્રમ જાણવાનું સાધન મળ્યું છે અને આ પરાક્રમ તે લાટનો વિજય. પણ અહિં થોડો પૂર્વ ઇતિહાસ યાદ કરવો પડશે.

ચાવડા સમયમાં રાષ્ટ્રકૂટ રાજાઓને તાબે લગભગ આખું ગુજરાત હતું અને તેઓ દક્ષિણ ગુજરાત કે લાટની રાજધાની રાખીને રાજ્ય કરતા હોવાથી આખા ગુજરાતને લાટ મંડળ પણ કહેતા ( જુઓ ઇ. એ. ગ્ર. ૧૪ પૃ. ૧૯૯ તથા એ. ઈ. ગ્ર. ૭ પૃ. ૪૯ ) અને આ રાષ્ટ્રકૂટ સત્તા મૂળરાજના રાજ્યકાળના આરંભ સુધી વિદ્યમાન હતી, એ તો ચોક્કસ છે. પછી મૂળરાજના સમયમાં લાટમાં દક્ષિણના, રાષ્ટ્રકૂટ પછી થયેલા સત્તાધીશ ચાલુક્ય તૈલપના મહામંડલેશ્વર બારપ્પનું રાજ્ય હતું એમ દ્વયાશ્રય ( સ. ૬ ) કીર્તિકૌમુદી ( સ. ૨ શ્લો. ૩, ) સુ. સં. ( સ. ૨ શ્લો. ૫ ) વગેરેના ઉલ્લેખોથી તથા એ બારપ્પના પૌત્ર કીર્તિરાજના શક સં. ૯૪૦ ( વિ. સં. ૧૦૭૫ ) ના સૂરતના એરથાણના લેખથી ચોક્કસ જણાય છે. ( જુઓ વીએના ઓ. જ. ગ્ર. ૭ પૃ. ૮૮ ) આ બારપ્પને મૂળરાજે હરાવ્યો હોવાનું ઉપર કહેલા પ્રબંધો કહે છે. પણ એ કથનો સાચાં હોય તો પણ એનો અર્થ ચડી આવેલા દુશ્મનને મૂળરાજે પાછો કાઢયો એમ જ કરવો પડશે. પ્ર. ચિં. ( પૃ. ૪૦ ) ના વર્ણનનો તો એવો સ્પષ્ટ અર્થ છે જ; અને લાટ દેશ મૂળરાજ પછી ઘણા વખત સુધી બારપ્પના વંશજોના હાથમાં હતો એ હકીકતથી પણ એ જ નિશ્ચય થાય છે.

મારી કહેવાની મતલબ એ છે કે મૂળરાજથી લાટ જીતી શકાયું નહોતું એટલું જ નહિ પણ મૂળરાજ પછી ભીમદેવ સુધીના રાજાઓ લાટને જીતી શકયા નહોતા. દુર્લભરાજે કાંઈક પ્રયત્ન કરેલો પણ નિષ્ફળ ગયો. કારણ શક સં. ૯૭૨ ( વિ. સં. ૧૧૦૬ ) નું બારપ્પથી પાંચમી પેઢીના ત્રિલોચનપાલનું એરથાણનું તામ્રપત્ર મળ્યું છે. ( પ્રા. લે. મા.

નં. ૭) આ લાટનો વિજય કરીને કાયમ માટે એ પ્રદેશને ગુજરાતનો એક ભાગ બનાવી દેવાનું મહાકાર્ય કર્ણદેવે કર્યું. છતાં એ કાર્યનું અલ્પ પણ સૂચન કોઈ પ્રબંધમાં નથી. ફક્ત વિ. સં. ૧૧૩૧ના નવસારી તામ્રપત્રથી આ વિજયની આપણને ખબર પડે છે. આ તામ્રપત્રમાં લખ્યું છે કે ચૌલુક્યકુળની રાજ્યમાં તેના સેવક (तत्पादपद्मोपजीवी) અને મહામંડલેશ્વર સોલંકી વંશના દુર્લભરાજે લાટ દેશના નાગસારિકા વિષય (નવસારી જીલ્લા)માંથી નડોદ્દરકમાંનું ધમડાછા ગામ દાનમાં આપ્યું છે. (જુઓ સુરતની સાહિત્ય પરિષદના રિપોર્ટમાં છપાયેલું ધમડાછાનું તામ્રપત્ર).

આ દાનપત્રમાં 'વિજયમાન નાગસારિકા વિષય' એ રીતે શબ્દો છે એ ઉપરથી તરતમાં એ પ્રદેશને જીત્યો હોવાનું અનુમાન થાય છે. વળી આ દાનપત્રથી કર્ણે લાટનો વિજય કરીને નવા જીતાયેલા પ્રદેશની વ્યવસ્થા માટે અધિકારીઓની પણ નીમણૂક કરી દીધી હોવાનું નક્કી થાય છે.

કર્ણદેવે આ લાટના વિજય પછી દક્ષિણના ચાલુક્ય રાજાની પદ્ધતિ જોઈને ત્રૈલોક્યમલ્લનું બિરુદ ધારણ કર્યું હોય એમ મારું અનુમાન છે. આ બિરુદ એના પોતાના સંવતના વિ. સં. ૧૧૪૮ના તામ્રપત્રમાં (જુઓ એ ઈ. ગ્ર. ૧ પૃ. ૩૧) તથા એના વંશજોના ઉત્કીર્ણ લેખોમાં મળે છે.

**મીનળદેવી સાથે કર્ણનાં લગ્ન**–સિદ્ધરાજના સમયથી ગુજરાતમાં જૈનોનું પ્રાબલ્ય થયું એટલે સ્વાભાવિક રીતે સિદ્ધરાજની માનાં લગ્નની બાબતને જૈન પ્રબંધ-લેખકો મહત્ત્વ આપે પણ ઐતિહાસિક દૃષ્ટિથી જોઈએ તો ઉપર કહેલા લાટના વિજયને લીધે ગુજરાત અને દક્ષિણનો સંબંધ વધ્યો અને દક્ષિણના-ગોઆનાં કાદંબવંશી રાજા જયકેશીની પુત્રી મીનળદેવી સાથે ગુજરાતના રાજાનાં લગ્ન સંભવિત થયાં.

મીનળદેવીના પિતાનું જયકેશી નામ તથા દ્ભ્યાશ્રયમાં એની

રાજધાનીનું ચંદ્રપુર નામ એય ઇતિહાસસિદ્ધ છે. (જુઓ દ્વયાશ્રય સ. ૯ શ્લો. ૮૯ થી ૧૭૦ અને પ્ર. ચિં. પૃ. ૧૧૨-૧૧૩ અને મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૭૦, દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૩૭, ફ્લીટનું કેનેરીઝ ડીનેસ્ટીઝ પૃ. ૯૧ તથા કદમ્બકુલ પૃ. ૧૬૬ અને પૃ. ૧૭૯) પણ એ લગ્ન કેવી રીતે થયો તે બાબતનું દ્વયાશ્રય અને પ્ર. ચિં. માં જે વર્ણન મળે છે તેમાં કેટલોક તફાવત છે. પ્ર. ચિં. માં પૂર્વ જન્મના સ્મરણની જે વાત છે તેને તો ચમત્કારકોટિની ગણી વિચારક્ષેત્રમાંથી બાદ કરવી પડશે. બાકી જે વૃત્તાન્ત રહ્યો તેમાં મીનળદેવી જાતે પિતાનાં માણસો સાથે પાટણ આવે છે. કર્ણ છૂપી રીતે તેને જુએ છે અને પછી કર્ણને નહિ પરણી શકે તો પોતે બળી મરશે એવી મીનળદેવીની પ્રતિજ્ઞા સાંભળીને કર્ણ તેને પરણે છે એટલી વાત દ્વયાશ્રય અને પ્ર. ચિં. માં સમાન છે. પણ આવી આકરી પ્રતિજ્ઞા મીનળદેવીને શા માટે લેવી પડી? પ્ર. ચિં.કાર કહે છે કે મીનળદેવી કુરૂપ છે એમ જોઈને કર્ણે એને પરણવાની ના પાડી; દ્વયાશ્રયમાં એ વાત નથી. અને સિદ્ધરાજના આશ્રયમાં રહીને લખનારે એવું લખી પણ શી રીતે શકે?

દંતકથા કેટલી ઓછી વિશ્વાસપાત્ર હોય છે એનો પણ એક દાખલો આ પ્રસંગમાં જોઈ લઈએ. કર્ણને મીનળદેવીથી સિદ્ધરાજ નામે પુત્ર થયો એ સર્વમાન્ય છે. પણ સિદ્ધરાજનો જન્મ પાલણપુરમાં થયો હતો એવું રાસમાળા (આ. ૩ પૃ. ૧૪૫)માં સ્થાનિક દંતકથાને આધારે ફાર્બસ સાહેબે લખ્યું છે અને મુંબઈ ગેઝીટીઅર (પૃ. ૧૭૧) મા ઉતાર્યું છે. પણ એ ખોટું છે કારણ કે સિદ્ધરાજના જન્મ વખતે પાલણપુર શહેર હતું જ નહિ. સિદ્ધરાજના જન્મ પછી લગભગ સો વર્ષે આબુના પરમાર રાજા ધારાવર્ષના ભાઈ પ્રલ્હાદનદેવે પોતાના નામ ઉપરથી પ્રલ્હાદનપુર-પાલણપુર વસાવ્યું છે. (જુઓ પાર્થ પરાક્રમ વ્યાયોગનો ઉપોદ્ઘાત તથા 'ભારતકે પ્રાચીન રાજવંશ' ભા. ૧ પૃ. ૭૯).

પડોશી રાજ્યોના પ્રબંધો ઘણીવાર કસોટીનું કામ કરે છે. તથાપિ પ્રબંધ કે પ્રશસ્તિનાં કથનોને ઐતિહાસિક કસોટી લગાડીને પારખું કરવાની આવશ્યકતા કેટલી છે એ બેય વસ્તુ નીચેના દાખલાથી સ્પષ્ટ થશે.

વિ. સં. ૧૪૬૦ની આસપાસમાં જૈન સાધુ નયચન્દ્રસૂરિએ હમ્મીર મહાકાવ્ય નામના કાવ્યમાં ચોહાણ હમ્મીરના એક પૂર્વજ દુઃશલે કર્ણને મારી નાખ્યો અને તેની રાજલક્ષ્મીને પોતે પરણ્યો એમ લખ્યું છે (સ. ૧ શ્લો. ૩૧) અને આ ગ્રન્થમાં તે દંતકથાનો આધાર લેવામાં આવ્યો હશે. ઘણું કરીને દંતકથાને આધારે ગુજરાતના પ્રબંધકર્તા રાજશેખરસૂરિ (વિ. સં. ૧૪૦૫) એ દુશલદેવે ગુર્જરત્રાનાં રાજાને બાંધીને તેની પાસે અજમેરમાં છાશ વેચાવી એમ લખ્યું છે. (જુઓ ચતુર્વિંશતિ પ્રબંધ ફાર્બસ સભા સં. પૃ. ૨૬). જો કે અજમેર ત્યારે સ્થાપ્યું નહોતું.

આ બેય ગ્રન્થોમાં સચવાયેલી દંતકથા બીલકુલ વિશ્વાસપાત્ર નથી, કારણ કે

(૧) હમ્મીરે મહાકાવ્યમાં દુર્લભ અને દુઃશલ બે એક જ રાજાનાં નામ હોવા છતાં બે જુદા રાજા ગણવાની ભુલ કરી છે.

(૨) અને ચોહાણ કુળના રાજાઓની પ્રશંસાને અર્થે અને ઉપરના બેય ગ્રન્થો કરતાં દોઢસો બસ્સો વર્ષ જેટલા જુના કાળમાં લખાયેલા પૃથ્વીરાજવિજયમાં એટલું લખ્યું છે કે 'માળવાના રાજા ઉદયાદિત્યે ઉપર કહેલા દુર્લભ કે દુઃશલના ન્હાના ભાઇ વિગ્રહરાજની મદદથી ગુર્જર કર્ણને હરાવ્યો' (સ. ૫ શ્લો. ૭૬–૮૮) અને આ છેલ્લી વાતમાં સત્યાંશ દેખાય છે કારણ કે માળવા સાથે કર્ણને યુદ્ધ થયું હોવાની વાત જો કે ગુજરાતના ઇતિહાસના મુખ્ય સાધનરૂપ દ્વયાશ્રયમાં કે પ્ર. ચિં. માં નથી પણ સુકૃત સંકીર્તન (સ. ૨ શ્લો. ૨૩)માં તથા સુરથોત્સવપ્રશસ્તિમાં (શ્લો. ૨૦) માળવા સાથેના વિગ્રહનું થોડુંક સૂચન છે. અલબત્ત ગુજરાતનો લેખક કર્ણે હારી

ગયો હતો એમ તો શેનો જ લખે? આ હકીકત ત્રણસો વર્ષ પછી ઉપરની દંતકથા બની ગઈ. કારણ કે પ્રશસ્તિલેખકોનું એક ધોરણ બીજાની મદદમાં પોતાનો પ્રશસ્તિવિષય રાજા હોય અને તે બીજાએ વિજય મેળવ્યો હોય એ વિજયનો યશ મુખ્ય વિજેતાપાત્રનું સૂચન પણ કર્યા વગર પોતાના નાયકને આપવો એવું હતું. આ ધોરણના અનેક દાખલાઓ પ્રશસ્તિઓ અને પ્રબંધોમાં મળે છે.

## સિદ્ધરાજ જયસિંહ–વિ. સં. ૧૧૫૦ થી ૧૧૯૯

સિદ્ધરાજનો જન્મ થયો ત્યારે એની ઉમ્મર કેવડી હતી એ વિષે પ્રબંધોમાં કાંઇક હેરફેરવાળાં કથનો છે. પણ એના રાજ્યનાં પ્રથમનાં વર્ષોમાં ભાયાતોએ ઉચ્છૃંખલતા બતાવી હોવાનો સંભવ છે પણ એમાં કાંઈ વિશેષ તત્ત્વ નથી એટલે સિદ્ધરાજનાં બર્બરક જિષ્ણુબિરુદથી વિચારનો આરંભ કરવો ઠીક લાગે છે. દ્વયાશ્રયમાં (સ. ૧૨ શ્લો ૫ થી ૮૦) આ બિરુદ મળવાનું કારણ નીચે પ્રમાણે આપ્યું છે. રાક્ષસોએ સિદ્ધપુર ભાંગીને ત્યાંના દેવાલયને તોડી નાખ્યાની ફરિયાદ ઋષિઓ પાસેથી સાંભળી સિદ્ધરાજ એ રાક્ષસો ઉપર ચડી ગયો. અને બર્બરકને હરાવ્યો તથા હમેશ માટે પોતાનું સેવકપણું કબુલ કરાવી છુવતો રહેવા દીધો. આ બર્બરક તે જ લોકકથાનો બાબરો ભૂત, અને ઉપર કહેલા મૂળમાંથી બાબરા ભૂતને સિધરા જેસંગે સ્મશાનમાં શબ ઉપર બેસીને મંત્રશક્તિથી વશ કર્યાની લોકકથા સિદ્ધરાજના મરણ પછી પોણોસો એંશી વર્ષમાં બહુ માન્ય થઇ ગઇ (જુઓ કી. કૌ. સ. ૨ શ્લો. ૩૮). એ હકીકત કે જમાનાના માનસની ચમત્કારસુંખી દશાનો આબાદ દાખલો છે.

સિદ્ધરાજની કારકીર્દિમાંથી બીજો દાખલો લોકકથામાંથી ઐતિહાસિક અંશના પૃથક્કરણનો ઠીક સૂચક ગણાય એવો સોરઠવિજયનો લઇએ.

મૂળરાજના વૃત્તાન્તના પ્રસંગમાં કહ્યું જ છે કે દ્વયાશ્રયમાં વિસ્તારથી આપેલું સોરઠના ગ્રાહરિપુ ઉપર મૂળરાજે કરેલી ચડાઈનું

વર્ણન કલ્પિત માનવું પડે એવાં મજબુત ઐતિહાસિક પ્રમાણો છે. અને મૂળરાજ પછીના અને સિદ્ધરાજ પહેલાંના પાટણના કોઈ રાજાએ પણ સોરઠ ઉપર વિજય મેળવ્યો હોય એવો પુરાવો નથી. કર્ણદેવે હાલના અમદાવાદની જગ્યાએ કર્ણાવતી વસાવ્યું અને એ રીતે સોરઠ જવાનો રસ્તો સરલ બનાવ્યો, અને સિદ્ધરાજે પ્ર-ચિં (પૃ.–૧૩૪) કહે છે તેમ વઢવાણ વગેરે શહેરોમાં કીલ્લાઓ બંધાવી સોરઠ જીતવા પ્રયાણ કર્યું.

આ સોરઠવિજય સાથે સંકળાયેલ રાણકદેવી–રાખેંગારવાળી દંતકથા અતિ પ્રસિદ્ધ છે અને રાસમાળામાં એનું સામાન્ય રૂપ આપ્યું છે એટલે એ દંતકથા અહિં ઉતારવાની જરૂર નથી પણ એમાં ઐતિહાસિક અંશ કેટલો છે તે તપાસીએ. રાણકદેવીના જન્મની, ઉછેરની, સિદ્ધરાજે કરેલાં એનાં માગાંની અને જુનાગઢનો રાખેંગાર એને હરી ગયાની વગેરે દંતકથા અસંભવિત છે એમ જો કે કહી શકાતું નથી પણ એ મૌખિક દંતકથાને કોઇપણ લેખી આધાર નથી, વળી પછીના બનાવો માટે દંતકથાનો એ ભાગ માનવાની આવશ્યકતા જ હોય એવું નથી.

પછી એ દંતકથાના બીજા અંશમાં જુનાગઢના રા નવઘણને સિદ્ધરાજે સોલંકીએ પંચાળમાં બીડવ્યો, અને મોઢામાં તરણું લેવરાવી જવા દીધો, આ અપમાનનો બદલો લેવા પાટણનો દરવાજો તોડવાની પ્રતિજ્ઞા તેણે પોતાના પુત્ર ખેંગાર પાસે લેવરાવી, અને ખેંગારે એ પ્રતિજ્ઞાનું સિદ્ધરાજ પાટણમાંથી ગેરહાજર હતો ત્યારે પાટણનો દરવાજો તોડી પાલન કર્યું. આ માનભંગનો તથા રાણકદેવીને ખેંગાર હરી ગયો હતો એનો બદલો લેવા સિદ્ધરાજે સોરઠ ઉપર ચડાઇ કરી એવો દંતકથાનો સાર છે.

જુનાગઢના રાજાઓનાં નવઘણ, ખેંગાર, નવઘણ વગેરે નામો પાછળથી પણ મળે છે એટલે એમાં ન માનવા જેવું કશું નથી.

વળી પ્ર–ચિં. ( પૃ–૧૩૪ ) અને પ્રભાવક ચરિત ( હે–સૂ–પ્રશ્લો ૪૩૦ અને ૪૬૩ )માં બેય નામો મળે છે. પછી સિદ્ધરાજે સોરઠ ઉપર એક કરતાં વધારે વાર ચડાઈ કરેલી એટલું જ નહિ પણ સિદ્ધરાજના સૈન્યે પહેલાં વારંવાર હાર ખાધેલી એમ પણ ઉપરના બેય ગ્રન્થોમાં કહ્યું છે. અને આ લેખી પુરાવો જોતાં નવઘણ પાસે તરણું લેવરાવ્યાની દંતકથા માનવી મુશ્કેલ છે. આ બે ગ્રન્થો કરતાં પણ જુના વખતમાં લખાયેલા એક કરતાં વધારે પ્રબંધોનાં આ પ્રસંગને લગતાં વર્ણનોમાંથી સિદ્ધરાજે સોરઠના રાજાને એક જ વખત હરાવ્યો હોય એમ સિદ્ધ થાય છે. પણ સિદ્ધરાજે સોરઠના જે રાજાને હરાવ્યો તેનું નામ શું ? પ્ર–ચિં–નું વર્ણન કાંઈક અસ્પષ્ટ છે. છતાં એમાંથી નો નવઘણનું બીજું નામ ખેંગાર હોય એવો ભાસ થાય છે. એ ગમે તેમ હોય પણ કીર્તિકૌમુદી ( સ–૨ શ્લો–૨૫ )ના તથા રેવંતગિરિરાસુના સ્પષ્ટ કથનો જોતાં સિદ્ધરાજે જેને હરાવ્યો તેનું નામ ખંગાર કે ખેંગાર જ હતું એ નિઃસંદેહ પછી એ નવઘણ પણ કહેવાતો હોય તો જુદી વાત..

પાટણનો દરવાજો તોડ્યાની વાત સામાન્ય દંતકથા લાગે છે. વળી જુના વખતમાં પરાક્રમી રાજાની મોઢામાં મોટી વાસના રાજ્ય વધારવાની–દિગ્વિજયની, જમીનની ભુખ બધાને એટલે પડોશી રાજ્ય ઉપર ચડી જવા માટે કોઈ જાતના બ્હાનાની જરૂર જ નહોતી મનાતી. અત્યારની સામ્રાજ્યભુખ પણ કાંઇ જુદે છે ? એટલે સિદ્ધરાજની ચડાઈના બ્હાના તરીકે તો રાણકદેવીનું હરણ થવાની કે પાટણનો દરવાજો તોડ્યો હોવાની જરૂર જ નથી.

હવે દંતકથાના સૌથી મનોવેધક બનાવનો વિચાર કરીએ. દંતકથા પ્રમાણે સિદ્ધરાજે ખેંગારને જુનાગઢ આગળ જ તેના ભાણેજ દેશળવીશળના કપટનો લાભ લઇને માર્યો અને રાણકદેવીને પોતે પાટણ લઇ ગયો. પણ રાણકદેવી આની નહિ અને છેવટ વઢવાણ આગળ

આ દંતકથામાં કેટલુંક બંધબેસતું નથી. દાખલા તરીકે પતિ એક સ્થળે મરી જાય પછી એ શબ લાંબી મુસાફરી કરી શકે અને ત્રીજે ઠેકાણે પત્ની સતી થાય એ જુના રિવાજો પ્રમાણે તેમ જ શબની સ્થિતિનો વિચાર કરતાં સંભવિત નથી.

વળી સિદ્ધરાજના સમયના વિ. સં. ૧૧૯૬ના દોહદના ઉત્કીર્ણ લેખમાં સ્પષ્ટ લખ્યું છે કે ગૂર્જરમંડલના રાજા જયસિંહે સોરઠના અને માળવાના રાજાઓને કેદમાં નાખ્યા હતા :–

श्री जयसिंह देवोस्ति भूपोगूर्जरमंडले ।
येन कारागृहे क्षिप्तौ सुराष्ट्रमालवेश्वरौ ।।

(ઈ. એ; ગ્ર. ૧૦ પૃ. ૧૫૯)

અને એ નિર્વિવાદ પુરાવો જોતાં જેમ માળવાના રાજાને સિદ્ધરાજે કેદમાં નાખી તે પછી છોડી મુકયો હોવાનું પ્રબંધોનાં અમુક કથનોથી થાય છે તેમ જ સોરઠના રાજાને પણ કેદમાં નાખ્યા પછી છોડી મુકયો હશે એમ માનીએ તો સોરઠના રાજાની રાણી પાટણ ગઈ હોય અને પાટણથી વળતાં ગમે તે કારણથી કાંઈ નવું ધીંગાણું થવાથી ખેંગાર વઢવાણ આગળ મરી જતાં ત્યાં સતી થઈ હોય એ સંભવિત છે અને એ રીતે દંતકથાનો એ અંશ તથા 'મારૂ પાટણ દેશ' જેવા સોરઠા પણ સંભવિત બને છે.

અને કીર્તિકૌમુદીના 'ખેંગારને હણી નાખ્યો' विग्रहानाशौ શબ્દોનો અર્થ 'ખેંગારને હરાવ્યો' એટલો જ કરવામાં વાંધો નથી. પાછળથી દંતકથામાં ગડબડ થઈ જાય એમાં નવાઈ નથી. દેશળવીશળની વાત બહુ મહત્ત્વની નથી, જો કે પ્ર. ચિં. માં એનું સૂચન છે એ જોતાં દંતકથાનો એ અંશ સં. ૧૩૬૧ જેટલો જુનો માનવો પડશે.

સોરઠના 'વિજયને પાટણના રાજ્યે બહુ મહત્ત્વનો ગણ્યો હોય એમ દેખાતું નથી કારણ કે જેમ માળવાના વિજયથી સિદ્ધરાજે અવન્તીનાથનું બિરુદ ધારણ કર્યું છે તેમ સોરઠના વિજયથી કોઈ બિરુદ

ધારણ કર્યું નથી. દ્વયાશ્રયમાં પણ સિદ્ધરાજના વર્ણનમાં એનો બીલકુલ નિર્દેશ નથી. માત્ર વ્યાકરણમાં હેમચંદ્ર अजयत्सिद्धः सौराष्ट्रान् એ રીતે દાખલો આપ્યો છે. પણ સોરઠમાં આ વિજય મહત્ત્વનો ગણાયો હશે. કારણકે ત્યાં આ વિજયની તારીખથી સિંહ સંવત ચાલ્યો છે. આ સંવતની પ્રવૃત્તિ ઉપરથી સં. ૧૧૭૦ માં સિદ્ધરાજે સોરઠ જીત્યો હોવાનું અનુમાન થાય છે.

## સિદ્ધરાજનો માલવ વિજય

જે વિજયથી સિદ્ધરાજે અવંતીનાથનું બિરૂદ ધારણ કર્યું અને ગુજરાતે સામ્રાજ્ય મેળવ્યાનો સગર્વ સંતોષ અનુભવ્યો એ માળવાના વિજયની કથા બધા પ્રબંધોમાં ઓછા વધુ વિસ્તારથી હોય એ સ્વાભાવિક છે. પણ માળવાના વિજયથી ગુજરાતને કેટલો લાભ થયો એનો સાચો ખ્યાલ ફાર્બસ સાહેબ, મું. ગે. ના લેખક વગેરે જુના ઇતિહાસ લેખકોને નહોતો આવ્યો. પણ મૂળરાજની કારકીર્દી વર્ણવતાં વિ. સં. ૧૦૫૩ના રાષ્ટ્રકૂટ રાજા ધવલના જે ઉત્કીર્ણ લેખનો ઉલ્લેખ કર્યો હતો તે લેખમાં મુંજે મૂળરાજને હરાવ્યો હોવાની વાત સાથે મેવાડની રાજધાની આઘાટને ભાંગ્યાની વાત પણ છે. (જુઓ એ લેખનો શ્લોક ૧૦ પ્રાચીન જૈન લેખ સંગ્રહ લેખાંક-૩૧૮) આ હારને પરિણામે મેવાડનો કેટલોક ભાગ માળવાના રાજાના હાથમાં આવ્યો તે છેક સિદ્ધરાજના સમકાલીન-અને જેને સિદ્ધરાજે હરાવીને કેદ કર્યો તે યશોવર્મા રાજાના વખત સુધી માળવાને તાબે જ રહ્યો હતો. રાજા ભોજ તો ઘણીવાર ચિતોડમાં જઇને રહેતો અને ત્યાં તેણે ત્રિભુવનનારાયણ અથવા ભોજ જગતી નામનું મંદિર બંધાવ્યું હતું. અને સિદ્ધરાજે યશોવર્માને હરાવતાં માળવાના કેટલાક ભાગ સાથે ચિતોડ, ડુંગરપુર અને વાંસવાડાનો મુલક પણ સિદ્ધરાજને તાબે આવ્યો અને આના પુરાવામાં દંતકથા કે કોઇ પ્રબંધનું અસ્પષ્ટ કે સ્પષ્ટ કથન નથી પણ ઉજ્જેનમાંથી સં. ૧૧૯૫ ની જેઠ વદ ૧૪

ને ગુરુવારનો ઉત્કીર્ણ લેખ મળ્યો (પુરાતત્ત્વ પુ. ૪ અં. ૧-૨ માં શ્રી ડીસ્કલકરનો લેખ) છે જેમાં અણહિલ પાટણના મહારાજાધિરાજ સિદ્ધચક્રવર્તી, અવંતીનાથ, ત્રિભુવનગંડ બર્બરકજિષ્ણુ શ્રી જયસિંહદેવે માળવાના રાજા શ્રી યશોવર્માને જીતીને તેના અવંતીમંડળ ઉપર પોતાના, નાગરકુળના મહામાત્ય, દાદાકના પુત્ર મહાદેવને અધિકારી (સુબો) નીમ્યો હોવાનું સ્પષ્ટ કથન છે. આ ઉપરાંત વાંસવાડા રાજ્યના તલવાડા ગામમાં ગણપતિની મૂર્તિ નીચેથી એક ત્રુટિત સાલ વગરનો સિદ્ધરાજની હકુમત સુચવતો લેખ શ્રી ગૌ. હી. ઓઝાને મળ્યો છે. ખરી રીતે શ્રી. ગૌ. હી. ઓઝાએ જ ચિતોડ-મેવાડના આ ભાગ ઉપર ગુજરાતની સત્તા હોવાની વાત પ્હેલી પ્રસિદ્ધ કરી છે. (જુઓ પ્રસ્થાન પુ. ૯ અં. ૩ પૃ-૧૭૬)

માળવાના વિજયથી ગુજરાતમાં પુષ્કળ સમૃદ્ધિ આવી, સ્થૂલ સમૃદ્ધિ જ નહિ પણ માળવાના મુંજ-ભોજનો વિદ્યાપ્રેમ પણ ગુજરાતમાં આવ્યો અને ગુજરાતમાં સંસ્કૃતવિદ્યાના પ્રચારને ભારે ઉત્તેજન આવ્યું. ('જુઓ હેમચન્દ્રની વ્યાકરણ રચનાની કથા - પ્ર. ચિં. પૃ. ૧૨૬ થી ૧૨૮ તથા પ્ર. ચ. હે. સ. પ્ર. શ્લો. ૬૬ થી ૧૧૫).

અત્યાર સુધી ઘણા ખરા દાખલાઓ દંતકથા મૌખિક અથવા પ્રબંધોક્તમાંથી ઉત્કીર્ણ લેખોની મદદ વડે ઐતિહાસિક અંશ શોધવાના જોયા છે. હવે એક દાખલો એથી ઉલટો એટલે ઉત્કીર્ણ લેખનાં અતિ સંક્ષિપ્ત કથનને અન્ય લેખો કે પ્રબંધોની મદદથી ઉકેલવાનો જોઈએ.

ઉપર સોરઠવિજય પ્રસંગમાં ટાંકેલા દોહદના લેખમાં લખ્યું છે કે 'સિદ્ધરાજે બીજા પણ સિન્ધુરાજ વગેરે રાજાઓને ઉખેડી નાખ્યા અને ઉત્તરના રાજાઓ પાસે પોતાની આજ્ઞા શિરોધાર્ય કરાવી.' (ઈ. એ. ગ્ર. પૃ. ૧૫૮).

આ લેખ સિવાય સિન્ધુરાજને ઉખેડી નાખ્યાની વાત ફક્ત સમકાલીન વાગ્ભટે વાગ્ભટાલંકાર (પ. ૪ શ્લો. ૧૨૯)માં તથા

પાછળના પ્રબંધકારોમાંથી એક સોમેશ્વરે જ 'સિન્ધુપતિને બાંધ્યો' (કી. કૌ. ૨ શ્લો. ૨૫ તથા સુરથોત્સવ સ. ૧૪ શ્લો. ૨૨) એ રીતે, ઉલ્લેખ કર્યો છે. આધુનિક ઈતિહાસ લેખકોમાંના છેલ્લા શ્રી. ગૌ. હી. ઓઝા આ ઉલ્લેખ ઉતારીને જ અટકી જાય છે. પણ આ સિન્ધુરાજ કોણ તેનો ખુલાસો કરતા નથી. પરંતુ પડોશી રાજ્યોના ઉત્કીર્ણ લેખો જોતાં વિ. સં. ૧૨૧૮ના કિરાડુના લેખમાં સિદ્ધરાજની કૃપાથી પરમાર સોમેશ્વરને સિદ્ધરાજપુરનું રાજ્ય પાછું મળ્યું તે સિન્ધુરાજપુરનો રાજા અહિં ઉદ્દિષ્ટ હોવો જોઈએ. (જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧ પૃ ૧૮૩ ના ટિ. માં કિરાડુનો લેખ) પછી ઉપર ઉત્તરના રાજાઓ પાસે આજ્ઞા પળાવી એમ લખ્યું છે તે ઉત્તરના રાજાઓ કયા? નાડોલના ચોહાણ રાજાઓએ તો ગુજરાતના રાજાઓનું સામન્તપદ ઘણા વખતથી સ્વીકાર્યું હતું. નાડોલનો ચોહાણ આશરાજ તો સામંત તરીકે માળવા ઉપરની ચડાઈમાં સાથે હતો. એટલે અજમેરનો ચોહાણ રાજા વિવક્ષિત હશે એમ માનવું પડશે. હવે સિદ્ધરાજના વખતમાં અજમેર વસાવનાર અજયદેવનો પુત્ર અર્ણોરાજ દેવ અજમેરનો રાજા હતો, અને મેરુતુંગ તથા સોમેશ્વર દોહદના લેખનાં ઉપર ઉતારેલાં વચનનો ખુલાસો કરતાં કહે છે કે 'સપાદલક્ષનો રાજા નમી ગયો અને તેથી સિદ્ધરાજે તેને પોતાની પુત્રી પરણાવી' (જુઓ પ્ર. ચિં. પૃ. ૧૬૧ અને કી. કૌ. સ. ૨ શ્લો. ૨૭ થી ૨૯). સિદ્ધરાજે આ ચોહાણ રાજાને કાંચનદેવી નામની દીકરી આપેલી એ હકીકત ચોહાણના કુળના કાવ્ય-પૃથ્વીરાજવિજયની ટીકામાં પણ છે. વળી સાંભરના એક કુવામાંથી સિદ્ધરાજનો ઉત્કીર્ણ લેખ મળી આવ્યો છે એટલે સંદેહનું કારણું રહેતું નથી. પણ સિદ્ધરાજ દીકરી આપે છે અને શાકંભરીવિજયનો ગર્વ પોતાનાં બિરૂદમાં લેતો નથી–જ્યારે કુમારપાલ લે છે એ બધું જોતાં ચોહાણ સાથે સિદ્ધરાજે મૈત્રીસંબંધ બાંધીને સંતોષ રાખ્યો હશે, એમ લાગે છે.

## ગ્રન્થ સૂચી

૧ દ્વયાશ્રય, ૨ પ્રબંધચિંતામણિ ( પ્ર. ચિ. ) ૩ રાસમાળા, ૪ મુંબઈ ગેઝીટીઅર ( મું. ગે. ) ગ્ર. ૧ ભા ૧; ૫ ઈન્ડીઅન એન્ટીક્વેરી ( ઈ. એ. ) ૬ એપીગ્રાફીઆ ઇન્ડીકા ( એ. ઈ. ). ૭ કીર્તિકૌમુદી ( કી. કૌ. ), ૮ સુકૃતસંકીર્તન ( સુ. સં. ), ૯ વીએના ઓરીએન્ટલ જર્નલ ( વી. ઓ. જ. ), ૧૦ પ્રાચીન લેખમાળા ( પ્રા. લે. મા. ), ૧૧ સુરતની સાહિત્ય પરિષદનો રિપોર્ટ, ૧૨ દક્ષિણનો પૂર્વ સમયનો ઈતિહાસ, ૧૩ ફ્લીટનું કેનેરીઝ ડીનેસ્ટીઝ, ૧૪ કદંબકુલ, ૧૫ પાર્થપરાક્રમ વ્યાયોગ, ૧૬ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧, ૧૭ હમ્મીર મહાકાવ્ય, ૧૮ ચતુર્વિંશતિપ્રબંધ, ૧૯ પૃથ્વીરાજવિજય, ૨૦ સુરથોત્સવ, ૨૧ રેવંતગિરિ રાસુ, ૨૨ પ્રભાવકચરિત, ૨૩ પ્રાચીન જૈનલેખસંગ્રહ, ૨૪ પુરાતત્ત્વ પુ. ૪ અં ૧, ૨, ૨૫ પ્રસ્થાન પુ. ૯ અં. ૩, ૨૬ વાગ્ભટાલંકાર, ૨૭ રાજપૂતાનેકા ઈતિહાસ ખં. ૧.

૩

# ગુજરાતના ઇતિહાસના કેટલાક અણઉકેલાયેલા પ્રશ્નો

ઐતિહાસિક સમજણની એવી ભૂમિકા ઉપર આપણે અત્યારે ઊભા છીએ કે કયા પ્રશ્નોને અણઉકેલ્યા ગણવા અને કોને સર્વકાળ માટે ઉકેલાઈ ગયેલા ગણવા એ જ અણઉકેલાયેલો કોયડો છે. એકને જે નિ:સંદિગ્ધ હકીકત લાગે તે બીજાને દંતકથા કે કપોલકલ્પના લાગે એ સ્થિતિ આપણે ત્યાં વિરલ નથી. છતાં આ લેખ માટે નીચેનો વ્યવહારુ માર્ગ લેવા ધાર્યું છે: (૧) પ્રાગૈતિહાસિક કાળને હજી સંશોધનનો વિષય ગણીને તથા મુસ્લિમ સમય અને તદુત્તર સમય પણ મારો અભ્યાસવિષય ન હોવાથી એ બેયને દૃષ્ટિમર્યાદાથી દૂર રાખવા. (૨) વિગતના ઝીણા પ્રશ્નોની ચર્ચા આ લેખ માટે લાંબી થઈ પડે એટલે એવા પ્રશ્નો ઠીક સંખ્યામાં હોવા છતાં એને સ્પર્શ ન કરવો, અને ઐતિહાસિક હિંદુકાળના ભિન્ન ભિન્ન યુગના ચારપાંચ મોટા દાખલાઓ અહિં નોંધવા. અભ્યાસીને દિશાસૂચન અર્થે કદાચ એ પુરતું છે.

૧. પ્રાગૈતિહાસિક કાળને ઉપર કહ્યું છે તેમ વિચારવર્તુલમાંથી બહાર રાખીએ તો પહેલી નજર પૌરાણિક કાળના કૃષ્ણચરિત્ર ઉપર પડે છે. ભગવાન કૃષ્ણ ગુજરાતના હતા એવું માનવાથી આપણું ચિત્ત કાંઇક અદ્ભુત ગૌરવના હર્ષથી ભરાઇ જાય છે અને એ માન્યતામાં તથ્યાંશ કેટલો છે એ સૂક્ષ્મદૃષ્ટિથી તપાસવાની ના પાડે છે; એ સામાન્ય

મનઃસ્થિતિ છે, ત્યાં શંકા કરનાર નાસ્તિક ગણાય તો નવાઈ નહિ, છતાં કૃષ્ણચરિત્રના સાહિત્યને જરા વિવેચકદૃષ્ટિથી જોવાનો પ્રયત્ન કરીએ. કૃષ્ણચરિત્રવિષયક જે અતિ વિશાળ સાહિત્ય અત્યારે ઉપલબ્ધ છે તેમાં પ્રાચીનતમ મહાભારત છે. હરિવંશ, વિષ્ણુપુરાણ, ભાગવત અને એનો આધાર લઈને રચાયેલી સેંકડો સંસ્કૃત તથા દેશી ભાષાની રચનાઓ તે પછીની છે. કૃષ્ણ ખરેખર ઐતિહાસિક પુરુષ હોય તો એના સંબંધી જે માહિતી મહાભારતમાંથી મળે તે બીજેથી મળતી માહિતી કરતાં વધારે વિશ્વાસનીય ગણાય એ પણ ન્યાય્ય છે.

મહાભારત અત્યારે જે રૂપે મળે છે તે રૂપે એ એક કર્તાની કૃતિ નથી એટલું જ નહિ પણ એક સૈકાની પણ નથી. એક લાખ શ્લોકનો આખો ગ્રન્થ પુરો થયા પછી હજારો શ્લોકો એમાં ઉમેરાયા છે એ પ્રસિદ્ધ હકીકત છે. મતલબ કે મહાભારતનાંય બધાં કથનોની ઐતિહાસિક કિંમત એકસરખી નથી. હવે મહાભારત વાંચતાં કૃષ્ણ અને યાદવો મથુરાના નિવાસી હોય એવી સાધારણ છાપ પડે છે. છતાં સભાપર્વમાં 'જરાસંધની બીકથી અમે પશ્ચિમ્ દિશામાં ગિરિદુર્ગને આશ્રયે ગયા...મથુરા તજીને દ્વારામતી ગયા' (સભાપર્વ અ. ૧૪) વગેરે શબ્દો કૃષ્ણના મુખમાં મુક્યા છે. મ. આ. પર્વમાં પણ દ્વારામતીમાં કૃષ્ણ રહેતા હોવાનું વર્ણન છે. અને પછીનાં પુરાણોમાં તો એ વાત છે જ. મતલબ કે મથુરાથી શ્રીકૃષ્ણ અને યાદવો બધા નહિ તો કેટલાક ગુજરાતમાં દ્વારામતી–દ્વારકા આવેલા એ વાત ચોક્કસ ઇતિહાસસિદ્ધ લાગે છે.[1] જો કે થોડા કાળ માટે આવેલા કે કાયમ રહેવા માટે એ ચોક્કસ કહી શકાતું નથી. પણ મહાભારત પોતે જો કે એનો પાછલો થર તથા બીજાં પુરાણો કહે છે કે શ્રીકૃષ્ણ સ્વધામ પધાર્યા તે પહેલાં જ યાદવો પ્રભાસ આગળ દારૂ પીને અંદર અંદર લડીને કપાઇ મુઆ અને તેઓની સ્ત્રીઓને કાબાઓ ઉપાડી ગયા.

૧. હરિવંશમાં તો યાદવો મથુરા છોડીને સિન્ધુદેશમાં ગયા એમ લખ્યું છે.

પછી દ્વારામતી સમુદ્રમાં ડુબી ગયું. ટુંકામાં દ્વારકાના યાદવોનું કૃષ્ણ સ્વધામ ગયા પછી શું થયું, એ પ્રશ્ન અનુત્તર રહે છે. કારણ કે ઉપલું પૌરાણિક કથન શબ્દશઃ માનવામાં ઘણી મુશ્કેલી છે.[૨] મહાભારતના યુદ્ધના સમય માટે હજી વાદાવાદી ચાલે છે. ઈ. સ. પૂર્વે ૩૦૦૦થી ઈ. સ. પૂર્વે ૮૦૦ સુધીના જુદાજુદા સમયો જુદાજુદા પુરાવિદો તરફથી સુચવાયા છે. એ સમય ગમે તે હો પણ કૃષ્ણ પછી ગિરનારના અશોકના શિલાલેખથી ઇતિહાસનો પડદો ઊઘડે છે એ નિશ્ચિત છે, પણ એ બે બનાવોના વચગાળાનો સમય અંધકારપૂર્ણ છે. ભારતમાં અન્યત્ર પૌરાણિક રાજવંશોની કાંઈક ગોઠવણ ભલે થઈ શકે પણ ગુજરાતમાં એ પાંચસો કે પચ્ચીસસો વર્ષ દરમિયાન શું બન્યું, એ ગુજરાતના ઇતિહાસનો મહાન પ્રશ્ન છે અને એ પ્રશ્ન ન ઉકેલી શકાય ત્યાં સુધી 'કૃષ્ણ દ્વારકામાં હતા' એમ કહીને રાજી થવામાં કશો ઐતિહાસિક અર્થ નથી. યાદવો ગુજરાત-સુરાષ્ટ્રમાં આવ્યા હોય તો થોડો વખત રહીને ચાલ્યા ગયા કે એક બે પેઢી પછી એ લોકોનો તદ્દન નાશ થઈ ગયો ? કે શું થયું ? અને ગુજરાતની યાદવો પછી અને મૌર્યો પહેલાં શી સ્થિતિ હતી એ પ્રશ્નનો ઉકેલ અત્યારે તો દૂર લાગે છે.

૨. પૌરાણિક પછી અર્વાચીન કાળ તરફ આવતાં મૌર્ય, ક્ષત્રપ, ગુપ્ત સમયને જવા દઈએ. અને **વલભીસમયનો** વિચાર કરીએ. વલભીના મૈત્રકોનાં દાનપત્રો એ વલભીસમયના ઇતિહાસનું મુખ્ય સાધન છે. એ ઉપરથી વલભીનો રાજવંશ જેણે કાઠિયાવાડમાં તથા કેટલોક કાળ ગુજરાતના કેટલાક ભાગ ઉપર ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું, એ રાજવંશનું નામ મૈત્રક હતું એ હવે નિર્ભ્રાન્ત નક્કી થયું છે. પણ

---

૨. હાલનું દ્વારકા એ પ્રાચીન-મહાભારતકાલીન દ્વારમતી નથી. પ્રાચીન દ્વારમતી દરિયા પાસે નહિ, રૈવતક પર્વત પાસે અર્થાત્ હાલના જુનાગઢ સ્થાને કે તેની નિકટમાં ક્યાંક હતું એ મેં અન્યત્ર સપ્રમાણ દર્શાવ્યું છે. (જુઓ - ઐતિહાસિક સંશોધન, પૃ. ૩૭૭) એટલે દ્વારકા ડુબી ગયાની કથા પાછળથી જોડાયેલી છે.

મૈત્રકોએ પોતાનાં તામ્રપત્રોમાં જે શત્રુઓને મારીને પોતે સત્તા મેળવી હોવાનું કહ્યું છે તે કોણ હતા? અને મૈત્રકો પોતે કોણ હતા અને ક્યાંથી વલભીમાં આવ્યા? મૈત્રકોની જાતિ વિષે લગભગ સિત્તેર વર્ષથી ચર્ચા ચાલે છે. પણ તેઓ કોણ હતા? ગૂર્જર નામની કોઈ પરદેશી જાતિ કે હૂણનો કોઈ ફાંટો કે હાલના કાઠિયાવાડના મેર લોકોના પૂર્વજો કે નાગરો? કે ક્ષત્રિયોનું જ કોઈ કુળ? આ પ્રશ્નનો નિર્ણય થયો નથી. ઉપર નોંધ્યા છે તેમાંના પ્રત્યેક વિકલ્પના પક્ષમાં કાંઈક દલીલો છે; અને નિર્ણયને દૂર ધકેલતો આ પ્રશ્ન ઊભો જ રહે છે.

આ પ્રશ્ન સાથે જ એ મૈત્રકોનાં જ તામ્રપત્રો ઉપરથી ઉપસ્થિત થતો મૈત્રકવંશનો સ્થાપક ભટાર્ક કોનો સેનાપતિ હતો અને દ્રોણસિંહ વગેરે મૈત્રક રાજાઓ ક્યા ચક્રવર્તીના સામંતો હતા એ પ્રશ્નનો પણ સ્પષ્ટ ઉત્તર સાધનને અભાવે ઊભો જ છે. સ્કંદગુપ્ત પછીનો કોઈ ગુપ્ત રાજા દશપુરના લેખવાળો યશોધર્મા વિષ્ણુવર્ધન, વાકાટક રાજા હરિષેણ, વગેરે ભિન્ન ભિન્ન રાજાઓને દ્રોણસિંહના ચક્રવર્તી સ્વામીપદ માટે રજૂ કરવામાં આવ્યા છે, પણ કોઈનો દાવો બહુમાન્ય થયો નથી. એટલે આ પ્રશ્ન અણઉકલ્યો જ છે.

૩. કાલક્રમની નિકટતાના કારણથી 'ગૂર્જર જાતિ કે ગૂર્જર દેશ?' એ ખુબ ઝઘડામાં પડેલા પ્રશ્નનો પણ અહિં જ સ્પર્શ કરી લેવો ઠીક છે. હાલનો ગુજરાત દેશ વિ. સં. ૧૦૦૦ પહેલાં ગુજરાત કે એ શબ્દના પ્રાચીન રૂપમાં ગુજ્જરત્તા, ગૂર્જરત્રા કે ગૂર્જરદેશ નહોતો કહેવાતો પણ એના જુદા જુદા ભાગો આનર્ત, લાટ, સુરાષ્ટ્ર વગેરે ભિન્ન ભિન્ન નામોથી ઓળખાતા.[૧] ત્યારે આ દેશને ગુજરાત નામ શા કારણથી મળ્યું, એ પ્રશ્નનો ઉત્તર શોધતાં શોધતાં ઇતિહાસગુહામાં ઊંડા ઊતરનારને, એટલો પત્તો મળે છે કે

૧ જુઓ 'આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું?' એ મારો લેખ. (ઐતિહાસિક સંશોધન પૃ. ૨૮૦)

કનોજમાં રાજ્ય કરતા પ્રતિહારવંશના રાજાઓને એના શત્રુઓ–દક્ષિણના રાષ્ટ્રકૂટો ગુર્જર કહે છે એટલું જ નહિ પણ નવમા દશમા શતકના આરબ લેખકો પણ જુઝ્ર–ગૂર્જર' કહે છે. વળી ભરૂચ–લાટમાં સાતમા આઠમા શતકમાં એક ગૂર્જરવંશનું રાજ્ય હતું. આ ભરૂચના ગર્જરવંશને ઉપર કહેલા ગૂર્જરવંશ સાથે શો સંબંધ હતો એ પ્રશ્ન છે, પણ ગૌણ. વળી ગુજરાત નામને ભરૂચના ગૂર્જરો સાથે નહિ પણ કનોજના ગર્જરો સાથે નિકટનો સંબંધ છે એમ અત્યાર સુધીના ઐતિહાસિક જ્ઞાનથી લાગે છે. ઈ. સ. આઠમાથી દશમા શતકના આરંભ સુધી, મૂળ ભિલ્લમાળના અને પાછળથી કનોજના ધણી થયેલા ગૂર્જર કે પ્રતિહાર રાજાઓ ઘણા પ્રબળ રાજાઓ હતા. એ વંશના રાજા ભોજનું સામ્રાજ્ય તો લગભગ શ્રીહર્ષના સામ્રાજ્ય જેટલું વિસ્તૃત હતું. આ ગૂર્જરો કે પ્રતિહારોએ ગુજરાતનો–ખાસ કરીને ઉત્તર ગુજરાતનો તથા કાઠિયાવાડનો કેટલોક ભાગ દબાવ્યો હતો. રજપુતાનાનો પણ ઘણો ભાગ તેઓને તાબે હતો. હવે આ ગૂર્જર ચક્રવર્તીનો કોઇ સામન્ત–ઘણું કરી મૂળરાજનો પિતા રાજિ, ભિલ્લમાલની આસપાસના પ્રદેશનો પહેલાં સામન્ત હશે, એ પ્રદેશનું ઈ. સ. આઠમા નવમા શતકમાં ગુર્જરત્તા નામ હતું.[૧] અને એ રાજિનો પુત્ર, મૂળરાજ જ્યારે ચાવડાઓને હરાવી અણહિલપુર પાટણનો ધણી થયો ત્યારે એ પોતે ગૂર્જરેશ્વર કહેવાવા લાગ્યો અને કાળક્રમે એના તથા એના વંશજોના તાબાનો મુલક ગૂર્જરદેશ–ગુજરાત કહેવાયો, એવી મારી અટકળ છે. અને આટલે સુધી ઇતિહાસનો પ્રકાશ સ્પષ્ટ છે. પણ આ ગૂર્જર નામનું મૂળ શોધવામાં વાદાવાદીનો અંધકાર ફરી વળે છે.

આ વિષયમાં પ્રશ્ન એ છે કે ગૂર્જર નામ મૂળ કોનું, દેશનું કે જાતિનું ? ગૂર્જર નામનું પ્રથમ દર્શન સાતમા કે બહુ તો છઠ્ઠા શતકમાં

૧ જુઓ મારો 'આપણા દેશને ગુજરાત નામ ક્યારે મળ્યું ?' એ લેખ. (ઐતિહાસિક સંશોધન, પૃ. ૨૯૬)

થાય છે એ ભારતીય ઇતિહાસની મોટી હકીકત ધ્યાનમાં રાખીને કેમ્પબેલ આદિ જુના ઇતિહાસસંશોધકોએ તર્ક કર્યો કે ગુર્જર શબ્દ ખઝર ઉપરથી ઊપજ્યો છે અને ખઝરો—ગૂર્જરો હૂણો સાથે કે જરા આગળ પાછળ મધ્ય એશિયામાંથી ભારતમાં પાંચમા શતકમાં આવ્યા. એ ગૂર્જરજાતિ પંજાબમાંથી આરંભી મારવાડ સુધી ઊતરી આવી અને એ જાતિ ઉપરથી અમુક પ્રદેશને ગૂર્જર દેશ નામ મળ્યું. આથી વિરુદ્ધ ગૌરીશંકર ઓઝા, ચિંતામણિ વૈદ્ય વગેરે પુરાવિદોનો મત એવો છે કે ગૂર્જર મૂળ એક દેશનું નામ અને પછી એ દેશના રાજાઓએ તથા લોકોએ ગૂર્જર નામ સ્વીકાર્યું. ગૂર્જર દેશનાં આ પ્રતિહાર, ચોહાણ, ચાલુક્ય વગેરે રાજકુલો ક્ષત્રિય કે બ્રહ્મક્ષત્ર હતાં.[1] આ વિષયમાં જે સ્પષ્ટ પુરાવાઓ ઉપલબ્ધ છે તેમાંથી મૂળ નામ દેશનું કે જાતિનું એનો ઉકેલો નિર્ણય કરી આપે એવું કશું નથી. અલબત્ત મેં પહેલાં કહ્યું છે તેમ ગૂર્જર નામના જેટલા ઉલ્લેખો મળે છે તેમાં ગૂર્જર દેશ એવો અર્થ લેવાથી કાંઈ વાંધો આવતો નથી ગૂર્જર જાતિ જ અર્થ લેવો પડે એવો એક પણ ઉલ્લેખ મારા ધ્યાનમાં નથી; છતાં સામા પક્ષની તરફેણમાં એટલું કબુલ કરવું જોઈએ કે ગૂર્જર જાતિ જેવો અર્થ કેટલાક ઉલ્લેખોમાં તો સહેલાઈથી થઈ શકે છે. અને ગૂર્જર નામધારી નાતો પહેલાં હતી અને હાલમાં છે પણ ખરી. વળી પરદેશી સ્વદેશીનો પ્રશ્ન જરા ગૌણ છે. પરદેશીઓ આ દેશમાં જુના કાળથી આવ્યા કર્યા છે એ નિઃસંદિગ્ધ હકીકત છે; પણ જુનાં કે હાલનાં અમુક કુળો કે અમુક જથ્થાઓ શુદ્ધ પરદેશી જ છે એમ સાબિત કરવું ઘણું મુશ્કેલ છે. એટલે એ આગ્રહમાં ઝાઝો અર્થ નથી. પણ ગૂર્જર નામ મૂળ દેશનું કે જાતિનું એ પ્રશ્ન સર્વકાળ માટે ઊકલી ગયો છે એમ કહી શકાય એટલી પંડિતોની સંમતિ એકેય પક્ષમાં નથી.

---

1 જુઓ, 'પ્રાચીન ગૂર્જર દેશ અને ગૂર્જર જાતિ' એ મારો લેખ. (ઐતિહાસિક સંશોધન પૃ ૨૯૮.)

**૪. ચાવડાઓનો કોયડો**—જે ચાવડા રાજવંશથી ગુજરાતનો ઈતિહાસ ભણવાનો આરંભ ગુજરાતી બાળકો પહેલાં કરતાં અને ઘણુ કરીને હજ્જુ કરે છે એ ચાવડાનો આખો ઈતિહાસ ગણાતો વૃત્તાન્ત કેવળ દંતકથાને આધારે લખાયો છે તથા વંચાયભણાય છે. દંતકથાનુસાર ચાવડાવંશનું રાજ્ય પાટણમાં લગભગ બસો [બરાબર ૧૯૬] રહ્યું. અલબત્ત ચાવડાઓની રાજ્યસત્તા અત્યંત નાના પ્રદેશ ઉપર સીમિત હતી. ગુજરાતના બાકીના ભાગ ઉપર કાં તો રાષ્ટ્રકૂટોની અથવા પ્રતિહારોની સત્તા હતી એ તો હવે ઈતિહાસસિદ્ધ છે.[1] એટલે ચાવડાવંશની સત્તાની મર્યાદા વિષે કશો પ્રશ્ન નથી પણ સ્વયં ચાવડાવંશ વિષે નિશ્ચયપૂર્વક ઘણું થોડું કહી શકાય એમ છે. અન્ય વંશના બે ઉત્કીર્ણ લેખોમા અને એક પ્રાચીન ગ્રન્થમા ચાવડાવંશનો ઉલ્લેખ છે એટલે એ વંશનું ઇ. સ. સાતમાથી દશમા શતક સુધી ગુજરાતમા અસ્તિત્વ હોવા બાબત શંકા નથી. પણ એમાના બે તો પંચાસર કે અણહિલવાડ પાટણના ચાવડા વિષે નથી જ અને ત્રીજો કયાના ચાવડાનો નિર્દેશ કરે છે એ સંદિગ્ધ છે. એટલે પાટણના ચાવડા વંશની વંશાવળીનો તથા એ વંશ સાથે સંબદ્ધ જે થોડા બનાવોની વાતો આપણે જાણીએ છીએ તેનું મૂળ દંતકથાના સંગ્રહરૂપ પ્રબંધો જ છે. ચાવડાવંશનુ એક પણ દાનપત્ર મળ્યું નથી. જેમા ચાવડાવંશની વાતો છે તેમાનો કોઇ પણ ચાવડાવંશનો નાશ થયા પછી બસો વર્ષની અંદર લખાયો નથી. એટલે એ ગ્રન્થોના લખાણની વિશ્વસનીયતા ઘણી ક્ષીણ થઇ જાય છે. પ્રબન્ધોના ચાવડાવંશ સબંધી વૃત્તાન્તમા પરસ્પર વિરોધ પણ ઘણો છે. વંશાવળીનો અનુક્રમ બધા ગ્રન્થોમા એક સરખો નથી. અલબત્ત વધારે ગ્રન્થોનું મતસામાન્ય ધ્યાનમા રાખીને વંશાવળી ગોઠવવાના પ્રયાસો થયા છે પણ એ, ચોક્કસ પુરાવો ન મળે ત્યા સુધી ચલાવી લેવાય એવા છે. પાટણમા ચાવડાવંશના સ્થાપકનું નામ વનરાજ હોવાનું લખાણ સર્વગ્રન્થસામાન્ય છે પણ એના માતપિતાના નામ

---

૧ જુઓ મારો : ગુજરાતનો મધ્યકાલીન રજપૂત ઈતિહાસ વિભાગ ૧ પ્ર ૪

જુદા જુદા ગ્રન્થોમાં જુદાં જુદાં મળે છે. પંચાસરનો વૃત્તાન્ત તદ્દન અંધારામાં છે. આધુનિક ઐતિહાસિક પ્રકાશમાં પ્રતિહાર રાજાઓએ ચાવડાઓના ઉન્મૂલન અને પુનઃપ્રતિષ્ઠાપનમાં કાંઈક ભાગ લીધો છે એમ લાગે છે. દંતકથાનું કલ્યાણકટક એ જ કનોજ એ સમીકરણ[1], ઐતિહાસિકોમાં માન્ય થતાં પ્રતિહારોના ચાવડાવિરોધને પુષ્ટિ મળે છે. પણ એકંદર રીતે ચાવડાવંશની ગુજરાતના ઇતિહાસમાં વિ. સં. ના આઠમાથી દશમા શતક સુધી શી સ્થિતિ હતી એનું ચિત્ર બિલકુલ સ્પષ્ટ ઊઠતું નથી.

૫. સોલંકીયુગ—સોલંકીયુગ એ જેમ ગુજરાતના હિન્દુયુગનો પરમ પ્રકર્ષશાલી અને પછીના ગુજરાતના વ્યક્તિત્વના સ્પષ્ટ વિકાસનો કાળ છે તેમ જ પ્રાગ્મુસ્લિમ સમયમાં સૌથી વધારે ઉકેલાયેલો કાળ છે. સોલંકી રાજાઓનાં દાનપત્રોની, સમકાલીન ગ્રન્થકારોએ લખેલા પ્રબન્ધોએ સંગ્રહેલા દંતકથાત્મક છતાં ઘણી વાર યથાર્થ વૃત્તાન્તોની, પડોશી રાજ્યોના ઉત્કીર્ણ લેખો વગેરેની, તથા મુસ્લિમ ઈતિહાસોની મદદથી સોલંકી સમયના ગુજરાતના ઈતિહાસનું ઠીક ઠીક ચિત્ર દોરી શકાય છે. છતાં એ યુગનાય બધા પ્રશ્નો ઉકેલાયા છે એમ ન કહી શકાય; જો કે કેટલાક પ્રશ્નોનો તાજેતરમાં જ છેલ્લો નિર્ણય થઈ ગયો છે. દા. ત. રાણકદેવી–રા'ખેંગારના દંતકથાપ્રાપ્ત વૃત્તાન્તમાંથી ખેંગારને જુનાગઢ આગળ સિદ્ધરાજે માર્યો હોવાની વાત સિદ્ધરાજના સમયના જ શિલાલેખના 'સુરાષ્ટ્રના રાજાને કેદ કર્યો હતો' એ સ્પષ્ટ શબ્દોના પુરાવાથી ખોટી ઠરી છે. પરિણામે વિધવા રાણકદેવી લઈને જવાની વાત પણ લુપ્ત થઈ ગઈ છે.[2] અલબત્ત રા'ખેંગારની રાણીનો વિશેષ વૃત્તાન્ત હજી દંતકથાનાં રૂપની બહાર નીકળ્યો નથી. પણ મૂળરાજે સુરાષ્ટ્ર ઉપર ચડાઈ કરી હતી કે નહિ, એ પ્રશ્ન જુદી

૧ જુઓ મારો: ગુ. મ. રા. ઇ. વિભાગ ૧, પૃ ૫૨.

૨ જુઓ: 'રાણક એક નહીં બેની ચર્ચા (ઐતિહાસિક સંશોધન પૃ. ૬૩)

કોટિનો છે.[૧] હેમચન્દ્રાચાર્યે જેવા આચાર્યે સુરાષ્ટ્ર ઉપરની ચડાઇનું વર્ણન કર્યું છે એ માટે એ ઐતિહાસિક હકીકત છે એવું ઘણા વિદ્વાનો માને છે. એથી ઊલટું મારો મત એવો છે કે સુરાષ્ટ્ર ઉપરની લડાઇનું વર્ણન એ હેમચન્દ્રાચાર્ય કવિની કલ્પના છે. મૂળરાજના સમયની ઐતિહાસિક પરિસ્થિતિ જોતાં સુરાષ્ટ્ર ઉપરની ચડાઈ સંભવિત નથી. વળી હેમચન્દ્રાચાર્ય કાંઈ તત્કાલીન ભાવનાનો ઈતિહાસ લખવા નહોતા બેઠા પણ કાવ્ય લખવા પ્રવૃત્ત થયા હતા. અને દિગ્વિજયનું વર્ણન મહાકાવ્યનો પરંપરાપ્રાપ્ત સમુચિત વિષય ગણાતો હોવાથી હેમચન્દ્રાચાર્યે સોરઠ ઉપરની ચડાઇનું વર્ણન કર્યું છે. આમ છતાં મારી દલીલ કેટલાકને નિર્ણાયક ન લાગે એ સંભવિત છે. એટલે નવો કોઈ પુરાવો ન મળે ત્યાં સુધી આ પ્રશ્ન પણ અણઉકેલાયેલો રહે છે.

ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલા ઉપરની મુસલમાન ચડાઈમાં કરણના મહામાત્ય માધવનો કાંઈ હાથ હતો કે નહિ એ પણ ઉપરના જેવો જ પ્રશ્ન છે. જે પુરાવા ઉપલબ્ધ છે,[૨] તે જોતાં માધવનો કાંઇક હાથ હતો એમ હું માનું છું. જ્યારે મુસ્લિમ ઇતિહાસકારોએ માધવનો કશો ઉલ્લેખ કરેલો નથી;એટલે માધવની વાત ન માનવાનો કોઇકનો મતછે.

મીનળદેવી કુરૂપ હતી કે સુરૂપા, જસમા ઓડણની દંતકથામાં કાંઈ સત્યાંશ છે કે નહિં, વગેરે બીજા પણ નાના નાના પ્રશ્નો ગુજરાતના ઇતિહાસના સોલંકીયુગને લગતા છે એ ચોક્કસ; પણ સોલંકીયુગનાં સામાન્ય ચિત્રમાં મહત્ત્વનો ફેરફાર કરી શકે એવું એ કોઈ પ્રશ્નનું ગજું નથી. છતાં આ નાના નાના પ્રશ્નોનો પણ સાચો ઉકેલ આવી જાય તો ગુજરાતના ઇતિહાસનું ચિત્ર સ્પષ્ટતર થાય, એની વિગતોના રંગો સ્વચ્છ ઊઠી આવે અને આપણું ભૂતકાળનું જ્ઞાન વધારે યથાર્થતા ધારણ કરે. આ દૃષ્ટિએ નાના નાના પ્રશ્નો પણ અભ્યાસીઓએ લક્ષમાં લેવાની જરૂર છે. વળી પ્રમાણમાં મોટા ગણાય

---

૧ જુઓ મારો: ગુ. મ. રા. ઈ. વિભાગ ૧ પૃ. ૧૫૨-૧૫૩.

૨ જુઓ મારો: ગુ. મ. રા. ઈ. વિભાગ ૨ પૃ. ૪૨૯

એવા પ્રશ્નો મોલંકીયુગના નથી જ એમ પણ નથી. બીમ બીજો (સં. ૧૨૩૪ થી ૧૨૯૮)નાં રાજ્યકાળની કેટલીક હકીકતો જે પહેલાં મુંબઇ ગેઝેટિયર છપાયા સુધી અંધારામાં હતી તે હવે જરૂર પ્રકાશમાં આવી છે.[२] પણ હજી એના રાજ્યકાળનાં છેલ્લાં પચીસેક વર્ષનો ઇતિહાસ કાંઈક અંધારામાં છે. મોલંકી જયંતસિંહ શી રીતે પાટણની ગાદી ઉપર સં. ૧૨૮૦માં આવ્યો ? પોતે મોલંકી વંશનો હોવાનું તો એ કહે જ છે; પણ એને બીમદેવ સાથે શો સંબંધ હતો ? એ અરસામાં જ જોરમાં આવેલા ધોળકાના ધણી અને બીમદેવના સામંત લવણપ્રસાદને જયંતસિંહ સાથે કેવો સંબંધ હતો ? બીમદેવ પાછો સં. ૧૨૮૩ના અરસામાં ગાદી ઉપર શી રીતે આવ્યો ? જયંતસિંહનું શું થયું ? અને છેવટ પાટણની ગાદી વાઘેલાઓને શી રીતે મળી ? વગેરે વિગતોના સંબંધમાં બીમદેવના રાજ્યકાળનાં પાછલાં વર્ષોનો ઇતિહાસ હજી સ્પષ્ટ ઉકેલાયો નથી.

બસ, આથી વધારે અણઉકેલાયેલા પ્રશ્નોના દાખલાઓ નોંધવાની જરૂર નથી. પણ આ વિચારોને અંગે છેવટમાં એક જ મહાપ્રશ્ન તરફ આંગળી ચીંધી દેવી આવશ્યક છે. જો કે એ મહાપ્રશ્ન ઐતિહાસિક દૃષ્ટિના ક્ષેત્રનો છે, પણ નાના મોટા ઐતિહાસિક પ્રશ્નોની રંગવાની એનામાં શક્તિ હોવાનું મહત્ત્વ અસાધારણ છે. પ્રશ્ન એ છે કે ગુજરાતનો કે ભારતનો ભૂતકાળ જેવો હતો તેવો આપણા અંતરની ઇચ્છાઓ, વાસનાઓ, મહેચ્છાઓ વગેરેથી રંગ્યા વગર જોવાનો—યથાસંભવ બુદ્ધિચક્ષુને તટસ્થ અને અનાસક્ત રાખીને જોવાનો અભ્યાસ પાડવા ઇચ્છીએ છીએ કે ભૂતકાળના ગૌરવની કલ્પનાથી રંગીન બનેલા ચશ્માં દ્વારા જોવાનો લહાવો લેવા ઇચ્છીએ છીએ ? ટૂંકમાં નિર્મળ સત્યની ઉપાસના આપણને ઇષ્ટ છે કે મહત્ત્વાકાંક્ષાની, એ જ અભ્યાસીઓ આગળ મહાપ્રશ્ન છે. માનવજાતિનું કલ્યાણ તો નિઃસંશય સત્યની દિશામાં જ છે.

---

૨ જુઓ મારો ગુ. મ. રા. ઈ. વિભાગ ૨ પ્ર. ૧૬ મું

# ૪

## ચાહડચર્ચા

**આ** "ત્રૈમાસિક" (ફા. ગુ. સભા)ના પુ–૩ અ–૧ માં શ્રી રામલાલ ચુ. મોદીએ 'ચાહડ કોણ હતો?' એની ચર્ચા કરી છે અને કુમારપાલ તથા અજમેરના અર્ણોરાજ વચ્ચે થયેલા યુદ્ધ વખતે કુમારપાલનો પક્ષ છોડી દઈને અર્ણોરાજના પક્ષમાં જનાર ચાહડ તે અર્ણોરાજનો પુત્ર સોમેશ્વર જ હોય, એવો નિર્ણય આપ્યો છે.

શ્રી રામલાલભાઈની દલીલોનો ઘણો વિચાર કર્યા પછી પણ મને જે અશક્યમાન્ય દેખાય છે તે નીચે ટુંકામાં નોંધવા ઇચ્છું છું.

કુમારપાલના સમકાલીન આચાર્ય હેમચન્દ્રના દ્વયાશ્રયમાં કુમારપાલનો પક્ષ છોડીને તેના શત્રુ આનક અર્ણોરાજને મળી જનાર તરીકે બીજાઓ સાથે આ ચાહડનો ઉલ્લેખ કરતાં તેને **हस्त्यधिरोहणेन्द्र** કહ્યો છે. (જુઓ શ્રી રા. ચુ. મોદીએ ઉપર કહેલા અંકમાં દ્વયાશ્રયમાંથી ઉતારેલો શ્લોક) હસ્ત્યધિરોહણ એ હસ્ત્યારોહનો પર્યાય છે. હસ્ત્યારોહ એટલે હાથીનો સ્વાર કે માવત અને હસ્ત્યારોહોનો ઇન્દ્ર એટલે હાથીઓના સ્વારોનો ઉપરી, અથવા મોટો માવત, અર્થાત્ હસ્તિશાળાનો ઉપરી એ છેલ્લો અર્થ પ્રબન્ધચિન્તામણિના ભાષાનુવાદની ટીપમાં કર્યો છે પણ દ્વયાશ્રયના ટીકાકારે હસ્ત્યધિરોહણ એટલે હસ્તિસાદી=હાથી ઉપર બેસનાર, અર્થાત્ માવત અને તેનો ઇન્દ્ર આ ચાહડ કહેવાવાનું કારણ 'એ પોતાના હાકોટા માત્રથી હાથીઓને નમ

પમાડી શકશે' એ છે, એમ કહ્યું છે. અને મેરુતુંગ વગેરે પાછળના પ્રબંધલેખકોએ એ અર્થ ઉપાડી લીધો છે. પણ મને તો ઉપર કહ્યો તે મારો અર્થ ઠીક લાગે છે.

આ ચાહડને પાછળના પ્રબંધકારોએ સિદ્ધરાજનો પ્રતિપન્નપુત્ર કહ્યો છે. એ માન્યતાનું મૂળ દ્વયાશ્રયમાં કે તેની ટીકામાં અથવા પ્રબંધચિંતામણિ કે પ્રભાવકચરિત્રથી જુના કોઈ લેખ અથવા પ્રબંધમાં મળતું નથી છતાં પ્રબંધચિંતામણિના વખતમાં એવી દંતકથા સિદ્ધરાજ કુમારપાલના વખતથી ચાલતી આવેલી હોવાના તેમ જ તેમાં સત્યાંશ હોવાના સંભવની ના પડાય નહિં.

હવે પ્રતિપન્ન પુત્ર એટલે માની લીધેલો પુત્ર. રાજા પોતાના પ્રીતિપાત્ર સેવકને પણ પુત્રવત્ રાખતો હોય, તો એ સેવક પોતાને રાજાનો પ્રતિપન્નપુત્ર કહી શકે. સિદ્ધરાજના વખતનો શ્રીપાલ કવિ પોતાને સિદ્ધરાજનો પ્રતિપન્ન બંધુ કહે છે.

( જુઓ વડનગરપ્રાકારપ્રશસ્તિ શ્લો. છેલ્લો )

મતલબ કે પ્રતિપન્ન બંધુ કે પુત્ર કહેવા માટે અંગત સગપણ કે લોહીના સંબંધની જરૂર નથી.

શ્રી. રામલાલભાઈ જે કહે છે કે સિદ્ધરાજની બેન કાંચનદેવી અજમેરના અર્ણોરાજ ચોહાણને પરણાવી હતી અને તેનો પુત્ર સોમેશ્વર સિદ્ધરાજ પાસે મોટો થયો હતો, એ ઐતિહાસિક સત્ય છે. એ દૌહિત્ર હોવાથી પ્રતિપન્નપુત્ર કરતાં પણ વધારે નિકટ—અમુક સ્થિતિમાં વારસાનો હક્કદાર ગણાય. આ સોમેશ્વરને કુમારપાલે પોતાની ફોજમાં રાખ્યો હતો. અને શ્રી. રામલાલભાઈના કહેવા પ્રમાણે કુમારપાલ અને અર્ણોરાજ વચ્ચે વેર થતાં સોમેશ્વર પોતાના પિતાને જઈને મળ્યો હોય, એ સ્વાભાવિક છે. કુમારપાલે સોમેશ્વરને પોતાની પાસે રાખ્યો, એ હકીકત જ એમ બતાવે છે કે કુમારપાલનો પાટણની ગાદી ઉપર પોતાના કરતાં વધારે હક્ક છે એ સમજીને સોમેશ્વરે રાજ્ય-

ગાદી માટે ગુનો નહિ કર્યો હોય, અને અજમેર સાથે પાટણને લડાઈ થતા તો અજમેરના રાજાનો પુત્ર પિતાના શત્રુ સાથે રહી જ ન શકે, એટલે એ અજમેર ગયો જ હોય

હવે શ્રી રામલાલભાઈ કહે છે કે આ સોમેશ્વરને જ ચાહડ કહ્યો છે પણ સશયનુ કારણ એ છે કે દ્વયાશ્રયમા એને અજમેરનો સોમેશ્વર ચોહાણ ન કહેતા હસ્ત્યધિરોહણેન્દ્ર ચાહડ શા માટે કહ્યો? એ હાથીનો સારો સ્વાર હોય તો પણ અજમેરના રાજપુત્ર જેવી પ્રસિદ્ધ ઓળખાણ ન આપતા આવી સદિગ્ધ ઓળખાણ આપવાનો શો અર્થ? વળી સોમેશ્વર ખરી રીતે કુમારપાલનો માણસ ગણાય જ નહિ, એ તો અજમેરનો ભાવિ ધણી હતો બીજુ પાછળના પ્રબધો માથી કોઈમા એને સિદ્ધરાજનો દૌહિત્ર નથી કહ્યો! ઉલટુ ચતુર્વિંશતિ-પ્રબધમા એને માળવાનો રાજપુત્ર કહ્યો છે

ચાહડ નામ ક્યાથી આવ્યુ, એનો ખુલાસો શ્રી રામલાલભાઈ એવો કરે છે કે ચાહમાનનુ ટુકુ રૂપ ચાહ, અને પછી ચાહડ થયુ છે પણ એ રીતે ચાહમાનને બદલે ચાહડ વપરાયાનો ક્યાય દાખલો છે? ચાહમાન સસ્કૃત અને ચોહાણ દેશી એવો જ પ્રચાર દેખાય છે

ચાહડ નામને બદલે બીજા પ્રબધોમા ચારભટ, ચારૂભટ, ત્યાગભટ વગેરે નામો મળે છે, ચાહમાન કે ચોહાણનો પાઠ મળતો નથી

ટુકામા મારુ વક્તવ્ય એટલુ જ છે કે કુમારપાલના પક્ષમાથી ફરી ગયેલો આ ચાહડ તે અજમેરનો સોમેશ્વર ચોહાણ હોય, એવી મારી તો ખાત્રી થતી નથી.

૫

## ચર્ચાપત્ર

### 'માધવની કથાતપાસ'ની ચર્ચા

શ્રી. ફા. ગુ. સભા 'ત્રૈમાસિક'ના પુ. ૬ અં ૩ માં 'ઉલુઘખાનનો ગુજરાતવિજય' નામનો શ્રી. મુહમ્મદ ઉમ્મરઃ કવિ કોકિલનો એક લેખ છપાયો છે. ભાઈ કોકિલની ઐતિહાસિક સંશોધનવૃત્તિના પ્રશંસાપાત્ર છે અને મુસ્લિમ ઐતિહાસિક સાધનોનો જે પરિચય એમનાં લખાણોમાં જોવામાં આવે છે તે મારા જોવાને ખુબ સહાયક થવાનો સંભવ છે. પણ એ લેખમાંથી તો આ ચર્ચાપત્રમાંના એક ગૌણ મુદ્દાનો–'માધવની કથાતપાસનો' વિચાર કરવાનો છે,

ગુજરાત ઉપર અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાને ચઢાઈ કરી, એમાં ગુજરાતના રાજા કર્ણ વાઘેલાના અમાત્ય માધવનો કાંઈ હાથ હતો કે નહિં, એટલો જ મુદ્દાનો પ્રશ્ન વિચારવાનો છે. અરબી ફારસી સાધનોમા માધવ વિષે કોઈ ઉલ્લેખ નથી, એ સાચું છે. પણ આ હકીકત સાઠ સિત્તેર વર્ષથી જાણવામાં છે જ. મેં પણ મારા ગુજરાતના મધ્યકાલીન રાજપુત ઇતિહાસમાં (ભા. ૨. પૃ. ૪૩૨) એ નોંધી જ છે, અને તીર્થકલ્પ આદિ જે ગ્રંથોમાં માધવની કથાનું મૂળ છે તેને જોયા વગર કે વિચાર્યા વગર કેમ્બ્રીજ હિસ્ટરી ઓફ ઇન્ડિયા ગ્રં. ૩, પ્રો. કોમીસેરીએટનો ગુજરાતનો ઇતિહાસ વગેરે ગ્રન્થોમાં મુસ્લીમ

ચઢાઈનો વૃત્તાન્ત મુસ્લિમ ઇતિહાસોમાંથી ઉતારવામાં આવ્યો છે. એટલે આ ગ્રન્થો વિશે તો જુદો વિચાર કરવાનો રહેતો જ નથી.

અહિં પ્રશ્ન સ્વાભાવિક રીતે ઉઠે છે કે મુસ્લિમ ઇતિહાસોમાં જેનો ઉલ્લેખ નથી તે માધવની કથા માટે શો પુરાવો છે? એ કથામાં ઐતિહાસિક અંશ છે, એવું માનવા માટે શું કારણ છે? રાસમાળામાં ઉતારેલી ભાટચારણોએ કહેલી માધવની કથા માટે જે ગ્રન્થસ્થ પુરાવાઓ અત્યાર સુધીમાં મળ્યા છે તે મેં મારા ગુ. મ. હા. ઇ. (ભા. ૨, પૃ. ૪૨૯)માં આપ્યા છે, અને ભાઈ કોકિલે ફા. ગુ. સ. ત્રૈ.ના ઉપર કહેલા લેખમાં એ ઉતાર્યા છે. એટલે અહિં એને ફરી ઉતારવાની જરૂર નથી, પણ શ્રી. કોકિલે એ પુરાવાની ઐતિહાસિક કિંમત ઘટાડી નાંખનારી જે દલીલો કરી છે તેનો જ ટુંકામાં વિચાર કરવાની મારી ઇચ્છા છે.

મુસ્લિમ ઇતિહાસોમાં આ વાતનો ઉલ્લેખ નથી માટે એ સાચી ન હોવી જોઈએ, એવી મનોવૃત્તિ એમના પ્રયાસ પાછળ સ્પષ્ટ દેખાય છે. એ પોતે લગભગ એમ કહે જ છે.[1] પણ મુસ્લિમ ઇતિહાસોમા માધવની કથાની વિરુદ્ધ જાય એવું કશું નથી, કેવળ મૌન છે, અને મૌનનો પુરાવો પુરાવાશાસ્ત્રમાં ઘણો નબળો ગણાય છે. શ્રી. કોકિલે કોઈ નવો પુરાવો રજુ કર્યો નથી અને એમણે જે દલીલો કરી છે તેમાં એક દલીલ જેનો વિચાર પાછળ કર્યો છે તે સિવાય મહત્ત્વની કોઇ નથી. છતાંએ પૂર્વપક્ષને સ્થૂણાનિખન ન્યાયથી તપાસવા માટે એમની દલીલોમાંના અગત્યના મુદ્દાઓ વિષે મારું મંતવ્ય નીચે અતિ ટુંકામાં રજુ કરું છું.

માધવની પ્રેરણાથી મુસલમાનોએ ગુજરાત ઉપર ચઢાઈ કરી, એમ

---

૧. ભાઇ છગનલાલ ગુપ્તેના ના. પ્ર. પ. પુ. ૧૧ અં. ૪માં પ્રગટ થયેલા 'દેવલદેવી અને ખિજ્રખાન' લેખને ભાઈ કોકિલ ખંડનની દૃષ્ટિએ લખાયેલો કહે છે. (ફા. ગુ સ. ત્રૈ. પુ, ૩૫૧ ટી ૧૯) વાત સાચી છે. પણ એમના પોતાના આ લખાણમાં પણ એવી ખંડનાત્મક દૃષ્ટિ કોઇને લાગે તો નવાઈ નહિં.

કહેનારું સૌથી જુનું અને સમકાલીન પ્રમાણ વિવિધતીર્થકલ્પ છે; એ ઉલ્લેખ ચઢાઈ પછી બત્રીસ વર્ષે થયો છે, એમ બાઈ કોકિલ કહે છે તે એની પ્રમાણ તરીકે કિંમત કાંઈ ઓછી કરવા હશે. પણ ખરી હકીકત એ છે કે એ ગ્રન્થના લેખક જિનપ્રભસૂરિએ સં. ૧૩૨૭માં શરૂ કરીને ૧૩૮૯માં વિવિધતીર્થકલ્પ પુરો કર્યો છે.[૨] આ સૂરિએ કર્ણના રાજ્યકાળ પહેલાં, રાજ્યકાલમાં અને પછી પણ ગુજરાત, મારવાડની યાત્રાઓ કરી છે. એ સૂરિને ગુજરાતની જેટલી ઝીણી ખબર હોવાનો સંભવ જ નથી. બાઈ કોકિલ કહે છે કે એને કોઇનો ટેકો નથી. એ પોતાની જાતમાહિતીની વાત કરતા હોવાનો સંભવ છે અને ધર્મારણ્ય, વિચાર-શ્રેણી, વગેરેનો ટેકો છે જ.

આવા સમકાલીન પુરાવાની કિંમત ઓછી કરવા માટે બાઈ કોકિલ કહે છે કે જો એ વાત સાચી હોય તો એના પર તીર્થકલ્પના લેખકે 'લાનત વરસાવી હોત અથવા વધુ વીગત આપી હોત.' પણ વીગત ન આપી હોય અથવા લાનત ન વરસાવી હોય એટલાથી જે હકીકત નોંધી છે તે ખોટી શી રીતે ઠરે? ખરી રીતે વિવિધ તીર્થ-કલ્પ આખો ગ્રન્થ જોવાથી એમાં જૈન તીર્થોને લગતી ન હોય એવી વાતો—લાનત કે પ્રશંસા ક્યાંય આવતાં નથી. લાનત વરસાવવી એ એ ગ્રન્થનું પ્રયોજન જ નથી. સત્યપુર તીર્થના પ્રસંગમાં આટલી એક હકીકત નોંધી છે. એ જ ઘણું રાગદ્વેષ વગર તટસ્થ રીતે પ્રસંગોપાત્ત નોંધાયેલ હોવાથી જ એની ઐતિહાસિક કિંમત ગણી છે.

છેવટ આ સમકાલીન પુરાવાની અડચણ ટાળવા માટે મૂળપાઠમાં 'માહવ' નહિં હોય, કદાચ માહિમદ કે માહમદ હોય? એવી નિર્મૂળ નિરાધાર કલ્પના કરી છે. ખંડનના વેગમાં કલ્પના કેટલે દૂર દોડી છે! કોઈ હાથપ્રતમાં બીજું પાઠાંતર છે કે નહિં, એની મુનિ શ્રી જિન-વિજયજી જેવા દ્વારા તપાસ કરવાની, આવી કલ્પના કર્યા પહેલાં જરૂર નહિં શું?

---

૨. જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ, પૃ. ૪૧૬

ટુંકામાં, મારા મતે તો, વિવિધ તીર્થકલ્પમાં છે એ એક જ વાક્ય આપણી પાસે હોત તોપણ ગુજરાત ઉપરની ચઢાઈમાં માધવનો કાંઇક હાથ હોવાની વાત ઐતિહાસિક માનવી પડે, એટલો એ બળવાન પુરાવો છે અને ભાઈ કોકિલ મનાવવા ઇચ્છે છે તેમ તીર્થકલ્પમાંથી પછીનાં બધાં કથને ઉતરી આવ્યાં છે એવું માનવા માટે કશો પૂરાવો નથી. પાછળના ગ્રન્થકારોએ પોતાના વખતમાં પ્રચલિત દંતકથા સ્વતંત્ર રીતે જ ઉતારી છે. ખરી રીતે તીર્થકલ્પના તથા વિચારશ્રેણીના લેખકોએ પોતે જે જાણતા હશે તેમાંથી અમુક અતિ મહત્ત્વની લાગી તેટલી જ ટુંકી વાત નોંધી છે. ત્યારપછીના લેખકોએ વિગતોવાળી દંતકથા આપી છે.

વિચારશ્રેણીને શ્રી. કોકિલ ૧૫મા શતકમાં મુકે છે, પણ ઘણું કરી એ ૧૪મા શતકનો ગ્રંથ છે. એના લેખકે તીર્થકલ્પ કદાચ જોયો હશે; એમાંથી ઉતારો કર્યો છે, એમ કહેવા માટે શ્રી. કોકિલ પાસે શો પુરાવો છે? માધવને નાગર વિપ્ર વિચારશ્રેણી કહે છે, એ જ બતાવે છે કે એનું કથન તીર્થકલ્પથી સ્વતંત્ર છે. વિચારશ્રેણીકારે સં. ૧૩૬૦ની સાલ ખોટી આપી છે, પણ એથી ઉલટા પક્ષમાં એણે સોલંકી રાજાનો અનુક્રમ લગભગ બરાબર તથા એ વંશના રાજાઓની ઘણીખરી તારીખો સાચી આપી છે અને એ ગ્રન્થનો આ ગુણ પ્રખર પુરાવિદ્ બુલ્હરે ઇ. સ. ૧૮૭૭માં જ પકડયો હતો.

નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં માધવની વાત નથી, એ સાચું, પણ એમ તો ના. પ્ર.માં જે કહેલું છે તે તીર્થકલ્પમાં નથી. મુસ્લિમ ચઢાઇનો સમગ્ર વૃત્તાન્ત લખવાનો એમાંથી એકેય ગ્રન્થનો દાવો નથી.

બાકી રહેલા પુરાવાઓમાં કાન્હડદે પ્રબંધ સં. ૧૫૧૨માં, ધર્મારણ્ય તે પહેલાં ઘણું કરી ૧૫મા શતકમાં અને નેણસીહીખ્યાત ૧૭મા શતકના અંતમાં રચાયેલ છે. પહેલા બે ગ્રંથો બ્રાહ્મણસંપ્રદાયના ગ્રંથો છે અને એ કારણથી ઉપલા બેથી એનો પુરાવો સ્વતંત્ર છે. ત્રીજો ગ્રન્થ બારોની ઉપલા ચારેયથી જુદી પરંપરાનો ગ્રન્થ છે. પાછલા કાળના આ ત્રણ

ગ્રન્થોમાં જેમ વિગતો વધારે છે, માધવની રીસનું કારણ કા. પ્ર. અને ને. ખ્યા. માં આપ્યું છે, એ એનો ગુણ છે, તેમ વિગતોમાં વિસંવાદ છે, એ દોષ છે. જે એ ગ્રન્થોની ઐતિહાસિક કિંમતને ઓછી કરી નાખે છે; આ ગ્રન્થોમાં દંતકથારૂપ જેમ ઘણો અંશ છે તેમ ઐતિહાસિક અંશ પણ છે.

ઉપર કહેલા પુરાવાઓનો સામટો વિચાર કરતા એમ દેખાય છે કે કર્ણ રાજાનો મંત્રી માધવ, કોઈ કારણથી રાજાથી રીસાઈને મુસલમાનોને ગુજરાત ઉપર તેડી લાવ્યો, એવી દંતકથા ૧૪મા ૧૫મા શતકથી ગુજરાત કાઠિયાવાડમા પ્રચલિત હતી પછી માધવ શા માટે રીસાયો એ બાબતમા કાન્હડદેપ્રબંધ, નેણસીની ખ્યાત વગેરે ગ્રન્થો એકમત નથી એટલે આપણે દંતકથાના એ અંશને શંકાની નજરથી જોઈએ તે યોગ્ય જ છે પણ મંત્રી માધવ રીસાયો અને મુસલમાનોને ગુજરાત ઉપર ચઢાઈ કરવાની તેણે પ્રેરણા કરી, એટલી દંતકથાની વાત ગ્રન્થોમા એકસરખી છે તીર્થકલ્પમા અને વિચારશ્રેણીમા માધવ રીસાયો એવા શબ્દો નથી, પણ પરદેશી શત્રુને રીસાયો હોય તો જ તેડી લાવે, એટલે એ અર્થ અર્થાપત્તિથી પ્રાપ્ત (implied) છે જ. એટલું જ નહિ પણ એમાંનો એક ગ્રન્થ કર્ણનો તદ્દન સમકાલીન છે. તીર્થકલ્પનું વાક્ય ઉત્કીર્ણ લેખના શબ્દો જેટલું પ્રમાણભૂત ગણાવું જોઈએ વળી પાટણના રાજાનો માધવ નામનો મંત્રી એ વખતે હતો એટલું તો સં. ૧૩૫૨ કે ૫૩ના નૈષધકાવ્યની ટીકાના શબ્દોથી નિઃસંદિગ્ધ છે[3] એટલે તીર્થકલ્પમા કર્ણનો મંત્રી એમ નથી, ખાલી મંત્રી એમ જ છે, એથી ફરક પડતો નથી.

હવે આ પુરાવાની સામે બે દલીલો છે, એક તો મુસ્લીમ ઇતિહાસોમા આવો કશો ઉલ્લેખ નથી એ મૌન એ નબળો—ઘણો નબળો પુરાવો છે એક ઇતિહાસકારે ન નોંધી હોય એવી એ જ

૩. જુઓ મારો ગુ. મ. રા. ઈ., ભા. ૨ પૃ. ૪૨૫ નૈષધકાવ્યની ટીકામા માધવને મહામાત્ય મુખ્ય મંત્રી કહ્યો છે બંને અર્થ એક જ છે

સમય અને પ્રસંગની નવી હકીકત બીજા ઇતિહાસકારે નોંધી હોય એવા પુષ્કળ દાખલાઓ છે. છતાં મુસ્લીમ ઇતિહાસમાં ન હોય એ વાત ન જ માનવી, એવો જેને આગ્રહ હોય એને તો મારે કાંઇ જ કહેવાનું નથી.'

બીજી દલીલ અને જેમાં અમુક બળ છે એમ મારે કબુલ કરવું જોઇએ તે શ્રી. કોકિલ કહે છે તેમ. અમુક જાતના બનાવ માટે અમુક જ કારણ લોકમાનસમાં ગોઠવાઇ જવાની ટેવને પરિણામે જેમ કોઈ શહેરની સ્થાપના માટે 'જબ કુત્તેપર સસ્સા આયા–' વાળી કલ્પના વ્યાપક થઈ ગઈ છે તેમ વિદેશીઓના આક્રમણના મૂળમાં કોઈ સ્વદેશીનો દગો હોવો જોઇએ, એવી કલ્પના વ્યાપક છે. આ દલીલમાં ઘણું જોર છે અને જો તીર્થકલ્પ તથા વિચારશ્રેણીના સ્પષ્ટ ઉલ્લેખો અને માધવ સં. ૧૩૫૨ સુધી મંત્રી હોવાનો સ્વતંત્ર પુરાવો ન હોત તો હું પણ આખી કથાને ઐતિહાસિક અંશ વગરની માનવા જરૂર લલચાત. પણ આ પુરાવાઓ છે અને સંશોધકની ફરજ નાનામોટા દરેક પુરાવાનો પુરતો વિચાર કરવાની છે. અને બધો વિચાર કરતાં નવો કોઇ પુરાવો મળી ન આવે ત્યાં સુધી મને એમ લાગે છે કે કર્ણને માધવ નામનો અમાત્ય હતો. ઘણું કરી એ નાગર હતો. એ કોઈ કારણથી રાજાથી રીસાયો અને મુસલમાનોને ગુજરાત ઉપર ચઢાઈ કરવા માટે કાંઈક ઉત્તેજન આપ્યું. અલબત્ત અલ્લાઉદ્દીન તો આવું કાંઇ ન બન્યું હોત તો પણ ગુજરાત ઉપર લશ્કર મોકલત એવો સંભવ છે. જુદાં જુદાં રાજ્યો ઉપર એણે ચઢાઇઓ કરી જ હતી. આ કારણથી કે ગમે તે કારણથી પણ મુસલીમ ઈતિહાસકારોને માધવની વાત નોંધવા જેટલી મહત્ત્વની લાગી નથી, છતાં એ કથામાં અસંભવિત કશું નથી. વિદેશીઓના પક્ષમાં જતા રહેનારા દેશદ્રોહીઓનો ઈતિહાસમાં તોટો નથી. આ બધું જોતાં ઉપર કહ્યો છે તેટલો–કદાચ તેથી ઓછો વધુ પણ કાંઈક ઐતિહાસિક અંશ માધવની કથામાં છે, એવો મારો મત છે.

૬

# ગુજરાતના પ્રાચીન ઇતિહાસ ઉપર એક દૃષ્ટિપાત

## પ્રસ્તાવ

જ્યારે મારે આ પ્રસંગે કાંઈક બોલવું જ છે, ત્યારે ગુજરાતનો ઇતિહાસ જે મારો પ્રિય વિષય છે તેને જ ઉદ્દેશીને મારા થોડા વિચારો આપની સમક્ષ રજુ કરવાનું યોગ્ય ધાર્યું છે. ગુજરાતનો ઇતિહાસ અમુક યુગોમાં વહેંચાયેલો છે, એ પ્રસિદ્ધ હકીકત છે. તેમાંથી મુસ્લિમ યુગ ઉપર પ્રો. કોમીસેરીઅટનો અદ્યતનીય બૃહદ્‌ગ્રન્થ અંગ્રેજીમાં તાજેતરમાં પ્રસિદ્ધ થયો છે અને એ યુગનો ઇતિહાસ ગુજરાતીમાં લખવાનો એક મિત્ર યત્ન કરે છે, એમ ધારું છું. પછી વિ. સં. ૧૩૫૬ પહેલાંના સાડા પાંચસો વર્ષના મધ્યકાલીન રાજપુત યુગનો ઇતિહાસ મેં યથામતિ લખેલો ગુ. વ. સો. તરફથી ઈ. સ. ૧૯૩૭–૩૯ માં બે ભાગમાં પ્રકાશિત થયો છે.

પણ પ્રાચીન યુગનો ગુજરાતનો ઇતિહાસ મુંબઈ ગેઝેટીઅરમાં પચાસ વર્ષ પહેલાં લખાયેલો છે તે જ આપણી પાસે છે. જો કે એ યુગનો ઇતિહાસ અદ્યતનીય થવા માટે છેલ્લા અર્ધા સૈકા દરમીઆન થયેલા પુરાતત્ત્વીય સંશોધનને પરિણામે નવેસરથી લખાવાની ઘણી જરૂર છે, એ તો સર્વમાન્ય સત્ય છે.

---

૧ શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી શ્રી ફાર્બસ ગુજરાતી સભા મંદિરમા તા. ૫–૪–૪૧ ને વાર શનિએ સાંજે દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પ્રમુખપદે આ વાર્ષિક વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું.

આ વિષયનું વિગતવાર અને સર્વગ્રાહી નિરૂપણ તો મોટા ગ્રન્થમાં જ થઇ શકે, પણ કેવા ઐતિહાસિક મહત્ત્વના ફેરફારો એ યુગનું ગેઝેટીઅરનું વર્ણન માગે છે, એના બે ચાર દિગ્દર્શક દાખલાઓ દ્વારા ગુજરાતનો પ્રાચીન યુગનો ઇતિહાસ નવેસરથી લખવાની આવશ્યકતા આપના ધ્યાનમાં લાવવા માગું છું.

ગુજરાતના ભૂતકાળમાં પાછે પગલે ચાલતાં અણહિલપુર પાટણ સ્થપાયા પહેલાં ગુજરાત ચાર રાજ્યોમાં વહેંચાયેલું દેખાય છે. (1) ભરૂચ અને નાન્દીપુરીમાં ગૂર્જરોનું, (2) સુરાષ્ટ્ર અને ખેડામાં વલભીના મૈત્રકોનું, (3) ભિન્નમાલ અને તેની આસપાસના ગૂર્જર દેશમાં પાછળથી પોતાને પ્રતિહાર કહેવરાવનાર વંશનું, અને (4) નવસારી તથા તેની દક્ષિણના પ્રદેશમાં ચાલુક્યોનું રાજ્ય હતું.

## વલભીવંશ

હવે આમાંથી વલભીવંશનો જ વિચાર, દાખલા તરીકે, કરીએ તો એ વંશના ઇતિહાસનું પ્રકરણ ગેઝેટીઅરમાં મુખ્યત્વે એનાં તામ્રપત્રો ઉપરથી લખાયું છે, એ પ્રસિદ્ધ છે. વલભી સમયમાં જ આ દેશમાં ચીનાઈ યાત્રાળુ યુવાન સુઆંગે મુસાફરી કરી છે અને એનાં યાત્રાવર્ણનમાંથી જે થોડો બાહ્ય પ્રકાશ વલભી ઇતિહાસ ઉપર પડે છે તેનો પણ લાભ લેવામાં આવ્યો છે.

ગેઝેટીઅરમાં પ્રકટ થયા પછી આજ સુધીમાં વલભીનાં નવાં તામ્રપત્રો ઠીક સંખ્યામાં મળ્યાં છે. લગભગ 86 દાનપત્રો મળ્યાં છે અને જો કે સાધારણ રીતે ગેઝેટીઅરમાં આવેલી વલભીવંશાવળીમાં ફેરફાર કરવો પડે એવું પાછળથી થોડું મળ્યું છે. પણ આ સામગ્રી જ એવી છે કે કોઈવાર એક તામ્રપત્ર કે એક સીક્કો પણ ઇતિહાસ ઉપર નવો પ્રકાશ ફેંકી શકે છે. વલભી ઇતિહાસની બાબતમાં પણ એવું બન્યું છે. મુંબઈ ગેઝેટીઅરના લેખક પાસે વલભીનું જુનામાં જુનું તામ્રપત્ર ધ્રુવસેનનું ઈ. સ. 526 (ગુપ્ત સં. 207)નું હતું[1]

[1] જુઓ ગુજરાતના ઐતિહાસિક લેખો. ભા. 1

અને એ ઉપરથી ગુપ્તસત્તાના અંતની અને વલભીસત્તાના ઉદયની વચ્ચે ચાળીશ કે ખરી રીતે સાઠ વર્ષનો જે ગાળો રહે છે તે ગાળામાં હૂણોની સત્તા કાઠિયાવાડમાં હોવાનો સંભવ માન્યો હતો.[2] પણ તે પછી બગોદરામાંથી દ્રોણસિંહનું ઈ. સ. ૫૦૨ (ગુપ્ત સં. ૧૮૩)નું તામ્રપત્ર મળ્યું છે.[3] એટલે ઉપર કહેલો ગાળો ૨૪-૨૫ વર્ષ જેટલો ટુંકો થાય છે. પણ એટલા જ ઉપરથી હૂણોની સત્તા સં. ૫૦૩ માં કાઠિયાવાડમાં નહોતી, એવો નિર્ણય થઈ શકે ખરો ?

આ બાબતમાં કોઈ પણ જાતનો નિર્ણય કરવા પહેલાં તો બધા પુરાવા તપાસવા જોઈએ. મારી કહેવાની મતલબ તો એટલી જ છે કે બગોદરાનું નવું તામ્રપત્ર મળવાથી ગેઝેટીઅરમાં વલભીરાજ્યના આરંભકાળ વિષે જે અનુમાન બાંધવામાં આવ્યું હતું તેનો ફરી વિચાર કરવાની જરૂર ઉભી થઈ છે.

## રાજાઓ કઈ જાતિના ?

પણ વલભીના રાજવંશના ઇતિહાસ ઉપર તામ્રપત્રોની પ્રાપ્તિ કરતાં વધારે અસર કરે એવી ઘણી સામગ્રી છેલ્લાં ચાળીશ પચાસ વરસમાં સમગ્ર ભારતીય ઇતિહાસનાં જે ઊહાપોહ તથા સંશોધન થયેલ છે, તેમાંથી બહાર આવી છે. દાખલા તરીકે વલભીના રાજાઓ કઈ જાતિના હતા, એ પ્રશ્ન લઈએ, તો અર્ધી સદીથી પુષ્કળ ચર્ચા ચતી હોવા છતાં છેલ્લો નિર્ણય હજી મુશ્કેલ છે. જો કે પ્રશ્નની ચર્ચામાં સહાયક થાય એવું ઘણું નવું સાહિત્ય પ્રકટ થયું છે. વલભીનાં તામ્રપત્રોમાં આરંભમાં प्रसभप्रणत मित्राणां मैत्रकाणां એ રીતે જે શબ્દો છે તેની વાક્યરચના બરાબર ન સમજાવાથી મૈત્રકો વલભીના રાજાના શત્રુઓ હતા અને તેઓને હરાવીને વલભીના આ રાજાઓએ પોતાની સત્તા સ્થાપી, એવો અર્થ પં. ભગવાનલાલ ઈન્દ્રજી, ફ્લીટ વગેરેએ

૨. મું. ગે. પ્ર. ૧ ભા. ૧ પૃ. ૮૬
૩. ગુ. એ. લે. ભા. ૧ નં. ૧૬

કરેલો અને એ કારણથી જ ગેઝેટીઅરમા નોંધ્યુ છે, કે વલભી વંશની જાતિ અનિશ્ચિત છે એના તામ્રપત્રોમા વલભીના રાજવંશના સ્થાપક ભટાર્કના વંશનો ઉલ્લેખ નથી તેમ જ ચાલુક્ય તથા રાષ્ટ્રકૂટ તામ્રપત્રો પણ એ વિષયમા મૌન સેવે છે[૪] પણ આ લખાયા પછી ઉપના વલભી તામ્રપત્રોના શબ્દોનો અર્થ ડા બુહ્લરે સાચી રીતે કરી બતાવ્યો છે[૫] અને એથી મૈત્રકાણા પછી વંશ જેવો શબ્દ અધ્યાહાર લઈને કે મૈત્રકાણા પ મૈત્રકના અર્થમા વપરાયેલ છે, એમ ગણીને તેનો અર્થ જોતે 'શત્રુઓને ખુબ દબાવ્યા હતા એવા મૈત્રકોના વંશમા ભટાર્ક થયો ' એ રીતે તામ્રપત્રના શબ્દોનો અર્થ લેવાનુ ધોરણ હવે સર્વમાન્ય છે અલબત્ત કે વલભીના રાજાઓ મૈત્રક વંશના હતા એ ચોક્કસ અને તામ્રપત્રના શબ્દોની આ ગેરસમજણથી વલભીના રાજાઓ હુનમા કે પરદેશી જાતના હતા એ ગેઝેટીઅરનુ અનુમાન પણ નિરાધાર ઠરે છે વળી વલભીના રાજાઓ હૂણ કે હૂણ સાથે આવેલ ગૂર્જર ટોળીના હોવાના ગેઝેટીઅરમા કરેલા તર્કને એ વખતે હતો તેમ હજુયે પુરતા પુરાવાનો અભાવ છે, છતા ઐતિહાસિક વિચારના ક્ષેત્રમાથી એ તદ્દન નીકળી ગયો નથી મૈત્ર શબ્દ સૂર્યવાચક મિત્ર ઉપરથી નીકળ્યો છે અને મિત્રનો પર્યાય મિહિર એ મેરનુ સંસ્કૃત રૂપ છે માટે વલભીના રાજાઓના શત્રુઓ રૂપ મૈત્રકો એ આ કાઠીઆવાડના મેરના પૂર્વજો હોવાનો તથા તેઓ જાતે પરદેશી હૂણ હોય કે હૂણ ટોળાઓ સાથે ઉત્તરમાથી આવ્યા હોય તેનો તર્ક ગેઝેટીઅરમા કરેલો છે[૬] પણ હવે તો મૈત્રકો વલભીના શત્રુઓ નહિ પણ વલભીના રાજાઓ હતા એ ચોક્કસ થયુ છે પરંતુ મૈત્રકો અને મેર એક કે જુદા એ હજી કોયડો જ છે

૪ મુંબઈ ગેઝીટીઅર ગ્ર ૧ ભા ૧ પૃ ૮૫
૫ એપીગ્રાફીઆ ઈન્ડીકા ગ્ર ૩ પૃ ૩૧૯
૬ એજન પૃ ૮૭, ૮૮ તથા પૃ ૧૩૫ થી આગળ

મેર લોકો હૂણ ખરા કે નહિં, એ પ્રશ્ન સંબંધમાં મેર લોકોમાં હૂણ અટક હોવાની હકીકત નોંધવા યોગ્ય છે[૭]

વળી હૂણ સૂર્યપૂજક હતા અને મેર લોકો સૂર્યપૂજક છે; એક હૂણ રાજાનું નામ મિહિરકુલ હતું, વગેરે દલીલ પણ કરવામાં આવી હતી. પરન્તુ વલભીના રાજાઓનો મોટો ભાગ શિવભક્ત (માહેશ્વર) હતો. માત્ર જેમ એક વિષ્ણુભક્ત અને એક બૌદ્ધ હતો તેમ એક જ ધરંભટ્ટ આદિત્યભક્ત હતો. બાકી તો વલભી તામ્રપત્રો ઉપરના નન્દીના ચિહ્નથી સુચિત થાય છે, તેમ એ વંશનો સામાય ધર્મ તો શૈવ હતો. એટલે સૂર્યભક્તિની દલીલ નહિં ટકે, મિહિર કુલવાળી દલીલ પણ ઉડી જાય છે, કારણ કે વલભીના રાજાઓને મિહિરકુલ સાથે આત્મીય સંબંધ હોવાનો કશો પુરાવો નથી. ઉલટું વલભીના આ રાજાઓએ જે શત્રુઓને મારી હઠાડી વલભીમાં રાજ્ય સ્થાપ્યું છે તે શત્રુઓ એ વખતની કાઠીઆવાડની ઐતિહાસિક પરિસ્થિતિ જોતાં હૂણ રાજ્ય હોવાનો સંભવ છે. પછી હાલના મેર લોકો એ હૂણોમાંથી ઉતરી આવ્યા હોય તો કોણ જાણે ! એ બાબતમાં હજી માનવવંશશાસ્ત્ર વડે સંશોધન થવાની જરૂર છે અને મૈત્રક શબ્દ તો મેરનું સંસ્કૃત રૂપ હોવા કરતાં મિત્રમાંથી નીકળ્યો હોવાનો સંભવ છે, એ પાછળ બતાવ્યું છે.

બધા પુરાવાઓનો વિચાર કરતાં હૂણોના આગમન વખતે જ પ્રકાશમાં આવનાર વલભીના મૈત્રકો હૂણની શાખા નહિં, તો ગુર્જરો[૮] પેઠે હૂણો સાથે આવેલી અને એને મળતી જાતિના હોવા જોઇએ, એવા કેટલાક પુરાવિદોએ કરેલો તર્ક[૯] આધારશૂન્ય લાગે છે.

---

૭. મને એકવીસ વર્ષ પ્હેલાં સ્વ. વનસ્પતિશાસ્ત્રી જયકૃષ્ણ ઇન્દ્રજીએ બરડાના મેર લોકોમાંના એકની હુણ અટક હોવાનું એ મેરને મારા દેખતાં પુછીને દર્શાવ્યું હતું.

૮. ગુર્જરજાતિ વિષે મેં અન્યત્ર સવિસ્તર વિચાર કર્યો છે.

૯. ઈન્ડીઅન હીસ્ટોરીકલ ક્વોટર્લી ૧૯૨૮ પૃ. ૪૨૭માં એન. આર. રાયનો લેખ અને જર્નલ ઓફ ધી એશીયાટીક સોસાઇટી ઑફ બેંગાલ ૧૯૦૯ પૃ. ૧૮૩

બીજી તરફથી શ્રી. જયસ્વાલે મૂળ ગૌડમાં ઈ. સ. ૮૦૦ની આસપાસમાં અશુદ્ધ સંસ્કૃતમાં લખાયેલો અને જેનું ૧૧ મા શતકમાં ટીબેટી ભાષામાં ભાષાન્તર થયેલું તે 'મંજૂશ્રી મૂલકલ્પ' નામનો ગ્રન્થ તથા તેનો સવિવેચન અંગ્રેજી અનુવાદ "ઇમ્પીરીઅલ હીસ્ટરી ઓફ ઈન્ડીઆ (ઇ. સ. પૂર્વે ૭૦૦ ઇ. સ. ૭૭૦)" નામથી ૧૯૩૪માં પ્રકટ કર્યો છે તેમાં વલભીના રાજાઓ વિષે પણ થોડું વર્ણન છે. પહેલું તો આ મંજૂશ્રી મૂલકલ્પ શ્રી. જયસ્વાલ કહે છે તેમ ગૌડ દેશમાં ગુજરાતથી ઘણે દૂર લખાયેલ અને તેના લેખકને વલભીના રાજાઓ વિષે અતિઅલ્પ માહિતી છે. પ્રબંધચિન્તામણિ આદિમાં જેમ વલભીના રાજવંશના સ્થાપકને શીલાદિત્ય કહ્યો છે, તેમ જ આ ગ્રન્થમાં પણ શીલ રાજાથી વલભીના વર્ણનનો આરંભ કર્યો છે. છતાં એ ગ્રન્થમાંથી શ્રી. ડૉ. જયસ્વાલે એક બે ઐતિહાસિક અનુમાનો તારવવાનો પ્રયાસ કર્યો છે, તે જોવા જેવો છે. આ શીલાદિત્ય એટલે કે વલભીના મૈત્રક રાજાઓ યાદવોની એક શાખા–'વારવત્સ' યાદવો એવો નિર્ણય મંજૂશ્રી મૂલકલ્પનાં વચનોમાંથી કાઢયો છે.[૧૦] યાદવો કાઠિયાવાડમાં હોવાની વાત તો મહાભારત પુરાણો કહે જ છે. પણ વલભીના રાજાઓ યાદવોની એક શાખા હોવાની વાત ફક્ત આ મંજૂશ્રી મૂલકલ્પમાં જ છે. વળી એ ગ્રન્થને વલભીના રાજાઓ મૈત્રકો હતા, એ વાતની ખબર નથી. કાઠિયાવાડમાં યાદવો હતા એટલું સાંભળીને વલભીના રાજાઓને યાદવ કહી દીધા હોય, એ સંભવિત છે. આ ગ્રન્થને ગુજરાતના પ્રબંધોથી વધારે પ્રમાણરૂપ ગણવાની જરૂર મને લાગતી નથી.

હવે વલભીના રાજાઓની જાત વિષે એક વધુ તર્કની નોંધ કરી લઈએ. શ્રી જગન્નાથ ઈ. સ. ૧૯૩૯માં લખે છે[૧૧] કે 'મૈત્રક'

---

૧૦. જુઓ મંજૂશ્રી મૂલકલ્પ, મૂળ શ્લોકો ૬૦૫ થી ૬૦૯ તથા એનું વ્યાખ્યાન પૃ. ૨૫

૧૧. જુઓ ઇન્ડીઅન કલ્ચર એપ્રીલ ૧૯૩૯ અંકમાં પ્રગટ થયેલો 'વલભીના મૈત્રકોનો જૂના જૂનો ઇતિહાસ' નામનો લેખ.

'એટલે 'મૈત્રેયક' અને મૈત્રેયક નો અર્થ ગન્ત વગેરેની સ્તુતિ કરનારી જાતિ એવો થાય છે. અર્થાત્ મૈત્રેયકો પહેલાં ગુપ્તોના ભાટ હશે.' -પ્રસ! મનુસ્મૃતિ (૧૦–૩૩)માં સંકર જાતિ તરીકે નોંધાયેલ મૈત્રેયક જ અહિં ઉદ્દિષ્ટ લાગે છે.

ખરી રીતે વલભીના રાજાઓનાં આટલાં બધાં તામ્રપત્રોના પુરાવાથી એ રાજાઓ મૈત્રક વંશના હતાં, એટલી હકીકત જ આ વિષયમાં ઇતિહાસની સ્થિર ભૂમિ છે. એથી ઊંડા ઉતરતાં મોટે ભાગે હવાઈ બાચકા અને કલ્પનાના ગોળા જ હાથમાં આવે છે. મૈત્રકોનો તો વલભી તામ્રપત્રો પ્હેલાંનો કોઈ ઉલ્લેખ હજી મળ્યો નથી, પણ મૈત્રકના મૂળરૂપ મિત્ર નામના એક રાજવંશનું રાજ્ય ઈ. સ. બીજાથી ચોથા શતકમાં મથુરાની આસપાસના પ્રદેશમાં હોવાનું સિક્કાઓના પુરાવાથી જણાયું છે.[૧૨] અને દે. રા. ભાંડારકર તો કહે છે કે માનસ સરોવર પાસેના હાટક પ્રદેશમાંથી ભારતમાં ઉતરી આવેલી નાગર નામની જાતિની દત્ત અને મિત્ર શાખાઓએ ઈ. સ. પૂર્વે બીજાથી ઇ. સ. બીજા શતક સુધીમાં પાંચાલ, કોસલ અને મથુરામાં રાજ્યો સ્થાપ્યાં, અને મિત્ર શાખાથી સંબદ્ધ મૈત્રકોએ કાઠિયાવાડ (વલભી)માં રાજ્ય સ્થાપ્યું.

આ કલ્પના છે તો ઘણી રોચક, ખાસ કરીને નાગરોને; પણ એનો આધાર મજબુત નથી અને એ જ કારણથી એને બહુમાન્યતા મળતી નથી. પણ મેં પ્હેલાં કહ્યું છે[૧૩] તેમ ગુપ્તવંશ, મૌખરીવંશ વગેરે વલભીના રાજવંશના નજીકના કાળમાં થઇ ગયેલા બીજા વંશો જેવો મૈત્રક વંશ ઉત્કીર્ણ લેખથી સિદ્ધ છે અને એથી ઊંડા ઉતરીને

૧૨. જુઓ ઈન્ડીઅન એન્ટીક્વેરી ૧૯૩૨ પૃ. ૪૧ થી ૫૫ તથા ૬૧ થી ૭૨માં 'નાગરો અને કાયસ્થો' નામનો લેખ.

૧૩. શ્રી. ફા. ગુ. સ. ત્રૈમાસિક. પુ. ૨ અં. ૨ માં "વલભીના રાજાઓ મેર હતા, ગુર્જર હતા, હૂણ હતા કે નાગર?" એ નામનો લેખ.

ગુપ્તો કે મૈત્રકો કઇ જાતિના હતા ? શુદ્ધ ક્ષત્રિયો હતા ? પરદેશીઓ હતા કે સંકરજાતિના ? એનો છેલ્લો નિર્ણય કરવો લગભગ અશક્ય છે. યુવાનચુઆંગ વલભીના રાજાને ક્ષત્રિય કહે છે, પણ એ પુરાવાની બહુ કિંમત ન ગણવામાં આવે, કારણ કે એ યાત્રાળુ કઈ જાતિની શોધ કરવા ન ગયો હોય અને રાજા એટલે ક્ષત્રિય એવું માને તો એમાં એનો દોષ નહિ. અને તેઓ પરદેશી હોવાનો તર્ક પહેલેથી પુરતા પુરાવા વગરનો છે, છતાં ખસતો નથી અને સંકર જાતિના સંભવની ના કેમ પડાય ? એટલે અત્યારે તો વલભીના મૈત્રક રાજાઓની જાતિ એ શોધનો વિષય રહે છે.

### તે કોના સેનાપતિ કે સામંત હતા ?

વલભીના રાજવંશની બાબતમાં આ જાતિવિષયક અતિ ગુંચવાયેલા પ્રશ્નને હવે પડતો મુકી આગળ ચાલીએ. આરંભના મૈત્રક રાજાઓ સ્વતંત્ર નહોતા એ તો તામ્રપત્રોથી સિદ્ધ જ છે, પણ ત્યારે કોના સેનાપતિ તથા સામંત હતા, એ પ્રશ્ન સંબંધી છેલ્લા પચાસ વર્ષમાં થયેલો ઊહાપોહ અતિ ટુંકમાં જોઇએ.

વલભી તામ્રપત્રો પ્રમાણે મૈત્રકવંશના મૂળ પુરૂષનું નામ ભટાર્ક છે. એને મહારાજા નહિ, પણ સેનાપતિ જ કહેલ છે. પણ કોનો સેનાપતિ તે કહેલું નથી. હવે ભટાર્કના બીજા પુત્ર દ્રોણસિંહ વિષે વલભી તામ્રપત્રોમાં કહેલું છે કે 'અખિલ ભૂમંડલના સ્વામી, પરમ સ્વામીએ જાતે જેનો રાજ્યાભિષેક કર્યો હતો'[૧૪] દ્રોણસિંહના આ પરમ સ્વામીનો જ ભટાર્ક સેનાપતિ હશે એ તો સર્વમાન્ય છે. પણ એ પરમ સ્વામી કોણ, એ પ્રશ્નના જવાબમાં મતભેદ છે. ગેઝેટીઅરના લેખકે તો એ પ્રશ્ન છોડી દીધો છે. પણ તેના ઉપર ટીપ્પણી લખનાર

૧૪ अखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतराजश्रीः ।

જુઓ ઇ. એ. ૫. ૨૦ વગેરે વલભી લેખો.

રા. જેક્સને વિસ્તર વિચાર કરીને ઠરાવ્યું છે[૧૫] કે આ પરમ સ્વામી તો યશોધર્મ વિષ્ણુવર્ધન, જેને દશપુર (મંદસોર)ના લેખમાં રાજાધિરાજ અને પરમેશ્વર કહેલ છે તથા હૂણમિહિરકુલે પણ પોતાની આજ્ઞા માથે ચઢાવ્યાનો જે ગર્વ લે છે[૧૬] તે જ હોવો જોઈએ, એવો તર્ક કર્યો છે અને મને એ ઠીક લાગ્યો છે પણ આ મતની વિરુદ્ધ શ્રી જગન્નાથ દલીલ કરે છે કે ઇ. સ. ૫૧૦ સુધી હજી ગુપ્ત રાજાઓની સત્તા મધ્યપ્રાન્ત પર્યંત અખંડિત હતી, માટે ઇ. સ. ૫૦૨માં યશોધર્મને 'અખિલ ભુવનમંડલૈકસ્વામી' કહી શકાય એમ નહોતું, અને હૂણોના સામન્ત તો મૈત્રકો નહોતા જ, માટે આ અખિલભુવનમંડલૈક સ્વામી તે ભાનુગુપ્ત દ્રોણસિંહનું ઇ. સ. ૫૦૨નું નવું દાનપત્ર વલભીવંશની ઐતિહાસિક વિચારણામાં કેવો મોટો ભાગ ભજવે છે તે આથી દેખાશે. પણ મારા મતે દ્રોણસિંહના દાનપત્રમાં શ્રી જગન્નાથનો નિર્ણય કબૂલ રાખવો પડે, એવું કશું નથી. દ્રોણસિંહ ઇ. સ. ૫૦૨માં કે તે પહેલાં પરમ સ્વામીએ રાજ્યાભિષેક કર્યો હતો, એવું એમાં લખ્યું નથી. શબ્દો તો પહેલવહેલા ઇ. સ. ૫૨૫ના ધ્રુવસેનના તામ્રપત્રમાં મળે છે, એ જોતાં ઇ. સ. ૫૦૨ અને ૫૨૫ વચ્ચે ગમે ત્યારે અભિષેક થયો હોવાનો સંભવ છે. વળી એરણના જે સ્તંભલેખ ઉપર આધાર રાખીને શ્રી જગન્નાથે ભાનુગુપ્તને દ્રોણસિંહનો પરમ સ્વામી ઠરાવ્યો છે તે લેખમાં એને માટે 'માદો મહારાજ' શબ્દ વાપર્યો છે[૧૭] દ્રોણસિંહ પણ મહારાજ તો હતો જ. મી. જેક્સને એરણના લેખનો વિચાર કરીને જ ભાનુગુપ્તને બાદ કર્યો છે. ઉપરના બે ઉપરાંત એક ત્રીજાનો દ્રોણસિંહના પરમ સ્વામી તરીકેનો દાવો મારા મિત્ર શ્રી ધનપ્રસાદ ચંદાલાલ મુનશીએ આગળ કર્યો છે. શ્રી જયસ્વાલના 'ભારતનો ઇતિહાસ' આદિ પુસ્તકોથી વાકાટક વિશે જે નવો પ્રકાશ મળ્યો છે

૧૫ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧, પૃ. ૯૮ ટિ. ૩

૧૬ ગુપ્ત લેખો નં. ૩૩ તથા ૩૫

૧૭ ગુપ્ત લેખો લેખ નં. ૨૦

તેના બળથી તેઓ વાકાટક હરિસેનને પરમ સ્વામી ધારે છે.[૧૮] પણ વાકાટક હરિસેનની સત્તા કાઠિયાવાડમાં હોવાનો કાંઈ પુરાવો છે ખરો? મારું વક્તવ્ય તો એટલું જ છે કે દ્રોણસિંહનો આ પરમ સ્વામી કોણ હતો તે વિષે હજી તદ્વિદોમાં મતભેદ છે.

## ગોહિલોનું વંશ નામ ક્યાંથી?

વલભીવંશ વિષે હજી દાખલા તરીકે ઠીક સૂચક એવા એક પ્રશ્નનો નિર્દેશ કરી, એ પ્રકરણ પુરું કરવા ઇચ્છું છું. ગેઝેટીઅરના લેખકે એડે આપેલી દંતકથાઓને આધારે નોંધ્યું છે કે મેવાડ તથા કાઠિયાવાડના ગોહેલો અને ગોહીલ રજપૂતો જેઓ વલભીના વંશમાંથી ઉતરેલા મનાય છે તેઓનું આ વંશનામ વલભીના રાજા ગુહસેન જેનું મૂળ નામ ઘણું કરી ગુહિલ હશે તેમાંથી ઘણું કરી નીકળેલું છે.[૧૯]

ગેઝેટીઅરનું આ વિધાન ઐતિહાસિક વિચારકને છાજતી સાવચેતીવાળું છે અને એ પણ મેવાડના ગુહિલ વંશનો મૂળ પુરુષ ગુહિલ કે ગુહદત્ત એ વલભીનો ગુહસેન (કે શીલાદિત્ય) નહિં, પણ વડનગરનો વિપ્ર એટલે કે નાગર હતો એવું સ્પષ્ટ કહેનાર લેખો[૨૦] મળી આવ્યા તથા ચર્ચાયા તે પહેલાં કરેલું છે. મેવાડના ગુહિલવંશનો આ મૂળ પુરુષ ગુહિલ લગભગ છઠ્ઠા શતકના મધ્યમાં થઇ ગયો છે, એ પણ હવે નિશ્ચિત થયું છે[૨૧] એટલે વલભીનો નાશ થયા પછી વલભીથી કોઇએ ઇડર કે મેવાડ જઇને મેવાડના રાજ્યવંશની સ્થાપના કરી હોવાની કલ્પના પાયા વગરની છે. ' છતાં વલભીપુરથી ગુર્જર વડલાએ વડવાઇ નાંખી ઇડરિયે ગઢ ગુદાની, ઇડરિયા ગઢે ચિતોડગઢમાં વડવાઇ નાંખી

૧૮ જુઓ શ્રી ફા. ગુ. સ. મહોત્સવગ્રન્થ પૃ. ૧૧૧

૧૯ મું. ગે. ગ્ર. ભા. ૧ પૃ. ૮૫. ૯૦ તથા ૯૭-૯૮

૨૦ જુઓ મા. પી. મહેતાકૃત મેવાડના ગુહિલો તથા જર્નલ ઑફ ધી બે. એ. સો. ૧૯૦૯માં દે. રા. ભાંડારકરનો ગુહિલોત વિષે લેખ.

૨૧ જુઓ રાજપુતાને કા ઇતિહાસ ખં. ૧ પૃ. ૫૨૧ માં આવેલી વંશાવળી તથા તેના આગળ પ્રકરણોમાં સવિસ્તર પુરાવા.

જગતક્ષત્રિયત્વના તીર્થરૂપ વિગોદીયા વંશના સંસ્થાપક બાપા રાવળે ( ગુજરાતની સંસ્કારલક્ષ્મી, શ્રી. ન્હા. દ. કવિનું ૨૦-૧-૪૧ ના આપાયેલું ભાષણ પૃ. ૧૪ ) એ રીતે જુની ટાંકના વખતથી ચાલી આવતી પણ ઉત્કીર્ણ લેખોના પુરાવાઓથી ખોટી ઠરેલી દંતકથાને ગૌરવોત્પાદક ઐતિહાસિક હકીકત ગણવામાં આવે એ આશ્ચર્યકારક લાગે છે.

વલભીવંશ વિષે આ ભાષણ માટે આ ઘણો વિસ્તાર થઈ ગયો. છેલ્લા પચાસ વર્ષના સંશોધનને પરિણામે એ વંશનો ઇતિહાસ નવેસરથી લખવાની જરૂર છે, એટલું સાબીત કરવા માટે આટલા શબ્દ પૂરતા છે. બાકી મારા મિત્ર શ્રી. ધ. ચં. મુનશીએ ' ફાર્બસ સભા મહોત્સવ ગ્રન્થ'મા 'વલભીના મૈત્રક રાજાઓ' ઉપર જે વિસ્તર લેખ લખ્યો છે તે જોવાની જિજ્ઞાસુને વિનંતિ છે.

## ક્ષત્રપ ઇતિહાસપર નજર

હવે ક્ષત્રપ ઇતિહાસ ઉપર એક નજર નાખી લઈએ. ગેઝેટીઅરના ઇતિહાસમા ક્ષત્રપ ઇતિહાસનું પ્રકરણ થોડા શિલાલેખો અને મોટી સંખ્યામાં મળી આવેલા સીક્કાઓ ઉપરથી લખાયું છે. વળી આ ક્ષત્રપ સીક્કાઓ ઘણા મોટા પ્રમાણમાં ભગવાનલાલ ઇન્દ્રજીને મળેલા તથા એમના દેહાન્ત સુધી એમની પાસે હતા.

પણ આ ક્ષત્રપ ઇતિહાસ ગેઝેટીઅરના લખાણ કરતાં આગળ નથી વધ્યો, એવું નથી. ગેઝેટીઅર પ્રકટ થયા પછી દશ બાર વર્ષે રેપ્સને આન્ધ્રવંશ અને પશ્ચિમી ક્ષત્રપવંશના સીક્કાઓના કેટલોગના ઉપોદ્‌ઘાતમાં ક્ષત્રપ ઇતિહાસની રૂપરેખા દોરી છે

રેપ્સનનું આ કીમતી પુસ્તક છપાયા પછી ત્રણ જ વર્ષે ૨૩૯૩ ક્ષત્રપ સીક્કાઓનો ઢગ વાંસવાડા રાજ્યના સર્વાણીઆ નામના ગામડામાંથી મળી આવ્યો. આ સીક્કાઓને ડૉ. દે. રા. ભાંડારકરે તપાસી પોતાના અભ્યાસનું ફળ ૧૯૧૩-૧૪ ના આ. સ. ઈ. ના રીપોર્ટમા

પ્રસિદ્ધ કરતાં એ વિદ્વાને રેપ્સનના નિર્ણયોમાં કેટલાક સુધારા સૂચવ્યા હતા. પછી બારેક ક્ષત્રપ સીક્કાઓ વેસનગર નજીકના ખોદકામમાંથી અને સિન્ધના સૈદપુરમાંથી મળી આવ્યા, જેનું વર્ણન પણ ડા. ભાંડારકરે ૧૯૧૩-૧૪ અને ૧૯૧૪-૧૫ ના આ. સ. રિ. માં કર્યું છે. તે પછી પણ ક્ષત્રપ સીક્કાઓના જથ્થાઓ મળી આવ્યા છે, જે શ્રી. ગિરજાશંકર વલ્લભજી આચાર્યે તપાસ્યા હતા અને જેનું વર્ણન એમણે ૧૯૩૭ ના જે. એ. સો. બેં.ના ન્યુમીસ્મેટીક સપ્લીમેન્ટમાં કર્યું છે. આ નવી સાધનસંપત્તિને લીધે ક્ષત્રપ ઇતિહાસનું પુનઃ પરીક્ષણ કરવું પડે એ સ્વાભાવિક છે. પણ શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર કહે છે[૨૨] તેમ નવા ઐતિહાસિક પ્રકાશનું મુખ્ય સાધન આ ક્ષત્રપ સામગ્રી નથી, પણ પડોશી રાજ્યોના ઇતિહાસમાં તાજેતરમાં આવેલી પ્રકાશિતતા છે.

ગુજરાત કાઠિયાવાડ પણ ગુપ્તોના સામ્રાજ્યમાં હતાં, એ હકીકત નિઃસંદેહ છે અને ક્ષત્રપોને ગુજરાતના ઇતિહાસપટમાંથી હંમેશને માટે અદૃશ્ય કરનાર તો ગુપ્ત સમ્રાટ ચન્દ્રગુપ્ત વિક્રમાદિત્ય છે. એ હકીકત ગેઝેટીઅરના વખતથી આજ સુધી સર્વસ્વીકૃત રહી છે. ગુપ્તવંશમાં એ ચન્દ્રગુપ્તે જ પહેલ વહેલા પ્રાચ્ય અને પશ્ચિમી બેય પ્રકારના ક્ષત્રપ સીક્કાઓને મળતા સીક્કાઓ પાડ્યા છે ને ચન્દ્રગુપ્તના વિરલ પણ એના પુત્રને અનુયાયી કુમાર ગુપ્તના પુષ્કળ સીક્કાઓ કાઠિયાવાડમાંથી મળ્યા છે, એ નક્કર પુરાવાનો ગેઝેટીઅરના લેખકે આધાર લીધો છે.[૨૩]

પણ ગુપ્તવંશના મહાન ચક્રવર્તી સમુદ્રગુપ્તે પણ પોતાના દિગ્વિજયમાં ક્ષત્રપ રાજ્ય ઉપર વીજળી પેઠે હુમલો કર્યો હોવાનું અનુમાન [૨૪]શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકારે નીચેના પુરાવાના બળથી કર્યું છે.

---

૨૨. જુઓ ગુજરાત રીસર્ચ સોસાયટીના જર્નલ ગ્ર. ૨ સં. ૨ માં 'સુરાષ્ટ્રના ક્ષત્રપોના ઇતિહાસનું પુનઃ પરીક્ષણ' નામનો લેખ. આ લેખનો આ પ્રકરણમાં મેં ઘણો લાભ લીધો છે.

૨૩. મું. ગે. ગ્ર ભા. ૧ પૃ. ૬૫ થી ૬૭

૨૪. જુઓ એનો ઉપર કહેલો લેખ પૃ. ૨૦૯

ક્ષત્રપ રાજા સ્વામી રૂદ્રસેન ત્રીજાના સીક્કાઓ એની જાણવામાં આવેલી પહેલી તારીખ પછી ચાર વર્ષ ચાલીને શક સં. ૨૭૪ (ઇ. સ ૩૫૨)મા એકાએક બંધ થઇ જાય છે અને પાછાં દશ વર્ષ પછી ચાલુ થાય છે[25] આ વસ્તુસ્થિતિનો ઉપરકોટનો ક્ષત્રપ સીક્કાઓનો મોટો ઢગ પહેલો તપાસનાર એચ આર. સ્કોટે યુક્તિપૂર્વક નીચે પ્રમાણે ખુલાસો કર્યો હતો. 'ઉપરકોટના ઢગમાં મળેલા સીક્કાઓ રૂદ્રસેનના રાજ્યના આરંભકાળમાં કાઇક રાજકીય આફત આવી પડતાં જાન માલને જોખમમા જોઈને દાટી દીધા હોવાનું અનુમાન આપણે ખુશીથી કરી શકીએ ' રેપ્સને સ્કોટનું આ અનુમાન અનુમતિ સાથે ઉતાર્યું છે. વળી ઉપર કહેલો ઉપરકોટનો સીક્કાઓનો જથ્થો મળ્યો ન હતો ત્યારે પણ રૂદ્રસેન ત્રીજાના સીક્કાઓમાં ૧૮ વર્ષનો ગાળો જોઇને પ. ભગવાનલાલે[26] રૂદ્રસેન અમુક વખત સુધી રાજ્યચ્યુત થયો હોવાનુ અનુમાન કર્યું હતું. સ્કોટે ઇ સ. ૧૮૯૯મા ઉપર પ્રમાણે લખ્યા પછી બાર વર્ષે સર્વાણીઆમાથી સીક્કાઓનો ઢગ મળ્યો અને એ ઢગલામાથી રૂદ્રસેનના આરંભના વર્ષોના ચુમાલીશ સીક્કાઓ ટંકશાળમાથી તાજા નીકળ્યા હોય એવા મળ્યા. આ ઉપર વિવેચન કરતા ડૉ દે રા. ભાંડારકરે નોંધ્યું છે કે આટલે દૂર આવેલા પ્રદેશોમાથી એક્સરખા સીક્કા મળ્યા છે, એથી ચોક્કસ થાય છે, કે ક્ષત્રપ રાજ્ય ઉપર જે આફત આવેલી તેણે એના એક પ્રાન્તને નહિ પણ સમસ્ત રાજ્યને અસર કરેલી હોવી જોઇએ.

હવે આ આફત ક્યાથી આવી ? એ પ્રશ્ન છે શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર તર્ક કરે છે કે ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે ઇ સ ૩૫૧

૨૫. પ. ભગવાનલાલ ઇન્દ્રજી પાસે તો આ રૂદ્રસેન ત્રીજાના શક ૨૭૭ના બે જ સિક્કા હતા અને પછી છેક શક ૨૮૮ થી શરૂ થતા હતા (જુઓ મું. ગે ગ્ર ૧ ભાગ ૧ પૃ ૫૦)

૨૬ એજન પૃ ૫૦ પ.ભગવાનલાલને મળેલા સીક્કાઓને લીધે પડેલા જે ગાળો અઢાર વર્ષનો હતો તે હવે દશ વર્ષનો રહ્યો છે.

(શક સં. ૨૭૩)માં ક્ષત્રપ રાજ્ય ઉપર વીજળી પેઠે હલ્લો કર્યો હોવો જોઈએ. સમુદ્રગુપ્તના અલાહાબાદ સ્તંભલેખમાં આપેલા દિગ્વિજય વર્ણનમાં ક્ષત્રપનું કે આ રૂદ્રસેનનું નામ નથી, પણ એ લેખમાં અનેક રાજવંશોને ગાદી ઉપરથી ઉઠાડી મુકી ફરી પ્રતિષ્ઠાપન કર્યાનું કહેવામાં આવ્યું છે. તેમાં આનો પણ એ વિદ્વાન સમાવેશ કરે છે. ક્ષત્રપ રૂદ્રસેનને પણ સમુદ્રગુપ્તે પોતાના સામંત તરીકે પાછો ગાદી ઉપર બેસાર્યો હશે. સ્વામી સિંહસેનના સીક્કાઓના શબ્દોમાંથી આ તર્કને પુષ્ટિ મળે છે, એમ શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર ધારે છે.[૨૭]

ક્ષત્રપ ઇતિહાસ વિષે એક બીજી મહત્ત્વની વાત એ જ ઇતિહાસવિદે ચર્ચાવી છે. ક્ષત્રપ સીક્કાઓના પુરાવાથી અને શક ૨૫૪ (ઈ. સ. ૩૩૨)ની આસપાસમાં ક્ષત્રપ સીક્કાઓના અદર્શનથી ક્ષત્રપ રાજ્ય ઉપર એ અરસામાં કોઇ પરદેશી હુમલો થયો હોવાનો સંભવ દેખાય છે. જો કે એ કોનો હુમલો હશે, એ અત્યારે અંધારામાં છે, એવું રેપ્સને લખેલું પણ તે પછી જયસ્વાલે ભારશિવો અને વાકાટકોનાં સામ્રાજ્યને પ્રકાશમાં આણનાર જે સંશોધન કર્યું છે એને ધ્યાનમાં લેતા ક્ષત્રપોને આ રીતે દબાવનાર તે ચાર અશ્વમેધ કરનાર વાકાટક પ્રવરસેન જ હોવો જોઇએ, એમ લાગે છે પ્રવરસેનના મરણ સાથે શક સં. ૨૬૬-૬૭ પછી ક્ષત્રપ સીક્કાઓ પાછા દેખાવા માંડે છે. વળી ઉપર કહેવા ઉપરકોટના તથા સર્વાણીઆના સીક્કાઓમાં રૂદ્રસેન ત્રીજાના સીક્કાઓ મળ્યા છે, એ પુરાવો જોતા વાકાટક ચડતી દરમ્યાન ક્ષત્રપો કચ્છ અને સિંધમાં ચાલ્યા ગયા હોવાનું જયસ્વાલ કહે છે, તે યથાર્થ નથી, એમ શ્રી જ. વિ. કહે છે[૨૮] તે સાચું લાગે છે. ક્ષત્રપ પ્રકરણને લગતી હવે એક જ વાત નોધવાની છે અને તે ગેઝેટીઅરમાં જેને રુદ્રસિંહ કાઠીઆવાડનો પહેલો ક્ષત્રપ રાજા ગણેલો

૨૭. શ્રી. જ. વિ નો ઉપર કહેલો લેખ પૃ. ૧૧૦
૨૮ એજન.

છે તેના સમયને લગતી છે. નહપાનના સીક્કાઓ એ ક્ષત્રપ સીક્કાઓમાં જુનામાં જુના છે, એ ગેઝેટીઅરમાં નોંધાયેલી હકીકત હજી માન્ય જ છે. પણ નાસિકની ગુફાઓના લેખો અને એ વખતે ઉપલબ્ધ શક સીક્કાઓની મદદથી પં ભગવાનલાલે નહપાનના ગુજરાતના વિજયથી શક સંવતનો આરંભ થયો હોવાનું માન્યું છે.[૨૯]

પણ એમના સમય પછી ભારતીય પુરાવિદ્યાના વિદ્વાનોએ ઇ. સ. ૭૮માં શરૂ થતા પ્રસિદ્ધ શક સંવતથી જુદો અને પુરાણો એક શકસંવત અનેક લેખોમાં મળતો હોવાની શોધ કરી છે, અને ડા. સ્ટીનકોનોએ ઇ. સ. પૂર્વે ૮૩માં આ સંવત શરૂ થયો હોવાનું માન્યું છે, પણ હજી એ સંવતના આરંભની બાબતમાં પંડિતોમાં મતભેદ છે.[૩૦] સ્વ. જયસ્વાલ ઇ. સ. પૂર્વે ૧૨૩ની લગભગમાં આ સંવતનો આરંભ માને છે અને શ્રી. જયચંદ્ર વિદ્યાલંકાર એ મતનો સ્વીકાર કરે છે.[૩૧] એ મત પ્રમાણે નહપાને ઇ. સ. ૫૭ પહેલાં કેટલાંક વર્ષો (જૈન શ્રુત પરંપરા પ્રમાણે ૪૦ કે ૪૨ વર્ષ) સુધી કાઠિયાવાડ ગુજરાત ઉપર રાજ્ય કર્યું હતું. અને આંધ્ર રાજા ગૌતમીપુત્ર શાતકર્ણીએ શક નહપાનને હરાવીને ઉજ્જૈન તથા ગુજરાતને પોતાને તાબે લીધાં હતાં અને વિક્રમસંવતપ્રવર્તક વિક્રમાદિત્ય તે આ ગૌતમીપુત્ર શાતકર્ણી જ.

ટુંકામાં કહેવાનું શક કે સંવતનો આરંભ અને શક અને સાતવાહન રાજાઓનો સંબંધ એ બે વિષય ઉપર છેલ્લાં કેટલાંક વર્ષોમાં પુષ્કળ ઊહાપોહ થયો છે[૩૨] અને કાલકાચાર્યકથાનક આદિ

---

૨૯. મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૨૬

૩૦. જુઓ ઍક્ટા ઓરીએન્ટલીઆ ૧૯૨૪ પૃ. ૭૪ તથા પૃ. ૮૩.

૩૧. જુઓ ભારતીય ઇતિહાસ કી રૂપરેખા જિલ્દ ૨, પૃ. ૭૫૪ની ટિ ૧.

૩૨. પ્રબંધ ચિન્તામણિ ગુ. ભા. પૃ. ૨૧ થી ૨૬ તથા ભારતીય ઇતિ-

રૂપરેખા જિલ્દ ૨, પૃ, ૮૯૬ થી ૯૦૫ માં આપેલ ગ્રન્થનિર્દેશ.

જૈન શ્રૌતપરંપરાનો ઘણો ઉપયોગ થયો છે. ગુજરાતના પ્રાચીન ઇતિહાસના લેખકે આ બધો ઊહાપોહ જોવો પડે એ દેખીતું છે.

ક્ષત્રપ પ્રકરણની ચર્ચામાં આથી વધારે ઊંડા ઉતરવાની જરૂર નથી. અને ક્ષત્રપ ઈતિહાસ દ્વારા જ આપણે વિ. સં. ના આરમ્ભની પહેલાંના કાળમાં આવી પહોંચ્યા છીએ; તે પહેલાંના કાળના ગ્રીક સીક્કાએ મળ્યા છે અને એથી ભૂતકાળમાં આગળ ચાલતાં ગિરનારના પ્રસિદ્ધ શિલાલેખ દ્વારા અશોક મૌર્યના સમય સુધી અને એ જ શિલા ઉપરના રૂદ્રદામનના શિલાલેખથી ચંદ્રગુપ્ત મૌર્ય સુધી પહોંચી શકીએ છીએ. આથી આગળ ભૂતકાળમાં ઊંડા ઉતરવા માટે સીક્કાએ કે ઉત્કીર્ણ લેખો જેવું કોઈ ઐતિહાસિક સાધન અત્યારે આપણી પાસે નથી. પણ ઇ. સ. પૂર્વેના ત્રણ ચાર સૈકાઓ વિષે આપણને જે ઐતિહાસિક જ્ઞાન છે તે ઉપરથી ઇ. સ. પૂર્વે ચોથા શતક પહેલાં યે ગુજરાત કાઠિયાવાડના કેટલાક ભાગમાં વસતી હોવાનો સંભવ છે. વળી આ વસતીમાં મુળ વતનીઓ તથા ઉત્તરમાંથી આવેલા વૈદિક આર્યોના વંશજો મુખ્યત્વે હોવાનો સંભવ છે. કાંઠા ઉપરના ભાગમાં દરિયારસ્તે આવેલા પરદેશીઓ પણ થોડા હોય. ઈ. સ. પૂર્વે ચોથા શતક પહેલાંની અર્થાત્ પ્રાગૈતિહાસિક કાળની ગુજરાતની માનવવસતીની સ્થિતિ જાણવા માટે મુખ્ય માર્ગો ત્રણ છે (૧) પુરાણ મહાભારતાદિ પ્રાચીન સાહિત્ય (૨) જુનાં સ્થળોમાં મોહેન્જોડેરો, હરાપ્પા વગેરેમાં થયું છે તે જાતનું ખોદકામ અને (૩) ગુજરાતમાં હાલમાં વસતી મુળવતનની ભીલ આદિ જાતિનો માનવવંશશાસ્ત્ર (Anthropology) જેવા વિજ્ઞાનની મદદથી અભ્યાસ.

આમાંથી પહેલો માર્ગ તો ગેઝેટીઅર લખાયું તે પહેલાંથી જાણવામાં છે; ગેઝેટીઅરમાં પૌરાણિક કથાઓનો ઉપયોગ ટુંકામાં થયો પણ છે. છેલ્લાં ચાળીશ વર્ષમાં પુરાણોનો ઐતિહાસિક દૃષ્ટિએ સારો અભ્યાસ થયો છે. પાર્જિટરના પ્રયત્નો વિશેષ પ્રખ્યાત છે. પણ

એ ઉપરાંત કીર્ફેલનું જર્મન ભાષામાં લખાયેલું પુરાણ પંચલક્ષણ, શ્રી. કાણેનું મરાઠીમાં પુરાણનિરીક્ષણ, મારું ગુજરાતીમાં પુરાણવિવેચન તથા છેલ્લું બહાર પડેલું હજરાનું, એ બધાંમાં પુરાણોના સમયની તથા તેમાં સંઘરાયેલાં વસ્તુની ચર્ચા છે, અને એ કારણથી પૌરાણિક કથાઓ વર્ણનો વગેરેનો ઐતિહાસિક ઉપયોગ કરનારને તદ્દન અંધારામાં ફાંફાં મારવાં પડે એવું નથી રહ્યું. પણ પુરાણોમાંથી ઇતિહાસ તારવતાં વૈજ્ઞાનિક તટસ્થતા જાળવવાની ઘણી જરૂર છે, કારણ કે ગુપ્તકાળની આ પુરાણગુફામાં ભયસ્થાનો ઘણાં છે. દા. ત. પુરાણો પોતે સ્પષ્ટ શબ્દોમાં ઇ. સ. પૂર્વે ૧૪૦૦ની આસપાસમાં પરીક્ષિતનો જન્મ થયો હોવાનું કહે છે. છતાં ઘણી વાર પાંચ હજાર વરસ પહેલાં દ્વારકામાં શ્રીકૃષ્ણ વસતા હોવાનું કથન સુશિક્ષિતો તરફથી પણ કરવામાં આવે છે.[૩૩]

(૨) જુનાં સ્થાનોમાં ખોદકામ એ પ્રાગૈતિહાસિકકાળ ઉપર પ્રકાશ નાખનારું એક અગત્યનું સાધન છે અને એવું ખોદકામ વ્યવસ્થિત રીતે રાજ્ય તરફથી જ થઈ શકે. પણ એ ન થાય ત્યાં સુધી સંશોધકો તરફથી જે પ્રયાસો થયા છે તથા થાય છે તે આવકારલાયક છે. પણ જુનાં માટીનાં વાસણો જમીન ખોદતાં જ્યાં જ્યાં મળે ત્યાં ત્યાં એ પ્રાગૈતિહાસિક કાળનાં છે, એવા ભ્રમમાંથી બચવાની બહુ જરૂર છે.

(૩) મુળવતની જાતોની ભાષા, રહેણીકરણી, રીતરિવાજો, વેશભૂષા, ધાર્મિક માન્યતાઓ વગેરે વર્તમાન સ્થિતિનો અભ્યાસ ઘણો બોધદાયક થાય એ સ્વાભાવિક છે. એટલું જ નહિ પણ એના તુલનાત્મક અભ્યાસથી પ્રાગૈતિહાસિક કાળના ગુજરાત ઉપર પણ પ્રકાશ પડવાનો સંભવ છે.

---

૩૩ આ મતભેદનું મૂળ જ્યોતિષ અને પુરાણોની ભિન્નશ્રુતપરંપરામાં છે. મારો વૈષ્ણવ ધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ, આ. ૨ પૃ. ૧૦–૧૨

## ઉપસંહાર

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ નવેસરથી લખવાની આવશ્યકતા અને એ માટેનાં સાધનોનું અતિ ટુંકામાં દિગ્દર્શન કરીને આ વ્યાખ્યાન પુરૂં કરતાં ઉપસંહારમાં મારૂં વક્તવ્ય બે વાકયોમાં સ્પષ્ટ કરી દઉં. છેલ્લાં પચાસ વરસમાં ગુજરાતના પ્રાચીન ઇતિહાસને લગતી ઠીક નવી સામગ્રી હાથ આવી છે અને એને અસર કરે એવો ઘણો ઊહાપોહ થયો છે. પણ નવી ચર્ચાઓનો સરવાળો કરવાથી નવો ઈતિહાસ નથી બનતો, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પણ યાવત્‌-સામગ્રી અને યાવત્ ઉહાપોહ મળી આવે તેને નજરમાં રાખી ઐતિહાસિક દષ્ટિથી હકીકતો અને દલીલોનું સ્વતંત્ર મૂલ્યાંકન કરી જે લેખક જાતે નિર્ણયો કરી શકે તે જ નવો ઇતિહાસ લખી શકે. અને ગુજરાતીઓને હાથે પ્રાચીન ગુજરાતનો ઇતિહાસ નવેસરથી લખાય એ આશા સાથે વિરમું છું.

૭

# ઐતિહાસિક સંશોધન અને સૌરાષ્ટ્ર

**ઇતિહાસ રસિક સન્નારીઓ અને સજ્જનો**

સૌરાષ્ટ્ર સંશોધન મંડળે યોજેલી આ પહેલીજ ઇતિહાસ પરિષદમાં પ્રમુખ સ્થાન મને આપવા માટે હું અંતઃકરણથી ઘણો આભાર માનું છું. વૃદ્ધ અવસ્થા અને દુર્બલ આરોગ્યનો આશ્રય લઇને હું આ ભાર ઉપાડવાની ના પાડી શક્ત પણ મને આ ભાર સોંપવામાં મારી યોગ્યતા નહિ પણ આપનું સૌહાર્દ કારણભૂત છે એ હું જાણું છું. એટલે આપના સૌના સ્નિગ્ધ સહકાર ઉપર આધાર રાખી મને નિમિત્ત માત્ર માનીને આ પદનો મેં સ્વીકાર કર્યો છે.

સૌરાષ્ટ્રમાં આ પહેલી ઇતિહાસ પરિષદ ભરાય છે. ભારતે સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી સૌરાષ્ટ્રનું એકમ સ્થાતાં જે ઉત્સાહભરતી જેમ અન્યત્ર તેમ ઇતિહાસ રસિક માનસમાં પણ આવી તેનું આ શુભ ફળ છે. આ પ્રવૃત્તિ કલ્યાણસાધક નીવડે અને એવો ચીલો પાડવો એ આપણું કર્તવ્ય છે.

**इदं कविभ्य:पूर्वेभ्यो नमो वाकं प्रशास्महे ।** એ મહાકવિ ભવભૂતિના નમસ્કાર વિધિમાંથી સુચના લઇને પ્હેલાં આ દિશામાં કાર્ય કરી ગયેલા સ્વર્ગસ્થોને શ્રદ્ધાંજલિ અર્પી લઇએ. કાલક્રમની દૃષ્ટિથી નહિ પણ ગુણવત્તાની દૃષ્ટિથી જોઇએ તો પ્રથમ સ્મરણ પં. ભગવાનલાલ ઇન્દ્રજીનું[1] કરવું જોઇએ. આપણે એ મહાપુરૂષની જન્મ-

૧ પં. ભગવાનલાલ ઈન્દ્રજીનું જીવન ચરિત્ર મારૂં લખેલું-ગુજરાત વિદ્યા સભાએ પ્રસિદ્ધ કર્યું છે.

ભૂમિમાં મળીએ છીએ એ પણ કેમ ભુલી શકાય? સં. ૧૮૯૬ (ઈ. સ. ૧૮૩૯)માં જુનાગઢમાં જન્મેલા એ પ્રશ્નોરા બ્રાહ્મણે અંગ્રેજી કેળવણી પાછળથી ખપ જોગી મેળવી લીધી હતી; એ વાત ખરી પણ એની સાચી સંપત્તિતો ગિરનારના માર્ગમાં બાવીસો વર્ષથી પડેલા મોટા પત્થર ઉપર કોતરેલા અક્ષરોને ઉકેલવાની તીવ્ર જિજ્ઞાસાના સંવેગમાં હતી. પં. ભગવાનલાલને આ અશોકના શિલાલેખના ન ઉકેલાતા અક્ષરોએ જ્યારે પુરા બલથી આકર્ષ્યા ત્યારે એ નવ જુવાનને સંસ્કૃત ભાષાનું ઠીક ઠીક જ્ઞાન અને દેવનાગરિ લિપિનો પરિચય હતો. પણ આ શિલા ઉપરનો ત્રણમાંથી એકેય લેખ દેવનાગરી લિપિમાં ન હોતો. અને છેલ્લો લેખ લખાયા પછી બસો અઢીસો વરસમાં જ એની લિપિ ઉકલી ન શકે એવા ફેરફારો એ વખતે લખાતી વંચાતી લિપિમાં થઈ ગયા હતા. પરિણામે જે શિલા એક ધર્મ ગ્રન્થ જેવી હતી તે સામાન્ય પત્થર બની ગઈ. આ અંધકારપૂર્ણ સ્થિતિ એક હજાર કે તેથી થોડાં વધારે ઓછાં વર્ષો સુધી ચાલ્યા પછી પં. ભગવાનલાલે પોતાની કિશોર અવસ્થામાં જ આ પથરો જોયો હશે. એમના જન્મ પહેલાં ઈ. સ. ૧૮૨૨ માં જેમ્સ ટૉડે ગિરનાર પાસેનો આ શિલાલેખ જોયેલો. તે કાળે યુરોપમાં પ્રાચીન અક્ષરો ઉકેલવા વગેરે જુની શોધખોળનો ઉદય થઈ ગયેલો એટલે સ્વભાવિક રીતે ટૉડે તથા બીજા પણ ઇતિહાસ જિજ્ઞાસુ અંગ્રેજોએ એ શીલા ઉપરના જુના અક્ષરો વાંચનાર પંડિતો માટે પુછપરછ કરી. એટલે કેટલાકે ડોળ કર્યો, કોઈએ હગાઈ કરી, કોઈએ ગપ્પાં માર્યાં, પણ એ અક્ષરો કોઈથી ઉકલ્યા તો નહિ જ; છેવટે જેમ્સપ્રિન્સેપ નામના પ્રતિભાશાળી અંગ્રેજે ખુબ માનસિક પરિશ્રમ કરીને ઈ. સ. ૧૮૩૪ થી ૧૮૩૭ સુધીમાં બ્રાહ્મી લિપિ ઉકેલી. પ્રાચીન લિપિ વિદ્યાનો ઇતિહાસ છે રસિક પણ અહિં અપ્રસ્તુત છે. તેમ જ પં. ભગવાનલાલની પ્રાચીન શોધખોળની વિદ્યામાં પ્રગતિનો ક્રમ નિરુપવાનું પણ અહિં અસ્થાને છે. એ સમર્થ સંશોધક ઐતિહાસિક સંશોધનની

પ્રાચીન ઉત્કીર્ણ લેખ વિદ્યા (Epigraphy) (૨) (Numismatics) અને (૩) ખોદકામથી શોધખોળ (Archaeology)ની વિદ્યા એ ત્રણેય શાખાઓમાં મૌલિક અને ઘણીવાર પહેલીવાર નવો પ્રકાશ નાખતું સંશોધન કરવા સાથે ઓગણપચ્ચાસ વર્ષ જેટલી નાની ઉંમરમાં કૅમ્પબેલ સંપાદિત મુંબઈ ગેઝેટીઅર માટે ગુજરાતના ઇતિહાસના આદિકાળથી અણહિલપુર પાટણના નાશ પર્યંતનાં પ્રકરણો તૈયાર કરવાનું અતિપરિશ્રમ ભરેલું કાર્ય એક નિષ્ઠાથી છેલ્લી માંદગી સુધી કર્યા કર્યું હતું. ગુજરાતના ઇતિહાસની એમને હાથે મૂળ સાધનોમાંથી જ પહેલી સંકલના થઈ એ મહત્ત્વની હકીકત છે. ગુજરાતના—જન્મે સૌરાષ્ટ્રના આ આદ્ય ઇતિહાસ સંશોધક અને ઇતિહાસ લેખકને હું નમસ્કાર કરું છું. આ રીતે પ્રસંગોપાત્ત અશોકના શિલાલેખવાળી શિલાને પણ અંજલિ આપી દીધી.

પં. ભગવાનલાલ સાથે અમુક વખતજ સુધી પ્રાચીન લેખો ઉતારવા વિગેરે કાર્યમાં એમના સહાયક રહેલા વલ્લભજી હ. દિત્ત આચાર્યનું સ્મરણ થાય છે. તેઓ (જન્મ સં. ૧૮૯૬)એ પોતાના જીવનમાં આ પુરાતત્ત્વીય કાર્યનો શોખ ચાલુ રાખ્યો હતો અને છેવટમાં તેઓની રાજકોટના મ્યુઝીઅમમાં નીમણૂક થઇ હતી અને તેઓએ એ સંગ્રહસ્થાન માટે ઘણા ઐતિહાસિક અવશેષો મેળવ્યા હતા. એમના સુપુત્ર અને આપણા સ્વાગતપ્રમુખ શ્રી ગિરિજાશંકર વલ્લભજી આચાર્યે પોતાના પિતાની પરંપરા જાળવી છે; એટલુંજ નહિ પણ 'ફાર્બસ ગુજરાતી સભા' દ્વારા પ્રકાશિત ગુજરાતના ઐતિહાસિક લેખોના ત્રણ ગ્રન્થો તૈયાર કરીને તથા બીજું પણ પુરાતત્ત્વીય કાર્ય કરીને એ પરંપરાને દીપાવી છે. હમણાં પણ તેઓએ સૌરાષ્ટ્રના ઇતિહાસમાં મહત્ત્વનું સંશોધન ખોદકામદ્વારા કર્યું છે. પણ આ પ્રસંગે સ્વર્ગસ્થો આગળ મારે અટકવું છે એટલે મારા મિત્ર વિષે મારા હૃદયની લાગણી પુરતી નહિ દર્શાવી શકું. પણ પ્રસ્તુતને અનુસરતાં ભગવાનલાલભાઈના પુરાતત્ત્વીય સહાયકોની વાત આગળ

ચલાવું. ભગવાનલાલના બીજા સહાયક હતા, એમના સંબંધી અને લગભગ સમવયસ્ક અમરેલીના વૈદ્ય ગિરિજાશંકર શામળજી; તેઓ ભગવાનલાલની સુચનાએ પ્રમાણે સૌરાષ્ટ્રનાં ગામોમાંથી સીક્કાઓ મેળવવાનું તથા લેખોની નકલો ઉતારવાનું કાર્ય કરતા. પાછળથી ભાવનગરના વજેશંકર ગૌરીશંકર ઓઝા જેમને સીક્કાઓ વગેરે પુરાતત્તીય વસ્તુઓ સંગ્રહવાનો શોખ હતો તેમણે આ ગિરિજાશંકર શામળજીને પગાર આપીને રોકેલા. એ વજેશંકર ઓઝા પણ ભગવાનલાલભાઈ સાથે જુના સીક્કાઓની આપલે કરતા તથા એ સંબંધી પત્રવ્યવહાર રાખતા. આ બધા ભાઈઓએ સૌરાષ્ટ્રની પુરાતત્તીય સેવાદ્વારા ભગવાનલાલભાઈને સહાય કરી છે. બાકી મુંબઈમાં એમની સાથે રહીને પુરાતત્વીય સંશોધનનું કાર્ય કરનારાઓનો ઉલ્લેખ અહિં અનાવશ્યક છે.[૨]

પં. ભગવાનલાલ આદિ પેઠે સંશોધનનું નહિ પણ માત્ર ઇતિહાસ લખવાનું કાર્ય કરી ગયેલા થોડા સ્વર્ગવાસી સજ્જનોનું પણ અહિં સ્મરણ કરી લેવું યોગ્ય છે. બ્રિટિશ લોકોના તથા તેઓના સાહિત્યના પરિચયને પરિણામે ગુજરાતીઓને પણ ઇતિહાસ લખવાની પ્રેરણા થઈ અને અત્યારે આપણે જાણીએ છીએ તે પ્રમાણે દલપતરામ ડાહ્યાભાઈએ ઈ. સ. ૧૮૫૦ માં ગુજરાતનો પહેલો ઇતિહાસ ગ્રંથ લખ્યો. પછી ૧૮૫૧ માં મગનલાલ વખતચંદે અમદાવાદનો ઇતિહાસ લખ્યો; જેમાંથી મારા મિત્ર શ્રી. રત્નમણિરાવ ભીમરાવે 'ગુજરાતનું પાટનગર અમદાવાદ'માં ઘણા ઉતારા કર્યા છે. આ પછી દસ વર્ષે એટલે ઈ. સ. ૧૮૬૧ માં ભગવાનલાલ સંપતરામે સૌરાષ્ટ્ર દેશનો ઇતિહાસ લખ્યો. પણ દિવાન રણછોડજી [ સં. ૧૮૨૪ થી ૧૮૯૭ ] એ મુસલીમ તવારિખોના પરિચયથી ફારસી ભાષામાં તવારિખે સોરઠ લખ્યો. એ અર્વાચીન કાળના આરંભ પહેલાં બન્યું એમ ગણીએ પણ તેનું જેમ્સ બર્જેસે કરેલું અંગ્રેજી ભાષાંતર અને તે

૨. પં. ભગવાનલાલ ઈન્દ્રજીનું જીવનચરિત્ર એ માટે જોવું.

અંગ્રેજીનું પાછું નવલરામ લીલાધરભાઈએ કરેલું ગુજરાતી ભાષાંતર જેનો એક ભાગ ઈ. સ. ૧૮૬૧ માં એ ભાષાંતરકારે જ વઢવાણમાં પોતાના છાપખાનામાં છપાવેલો; આ અંગ્રેજી ગુજરાતી ભાષાંતરોને તો અર્વાચીનકાળમાં જ મુકવાં પડશે.

સૌરાષ્ટ્ર દેશ હાલના એકમ આખાને નજરમાં રાખીએ તો પણ નાનો દેશ છે પણ તેનો ઇતિહાસ લાંબો છે. છેક ઈ. સ. પૂર્વે ચોથા શતકમાં પૂર્વમાં પાટલીપુત્રમાં બેસીને પશ્ચિમમાં સૌરાષ્ટ્ર સુધી પોતાનું સામ્રાજ્ય વિસ્તારનાર ચંદ્રગુપ્ત મૌર્યથી સૌરાષ્ટ્રના ઇતિહાસમાં ક્યારેક તેના એક ખુણામાં તો ક્યારેક બીજા ખુણામાં ક્યારેક ઝાંખી છાયા-રૂપે તો ક્યારેક પ્રકાશિતરૂપમાં પણ લગભગ અખંડ કહી શકાય એવું ઐતિહાસિક ગણવામાં વાંધો નહિ એવા બનાવોનું દર્શન આપણને થાય છે. સૌરાષ્ટ્રના ઇતિહાસને નિરૂપવાનું તો અહિં શક્ય જ નથી તેમ એવી આવશ્યકતા પણ નથી એ જ રીતે સૌરાષ્ટ્રના ઇતિહાસના કોઈ અંધારા કે ઓછા પ્રકાશિત ખુણામાં ખાસ નવો અથવા વિશેષ પ્રકાશ નાખે એવું, ખાસ સંશોધન મારે પ્રગટ કરવાનું નથી. ખરી રીતે એ પ્રકારના નૈવેદ્યની કોઈ સામગ્રી પાસે ન હોવા છતાં હું આ સારસ્વતસ્થાનમાં ઉપસ્થિત થયો છું, તે આપ સૌએ નિભાવી લેવાનું છે. સૌરાષ્ટ્ર વિષે અથવા સાચી રીતે સમગ્ર ગુજરાત વિષે હું જે કાંઈ જાણી શક્યો તે મેં અન્યત્ર પ્રગટ કરી દીધું છે પણ આથી સૌરાષ્ટ્રના ઇતિહાસ વિષે સંશોધનાત્મક અથવા ઇતિહાસ રચનારૂપ કશું જ કાર્ય કરવાનું રહ્યું નથી એવું જરાપણ સુચવવાની મારી મતલબ નથી. આ તો મારી અશક્તિ મેં દર્શાવી. બીજાઓને કાર્ય કરવા માટે જરૂર અવકાશ છે. હવે સૌરાષ્ટ્રના લાંબા ઇતિહાસનું અવલોકન કરવા ઇચ્છનારને એ ઇતિહાસનું સામાન્ય ચિત્ર સ્પષ્ટ દેખાય છે એવો મારો મત છે. અલબત્ત એ ચિત્રમાં ક્યાંક ક્યાંક ધાબાં છે, ક્યાંક વિગતો ખુટે છે, ક્યાંક વિગતોમાં ભુલો હોવાનો સંભવ છે. કેટલીક ખામી કદાચ કાયમ રહે. છતાં સામાન્ય ચિત્ર હાથું

નથી એમ નહિ કહેવાય. મારું વક્તવ્ય જરા સ્પષ્ટ કરું. બેજ મોટા દાખલાઓ આપીશ. [૧] પહેલાં સોરાષ્ટ્રનો ઇતિહાસ ચંદ્રગુપ્ત મૌર્યથી આરંભાય છે એમ કહ્યું છે. એ પહેલાના સમયની મનાતી ભગવાન શ્રીકૃષ્ણ તથા યાદવો દ્વારકામાં વસતા હોવાની તથા ભગવાન નેમીનાથ ગિરનાર પર્વત ઉપર સિદ્ધિ પામ્યા હોવાની કથાઓ મહાભારત, પુરાણમાં તથા જૈનોના ધાર્મિક કથા સાહિત્યમાં મળે છે, એ હું જાણું છું. પણ આ બધી કથાઓ છે; ઇતિહાસ નથી, ઇતિહાસના સાધન તરીકે આ કથાઓનો ઉપયોગ થઇ શકે પણ એવો મર્યાદિત ઉપયોગ કરવા જતાંયે શુદ્ધ ઈતિહાસ દૃષ્ટિ છુટી જવાનો ભય ઘણો છે. બીજો દાખલો સૌરાષ્ટ્રનાં જુદાંજુદાં રાજ્યોની રાજવંશોની ભાટ બારોટો પાસે જળવાઈ રહેલી વંશાવળીઓ તથા તે સાથે વણાયેલી કેટલીક કથાઓનો છે. કાઠીઆવાડ ગેઝેટીઅર જેવા આધુનિક સંગ્રહ ગ્રંથોમાં ભાટ બારોટો પાસેથી સાંભળેલી વંશાવળીઓજ ક્યાંક ચાળીને સંગ્રહવામાં આવી છે. પણ આ વંશાવળીઓ અને તે સાથે જોડાયેલી કથાઓ ચોખ્ખી દંતકથાઓ છે. દંતકથાઓમાં કોઈવાર સત્યાંશ નજ હોય એમ ન કહી શકાય. પણ જ્યાંસુધી ઉત્કીર્ણ લેખ, તામ્રપત્ર કે સીક્કાઓ જેવો સમકાલીન પુરાવો અમુક દંતકથા માટે ન મળી આવે ત્યાંસુધી એ કથા ઐતિહાસિક સાધન તરીકે સાચવવા યોગ્ય ખરી પણ એનું ઐતિહાસિક મૂલ્ય કશું જ ન માનવું એ ઈતિહાસ વિદ્યાનું આરોગ્ય જાળવવાનો સાચો માર્ગ છે. પણ દંતકથાના ઐતિહાસિક મૂલ્યની ચર્ચા મેં અન્યત્ર કરી છે, અહિં મારું વક્તવ્ય જુદું જ છે. ગુજરાતના સોલંકી વંશ માટે, માળવાના પરમાર વંશ માટે, મેવાડના ગુહિલ વંશ માટે ત્રિપુરીના કલચુરીઓ માટે, શાકંભરીના ચોહાણો માટે તથા બીજા પણ કેટલાક મધ્યકાલીન રાજવંશો માટે જેવા તામ્રપત્રો વગેરેના સ્વતંત્ર પુરાવા ઠીક ઠીક પ્રમાણમાં મળે છે તેવા સૌરાષ્ટ્રના અનેક મધ્યકાલીન રાજવંશોમાંથી કોઇના મળતા નથી. જામનગર જેવા લગભગ ચારસો વર્ષ જેટલા ટુંકા સમયથી ચાલ્યા આવતા રાજવંશની વંશાવળી ઘણું

ફરી મળી રહેવાનો સંભવ છે અને જુનાગઢ [સોરઠ] ના ચુડાસમા રાજાઓને અણહિલપુર પાટણના રાજાઓ સાથે પેઢી દર પેઢી યુદ્ધ ચાલ્યા કર્યું હોવાથી સોરઠ રાજ્યના કેટલાક બનાવોમાં ઐતિહાસિક તથ્યાંશ હોવાનો સંભવ છે, પણ ભૂતકાળમાં પાછળ જઈએ તો વલભીના રાજાઓની આખી વંશાવળી તેની તારિખો સાથે માત્ર તામ્રપત્રો ઉપરથી અને ક્ષત્રપ વંશની તેની તારીખો સાથે મુખ્યત્વે સીક્કાઓ ઉપરથી તૈયાર થઈ છે, એ ભેદનું હાર્દ ધ્યાનમાં રાખવાનું છે.

સૌરાષ્ટ્રમાં લોકોના અજ્ઞાનથી અંધારામાં રહેલી ઐતિહાસિક મૂલ્યવાળી જુની વસ્તુઓ શોધવાનું તથા તેને ક્રમશ ઉકેલવાનું સંશોધન કાર્ય શરૂ થયે સો કરતા વધારે વર્ષો થયા. પં. ભગવાનલાલે ક્ષત્રપ સીક્કાઓ તથા અશોકના શિલાલેખના અક્ષરો ઉકેલવાનો આરંભ કર્યો તેનેય નેવું વર્ષ થયાં. આજ સુધી સંશોધનનો આ પ્રવાહ સૌરાષ્ટ્ર-ગુજરાતમાં અવિચ્છિન્ન ચાલ્યા કરે છે અને પૂર્વ સંશોધકોના પ્રયાસોને પરિણામે પ્હેલા કહ્યું તેમ સૌરાષ્ટ્રના ઇતિહાસનું સામાન્ય ચિત્ર જોકે આપણે અવલોકી શકીએ છીએ પણ અહિં આપેલા દાખલાઓથી જોયું તેમ ઘણી ઐતિહાસિક વિગતો ખૂટે છે અને કેટલાક નામો, પૌરાણિક કથાઓ અને દંતકથાઓના ધુમ્મસથી છવાયેલા છે મતલબ કે સંશોધન માટે હજુ ઘણો અવકાશ છે. ઉદાહરણ તરીકે શ્રી ગિરિજાશંકર આચાર્યની દોરવણી નીચે જુનાગઢ પાસે ઇંટવામાં થયેલા ખોદકામથી બહાર આવેલા પ્રાચીન ઓન્ડા (૩) પ્રેન સૌરાષ્ટ્રના ભારતવિખ્યાત મહામહોપાધ્યાય હાથીભાઈ શાસ્ત્રીએ પ્રગટ કરેલા અને પછી ડૉ. અલ્તેકરે એપીગ્રાફીઆ ઇન્ડીકા (ગ્રં ૨૬ ન ૨૭)માં પુરેપુરા સંશોધીને પ્રસિદ્ધ કરેલા ૭ સૈન્ધવ તામ્રપત્રો ઘણા બોધક છે. એ તામ્રપત્રોથી ઘુમલીમાં ઈ. સ. ૭૩૪ થી ૯૧૯ સુધી સૈન્ધવ રાજવંશનું રાજ્ય હોવાનું સિદ્ધ થાય છે. પુલકેશી જનાશ્રયના ઈ. સ. ૭૩૮-૩૯ના દાનપત્રમાં ચાવો (ટો)ટક મૌર્ય, ગુર્જર અને સૌરાષ્ટ્ર સાથે જે સૈન્ધવોને (સિન્ધના હાકેમનું

રી સાચી હોવાનો સંભવ છે અને જુનાગઢ [સોરઠ] ના ચુડાસમા
રાજાઓને અણહિલપુર પાટણના રાજાઓ સાથે પેઢી દર પેઢી યુદ્ધ
ચાલ્યા કર્યું હોવાથી સોરઠ રાજ્યના કેટલાક બનાવોમાં ઐતિહાસિક
ત્થ્યાંશ હોવાનો સંભવ છે, પણ ભૂતકાળમાં પાછળ જઈએ તો
વલભીના રાજાઓની આખી વંશાવળી તેની તારિખો સાથે માત્ર
તામ્રપત્રો ઉપરથી અને ક્ષત્રપ વંશની તેની તારીખો સાથે મુખ્યત્વે
સીક્કાઓ ઉપરથી તૈયાર થઈ છે; એ બેહનું હાર્દ ધ્યાનમાં રાખવાનું છે.
સૌરાષ્ટ્રમાં લોકોના અજ્ઞાનથી અંધારામાં રહેલી ઐતિહાસિક
મૂલ્યવાળી જુની વસ્તુઓ શોધવાનું તથા તેને ક્રમશઃ ઉકેલવાનું
સંશોધન કાર્ય શરૂ થયે સો કરતાં વધારે વર્ષો થયાં. પં. ભગવાનલાલે
ક્ષત્રપ સીક્કાઓ તથા અશોકના શિલાલેખના અક્ષરો ઉકેલવાનો આરંભ
કર્યો તેનેય નેવું વર્ષ થયાં. આજ સુધી સંશોધનનો આ પ્રવાહ
સૌરાષ્ટ્ર-ગુજરાતમાં અવિચ્છિન્ન ચાલ્યા કરે છે અને પૂર્વ સંશોધકોના
પ્રયાસોને પરિણામે પ્હેલાં કહ્યું તેમ સૌરાષ્ટ્રના ઇતિહાસનું સામાન્ય
ચિત્ર જોકે આપણે અવલોકી શકીએ છીએ પણ અહિં આપેલા
દાખલાઓથી જોયું તેમ ઘણી ઐતિહાસિક વિગતો ખુટે છે અને
કેટલાક સૈકાઓ, પૌરાણિક કથાઓ અને દંતકથાઓના ધુમ્મસથી
છવાયેલા છે. મતલબ કે સંશોધન માટે હજી ઘણો અવકાશ છે.
ઉદાહરણ તરીકે શ્રી ગિરિજાશંકર આચાર્યની દોરવણી નીચે જુનાગઢ
પાસે ઇટવામાં થયેલા ખોદકામથી બ્હાર આવેલા પ્રાચીન અવશેષો
(૩) પ્હેલાં સૌરાષ્ટ્રના ભારતવિખ્યાત મહામહોપાધ્યાય હાથીભાઈ
શાસ્ત્રીએ પ્રગટ કરેલા અને પછી ડૉ. અલ્તેકરે એપીગ્રાફીઆ ઇન્ડીકા
(ગ્ર. ૨૬ નં. ૨૭)માં પુરેપુરાં સંશોધીને પ્રસિદ્ધ કરેલાં ૭ સૈન્ધવ
તામ્રપત્રો ઘણાં બોધક છે. એ તામ્રપત્રોથી ઘુમલીમાં ઈ. સ. ૭૩૪
થી ૯૧૯ સુધી સૈન્ધવ રાજવંશનું રાજ્ય હોવાનું સિદ્ધ થાય છે.
પુલકેશી જનાશ્રયના ઈ. સ. ૭૩૮-૩૯ ના દાનપત્રમાં ચાવો (પો)
ત્કટ મૌર્ય, ગુર્જર અને સૌરાષ્ટ્ર સાથે જે સૈન્ધવોને (સિન્ધનાં હાકેમ

પ્રકાશ નાખે છે. સસલા, બકરાં, ગાય, ઘોડા, કુતરા, હાથી અને માણસ વગેરે આંચળ વાળાં પ્રાણીઓ, સરીસૃપો (Reptiles), વિવિધ પક્ષીઓ અને માછલાં સુધીના ભિન્ન દેખાતાં પ્રાણીઓ વચ્ચે ગમે તેટલો તફાવત ઉપર ઉપરથી જોતાં આપણને લાગે પણ એ સર્વ પૃષ્ટવંશ વાળાં પ્રાણીઓ (Vertebrates)ના અસ્થિપંજરની રચના શરીર શાસ્ત્ર (Anatomy)ના પંડિતોની દ્રષ્ટિએ સમાન છે. ઉત્ક્રાન્તિવાદ (Evolution theory) આ હકીકતનું ઘણું મૂલ્ય દેખે છે. એ જ રીતે ભારતીય સંસ્કૃતિના લગભગ એક રૂપ અસ્થિપિંજરના આધારે ભારતના સૌરાષ્ટ્ર–ગુજરાત વિભાગોની છેલ્લી નજરે ભિન્ન દેખાતી સંસ્કૃતિઓ ટકી રહી છે. જીવવિદ્યાના ઉદાહરણથી આગળ વધીને સંસ્કૃતિ વિષયમાં તો કહી શકાય કે ભારતીય સંસ્કારો એ ભારતના જુદા જુદા ભાગોના સંસ્કૃતિ શરીરોનું અસ્થિપંજર જ નહિ પણ પ્રાણ અને સર્વાન્તર આત્મા પણ છે, અને આ દૃષ્ટિએ જોતાં મને લાગે છે કે પ્રાન્તીય અલગતાવાદ રાજકીય દૃષ્ટિએ રાષ્ટ્રભાવ વિરોધી હોઈને હાનિ કરે છે એ તો ખરું જ પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ અસત્ય અને અપ્રતિષ્ઠ છે.

હવે આજે છેલ્લાં પાંચસો–સાતસો વર્ષમા બંધાયેલો સંસ્કૃતિનો સૌરાષ્ટ્રીય વ્યક્તિત્વસુચક કોષ, તેનું સંશોધન, સૌરાષ્ટ્રનું કંઠ સાહિત્ય, સૌરાષ્ટ્રની જુદી જુદી કોમોના રીતરિવાજો, જુદી જુદી કોમોની ઉચ્ચાર લઢણો, તેઓના ચહેરા, મહોરા, નવી કેળવણીએ આપેલી એકતા પહેલાંના પહેરવેષો, વળી ભરવાડ, રબારી, મેર વગેરે મૂળ ભટકતી ઢોર ઉછેરનારી જાતોની વિશેષતાઓ એ બધાના અભ્યાસથી થઈ શકે અને કરવું જોઈએ. આ બધો અભ્યાસ ભારતના બીજા ભાગોનાં કંઠ સાહિત્ય વગેરે સાથે તુલનાત્મક રીતે કરવો જોઈએ અને જ્યાં દા. ત. ભજનો વગેરેમાં ઊંડા ઉતરતાં ભારતીય સંસ્કારોમાં મૂળ પકડી શકાય ત્યાં મૂળ પકડવાનો પ્રયત્ન જરૂર કરવો જોઈએ અને એ દ્વારા

આ રીતે જુના કાળમા આ દેશમા ઐતિહાસિક સાહિત્ય ચાયેનુ ન હોવાથી આ દેશના ઇતિહાસના જે ગ્રન્થો હાલમા ન્વાયા છે તેમા મુસ્લીમયુગ પહેલાના યુગનો ઇતિહાસ કેવળ સશોધનનુ ફળ છે શિલાલેખો, જુના સ્થળોના ખોદકામ, તામ્રપત્રો, સીક્કાઓ હસ્ત લિખિત પુસ્તકોની પુસ્તિકાઓ, આ દેશમા આવી ગયેલા પ્રવાસીઓની નોંધો વગેરે ઐતિહાસિક સાધનોના વર્ષોસુધી અનેક તદ્દિદ પંડિતોએ ખતથી કરેના ઝીણવટભર્યા અભ્યાસનુ અદ્ભુત ફળ આ દેશના પ્રાચીન ઇતિહાસની સમગ્ર સંકલનામા જોઈ શકાય છે મુસ્લીમયુગ અને અર્વાચીન બ્રીટીશયુગ માટે સમકાલીન કે કાંઈક પછીના કાળમા લખાયેલ વૃત્તાન્તો મળે છે પણ સંશોધનની તો એ યુગોના ઇતિહાસનોયે પુરેપુરો ઉકેલવા માટે આવશ્યકતા છે જે દેશમા ઇતિહાસ લખવાની પરંપરા ચાલુ રહી છે તે દેશમા પણ સંશોધનને અવકાશ હોય છે અને સંશોધનના પ્રવાહો ચાલ્યા કરે છે. તો પછી આ દેશમા જ્યા ઇતિહાસ લખવાની રૂઢિ જ નહોતી ત્યા સંશોધનને અવકાશ તો હોય જ પણ સંશોધન ઉપર જ ઇતિહાસનો આધાર હોય એ સ્વાભાવિક છે પણ આ સત્ય સાબીત કરવા માટે વધારે કહેવાની જરૂર નથી

યુરોપીઓએ આ દેશમા આવ્યા પછી ઇતિહાસની જિજ્ઞાસાથી પ્રેરાઈને ગ્રીસ, રોમનુ સામ્રાજ્ય યુરોપના બીજા દેશો ઇજીપ્ત, મેસોપોટેમીઆ વગેરેના ઐતિહાસિક સંશોધનમા લીધેલી કાળજીની મદદ તથા ત્યા ઉપયોગાયેલી પદ્ધતિને અનુસરીને આ દેશમા સંશોધન કરવા માંડ્યુ અને ડૉ ભાઉદાજી, પં ભગવાનલાલ ઇંદ્રજી, ડૉ રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર વગેરે એતદ્દેશીય પંડિતોએ સંશોધનવિદ્યા પાશ્ચાત્ય પંડિતો પાસેથી શીખી લીધી હવે છેલ્લા કેટલાક વર્ષોથી પશ્ચિમમા નાન્યવિદ્યાના અભ્યાસનુ પ્રમાણ પહેલા કરતા ઘટ્યુ છે તેઓએ જાણે પોતાનુ કર્તવ્ય પુરૂ કર્યુ છે અને એને અંશે આ દેશના પંડિતોને માથે સંશોધનની દિશામા કર્તવ્યનો બોજો વધ્યો છે

ભિન્નતામાં રહેલી એકતાના ભાનથી ભારતીય એકતાનું જ્ઞાન થશે એ કાંઈ ઓછો લાભ છે!

પણ અહિં જરા ઊભા રહીને વિચાર કરીએ કે આ સંશોધનમાં એવું તે શું છે કે આપણે સંશોધન સંશોધન જપીએ છીએ. આ પ્રશ્નનો જવાબ આપતા આ દેશના ઇતિહાસની એક મોટી હકીકત તરફ ધ્યાન ખેંચવું પડશે. આ દેશમાં જુના કાળમાં અનેક વિદ્યાઓ ખેડાઈ છે. પણ ઇતિહાસનું ખેડાણ નામનું પણ નથી થયું. મુસ્લિમ સમયમા તેઓનું જોઈને કોઈક હિન્દી લેખકે ફારસીમા કોઈક ઇતિહાસ ગ્રન્થો લખ્યા છે. પણ એ સંસ્કાર બહારથી આવેલો. તે પહેલાના કાળમા રાજતરંગિણી જેવો ગ્રન્થ જેને ઇતિહાસ તરીકે આપણું સર્વોત્તમ સર્જન કહી શકીએ તે પણ શુદ્ધ ઇતિહાસ નથી; એનોય ઘણો ભાગ કાવ્ય છે જ્યારે બીજું પ્રબંધાત્મક સાહિત્ય તો ઐતિહાસિક સાધન છે, ઇતિહાસ નથી.

મે પ્હેલા કહ્યું છે તેમ ઐતિહાસિક દૃષ્ટિનો આ દેશમા જુના કાળમા ઉદય જ થયો ન હતો. ગ્રીસમા ઘણા જુના–કાળમા ઈ. સ. પૂર્વે પાંચમા શતકમા ઐતિહાસિક દૃષ્ટિનો ઉદય થયો છે, અને એ વારસો રોમે તથા પછી યુરોપે જાળવી રાખ્યો એટલું જ નહિ પણ ઘણી પ્રગતિ છેલ્લા બસ્સો વર્ષમા સાધી, પણ આ દેશમા તો ઉપર નોંધેલ અપવાદ કરતા બાદ ઐતિહાસિક દૃષ્ટિ યુરોપીય પ્રજાઓના અને તેના સાહિત્યના પરિચય પછી જ ઉદય પામી છે. પ્રાચીન કથા સાહિત્ય ઘણુ રચાયુ છે. કથાઓ દેવદેવીઓની કે રાજાઓની તથા ઋષિઓની અને (બૌદ્ધો તથા જૈનોમા) શ્રીમંત વેપારીઓની, અરે પશુ પક્ષીઓની પણ, ઘરડાઓ નીરાંતે મન્દીરોમા કે ગામના પાદરમાં છાયાવાળા ઝાડની છાયામાં ધીમે ધીમે કહે અને શ્રોતાઓ સાંભળે. આ પરંપરા વેદકાળથી ગઈ કાલ સુધી ચાલુ હતી. મહાભારતને ઇતિહાસ કહેવામા આવે છે એ હકિકત પણ કથાથી ઇતિહાસનો ભેદ આ દેશમા નહતો પડયો એ સત્યની સચોટ નિદર્શક છે.

આ રીતે જુના સમયમાં આ દેશમાં ઐતિહાસિક સાહિત્ય રચાયેલું ન હોવાથી આ દેશના ઇતિહાસના જે ગ્રન્થો હાલમાં રચાયા છે તેમાં મુસ્લીમયુગ પહેલાના યુગનો ઇતિહાસ કેવળ સંશોધનનું ફળ છે. શિલાલેખો, જુના સ્થળોના ખોદકામ, તામ્રપત્રો, સીક્કાઓ, હસ્તલિખિત પુસ્તકોની પુષ્પિકાઓ, આ દેશમાં આવી ગયેલા પ્રવાસીઓની નોંધો વગેરે ઐતિહાસિક સાધનોના વર્ષોસુધી અનેક તદ્વિદ પંડિતોએ ખંતથી કરેલા ઝીણવટભર્યા અભ્યાસનું અદ્ભૂત ફળ આ દેશના પ્રાચીન ઇતિહાસની સમગ્ર સંકલનામાં જોઈ શકાય છે. મુસ્લીમયુગ અને અર્વાચીન બ્રીટીશયુગ માટે સમકાલીન કે કાંઈક પછીના કાળમાં લખાયેલ વૃત્તાન્તો મળે છે. પણ સંશોધનની તો એ યુગોના ઇતિહાસનેય પુરેપુરો ઉકેલવા માટે આવશ્યક્તા છે. જે દેશમાં ઇતિહાસ લખવાની પરંપરા ચાલુ રહી છે તે દેશમાં પણ સંશોધનને અવકાશ હોય છે અને સંશોધનના પ્રયાસો ચાલ્યા કરે છે, તો પછી આ દેશમાં જ્યાં ઇતિહાસ લખવાની રૂઢિ જ નહોતી ત્યાં સંશોધનને અવકાશ તો હોય જ. પણ સંશોધન ઉપર જ ઇતિહાસનો આધાર હોય એ સ્વાભાવિક છે. પણ આ સત્ય સાબીત કરવા માટે વધાર કહેવાની જરૂર નથી.

યુરોપીઓએ આ દેશમાં આવ્યા પછી ઇતિહાસની જિજ્ઞાસાથી પ્રેરાઇને ગ્રીસ, રોમન સામ્રાજ્ય, યુરોપના બીજા દેશો, ઇજીપ્ત, મેસોપોટેમીઆ વગેરેના ઐતિહાસિક સંશોધનમાં લીધેલી કાળજીની મદદ તથા ત્યાં ઉપજાવેલી પદ્ધતિને અનુસરીને આ દેશમાં સંશોધન કરવા માંડ્યું અને ડૉ. ભાઉદાજી, પં. ભગવાનલાલ ઇન્દ્રજી, ડૉ. રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર વગેરે એતદ્દેશીય પંડિતોએ સંશોધનવિદ્યા પશ્ચાત્ય પંડિતો પાસેથી શીખી લીધી. હવે છેલ્લા કેટલાક વર્ષોથી પશ્ચિમના પ્રાચ્યવિદ્યાના અભ્યાસનું પ્રમાણ પહેલા કરતા ઘટ્યું છે. તેઓએ જાણે પોતાનું કર્તવ્ય પુરૂં કર્યું છે અને એટલે અંશે આ દેશના પંડિતોને માથે સંશોધનની ક્રિયામાં કર્તવ્યનો બોજો વધ્યો છે.

આપણા દેશના ઇતિહાસને લગતુ કામ કરવુ એ આપણી સ્વાભાવિક ફરજ પણ છે અને આ દેશમા પ્રાચ્યવિદ્યાની ઉપાસના કરનાર ઠીક સખ્યામા છે પણ, અને માર્ય પણ ઘણુ થાય છે પણ પ્રથમ પક્તિના થોડા વિદ્વાનોના કાર્યને બાદ કરતા પ્રાચ્યવિદ્યા વિષયક સામયિકોમા જે લેખો છપાય છે તે ઘણીવાર મધ્યમ કોટિના કે કેટલાક તો નિર્માલ્ય કે જુના કામની પુનરુક્તિ જેવા અથવા પડેલા થઈ ગયેલા કામને ધ્યાનમા લીધા વગર લખાયેલા હોય છે આ કોઈને ઉતારી પાડવા નથી કહેતો પણ આ દેશનુ સશોધન કાર્ય જગતના એ જાતના શ્રેષ્ઠ કાર્યની હારમા ઊભુ રહી શકે એવુ થાય એવી શુભ વાસનાની પ્રેરણાથી કહુ છુ

સશોધન પણ શાસ્ત્ર છે ગમે તેમ જુની વસ્તુઓ એકઠી કરવાથી કે જુના સાહિત્યમાથી કાઇક ઐતિહાસિક અર્થ-પકડી બને એ અર્થ બરાબર બધબેસતો ન હોય પણ-શોધી કાઢવો એ સશોધન નથી સશોધનની પણ પદ્ધતિ છે અને તેની કેળવણી લીધી હોય ત્યારે જ સાચુ સશોધન થઈ શકે આ સાથે 'સશોધન માટે વિવેકશક્તિ (Critical acumen)' ચોકસાઈ, અનત ધીરજ, એટલો જ પરિશ્રમ અને એથીએ વધારે તો શાત મનચિત્તતા અને પ્રમાણપુર સર પરીક્ષા કરવાની શક્તિ એ ગુણો ખાસ આવશ્યક છે' એમ મુબઈની પદરમી પ્રાચ્યવિદ્યા પરિષદના પ્રમુખ પ્રો ડૉ. સુનીતકુમારેએ પોતાના ભાષણમા કહ્યુ હતુ તે યથાર્થ છે આ ગુણોમાથી વિવેકબુદ્ધિ વિષે થોડો વિસ્તાર આવશ્યક છે સશોધનમા પ્રાચીન સ્થળોના ખોદકામ માટે અથવા જુના શિલાલેખો, તામ્રપત્રો, સીક્કાઓ, વગેરેને ઉકલવા માટે ખાસ પદ્ધતિનો ઉપયોગ કરવો પડે છે અને એ પદ્ધતિ વૈજ્ઞાનિક છે અને વૈજ્ઞાનિકોએ નક્કી કરેલી છે એટલે એમા કાઇ કહેવાનુ રહેતુ નથી પણ ઇતિહાસના સાધન તરીકે ઉપયોગી લૌક, પ્રબધાત્મક કે પૌરાણિક સાહિત્ય ઉપયોગમા લેતા અથવા પાછળના યુગ માટે પડેલા ચાલેલા ઈતિહ નામથી ઈતિહાસ ર ન કરો

વિવેક વાપરવો એ વિષે એક સમર્થ ઇતિહાસચિન્તક જે કહે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. લોર્ડ એક્ટન કહે છે કે 'જેવું કોઈ કથન અતિહાસિક વિવેચકના જોવામાં આવે કે તેણે એમાં શંકા કરીને આરંભ કરવો અને એ કથન ઉપર ત્રણ ક્રિયાઓ કર્યા પ્હેલાં પોતાની પાસેના પુરાવા વિષે પોતાના મનમાં કોઇપણ મત બાંધવાનું મુલતવી રાખવું. પ્હેલું તો ગ્રન્થકારે જેમ લખેલું તેવું જ આપણી પાસે છે કે પાછળથી પ્રક્ષિપ્તરૂપમાં અથવા લહીઆને હાથે થયેલા વિકૃત રૂપમાં છે એ તપાસ કરવી. બીજો પ્રશ્ન એ છે કે ગ્રન્થકારે માહીતી કયાંથી મેળવેલી? જો આગલા કોઈ ગ્રન્થકાર પાસેથી મેળવી હોય તો એ મૂળ જોવું. મૂળ હાથપ્રત હોય તો એ હાથપ્રતની વિશ્વસનીયતા તપાસવી ' અને જો આપણા દેશમાં સંભવિત છે તેમ પગેરું કાઢતાં છેવટ દંતકથાજ મૂળ નીકળે તો પ્હેલાં પ્રાપ્ત થયેલું કથન ગમે તેવા માન્ય ગ્રન્થમાં હોય છતાં એની દંતકથાથી વધારે અૈતિહાસિક કિંમત નથી, એ નિશ્ચય રાખવો.

સંશોધન અને ઇતિહાસ એ બેમાં સંશોધન પછી ભલે અૈતિહાસિક હોય પણ એની વૈજ્ઞાનિક પદ્ધતિને લીધે એક વિજ્ઞાન છે એટલું તો બધા સ્વીકારે છે. પણ ઇતિહાસ વિષે મતભેદ સંભળાય છે. પોતાના ધર્મને સર્વોત્તમ ઠરાવવા માટે, કે સ્વદેશનું ગૌરવ વધારવા માટે, કે સ્વજાતિનો મહિમા વધારવા માટે, કે પોતાના શાસનતંત્રની પકડ મજબુત બનાવવા માટે ઘણા ઇતિહાસો રાગદ્વેષયુક્ત લેખકોને હાથે લખાયા છે તથા લખાય છે અને આવા દાખલા આગળ કરીને ઇતિહાસને નવલકથા કરતાં વધારે મહત્ત્વ વટતું નથી એમ કહેનાર પણ નીકળે છે. પણ આ તો એક વર્ગની અધમ કે મધ્યમ વ્યક્તિના અપરાધ માટે બધાને શિક્ષા કરવા જેવું છે ખરી વાત એટલી જ છે કે ધર્મ, સ્વદેશ, સ્વજાતિ વગેરેના અભિમાનનો ત્યાગ કર્યા વગર સાચું સંશોધન તો ન જ થાય પણ સારો ઇતિહાસ પણ ન જ લખાય. શ્રેષ્ઠ ઇતિહાસચિંતકો ઇતિહાસને એક વિજ્ઞાન જ ગણે છે.

ઐતિહાસિક નિરૂપણમાં પક્ષવાદી વકીલની નહિ પણ વૈજ્ઞાનિકની અથવા પક્ષવાદરહિત ન્યાયાધીશની તટસ્થ દષ્ટિ જ શ્રેયસ્કર છે. સંશોધકે તથા ઇતિહાસકારે વકીલની રીતે નહિ પણ ન્યાયાધીશ પેઠે પોતાની આગળ પડેલા પુરાવા તપાસવા જોઇએ. ખરી રીતે તો પોતાના મતથી કે પ્રચલિત માન્યતાથી વિરુદ્ધ પુરાવો ભલે નબળો લાગતો હોય પણ તેને જે વધારે વિચારણીય ગણે એ જ સાચું ઐતિહાસિક કાર્ય કરી શકે. સાચા શોધકે પોતે વિચારપૂર્વક બાંધેલા મતને ખોટો પાડે એવી હકીકતોને શોધવામાં ખાસ શક્તિ ખરચવી જોઈએ.

પણ હવે ઇતિહાસની વૈજ્ઞાનિકતાના પ્રશ્નની ચર્ચાને વધારે ન લંબાવતાં આચાર્ય આનંદશંકર ધ્રુવ જેને ઇતિહાસનું તત્ત્વચિંતન કહે છે તે થોડું કરી લઇએ. ઇતિહાસની વૈજ્ઞાનિકતા સાથે તત્ત્વચિંતનને સંબંધ પણ છે. ભૂતકાળના બનાવોને વિશ્વસનીય ઐતિહાસિક સાધનોની મદદથી કાલાનુક્રમમાં ગોઠવી ભૂતકાળની સ્થિતિનું યથાસંભવ સાચું ચિત્ર આપવાનો પ્રયત્ન કરવો એટલામાં જ ઇતિહાસકારનું કર્તવ્ય પુરું થતું નથી. ભૂતકાલીન બનાવોનો કાર્ય–કારણ સંબંધ બતાવવો તથા ક્યા નિયમો પ્રમાણે ઐતિહાસિક બનાવો બને છે એ શોધી કાઢવું એ ઇતિહાસકારનું મહાકર્તવ્ય છે. વિજ્ઞાનમાં તે તે વિજ્ઞાનના નિયમો (Laws) પ્રાણસ્થાને છે એ પ્રસિદ્ધ છે, એટલે ઇતિહાસ એક વિજ્ઞાન હોય તો એના નિયમો હોવા જોઇએ. ગુજરાતમાં આ દિશામાં સૌથી પહેલાં જેણે વિચાર કર્યો તે નવલરામભાઈએ ઇતિહાસને આરસીનું રૂપક ગણી—

"ઇતિહાસની આરસીમાંહી, મેં જોયું માંહી; થિર થાવર દીઠું ન કાંઈ, ફરતી છે છાંઈ." વગેરે પ્રસિદ્ધ પંક્તિઓ લખી છે. આચાર્ય આનંદશંકર ધ્રુવે પોતાના ઇતિહાસનું તત્ત્વચિંતન એ સં. ૧૯૬૯માં વસંતમાં લખેલા નિબંધમાં નવલરામભાઈની ઉપલી પંક્તિઓથી આરંભી ઇતિહાસનું ગંભીર તત્ત્વચિંતન કર્યું છે. આ નિબંધમાં

કરેલું ચિંતન જોવાની જેની ઇચ્છા હોય તેણે તો 'સાહિત્ય વિચાર' (પૃ. ૫૫૨થી)માં મૂળ નિબંધ જ વાંચવો. અહિં એ પુરો ઉતારવો શક્ય નથી અને એવી જરૂર નથી. પણ પ્રખ્યાત ઇતિહાસકારોએ આ નિયમો વિષે શોધ કરતાં સુચવેલા મતવિકલ્પોનો સાર આચાર્યશ્રીએ તે તે મતના પક્ષની તથા વિરુદ્ધની દલીલો સાથે આપ્યો છે તે મતોનો અહિં ફક્ત નિર્દેશ કરીને મારે સંતોષ માનવો પડશે.

ઇતિહાસની આરસીમાં કશું ચિરસ્થાવર નથી દેખાતું એમ જે નવલરામભાઈએ કહ્યું છે તેમાં ઇતિહાસમાં રહેલી ગંભીર અર્થવત્તા અને કાર્યકારણ ભાવની ઘટનાનું સૂચન થતું નથી, એમ આચાર્યશ્રી કહે છે તે યથાર્થ છે.

(૧) 'ઇતિહાસ મહાનપુરુષોનાં જીવનચરિત્રોનો સમુદાય" આ કાર્લાઇલે પ્રતિપાદિત મત અર્ધસત્ય અને ખંડકારણ છે.

(૨) ભૂમિ રચના વગેરે આસપાસની જડ પ્રકૃતિ એ ઇતિહાસનાં તાળાં ઉઘાડવાની કુંચી છે. એ સિદ્ધાન્ત સ્થાપતાં ઇતિહાસકાર બકલે આપેલા દાખલાઓથી ઉલટા દાખલાઓ આપીને વિદ્વાનોએ બકલના મતનું સચોટ ખંડન કર્યું છે.

(૩) મનુષ્યનો ઇતિહાસ સામાજીક, રાજકીય વગેરે સંસ્થાઓથી નિર્માય છે. આ મત નિઃસાર છે. કારણ કે સંસ્થાઓ પોતેજ મનુષ્યકૃત છે એટલે ઇતિહાસના બનાવોનું કારણ મનુષ્ય પોતે છે એમ કહેવા જેવું થયું અને એથી કશો ખુલાસો થતો નથી.

(૪) સ્પેન્સર વગેરે તત્ત્વચિન્તકોનો એવો મત હતો કે દરેક સંસ્થા પરિસ્થિતિ અને જરૂરિયાતને અનુસરીને ઉત્પન્ન થાય છે અને અનેક સ્થિતિમાંથી કોઇક રાજકીય સ્થિતિને, કોઇક આર્થિક સ્થિતિને અને કોઇક સામાજીક સ્થિતિને ઇતિહાસ ઉપર મહત્વની અસર કરનાર માને છે. કોઇ વળી સમાજનો પાયો ગૃહ છે એમ માની ગૃહ અને

કુટુમ્બને આગળ કરે છે અને આચાર્યશ્રી પોતે એક વિશેષ પરિસ્થિતિ ઉમેરે છે. તે છેઃ—

(૫) 'મનુષ્યના ઇતિહાસ ઉપર અસર કરનારી આ પ્રબળ શક્તિઓમાં એક મ્હોટામાં મ્હોટી તેઓના બાહ્ય અને આન્તર જગતના સંસ્પર્શ અને અવલોકનમાંથી ઉત્પન્ન થતાં કાવ્ય, કલા, ફિલસુફી વગેરે માનવ બુદ્ધિ અને હૃદયના આવિર્ભાવો છે.' માનવબુદ્ધિ અને હૃદયના અવિર્ભાવોએ ઇતિહાસના પ્રવાહ ઉપર કરેલી અસરના આચાર્યશ્રીએ થોડા સચોટ દાખલા આપ્યા છે. પ્રાચીન કાળમાં બૌદ્ધ, ખ્રીસ્તી અને મુસ્લીમ જેવા ધર્મોએ અને વર્તમાનમાં વિજ્ઞાનના વિકાસે ઇતિહાસ ઉપર કરેલી અસર ઇતિહાસવિદોને સુવિદિત છે.

આચાર્ય ધ્રુવના આ લેખનું અવલોકન પુરું કર્યા પહેલાં એક નોંધ કરી લેવી જરૂરની છે. એમણે આર્થિકબળની વાત કરી છે. પણ માર્ક્સ અને તેના સામ્યવાદી અનુયાયી પંડિતોએ આખા જગતના ઇતિહાસને વર્ગવિગ્રહના ભિન્ન ભિન્ન પ્રકારો રૂપે સમજાવવાના જે પ્રયાસો કર્યા છે તેમાં છેલ્લાં બસ્સો વર્ષની ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિને માનવ ઇતિહાસના આખાય પૂર્વકાળમાં આરોપવાનો કૃત્રિમ પ્રયત્ન ઇતિહાસવિદોને સ્પષ્ટ દેખાય છે અને તેનું બેહુદાપણું ઉઘાડું છે.

આચાર્યશ્રીએ 'ઇતિહાસનું તત્ત્વચિંતન' એ લેખમાં ઇતિહાસની પહેલાં કરેલી મહાપુરુષોનાં જીવનચરિત્રો આદિ શક્તિઓનો વિચાર કર્યા પછી છેવટે એ સર્વશક્તિઓના અંતિમ સ્વતંત્ર કારણરૂપે જનસમાજમાં અન્તર્યામી રૂપે વસતું સમષ્ટિ ચૈતન્ય છે એવો પોતાનો મત રજુ કરેલો છે. આ મતથી ધાર્મિક હૃદયને જરૂર સંતોષ થાય અને તત્ત્વજ્ઞાની એનું હાર્દ સમજી શકે. પણ વૈજ્ઞાનિક નિયમ તરીકે એનો ઉપયોગ શી રીતે થઈ શકે?

પણ ઇતિહાસના કાંઇક વૈજ્ઞાનિક નિયમો શોધવાની પ્રવૃત્તિ હજી બંધ નથી થઈ અને આ જમાનાના જગત્પ્રખ્યાત ઇતિહાસકાર આર્નોલ્ડ

જે. ટોયીન્બી (Arnold J. Toynbee)એ જગતમાં આજ સુધીમાં જન્મેલી કે જેનો ગર્ભપાત થઈ ગયો હોય એવી એકત્રીશ સંસ્કૃતિઓનો સવિસ્તર અભ્યાસ મોટા (પાંચસો પાંચસો પાનાના) અનેક ગ્રન્થો દ્વારા પ્રગટ કરતાં સંસ્કૃતિઓના જન્મનાં અને વૃદ્ધિનાં કારણોનો પ્રશ્ન ખુબ ઝીણવટથી વિચાર્યો છે. એ ગ્રન્થકારના કહેવા પ્રમાણે જગતમાં ચાર સંસ્કૃતિઓનો જન્મ્યા પહેલાં ગર્ભપાત થઈ ગયો છે. જ્યારે ૭ સંસ્કૃતિઓ જન્મી તો ખરી પણ પછી તેનો વિકાસ અટકી ગયો. અને એકવીશ સંસ્કૃતિઓ જન્મી તથા ઓછી વધુ વૃદ્ધિંગત થઈ પણ તેમાંથી સાત સિવાયની બધી અમુક કાળ ચાલ્યા પછી અસ્ત થઈ ગઈ છે. અને સાતમાંની પણ કેટલીકમાં સડો પેસી ચુક્યો છે. પણ સંસ્કૃતિઓનો આ વિશાળ અભ્યાસ એ મહાન ઇતિહાસકારે સંસ્કૃતિઓના જન્મ અને વૃદ્ધિના નિયમો શોધવા માટે કર્યો છે. અને એક પ્રધાન નિયમ એ લેખકે એવો દર્શાવ્યો છે કે સંસ્કૃતિની વૃદ્ધિ એ સ્વભાવે પ્રાગતિક હિલચાલ છે. વળી સંસ્કૃતિઓ અંતઃ પ્રાણશક્તિ (Elan) વડે વૃદ્ધિ પામે છે તથા જે માનવ પરિસ્થિતિ (environment)નું તથા પ્રાકૃતિક પરિસ્થિતિનું એની સામે નડતર આવે તેને જીતીને સંસ્કૃતિ વૃદ્ધિ પામે છે. જો નડતર ન આવે તો સંસ્કૃતિ જન્મે કે વધે નહિ તેમ જ નડતર એટલું પ્રબળ હોય કે જીવન શક્તિના અંકુરને બ્હાર જ ન આવવા દે કે મારી નાખે તો પણ સંસ્કૃતિના જન્મ અને વૃદ્ધિ અસંભવ. વળી નડતરને સંપૂર્ણ જીતીને કોઇ સંસ્કૃતિ બેસી જાય તો પણ એની વૃદ્ધિ અટકી પડે. આતો ટોયીન્બીના અમુક સારભૂત કથનોનો અતિ અલ્પ અને અસ્પષ્ટસાર છે. વળી તેણે આ નડતરના, એને જીતવાના, વિધિના, એના બાહ્યઆન્તર ભેદના અને પ્રગતિના અનેક પ્રકારોની ઐતિહાસિક વિગતોના ઢગલાઓ કરીને સ્પષ્ટતા કરી છે એ ઉપરાંત કેટલાક અવાન્તર નિયમો પણ ઉપજાવ્યા છે. પણ અહિં એનો કયો અંશ અને શી રીતે આપી શકાય એ કોયડો

ઉકેલવાનો અશક્ય યત્ન છોડી દઈ ટાયીન્બીના આ સમર્થ ઈતિહાસ ચિન્તન ઉપર બે ટુંકી નોંધ કરી ને સંતોષ માનીશ. (૧) અતિ વિશાળ પાયા ઉપર ચિંતન કર્યાં છતાં વૈજ્ઞાનિક ચિત્તને સંતોષ થાય એવા અવ્યાપ્તિ આદિ દોષોથી રહિત ઈતિહાસના નિયમો શોધી શકાયા હોય એવું મને લાગતું નથી. અને બર્ગસોં જેવા ફીલસૂફ પાસેથી લીધેલું (Elan) આચાર્ય ધ્રુવના અન્તર્યામી ઈશ્વર ચૈતન્યની યાદ આપે છે.

પણ હવે આપણે ઇતિહાસાભ્યાસની ફલશ્રુતિ વિચારીએ. જગતના રાજકીય, સામાજીક, આર્થિક, સાંસ્કૃતિક વગેરે પ્રવાહોની વર્તમાન સ્થિતિ તથા ભવિષ્યની ગતિનું અનુમાન બાંધવામાં અને ભાવિલક્ષ્ય તરફ ગતિ કરવા માટે યોગ્ય કર્તવ્યની શોધ કરવામાં ભૂતકાળના પ્રવાહનું–અર્થાત્ ઇતિહાસનું અવલોકન ઉપયોગી છે એ તો દેખીતું છે. પણ ઈતિહાસનું ક્ષેત્ર આટલું મર્યાદિત ગણવું એ ખોટો ખ્યાલ છે. ઈતિહાસ અનેક વિદ્યાઓને ઉપકારક થવા શક્તિમાન છે. કેવી રીતે તે જોઇએ. પ્રાચીનોએ આન્વીક્ષિકીને **પ્રદીપઃસર્વવિદ્યાનામ્** સર્વ વિદ્યાઓનો પ્રદીપ કહેલ છે. અને આપણા દેશમાં પ્હેલાં કહ્યું છે તેમ ઐતિહાસિક દૃષ્ટિની વિચારણા તો હતી નહિ પણ તાત્પર્ય દૃષ્ટિનો જ બધી વિદ્યાઓના અધ્યયનમાં ઉપયોગ થયો હતો. હવે તાત્પર્યના સ્પષ્ટ અને યથાર્થ ગ્રહણ માટે પ્રમાણ શાસ્ત્રની તથા ફીલસૂફીની ઉપકારકતા નિઃસંદેહ છે. આ દેશમાં પ્રદીપ તરીકે આ બેયનો જુના કાળમાં ઉપયોગ થયો છે. અને અન્યત્ર પણ થયો છે તથા થાય છે. પણ યુરોપીય પંડિતોમાં છેલ્લાં બસ્સો વર્ષથી ઇતિહાસનો પ્રદીપ તરીકે ઘણો ઉપયોગ થયો છે. યુરોપ અમેરીકામાં કોઇ પણ વિદ્યાનું માત્ર તાત્પર્ય ગ્રહણ કરવાથી તે તે વિદ્યાના પંડિતોને સંતોષ થતો નથી પણ તે તે વિદ્યાના વિકાસનો ઇતિહાસ જાણવાથી બુદ્ધિમાં અધિક પ્રકાશ પડે છે એમ મનાય છે. લોર્ડ એક્ટન કહે છે તેમ ઐતિહાસિક અથવા તુલનાત્મક પદ્ધતિએ કાયદો, પૌરાણિક

કયાઓ, ભાષા, માનવવંશ વિદ્યા (atnthropology) અને સમાજ વિદ્યા જેવાં વિજ્ઞાનોમાં ક્રાન્તિ આણી દીધી છે એટલું જ નહિ પણ ફીલસુફી અને ભૌતિક વિજ્ઞાનમાં પણ એ પદ્ધતિએ પ્રવેશ કર્યો છે. જેનાં દૂરગામી પરિણામો આપણે જોઇ શકીએ છીએ તે ઉત્ક્રાન્તિવાદ (Evolution theory) પોતેજ ઐતિહાસિક પદ્ધતિનો વિજય નથી તો શું છે ?" માનવસંસ્કૃતિના જન્મ અને વિકાસ ને સમજવા માટે અત્યારે ધર્મ તત્ત્વજ્ઞાન, વિવિધજ્ઞાનો વગેરે લગભગ સર્વવિદ્યાઓના ઇતિહાસો રચાયા છે. અને એ ઇતિહાસોની આવશ્યકતા સર્વમાન્ય થઈ ગઇ છે. આ દેશનાં પ્રાચીન શાસ્ત્રોના વિકાસક્રમને તથા ભિન્ન ભિન્ન શાસ્ત્રો એ પરસ્પર અસર કરીને સ્વપર શાસ્ત્રના વિકાસને આપેલા વેગને સમજવામાટે કોઇ પણ શાસ્ત્રમાં મૌલિક વિચારો કર્યા છે એતું માપ કાઢવા માટે ટુંકામાં શાસ્ત્રોના રહસ્યને પુરેપુરૂં પામવા માટે ઐતિહાસિક દૃષ્ટિથી વિચારણા કરવાની આવશ્યકતા છે અને આચાર્ય આનંદશંકર ધ્રુવના કેટલાક લેખો એ પ્રદ્ધતિના સરસ ઉદાહરણ રૂપ છે,

પણ ઇતિહાસનો સાચો અભ્યાસ આથી પણ જે મોટું ફળ આપે છે તે અભ્યાસીના ચિત્તને વિશાળ, ક્ષમાશીલ નિર્ભય અને ઉદાર બનાવવાતું છે. વળી ભૂતકાળમાં દૂર છુપાયેલાં, વર્તમાન બનાવો અને કાર્યોનાં મૂળ શોધી કાઢવાની, પોતાની અને પોતાના પિતૃઓની વચ્ચે પડેલો થોડો તફાવત પણ જોવાની, સત્ય શોધવા માટે ન્યાયાધીશ કે વિજ્ઞાની જેવી પુરાવાઓ તપાસવાની વિવેકશક્તિની અને મૂલ્યોની તુલના શક્તિની બુદ્ધિને કેળવણી આપવાનું ઇતિહાસનો અભ્યાસ એક સાધન છે.

પણ ઇતિહાસ આ મહાફળ આપી શકે એ માટે ઇતિહાસના અભ્યાસીએ સર્વ દેશકાળના ઇતિહાસને પોતાનો અભ્યાસ વિષય બનાવવો જોઇએ. ધાર્મિક પંથો, સાંકડું અન્યદ્વેષી દેશાભિમાન કે જાત્યભિમાન, કે પ્રાચીનતાની પૂજાનો નહિ પણ સનાતન નીતિનો પક્ષ-

યાદ કરી જે ખરાબ છે તેને સજા કરવાનો ઇતિહાસનો જે સ્વાભાવિક અધિકાર છે તે વાપરતાં કદાપિ અચકાવું ન જોઈએ.

ટુંકામાં ઇતિહાસકારે હંમેશા એક માત્ર સત્યની ઉપાસનાને જ પોતાનું ધ્યેય રાખવું જોઈએ. સત્ય એજ ઇતિહાસનો પરમ પૂજ્ય દેવ. જે ભારતભૂમિમાં સત્ય એજ પરમેશ્વર એવું મહાત્મા ગાંધીજી પોતાના ઉપદેશ અને જીવનથી પ્રતિપાદન કરી ગયા છે અને જ્યાં રાજ્ય સત્તાએ મુંડકોપનિષદની શ્રુતિ **सत्य मेव जयते** ને પોતાનો મુદ્રાલેખ બનાવ્યો છે તે ભારતના ઇતિહાસકારોમાં પણ ઇતિહાસકારોમાં જ શા માટે, સર્વ વિદ્યાના ઉપાસકોમાં સત્યની અનન્ય ઉપાસનાનો જય થાઓ. **शुभं भवतु**

૮

# કાઠીઆવાડમાં ઐતિહાસિક શોધખોળ

**આ** જમાનાને 'શોધખોળ' શબ્દનો એક પ્રકારનો મોહ લાગ્યો છે. સાચી શોધખોળ હમેશાં વિરલ હોય છે અને આજે યે વિરલ છે. પણ એ શબ્દનો ઉપયોગ ઘણો વધી ગયો છે. ઐતિહાસિક શોધખોળનો સીધો કે આડકતરો દાવો કરતાં ઘણાં લખાણો છાપાંઓમાં વારંવાર પ્રગટ થાય છે. પણ તેમાંથી સપ્રમાણ સિદ્ધ થયેલી નવી ઐતિહાસિક હકીકત ભાગ્યે જ જાણવાની મળે છે. તેમજ પહેલાં શોધાયેલી અને ભિન્ન ભિન્ન ગ્રન્થોમાં સંગ્રહાયેલી વિગતોની ઐતિહાસિક કસોટી કરીને ઐતિહાસિક મૂલ્યવાળી અને મૂલ્ય વગરની વિગતોને છુટી પાડી વ્યવસ્થિત રૂપમાં મુકવાનો પ્રયત્ન પણ વિરલ જોવામાં આવે છે.

વળી પ્રાચીનતાનો મોહ આજકાલ ઘણો વધ્યો છે. પોતાના દેશની સંસ્કૃતિને પ્રાચીન ઠરાવવામાં ગૌરવ મનાઇને પ્રાચીનતા સુચક વિગતો ગમે ત્યાંથી પ્રાપ્ત થઈ હોય પણ સ્વીકારી લેવામાં આવે છે, પણ આ પ્રકારને પ્રચાર જ કહેવો પડે; શોધખોળ ન કહી શકાય.

પ્રાચીનતાના કેવળ દંતકથા મૂલક દાવા કરતાં મધ્યકાલીન કે અર્વાચીન ઈતિહાસમાં ચોકસાઈ અને નિશ્ચિતતા આણવાના પ્રયાસમાં વધારે સાચી ઐતિહાસિક શોધખોળ થાય છે એમ મારૂં તો માનવું છે. સોરઠનો ઇતિહાસ પાંચ હજાર વર્ષ જુનો છે એમ માનીને રાચવા કરતાં ચારસો વર્ષ પહેલાંના ઈતિહાસની ઝીણી ઝીણી વિગતોને પ્રકા-

શામાં મુકવું દીર્ઘ પરિશ્રમ માગ્યે સર્વ ચાલ રીતે કરવાના બાકી
સંશોધન પણ રહેલું છે

અહિં તો એક સામાન્ય લેખનો આપણને ઐતિહાસિક શોધખો-
ળની દિશા સૂચવવાની જ ઇચ્છા છે. મૌર્ય પહેલાના કાળમાંયે સોરઠમાં
વસ્તી હોવાનો સંભવ છે, યાદવો ઘણા જુના કાળમાં સોરઠમાં આવ્યા
હોવાનું અનુમાન મહાભારત પુરાણોના ઉલ્લેખો ઉપરથી કાઢવામાં
આવે છે અને મૌર્ય સમ્રાટ અશોકના સમયથી તો શિલાલેખો,
તામ્રપત્રો, સિક્કાઓ વગેરે પુષ્કળ ઐતિહાસિક નિશાનીઓ કાઠીઆ-
વાડમાંથી મળે છે અને એ ઉપરથી ચન્દ્રગુપ્ત, અશોક વગેરે મૌર્યોના,
રુદ્રદામાદિ ક્ષત્રપોના અને ચન્દ્રગુપ્તથી સ્કંદ ગુપ્ત સુધીના ગુપ્તોના
સામ્રાજ્યમાં સોરઠનો પણ સમાવેશ થતો હતો એ આપણે જાણીએ
છીએ પણ વલભી સમયમાં જુનાગઢ, વામનસ્થળી–વંથળીના પ્રદેશ
ઉપર કની સત્તા હતી ? વલભીના રાજાઓને જ તાબે એ પ્રદેશ હતો
કે કોઈ બીજાને ? એ નક્કી કરી શકાય એવું કાંઈ સાધન મારા
જાણવા પ્રમાણે મળ્યું નથી પણ શોધખોળ કરવામાં આવે તો મળી
આવવાનો સંભવ છે વલભી વિનાશ પછી સોરઠનું કે આખા કાઠી-
આવાડનું શું થયું ? વલભી તામ્રપત્રો દેખાતા બંધ થયા પછી છેક
વિક્રમના દશમા શતકની પાછલી અર્ધશતાબ્દીના બે ઉત્કીર્ણ લેખો
કાઠીઆવાડમાંથી મળ્યા છે અને એ ઉપરથી કાઠીઆવાડનો કેટલોક ભાગ
કનોજના પ્રતિહાર રાજાઓને તાબે હોવાની તથા તેના સામંત તરીકે
સોલંકી અને ચાવડાઓ રાજ્ય કરતા હોવાની માહિતી મળે છે વિ
સ ૮૫૦ પહેલા પણ પ્રતિહાર સત્તા કાઠીઆવાડમાં હોવાનો સૂચક
એક શિલાલેખ પણ શ્રી દ બા ડીસ્કળકરને મળ્યો છે (જુઓ ના
પ્ર પ ભા ૧ અ ૩ પૃ ૩૨૫) પણ હજી વચલા બસ્સો એક
વરસનો ઇતિહાસ અંધારામાં છે કાઠીઆવાડ ગેઝીટીઅર અને તેથી
પણ જુના તારિખ, ઈ સો ઠ વગેરેમાં સહ્રદાયેન દંતકથા એ ઇતિહાસ
નથી એમાં ઐતિહાસિક અંશ કેટલો છે તે તપાસવા માટે બાહ્ય

પુરાવાઓ શોધવાની જરૂર છે અને છેલ્લા સો વર્ષની શોધખોળનો અનુભવ જોતાં પુરાવાઓ મળી આવવાનો અસંભવ નથી

૫૫ સોરઠના ઇતિહાસમાં આગળ ચાલીએ અણહિલપુર પાટણમાં મૂળરાજે સોલંકી વંશનું રાજ્ય સ્થાપ્યું ત્યારે સોરઠમાં ગ્રાહરિપુનું રાજ્ય હતું એમ ગુજરાતના પ્રબંધોમાં કહેલું છે અને ગ્રાહરિપુના વંશની જે વંશાવળી બારોટોના ચોપડાઓ વગેરેમાં જળવાઈ રહી છે તેનો આ ઉલ્લેખો એટલે અંશે દંતકથાની ભૂમિકામાંથી ઉદ્ધાર કરી ઇતિહાસની ભૂમિકામાં પ્રવેશ કરાવે છે પણ આગળ પાછળના નામોમાં ઘણો સંદેહ રહે છે મતલબ કે ચૂડાસમા વંશાવળી હજી અપૂર્ણ જ જણાવામાં આવી છે રા. રા. દત્તાત્રેય બાળકૃષ્ણ ડીસકળકરે જુનાગઢના રાજાઓના કુલ ૨૧ શિલાલેખો મેળવીને એ ઉપરથી સં. ૧૩૭૫ થી સં. ૧૫૦૭ સુધીમાં થયેલા ચૂડાસમા રાજાઓની વંશાવળી તૈયાર કરી તેને મંડલીક કાવ્ય તારિખ-ઈ-સોરઠ રાસમાળા, બર્જેસે આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઈન્ડીઆ ગ્રં. ૨ માં આપેલી વંશાવળી વગેરે સાથે સરખાવીને નિર્ણિત કરી છે ( જુઓ ભાવનગરની સાહિત્ય પરિષદનો રિપોર્ટ ઈ. વિ. પૃ. ૭ થી ૮૪ ) એ જોવાથી તારિખ-ઇ-સોરઠ વગેરે સાધનોનું ઐતિહાસિક મૂલ્ય કેટલું છે તેનો ખ્યાલ આવશે અલબત્ત પ્રથમ પ્રયાસ તરીકે એ બહુ કીમતી છે પણ તથા એમની તદ્દન અવિશ્વસનીય છે એટલું તો આવા સમકાલીન પુરાવાઓની કસોટી ઉપર દંતકથાને કસી જોતાં સ્પષ્ટ દેખાય છે હવે સં. ૧૩૭૫ થી તે સં. ૧૫૨૫ સુધીના જુનાગઢનો રેવતી કુંડ લેખ વગેરેમાં આપેલી વંશાવળીના પહેલા મંડલીકથી તે મહમુદ બેગડાની પાસેથી જુનાગઢ લીધું તે છેલ્લા મંડલીક સુધીના રાજાઓની વંશાવળી લગભગ ચોક્કસ થઈ ગઈ ગણાય પણ તે પહેલાના ચૂડાસમા વંશના રાજાઓની વંશાવળી હજી દંતકથાના પ્રદેશમાંથી બહાર નીકળી નથી સિદ્ધરાજે જુનાગઢના જે રાજાને હરાવ્યો તેનું નામ ખેંગાર હતું એ ચોક્કસ છે સિદ્ધરાજના વખતથી તે સારંગદેવ વાઘેલાના વખત

સુધી સોરઠદેશ અણહિલપુર પાટણના રાજાઓને આધીન હતો અને જૂનાગઢ-વામનસ્થળીમાં જે ચૂડાસમા રાજાઓ હશે તે પાટણના સામંત હશે તે પણ લગભગ નિશ્ચિત છે પણ મૂળરાજના સમકાલીન ગ્રહરિપુ કે સિદ્ધરાજના સમકાલીન ખેંગારથી તે ઉપરકોટના પડેલા મંડલીક સુધીના લગભગ પોણી ચારસો વર્ષના ગાળાના એ વંશના રાજાઓની નામાવલિ કે તેઓનો ક્રમ તદ્દન અનિશ્ચિત છે અને એને નિશ્ચિત કરવા માટે સોરઠના પ્રદેશમાં શોધખોળ કરવાની જરૂર છે જૂનાગઢમાં જૂની શોધખોળ (આર્કિઓલોજી)નું ખાતું રાજ્ય તરફથી સ્થપાયું છે એમ સાભળ્યું છે એટલે ઈતિહાસ ઉપરથી આ અંધકારનો પડદો ધીમે ધીમે દૂર થશે એમ આશા રહે છે

. જૂનાગઢના રાજવંશના ઇતિહાસમાં જેવા અંધકારવૃત પ્રદેશો જોયા તેવા કાઠીઆવાડના બીજા ભાગોના રાજ્યવંશોના ઈતિહાસમાં પણ છે અને રાજકીય ઈતિહાસની ભૂમિ દૃઢ તથા સ્વચ્છ થયા પછી થઈ શકે એવું તે તે કાળની સામાજિક આર્થિક વગેરે સ્થિતિના ઈતિહાસનું યથાર્થ સંશોધન કરવાનું મહાકાર્ય તો સંશોધકોની રાહ જોતું ઉભું જ છે

## ૯

# બૃહત્તર ભારત ઉપર એક ઊડતી નજર

**સા**માન્ય રીતે એમ મનાય છે કે ભારતવર્ષ બહારની દુનિયાથી હમેશા અલગ રહ્યો છે. ભારતની ત્રણ બાજુએ આવેલા સમુદ્રથી અને એક તરફ આવેલ પર્વતરાજિથી જેમ ભારતદેશ દુનિયાથી છુટો પડી ગયો છે 'તેમ એ દેશના વાસીઓએ પોતાની રહેણીકરણીની આસપાસ બાંધેલી વાડોથી તેઓ પણ દુનિયાના બીજા લોકોથી અલગ રહ્યા છે આ કથન દેખાય છે ચમત્કારિક, અને આ દેશના ઇતિહાસના અમુક કાળ માટે કેટલેક અંશે સાચુ પે છે, પણ સર્વ કાળ માટે એ સાચુ નથી. હિંદુસ્તાન બહારથી અનેક જાતના અનેક પ્રકારની સંસ્કૃતિવાળા ટોળાઓ આ દેશમા આ દેશના લાંબા ઈતિહાસના પ્રત્યેક સમયમા આવ્યા છે, અને મોટે ભાગે તો અહિંની વસ્તીમા ભળી ગયા છે. એટલે બહારથી આગમનના અર્થમા તો આ દેશના અલગપણાનું કથન ખોટું છે જ, પણ આ દેશના લોકોએ હિંદુસ્તાનની સીમાઓ કોઈ દિવસ નથી ઓળગી એમ કોઈ કહેતુ હોય તો તે પણ ખોટું છે

સમુદ્રયાનાનો ધાર્મિક પ્રતિબંધ અમુક કોમોમા જ છે, એટલે અનેક કોમો અત્યારે પણ પરદેશ સેવે છે પણ આ પ્રતિબંધ હમેશા ન હતો. એક કાળ એવો હતો કે જ્યારે આ દેશના બ્રાહ્મણ બાળકો વિદ્યા મેળવવા જ નહિ પણ વિદ્યા આપવા માટે પરદેશો ખેડતા.

આ દેશના ક્ષત્રિયોએ જુના કાળમાં વિજયયાત્રાઓ નથી કરી એમ નથી. પણ ધાર્મિક અને સાંસ્કૃતિ વિજય માટે આ દેશના બ્રાહ્મણોએ ઘણી વધારે યાત્રાઓ કરી છે. એક હાથમાં ધર્મગ્રન્થ અને બાજનમાં તલવાર રાખીને અથવા બીજા હાથમાં દારૂની બાટલી અને પડખારે તલવાર બાંધીને આ બ્રાહ્મણો પરદેશમાં નથી ગયા. અથવા, અત્યારે આ દેશના મજુરો કે વેપારીઓ માત્ર પેટનો ખાડો પુરવા પરદેશ સેવે છે તેમ પણ નથી ગયા. પણ ધર્મ અને વિદ્યાના પ્રચારની શુદ્ધ વૃત્તિથી એક કાળે આ દેશના બ્રાહ્મણોએ અને બીજા વર્ણોએ પણ પરદેશ ખેડયો અને વેઠયો છે.

ભારતવર્ષના, બહારની દુનિયા સાથેના, આ સંબંધનો ઇતિહાસ ઘણો વિસ્તૃત અને લાંબો છે. અહિં નમુનારૂપ થોડા દાખલા સંક્ષેપમાં નોંધ્યા છે.

વિ. સં. પૂર્વેનાં હજાર, પંદરસો વર્ષ ઉપર ભારતીય આર્યો અને ઈરાની આર્યો વચ્ચે કાંઈક પ્રકારનો સંબંધ હોવાનું અનુમાન ઋગ્વેદ અને અવસ્તાના ભાષાસંબંધ ઉપરથી કરવામાં આવે છે. શતપથ બ્રાહ્મણમાં અને બાબીલોનની નોંધમાં મહાપ્રલયને મળતું વર્ણન મળે છે એ હકીકત ભારત અને ઇરાક વચ્ચે સંબંધ બતાવે છે. દક્ષિણ હિંદ સાથે ફિનિકને વ્યાપારી સંબંધ હોવાનું અનુમાન બાઇબલ ઉપરથી કેટલાક તજજ્ઞો કાઢે છે. ઈ. સ. પૂર્વે ૮૦૦ની આસપાસમાં ભારતીયો સેમેટિક લોકો પાસેથી મૂળાક્ષરો શીખ્યા હોવાનું મનાય છે. ઇ. સ. પૂર્વે છઠ્ઠા શતકમાં ઇરાનના પાદશાહ દારાયસના તાબામાં ઉત્તર ભારતનો અમુક ભાગ હતો એ તો ઈતિહાસપ્રસિદ્ધ છે. અને એ કાળથી શરૂ થયેલો ઇરાન અને ભારત વચ્ચેનો સંબંધ સૈકાઓ સુધી ચાલુ રહ્યો છે.

ઇ. સ. પૂર્વે ત્રીજા શતકમાં મૌર્યચક્રવર્તી અશોકે ધર્મરાજ્યની સ્થાપના માટે સીરીઆના એન્ટીઓકસ થીઓસ પાસે, ઇજિપ્તના

ટોલેમી ફિલાડેલ્ફોસ પાસે, સીરેનના મગસ પાસે, ઇરાકના એન્ટીગોનસ ગોનેટસ પાસે અને એપીરસના અલેક્ઝાંડર પાસે દૂતો મોકલ્યા હોવાનું અશોકના શિલાલેખોથી જાણીએ છીએ અને અશોકનો પુત્ર કે ભાઇ મહેન્દ્ર અને તેની બહેન સંઘમિત્રા બૌદ્ધ ધર્મના પ્રચાર માટે સીલોન તથા સુવર્ણભૂમિ (બર્મા) ગયા હતા એવી પ્રાચીન કથાઓ છે મહારાજા અશોકનો આ ધર્મવિજય માટેનો પ્રયાસ એ મહાન સિકંદરના દેશવિજય માટેના પ્રયાસો કરતા માનવતાની દૃષ્ટિએ કે ભાવનાની ઉન્નતિની દૃષ્ટિએ ઘણો ચડિયાતો છે

ચન્દ્રગુપ્ત મૌર્યના સામ્રાજ્યમા સેલ્યુકસ નીકેટરને હરાવ્યાથી મળેલો ઇરાન અને અફઘાનિસ્તાનનો ઘણો ભાગ હતો અને ચન્દ્રગુપ્તના અંતપુરમા યુનાની કુંવરી હતી એમ ઐતિહાસિકો કહે છે વળી ગ્રીક રાજ્યો તરફથી ચન્દ્રગુપ્તના તથા એના પુત્ર અને પૌત્રના દરબારમા મેગેસ્થનિસ વગેરે એલચીઓ આવી રહેના એ પ્રસિદ્ધ છે

આ અરસામા ગ્રીસનો આત્મા નિ:સત્ત્વ થતો જતો હતો અને મીનેંડર (ઈ સ પૂર્વે બીજુ શતક) વગેરેએ છેક મધ્યપ્રદેશ પર્યંત ચડાઈઓ કરેલી પણ તેઓને સફળતા મળી નહિ અને ઊલટુ એ વખતના યુનાનીઓએ બૌદ્ધ તથા વૈષ્ણવ ધર્મનો સ્વીકાર કર્યાના દાખલા મળે છે તક્ષશિલાના ગ્રીક રાજા હેલીઓદોરસનો માળવામા આવેલો યુનાની દૂત ભાગવત હોવાનો તથા તેણે વિદિશામા ગરુડધ્વજ ઊભો કર્યાનો પ્રાચીન લેખ મળ્યો છે (જુઓ વૈષ્ણવ ધર્મનો સક્ષિપ્ત ઈતિહાસ પા ૧૭)

આ વખતમા જ યુનાની અને ભારતીય સસ્કારોના મિશ્રણમાથી ગંધાર કળાનો જન્મ થયો છે ખરી રીતે એ વખતે આપણી વાયવ્ય સરહદ ઉપર અને એથી ઉત્તરમા હિંદુ ધર્મની તળેટીમા ગ્રીક ઈરાની ભારતીય અને ચીનાઈ સસ્કૃતિઓનો મેળાપ થતો હતો અને પરસ્પર લેવડદેવડથી એક અપૂર્વ ઈતિહાસ ઘડાતો હતો

ઈ. સ. પૂર્વેની પંચાશતી દરમિયાન યુનાન અને ઈરાન જેવા સુધરેલા દેશોના લોકો સાથે ભારતવર્ષ સંબંધમાં આવ્યો, પણ પછીની પંચશતી દરમિયાન મધ્ય એશિયાના બર્બરો—શકો અને છેવટ હૂણો સાથે ભારતને ભટકાવાનો પ્રસંગ આવ્યો. ભારતે અસાધારણ ઉદાર-તાથી બર્બરો માટે પણ દરવાજા ઉઘાડા રાખ્યા. પરિણામે ચીને તગડેલાં ભુખ્યા વરુઓ જેવાં જંગલી ટોળાંઓ ભારતમાં ઊતરી આવ્યાં. આ ટોળાંઓએ ભારતની સંસ્કૃતિને તથા સમૃદ્ધિને વેરણછેરણ કરી નાખી. પણ એ સંસ્કૃતિહીન વિજેતાઓ આખરે ભારતીય સંસ્કૃતિના દાસ બન્યા. કોઈ બૌદ્ધ બન્યા (કુશાન રાજા કનિષ્ક બૌદ્ધ હતા), કોઈ શૈવ બન્યા (જેમ કડફીસ—ઈ. સ. પહેલું શતક અને હૂણમિહિરકુલ શૈવ હતા). સહુએ વર્ણાશ્રમવ્યવસ્થા સ્વીકારી અને હિન્દુ પ્રજામાં ભળી ગયા.

પણ મહાયાન બૌદ્ધ ધર્મ તથા વૈષ્ણવ શૈવ ભક્તિમાર્ગ ભારતમાં આવનારને જ મુક્તિનો માર્ગ બતાવીને સંતોષ પામે એવા અલ્પપ્રાણ ત્યારે નહોતા. પોતાને પ્રાપ્ત થયેલો કલ્યાણમાર્ગ ગમે તે કષ્ટ વેઠીને, સ્વદેશ, સગાંવહાલાં, સુખ અને શરીરને પણ તજવું પડે તો ભલે, પણ જગતને બતાવવાની તીવ્ર ઉત્કંઠા એ સમયના ભારતીય આર્યોમાં જાગી હતી. શ્રીમદ્ ભાગવતે પ્રહ્લાદજી પાસે કહેવરાવ્યું છે કે

नाहं विमुच्य कृपणान् विमुमुक्ष एकः ।

જગતના આ કૃપણજનોને છોડીને હું એકલો મુક્ત થવા ઇચ્છતો નથી.

આવી જગદુદ્ધારની કલ્યાણવાસનાથી પ્રેરાઈને ઈ. સ. પૂર્વે બીજા શતકથી બ્રહ્માવર્તના અને ગાંધારના કેટલાક ધર્મપ્રચારક આર્યોએ દુકુશ ઓળંગી મધ્ય એશિયાના પ્રદેશોના અને ત્યાંથી ચીન તરફ પ્રયાણ શરૂ કર્યું હતું.

ઈ. સ. પૂર્વે ૨૧૭માં પહેલા બૌદ્ધ સાધુઓ ચીનમાં ગયાનું

કહેવાય છે ઇ સના આરંભમા મધ્ય એશિયામા બૌદ્ધ મહાયાન ધર્મનો કીક પ્રચાર થયો હોય એમ જણાય છે કારણ કે મધ્ય એશિયામાથી ચીન ગયેના પૂચી દૂતો સાથે બૌદ્ધ ધર્મગ્રંથો હોવાની નોધ મળે છે ઇ સ. ૬૭મા કાશ્યપ મતગ અને ધર્મરક્ષિત નામના બૌદ્ધ સાધુઓ અનેક બૌદ્ધ ગ્રથો અને અનેક બૌદ્ધ મૂર્તિઓ સાથે ચીન ગયાનો એમના ઉપદેશથી ચીનની રાજધાની લોયોગમા બૌદ્ધ મંદિર બધાયાનો અનેક ચીનાઇ લોકોએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યાનો અને બૌદ્ધ ગ્રથોના ચીનાઈ ભાષામા અનુવાદો થવા માડ્યાનો નિર્વિવાદ ઇતિહાસ મળે છે

ઇ સ પહેલા શતકમા આ રીતે ચીન સાથે શરૂ થયેનો વ્યવહાર પછીના છસ્સોએક વર્ષ સુધી તો અત્રુટિત ચાલુ રહ્યો અનેક વિદ્વાન વેદવેદાગપારગત બ્રાહ્મણ જુવાનો જગદ્ગુરુ બનવાની વાસનાથી બૌદ્ધ થઈ જતા અને મધ્ય એશિયામા અથવા ચીનમા જઇને રહેતા અને ત્યા જ ચીનાઈ ભાષામા બૌદ્ધ ધર્મગ્રન્થોના અનુવાદો કરવામા અને બૌદ્ધ ધર્મનો ઉપદેશ આપવામા આયુષ્ય ગાળી નાખતા બીજી તરફથી અનેક ચીનાઈ વિદ્વાન સાધુઓ રસ્તાના અસંખ્ય અને અસહ્ય કષ્ટો વેઠીને ભગવાન બુદ્ધની જન્મભૂમિની તથા ઉપદેશભૂમિની યાત્રા કરવા, બૌદ્ધ ધર્મગ્રથો ભણવા અને દુર્લભ ગ્રથરત્નો ચીન લઇ જઈ અનુવાદ દ્વારા પોતાના દેશબાધવોને તેનો લાભ આપવાની ઉદાત્ત વાસનાથી ભારતવર્ષની યાત્રા કરવા આવતા

એ સમયમા ઉત્તર ભારતમાથી ભારતીય કળા, અને ભારતીય સસ્કૃતિનો પ્રવાહ ગાધાર અને મધ્યએશિયા તરફ વહેતો દેખાય છે અને મધ્યએશિયામા દૂર દૂરના પૂર્વના તથા પશ્ચિમના મુલકમાથી આવતા પ્રવાહો સાથે મળી જતો દેખાય છે અને એ મિશ્રપ્રવાહ પાછો પૂર્વમા તથા પશ્ચિમમા વહે છે ભારતીય સસ્કૃતિએ અને ધર્મે, એ વખતે જેમ ચીન અને જાપાન ઉપર અમર કરી છે તેમજ

ઇરાન, ઇરાક, ઇજિપ્ત અને ગ્રીસ ઉપર તથા એ વખતના ખ્રિસ્તી ધર્મ ઉપર પણ અસર કરી છે.

પણ ભારતીય સંસ્કૃતિની અને ધર્મની આ વિજયયાત્રાઓ સ્થળ માર્ગે જ થઇ હતી અને તેણે સમુદ્રપ્રયાણ કરેલું જ નહિ હોય એમ માનવાનું નથી. 'પેરીપ્લસ ઓફ ધી એરીથ્રીઅન સી'ની નોંધોમાં એ વખતે આફ્રિકાથી, હિંદુસ્તાન મારફત, દ્વીપકલ્પો અને દૂર ચીન સુધી બહોળો દરીયાઈ વેપાર ચાલતો હોવાના પુરાવા મળે છે. સાહસિક ભારતીય ખલાસીઓએ અને તેમનાં વહાણોમાં ગયેલા ધર્મવીર સાધુઓએ ચંપામાં, કંબોજમાં, અને જાવા સુધી મલાયામાં ભારતીય સંસ્કૃતિની જયવેલપણ કરેલી દેખાય છે. ટોલેમી (બીજું શતક) જાવાને યવદ્વીપ (*Javadiv*) જેવું હિંદી નામ આપે છે. એ જ રીતે પ્રોફેસર પેલીઅટને જુની શોધખોળ કરતાં હિંદી સંસ્કૃતિની ઈ. સ. ત્રીજા શતકની નિશાનીઓ કંબોડિયામાં મળી છે. ઈ. સ. ચોથા શતકથી તો હિંદુસ્તાન અને ચીન વચ્ચે સ્થળમાર્ગ અને જળમાર્ગ બેય ખુલ્લા હોવાના અને સ્થળમાર્ગે આવેલા પ્રવાસીઓ જળમાર્ગે પાછા ફર્યાના અને એ રીતે અર્ધા એશિયાની પ્રદક્ષિણા ખેડ્યાના દાખલાઓ મળે છે. બીજી તરફથી રોમના સામ્રાજ્ય દ્વારા પશ્ચિમ સાથે આ દેશનો વેપાર વધતો જતો હોવાનું, અને પરિણામે રોમનું સોનું આ દેશમાં ઘસડાઇ આવતું હોવાનું ઇતિહાસ કહે છે. એ વખતે જે ત્રણચાર મોટાં બંદરો મારફત આ વેપાર ચાલતો હતો તેમાં આપાણું ભરૂચ મોખરે હતું.

પણ વેપાર અને ધર્મપ્રચારથી જ દેશનો પરદેશો સાથેનો સંબંધ પુરો થતો નથી. આ દેશમાંથી ગયેલા પ્રવાસીઓએ દૂર દૂર રાજ્યો પણ સ્થાપ્યાં છે. આ દેશની વર્તમાન પરાધીન સ્થિતિમાં આ કથન ગળે ઊતરવું મુશ્કેલ છે, પણ એમાં સંપૂર્ણ ઐતિહાસિક સત્ય છે.

છેક ઈ. સ. ત્રીજા શતકથી દક્ષિણના દ્વીપોમાં હિંદુ અસર

દેખાવા માંડે છે. પછી ઇ. સ. પાંચમા શતકમાં ચંપા, કમ્બોજ, સીઆમ, લાઓસ, બોર્નીઓ, સુમાત્રા અને જાવામાં હિંદુ મોજું ફરી વળે છે, એ વખતે ચંપા અને કંબોજ તો પુરેપુરાં હિંદુ થઇ ગયાં હતાં. અને આ અરસામાં બર્મા અને સીલોન બૌદ્ધ ધર્મની છાયામાં આવી ગયાં હતાં.

ઇ. સ. સાતમા શતકમાં સુવર્ણદ્વીપ (સુમાત્રા) શ્રીવિજયનું રાજ્ય ગણાતું, ચીનાઈ યાત્રી ઈત્સીંગ ભારતમાંથી ચીન પાછા ફરતાં સુમાત્રામાં પણ રોકાયા હતા. એ વખતે સુમાત્રામાં એકહજાર બૌદ્ધ સાધુઓ હોવાનું કહેવાય છે. ઈ. સ. સાતમા શતકથી ઈ. સ. ૧૪મા શતકના બૌદ્ધ રાજા આદિત્યવર્મન્ સુધીનો ઇતિહાસ હજી પુરો મળ્યો નથી. પણ ૧૪મા શતકમાં ત્યાં બૌદ્ધ મૂર્તિઓની સ્થાપના થતી હતી અને અશુદ્ધ સંસ્કૃતમાં શિલાલેખો લખાતા હતા. પછી તો મુસલમાની મોજું સુમાત્રા ઉપર ફરી વળ્યું.

ઈ. સ. પાંચમા શતકથી બૌદ્ધધર્મનો જાવામાં પ્રચાર થયો દેખાય છે. બૌદ્ધધર્મની મૂલ સર્વાસ્તિવાદી શાખાનું જાવામાં જોર હતું અને એ માર્ગના અન્યત્ર દુર્લભ સંસ્કૃત ગ્રંથો જાવામાં સુલભ હતા. ઈ. સ. ૭૭૮ માં, જાવામાં શૈલેન્દ્ર વંશના કોઇ રાજાએ આર્ય તારાનું મંદિર બંધાવ્યાનો ઉત્તર ભારતની (જુની જાવા) લિપિમાં લખેલો સંસ્કૃત લેખ મળે છે. આ ઉપરથી જાવામાં પહેલાં મહાયાન બૌદ્ધધર્મનું જોર હોવાનું અનુમાન થાય છે. પણ પાછળથી શૈવધર્મ જોરમાં આવ્યો જણાય છે, અને જો કે લોકોમાં શૈવધર્મ, વૈષ્ણવ ધર્મ, દુર્ગાપૂજા વગેરેનો પ્રચાર પુષ્કળ દેખાય છે, પ્રમ્બનમ્ અને પંતરમનાં ભવ્ય મંદિરોનાં ખંડેરોમાં રામચરિત અને કૃષ્ણચરિતના પ્રસંગો તથા બ્રહ્મા, વિષ્ણુ, શિવ, દુર્ગા, વગેરે દેવોની મૂર્તિઓ કોતરેલી મળે છે, પણ જાવાના રાજાઓ તો શ્રીઇશાનવિજયધર્મોત્તુંગદેવ (ઈ. સ. ૯૫૦) થી તે રાણી ત્રિભુવનોત્તુંગદેવ (ઈ. સ. ૧૩૫૦) સુધી બૌદ્ધ હતા

અને તેઓએ અસાધારણ કળાસૌંદર્યવાળો બોરોબુદુરનો વિશ્વવિખ્યાત સ્તૂપ ઊભો કર્યો છે.

આ રીતે ભારતીય સંસ્કૃતિએ દૂર દૂરના દેશોમાં સ્થળમાર્ગે અને જળમાર્ગે પ્રયાણ કર્યું હતું અને જ્યાં અનુકૂળ ભૂમિ મળી ત્યાં ધાર્મિક અને સાંસ્કૃતિક થાણાં નાખ્યાં હતાં. ઈ. સ. ૧૩મા ૧૪મા શતક પછી ભારતનું આ વિજયપ્રસ્થાન બંધ થઇ ગયું. ભારત વર્ષ પોતે પરાધીન થઇ ગયો. અને ભૂતકાળની કથાઓ પણ ભુલાઇ ગઇ. અફઘાનીસ્તાનમાં હિંદુ રાજ્ય હતું કે જાવા, કંબોડિયા બલિદ્વીપ વગેરે હિંદુધર્મનાં ધામો હતાં એ કોઇની કલ્પનામાં પણ ન રહ્યું. સેંકડો સંસ્કૃત ગ્રંથો જેનાં ચીનાઈ ભાષાંતરો ચીનમાં મળે છે તેનાં નામો પણ આ દેશના સંસ્કૃત પંડિતો જાણતા નથી. પણ ધીમે ધીમે આ અંધારપડદો ખસવા માડયો છે. ચીન, કોરીઆ, જાપાનમાં બૌદ્ધ ધર્મે અને બૌદ્ધ સાધુઓએ શું કર્યું હતું એનો ઇતિહાસ ચીનાઇ ઇતિહાસોમાંથી ઉકલવાની ક્રિયા ઘણાં વર્ષથી ચાલે છે. વળી ક્લેમેંઝ. કાઝલોક, ડીટ્રીઅલ, પોલપેલીઅટ, હર્નલ, આરલસ્ટીન, ગ્રુનવેડલ વૉનલીકોક, કાઉંટ ઓટાની વગેરે જુદા જુદા દેશોના પુરાતત્ત્વગવેષકોએ મધ્ય એશિયાના દુર્ગમ પ્રદેશોમાં ફરીને બૃહત્તર ભારતની અનેક નિશાનીઓ ગોધી કાઢી છે. બીજી તરફથી ફ્રેંચ અને ડચ વિદ્વાનોએ જાવા, સુમાત્રા, કંબોડિયા વગેરેના બૌધ અને હિંદુ અવશેષોને પ્રકાશમા આણ્યા છે. હજી આ બૃહત્તર ભારતના અભ્યાસીઓના પ્રયાસો ચાલુ છે. પણ બૃહત્તર ભારત સંબંધી કેટલું વિશાળ સાહિત્ય છેલ્લી પચીશીમાં ઉત્પન્ન થયું છે એનો ખ્યાલ સર આરલસ્ટીનનાં 'પ્રાચીન ખોતાન' નામનાં બે દળદાર પુસ્તકો અને એથી પણ મોટાં 'સીર ઇંડિયા'નાં પાંચ પુસ્તકો જોવાથી સહેજમાં આવી જશે. અથવા બોરોબદુરના સ્તૂપના કેવળ પુરાતત્ત્વની દૃષ્ટિથી કરેલા વર્ણનના બે મોટા ગ્રંથો ડચ વિદ્વાને જ પ્રસિદ્ધ કર્યા છે એ જોવાથી આવશે. યુરોપની અંગ્રેજી સિવાયની ભાષાઓમાં લખાયેલું તથા વિવિધ સામયિકોમાં પ્રસિદ્ધ થતું સાહિત્ય

તો આપણા જોવામાં પણ ભાગ્યે જ આવે છે. પરંતુ ડા. કાલિદાસ નાગ જેવા ફ્રેંચ ભાષભિજ્ઞ તથા આ વિષયના સારા અભ્યાસીના ઉત્સાહથી કેટલાંક વર્ષોથી બૃહત્તર ભારતપરિષદ આ દેશમાં સ્થપાઈ છે. અને થોડાં વર્ષોથી ભારતીય વિદ્વાનોએ ભારતના તથા બૃહત્તર ભારતના ઇતિહાસ સંબંધી પુષ્કળ પરિશ્રમ કરીને જે ભારત માતાના મુખને ઉજ્જવળ કરે એવું સાહિત્ય બંગાળી, હિંદી અને અંગ્રેજીમાં ઉત્પન્ન કરવા માંડ્યું છે તેમાં આ વિષયને લગતું ડા. રમેશચંદ્ર મજમુદારનું Ancient Indian Colonies in the Far East Vol. ને પણ ગણાવી શકાય.[૧]

૧ બૃહત્તર ભારત પરિષદ તરફથી જુદા જુદા લેખકોને હાથે લખાયેલ જુદા જુદા દેશો સંબંધી ૯–૧૦ સંક્ષિપ્ત ગ્રંથિકાઓ બહાર પડી છે તેમાંથી ડા. કાલિદાસ નાગના Greater India નામના પહેલા "Bulletin નો ઉપરની નોંધ લખવામાં મુખ્ય આધાર લીધો છે.

## સુરાષ્ટ્ર ક્ષત્રપ ઇતિહાસની પુનઃપરીક્ષા

**સ્વ**ર્ગત પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ ક્ષત્રપ સિક્કાઓનો અભ્યાસ કરીને ક્ષત્રપ રાજવંશના ઈતિહાસની રૂપરેખા પચાસ વર્ષ પહેલાં મુંબઇ ગેઝેટીઅરમાં દોરી હતી. પછી તેમાં અધ્યાપક રેપ્સને ઈ. સ. ૧૯૦૮માં બ્રિટિશ મ્યુઝીઅમના ક્ષત્રપ સીક્કાઓની સૂચી પ્રગટ કરતાં ઉપોદ્‌ઘાત લખીને સુધારાવધારા કરી ક્ષત્રપ ઇતિહાસને છેલ્લી છાપ મારી. એ પછી ઇ. સ. ૧૯૧૧માં મેવાડના વાંસવાડાના સર્વાણિયા ગામમાંથી ૨૩૯૩ ક્ષત્રપ સિક્કાઓ મળી આવ્યા. તેનું છેલ્લું વિવરણ ડૉ. દેવદત્ત ભાંડારકરે આર્કિઓલોજિકલ સર્વે ઓફ ઇન્ડીઆના ૧૯૧૩–૧૪ના રિપોર્ટમાં લખ્યું છે. પછી બેસનગરના ખોદકામમાંથી તથા સિંધના સૈદપુર સ્તૂપના ખોદકામમાંથી પણ થોડા ક્ષત્રપ સિક્કાઓ ડૉ. દેવદત્ત ભાંડારકરને મળ્યા હતા, જેનું વિવરણ એમણે ૧૯૧૩–૧૪ના તથા ૧૯૧૪–૧૫ના આર્કિઆલોજિકલ સર્વેના રિપોર્ટોમાં લખ્યું છે. પછી ઇ. સ. ૧૯૨૫માં છિંદવાડાના સોનપુર ગામમાંથી ૬૩૩ ક્ષત્રપ સિક્કાઓ અને હાલમાં કાઠિયાવાડના વસોજ ગામમાંથી ૫૯૧ સિક્કાઓ મળી આવ્યા છે. વળી જુનાગઢના ખજાનામાં તથા ત્યાંના મ્યુઝીઅમમાં ક્ષત્રપ સિક્કાઓ પડ્યા છે અને એ બધાની પરીક્ષા મુંબઇના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમના ક્યુરેટર શ્રી. ગિરિજાશંકર આચાર્યે કરી છે.

આ બધી ક્ષત્રપવંશવિષયક નવી સામગ્રીનો ઉપયોગ કરીને તથા એ સાથે ક્ષત્રપકાલીન જુની ઉપલબ્ધ ઐતિહાસિક સામગ્રીનુ સૂક્ષ્મ વિવેચન અને પરીક્ષણ કરીને, કાશી વિદ્યાપીઠના પ્રખ્યાત હિંદી ઇતિહાસસંશોધક શ્રી જયચન્દ્ર વિદ્યાલંકારે ક્ષત્રપ ઇતિહાસ ઉપર નવો પ્રકાશ નાખ્યો છે ઇ. સ ૧૫૦થી ઇ સ ૩૮૮ સુધીના કાળની સુરાષ્ટ્રની–કંઈક અંશે પશ્ચિમ હિંદની ઐતિહાસિક ઘટનાઓનો જે ક્રમ, એ વિદ્વાને 'નાગરીપ્રચારિણી પત્રિકા'ના અઢારમા ભાગમા 'સુરાષ્ટ્ર–ક્ષત્રપ ઇતિહાસકી પુન પરીક્ષા' એ મથાળાથી લખેલા લેખમા ગોઠવ્યો છે, તે પ્રસ્તુત વિષયમા, નવી સામગ્રી ન મળી આવે ત્યા સુધી, અંતિમ નિર્ણય તદ્વિદોમા ગણાશે

ક્ષત્રપ સમયના ઇતિહાસમા જેને રસ હોય તેણે અવશ્ય વાચવા યોગ્ય આ લેખ છે એ સમગ્ર લેખ છે તો મનનીય પણ ક્ષત્રપ ઇતિહાસ સબંધી પ્રચલિત માન્યતાઓમા જે પ્રમાણસિદ્ધ ફેરફારો એ લેખમા સુચવાયા તેનો જ ઉલ્લેખ આ નોંધમા કરવા ધાર્યો છે

૧ રુદ્રદામાનો જુનાગઢનો પ્રસિદ્ધ શિલાલેખ શક સ ૭૨ (ઈ સ ૧૫૦)નો છે રુદ્રદામા પછી તેનો મોટો પુત્ર દામજદશ્રી મહાક્ષત્રપ થયો છે તે પછી તેનો નાનો ભાઇ રુદ્રસિંહ પહેલો અને પુત્ર જીવદામા મહાક્ષત્રપ થયા છે હવે શક સ ૧૦૨–૩થી ૧૧૮ સુધીના જે ક્ષત્રપ સિક્કાઓ મળે છે–અને ક્ષત્રપ વંશના ઇતિહાસનો મુખ્ય આધાર સિક્કાઓ ઉપર છે એ પ્રસિદ્ધ છે–તે સિક્કાઓમાથી શક ૧૦૨–૧૦૩ અને ૧૧૦–૧૨ના સિક્કાઓમા રુદ્રસિંહને ક્ષત્રપ કહેલ છે અને બાકીના સિક્કાઓમા મહાક્ષત્રપ કહેલ છે પછી શક ૧૧૮મા જીવદામાને મહાક્ષત્રપ કહેલ છે મહાક્ષત્રપ એટલે સ્વતંત્ર રાજા અને ક્ષત્રપ એટલે સામંત એ પારિભાષિક અર્થ ધ્યાનમા રાખીને સિક્કાઓનો ઉપનો પુરાવો વિચારવો જોઇએ બીજી તરફથી નાસિકની ગુફા ન ૧૦મા આભીર શિવદત્તના પુત્ર આભીર રાજા ઈશ્વરસેનનો તેના

રાજ્યકાળના નવમા વર્ષનો એક લેખ મળ્યો છે એ લેખની લિપિ ઉપરથી પં. ભગવાનલાલ ઇન્દ્રજીએ તેને જુનાગઢના લેખ પછી થોડા સમયમાં લખાયેલો ગણ્યો છે, અને એ ગણતરી સાચી હોય તો એનો અર્થ એવો થાય કે રુદ્રદામા પછી તરતમાં દામજદશ્રીના સમયમાં અપરાન્ત અને તેના પડોશનો પ્રદેશ સૌરાષ્ટ્રના ક્ષત્રપોની સત્તામાંથી છુટી ગયો હતો. રાજા ઈશ્વરસેન આભીરનો પિતા શિવદત્ત રાજા ન હતો. મતલબ કે રાજા ઈશ્વરસેને પોતે નવો રાજવંશ સ્થાપ્યો હોય કે કોઈ ગણરાજ્યે ઈશ્વરસેનને રાજા તરીકે ચુટયો હોય.

હવે જીવદામા અને રુદ્રસિંહના સિક્કાઓની ઉપર કહેલી સ્થિતિનો ખુલાસો રૅપ્સને એ કાકા ભત્રીજાના ગૃહકલહમાં માન્યો છે એટલે કે દામજદશ્રી પછી તેનો પુત્ર જીવદામા મહાક્ષત્રપ થયો પણ એક વર્ષમાં તેને ગાદી ઉપરથી ઉઠાડી રુદ્રસિંહ મહાક્ષત્રપ થયો પણ ૧૧૦-૧૨માં રુદ્રસિંહને પાછુ ક્ષત્રપ બનવું પડ્યું વળી ૧૧૩માં એ મહાક્ષત્રપ થયો છેવટ ૧૧૮માં રુદ્રસિંહના મૃત્યુથી જીવદામા મહાક્ષત્રપ થયો પણ ડૉ. દે. રા. ભાંડારકરે રૅપ્સનની આ કલ્પનાને નિરાધાર ઠરાવી છે તેઓ કહે છે કે ૧૧૦-૧૧૩માં રુદ્રસિંહને ગાદી ઉપરથી ઉઠાડી જીવદામા મહાક્ષત્રપ થયો હતો એવો તર્ક કરવા માટે એ સમયનો જીવદામાનો મહાક્ષત્રપ તરીકેનો એક પણ સિક્કો મળેલો ન હોવાથી કશો આધાર નથી. ખરી રીતે રુદ્રસિંહને ખસેડી ઈશ્વરદત્ત આભીર મહાક્ષત્રપ પદ વર્ષ ૧૧૦-૧૧૩માં ધારણ કર્યું હોવાનો ડૉ. ભાંડારકરનો તર્ક વધારે સયુક્તિક છે.

ઈશ્વરદત્ત આભીર મહાક્ષત્રપના સિક્કાઓ આખા કાઠિયાવાડમાંથી મળ્યા છે પણ તેના ઉપર વર્ષ સંવત કોતરેલો નથી પણ રાજ્યવર્ષ કોતરેલ છે, અને એ કારણને લીધે એના સમય બાબતમાં મતભેદને સ્થાન મળે છે. પ્રો. રૅપ્સન વર્ષ ૧૫૮-૧૬૦માં ઈશ્વરદત્તને મહાક્ષત્રપ માને છે પણ નવી શોધોમાંથી મળેલા સિક્કાઓના ઢગમાંથી મહાક્ષત્રપ યશોદામાનો વર્ષ ૧૬૦નો સિક્કો મળ્યો છે વળી પ્રો. રૅપ્સને

ઉપરની તારીખ માનવા માટે બીજી જે દલીલો કરેલી તેનું ડા. ભાંડારકરે ખંડન કર્યું છે. અને બધી રીતે ઈશ્વરદત્ત આભીરનો સમય શ. ૧૧૦–૧૧૩ ઇ. સ. ૧૮૮–૧૯૧મા માનવાનો એ વિદ્વાનનો મત ઠીક લાગે છે છતા ઘણાખરા ભારતીય વિદ્વાનો હજી પ્રો. રેપ્સનને અનુસરી ઈશ્વરદત્તનો સમય ઇ સ. ૬૩૬–૩૮ માન્યા કરે છે શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર કહે છે કે પોતે 'ભારતીય ઇતિહાસકી રૂપરેખા'મા એ ભુલ કરી છે અને સ્વ. પુરાતત્ત્વવિદ્ જાયસવાલજીનુ પણ એ તરફ લક્ષ નહોતું ગયું જો કે એ બેય વિદ્વાનોએ પુરાણોક્ત સાત અથવા દશ આભીર રાજાઓનો ૬૭ વર્ષનો સમય પાછલા આન્ધ્ર રાજાઓની સાથે હોવાની જે વાત લખી છે તે ડૉ. ભાંડારકરે સુચવેલી ગોઠવણ પ્રમાણે ઇશ્વરદત્તને ઇ. સ. ૧૮૮–૯૦મા મુકવાથી વધારે સ્પષ્ટ થાય છે. સાતવાહનોની પડતી વખતે લગભગ ઇ સ ૧૮૦મા આભીરોનો ઉદય થયો અને પ્રાય ૬૭ વર્ષ રાજ્ય કર્યા પછી તેઓ ઈ. સ. ૨૪૮મા વાકાટકોને આધીન થઈ ગયા એ રીતે સમ્મેલના સારી બેસે છે. રુદ્રસિંહના - જયદામાનો શક ૧૦૩નો એક લેખ ગુંદા (કાઠિયાવાડ)નાથી મળ્યો છે, જેમા રુદ્રસેનના આભીર સેનાપતિ રુદ્રભૂતિનું નામ છે. મતલબ કે સેનાપતિ તરીકે ક્ષત્રપોના રાજ્યમા આભીરો કામ કરતા હતા અને કોઇ સેનાપતિએ રાજાને ઉઠાડી ગાદી પચાવી પાડી હોય એ અનુમિત છે. પણ બે વર્ષ પછી રુદ્રસિંહે ગાદી પાછી લઇ મહાક્ષત્રપ–પદ ધારણ કર્યું છે છતા લાટ દેશ તો પછી પણ ક્ષત્રપોના હાથમાથી નીકળી જઇ આભીરોને આધીન રહ્યો હોય એમ લાગે છે. જો કે પુષ્કર અને ઉજ્જૈનથી મળેલા સિક્કાઓ ઉપરથી ઇ સ બીજી સદીના અન્ત સુધી ક્ષત્રપોનુ રાજ્ય ઉજ્જૈન અને પુષ્કર સુધી હોય તો તેનો અસંભવ નથી ટુંકામા ક્ષત્રપ સિક્કાઓના છેલ્લા પુરાવાથી એવા નિશ્ચય ઉપર શ્રી જયચન્દ્ર વિદ્યાલંકાર પહોંચે છે કે ઇ. સ ૧૮૦ની લગભગ અપરાન્ત અને દક્ષિણ ગુજરાતમા સાતવાહન રાજ્યને બદલે આભીર રાજ્ય સ્થપાય છે અને ઈ સ ની ત્રીજી શત-

બ્દીના આરંભમાં ઉજ્જૈન–માહિષ્મતી પ્રાન્ત પણ ક્ષત્રપ સત્તામાંથી છુટી જાય છે અને એ ભાગ ઉપર સ્વ. જાયસવાલજીના કહેવા પ્રમાણે બારશિવોનું આધિપત્ય સ્થપાય છે.

ઉપર પ્રમાણે ક્ષત્રપ રાજ્ય નબળું પડ્યા પછી છેવટ એનો નાશ કેવી રીતે થયો એ બાબતમાં પણ નવો પ્રકાશ મળ્યો છે. ક્ષત્રપ વિશ્વસેનના શક ૨૫થી ૨૨૬ના (ઇ. સ. ૨૯૩થી ૩૦૪ના જે સિક્કાઓ મળ્યા છે તે કેવળ ક્ષત્રપી સિક્કાઓ છે. મતલબ કે વિશ્વસેન મહાક્ષત્રપ થઈ શક્યો નથી. અને એથી આગળ રુદ્રસિંહ બીજાના ઈ. સ. ૩૦૪ થી ૩૧૬ સુધીના અને તેના પુત્ર યશોદામાના ઈ. સ. ૩૧૬ થી ૩૩૨ સુધીના ક્ષત્રપી સિક્કાઓ મળ્યા છે. અને શક ૨૫૪–ઈ. સ. ૩૨૨ પછી ૧૬ વર્ષ સુધી કોઈપણ ક્ષત્રપ સિક્કો મળ્યો નથી એટલે ક્ષત્રપ રાજવંશનો અંત આવ્યો હોય એમ જણાય છે. શક ૨૯૫–ઈ. સ. ૩૧૭ માં મહાક્ષત્રપ ભર્તૃદામાના મરણ પછી મહાક્ષત્રપપદનો ક્ષત્રપ વંશમાં પત્તો લાગતો નથી એટલે કે પછીના ક્ષત્રપો સ્વતંત્ર રાજા મટીને કોઈના સામંત બન્યા છે અને ૩૬ વર્ષ પછી ક્ષત્રપપદનો પણ લોપ થઈ જાય છે.

આ રીતે ક્ષત્રપ વંશનો લોપ શાથી થયો ? પ્રો. રેપ્સને ક્ષત્રપ સિક્કાઓના પુરાવા ઉપરથી પશ્ચિમી ક્ષત્રપોના રાજ્ય ઉપર બહારથી આક્રમણ થયું હોવાનો તર્ક કર્યો જ હતો પણ 'આ બહારનો હુમલો કોના તરફથી થયો એ જાણી શકાતું નથી અને જ્યાં સુધી પડોશી રાષ્ટ્રોનો ઇતિહાસ વધારે જાણવામાં ન આવે ત્યાં સુધી અનુમાન નહિ થઇ શકે' એમ પ્રો. રેપ્સને લખ્યું છે. પણ હવે ક્ષત્રપોનાં પડોશી રાજ્યોના ઇતિહાસ ઉપરથી સ્વ. જાયસવાલજીના અંધકારનો પડદો દૂર થતાં ક્ષત્રપો ઉપરનું ઉપર કહેલું આક્રમણ વાકાટક ચક્રવર્તી પ્રવરસેનના દિગ્વિજયનું પરિણામ ઠરે છે. આ વાકાટક સમ્રાટ પ્રવરસેને દિગ્વિજય પછી અશ્વમેધ યજ્ઞ કર્યો હતો.

આ રીતે ક્ષત્રપોનો વાકાટક પ્રવરસેનને હાથે ઇ મ ૩૩૨મા પરાજય થયા પછી તેઓનુ શુ થયુ ? આ પ્રશ્ન ઉપર ઉપરકોટ અને સર્વાણીઆના ક્ષત્રપ સિક્કાઓથી પ્રકાશ પડે છે ઇ મ ૩૩૨ (શક-૨૫૪)ના યશોદામા દ્વિતીયના છેલ્લા સિક્કા પછી સોળ વર્ષે ઇ સ ૩૪૮ નો સ્વામી રુદ્રસેન ત્રીજાનો મહાક્ષત્રપી સિક્કો મળે છે, જેમા તે પોતાને મહાક્ષત્રપ સ્વામી રુદ્રદામા (બીજા) નો પુત્ર કહે છે એનો અર્થ એટલો જ કે મહાક્ષત્રપ પદ પાછુ આ રુદ્રદામાએ મેળવ્યુ હોવુ જોઈએ પણ એનો કોઈ લેખ કે સિક્કો મળતો નથી એ ઉપ થી એનો રાજ્યકાળ અતિ ટુકો હોવાનો તર્ક થાય છે અને પ્રવ સેનનુ મૃત્યુ ઈ મ ૩૪૪–૪૫ મા થયુ અને ઘણુ કરી એ જ વર્ષમા રુદ્રદામા (બીજા)એ પાછુ મહાક્ષત્રપ પદ મેળવ્યુ એમ માનવામા વાંધો નથી આ બધા પુરાવા ઉપરથી સ્પષ્ટ થાય છે કે વાકાટક પ્રવરસેને પહેલા ઈ મ ૨૮૫ મા ક્ષત્રપોને પોતાના સામત બનાવ્યા અને પછી મ ૩૩૨ મા ગાદી ઉપરથી ઉઠાડી મુક્યા અને પ્રવ સેનના મ ણુ સાથે વાકાટકસામ્રાજ્ય વિપત્તિમા આવી પડયુ એટલે ક્ષત્રપો પાછા સ્વતત્ર રાજા થઈ ગયા

ક્ષત્રપ રાજવ શનો છેવટનો નાશ તો ચદ્રગુપ્ત વિક્રમાદિત્યને હાથે થયો છે પણ તે પહેલા સમ્રાટ સમુદ્રગુપ્તે પણ ક્ષત્રપોને દબાવ્યા હોય એમ જણાય છે પ્રવ સેન વાકાટકના મ ણુ પછી પાછા સ્વતત્ર થયેલા ક્ષત્રપો કચ્છ, સિધ, સુરાષ્ટ્ર અને ઉત્તર-પૂર્વ ગુજરાતમા પોતાની સત્તા સભાળીને બેઠા હતા ત્યા, દિગ્વિજય કરવા નીકળેલો સમુદ્રગુપ્ત દક્ષિણાપથને વશ કરી, આર્યાવર્તના અનેક રાજ્યોને ઊખેડી નાખી તથા આટવિક રાજ્યોને આધીન કરી સુરાષ્ટ્રના ક્ષત્રપરાજ્ય ઉપર તુટી પડ્યો, પણ તેણે ક્ષત્રપોને હરાવી એ જ વ શની પુન પ્રતિષ્ઠા કરી સમુદ્રગુપ્તની આ ચડાઇનો બનાવ ઇ સ ૩૫૧મા બન્યો હોવાનુ ઉપરકોટ તથા સર્વાણીઆના સિક્કાઓના પુરાવાથી નક્કી થાય છે એકાએક

રાજ્યની ઉથલપાથલ થઈ હોય એવું સૂચવતા શક ૨૭૩ (ઈ. સ ૩૫૧)ના તામ્ર પાડેલા સિક્કાઓ દાટેલા મળ્યા છે

ઉપર પ્રમાણે શક ૨૭૩ (ઈ. સ ૩૫૧)માં બંધ થયેલા ક્ષત્રપ સિક્કાઓ કેટલાં વર્ષ પછી પાછા ચાલુ થાય છે. કારણ કે સમુદ્રગુપ્તે ક્ષત્રપસત્તાની પુનઃ પ્રતિષ્ઠા પોતાને હાથે જ કરી હતી. 'મહારાજ ક્ષત્રપ' જેવી નવી પદવી ગુપ્તોના માંડલિક તરીકે જ ક્ષત્રપોએ ધારણ કરી હોવી જોઈએ. ક્ષત્રપોનો છેલ્લો નાશ શક ૩૧૦ થી ૩૨૦ (ઈ. સ. ૩૮૮ થી ૩૯૮) વચ્ચે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યને હાથે થયો છે. પણ સુરાષ્ટ્રના આ ક્ષત્રપ-શકોના નાશ કરનાર તરીકે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય શકારિ કહેવાય છે એવી જૂની, છેક વિન્સેન્ટ સ્મિથ સુધી ઇતિહાસકોએ સ્વીકારેલી, માન્યતા હવે ત્યજી દેવાઈ છે. 'દેવીચંદ્રગુપ્તમ્' નાટકના ટુકડાઓ પ્રસિદ્ધ થયા પછી સમુદ્રગુપ્તનો ઉત્તરાધિકારી ગુપ્તરાજ ચંદ્રગુપ્ત નહિ પણ તેનો મોટો ભાઈ રામગુપ્ત હતો એવી માન્યતા ઇતિહાસકોમાં પ્રચલિત થઈ છે. આ રામગુપ્તવિષયક શોધ સૌથી પહેલી શ્રી જયચંદ્ર વિદ્યાલંકાર કહે છે તેમ શ્રી ચંદ્રધર ગુલેરીએ કરી છે (જુઓ ના. પ્ર. પ. ૧ પૃ ૨૩૪–૩૫) અને પછી સ્વ. રાખાલદાસ બેનરજી અને ડૉ. આળતેકરે નદી વ્યાખ્યાનોમાં આસપાસની અનેક દલીલોથી સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે[1] આ રામગુપ્ત ઉપર જે શક રાજાએ ચઢાઈ કરી તેને વેરી લીધો તથા ધ્રુવસ્વામિની

---

[1] ગુજરાતમાં આ રામગુપ્ત—ચંદ્રગુપ્ત—ધ્રુવસ્વામિનીદેવી વિષેની ચર્ચા ઠીક ચાલી હતી સ્વ કેશવ હર્ષદ ધ્રુવે 'સમુદ્રગુપ્તનો ક્રમપ્રાપ્ત ઉત્તરાધિકારી' નામનો નિબંધ નડીઆદની નવમી સા. પરિ. માં વાંચ્યો હતો અને એ નિબંધના ચર્ચાસ્પદ મુદ્દાઓ વિષે સામો પક્ષ જાણવા મળે એ માટે સ્વ રા બેનરજી અને ડૉ. આળતેકરના વ્યાખ્યાનોનો અનુવાદ વસંત ૧ રૂપના પ્રથમ અંકમાં છપાયો છે. તેમજ શ્રી. મુનશીએ 'ધ્રુવસ્વામિનીદેવી' નામનું નાટક લખ્યું છે તેમાં બે ભાગ પણ સ્વ કે હ. ધ્રુવને અનુસરી ધ્રુવસ્વામિનીદેવી જેને રામગુપ્તે સોંપી દીધી તે શકરાજનો ક્ષત્રપગણ એ મત સ્વીકાર્યો છે

દેવીને આપી દેવાની ફરજ પાડી તે શકરાજા સુરાષ્ટ્રનો ક્ષત્રપ નહિ પણ કાબુલનો કનિષ્કવંશ જ શક રાજા હોવો જોઈએ એવો મત સ્વ. જાયસવાલજીએ કવિ રાજશેખરના

> दत्त्वा रुद्धगतिः खसाधिपतये देवीं ध्रुवस्वामिनीम्
> यस्मात्खण्डितसाहसो निववृते श्रीशर्मगुप्तो नृपः ।
> तस्मिन्नेव हिमालये गुरुगुहाकोण क्वणत्कीचके
> गीयन्ते तव ते कुमार शवरस्त्रीणां गणैः कीर्तयः ॥

એ પદ્યમાંના **તે હિમાલયમાં જ** શબ્દો ઉપર ભાર દઇને દર્શાવ્યો છે. (જુઓ જ. બિ. ઓ. રી. સો. ૧૮ પૃ. ૨૮, ૨૯) અને શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર એથી આગળ વધી શોધ કરે છે કે જે સ્થાને શકરાજાને ચંદ્રગુપ્તે હરાવ્યો તે સ્થાન એટલે વિષ્ણુપદગિરિ; જેના ઉપર ચંદ્રગુપ્તે પોતાનો લોહસ્તંભ ઊભો કર્યો હોવાનું કુતુબમિનાર પાસેના લોહસ્તંભ ઉપર કોતરેલા શ્લોકમાં કહ્યું છે. આ વિષ્ણુપદગિરિ ગઢ-વ્યાસ નદીને કાંઠે શિવાલક અથવા સોલાસિંગી શૃંખલાના એક પહાડનું નામ છે.[૧]

શ્રી. જયચંદ્ર વિદ્યાલંકારના 'સુરાષ્ટ્ર-ક્ષત્રપ ઇતિહાસકી પુનઃ પરીક્ષા' લેખમાં ક્ષત્રપવંશના જુદા જુદા રાજાઓનાં રાજ્યકાળનાં વર્ષો સંબંધી જે વિગતવાર સંશોધન કરવામાં આવ્યું છે તેની નોંધ આ સમીક્ષામાં નથી લીધી, પણ ક્ષત્રપ રાજ્ય ઉપર આભીરો, ભારશિવો, વાકાટકો અને ગુપ્તોનું એક પછી એક જે આક્રમણ થયું અને જેને પરિણામે એ વંશ નષ્ટ થયો તે આક્રમણો વિષે નવા મળેલા ક્ષત્રપ સિક્કાઓની અને પડોશી રાજ્યના ઇતિહાસની મદદથી જે નવો પ્રકાશ શ્રી. જયચંદ્રજીએ નાખ્યો છે તે તરફ અંગુલિનિર્દેશ કરીને સંતોષ માન્યો છે.

૧. જુઓ. જ. બિ. ઓ. રિ સો. ગ્ર. ૨૦ પૃ. ૯૬-૧૦૦ તથા 'સુરાષ્ટ્ર ક્ષત્રપ ઇતિહાસકી પુનઃ પરીક્ષા' પૃ. ૧૯

# સંતમહાત્માઓનાં જીવનચરિત્રો

આ દેશમાં પ્રાચીન કાળથી જ ઇતિહાસદૃષ્ટિ લગભગ અણવિકસી રહી છે. ધર્મ, તત્ત્વજ્ઞાન, કાવ્ય, નાટક, વૈદક, જ્યોતિષ, કાયદો, રાજ્યનીતિ વગેરે અનેક વિષયો ઉપર પુષ્કળ, ને કેટલાક વિષયોમાં તો ઊંચી કોટિનું સાહિત્ય સંસ્કૃત ભાષામાં મળે છે., પણ જેને સાચી રીતે ઇતિહાસ કહી શકાય એવું કાંઇ જ પ્રાચીન કાળમાં રચાયું નથી. 'इति ह आस–' આમ હતું ' એવો ઇતિહાસ શબ્દનો અર્થ છે. પણ વૈદિક સાહિત્યમાં અને મહાભારતમાં ઇતિહાસ શબ્દ તો જુની વાતના અર્થમા વપરાયો છે. મહાભારતમાં અનેક સ્થળે:

अत्राप्युदाहरन्तीममितिहासं पुरातनम्

'આ બાબતમાં નીચેના પુરાતન ઇતિહાસનું ઉદાહરણ આપે છે' એમ કહીને જે જે વાત કહે છે તે કથાઓ જ હોય છે. મહાભારત પોતે સામાન્ય રીતે ઇતિહાસ કહેવાય છે, પણ મૂળમાં જ એને જેમ ઇતિહાસ કહેલ છે તેમ કાવ્ય પણ કહેલ છે. (જુઓ મહાભારત આદિ પર્વ અ. ૧, શ્લો. ૫૪ તથા ૬૧) કહેવાની મતલબ એટલી જ છે કે આ દેશમાં પ્રાચીન કાળમાં કથા અને કાવ્યથી ઇતિહાસનું પૃથક્ સ્વરૂપ સાહિત્યકારોના ધ્યાનમાં ઊતર્યું જ નહોતું. આથી ઊલટું, ગ્રીસમાં ઇ. સ. પૂર્વે પાંચમા શતક પહેલાં જ ઇતિહાસદૃષ્ટિનો ઉદય થયો હતો. ગ્રીસના હીરોડોટસ નામના ઇતિહાસકારે જાતે

મુસાફરી કરીને, પ્રખ્યાત સ્થળોમાં ફરીને; તથા પુછપરછ અને તપાસ કરીને ઐતિહાસિક માહિતી એકઠી કરી હતી. વળી, પોતે મેળવેલી માહિતીમાં શું સાબિત થઈ શકે એવું છે એનું વિવેચન કરીને પોતાના ઇતિહાસ-ગ્રન્થની હીરોડોટસે રચના કરી છે. આ હીરોડોટસ (ઈ. સ. પૂર્વે ૪૮૪થી ૪૨૫)થી થોડાં વર્ષે નાનો સમકાલીન થ્યુસીડીડીસ (ઈ. સ. પૂર્વે ૪૭૧થી ૪૦૧) તો પ્રાચીન કાળનો શ્રેષ્ઠ ઇતિહાસકાર ગણાય છે. તેણે મુખ્યત્વે સમકાલીન ગ્રીસનો ઇતિહાસ લખ્યો છે, અને તેના લખાણમાં શાંત ચોકસાઇ, વિશાળ સમજણવાળી મર્મગ્રાહી દૃષ્ટિ અને સુરેખ ચિત્ર આપવાની શક્તિ વગેરે મોટા ગુણો છે. ગ્રીસના હીરોડોટસ અને થ્યુસીડીડીસથી આજ સુધી ચાલી આવતી ઇતિહાસકારોની પરંપરા વડે યુરોપનાં રાજ્ય, ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન વગેરેના નાનામોટા ઇતિહાસો યુગયુગે લખાયા છે, જ્યારે આ દેશ ઐતિહાસિક સાહિત્યથી વંચિત રહી ગયો છે. જો કે ઇતિહાસ ચર્ચા માટે આ ઉપક્રમ નથી, પણ જે માનસિક ખામીથી આ દેશમાં ઇતિહાસદૃષ્ટિ ન ખીલી તે જ ખામીથી જીવનચરિત્રની દૃષ્ટિ પણ નથી ખીલી. નાનીમોટી સમષ્ટિનું ચરિત્રનિરૂપણ એટલે ઇતિહાસ અને વ્યક્તિનું ચરિત્રનિરૂપણ તે જીવનચરિત્ર, અને ઇતિહાસ એ સાહિત્યના એક જાતિના પ્રકારો છે. ઘણુંખરું બેય સાહિત્ય પ્રકારો એક સાથે અને પરસ્પરની સહાય વડે ખીલે છે. આપણે ત્યાં આ બેય સાહિત્યપ્રકારો વણખીલ્યા રહ્યા છે.

આ દેશમાં અનેકવાર અતિસમૃદ્ધ અને વિશાળ સામ્રાજ્યો સ્થપાયાં, કેટલોક સમય ચાલ્યાં અને પાછાં લુપ્ત થયાં. પણ મુસ્લિમ સમયમાં મુસ્લિમ ઇતિહાસકારોએ પોતાના સમયની જે કાંઈ સામગ્રી આપી છે તેને બાદ કરતાં, અને કદાચ મુસ્લિમ સાહિત્યની અસરથી રાજતરંગિણીના કવિએ કાશ્મીરના કેટલાક રાજાઓનાં ચરિત્રોનાં જે સચોટ ચિત્રો આપ્યાં છે તે સિવાય, પ્રાચીન કે મધ્ય કાળના મોટામાં મોટા ચક્રવર્તી રાજાઓનાં પે ચરિત્રો લખવાનો કોઈએ પ્રયત્ન કર્યો

નથી. મૌર્ય વંશનો સમ્રાટ અશોક કેવડા મોટા સામ્રાજ્યનો સ્વામી હતો! પણ એના વિષે એના સમય પછી છસો–સાતસો વર્ષ પછી લખાએલ બૌદ્ધ દંતકથાઓ સિવાય જીવનચરિત્રના નામને યોગ્ય આપણી પાસે કશું જ નહોતું. એ મહારાજાએ જાતે પોતાના વિશાળ સામ્રાજ્યના હિંદુકુશથી મહિસુર અને ગિરનારથી ઓરિસ્સા સુધીના પ્રદેશના જુદા જુદા ભાગોમાં પુષ્કળ શિલાલેખો અને ઊંચા સ્તંભો ઉપર સ્તંભલેખો કોતરાવ્યા હતા. પણ બારસો વર્ષથી તો આ દેશના લોકો અશોકના એ લેખોના અક્ષરો વાંચતાં યે ભુલી ગયા હતા. ધાર્મિક ઉપદેશ આપનારા એ શિલાલેખો, કોઈએ નીચે ધન દાટીને ઊભા કર્યા છે એવું લોકો માનતા-હતા! આ લેખો વડે અશોકના ચરિત્ર ઉપર ઘણો પ્રકાશ પડ્યો છે અને એ જ લેખોમાં અશોકે પરદેશીના પડોશી સમકાલીન ગ્રીક રાજાઓનાં નામો લખ્યાં છે એટલે એ પરદેશી રાજાઓના સમય ઉપરથી અશોકનો સમય નક્કી થઈ શક્યો છે. પણ આટલો પ્રાચીન ઇતિહાસ ઉકેલવાનો બધો યશ આધુનિક પુરાતત્ત્વવિદ્વાનોને મળે છે. જે મૌર્ય વંશના રાજા વિષે કહ્યું તે જ ગુપ્ત વંશના રાજાઓને લાગુ પડે છે. ગુપ્ત વંશના રાજાઓ વિષે તો દંતકથાઓ પણ નથી. પુરાણોનું વંશવર્ણન ગુપ્ત સમય આગળ જ પુરું થઈ ગયું, એટલે પુરાણોમાં ગુપ્તોની વંશાવળી જ નથી. ટુંકામાં આધુનિક પુરાવિદ્યાએ ગુપ્તવંશના મળી આવેલા શિલાલેખો તથા સિક્કાઓ ઉપરથી એ વંશનો આખો ઇતિહાસ ઉકેલ્યો. પણ જેને આપણે આ દેશના પ્રાચીન ઇતિહાસનો સુવર્ણયુગ ગણીએ છીએ, જે સમયે આ દેશમાં ધર્મ, સાહિત્ય, ચિત્રકલા, શિલ્પકલા, વેપાર, ઉદ્યોગ વગેરે સંસ્કૃતિના સર્વ પ્રકારોએ ઉન્નતિનું ઉચ્ચતમ શિખર જોયું હતું એ યુગને દીપાવનારા ગુપ્ત રાજાઓમાંના કોઈનું જીવનચરિત્ર લખાયું નથી.

આ દેશના રાજકીય મોટા પુરુષોનાં જ જીવનચરિત્રો અંધારામાં છે એમ નથી. વૈદિક કાળના મંત્રદ્રષ્ટાઓને બાજુ ઉપર રાખીએ, પણ વ્યાસ-વાલ્મીકિથી આરંભી અઢારમા શતકના નાગોજી ભટ્ટ સુધીના

સંસ્કૃત સાહિત્યકારોમાંથી કોઈનું સંપૂર્ણ જીવનચરિત્ર મળતું નથી. વ્યાસજી વિષે કેટલીક પૌરાણિક કથાઓ મળે છે. પણ વાલ્મીકિ વિષે તો એ રામાયણ રચનાર આદિ કવિએ પોતાના આશ્રમમાં સીતાને આશ્રય આપ્યો હતો અને રામના પુત્રોને ઉછેર્યા તથા કેળવ્યા હતા, એટલી જ હકીકત આપણે જાણીએ છીએ. પછી, સંસ્કૃત સાહિત્યના મહાકવિ કાલિદાસનાં કાવ્યો અને નાટકોથી કોઈ સંસ્કૃતનો અભ્યાસી અપરિચિત નથી. એના ગ્રન્થોથી કાલિદાસની કવિત્વશક્તિનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવે છે. પણ એ કવિ કયા દેશમાં, કયારે થઈ ગયા? એનાં માબાપ કોણ હતાં? ગુરુ કોણ હતા? વગેરે એમના જીવનને લગતી એક પણ હકીક્ત આપણે જાણતા નથી. ઐતિહાસિક મૂલ્ય વગરની તથા કવચિત્ એ મહાકવિને શોભાસ્પદ નહિ એવી જે દંતકથાઓ મળે છે તે જુના પંડિતોની વિવેકશક્તિના અભાવની સૂચક છે. જે કાલિદાસ વિષે કહ્યું તે ભવભૂતિ, ભારવિ, માઘ વગેરે કવિઓને સરખી રીતે લાગુ પડે છે. પણ કવિઓનાં તો નામો ય મળે છે, અને હાલની પુરાવિદ્યાએ તેઓના સમય માટે સયુક્તિક અનુમાનો પણ તારવ્યાં છે; પરંતુ પ્રાચીન ચિત્રકારો કે શિલ્પકારોનાં તો નામે ય મળતાં નથી, તો જીવનચરિત્રની વાત જ કયાં? પ્રાચીન કાળનાં શ્રેષ્ઠ અજન્તાનાં ચિત્રોના ચિત્રકારોમાંથી કોઈનાં નામ જાણવામાં નથી. અજન્તા, એલોરા ને એલીફન્ટા જેવી ગુફાઓને કોતરનારાઓનાં નામો કાલોદધિમાં લુપ્ત થઈ ગયાં છે.

પણ આવા વધુ દાખલા નોંધવાની જરૂર નથી. એટલે મુખ્ય વક્તવ્યનો જ વિચાર કરીએ. ધાર્મિક અને આધ્યાત્મિક વિશેષતા માટે હિંદુઓ ગર્વ લે છે. છેક વૈદિકકાળથી યુગેયુગે આ દેશમાં અનેક ધાર્મિક ને આધ્યાત્મિક પ્રતિભાવાળા મહાપુરુષો થઈ ગયા છે એવો આપણો દાવો છે, ને ધાર્મિક તથા આધ્યાત્મિક વિચારોથી ભરેલું પુષ્કળ સાહિત્ય આપણી પાસે છે એ યે ખરું પણ એ ધાર્મિક તથા

આધ્યાત્મિક મહાપુરુષોનાં જીવનચરિત્રો જાણવાની ઇચ્છા અતૃપ્ત જ રહે છે.

ઇતિહાસ અને જીવનચરિત્રના સાહિત્યની, બીજા સાહિત્યપ્રકારો પેઠે, સાહિત્યકીય કીમત અને ઉપકારકતા છે જ પણ એક વિશેષ કીમત પણ છે. ધર્મ તથા અધ્યાત્મવિદ્યાનાં કેટલાંક રહસ્યો પકડવાનું એકમાત્ર સાધન ધાર્મિક ને આધ્યાત્મિક માણસોનાં ચરિત્રો છે, એ હકીકત સામાન્યરીતે પ્રસિદ્ધ નથી પણ આ યુગમાં પશ્ચિમના જે વિદ્વાનોએ માનવશાસ્ત્રની દૃષ્ટિથી ધાર્મિક માન્યતાઓનું અન્વેષણ કર્યું છે તેઓએ જીવનચરિત્રોને મુખ્ય સામગ્રી તરીકે વાપર્યાં છે, અને કોઇ પણ ધાર્મિક માણસના માનસઘડતરતથા વિકાસને સમજવા માટે માણસના ચિત્તમાં ધર્મદ્વારા કેવા ફેરફારો થવા શકય છે એનું અન્વેષણ કરવા માટે જીવનચરિત્રો સિવાય બીજું કોઈ સાધન જ નથી. આથી ધાર્મિક ને આધ્યાત્મિક માણસોનાં ચરિત્રોનું સાહિત્યમાં વિશેષ મૂલ્ય છે.

આ બાબતમાં પણ યુરોપીય ધર્મવિચારક માનસશાસ્ત્રીઓ ઘણુ ભાગ્યશાળી છે. જે મહાપુરુષને ખ્રિસ્તીઓ ઇશ્વરનો અવતાર ગણે છે એ જીસસના જીવનને લગતું જે કાંઇ વાંચવા કે સાંભળવામાં આવે તેને ઈ. સ. બીજા શતકની પહેલી બીજી પચ્ચીશીમાં જ પાદરી પંડીતોએ મંગ્રહવા માંડ્યું હતું. (જુઓ રેનાનું 'લાઈફ ઓફ જિસસ', ઉપોદ્ઘાત પૃ. ૯, ૧૦) એ સંગ્રહકારોમાં મુખ્યત્વે ધાર્મિક દૃષ્ટિ હતી, પણ સાથે ઐતિહાસિક દૃષ્ટિ પણ હતી. પરિણામે, ગઈ સદીના ફ્રાન્સના સંપૂર્ણ ઐતિહાસિક દૃષ્ટિવાળા રેનાં જેવાને હાથે જિસસ પેગંબરનું ઐતિહાસિક ચરિત્ર લખવાનું સંભવિત બન્યું છે.

હવે આપણે ત્યાં વિશ્વામિત્ર ને વસિષ્ઠ જેવા મંત્રદ્રષ્ટા ઋષિઓનાં ઋગ્વેદમાં તો નામ જ મળે છે. પણ પાછળથી આ ઋષિઓની વિસ્તૃત પૌરાણિક કથાઓ રચાઇ છે. યાજ્ઞવલ્કયાદિ ઔપનિષદ ઋષિઓની પણ પાછળથી કથાઓ રચાઈ છે. આ પાછળથી રચાએલી કથાઓ માટે તે તે કથાઓના રચનારાઓની કલ્પનાને કોઈ જાતના આધારની

જરૂર લાગી હશે એમ માનવાનું કારણ નથી. પણ બીજાઓની વાત જવા દઈએ. ભગવાન શ્રી કૃષ્ણના ચરિત્રની જ શી દશા છે? એ જોઈએ. મહાભારત, હરિવંશ, બ્રહ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શ્રી ભાગવતપુરાણ, બ્રહ્મવૈવર્ત વગેરે જે અનેક પુરાણોમાં શ્રી કૃષ્ણની કથા મળે છે તેમાં એકસરખાપણું નથી, વધારો ઘટાડો ઘણો છે, એટલું જ નહિ પણ પરસ્પર વિરુદ્ધ વાતો પણ છે. મહાભારત અને ભાગવતના વૃત્તાન્તો વચ્ચે વિરોધ છે, એટલું જ નહિ પણ મહાભારતમાં યે જુદેજુદે સ્થળે શ્રી કૃષ્ણ વિષે જે જે કહેલું છે તે એક જ વ્યક્તિ વિષે છે એમ માનવું તટસ્થ વિચારકને મુશ્કેલ છે. ક્યાંક શ્રીકૃષ્ણ સામાન્ય માણસ પેઠે—અરે નૈતિક દૃષ્ટિએ જેનો બચાવ ન થઈ શકે એવી સલાહ આપે છે, ક્યાંક મહાપુરુષ તરીકે વર્તે છે, ક્યાંક જ્ઞાની દેખાય છે, ક્યાંક મહાન ઉપદેશકનું રૂપ ધરે છે અને ક્યાંક સાક્ષાત્ ઈશ્વરનો અવતાર બને છે કે વિશ્વરૂપનું કે કાલ ભગવાનનું રૂપ દેખાડે છે. મહાભારતાદિ કૃષ્ણચરિત્રને લગતા ગ્રંથોમાં શ્રીકૃષ્ણ વિષે આવી જે પરસ્પર વિરુદ્ધતાવાળી વાતો મળે છે એનું પરિણામ એ થયું છે કે શ્રીકૃષ્ણ ઐતિહાસિક પુરુષ હોય તો એનું ઐતિહાસિક ચરિત્ર અંધારામાં રહે છે. બુદ્ધ ભગવાન માટે પણ ચમત્કારોવાળી કથાઓ રચાઈ છે. છતાં એમાંથી બુદ્ધને ઐતિહાસિક પુરુષ માનવામાં વાંધો ન આવે એટલું ઐતિહાસિક તત્ત્વ તારવી શકાય છે એમ તટસ્થ વિચારકો ગણે છે, જ્યારે કૃષ્ણ તો ઈશ્વરનું નામ જ છે, એ નામના કોઈ ઐતિહાસિક પુરુષ હતા જ નહિ એવું માનવા તરફ તટસ્થ વિદ્વાનોનું વલણ રહે છે.

હિંદુ ધર્મના સર્વશ્રેષ્ઠ પૂજ્ય મહાત્મા શ્રીકૃષ્ણના ચરિત્રની ઐતિહાસિકતા ગ્રહણ કરવામાં જે મુશ્કેલી ઉપર દર્શાવી તે થોડેઘણે અંશે પછીના આચાર્યો અને સંતભક્તોને લાગુ પડે છે. શ્રીકૃષ્ણને જેમ વૈષ્ણવ ભક્તોએ પૂર્ણાવતાર માનીને એના મનુષ્યરૂપને અભેદ્ય પડદા પાછળ નાખી દીધું તેમ જો કે શંકરાદિ આચાર્યો વિષે નથી બન્યું, પણ કોઈક જાતના અવતારો તો તેઓ મનાયા છે અને એમના

ચરિત્રમાં યે ચમત્કારો પુષ્કળ કલ્પાયા છે. છતાં તેઓ ઐતિહાસિક માણસો હતા અને ઘણું કરી અમુક કાળે થઈ ગયા એમ પુરાવિધા કહી શકે એટલું અજવાળું તેઓનાં ચરિત્ર ઉપર પડે છે.

શંકરાચાર્યના ચરિત્રના અનેક મોટા ગ્રંથો મળે છે, પણ શંકરાચાર્યના પોતાના ગ્રંથોમાંથી તથા એમના અનુયાયીઓ તથા વિરોધીઓના ગ્રંથોમાં એ સમર્થ ફિલસૂફના ચરિત્રનું તો નહિ પણ એના પ્રતિભાયુક્ત માનસનું જે ચિત્ર આપણા મનશ્ચક્ષુ આગળ ખડું થાય છે તેમાં એના ચરિત્ર ગ્રન્થોથી કશો ઉમેરો થતો નથી અને ઐતિહાસિક ચરિત્ર તો અંધારામાં જ રહે છે. રામાનુજાદિથી પાછળના આચાર્યો વિષે આવી તદ્દન નિરાશાજનક સ્થિતિ નથી. એમના કેટલીક વાર સમકાલીન કે નિકટના અનુયાયી લેખકોએ લખેલાં ચરિત્રોમાં થોડી હકીકતો મળે છે ખરી, પણ તેમાંયે ચમત્કારોનું ભરણું ઘણું છે, અને ચમત્કારોથી દબાઇ જવાને લીધે ચારિત્રની વાસ્તવતાની સ્પષ્ટ છાપ આપણા મન ઉપર પડતી નથી. મધ્યયુગના રામાનુજ પહેલાંના તથા પછીના છેક ગઈ સદીના આરંભ સુધીના સંતોનાં ચરિત્રોની પણ આવી જ દશા છે. જ્ઞાનદેવ, એકનાથ વગેરે મરાઠી સંતો, રામાનંદથી શરુ થએલી હિંદી પરંપરના હિંદી સંતો, એ બધામાથી કોઈનું ચમત્કારની વાતોથી નિર્મળ ચરિત્ર નથી મળતું. આપણા નરસિંહ મહેતાનો જ દાખલો તપાસો. એનાં પદો આખા ગુજરાતમાં પ્રસિદ્ધ છે, અને એની પછી થએલા એક કરતાં વધારે કવિઓએ એના ચરિત્ર સંબન્ધી કાવ્યો રચ્યાં છે, પણ પરચાઓ—ચમત્કારો સિવાય કાંઇ એ ચરિત્રોમાં નથી. ખરી વાત એ છે કે પ્રહ્લાદની ભાગવતમાં આપેલી કથાથી ભક્તનો એક આદર્શ બંધાઈ ગયો. જેમ પ્રહ્લાદને માથે પડેલી પ્રત્યેક આફતમાંથી એને ભક્તવત્સલ ભગવાને ઉગાર્યો, તેમ દરેક ભક્તને ભગવાન તેની મુશ્કેલીમાં સહાય કરે જ છે, અને ભક્તને ભગવાને કરેલી સહાયનાં વર્ણનો જેમાં હોય એવું ભક્તચરિત્ર જ ભક્તિપોષક થાય, એવી માન્યતા ભક્તજનોમાં દૃઢ થઈ જતાં, શું બન્યું હતું એનો વિચાર

ન કર્તાં ભક્તોનાં પરચાવાળાં ચરિત્રો રચવાની એક જાણે પ્રણાલિકા જ બંધાઈ ગઈ. અને તેને અનુસરતાં પિતૃશ્રાદ્ધ, હુંડી, પુત્રવિવાહ, પુત્રીનું મામેરું, ભગવાન હાર પહેરાવે છે એ પ્રસંગ, વગેરે ભગવાને કરેલી સહાયના પ્રસંગો એ જ નરસિંહ મહેતાનું ચરિત્ર એ પરિણામ આવ્યું.

આ રીતે ભક્તચરિત્રોમાં ભગવાને દેખાડેલા પરચાઓનું વર્ણન હોય છે, તો યોગી-સંતોનાં ચરિત્રોમાં પાંચસો કે હજાર વર્ષનું આયુષ્ય, લાંબા વખત સુધી આહાર વગર રહેવાની શક્તિ, ગમે ત્યાં ઊડીને જવાની કે દર્શન આપવાની શક્તિ, જડ વસ્તુઓને ચલાવવાની અને પશુપક્ષીઓને બોલાવવાની શક્તિ, વાઘ વગેરે ગમે તેનાં રૂપ ધારણ કરવાની શક્તિ, છાણ કે બીજો મળ ખાઈ શકવો વગેરે વિચિત્ર સિદ્ધિઓ રૂપ ચમત્કારોની વાતો ભરેલી હોય છે. સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્ય સહજાનંદ સ્વામી (ઇ. સ. ૧૮૩૦માં પરલોકવાસી થયા)ના સમય સુધી તો સંત-ભક્તોનાં ચરિત્રોમાં આ ચમત્કારોનું સ્થાન જ પ્રધાનપણે રહ્યું છે. સહજાનંદ સ્વામી પોતે પણ પ્રકટ પુરુષોત્તમ સંપ્રદાયમાં મનાય છે.

બસ. વધારે દાખલાઓની જરૂર નથી. ટુંકામાં વક્તવ્ય એટલું છે કે ભગવાન શ્રીકૃષ્ણ ને ભગવાન બુદ્ધના વખતથી તે છેક સ્વામીનારાયણના વખત સુધી આ દેશમાં સંતો, ભક્તો અને મહાત્માઓનાં ચરિત્રો ઐતિહાસિક દૃષ્ટિથી નહિ પણ ચમત્કારોથી ભરેલી કથાઓ રૂપે જ રચાયાં છે.

આપણે સવિસ્તર જોયું તેમ સંત-ભક્તોનાં ચરિત્રોની બાબતમાં આપણું સંસ્કૃત તથા દેશી ભાષાનું સાહિત્ય અત્યંત દરિદ્ર હોવાને લીધે એક સરસ આધ્યાત્મિક કેળવણીથી આપણે વંચિત રહીએ છીએ. ચમત્કારોવાળી કથાઓથી લોકોનું માનસ બાલભૂમિકાથી ઊંચે ચડતું નથી. મતલબ કે લોકોના માનસને એક જાતની ખોટી કેળવણી મળે

છે અને સૌથી ખરાબ તો એ છે કે, ધાર્મિક મનુષ્યોનાં ચરિત્રો રૂપ જે સાધન છે તેનો અભાવ હોવાથી આપણા ધાર્મિક જીવનનો માનસશાસ્ત્રીય અભ્યાસ અટકી રહ્યો છે.

આમ, અનેક યુગોનાં ઊંચીનીચી વિવિધ માનસ ભૂમિકા પર ઊભેલાં ભક્તજનો, જ્ઞાનીઓ, યોગીઓ—ટૂંકામાં વિવિધ અધ્યાત્મમાર્ગનાં પ્રવાસીઓનાં વિગતપૂર્ણ ચરિત્રો વડે માનવ ચિત્તની ધાર્મિક અને આધ્યાત્મિક રહસ્યપૂર્ણ ગુહાઓમાં જે પ્રકાશ ફેલાઈ શક્ત તેની તો આશા થોડી છે એ જોયું; પણ અંધકારપૂર્ણ ભૂતકાળને છોડીને ભવિષ્ય તરફ મીટ માંડીએ તો આશાનો અરુણોદય વર્તમાનમાં દેખાય છે અને આ અરુણોદયનું પ્રભવસ્થાન છે મહાત્માજીની આત્મકથા. જગતનાં આત્મચરિત્રોમાં મહાત્માજીની આત્મકથાનું સ્થાન ખુબ ઊંચું છે. મહાત્માની આત્મકથા એ હમણાં જ પ્રગટ થએલ મહાદેવભાઈની ડાયરી સાથે આધ્યાત્મિક ઉન્નતિ માટે પ્રયાણ કરનારને અદ્દભુત માર્ગદીપ થાય એવું સાહિત્ય છે.[૧]

૧ આ લેખ ત્રુટક મળ્યો છે તે પ્રમાણે જ છાપ્યો છે.

૬૨

## પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ

પ્રશ્નોરા એક બ્રાહ્મણનાત છે, એટલું જ નહિ પણ પ્રશ્નોરા પોતે પોતાને ૭ નાગરમાંના એક ગણે છે અને વડનગરા વગેરે બીજી નાગરનાતો એ દાવો કબુલ રાખે છે,[૧] અને નાગરજ્ઞાતિની ઉત્પત્તિ તથા તેના ઇતિહાસ સંબંધી જે અનેક ગ્રન્થો લખાયા છે તેમાં પ્રશ્નોરાને નાગર બ્રાહ્મણની એક ઉપજ્ઞાતિ ગણેલ છે. (શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાએ લખેલ નાગરોત્પત્તિમાં નાગર સંબંધી લખાયેલા ગ્રન્થો તથા લેખોની મોટી યાદી આપી છે–પા. ૧ અને તેની ટીપ્પણી ૧–૨ )

ઇ. સ. ૧૯૦૧ના વસ્તીપત્રક પ્રમાણે નાગર બ્રાહ્મણોના (૧) વડનગરા, (૨) વીશનગરા, (૩) પ્રશ્નોરા, (૪) સાઠોદરા, (૫) કૃષ્ણોરા, (૬) ચિત્રોડા અને (૭) બારડ એ પ્રમાણે પેટાભેદો ગણાવ્યા છે. અલબત્ત બારડ તો વડનગરા વગેરે બધી નાગરનાતોમાં મળે છે. જુના વખતમાં કોઈપણ કારણથી બહિષ્કૃત થયેલા જથ્થાને બારડ કહે

૧ આ દાવાના અનેક દાખલાઓમાંથી એક જ ટાંકું છુ. વિ. સંવત ૧૭૮૫ માં વેદાન્ત કલ્પલતિકા નામનો ગ્રન્થ ઉતારીને અન્તે પ્રશ્નોરા શ્રી. ગોવર્ધન ભટ્ટ अहिछत्रनागरज्ञातियेन गोवर्धनेन એ રીતે લખે છે. અને વડનગરા નાગર ( જુનાગઢના દીવાન ) રણછોડજીએ એક પુસ્તકમા ૭ નાગરો ગણાવતાં પ્રશ્નોરા વિષે લખ્યુ છે કેઃ—

યજમ પ્રશ્નોરા તપધારી
શંકર ભક્ત વેદ અધિકારી.

છે. પ્રશ્નોરા જ્ઞાતિમાં પણ બાયડ જ્ઞાતિ છે અને તેઓ ખોરાસા (ખોરાસા ગામ ઉપરથી) અથવા સોરઠી પ્રશ્નોરા કહેવાય છે. પણ વડનગરા પેઠે ગૃહસ્થ અને ભિક્ષુકનો ભેદ પ્રશ્નોરામાં નથી.

પ્રશ્નોરા જ્ઞાતિ હાલમાં કાઠિયાવાડ, ગુજરાત અને રજપુતાના (દિલ્હી, મથુરા અને કાશીમાં વસનારાં કુટુંબોને પણ રજપુતાનામાં ગણ્યાં છે.) નાં અનેક ગામોમાં વસે છે. અત્યારે ધંધા અર્થે છુટાં છુટાં માણસો વેરાઈ જાય છે એ ન ગણીએ તો કાઠિયાવાડી પ્રશ્નોરાઓ અમરેલી, કુંડલા, ઉમરાળા, ચાવંડ, ચુડા, જામજોધપુર, જામનગર, જુનાગઢ, જેતપુર, ધ્રાફા, પોરબંદર, બાબરા, ભાયાવદર, માણાવદર, માળીઆહાટીના, મોરબી, લીલીઆ, વાસાવડ સીહોર અને મુંબઈમાં મુખ્યત્વે વસે છે.

ગુજરાતી પ્રશ્નોરાઓ અમદાવાદ, કટારીઆ, કુંડલા, ગાણોલ, જવારજ, ધનાળા, ધોળકા, નાનીખોરૂ, પચ્છેગામ, પાલીતાણા, બરવાળા, બાદીપડવા, બડિયાદ, ભાવનગર, બોળાદ, મીતલી, લીલીઆ, વડોદ, વારણા, સીહોર, મુંબઈ વગેરે ગામોમાં વસે છે.

અને રાજસ્થાની પ્રશ્નોરા અજબગઢ, અલવર, કમરી, કાશી, કુમ્હેર, કોટા, ખોવા, ગુઢા, જયપુર, જુણોટા, ઝાલરાપાટણ, ડહેલા, ટરીબા, ફાઝળાબાદ, બુર્જા, બૂજ, ભરતપુર, મથુરા, રાજગઢ, વસવા, શ્યામગંગા, સકટ, સુરતગઢ, સીંહસનેહર, ખાણું વગેરે ગામોમાં વસે છે.*

* અહીં કાઠિયાવાડી (કે હાલારી), ગુજરાતી અને રાજસ્થાની એ ભેદ માત્ર ભૌગોલિક નથી, જુદા જુદા જથ્થાઓ નિદર્શક છે, એ સ્પષ્ટ દેખાય એવું છે. ઉપર કહેલા ત્રણ જથ્થામાં થઈને પ્રશ્નોરા જ્ઞાતિની કુલ વસ્તી આશરે અઢી હજાર કે (૨૫૦૦) ની છે (તેમાં ગુજરાતી લગભગ ૧૬૦૦, હાલારી લગભગ ૬૨૬–૬૩૦ અને રાજસ્થાની ૩૭૫–૮૦). કુલ એટલે કે ૭ અથવા આને નાગર જ્ઞાતિઓની વસ્તી આખા હિંદુસ્તાનમાં પીસ્તાલીસ હજાર ઈ. સ. ૧૯૦૧ માં હતી. (હાલમાં પચાસ હજાર ઉપર હોવી જોઈએ.)

બીજી હિંદુજ્ઞાતિઓની ગામનાં વહેચણી સાથે પ્રશ્નોરાની ગામવાર વહેંચણી સરખાવવા જેવી છે અઢી હજાર માણસો ( એક નાના ગામડાની વસ્તી ) સાઠથી સીત્તેર ગામોમા વહેચાયેના છે. બીજા ઉપર આધાર રાખતો ધધો એટલે એક ગામમા વધારે સખ્યા પોસાય જ નહિ પણ આ સ્થિતિનો એક ફાયદો છે ફાટી નીકળતા રોગમા કે દુકાળમા પાસે પાસેના બેચાર ગામોમા જ રહેતી નાની નાતનો જેમ નાશ થવાનો સભવ છે તેમ અનેક ગામોમા વહેચાયલી નાતનો નાશ થવાનો સભવ નથી

પ્રશ્નોરાજ્ઞાતિની આ વર્તમાન સ્થિતિ, પણ પ્રશ્નોરાજ્ઞાતિ આવી ક્યાથી ? આપણી જ્ઞાતિઓનુ મૂળ શોધવુ એ કઠણ, ક્વચિત્ અશક્ય કામ છે જ્ઞાતિઓ વિષે ગ્રથો લખનારા પ્રાચીન લેખકોએ જ્ઞાતિઓનો ઇતિહાસ ઉકેલવાને બદલે પગેરા ભુસી નાખ્યા છે નાગર ખડ માહપુરાણ, વગેરેમા જ્ઞાતિની ઉત્પત્તિને પૌરાણિકરૂપ આપવા જતા ' સત્ય તત્ત્વોને એટલા બધા વિરૂપ કરી નાખ્યા છે ' કે એમાથી ઇતિહાસ ઉકેલવો એ ' લોઢાના ચણા ચાવવા જેવુ છે ' એમ શ્રી માનશકર પીતાબરદાસ મહેતા કહે છે .

પ્રશ્નોરા, વડનગરા, વીશનગરા વગેરે નાગરો કે ઔદીચ્ય, શ્રીગોડ, શ્રીમળી મોઢ વગેરે બીજા બ્રાહ્મણો બધાનો ચાતુર્વર્ણ્યની દૃષ્ટિએ બ્રાહ્મણવર્ણમા અત્યારે સમાવેશ થાય છે અને પહેલા એ થતો એ હકીકતને ઐતિહાસિક રીતે જોઇએ તો મૂળ એક બ્રાહ્મણવર્ણમાથી બધી બ્રાહ્મણજ્ઞાતિઓ ધીમે ધીમે વાડા બધાઇને થતી ગઈ છે એ સત્ય સ્પષ્ટ તરી આવે છે પહેલેથી જુદી જુદી જ્ઞાતિઓ હતી એમ, હુ ધારતો નથી પણ કઈ જ્ઞાતિ ક્યારે જુદી અસ્તિત્વમા આવી એ નક્કી કરવુ મુશ્કેલ થઈ પડે છે

પ્રશ્નોરા જ્ઞાતિનો જ વિચાર કરીએ પ્રશ્નોરા જ્ઞાતિના જુદા જુદા ગોત્રોના જે વશવૃક્ષો (અમારી પાસે છે તેમા દશ દશ બાર બાર

પેઢીઓ મોટે ભાગે મળે છે જ્ઞાતિના વૃદ્ધો એટલે કે વિ સં ૧૮૦૦ પછીના જન્મેલા ઘણાઓ પોતાના ઉત્પાત પૂર્વજો સુધીની બધી બાબતોની અને બધી શાખાઓની વાતો કહેતા. આ ઉપરાંત કેટલાક કુટુંબો પાસે પોતાના બાપદાદાઓએ લખેલાં કે લખાવેલાં પુસ્તકો છે. આ પુસ્તકોની પુષ્પિકાઓમાં તે તે કુટુંબનો થોડો ઇતિહાસ જળવાયો હોય છે સદ્ગત મ મ … નાથ માહેશ્વરે કેટલાક પ્રશ્નોરા કુટુંબોની પોથીઓ આ દૃષ્ટિથી જોઈ હતી અને કેટલીક મેં પણ જોઈ છે એ બધા ઉપરથી વિ સં ૧૭૮૫ ૧૭૬૮ ૧૭૩૫ અને ૧૭૦૪માં કાંઈ કાંઈ પ્રશ્નોરાઓએ ગ્રન્થો ઉતારેલા દેખાય છે, અને વિ સં ૧૭૦૪માં તૈત્તિરીય સંહિતાની પ્રત ઉતારનાર હાલારી પ્રશ્નોરા દેવજી ભટના પ્રપિતામહ વિશ્વેશ્વરથી ચાલેલો મૂનાણી કુટુંબનો એક આંકો મળે છે હવે આ દેવજી ભટના પૌત્રે વિ સં ૧૭૩૫માં એક ગ્રન્થ ઉતાર્યો છે એ જોતાં દેવજી ભટનો જન્મ વિ સં ૧૬૭૦–૭૫ની આસપાસ અને એના પ્રપિતામહનો તેથી સો વર્ષ પહેલાં માનવામાં વાંધો લાગતો નથી—અર્થાત્ જામરાવળે વિ સં ૧૫૯૬માં જામનગર સ્થાપ્યું ત્યારે વિશ્વેશ્વર જામનગર આવ્યા અને એમણે સ્થાપનાના શ્લોકો રચ્યા વગેરે એ કુટુંબમાં કહેવાતી દંતકથાને સંભવિત માનવામાં વાંધો નથી આ રીતે હાલારી પ્રશ્નોરાના એક (ઘૃતકૌશિક) ગોત્રનો આંકો ચારસો વર્ષથી પ્રશ્નોરા જ્ઞાતિનું અસ્તિત્વ દર્શાવે છે * એ જ રીતે ગુજરાતી પ્રશ્નોરા કુટુંબોના કેટલાક આંકાઓમાં પણ જરૂર ચારસો વર્ષનો ઇતિહાસ સચવાયો છે (પણ મને તારીખો મળી શકી નથી) વળી ભોળાદના વચ્છસ ગોત્રના એક આંકામાં

* સ્વ., અમરેલીના હાલારી ભાર્ગવ ગોત્રનો એક ચૌદ પેઢીનો આંકો મારી પાસે છે જેના મૂળ પુરુષનો નાથા જયકૃષ્ણે સં ૧૭૨૦માં અને બીજા મહાશિવે સં ૧૭૭૦માં ગ્રન્થો લખ્યા છે.

બત્રીસ તેત્રીસ પેઢીઓ મળે છે+ એટલે કે આ આંબો સાતસો આઠસો વર્ષનું વૃક્ષ છે પણ એ વૃક્ષની શાખાઓ પ્રકાશ વગરની છે જુના કાળના કોઇ પુરુષની તારીખ મળતી ન હોવાથી આ જુના આંબાની ઐતિહાસિક કિંમત ઘણી ઘટી જાય છે પણ આ જુનું વંશવૃક્ષ વત્સસ ગોત્રનુ છે એ હકીકત ઉપયોગી છે

ઘણા જુના ઉત્કીર્ણ લેખોમા નાગરો અને નાગર બ્રાહ્મણોના ઉલ્લેખો મળે છે (જુઓ નાગરોત્પત્તિ) પણ પ્રશ્નોરાના ઉલ્લેખવાળો એક જ ઉત્કીર્ણ લેખ મારા જાણવામા છે અને તે વિ સ ૧૬૩૦મા અહિછત્ર જ્ઞાતિના દેવદાસે નાનીમોરૂમા કરાવેલા નારાયણપ્રસાદનો શિલાલેખ (જુઓ અહિછત્ર ત્રિમાસિક પુ ૩, અંક ૩, પા ૮૪) આમા લેખ કોતરાવનારની બે પેઢી આપી છે

ગ્રંથકાર તરીકે પણ જુના પ્રશ્નોરાઓને બહુ યશ મળે એમ નથી લાગતુ છેલ્લા સાતસો આઠસો વર્ષમા નાગરોએ સંસ્કૃતમા અનેક ગ્રન્થો રચ્યાનુ પ્રકાશમા આવ્યુ છે પણ પ્રશ્નોરામા સદ્ગત મ મ શંકરલાલ માહેશ્વરે સાવિત્રીચરિત્ર વગેરે અનેક ગ્રન્થો સંસ્કૃતમા રચ્યાનુ પ્રસિદ્ધ છે એ સિવાય વિ સ ૧૮૧૫ મા નાનીઓડમા જન્મેલા જગન્નાથ પંડિતે ભાગ્યમહોદય, નાગરમહોદય વગેરે ગ્રન્થો રચેલા છે ભૂતકાળમા આથી નીચે ઉતરતા ફક્ત ત્રણ નામો મળે છે

(૧) ગઢીમા વસનાર વત્સગોત્રી અહિછત્ર દ્વિજે (પ્રશ્નોરાએ) મંત્ર મહોદધિના મનોગ્રન્થ વિ. સં ૧૬૪૫મા રચ્યો છે.

(૨) આ મહીધરના પુત્ર કલ્યાણે વિ સ ૧૬૪૪મા બાલતંત્ર નામનો વૈદ્યનો એક ગ્રન્થ લખ્યો છે, અને

(૩) કલ્યાણના પ્રપૌત્ર તર્કવાગીશ વેણીદત્ત ભટ્ટ વિ સ ૧૭૭૪મા સ તરંગિણીની રસિકરંજની નામની ટીકા અને અલંકારચંદ્રોદય નામના ગ્રન્થો

---

+ શ્રી દયાશંકર જા શંકર શુક્લે આ આંબો છપાવ્યો છે

લખ્યા છે. આ ત્રણે ગ્રન્થકારોએ પોતાના કુળ વિષે જે લખ્યું છે[1] તે સાર એટલો જ છે કે વત્સગોત્રના અહિછત્ર નામના રત્નાકરના પૌ મહીધરે તથા એના પુત્ર કલ્યાણે પોતાનો દેશ છોડી કાશીમાં વા કર્યો અને ત્યાં મંત્ર મહોદધિ વગેરે ગ્રન્થોની રચના કરી. આ પુરાવે પણ ધારશો કે વિ. સ. ૧૬૪૪માં ગ્રંથ લખનાર કલ્યાણના પ્રપિતામ સામું જોઈને બહુ તો સાડાચારસો પાંચસો વર્ષ પહેલાં પ્રશ્નોરાને મુ છે. પણ એથી આગળ તો અંધારું જ રહે છે.

**અહિછત્રજ્ઞાતિ નામ શાથી પડ્યું ?**—જેમ વડનગરા નામ વડનગર શહેર ઉપરથી અને વીશનગરા વિશનગર ઉપરથી, ( મોઢ મોઢેરા ઉપરથી, શ્રીમાળી શ્રીમાળ કે ભિન્નમાળ ઉપરથી વગેરે અનેક દાખલાઓ છે ) તેમ અહિછત્રા અહિછત્ર નગર ઉપરથી એ સાદી કલ્પના છે. પણ

---

१ अहिच्छत्रद्विजकुल वत्सगोत्र समुद्भवः ।
आसीद्रत्नाकरोविप्र विद्वान्ख्यातो धरातले ॥
तत्सुतोरामभक्तः ... ... ... ...
महीधरस्तदुत्पन्नः संसारासारतां विदन्
निजंदेशंपरित्यज्य गतो वाराणसीं पुरीम्
कल्याणाभिधपुत्रेण तथान्यैर्द्विजसत्तमैः
संसाधितः स्वमत्यासौ नाम्नामंत्रमहोदधिः
अब्दे विक्रमतो जाते बाणवेदनृपैर्मिते
ज्येष्ठाष्टम्यां शिवस्याग्रे पूर्णो मन्त्रमहोदधिः ॥

કલ્યાણ સ્પષ્ટ કહે છે કે युगवेदरसाकारमिते वर्षे कृते स्त्री पूर्णिमायां चकारेदं लिलेख च शिवालये ॥

ઉપર કહેલા લાલજી શુકલે વિ. સં. ૧૭૯૧માં જોડેલા ગરબામાં પ્રશ્નોરાને ‘ અહિછત્રા ઉજળી નાત ’ એ રીતે અહિછત્રા કહેલ છે એ જોતાં તે પહેલાં વીસ જ વર્ષે ગ્રન્થ લખનાર વેણીદત્ત ભટ્ટને તથા એના દાદા પરદાદને અહિ-છત્ર દ્વિજ એટલે પ્રશ્નોરા ગણ્યા વગર છૂટકો નથી.

જુના કાળમાં એક કરતાં વધારે અહિચ્છત્ર નામનાં નગરો હોવાનું પુરાતત્ત્વજ્ઞો કહે છે. પણ પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં તો એક જ ઉત્તર પાંચાલની રાજધાનીરૂપ અહિછત્ર પ્રખ્યાત છે. મહાભારતમાં દ્રોણે પાંચાલના રાજા દ્રુપદને હરાવી, પાંચાલના ઉત્તર અને દક્ષિણ બે વિભાગ પાડી ઉત્તર પાંચાલ ( જેનું બીજું નામ અહિછત્ર દેશ હતું ) નું રાજ્ય પોતે રાખ્યું વગેરે કથા છે ( म. आ. अ. १४० ) આ કથા જાણનારા વૃદ્ધ પ્રશ્નોરાઓ પોતાને અહિછત્રના એટલે દ્રોણના કુળના માનતા. ઉત્તર પાંચાલનું આ અહિછત્ર પ્રાચીન બૌદ્ધ સાહિત્યમાં પ્રસિદ્ધ છે. વળી કામસૂત્રકાર વાત્સ્યાયન 'અહિચ્છત્રિકો વેશ્યા સાથે સંસર્ગ જ નથી રાખતા' (का. सू. २-७) વગેરે જે અહિચ્છત્રિકોની પ્રશંસા કરે છે તે આ ઉત્તર પાંચાલના વતનીઓની. આ અહિચ્છત્ર દેશનું અહિચ્છત્ર નગર બરેલી જિલ્લાના રામનગર ગામને ઠેકાણે હતું. ચીનાઇ મુસાફર યુવાન-ચંગના વખતમાં એ શહેર આબાદ હતું અને પાશુપત મતના તીર્થ-સ્થાન જેવું હતું.

પણ આ ઉત્તર પાંચાલના અહિછત્રથી ઊતરી આવેલા બ્રાહ્મણો પ્રશ્નોરા હોય એમ મને લાગતું નથી, પરંતુ જાંગલદેશના એક અહિ-છત્રનો ઉલ્લેખ પ્રાચીન સાહિત્યમાં મળે છે. પૃથ્વીરાજવિજય વગેરેમાં અજમેરના ચૌહાણોના મુળ પુરૂષ વાસુદેવે અહિછત્રપુરથી આવી ( વિ. સં. ૭૪૩ની આસપાસમાં ) શાકંભરીમાં રાજ્યધાની સ્થાપી એમ કહ્યું છે ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ ). આ જાંગલ દેશનું અહિછત્ર તે હાલનું નાગોર ( જોધપુર રાજ્યમાં આવેલું ) એમ હિંદી વિદ્વાનો કહે છે ( જુઓ નાગરીપ્રચારિણી પત્રિકા ન. સં. ભા. ૨ અંક ૩ પૃ. ૩૨૮ ).

ગુજરાતના ઐતિહાસિક કાળમાં ઘણી વસ્તી રજપુતાના મારવા-ડમાંથી ઊતરી હોવાના અનેક પુરાવા છે. વળી શાકંભરી-(અજમેર) ના ચોહાણ રાજાઓ અને ગુજરાતના ચૌલુક્ય રાજાઓ એક મૂળરા-

જૂના વખતથી એક બીજા સાથે લડયા કરતા તથા લગ્નસંબંધ પણ ઘણીવાર જોડતા. આ રીતે શાકંભરીથી બ્રાહ્મણોને ગુજરાતમાં આવવાનો માર્ગ સાવ સીધો હતો. બીજી એક હકીકત પણ ધ્યાનમાં લેવા જેવી છે. અજમેરના ચૌહાણોનું વત્સગોત્ર ગણાય છે. આબે પણ એનો જ મોરો છે. લુપ્ત ગોત્ર ક્ષત્રિયો પોતાના ગુરુ-પુરોહિતોનું ગોત્ર ધારણ કરે છે એમ સાંભળ્યું છે. અર્થાત્ અહિચ્છત્રનો વત્સગોત્રનો કોઇ બ્રાહ્મણ-વત્સગોત્ર પ્રશ્નોરાનો કોઈ પૂર્વજ ચૌહાણોનો કુળગુરુ હશે. પણ જે જુના કાળનો વિચાર ચાલે છે તે કાળમાં હજી જ્ઞાતિઓ બંધાઇ નહોતી.

છઠ્ઠા સાતમા શતકનાં તામ્રપત્રોમાં આનંદપુર કે આનર્તપુર વિનિર્ગત બ્રાહ્મણોને દાનો મળ્યાના ઉલ્લેખો મળે છે. આ પ્રકારના ઉત્કીર્ણ લેખોમાં ઇ. સ. ૧૧-૧૨મા શતક સુધી અમુક ગામમાં રહેનાર કે અમુક ગામમાંથી નીકળેલા બ્રાહ્મણોને અમુક દાન આપવામાં આવે છે એ રીતે નોંધો મળે છે. છતાં અગિઆરમા બારમા શતકમાં નાતો બંધાતા માંડી હતી. બીજા પ્રાન્તો કરતાં ગુજરાતમાં અત્યારે વધારે નાતો છે અને જુના કાળમાં નાતો બંધાવાની શરૂઆત પણ બીજા પ્રાન્તો કરતાં ગુજરાતમાં વહેલી થઇ લાગે છે. ઉત્કીર્ણ લેખો તથા પ્રબંધચિંતામણિ, સુકૃત સંકીર્તન, કીર્તિકૌમુદી વગેરે પ્રબંધો ઉપરથી, ઇ. સ. દશમા-અગિયારમા શતકમાં ગુજરાતમાં પોરવાડ, મોઢ, શ્રીમાળી વગેરે વાણિયા નાતો અને નાગર જેવી બ્રાહ્મણ નાતો રહેતી હોય એમ જણાય છે.

ઇ. સ. ૧૧૫૨ના ગુજરાતના રાજા કુમારપાલના વડનગરના શિલાલેખમાં આનંદપુરનું નામ સૌથી પહેલું વાંચવામાં આવે છે. અને વિ. સં. ૧૦૦૫ (ઇ. સ. ૯૪૮)ના હરસોલના દાનપત્રમાં નાગરપદનો ઉલ્લેખ પડેલરહેલો જોવામાં આવે છે (કૌમુદી વર્ષ ૫ અં. ૨. મેવાડના ગુહિલોત પા. ૩૯૪-૩૯૫).

નવમા, દશમા અગિયારમા શતકથી ગુજરાતમા નાતોના વાડા બંધાવા માંડ્યા હોવાના પુરાવા મળે છે. વડનગરાનાગરો પણ એ અરસામા કાંઈક વહેલા જુદા પડ્યા હશે.* પહેલા ચમત્કારપુર (વડનગર)ના બ્રાહ્મણોમા ભોજનનો જ નહિ પણ લગ્નનો પણ ઝાઝો પ્રતિબંધ નહોતો પણ પછી ગડબડ થતી જોઈને (શૂદ્ર બ્રાહ્મણ કન્યાને પરણી ગયો એ જોઈને) ભર્તૃયજ્ઞે વ્યવસ્થા કરી એમ નાગરખંડ કહે છે (અ ૧૯૯–૨૦૦) આ વ્યવસ્થા ક્યારે થઈ ? ચોક્કસ કહેવું મુશ્કેલ છે. છઠ્ઠા સાતમા શતક પછી અને દશમા પહેલા એમ મારું અનુમાન છે

**પણ પ્રશ્નોરા ક્યાંથી અને ક્યારે નાગર થયા ?**—નાગરખંડમા પ્રશ્નોરા વિષે કે વીસનગરા વગેરે બીજા નાગરો વિષે કશો ઉલ્લેખ નથી માત્ર એક સ્થળે કાંઈક સૂચક છે નાગરખંડ (અ–૧૦૭)મા કહ્યું છે કે 'હાટકેશ્વરક્ષેત્રના ચમત્કારપુરમા વસતા વત્સગોત્રના બ્રાહ્મણ ચિત્રશર્માએ ઉગ્ર તપ કરી વરદાન મેળવી હાટકેશ્વરના લિંગની ચમત્કારપુરમા સ્થાપના કરી, તથા ત્યાંના બ્રાહ્મણોમા પ્રથમ પદ મેળવ્યું' (નાગરોત્પત્તિ પા ૪૬) હવે નાગરખંડનું ચમત્કારપુર એ જ વડનગર, પણ વડનગરા નાગરોમા વત્સ નામનું ગોત્ર જ નથી.

---

* શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા ઈ. સ. ચોથા શતકમા આનંદપુરનું નામ ત્યાંના બ્રાહ્મણોએ નગર પાડ્યું અને ઈતર બ્રાહ્મણોનો સંસર્ગ છોડી દઈ નાગર સંજ્ઞા ધારણ કરી એમ કહે છે (નાગરોત્પત્તિ પા ૭૫–૭૬–૮૦) પણ નાગરશબ્દનો સ્પષ્ટ ઉલ્લેખ ઈ. સ. દશમા શતક પહેલા નથી મળતો (અને વધારે તો બારમા તેરમા શતકથી મળે છે) એમ એ પોતે જ કબૂલ રાખે છે. વળી મેવાડના રાણાનો મૂળ પુરુષ આનંદપુરનો બ્રાહ્મણ (નાગર) હતો અને તે વડનગરથી નાસી જઈને છઠ્ઠા સૈકામા રાજા થયો એ કલ્પના શ્રી મા. પી. મહેતા માન્ય રાખે છે. એ જોતા છઠ્ઠા શતક સુધી તો બ્રાહ્મણો ક્ષત્રિય પણ થઈ શકતા. ઈ. સ. છઠ્ઠા સાતમા શતક સુધી શકહૂણ વગેરે પરદેશીઓ પણ ચાતુર્વર્ણ્યમા ભળી ગયા છે એમ ઘણા પુરાતત્ત્વવિદો માને છે.

પણ પ્રશ્નોરામાં વત્સગોત્ર મોટું છે. ઉપર કહેલા મહીધર વગેરે વત્સ-ગોત્રી હતા. આંબો પણ એ ગોત્રનો જ મોટો મળે છે. આ કથા ઉપરથી અહિચ્છત્રથી પાછળથી આવેલો વત્સગોત્રી ચિત્રશર્મા હાટકેશ્વર પુજાનો વડનગરમાં પ્રચાર કરીને ત્યાંના બ્રાહ્મણોમાં ભળી ગયો પણ પોતાનું અહિચ્છત્ર ભુલ્યો નહિ એમ કલ્પના થઈ શકે. આ કલ્પના માટે સીધો પુરાવો કશો નથી, એ સ્વીકારું છું.

વિ. સં. ૧૦૩૧ના ધારાના વાક્પતિરાજ મુંજના તામ્રપત્રમાં ધનિકના પુત્ર વસન્તાચાર્યને દાન આપ્યાનો લેખ છે. આ લેખમાં આ વસંતાચાર્યને અહિચ્છત્ર વિનિર્ગત કહેલ છે. પણ અહિચ્છત્ર વિનિર્ગત બ્રાહ્મણ વિષે આ એક જ ઉલ્લેખ મને મળ્યો છે અને તે પછી છેક વિ. સં. ૧૬૪૪–૪૫માં અહિચ્છત્ર જ્ઞાતિનો પહેલો ઉલ્લેખ મળે છે. આ બે તારીખો વચ્ચેના છસો વર્ષના ગાળામાં ક્યારે અહિચ્છત્ર નાત બંધાઈ ?

એકના ૭ નાગરો ક્યારે થયા ? એ પણ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. વલભકવિએ, નાગર સંકીર્તનમાં શાસ્ત્રી વ્રજલાલ કાલિદાસે તથા એ ઉપરથી સદ્દગત મણિલાલ નભુભાઈએ, એક દંતકથા ઉતારી છે કે રાજા વીશલદેવે વીશલનગર વસાવી જે નાગર બ્રાહ્મણોને આપ્યું તે વીશનગરા, પટ્ટપદ્ર (ચિત્રાતટે છપાદર) આપ્યું તે સાઠોદરા, પ્રશ્નિપુર આપ્યું તે પ્રશ્નોરા, વગેરે (જુઓ ગુજરાતના બ્રાહ્મણો પૃ. ૯). પણ પ્રશ્નિપુર નામનું કોઈ ગામ ગુજરાતમાં જણાતું નથી. વળી આ વીશલદેવ ગુજરાતનો વાઘેલો રાજા હતો એમ કેટલાક માનતા પણ અજમેરના ચૌહાણ રાજા વીશલદેવ ત્રીજાએ ઇ. સ. ૧૧ મા શતકમાં વીસલનગર વસાવી વડનગરના નાગરબ્રાહ્મણોને દાનમાં આપ્યું ત્યારથી વીશલનગરા વગેરે ભેદો થયા એમ શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતાએ આ દંતકથાના આધારો તપાસી નક્કી કર્યું છે તે યથાર્થ લાગે છે. (જુઓ નાગરોત્પત્તિ પા. ૮૪,૮૫ તથા જુઓ કાઠિયાવાડ ગેઝીટીઅર. વૉટસન પણ અજમેરના ચૌહાણ વીશલદેવે વીશનગર

વસાવ્યું માને છે.) પણ નાગરોના ૭ યે ભેદો એક સાથે પડ્યા એમ માનવાનું કારણ નથી. વૉટસન ખરું જ કહે છે કે 'આ પ્રકારનાં કારણોથી ચિત્રોડા વગેરે ભેદો પણ પડ્યા (એજન).

છેક વલભીકાળથી વલભી રાજાઓ તથા ભરૂચના ગુર્જરો આનંદપુર કાન્યકુબ્જ વગેરે ગામોમાંથી સારા બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં રાખવા લાગ્યા હતા, પણ મૂળરાજે અને તેના અનુયાયી ચૌલુક્ય રાજાઓએ બહારથી ઘણા બ્રાહ્મણોને બોલાવ્યા હોવાનું તથા તેઓને દાનો આપ્યાં હોવાનું સ્થાનિક પુરાણો, માહાત્મ્યો, દંતકથા વગેરે ઉપરથી જણાય છે. (જુઓ બોમ્બે ગેઝીટીઅર પુ. ૧ ભા. ૧ પા. ૧૬૧) અને એ કાળથી ગુજરાતમાં જે બ્રાહ્મણો આવ્યા અને જુદા ગામમાં રહ્યા તેઓ નાતો રૂપે જ દેખાય છે.

પ્રશ્નોરા નામ શી રીતે પડ્યું એનો તો પત્તો જ લાગતો નથી. પ્રશ્નિપુર, પિશાનહર, પિશ્યા, પ્રશ્ન વગેરે અનેક વ્યુત્પત્તિઓ સુચવવામાં આવે છે પણ એકે સંતોષકારક નથી (જુઓ નાગરોત્પત્તિ પા. ૮૬) પણ અહિચ્છત્રા (પ્રશ્નોરા) વીસનગરા[1]ની યે પછી ઘણું કરી બારમા તેરમા શતકમાં ધોળકાના વાઘેલાના કદાચ આશ્રિત થઈને અહિચ્છત્રથી વડનગર થઈને ગુજરાતમાં આવી રહ્યા હશે એમ માનવું સયુક્તિક છે. ગુજરાતી પ્રશ્નોરાઓનો બોર, બોળાદ, વારણા વગેરે જે ગામોમાં મુખ્ય વસવાટ છે તે એક કાળે ધોળકાના રાજાઓનો મુલક—ધોળકાની નજીક જ આવેલો હતો. કર્ણ વાઘેલો હાર્યા પછી પણ ધોળકાના વાઘેલાના વંશજો કે ભાયાતો સાણંદના ઠાકોરો થયા અને પ્રશ્નોરાઓને તેઓએ કાંઈક આશ્રય આપ્યો હશે.

પ્રશ્નોરા નાતનો આથી વધારે ઇતિહાસ મારા જાણવામાં નથી.

૧ ૭ નાગરોમાં વડનગરા પહેલા નંબરના, વીસનગરા બીજા નંબરના (એક સાઠોદરા વિદ્વાનના કહેવા પ્રમાણે), સાઠોદરા ત્રીજા નંબરના વગેરે મનાય છે. આ કાલાનુક્રમ સૂચક હશે? કે સંખ્યા સૂચક? પ્રશ્નોરાનો કેટલામો નંબર? અમે તેને વીસનગરા પછી છુટા પડ્યા એમ માનવું યોગ્ય છે.

ઠિયાવાડમાં તો ગુજરાતમાંથી જ ધીમે ધીમે ગયા છે અને ગુજ-
ાનામાં પણ બસ્સો વર્ષ પહેલાં ગુજરાતમાંથી જ ગયા છે. આ
તે છુટા પડી જવાથી આ ત્રણે વિભાગમાં સંબંધ ઓછો થયો
એ વાત ખરી છે, પણ કેટલીક જ્ઞાતિઓમાં લગ્નવ્યવહારના પ્રતિ-
ધવાળા ઘોળો હોય છે તેવા આ વિભાગો નથી. જામનગર, જુના-
ગુજરાતથી દૂર હોવાથી એ ગામો સાથે લગ્નસંબંધના દાખલા
છા મળે એ સ્વાભાવિક છે પણ જામનગર જુનાગઢનો અમરેલી
ંડનો ગુજરાત સાથે ચાલુ લગ્નસંબંધ; આ રીતે કાઠિયાવાડ ગુજ-
નો સંબંધ ચાલુ રહ્યો છે, (દાખલા મેં આપણી જ્ઞાતિનું દિગ્દ-
ર્શન પા. ૮-૯માં આપ્યા છે) પણ ગુજરાતના કશ્યપ ગોત્રના
ક આંબામાં આઠ પેઢીએ અને કૌશિક ગોત્રના એક આંબામાં
જ પેઢીએ રાજપુતાનાના તે તે ગોત્રના પ્રશ્નોરાઓ મળી જતા
ા છતાં રાજપુતાના સાથે હાલાર કે ગુજરાતને લગ્નવ્યવહાર રહ્યો
ી, ભોજનવ્યવહાર છે.

**પ્રશ્ન ૧ થી ૬, ૯-૧૦ અને ૧૪નો** જવાબ ઉપર આવી
. હવે બાકીના જવાબો ટુંકામાં આપી દઉં.

**પ્રશ્ન-૭-૮** પરંપરાગત ધંધો-કથા, જ્યોતિષ, વૈદું એ બ્રાહ્મણ
ાઓ પહેલાં હતા. કથા લગભગ બંધ થઇ છે, વૈદું ચાલે છે અને
રકનો, દાક્તરનો, વકીલનો વગેરે શિક્ષિત ધંધાઓમાં હમણાં પ્રશ્નોરા
ા માંડયા છે. કોઇક વેપાર પણ કરે છે.

**પ્રશ્ન-૧૧**-નાતની અટકો પાઠક, મહેતા, પંડયા, દાદાવેદા,
ી, મૂલાણી વગેરે અટકો છે, પણ એ બદલ્યા કરે છે અને બહુ
ક નથી રહી.

**પ્રશ્ન--૧૨**-જ્ઞાતિ સમસ્તમાં ગોત્રો નીચે પ્રમાણે છે અને ગોત્ર-
વસ્તીસંખ્યા કૌંસમાં આપી છે. ૧ વત્સ્ (વત્સ) (૬૭૦),
કશ્યપ (૫૨૧), ૩ સાંખ્યાયન (૨૫૯), ૪ પારાશર (૨૨૪)

૫ ભારદ્વાજ (૨૨૭) ૬ કૌશિક (૧૯૬), ૭ ભાર્ગવ (૧૫૮), ૮ માંડવ્ય (૧૨૧) ૯ ઘૃતકૌશિક (૫૪) ૧૦ દક્ષસ (૯)

[ આ ગોત્રવાર વસ્તી સંવત ૧૯૭૩ના વસ્તીપત્રક ઉપરથી આપી છે. એ વસ્તીપત્રકમાં કેટલોક ફેર હતો અને પછી પણ ફેર પડયો હશે. ]

આ દશમાંથી ગુજરાતમાં અને રાજપુતાનામાં ઘૃતકૌશિક નથી, અને હાલારમાં કશ્યપ નથી.

જુદાં જુદાં ગોત્રનાં પ્રવરો ગોત્ર પ્રવરના સામાન્ય ધોરણ પ્રમાણે છે અને ઉપર કહેલા વસ્તીપત્રકમાં આપેલ છે. ગોત્ર બહાર જ લગ્ન કરવાના રિવાજને લીધે માતાના સપિંડમાં નજીક નજીક લગ્ન કરવાનો પ્રસંગ આવ્યો છે. ત્રણ ત્રણ પેઢીએ—એટલે કે મામા ફઇનાં છોકરાંનાં છોકરાં પરણ્યાના હાલારમાં અનેક દાખલા છે. **असपिण्डा च यामातुः** એ મનુના નિયમની આ સ્થિતિ થઈ છે.

**પ્ર૦—૧૩**-એક ભાર્ગવો આશ્વલાયની શાખાના ઋગ્વેદાધ્યાયી છે. બાકી બધાં ગોત્રો યજુર્વેદની માધ્યંદિના શાખાનાં અનુયાયી છે. (જુઓ ઉપર કહેલું વસ્તીપત્રક) પણ ભાર્ગવોને પોતાને ઘણીવાર વેદની ખબર ન હોવાથી અને કોઈ વાર પોતે એકલા પડી જતા હોવાથી તેઓ યજુર્વેદને અનુસરી કર્મો કરે છે એમ જોયું છે.

**પ્ર૦—૧૪**-પ્રશ્નોરાના બારોટ છે. એક બારોટ વડોદરામાં રહે છે એને ત્યાં ચોપડા છે પણ હું એ ચોપડા જોઇ શક્યો નથી એટલે ઉપર આપેલો ઇતિહાસ તે તે સાધનો ઉપરથી ઉપજાવેલો છે. બાકીના ચોપડાઓ કોઇએ જોવા જોઇએ.

**પ્ર૦—૧૫**-વડનગરા નાગર તથા નાગરબ્રાહ્મણ પેઠે પ્રશ્નોરા પણ બીજી કોઇ બ્રાહ્મણ નાત સાથે ભોજનવ્યવહાર રાખતા નથી, નાગરો સાથે પણ નહિ, અને નાગરો પેઠે જ નવેણ (નાહીને કોઈ વસ્તુને અડયા વગર જમવું વગેરે) પાળે છે. અલબત્ત પાછલાં પચ્ચીશેક વર્ષથી નવેણ લુપ્તપ્રાય થવા માંડી છે અને ભોજનવ્યવહારની ઘણી છુટ ચાલી છે.

પ્ર૦—૧૬–યજમાનવૃત્તિ ખરી—કોઇ કોઈ કુટુંબો પાસે લાગ પણ ખરા.

પ્ર૦—૧૭–લગ્ન વગેરેની રૂઢિઓ સૂત્રગ્રન્થોને અનુસરતી નાગરોને મળતી (કેટલોક ફેરફાર પણ ખરો) પણ સાદી અને લેવડદેવડ વગ ની. પ્રણુતી વખતે વરને ખૂંપ પહેરાવે છે તે જરા વિચિત્ર છે; એક ઉપર બીજી સ્ત્રી ન થાય એ નિયમ વડનગરા પેઠે પ્રશ્નોરામાં પણ છે.

મરણ, વૈધવ્ય વગેરેના રિવાજો બીજી બ્રાહ્મણ નાતોને મળતા જ છે. ખાસ કાંઈ નથી.

પ્ર૦—૧૮–સમસ્ત નાગરોના ઇષ્ટદેવ હાટકેશ્વર પ્રશ્નોરાના પણ ઇષ્ટદેવ ગણાય છે. હાટકેશ્વરનું મંદિર નાનીખોરૂમાં છે.

દેવીભક્તિ વડનગરા સાઠોદરા જેવી પ્રશ્નોરામાં નથી દેખાતી અને ભાગવત કથાના ધંધાને લીધે વૈષ્ણવ ધર્મના અને કયાંક સ્વામીનારાયણ માર્ગના પણ અનુયાયી મળે છે.

પ્ર૦—૧૯-૨૦–ખાસ દેવદેવીની માનતા કે કુલદેવીનું બહુ જોર નથી, અલબત્ત સ્ત્રીઓમાં પોતપોતાનાં ગોત્રની માતાને અમુક અમુક વ્યવહાર અનુકુળ નથી વગેરે વહેમો છે ખરા.

પ્ર૦—૨૧–બીજી બ્રાહ્મણ નાતોના પ્રશ્નોથી જુદા કોઈ પ્રશ્નો પ્રશ્નોરાના હોય એમ મને દેખાતું નથી–માત્ર નાત ટુંકી છે અને તેને લીધે નવા જમાનાની કેટલીક મુશ્કેલીઓ પડે તે જુદી વાત. દા. ત. હાલારી પ્રશ્નોરાને વર ગોતવો હોય તો તે વખતે યોગ્ય ઉમ્મરના ૨૫–૩૦ કે વધારે ઓછા કુંવારા છોકરામાંથી જ પસંદગી કરવાની રહે. વગેરે.

પ્ર૦—૨૨–વિલાયત જઈ આવનારાઓની સંખ્યા બીજી કોઈપણ સમાન વસ્તીની નાત કરતાં વધારે અને ભોજનવ્યવહારમાં છુટ એ એ જ અત્યારે તો નાતમાં સુધારા દેખાય છે. નાત બહાર લગ્નો હજી થયાં નથી. બે પ્રશ્નોરાઓ ખોરાસામાં પરણ્યા છે. પણ હજી નાતે એનો સ્પષ્ટ સ્વીકાર કર્યો નથી (એથી ઊલટું પણ નથી કર્યું).

૬૩

# હિંદુઓ અને પારસીઓ વચ્ચેનો ઐતિહાસિક સંબંધ

'પારસીઓ અને હિન્દુઓ વચ્ચેનો પ્રાચીન ઐતિહાસિક સંબંધ' એ વિષય ઉપર શ્રી. ફીરોઝ કાવસજી દાવરનો એક સરસ લેખ 'પ્રસ્થાન' (પુ. ૬ અં. ૫)માં પ્રગટ થયો છે. આ લેખમાં રહેલું દૃષ્ટિબિન્દુ પ્રશંસનીય છે. પારસીઓ અને હિન્દુઓ વચ્ચે પ્રાચીન-ઘણા પ્રાચીન કાળથી થોડો ઘણો સંબંધ ચાલ્યો આવે છે; અને બારસો વર્ષ ઉપર વખાના માર્યા પારસીઓ આ દેશમાં આવ્યા અને 'દુધમાં સાકર ભળે તેમ આ દેશની વસ્તીમાં ભળી ગયા' એટલે બીજાં ભારતસન્તાનો સાથે પારસીઓએ પણ ભારતમાતાને જ વન્દવાની છે-એ શ્રી. દાવર સાહેબનું વક્તવ્ય યથાર્થ છે. પણ એ લેખમાંની કેટલીક વિગતોમાં મતભેદને અવકાશ

અતિ પુરાણા કાળમાં, શ્રી. દાવર છે તેમ, ઉત્તર ધ્રુવના 'બરફસ્તાન'માં કે એશિયામાઇનરમાં અથવા મોહેન્જોડેરો અને હરપ્પાનાં ખોદકામની મળેલી પ્રાચીન નિશાનીઓ ઉપરથી સર જૉન માર્શલ તર્ક કરે છે તેમ ઉત્તર ભારતના નદીતટો ઉપર ગમે ત્યાં પણ હિન્દુઓના પૂર્વજો અને પારસીઓના પૂર્વજો એક જ પ્રજા તરીકે એક સાથે રહેતા હશે એટલું ઐતિહાસિક સત્ય માનવામાં વાંધો લાગતો નથી.

પછી મહાભારત રામાયણમાં મળી આવતા પારસીઓ માટેના

ઇશારા શ્રી. દાવરે નોંધ્યા છે. આ નોંધ ઘણી ઉપરછલ્લી છે. મહાભારત એક કાળનો કે એક સમયનો ગ્રન્થ નથી; પારસીક, યવન, શક, પલ્લવ વગેરે નામો મોટે ભાગે મહાભારતના છેક છેલ્લા થરમાં મળે છે. જ્યારે કેકય, ગાંધાર, મદ્ર વગેરે દેશનામો અને કૈકેયી, ગાંધારી, માદ્રી વગેરે વ્યક્તિ નામો જુનામાં જુના થરમાં મળે છે. શ્રી. દાવરે બધા ઉલ્લેખોને કાંઈ વર્ગીકરણ કે ગોઠવણ વગર એક સાથે પારસીઓનો સંબંધ બનાવવા માટે મુકી દીધા છે. આ રીત અશાસ્ત્રીય છે. વળી આ દેશો સંબંધી શ્રી. દાવરે આપેલી માહિતી પણ સાચી નથી. તેઓ કહે છે 'મદ્રદેશ પંજાબની ઉત્તરે અને ઇરાનની લગોલગ આવેલો હતો' (પા. ૨૯૬) પરંતુ મદ્ર લોકોનો ઉલ્લેખ બૃહદારણ્યક ઉપનિષદમાં તથા ઉત્તર મદ્રોનો ઐતરેય બ્રાહ્મણમાં મળે છે. મદ્રો કુરુઓ પેઠે મધ્યદેશમાં જ કુરુક્ષેત્ર પાસે ક્યાંક રહેતા હોવા જોઇએ એમ મેકડોનલ અને કીથ માને છે. (Vedic Index Vol, II P. 123) અને ઉત્તર મદ્ર લોકો ઉત્તર કુરુઓની પડોશમાં હિમાલયની પાર, ઘણું કરી કાસ્મીરમાં રહેતા હોવા જોઇએ એમ ઝીમરનો તર્ક છે. (એજન)

કેકય લોકો વૈદિક કાળમાં સિન્ધુ અને વિતસ્તા (જેલમ)ની વચ્ચેના પ્રદેશમાં રહેતા હોવાની પાર્જિટરની તથા મેકડોલન અને કીથની અટકળ છે. (એજન Vol. I. p. 116) વળી કેકય શબ્દમાં ઇરાની (કયની કે બીજી) અસર જોવાની લાલચ રોકવા યોગ્ય છે. એમ પણ પુરાવિદ કીથ કહે છે[1] ગાન્ધાર, ગન્ધાર કે ગાન્ધારી વાયવ્ય પ્રાન્તના લોકો માટે વૈદિક સાહિત્યમાં વપરાયલો શબ્દ છે. હાલના પેશાવર અને રાવલપીંડી જીલ્લાઓ એક કાળે ગાન્ધાર દેશ ગણાતો અને આ ગાન્ધારનો કેટલોક ભાગ અમુક વખતે ઇરાની સલ્તનતનો ભાગ હતો એ સત્ય છે. પણ ગન્ધારો ઇરાની લોકો હતા એમ કહેવું મુશ્કેલ

1 જુઓ The Cambridge History of of India Vol. I. p. 124.

છે. વૈદિક કાળમાં અને પછી પણ એ પ્રદેશની વસ્તી મોટે ભાગે હિંદુઓના પૂર્વજોની હોવી જોઇએ એવું તજ્જ્ઞો ધારે છે.[૨]

પણ મહાભારત રામાયણના કાળમાં ઇરાનીઓ અને હિંદુઓ વચ્ચે વ્યાપારી સંબંધ હોવાનો પુરો સંભવ છે. આ સંબંધને લીધે તથા બીજા કારણથી પણ ઈરાનીઓ અને હિંદુઓની એક બીજાના દેશમાં આવજા થતી હશે. બાકી મહાભારતના તથા રઘુવંશના દિગ્વિજય વર્ણનમાં ઐતિહાસિક સત્યાંશ ઓછો હોવાનો સંભવ છે. અલબત્ત એ દિગ્વિજયોનાં વર્ણનો લખનારાઓને પારસીઓ તથા એમના દેશ વિષે કાંઈક માહિતી જરૂર હશે. પારસીઓના હિન્દુઓ ઉપરના વિજયોના વર્ણનો પણ કલ્પિતજ લાગે છે. માત્ર હખામની વંશના પારસી શહેનશાહ દારાયસના મહારાજ્યમાં પંજાબનો કેટલોક ભાગ અને સિંધ હતાં એ ઇતિહાસસિદ્ધ હકીકત છે.

પછી મૌર્ય સમયમાં સામ્રાજ્યની હદ ઇરાનને લગભગ અડી ગઈ હતી. એટલે એ વખતે સંબંધ ઘણો ગાઢ થઇ ગયો હતો. મૌર્ય સમયની કળામા—અશોકના લેખવાળા સ્તંભો, પાટલીપુત્રના ખોદકામમાંથી મળી આવેલા સભા મંડપના થાંભલાના કટકાઓ વગેરેમાં અને મોટી મોટી શિલાઓ ઉપર લેખો કોતરાવવાની પદ્ધતિમાં પણ ઇરાનની અસર હોવાનો સંભવ પુરાતત્ત્વજ્ઞો માને છે. મૌર્ય સામ્રાજ્યની જાહોજલાલીના વખતમાં રાજ્યે ઇરાન, 'બેકટ્રીઆ' વગેરે મુલકોના હોશિયાર કારીગરોને તેડાવ્યા હોય એ સંભવિત છે. મધ્ય એશિયાથી ભારતવર્ષમાં કારીગરોનાં ટોળાંઓ વગર તેડયાં મૌર્ય સામ્રાજ્યમાં કમાવાની લાલચે પણ ઉતરી આવ્યા હોય; પણ ઇરાની કારીગરીની અસર જોઇને એ કારીગરી કરાવનારા રાજાઓને—મૌર્યોને અને એના અમાત્ય બ્રાહ્મણ ચાણક્યને પણ પારસી માની લેવા એ તો ડૉ. સ્પુનરથી જ બની શકે. બ્રાહ્મણ ગ્રંથોમા મૌર્ય રાજાઓની પ્રશંસા

૨ જુઓ The Cambridge History of India, Vol. I. p. 321–322.

નથી એ હકીકતનું તેઓ બૌદ્ધ હતા એ હકીકતથી સમાધાન થઈ જાય છે. ખરી રીતે કલિયુગમાં થયેલા રાજાઓ વિષે પુરાણોએ ઉપેક્ષાવૃત્તિ જ રાખી છે. શ્રી. દાવર પોતે જ કહે છે તેમ 'ડૉ. સ્પુનરની સઘળી દલીલોથી આપણને સંતોષ થતો નથી.' છતાં ચંદ્રગુપ્ત મૌર્ય ઇરાની હોવાના ડૉ. સ્પુનરના તર્કને શકય ગણવા માટે શ્રી. દાવર દલીલ કરે છે એ જરા હાસ્યાસ્પદ લાગે છે ( જુઓ પા. ૨૯૫ ). એ રીતે તો ઇરાની જ શું કામ ? ચીનનો અથવા આફ્રિકાનો કોઇ જવામર્દ હિંદમાં આવી મહારાજ્ય જમાવી પડયો હોય એવો પણ તર્ક થઇ શકે. અને એવા કોઈ પણ તર્કને અશકય ન કહી શકાય. મૌર્ય કારીગરી ઉપર ઇરાની અને ગ્રીક કળાની અસર છે એ સાચી વાત પરંતુ એથી વધારે તર્ક કરવા માટે કોઈ જાતના ઐતિહાસિક પુરાવા નથી એમ જ કહેવું પડે છે. સ્પુનરની વિચિત્ર દલીલો કોઈ સમજુ પુરાતત્ત્વજ્ઞને ગળે ઉતરી નથી. 'ચંદ્રગુપ્ત ઉત્સવ કરીને જાહેરમાં વાળ ધોતો' એ જાતના મેગેસ્થનીસના કથન ઉપરથી ડૉ. સ્પુનર ચંદ્રગુપ્તને પારસી ઠરાવે છે તેમાં તો શ્રી. દાવરને પણ 'સ્પુનર સાહેબ થાપ ખાઇ ગયેલા' લાગે છે. તટસ્થ દૃષ્ટિએ અને બીજા પુરાવાઓ સાથે તુલના કરીને જોવાથી ડૉ. સ્પુનરની ઘણી દલીલો એવી જ ભ્રાન્ત દેખાય છે. દા. ત. સીક્કાઓ વિષે જુઓ—

શ્રી. દાવર લખે છે કે 'મૌર્ય રાજાઓના સમયના સીક્કા આપણને જડતા નથી.' આ વાકયનો અર્થ મૌર્ય રાજાઓના નામના સીક્કા નથી મળતા એમ હોય તો એ બરાબર છે. પણ મૌર્ય રાજાઓના સીક્કાઓ નથી મળતા એમ જ હોય તો એ ખોટું છે. આ દેશમાં મૌર્ય સમય પ્હેલાં લગભગ ત્રણસો વર્ષથી સીક્કાઓ પ્રચલિત હોવાના પુરાવા મળે છે.[3] આ દેશના એક છેડાથી બીજા છેડા સુધીમાં

3 These two classes of coins are computed to have been in circulation as coins at least as early as 600 B. C. ( The Coins of India, by C. J. Brown p. 14. )

સર્વત્ર મોટા જથ્થામા મળી આવતા 'પચ માર્ક્ડ' નામથી ઓળખાતા આપણા જુનામા જુના સીક્કાઓ પણ ઇ. સ પૂર્વે ચોથા અને ત્રીજા સૈકામા આ દેશમા સ્થાપિત થઇ ગયા હતા અને એનો એ વખતે પણ પ્રચાર જોતા ઇ સ પૂર્વે છઠ્ઠા શતકમા એનો વપરાશ શરૂ થયો સભવે છે, એમ નિષ્ણશાસ્ત્રી બ્રાઉન કહે છે[૪] આ પ્રાચીન સીક્કાઓમાના કેટલાક ઉપર સૂર્યની, ગોધાની, ઝાડની વગેરે નિશાનીઓ મળે છે એ સાચી વાત છે વળી વાયવ્ય પ્રાતમા પાડવામા આવેલા ઈ સ પૂર્વે બીજા પહેલા શતકના કેટલાક સીક્કાઓની છાપમા પરદેશની–માત્ર ઈરાનની નહિ પણ ગ્રીસ, ઈરાન વગેરેની–અસર છે એમ નિષ્ણશાસ્ત્રીઓ કબુલ કરે છે પણ એ જ અરસામા પાચાલ, અયોધ્યા, કૌશામ્બી, મથુરા વગેરેમા પાડવામા આવેલા સીક્કાઓમા પરદેશી અસર એ જ વિદ્વાનોને નથી દેખાતી, અને ઘોડો, હાથી, ઝાડની ડાળી વગેરે ચિહ્નોને પણ બ્રાઉન તો શુદ્ધ ભારતીય ( purely Indian ) ગણે છે,[૫] એટલે ગોધાને, કે સૂર્યને જોઇને ઇરાનની અસર માનનારા–અરે એ સીક્કા પાડનારાઓને પણ ઇરાની કહી દેનાર તો એકલા ડૉ સ્પુનર જ છે, અને સ્પુનરનો એ મત પુરાતત્ત્વવિદોમા માન્ય થયો નથી એમ એ પછી પ્રસિદ્ધ થયેલા બ્રાઉન જેવાના પુસ્તકથી સિદ્ધ થાય છે છતા શ્રી દાવરે આ વિષયને શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિકોણથી ન જોતા માત્ર ડૉ સ્પુનરના ચશ્માથી જોયો એ આશ્ચર્ય લાગે છે

ભવિષ્ય પુરાણોક્ત મગ બ્રાહ્મણોની જે હકીકત શ્રી દાવરે ડૉ. ભાડારકરના 'વૈષ્ણવીઝમ એન્ડ શૈવીઝમ' માથી ઉતારી છે એ વિષે ખાસ કહેવા જેવુ કાઇ નથી. આ મગ બ્રાહ્મણો હિન્દમા કયારે આવ્યા એ સબધમા પણ ડૉ. ભાડારકરનો તથા દાવરે સાહેબનો

૪ જુઓ Ibid p 17.
૫ જુઓ Ibid p 20

પોતાનો જે તર્ક છે તે સંભવિત જણાય છે પણ મિ. કે. એન. સીતારામના શ્રી હર્ષવર્ધન અને તેના પિતા તથા પિતામહ તેમજ વરાહમિહિર પણ મગ બ્રાહ્મણના વંશજ હતા એ તર્ક તો ડૉ. સ્પુનરના તર્કો જેવો જ નિરાધાર છે. મગ બ્રાહ્મણોએ આ દેશમાં સૂર્યપૂજાનો પ્રચાર કર્યો, સૂર્યમંદિરોમાં પૂજારી તરીકે મગ બ્રાહ્મણો રહેતા અને મગ બ્રાહ્મણો પરદેશી–ઘણું કરી ઇરાની–હોવા જોઇએ એવું માનવામાં વાંધો નથી. પણ જે જે સૂર્યભક્ત હોય તે પારસી હોવા જોઇએ એવું વિધાન સ્વીકાર્ય નથી. મગ બ્રાહ્મણોએ સૂર્યપૂજાને નવું જોર આપ્યા પછી વૈદિક કાળમાં યે સૂર્યદેવની માન્યતા હોવાથી ઘણા હિન્દુઓએ સૂર્યપૂજા સ્વીકારી હશે. વલભી વંશના રાજાઓ મોટે ભાગે માહેશ્વર હતા છતાં એ વંશનો એક રાજા ધરપટ્ટ આદિત્યભક્ત હતો એમ એ વંશના ઉત્કીર્ણ લેખો કહે છે. તો શું એ વંશને ઈરાની ઠરાવવો ? એક વખત કોઈ ધર્મનો પ્રચાર થઇ ગયો પછી એ ધર્મના પાલન ઉપરથી એ ધર્મ પાળનારના વંશ વિષે કંઇ પણ અનુમાન થઈ શકે નહિ. મુસલમાનો બધા, આરબ નથી કે ખ્રીસ્તીઓ બધા, યાહુદીઓ નથી.

ખરી રીતે તો શ્રી. હર્ષવર્ધન, મિ. સીતારામ માને છે તેમ, પરમાદિત્યભક્ત નહોતા પણ પરમ માહેશ્વર હતા. એના મોટાભાઇ બૌદ્ધ હતા, એના નજીકના ત્રણ પૂર્વજો આદિત્યભક્ત હતા પણ એ વંશનો મુળ પુરુષ પુષ્પભૂતિ શિવભક્ત હતો.[૬] એટલે શ્રી. હર્ષવર્ધનને મગ બ્રાહ્મણનો વંશજ ઠરાવવા માટે આદિત્યભક્તિની દલીલ અર્થહીન છે એ સમજાશે. વરાહમિહિર માટે પણ સૂર્યભક્તિની દલીલ સિવાય કોઈ પુરાવો નથી. એના પિતાનું નામ આદિત્યદાસ હતું એ સાચી વાત, પણ એનાં પુસ્તકોમાં "પોતાના મગ બ્રાહ્મણ

૬ જુઓ બરુખેડ અને મધુવનનાં હર્ષનાં તામ્રપત્રો અને ૬ ચ ;; પ્રિયદર્શનામાં શ્રી. કે. હ. ધ્રુવનું ચાર્ચિત કવિ હર્ષ.

પૂર્વજો વિષે વરાહમિહિરે ઇશારા કર્યા છે" એમ મિ. સીતારામનું કથન શ્રી. દાવર ઉતારે છે પણ એ ઇશારા કયા પુસ્તકમાં છે ? આવા ઇશારા વરાહમિહિરના ગ્રન્થોના બીજા અભ્યાસીઓના જોવામાં આવ્યા હોય એવું દેખાતું નથી.

અહિં ફરી કહેવું જોઈએ કે શ્રી. દાવરના લેખ ઉપર ટીકા કરવાનો મારો ઉદ્દેશ નથી. પણ આવો સરસ વિષય પસંદ કર્યો અને ઇ. સ. પૂર્વે છઠ્ઠાથી ઇ. સ. સાતમા શતક સુધીમાં પારસીઓ અને હિંદુઓ વચ્ચે પુષ્કળ સંબંધ રહ્યો છે અને એ સંબંધની ઘણી ઐતિહાસિક નીશાનીઓ મળે છે (જેમાંની કેટલીક શ્રી. દાવરે નથી નોંધી) તો થોડી વધારે મહેનત લઈને, ડૉ. સ્પુનરને ન્યાય આપવાનો લોભ છોડી દઈને, આ સંબંધની ઐતિહાસિક હકીકતો સંપૂર્ણ વ્યવસ્થાથી મુકી હોત તો વાંચનારને વધારે સાચું ઇતિહાસદર્શન થાત એમ મને લાગે છે. એમના જેવા પાસેથી આપણે એવી આશા જરૂર રાખીએ.

## ૧૪

# પરિષદની પુરાણી પ્રથા

કવિ કાન્તે ખરું જ કહ્યું છે કેઃ

'પરિષદો છે પુરાણી પ્રથા આપણી' આ પુરાણી પ્રથાના પુરાણા સ્વરૂપ વિષે તથા તેમાં કાળક્રમે થયેલાં રૂપાંતરો વિષે સંસ્કૃત સાહિત્યમાંથી તથા પરંપરાથી જે અલ્પ માહિતી મળે છે, તેનો સાર અહિં આપ્યો છે.

પરિષદ શબ્દને સ્થાયી સંસ્થાના અર્થમાં હાલમાં આપણે રૂઢ કર્યો છે પણ જુના કાળમાં એનો સ્થાયી સંસ્થા અર્થ રૂઢ નહોતો.

સભા અર્થનો વાચક સમિતિ શબ્દ પ્રાચીનતમ આર્યસાહિત્ય–ઋગ્વેદમાં મળે છે. દા. ત. 'રાજાઓ જેમ સમિતિમાં એકઠા મળે છે' (ઋ. ૧૦–૯૭) એ તથા એ જાતના બીજા વૈદિક ઉલ્લેખો જોતાં ઋગ્વેદકાળમાં રાજાઓ એટલે કે ક્ષત્રિયોની–ક્ષત્રિય મુખ્ય પુરુષોની સભાઓ મળતી એમ દેખાય છે. આ ઋગ્વેદીય સમિતિના કામકાજની પદ્ધતિ વિષે અથવા એના હાથમાં કેટલી સત્તા હતી એ વિષે આપણે ખાસ કાંઈ જાણતા નથી; પણ બ્રાહ્મણકાલીન વિદ્યાવૃદ્ધિ અર્થે મળતી સમિતિઓ કે પરિષદો વિષે આપણને ઠીકઠીક માહિતી મળે છે.

બ્રાહ્મણકાળમાં પણ ઋગ્વેદકાલીન રાજકીય સમિતિઓ તો ચાલુ રહેલી જ હતી; કારણ કે પછીના બૌદ્ધકાળમાં કેટલાંક મહા·

### પરિષદની પુરાણી પ્રથા

જનસત્તાક રાજ્યો હતાં અને તેમાં રાજ્યકારણનો વિચાર કરવા માટે વૃદ્ધ રાજકારણી પુરુષો સમિતિઓમાં એકઠા થતા એ ઇતિહાસપ્રસિદ્ધ છે; પણ અહિં એ સમિતિઓનું પ્રયોજન નથી. બ્રાહ્મણકાળમાં આ સિવાય મોટા યજ્ઞો વખતે જે ઋત્વિજો તથા બીજા બ્રાહ્મણો એક સ્થળે એકઠા થતા તેઓની યે પરિષદો મળતી. બૃહદારણ્યક ઉપનિષદમાં આવી એક પરિષદનું સરસ વર્ણન છે. તેમાં કહ્યું છે, કે "વિદેહના રાજા જનકે ઘણી દક્ષિણા જેમાં આપવાની હતી એવો યજ્ઞ એકવાર કર્યો હતો. આ પ્રસંગે કુરુ અને પંચાલ દેશના બ્રાહ્મણો એકઠા થયા હતા. ત્યારે રાજા જનકને એકઠા થયેલા આ બ્રાહ્મણોમાં સૌથી વધારે જ્ઞાની બ્રાહ્મણ કોણ છે એ જાણવાની ઇચ્છા થઈ; એટલે તેણે એક હજાર ગાયોને (સભાસ્થાન આગળ) ઊભી રાખી. આ દરેક ગાયના શિંગડા સાથે સોનાની દસદસ ખરીઓ બાંધેલી હતી. પછી તેણે બધા બ્રાહ્મણોને કહ્યું, કે 'પૂજ્ય બ્રાહ્મણો! તમારામાંથી જે કોઈ બ્રહ્મિષ્ઠ (શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાની) હોય તે આ ગાયોને લઈ જાય.' કોઇ બ્રાહ્મણ ગાયો લેવા આગળ ન આવ્યો; ત્યારે યાજ્ઞવલ્કયે પોતાના શિષ્યને કહ્યું, કે 'ભાઇ સામશ્રવા! આ ગાયોને લઈ જા.' અને તે ગાયોને દોરી ગયો. આ જોઇને તે બધા બ્રાહ્મણોને ક્રોધ ચડયો. એ બધામાંથી રાજા જનકને હમેશાં યજ્ઞ કરાવનાર અશ્વલ હતા, તેણે યાજ્ઞવલ્કયને પુછયું: 'યાજ્ઞવલ્કય! તું શું, અમારા બધામાં, બ્રહ્મિષ્ઠ છે?' તેણે જવાબ આપ્યો. 'અમે બ્રહ્મિષ્ઠને નમસ્કાર કરીએ છીએ. અમે તો ગાયો લેવાની ઇચ્છાવાળા છીએ'

યાજ્ઞવલ્કયના ઉપલા ઉપહાસ જેવા ઉત્તરથી બ્રાહ્મણોને વધારે ક્રોધ ચડયો હશે, એટલે અશ્વલ આદિ એકઠા થયેલા બ્રાહ્મણોએ યાજ્ઞવલ્કયના જ્ઞાનની પરીક્ષા કરવા માટે તેને ઔપનિષદવિદ્યા સંબંધી પ્રશ્નો પુછવા માંડયા. આ એકઠા થયેલા બ્રાહ્મણોમાં ગાર્ગી વાચક્નવી નામની બ્રહ્મવાદિની સ્ત્રી પણ હતી. તેણે પણ પ્રશ્નો પુછયા છે. એક પછી એક પ્રશ્ન પુછનારને યાજ્ઞવલ્કય ઉત્તર આપે છે, જેથી તે પુછ-

નાર સંતુષ્ટ થઇને બેસી જાય છે અને બીજો બ્રાહ્મણ પ્રશ્ન પુછવા ઊભો થાય છે. આવું વિદેહના આ પ્રાચીનતમ વિદ્વત્સંમેલનનું વર્ણન છે. રાજા જનક તો આરંભના શબ્દો પછી શ્રોતા જ રહ્યા લાગે છે. બધો સંવાદ યાજ્ઞવલ્ક્ય અને અશ્વલાદિ બ્રાહ્મણો વચ્ચે જ ચાલે છે અને છેવટે યાજ્ઞવલ્ક્યે બધાને પુછેલા એક પ્રશ્નનો કોઈ ઉત્તર આપવાની હિંમત કરતું નથી એટલે આધ્યાત્મિક રહસ્યબોધક થોડા શ્લોકો વડે યાજ્ઞવલ્ક્ય ઉપસંહાર કરે છે.

વિદેહના જનકની આ પ્રાચીન સમિતિમાં વિદ્યાનું ઉચ્ચ વાતાવરણ છે. આધ્યાત્મિક જિજ્ઞાસાને સંતોષવા માટે જ બધો સંવાદ થયો છે. અધ્યાત્મવિદ્યાની દૃષ્ટિથી એ ઉપનિષદના બીજા ભાગો અને આ ભાગ વચ્ચે કશો તફાવત નથી; પણ સમિતિમાં એકઠા મળેલા બ્રાહ્મણોના વર્તનનું વાતાવરણ નિર્મળ નથી. આરંભમાં જ બ્રાહ્મણો ક્રોધ કરે છે, પછીથી એક સભાસદને ઔપનિષદ પુરુષના અજ્ઞાન માટે 'તારું માથું પડી જશે' એ રીતે યાજ્ઞવલ્ક્ય શાપ આપે છે.

ઔપનિષદ પછીના સમયમાં, ઉપર જેનું વર્ણન કર્યું તે પ્રકારની સભા–સમિતિઓ મળવાનું સર્વદા ચાલુ રહ્યું છે. પાછલા કાળની સભાઓમાં વિદ્યાનું પ્રમાણ ઘટ્યું છે અને વર્તનની મલિનતાનું પ્રમાણ વધ્યું છે પણ એ ઇતિહાસ ઉપર દૃષ્ટિ કર્યા પહેલાં ઉપનિષત્કાલીન તથા તત્પશ્ચાત્કાલીન પણ ઉભયથા વિશુદ્ધ સમિતિનું દર્શન કરી લઇએ.

છાંદોગ્ય ઉપનિષદમાં આખ્યાયિકા છે કે 'આરુણેય શ્વેતકેતુ પંચાલોની સમિતિમાં ગયો હતો. ત્યાં તેને પ્રવાહણ જૈવલિએ પુછ્યું: 'કુમાર ! તને પિતાએ શિક્ષણ આપ્યું છે ?' કુમારે જવાબ આપ્યો: 'હા;' એટલે પ્રવાહણે તેને પ્રશ્નો પુછ્યા, જેની પોતાને ખબર ન હોવાથી એ પાછો પોતાને ઘેર જાય છે અને પિતાને કહે છે કે, 'તમે મને ભણાવ્યા વગર, તને ભણાવી દીધું એવું કેમ કહ્યું ! રાજન્યબન્ધુ(પ્રવાહણ જૈવલિ)એ મને પાંચ પ્રશ્નો પુછ્યા, જેમાંથી

એકેયની મને ખબર નહોતી.' ત્યારે પિતાએ કહ્યું: 'હું એ જાણતો હોઉ તો તને કેમ ન કહું?' પછી તે પોતે જ પ્રવાહણ જૈવલિને ઘેર જાય છે અને તેની પાસેથી પંચાગ્નિ વિદ્યા શીખે છે.'
(છાં. ઉ. ૫, ૬)

આ વિદ્યાગ્રહણના પ્રસંગમાં ભાગ લેનાર કોઈનો ચિત્તમાં કશી કલુષિતતા નથી.

છાં. ઉ.માં જ એક બીજી આખ્યાયિકા એવી છે કે 'શિલક શાલાવત્ય, ચૈકિતાયન દાલ્ભ્ય અને પ્રવાહણ જૈવલિ, એ ત્રણેય ઉદ્ગીથ વિદ્યામાં કુશળ હતા. તેઓએ કહ્યું કે 'ચાલો, આપણે ઉદ્ગીથ વિષે કથા કરીએ.' પછી તેઓ બેઠા અને ચર્ચા કરી. (છાં. ઉ. ૧-૮) એ જ ઉપનિષદમાં ત્રીજી આખ્યાયિકા એવી છે કે પ્રાચીનશાલ ઔપમન્યવ, સત્યયજ્ઞ પૌલુષી, ઇન્દ્રદ્યુમ્ન ભાલ્લવેય, જનશાર્ક રક્ષ્ય અને બુડિલ આશ્વતરાશ્વિ; એ મહાશાલા (મોટા મકાનમાં રહેનારા) મહા શ્રોત્રિય બ્રાહ્મણો ભેગા મળીને વિચાર કરવા લાગ્યા; કે 'કોણ આત્મા છે? અને બ્રહ્મ શું છે?' પછી 'હમણાં ઉદ્દાલક આરુણિ આ વૈશ્વાનર આત્માનો અભ્યાસ કરે છે માટે ચાલો એની પાસે જઈએ.' એમ વિચારી એ બધા ઉદ્દાલક પાસે જાય છે. તેને વિચાર થાય છે કે 'આ મોટા શ્રોત્રિયો છે, કદાચ પોતે બધો ખુલાસો ન કરી શકે માટે એણે પોતાની પાસે આવેલા બધાને કહ્યું, કે 'ચાલો, આપણે અશ્વપતિ કૈકય, જે એ જ વિદ્યાનો અભ્યાસ કરે છે તેની પાસે જઈએ.' અને પછી બધા સમિધ હાથમાં લઈને અશ્વપતિ પાસે જાય છે અને અશ્વપતિ પહેલાં દરેકને 'તમે કયા આત્માની ઉપાસના કરો છો?' એ પુછે છે અને પછી પોતે જે વિશેષ જાણે છે તે કહે છે.
(છાં. ઉ. ૫-૧૧-૧૨ વગેરે)

ઉપર જેનો સાર ઉતાર્યો છે એ ઔપનિષદ સમિતિઓમાં વિદ્યા-વૃદ્ધિના ઉદ્દેશથી એકઠા મળીને વિદ્વાનો વિચાર કરે છે અને કોઈની

વિશેષજ્ઞ તરીકે ખ્યાતિ હોય તો તેની પાસે વિશેષ જ્ઞાન મેળવવા બધા સાથે પણ જતા. અહિં એક જ ઐતિહાસિક હકીકત ઉપર ધ્યાન ખેંચવાનું છે કે ઔપનિષદ વિદ્યાવૃદ્ધિના આ પ્રયત્નોમાં વિશેષજ્ઞના જ્ઞાનાધિક્યનો સ્વીકાર છે પણ એની ખાસ વિદ્યા પુરતો; પરિણામે ધાર્મિકની નહિ પણ વિદ્યાના ઉપાસકની બુદ્ધિનું જ વર્ચસ્વ ઉપનિષત્કાળમાં દેખાય છે.

આ પછીના કાળની પણ જરા જુદા પ્રકારની, તાત્ત્વિક ચર્ચા અર્થે નહિ પણ ધાર્મિક નિર્ણય કરવા માટે મળેલી પરિષદોનું જે વર્ણન બૌદ્ધ ગ્રંથોમાં મળે છે તેની જરા ઝાંખી કરી લઈએ.

બૌદ્ધશ્રુત પરંપરા પ્રમાણે ભગવાન બુદ્ધના પરિનિર્વાણ પછી તરતમાંજ કાસ્સપ, આનંદ અને ઉપાલિની હાજરીમાં રાજગૃહમાં બુદ્ધવચનોનો વિચાર કરવા માટે એક પરિષદ મળી હતી. પછી ૧૧૮ વર્ષ પછી વૈશાલીમાં દશ મિથ્યાવાદોનો વિચાર અને ત્યાગ કરવા માટે બીજી બૌદ્ધ પરિષદ મળી હતી. અને મૌર્ય ચક્રવર્તી અશોકના વખતમાં એક આવી જ પરિષદ પાટલીપુત્રમાં મળી હોવાની દંતકથા છે. પછી કનિષ્કના કાળમાં બૌદ્ધ સંપ્રદાયમાં પ્રચલિત પરસ્પર વિરુદ્ધવાદોની ચર્ચા કરીને પ્રમાણભૂત પાઠ નક્કી કરવા માટે કાશ્મીરમાં એક પરિષદ મળી હતી. આ પરિષદમાં હીનયાનના સર્વાસ્તિવાદના પાંચસો જેટલા અનુયાયીઓ મુખ્યત્વે એકઠા થયા હતા. આ પરિષદના પ્રમુખપદે વસુમિત્ર હતા અને કવિ અશ્વઘોષ પણ તેમાં હાજર હતા. આ પરિષદની ચર્ચાને પરિણામે મહાવિભાષા નામે બૌદ્ધ ગ્રંથ લખાયો હતો, જે ચીની ભાષામાં ઉપલબ્ધ છે.*

આ બૌદ્ધ ધાર્મિક પરિષદોથી જુદી જાતની ઔપનિષદ પ્રકારની ઉપનિષત્કાળ પછીના સમયની અને ઉભયથા વિશુદ્ધ વાતાવરણવાળી

* આ બૌદ્ધ પરિષદોની સવિસ્તર ચર્ચા વીન્સેન્ટ સ્મિથે જ, રૉ. એ. સો. ૧૯૦૧ પૃ. ૮૪૨-૫૮માં કરી છે.

વિદ્યાસમિતિઓનું વૈદક સાહિત્યમાં જળવાઇ રહેલું વર્ણન હવે જોઇએ. આયુર્વેદના પ્રાચીનતમ ગ્રંથ ચરકસંહિતાના પણ જુના થરમાં નીચેની કથા મળે છે.

ચરક સૂ. અ. ૨૬નો આરંભ આ પ્રમાણે છે: 'આત્રેય ભદ્રકાપ્ય, શાકુનીય, મૌદ્ગલ્ય, પૂર્ણાક્ષ, કૌશિક હિરણ્યાક્ષ, કુમારશિરા ભરદ્વાજ, બુદ્ધિશાળીઓમાં ઉત્તમ એવા રાજા વાર્યોવિદ, વિદેહના રાજા નિમિ, મહાબુદ્ધિશાળી બડિશ અને બાલ્હીક દેશના વૈદ્યોમાં શ્રેષ્ઠ એવા બાલ્હીકના કાંકાયન એટલા વિદ્યામાં અને વયમાં વૃદ્ધ તથા જેનું ચિત્ત પોતાને વશ છે એવા મહર્ષિઓ રમણીય ચૈત્રરથ વનમાં વિહાર કરવાની ઇચ્છાથી એકઠા થયા હતા. ત્યાં (સભામાં) બેઠેલા તે રસાદિ અર્થોના જ્ઞાનીઓ વચ્ચે નીચે પ્રમાણે રસ અને આહારના જ્ઞાન સંબંધી અર્થભરપુર કથા (ચર્ચા) થઈ.'

આ ચર્ચાની પછીની વિગતમાં વૈદ્યેતર વાંચનારને રસ આવવાનો સંભવ નથી; પણ એ જ ગ્રંથમાંથી બીજી એક આવી જ સમિતિનું વર્ણન હવે જોઇએ.

ચરક સૂ. અ. ૨૫માં આયુર્વેદાચાર્ય મહર્ષિઓની સમિતિનું જરા જુદી રીતે વર્ણન છે. એમા જે મહર્ષિઓ સમિતિમાં એકઠા મળ્યા હતા, તેઓનાં નામો આરંભમાં નથી આપ્યાં પણ પ્રત્યેક મહર્ષિ બોલવા ઊભા થાય છે ત્યારે એમનું નામ આપ્યું છે. સમિતિના વર્ણનની શરૂઆત નીચે પ્રમાણે છે. 'જુના કાળમાં જેને (વસ્તુઓના ગુણકર્મોનું) પ્રત્યક્ષ જ્ઞાન છે એવા પુનર્વસુ પાસે (અર્થાત્ એમના સભાપતિપદ નીચે) એકઠા મળેલા મહર્ષિઓ વચ્ચે આત્મા, મન ઈંદ્રિયો અને તેના વિષયોના સમુદાયરૂપ માણસ તથા તેને થતા રોગો અને એની ઉત્પત્તિ સંબંધી નીચેની કથા (ચર્ચા) થઇ.'

આ સભામાં પહેલાં કાશીપતિ વામક ઋષિઓની સમિતિ આગળ

જઈને તથા અભિવાદન કરીને એક ગૂઢ પ્રશ્ન પુછે છે. એટલે પુનર્વસુ બધા ઋષિઓને કહે છે કે 'તમે બધા અમિત જ્ઞાનવિજ્ઞાનથી જેના સંશયો છિન્ન થઈ ગયા છે, એવા છો તો કાશીરાજની શંકાને દૂર કરો.'

પછી મૌગ્દલ્ય પારીક્ષિ, શરલોમા, હિરણ્યાક્ષ, કુશિક, કૌશિક, ભદ્રકાપ્ય, ભરદ્વાજ, કાંકાયન અને ભિક્ષુ આત્રેય એટલા ઋષિઓ પોતપોતાનો મત આપે છે અને બધા મતો સાંભળ્યા પછી વિવાદ કરતા ઋષિઓને પુનર્વસુ ઉપસંહાર કરતાં કહે છે કે 'તમે તે એક જ પક્ષને પકડી બેસવાથી તત્ત્વ પ્રાપ્ત થતું નથી. એક અમુક વાદ (અ. થીયરી)નો કે તેના વિરુદ્ધ વાદનો એ જ સત્ય છે એવો નિશ્ચય કરી લેવાથી (શોધને) છેડે–સત્ય પાસે પહોંચાતું નથી; પણ ઘાણી જેવી ગતિ થાય છે. માટે વાદની અથડામણ છોડી દઈને અધ્યાત્મચિંતન કરો; કારણકે તમોગુણનો પડદો દૂર થયા વગર જાણવા યોગ્ય વસ્તુમાં જ્ઞાનની પ્રવૃત્તિ જ થતી નથી.'

પુનર્વસુનો અંતિમ ઉપદેશ તો સનાતન સત્ય છે. ચરકમાં વર્ણવેલી આ સમિતિઓ આધુનિક વૈજ્ઞાનિક પરિષદની નાનીનાની સમિતિ (અ. કમિટી)ઓની સભાઓ જેવી લાગે છે.

છાંદોગ્ય ઉપનિષદ તથા ઉપલા ચરકના વર્ણનમાંથી અને એના આગલા પાછલા ભાગમાંથી એટલું સ્પષ્ટ તરી આવે છે કે આ પ્રાચીન સમિતિઓનું વાતાવરણ રાગદ્વેષરહિત વિશુદ્ધ છે. ચર્ચા અથવા કથા વિદ્યાવૃદ્ધિ અર્થે જ થાય છે, પ્રશ્નો કે ઉત્તરોમાંથી સ્પર્ધા કે વિજિગીષાની નહિ પણ જિજ્ઞાસાની સુગંધ આવે છે.

ઉપનિષત્કાળથી ગઈ કાલ સુધી સભાઓ–સમિતિઓ પરિષદોની પરંપરા આ દેશમાં ચાલુ રહી છે, પણ ચરકોક્ત ઉપલી સમિતિઓ પછીના સમયમાં સભા–સમિતિઓના વાતાવરણમાં ભારે પરિવર્તન થઈ ગયું છે. ચરકસંહિતામાંથી મળતા પ્રકાશની મદદથી જ પરિષદોની પરંપરાનો પછીનો ઇતિહાસ અવલોકીએ.

ચરકસંહિતામાં એક સ્થળે (વિ. અ. ૮) સંભાષાવિધિ (ચર્ચા-પદ્ધતિ)નું વર્ણન છે. તેમાં કહ્યું છે કે 'વૈદ્યે વૈદ્ય સાથે સંભાષા (ચર્ચા) કરવી. તદ્વિદ્યસંભાષા (તે તે વિષયના નિષ્ણાત સાથેની ચર્ચા) જ્ઞાનમાં મનોયોગ કરનારી તેમ જ સ્પર્ધા ઉત્પન્ન કરનારી છે. વળી તદ્વિદ્યસંભાષા પાંડિત્ય વધારે છે, બોલવાની શક્તિ આપે છે, યશ આપે છે, પહેલાં મેળવેલી વિદ્યામાં કાંઇ સંદેહ હોય તો તે દૂર કરે છે. જેને સંદેહ ન હોય એના પણ નિશ્ચયને દૃઢ કરે છે તથા કોઇ વાર પહેલાં ન સાંભળેલી વિદ્યા જાણવા મળી જાય છે.' તદ્વિદ્યસંભાષાની આવી પ્રશંસા કર્યા પછી કહે છે કે 'તદ્વિદ્યસંભાષા બે જાતની છે. (૧) સંધાય સંભાષા અને (૨) વિગૃહ્ય સંભાષા.' ન્યાયસૂત્રમાં પણ આ વિષયની ચર્ચા છે જ. ખરી રીતે આ ન્યાયશાસ્ત્રનો જ વિષય છે. ન્યાયસૂત્રમાં પણ આ બે પ્રકાર કહેલા જ છે. પહેલાને ન્યાયશાસ્ત્ર 'તદ્વિદ્ય સાથે સંવાદ' (ચરકના સંભાષા શબ્દને બદલે ન્યાયશાસ્ત્રમાં સંવાદ કે વાદ શબ્દ વાપર્યો છે) કહેલ છે વળી આવો સંવાદ શિષ્ય, ગુરુ અને બ્રહ્મચારી જેવા અસૂયારહિત, અક્રોધી તથા કલેશ સહન કરી શકે એવા માણસો સાથે કરવો એમ ચરકસંહિતા તથા ન્યાયશાસ્ત્ર ભલામણ કરે છે. ટુંકમાં તદ્વિદ્ય સાથે જ્ઞાન મેળવવાની ઇચ્છાથી જે ચર્ચા કરવામાં આવે તેનું નામ સંધાય સંભાષા કે સંવાદ. ઉપનિષદોમાંની પહેલી સિવાયની તથા ચરકની સમિતિઓ તે સંધાય સંવાદ માટે મળેલી પરિષદોના દાખલા છે.

આ સંધાય સંભાષાથી ઉલટી તે વિગૃહ્ય સંભાષા એટલે વિરોધી ભાવથી કરેલી ચર્ચા, જેના ન્યાયશાસ્ત્રમાં જલ્પ અને વિતણ્ડા એવા બે ભેદ પાડ્યા છે. તેમાં સામા પક્ષ ઉપર વિજય મેળવવાની ઇચ્છાથી પ્રવૃત્તિ થાય છે. વળી ચરકસંહિતામાં કહ્યું છે તેમ આવી વિગૃહ્ય સંભાષાઓ કાંઈ બે વાદ કરનારાઓ એકલા બેસીને કરતા નહિ પણ પરિષદોમાં આવા વાદો થતા. પરિષદોના જ્ઞાનયુક્ત અને મૂઢવિરોધી અને ઉદાસીન વગેરે અનેક પ્રકારો ચરકે વર્ણવ્યા છે. આ વિગતોમાં ઊતરવાની

આપણને જરૂર નથી. પણ એ વચનોના કાળથી ગઈ કાલ સુધી જે પરિપદો આ દેશમાં ચાલુ મળતી રહી છે તેનું હવે નમુનાના દાખલાઓ વડે ઐતિહાસિક અવલોકન કરીએ.

બૃહદારણ્યક ઉપનિષદમાંથી વિદેહના રાજા જનકની જે સભાનું વર્ણન ઉપર ઉતાર્યું છે તે પરંપરાની, રાજાએ યજ્ઞ પ્રસંગે તથા પાછલા કાળમાં કોઇ રાજાએ નવા દેવસ્થાનની સ્થાપના પ્રસંગે અથવા પોતાના રાજ્યારોહણના કે જન્મદિવસના ઉત્સવ પ્રસંગે બોલાવેલી પંડિતોની સભાઓ બૃહદારણ્યક ઉપનિષદના કાળથી એટલે કે ઇ. સ. પૂર્વે આઠમા શતકથી અથવા ચરકસંહિતાના ઉપલાં કથનોના કાળથી એટલે ઇ. સ. પહેલા શતકથી આ દેશમાં ભરાતી આવી છે. આ દેશના નાના કે મોટા બધા રાજાઓએ વારંવાર આવી પંડિતોની સભાઓ ભરીને બેસવાનો એક કરતાં વધારે વાર આનંદ લીધો હશે. જેમ મલ્લકુસ્તી જોવી, કુકકુટયુદ્ધ જોવાં, હાથીઓની સાઠમારી જોવી, નૃત્ય, સંગીત અને નાટકનો આસ્વાદ લેવો તેમ સભામાં પંડિતોનો વાગ્વિલાસ સાંભળવો એ જુના રાજાઓની એક મોજ હતી. આ રાજાશ્રિત પંડિત-સભાના બે મુખ્ય પ્રકાર હતા: એક કાવ્યવિનોદ માટે મળેલી સભાનો પ્રકાર અને બીજો શાસ્ત્રાર્થ માટે મળેલી સભાનો પ્રકાર.

કાવ્યવિનોદ માટે મળેલી સભામાં એકઠા થયેલા કવિઓ કોઇવાર પોતપોતાની નવી રચનાઓ—ખાસ તો રાજાની વિવિધભંગીથી સ્તુતિ કરતી, કથનશૈલીના ચમત્કારમાં રાચતી પદ્યરચનાઓ સંભળાવતા; તો કોઇવાર સમસ્યાપૂર્તિની હરીફાઈમાં શીઘ્ર પદ્યરચનાશક્તિનો પરિચય આપી રાજાના ચિત્તને આનંદ આપતા તથા એ કવિઓ પોતે પણ એ વ્યાયામનો હર્ષ અનુભવતા હશે.

આ પ્રકારની કવિસભાઓનું વર્ણન બલ્લાલકૃત ભોજપ્રબંધમાં તથા મેરુતુંગ, રત્નમંદિરગણિ વગેરેના ભોજપ્રબંધોમાં મળે છે. વળી રાજશેખરસૂરિના ચતુર્વિંશતિ પ્રબંધમાં ગુજરાતના રાજા વીસલદેવ (ઇ. સ. ૧૨૨૪ થી ૧૨૬૨)ની રાજસભામાં વામન, સોમાદિત્ય,

કમલાદિત્ય વગેરે જુદાજુદા કવિઓએ આપેલી ૧૦૮ સમસ્યાઓ અમરચન્દ્ર કવિએ પુરી કરી હોવાનું વર્ણન છે. રાજાઓ તરફથી કવિઓને દાનો મળતા એ કહેવાની જરૂર નથી.

આજે કવિઓની સભાઓનો ઉપર ઉલ્લેખ કર્યો છે તે સંસ્કૃત ભાષામા કાવ્યવિનોદ કરનારી સભાઓના દાખલા છે, અને સંસ્કૃત ભાષા લોકની સામાન્ય ભાષા મટી ગઇ તે પછી રાજાઓ અને રાજપુત સરદારો, રોઢિયાઓ વગેરે રાજસભામા બેસનારાઓ સંસ્કૃત ન સમજતા હોવા છતા સંસ્કૃત પંડિતો સંસ્કૃતમા કાવ્યવિનોદ કરતા તથા શાસ્ત્રચર્ચા પણ કરતા, એ આશ્ચર્યકારક લાગે પણ સાચી હકીકત છે. પણ હિંદી આદિ દેશીભાષાઓમાં સાહિત્ય ખેડાવા માડ્યા પછી રાજસભાઓમા ઘણીવાર-ખાસ કરીને હિંદી કવિઓનો હિંદીમાં કાવ્યવિનોદ ચાલતો હોવાના ઘણા દાખલા મળે છે-વિશેષ કરીને રાજપુતાનાના ઇતિહાસમા. વળી મહાન મોગલ શહેનશાહ અકબરની રાજસભાની અનેક ધર્મોને લગતી ધાર્મિક ચર્ચાઓ ઇતિહાસપ્રસિદ્ધ છે, એ તો મોટે ભાગે ઉર્દુમા ચાલતી હશે.

રાજાના આશ્રય વગર પણ સહજ રીતે થોડા પંડિતો ક્યાંય એકઠા થઇ જાય તો પણ તેઓની વચ્ચે કાવ્યવિનોદ કે શાસ્ત્રચર્ચા ચાલે એ જુની પેઢીઓના પંડિતોની સામાન્ય પ્રથા હતી; પણ રાજાશ્રિત સભાનુ ગૌરવ જુદું જ હોય એ સ્વાભાવિક છે. એમા પંડિતોને પોતાની શક્તિ બતાવવાનો આગ્રહ વધારે રહે એ કુદરતી છે. કાવ્યચર્ચા માટે મળેલી સંસ્કૃત પંડિતોની રાજાશ્રિત સભાના દાખલા ઉપર જોયા. હવે શાસ્ત્રચર્ચા માટે મળતી રાજાશ્રિત સભાનો દાખલો જોઇએ. આ પ્રકારની એક ઐતિહાસિક સભાનું સરસ વર્ણન મુદ્રિત કુમુદચન્દ્ર પ્રકરણ નામના જૈનકવિ યશચન્દ્રે લખેલા નાટકમાં મળે છે. ગુજરાતના સોલંકી રાજા સિદ્ધરાજ જયસિંહની સભામા સં. ૧૧૮૧માં થયેલા જે વાદનુ વર્ણન આ નાટકમા કરવામા આવ્યું છે તે ઐતિહાસિક હકીકત લાગે છે. સિદ્ધરાજના અધ્યક્ષપદે તેની રાજસભામા

જૈનધર્મની શ્વેતામ્બર અને દિગમ્બર નામની બે મુખ્ય શાખાઓના બે પ્રતિનિધિઓ વચ્ચે પ્રચંડ વાદ થયો હતો. તેમાં શ્વેતાંબર શાખાના પ્રતિનિધિ દેવસૂરિ હતા અને દિગંબર શાખાના પ્રતિનિધિ કર્ણાટકના દિગંબરાચાર્ય કુમુદચંદ્ર હતા. આ વાદમાં કુમુદચંદ્ર હારી ગયા એવું વર્ણન છે. અલબત્ત, લેખક શ્વેતાંબરાનુયાયી છે, અને ગુજરાતમાં એ વખતથી શ્વેતાંબરનો જ પ્રચાર રહ્યો છે એ હકીકત છે. આ રાજસભામાં બીજા સભ્યો પણ હતા અને સિદ્ધરાજની સભામાં વ્યાકરણ, ન્યાય, કાવ્ય વગેરેના વિદ્વાનો હતા એમ એ નાટકમાં જ કહ્યું છે. પણ રાજા પોતે જ વાદમાં વધારે ભાગ લે છે; બાકી મુખ્ય વાદીપ્રતિવાદી વચ્ચેના વાદમાં ઉચ્ચ શાસ્ત્રીયતા નથી અને ક્ષુદ્ર આક્ષેપો છે. એ કદાચ નાટકના લેખકની સામાન્ય લોકને રાજી કરવાની વૃત્તિનું પરિણામ હશે.

રાજાશ્રિત નહિ એવી પણ બીજી રીતે ઉપરના વર્ણનને મળતી શાસ્ત્રાર્થ માટે મળેલી એક સમિતિનું વર્ણન શંકરદિગ્વિજયમાં મળે છે. ચૌદમા શતકમાં લખાયેલા આ ગ્રંથમાં શંકરાચાર્ય અને મંડનમિશ્ર વચ્ચે થયેલા વાદનું ખુબ મનોરંજક વર્ણન કરેલું છે. આ વાદ મંડનમિશ્રના ઘરમાં થાય છે. વાદ સમયે શંકરના શિષ્યો તેમ જ મંડનમિશ્રના શિષ્યો હાજર હશે, પણ વાદ તો શંકર અને મંડનમિશ્ર વચ્ચે જ થાય છે; અને બે ય વાદીઓ મંડનમિશ્રની પત્ની ભારતી (સરસ્વતી)ને મધ્યસ્થ તરીકે સ્થાપે છે. આ પ્રખ્યાત વાદના આરંભમાં બે સમર્થ વિદ્વાનો વચ્ચે જે ક્ષુદ્ર શબ્દચ્છલ યુક્ત ટપાટપી થાય છે તે એકેયને શોભાસ્પદ નથી; પછી સિદ્ધાંત વિષયક શાસ્ત્રાર્થ થાય છે, જેમાં શંકરનો વિજય થયો હોવાનો ભારતી નિર્ણય આપે છે, જેને પરિણામે પહેલાં થયેલા ઠરાવ પ્રમાણે મંડનમિશ્ર શંકરના શિષ્ય થાય છે.

શંકરાચાર્ય પછી લગભગ છસો વર્ષે લખાયેલા આ શંકર દિગ્વિજય કાવ્યના ઉપલા વર્ણનમાં કદાચ ઐતિહાસિક તથ્ય શંકાં

અને મંડનમિશ્રની સમકાલીનતા સિવાય કશું જ નહિ હોય. એ કાવ્યમાં વર્ણવેલા બીજા પ્રસંગોમાં પણ યોગસિદ્ધિઓના ચમત્કારનું જ તત્ત્વ ઘણું છે, જ્યારે ઐતિહાસિક તત્ત્વ નહિ જેવું છે. દિગ્વિજયકાર શાંકરમતાનુયાયી હોઈને શંકરાચાર્યનો વિજય વર્ણવે એ સ્વાભાવિક છે.

શંકરદિગ્વિજયમાં વર્ણવેલા વાદો ભલે કલ્પિત હોય, પણ સંપ્રદાયસ્થાપક આચાર્યો પોતપોતાના ધર્મનો પ્રચાર કરવા અર્થે દેશમાં જેને અનુયાયીઓએ દિગ્વિજય તરીકે વર્ણવેલી છે તેવી યાત્રાઓ કરતા અને એ પ્રસંગે વાદો પણ થતા એ ઐતિહાસિક હકીકત છે. વૈષ્ણવ સંપ્રદાયના આચાર્ય વલ્લભાચાર્યના દિગ્વિજયની તથા વિજયનગરની રાજસભામાં થયેલા શાસ્ત્રાર્થમાં આચાર્યે મેળવેલા વિજયનું તથા તે પછી ત્યાંના રાજાએ વલ્લભાચાર્યને તુલાદાન આપી કનકાભિષેક કરી સત્કાર કર્યો હોવાનું વલ્લભાચાર્યના ચરિત્રલેખકોએ વર્ણન કર્યું છે.* આ દિગ્વિજયની તથા તેના એક કાર્યક્રમ તરીકે વિવિધ સ્થળે વાદસભાઓની યોજનાઓની પ્રથા શંકરાચાર્ય પહેલાંની તો ચોક્કસ ખબર નથી પણ તે પછીથી આર્યસમાજના સ્થાપક દયાનંદ સરસ્વતીના જીવનકાળ–પર્યંત ચાલુ રહી છે.

વાદસભાઓ આચાર્યોમાં મર્યાદિત હશે એવું ઉપર બે આચાર્યોના શાસ્ત્રાર્થોની સભાઓનો દાખલો આપ્યો છે તેથી ન માનવું. પંડિતોની સભાઓ આ દેશમાં સ્થળેસ્થળે મળ્યા કરે અને તેમાં વ્યાકરણ, ન્યાય જેવા વિદ્યાવિષયક કે ધર્મ વિષયને લગતાં શાસ્ત્રાર્થો ચાલે એ સેંકડો વર્ષથી ચાલતી સામાન્ય પ્રથા હતી. આર્યસમાજના પંડિતો અને સનાતની પંડિતો વચ્ચે આવા શાસ્ત્રાર્થોની વાતો હું નાનો હતો ત્યારે ઘણીવાર સાંભળતો, જો કે એવા શાસ્ત્રાર્થ માટે મળેલી કોઈ સભામાં ગયો નથી. ભિન્નભિન્ન સંપ્રદાયના અનુયાયી સનાતની પંડિતો વચ્ચે પણ શાસ્ત્રાર્થો ચાલ્યા કરતા અને આવા શાસ્ત્રાર્થ પ્રસંગે પંડિ-

---

* વલ્લભાચાર્યના કૃષ્ણનગરમાં થયેલા શાસ્ત્રાર્થની વિશેષ ચર્ચા માટે જુઓ મારો વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ (૧૯૩૯) પૃ. ૨૫૧.

તોની વાણી ઉચ્ચ શાસ્ત્રાર્થની ભૂમિકામાંથી હલકી ગાળાગાળીમાં ઊતરી પડે અને કોઇવાર મારામારી પણ થઇ જાય એમાં બહુ નવાઇ નહોતી. ટૂંકમાં ચરકની આ વિગૃહ્યસંભાષા પરિષદોમાંથી સંભાષા ઊડી જઇ વિગ્રહ જ બાકી રહેતો.

આ ધાર્મિકથી જુદી જાતની પંડિતોની માત્ર વ્યાકરણ કે ન્યાયના કોઈક કૂટ પ્રશ્નની ચર્ચા કરનારી પરિષદો જ્યારે મળતી ત્યારે તેમાં મુખ્ય તો વિજયેચ્છાની પ્રેરકતા રહેતી. પ્રત્યેક પંડિત પોતાનું પાંડિત્ય દર્શાવવા ઇચ્છતો, છતાં કોઈવાર સામા પાસેથી કાંઈ શીખી લેવાની જિજ્ઞાસા પણ કેટલાક પંડિતોમાં જાગતી હોવાના દાખલા સાંભળ્યા છે. જો કે મોટે ભાગે તો વિતંડામાં અને કવચિત્ ગાળાગાળીમાં ઉતરી જવાની વૃત્તિને પંડિતો રોકી શકતા નહિ. મારા પિતાશ્રીએ આવી પંડિતસભાઓ જોએલી અને પોતે ભાગ પણ લીધેલો, પણ એમના એક ગુરુને કાશીમાં શાસ્ત્રાર્થ કરતાં વિરોધી પંડિતે છરો મારી દીધેલો તે દિવસથી એમણે શાસ્ત્રાર્થ કરવાનું જ છોડી દીધું હતું; એમ મારા પિતાશ્રી પાસેથી સાંભળ્યું હતું.

પ્રાચીન ઔપનિષદકાળથી ગઈ કાલ સુધી આ દેશમાં જે ભિન્નભિન્ન પ્રકારની સમિતિઓ અને પરિષદો ભરાતી રહી છે તેનું ઐતિહાસિક ક્રમમાં સંક્ષેપમાં દિગ્દર્શન કર્યું. બ્રિટિશો આ દેશમાં આવ્યા પછી સાહિત્યપરિષદો, પ્રાચ્યપરિષદો, વિજ્ઞાનપરિષદો વગેરે પ્રાચીનથી ભિન્ન પ્રકારની પરિષદો આ દેશમાં ભરાતી રહી છે.તેનો વિચાર અહિં અપ્રસ્તુત છે, પણ જુની પરિષદોની વિજયતૃષ્ણાનો અને એ માટેનાં વાગ્યુદ્ધોનો અર્વાચીન પરિષદોએ વારસો નથા સ્વીકાર્યો એ ખુશી થવા જેવું છે. વળી પંડિતોનો પરસ્પર સમાગમ, મનોરંજન અને કાંઇક વિદ્યાવૃદ્ધિ એ અર્વાચીન પરિષદોનાં શુભ લક્ષણો છે. ભવિષ્યમાં અધિકાધિક વિદ્યાવૃદ્ધિ સમિતિઓ પરિષદો દ્વારા થવા કરો — એ જ ઈશ્વર પાસે પ્રાર્થના.

૧૫

# સ્વ. રામલાલ ચુનીલાલ મોદી

### અલ્પ સ્મરણરેખા

મારા મિત્ર સ્વ. રામલાલ ચુનીલાલ મોદી જેઓ પ્રાચીન ગુજરાતી સાહિત્યના તથા ગુજરાતના ઇતિહાસસંશોધનના ખાસ અભ્યાસી હતા તેઓ આ વર્ષના ચૈત્ર માસમાં સ્વર્ગવાસી થયા. રામલાલભાઈ પાટણ ( ઉત્તર ગુજરાત )ના વતની હતા; અને દશા વાયડા વણિકજ્ઞાતિમાં સં. ૧૯૪૬ની શ્રાવણ શુદ સાતમે જન્મ્યા હતા; અને ત્યાં જ કેળવણી લઇ સં. ૧૯૬૪-(ઈ સ, ૧૯૦૮ )માં મેટ્રિકમાં પાસ થઇ થોડો વખત બીજે, પણ મોટે ભાગે પાટણની હાઇસ્કૂલમાં જ, શિક્ષકના ધંધામાં જિંદગી પુરી કરી. આ રીતે રામલાલભાઇનું વ્યાવહારિક જીવન અત્યંત સાદાઇમાં એક નાના શહેરમાં વીત્યું હોઇને એમાં કશી વિશેષતા નહોતી. પણ રામલાલભાઇના ચિત્તમાં સાહિત્યજીવનની વાસના યૌવનના પ્રથમ ઉઘાડ વખતે જ જાગી હતી. ઇ.સ. ૧૯૦૯ના 'બુદ્ધિપ્રકાશ'માં એક લેખ આપીને સાહિત્યોપાસનાનો જે આરંભ એમણે કર્યો તે ચાળીશ વર્ષ સુધી–જીવનના અંત પર્યંત ચાલુ રાખ્યો હતો. પણ આ સાતત્ય ઉપરાંત એમનામાં સંશોધનનો ઊંડો રસ હતો.

ઇ. સ. ૧૯૩૨માં પાટણના આયુર્વેદ વિદ્યાલયની પરીક્ષા અર્થે હું પાટણ ગયો હતો. આયુર્વેદનું નવી પદ્ધતિથી શિક્ષણ આપનાર એ ગુજરાતમાં પહેલી સંસ્થા હતી. ઇ. સ. ૧૯૨૨માં ચયેલા એના

આરંભથી જ તેના આચાર્ય માન આમાના દીકરા મુ ભાઈ જેવ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી હતા, અને, ગુજરાતના મધ્યયુગના સુવર્ણયુગ સમા સોલંકી યુગની તે વખતે જાહોજલાલી અને સમૃદ્ધિમાં ઉન્નતિને શિખરે પહોંચેલી જુની રાજધાનીને જોવાની મને આ પહેલી તક હતી આ બધાં કારણોથી પાટણ તરફ મારું ચિત્ત આકર્ષાયું રહેલી લાગે

## પહેલો મેળાપ

હું પાટણ ગયો વધુ કરી તે જ દિવસે રામલાલભાઈ મળ્યા અમે ત્યારે પહેલી જ વાર મળ્યા અલબત્ત, લેખક તરીકે ત્યારે પહેલાં પરસ્પર નામથી ઓળખતા હતા રામલાલભાઈના આ સમાગમથી મને એક સાથે આયુર્વેદની અને ઇતિહાસની એમ બે ભૂમિકા ઉપર સહચાર સુખનો લાભ મળવાથી મન ખુબ પ્રસન્ન થયું

રામલાલભાઈએ 'પાટણસિદ્ધપુરનો પ્રવાસ' નામથી એક નાના પુસ્તકરૂપે ૧૯૧૮માં જુના પાટણના અવશેષોનો અભ્યાસ પ્રસિદ્ધ કર્યો હતો અને મેં ચૈત્ર ૧૯૭૮થી નવા શરૂ થયેલા 'ગુજરાત' માસિકમાં જુના પાટણ ઉપર એક સચિત્ર લેખ એના એ પહેલા વર્ષમાં પ્રગટ કર્યો હતો એ લેખના આધારરૂપ હતું બર્જેસનું ઉત્તર ગુજરાતના અવશેષો ઉપરનું સરકારી આર્કીઓલોજિકલ સર્વેમાં પ્રસિદ્ધ થયેલ પ્રમાણભૂત પુસ્તક આ સમાન ભૂમિકાથી અમે વાતો શરૂ કરી પણ મને રામલાલભાઈએ આરંભમાં જ પકડ્યો મને કહે "પાટણ પહેલી વાર આવો છો ના?" મેં કહ્યું હા રામલાલભાઈ કહે "મેં ધાર્યું જ હતું કારણ કે બર્જેસને નોંધ્યા પછી અમુક અવશેષો એણે લખ્યું છે તે સ્થળે નથી એટલે તમે જો પાટણ પહેલાં જોયું હોત તો એ ભુલ ન થાત" વાત સાચી છે પછી તો અમે સાથે ફરીને પાટણનાં જુનાં જોવાયોગ્ય સ્થળો જોયાં એટલું જ નહિ પણ રામલાલભાઈએ મને વર્તમાન પાટણનો પણ પરિચય કરાવ્યો રામલાલભાઈની સરલતા અને સુજનતાનો મને આ પહેલા પરિચયે જે અનુભવ થયો તે એમનો

સ્વભાવ જ છે એ હું ત્યાર પછીના પરિચયથી જોઇ શકયો. છેલ્લા પચીશ-છવીશ વર્ષમાં અમે વારંવાર મળ્યા હતા. હું પાટણ જાઉં ત્યારે તો મળું જ. ૧૯૩૯માં ભરાયેલ હૈમસારસ્વતસત્ર પ્રસંગે અમે ઠીક સાથે રહેલા. વડોદરા રાજ્યના પુરાતત્ત્વખાતા તરફથી થતું ખોદકામ જોવા અમે સાથે ગયેલા. અથવા મને દેખાડવા તેઓ આવેલા એમ કહેવું જોઈએ. એ પ્રસંગે તેઓ શ્રી. ક. મા. મુનશીને મારી સાથે મળ્યા હતા અને ત્યારે સાચા દિલથી પ્રશંસા કરતાં મુનશીને કહ્યું હતું કે "પાટણની પ્રભુતામાં જે સ્થળે સરસ્વતી વહાવી છે ત્યાં તો એ ત્યારે હોય કે ન હોય પણ આજે તો તમે અહિંના પંચાસર પાર્શ્વનાથમાં સરસ્વતીનો પ્રવાહ વહેવરાવ્યો." તે પછી પણ પાટણના આયુર્વેદ વિદ્યાલયમાં આયુર્વેદના ઇતિહાસ સંબન્ધી વ્યાખ્યાનો આપવા હું ગયો હતો ત્યારે અમે મળ્યા હતા. વળી ગુજરાતી સાહિત્યપરિષદના મુંબઈમાં ૧૯૨૬માં ભરાયેલા આઠમા સંમેલનમાં તથા ૧૯૩૩માં વડોદરામાં ભરાયેલી સાતમી ઓરિયેન્ટલ કોન્ફરન્સમાં અમે મળ્યા હતા.

## સાહિત્યક્ષેત્રે સમાગમ

પણ આ પ્રત્યક્ષ મેળાપ તો ગૌણ વસ્તુ છે. એની અપેક્ષાએ સાહિત્યક્ષેત્રે વિચાર-વિનિમય ચર્ચા-ખંડનમંડન દ્વારા જે સમાગમ થતો તે જ વધારે મૂલ્યવાન છે.

પ્રાચીન સાહિત્યના તથા ગુજરાતના ઇતિહાસના સંશોધનમાં રામલાલભાઈને વિશેષ રસ હતો અને મને પણ સંશોધનમાં સ્થાયી રસ. વળી પોતે જે કાંઇક હાથમાં લે તેમાં ઊંડા ઉતરીને તેનો અભ્યાસ કરતા. પરિણામે તેઓ જે લખે તે નિઃસાર ન હોય તેમ જ જેને એ વિષયમાં રસ હોય તેને એમનો લેખ જોયા વગર ન ચાલે; અને ગુજરાતમાં સંશોધનક્ષેત્રમાં કાર્ય કરનારાની સંખ્યા એટલી ઓછી છે કે કેટલાંક લખાણો સંશોધકોને પરસ્પર માટે જાણે લખાયાં હોય,- એવાં થઇ જાય તો નવાઈ નહિ.

અને ખરેખર એવું બન્યું છે કે મારાં 'ગુજરાતનો મધ્યકાલીન ઇતિહાસ' જેવાં પુસ્તકોનું અવલોકન એમણે લખ્યું છે અને એમનાં લખાણોનો મેં પુષ્કળ ઉપયોગ કર્યો *છે એટલું જ નહિ પણ એમનાં પુસ્તકોનું અવલોકન પણ કર્યું છે. વળી મારા મતોનું રામલાલભાઈએ વારંવાર ખંડન કર્યું છે. તેમ જ એમના મતોનું મેં વારંવાર ખંડન કર્યું છે. કવિ બિલ્હણ, જગદેવ પરમાર, સિદ્ધરાજનો સમકાલીન ચાહડ, કર્ણદેવ વાઘેલો વગેરે વિષે સામયિકોમાં ચાલેલી ચર્ચા તથા ઉપર કહેલા મારા પુસ્તકમાં એ ચર્ચા સંબંધી નિર્દેશો અમારાં પરસ્પર ખંડનમંડનનાં સચોટ ઉદાહરણો છે. પણ રામલાલભાઈનો મેં લાભ પણ ઠીક લીધો હતો. મારી કેટલીક ગફલતચુકો એમણે પકડી પાડી હતી અને એ ઉપર મારું ધ્યાન ખેંચ્યું હતું. ઉપર કહેલા મારા પુસ્તકના વિભાગ બીજાની અનુપૂર્તિમાં આના દાખલા છે.

## અન્વેષણમાં પ્રવીણ

રામલાલભાઈની આ સંશોધનશક્તિ ગુજરાતમાં ઠીક જાણીતી થઈ ગઈ હતી. કોઈ ઐતિહાસિક ચર્ચા વેરાએ ચડી હોય તો પક્ષવાદીઓ તરફથી રામલાલભાઈનો મત પોતાના પક્ષમાં મેળવવાનો પ્રયત્ન કરવામાં આવતો. પણ એમની સંશોધનશક્તિનો તથા આવા વિષયમાં પરિશ્રમ કરવાની વૃત્તિનો સરસ દાખલો તો છે ગુજરાત વિદ્યાસભા (ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી)એ લખાવીને ૧૯૪૨માં પ્રગટ કરેલો 'દ્વયાશ્રય' કાવ્ય ઉપરથી એમણે તૈયાર કરેલો 'મધ્યકાલીન ગુજરાતની સામાજિક સ્થિતિ' નામનો નાનો પણ માહિતીથી ભરેલો ગ્રન્થ. તેમણે એ લખવામાં લીધેલી મહેનતના દાખલા તરીકે એક જ હકીકત નોંધવી પુરતી થશે. તેઓ પ્રસ્તાવનામાં લખે છે તેમ એમની સુચનાથી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ગુજરાત, રાજપુતાના,

* રામલાલભાઈના લખાણોનો મેં કેટલો બધો ઉપયોગ કર્યો છે એનો ખ્યાલ મારા ઈતિહાસની ટીપો જોવાથી આવશે.

સિંધ, કચ્છ, કાઠિયાવાડ આદિના સર્વે ઑફ ઇન્ડીઆ શ્રેણીના લગભગ નેવું નકશા મોટા ખરચે મંગાવ્યા હતા અને તેની મદદથી રામલાલભાઈ ખુબ પરિશ્રમ કરીને 'દ્વયાશ્રય' કાવ્યમાં આવતાં કેટલાંક સ્થળનામોનો ખાસ નિર્ણય કરી શકયા છે. તેમાં પણ જમ્બુમાલી નદી જેની પહેલાંના સંશોધકો શોધ કરી શકયા નહોતા તેને રામલાલભાઇએ રાજકોટથી પૂર્વમાં પંદરેક માઇલ છેટે આવેલી જંબુરી નદી નામે શોધી કાઢી છે. (જુઓ એ પુસ્તક, પૃ. ૬૭). એ છપાયા પછી કોઇ સંશોધકે એ વિષે કશો ઊહાપોહ કર્યો હોય એમ મારા જાણવામાં નથી. અને બધું જોતાં રામલાલભાઈનો નિર્ણય માનવામાં મને વાંધો લાગતો નથી.

## જ્ઞાતિસેવામાં વિદ્વત્તાનો વિનિયોગ

પોતાની વાયડાજ્ઞાતિનું ઋણ એના માહાત્મ્યનું 'વાયુપુરાણ' ભાષાન્તર સાથે છપાવીને રામલાલભાઇએ ચુકવ્યું છે. આ વાયુપુરાણ તે અઢાર મહાપુરાણોમાં જે ગણાય છે તે વાયુપુરાણ નથી પણ આ એક જ્ઞાતિપુરાણ છે. બીજી કેટલીક જ્ઞાતિઓના પણ આવા માહાત્મ્યો કે પુરાણો મળે છે. આ પુરાણમાં વાયુદેવ અને તેના પુત્ર હનુમાનની ઉત્પત્તિની કથા છે. એના ઉપોદ્‌ઘાતમા તેના રચનાકાળનો તથા વાયડ ગામનો તથા વાયડાજ્ઞાતિના ઇતિહાસનો પણ પ્રસંગોપાત્ત વિચાર કર્યો છે. ગુજરાતના વાણીઆઓમાથી મોઢ, નાગર, ઝારોળા, ખડાયતા, વાયડા વગેરે જ્ઞાતિઓ હાલમાં જૈનધર્મી નથી પણ મધ્યકાળમાં જૈનધર્મી હતી. એટલું જ નહિ પણ વાયડાજ્ઞાતિ ઉપરથી જૈનસંપ્રદાયનો વાયડગચ્છ નીકળ્યો છે, જે ગચ્છના કેટલાક અમરચન્દ્રસૂરિ આદિ પુરુષો ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ થઈ ગયા છે.

રામલાલભાઈની સાહિત્યસેવા વિષે આથી વધારે વિગત નોંધવાની જરૂર નથી. ગુજરાતમાં ઇતિહાસસંશોધકો આંગળીને વેઢે ગણાય એટલા, તેમાં રામલાલભાઈનું શોભાભર્યું સ્થાન હતું. પૌરાણિક, પ્રબન્ધાન્ત-

ગંત તથા મૌખિક એ ત્રણેમાંથી કોઇ પણ જાતની દંતકથામાં ઐતિહાસિક તત્ત્વ કેટલું માનવું તેની વિચારણામાં રામલાલભાઈ અને મારી વચ્ચે દૃષ્ટિભેદ કહેવાય એટલો મતભેદ જરૂર હતો પણ એમનું સૌજન્ય અને સારલ્ય એવાં હતાં કે અમારી વચ્ચે કોઈ લિસ જરા ય કડવાશ ઉત્પન્ન થઇ નથી એટલું જ નહિ પણ મૈત્રી અવિચ્છિન્ન રહી છે. અહિં જે શાંતિ એમનામાં હતી તે પરલોકમાં પણ સદા રહો.

૧૬

## સ્વર્ગસ્થ જયકૃષ્ણ ઇન્દ્રજી

સદ્‌ગત જયકૃષ્ણ ઇન્દ્રજીનો જન્મ કચ્છમાં સંવત્ ૧૯૦૫ (વિજ્યાદશમી) માં થયો હતો, તેઓ જાતે ગિરનારા બ્રાહ્મણ હતા. કચ્છની કઠણ ભૂમિના ખડતલપણું, ટેક, ઉદ્યોગશીલતા વગેરે કેટલાક ગુણો જયકૃષ્ણભાઇમાં સારા પ્રમાણમાં હતા. એમના પિતા ઇન્દ્રજી ઠાકર બીજા ગિરનારા બ્રાહ્મણો પેઠે વૈષ્ણવ મન્દિરમાં મુખીયાનું કામ કરતા. તેઓ અમુક વખત ધોળકાની હવેલીમાં મુખીયા તરીકે રહ્યા હતા અને પછી લખપતમાં રહ્યા હતા.

ઇન્દ્રજી ઠાકરને પાંચ પુત્રો હતા, જેમાં ચોથા જયકૃષ્ણભાઈ. એમનાથી મોટા ત્રણે ભાઇઓએ સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. એક પુરાણી, એક મુખ્યત્વે જ્યોતિષી અને એક સાહિત્ય અને વ્યાકરણના પંડિત. વૈષ્ણવ ઘરના સંગીતકળાના સંસ્કારો પણ એ ઘરમાં ખરા. જયકૃષ્ણભાઇએ જાતે પોતાના મોટાભાઇઓ જેટલી સંસ્કૃત ભાષામાં પ્રવીણતા બાલ્યાવસ્થામાં મેળવેલી નહિ, પણ ઘરમાંથી જ વિદ્યાના, કળાના, ધર્મના અને ભક્તિના સંસ્કારો એમના ઉપર ખુબ ગાઢ પડેલા તે છેક છેલ્લી ઉમ્મર સુધી પ્રસંગે પ્રસંગે તરી આવતા. બાળપણમાં જયકૃષ્ણભાઇની જીભ ચોથરાતી તેથી 'આને આપણે કયાનું નહિ ભણાવીએ પણ હાટડી મંડાવશું' એમ એના વડિલોની ધારણા હતી.

જયકૃષ્ણભાઇએ મોટી ઉમ્મરે હાટડી તો માંડી, પણ તે વનસ્પતિ વિદ્યાનું જ્ઞાન વિનામૂલ્ય વ્હેંચવાની. માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચારતાં

એમ લાગે છે કે બધા ભાઈઓમાં ઉતરેલો બ્રાહ્મણ સહજ વિદ્યા પ્રેમ જયકૃષ્ણભાઈમાં યે મૂળથી ખરો, પણ બાળક અવસ્થામાં એને માર્ગ ન મળ્યો. અને સ્વાભાવિક રીતે ઉમ્મર સાથે બુદ્ધિ તો પરિપક્વ થઈ ગઈ. એટલે જ્યારે મોટી ઉમ્મરે વિદ્યાદેવીનો સમાગમ થયો ત્યારે વર્ષો સુધી દબાઈ રહેલી વિદ્યાભક્તિ એકદમ જોરથી ઉછળી પડી. અને પં. ભગવાનલાલ ઈન્દ્રજી વગેરેનો યોગ સદ્ભાગ્યે સાંપડવાથી ભાષા ઉપરના પ્રભુત્વને અવગણીને, વિદ્યાપ્રેમે પ્રત્યક્ષ વસ્તુ સાથે જ સમાગમ યોજ્યો.

લખપતમાં માવજી પંડયાની ધુળી નિશાળમાં જયકૃષ્ણભાઈએ ગુજરાતી લખવા વાંચવાનું અને હિસાબ કિતાબનું જ્ઞાન મેળવેલું ખરું, પણ ખરી રીતે તો એ વખતે તેઓ શરીરને સારી રીતે કેળવી રહ્યા હતા. ન્હાની ઉમ્મરે કરેલી કસરતો—દંડ, બેઠક, મુગદળ, તરવું, મોર પગલાં, વગેરે એ જયકૃષ્ણભાઈના શરીરને ખુબ કસ્યું અને સુદ્રઢ બનાવ્યું. વળી કુટુંબ પૈસાદાર નહિ, પણ એ વખતે કચ્છનાં ગામડાંમાં ઘી દૂધની ખોટ નહોતી એટલે પોષણ પણ સારું મળેલું. આ ન્હાનપણની શારીરિક તાલીમ મોટી ઉમ્મરે ઘણી કામ આવી. તેઓ પ્રૌઢ ઉમ્મરે ઘણું કામ કરી શકતા. કલાકોના કલાકો સુધી ઉંટ ઉપર બરડામાં રખડતાં એમને થાક લાગતો નહિ. વૃદ્ધાવસ્થા આવ્યા પછી યે એંશી વર્ષની નજીક પહોંચ્યા ત્યારે પણ કામ સારી રીતે કરી શકતા, ટટાર બેસતા, ટટાર સીધા ચાલતા અને ભારે મંદવાડો પણ સહન કરી શકતા.

કોઈક વૃદ્ધ પરદેશીમાં યુવાન જેવો ઉત્સાહ જોવામાં આવે કે આપણા પરદેશ ઘેલા બોલી ઉઠે છે કે 'આપણે ત્યાં તો વૃદ્ધાવસ્થામાં માણસો ઉઠી પણ ન શકે એમાં ઉત્સાહ તો ક્યાંથી જ હોય?' વગેરે વગેરે. પણ પૂજ્ય જયકૃષ્ણભાઈને જેમણે વૃદ્ધ ઉમ્મરે જોયેલા તેઓને વૃદ્ધાવસ્થામાં ઉત્સાહ શોધવા પરદેશ નહિ જવું પડે.

પણ આ કચ્છનું સુખ જયકૃષ્ણભાઈના નસીબમાં લાંબા વખત માટે નહોતું લખાયું. એમના પિતા એમની નાની ઉમ્મરે સ્વર્ગવાસી થયા અને ૧૩–૧૪ વર્ષની ઉમ્મરથી એમનો રખડપાટ શરૂ થયો. મુંબઈમાં એમના મોટાભાઈ રહેતા હતા, એટલે મુંબઈ આવવું પડયું. એક વખત મુંબઈથી કરાંચી અને કરાંચીથી મુંબઈ આંટા ખાધા અને છેવટ મુંબઈમાં અંગ્રેજી ભણવા બેઠા. પણ નિશાળની ફીના આઠ આનાયે કોઈ આપે ત્યારે થાય એવી સ્થિતિ હતી, સુવાને માટે ઘરનો ઓટલો અને વાંચવા માટે મ્યુનિસિપાલીટીની બત્તી, કાગળ પેન્સીલ વગેરે સાધનો પણ ભીખ માગીને આણેલાં.

અંગ્રેજી બીજું ધોરણ, જ્યારે, તેઓ ગોકળદાસ તેજપાલ સ્કુલમાં ભણતા ત્યારે ગોકળદાસ કહાનદાસ પારેખ પરીક્ષા લેવા આવેલા અને જયકૃષ્ણભાઈને એનો ભપકો જોઈને એના જેવા થવાનું મન થયેલું એમ એ પોતે કહેતા. આમ મહામુશ્કેલીએ અંગ્રેજી ચોથા ધોરણ સુધી તેઓ પહોંચ્યા. પણ આઠ આનાને બદલે એક રૂપીઓ ફી આપવાની આવી એટલે ગાડું અટકી પડયું અને હમેશ માટે નિશાળનાં દ્વાર બંધ થયાં. આ ચોથા ધોરણ સુધીનું અંગ્રેજી જ્ઞાન એમને અંગ્રેજ મિત્રો સાથે વાત કરવામાં અને 'બોટની'નાં પુસ્તકો વાંચવામાં પાછળથી સારી પેઠે ઉપયોગી થયું.

ચોથા ધોરણમાં ગોલ્ડસ્મીથનું 'ડેઝર્ટેડ વીલેજ' કાવ્ય શીખેલા તેની કડીઓ પાકી ઉમ્મર સુધી એમને યાદ હતી.

નિશાળનો અભ્યાસ એક વખત અટક્યો તે અટક્યો, અને સ્થિતિ ગરીબ હોવાથી જેમ બને તેમ જલદી ધંધો કરવો જોઈએ એમ પોતાને લાગવાથી તથા બીજાના કહેવાથી પોતાના મોટાભાઈ સાથે પોતે મથુરા ગયેલા ત્યાં મોટાભાઈ ભાણજીભાઈએ બુકસેલરની દુકાન મંડાવી એટલે જયકૃષ્ણભાઈએ બુકસેલરનો ધંધો શરૂ કર્યો. આ ધંધામાં તો બહુ સાર ન હતો, પણ મથુરાના નિવાસથી અને વ્રજ

ભાષાના વૈષ્ણવ પુસ્તકના દુકાને નવ । ધેટા મેગ કરેના વાચનથી જયકૃષ્ણભાઇને વ્રજભાષાનો પરિચય થયો મથુરાની દુકાનમા તેઓ મુંબઈના એ વખતના પ્રખ્યાત બુકસેલર જયેષ્ઠારામ મુકુંદજી પાસેથી પુસ્તકો મગાવી વેચતા આ રીતે થોડો પરિચય થયેલો એટલે જયેષ્ઠારામ મુકુંદજી યાત્રા કરવા ગયા ત્યારે મથુરામા જયકૃષ્ણભાઇને મળ્યા તથા એને જાત્રામા પોતાની સાથે લીધા જયેષ્ઠારામ મુકુંદજીએજ પાછળથી પં ભગવાનલાલ ઇન્દ્રજીનો મેળાપ કરાવી આપ્યો

મથુરાની દુકાન પાંચેક વર્ષ ચાલી હશે ત્યાં જયકૃષ્ણભાઈ માંદા પડ્યા, એટલે એમના ભાઇઓએ દુકાન બંધ કરાવી મુંબઇમા જયેષ્ઠારામ મુકુંદજીએ પં ભગવાનલાલ ઇન્દ્રજી પાસે દવા કરાવવા મોકલ્યા, આ રીતે વૈદ્ય દરદી તરીકે આ બે પંડિતોનો ઇ સ ૧૮૭૭ મા સંબંધ શરૂ થયો, જે છેવટ ગુરુ શિષ્ય ભાવમા પરિણમ્યો

બેયના નામોમા પિતાનું નામ એક જ ' ઇન્દ્રજી ' હોવાથી ઘણા ઓને એ બે ભાઇઓ હશે એવી શંકા થઇ છે પણ પં ભગવાનલાલ ઇન્દ્રજી જુનાગઢના પ્રશ્નોરા નાગર હતા અને જયકૃષ્ણ ઇન્દ્રજી ઉપર કહ્યુ છે તેમ કચ્છના ગિનારા બ્રાહ્મણ જયકૃષ્ણભાઈ જ્યારે પહેલ વ્હેલા પં ભગવાનલાલને મળ્યા ત્યારે તો એ પંડિતજી પ્રાચીન શોધખોળમા દેશ પરદેશ પ્રખ્યાત થઈ ગયેલા

પં ભગવાનલાલ ઇન્દ્રજીની દવાથી જયકૃષ્ણભાઇનું દરદ મટયું અને ધંધા પણ મળી ગયો ભગવાનલાલભાઇને પોતાની સાથે ગુફાઓ વગેરેમા રખડે અને શિલાલેખોની નકલો ઉતારવાનું વગેરે કામ કરે એવો ઉત્સાહી અને ચાલાક છોકરો જોતો હતો અને જયકૃષ્ણભાઇને કામ જોઈતું હતું એટલે બેયનો યોગ થઈ ગયો, અને પં ભગવાનલાલ ઇન્દ્રજી નાશિકની પાંડુગુફાના પ્રાચીન લેખોની નકલ લેવા નાશિક ગયા ત્યારે તેઓ જયકૃષ્ણભાઇને સાથે તેડતા ગયા જયકૃષ્ણભાઇએ ઉત્સાહ પૂર્વક શિલાલેખોની નકલ ઉતારવાનું તથા એનું

બીજું પ્રાચીન શોધ ખોળને લગતું કામ શીખવા માંડયું. પહેલાં તો અલબત્ત એમને મજુરીનું ચીંધ્યું કામ કરવાનું હતું પણ ધીમે ધીમે જયકૃષ્ણભાઈ જુના અક્ષરો ઉકેલતાં શીખી ગયા, જુદી જુદી જાતના જુના સીક્કાઓ ઓળખવા લાગ્યા અને જુનાં સ્થળમાં ખોદકામ કરાવવું હોય તો એ ઉપર બુદ્ધિ યુક્ત દેખરેખ રાખવામાં કામેલ થઇ ગયા. બોમ્બે ગેઝીટીઅરના કામમાં પં. ભગવાનલાલભાઈની કે કેમ્પબેલની સુચનાથી જયકૃષ્ણભાઇનો ઉપયોગ થયો છે. પણ પં. ભગવાનલાલભાઇના પરિચયથી જયકૃષ્ણભાઈને એના જીવનમાં પરિવર્તન કરનાર મોટો લાભ તો બીજોજ થયો.

પં. ભગવાનલાલભાઇને દેશી વૈદું સારૂં આવડતું. ચરક સુશ્રતમાં એમણે અવગાહન કરેલું. તેઓ ઔષધીય વનસ્પતિઓ ઓળખતા અને આધુનિક વનસ્પતિશાસ્ત્ર (Botany) થી પણ અપરિચિત નહોતા. હવે નાશિકની ગુફાઓમાં પં. ભગવાનલાલભાઇને આખો દિવસ માંચડા ઉપર ચડીને કામ કરવું પડતું, પણ જયકૃષ્ણભાઈને કામ થોડું હતું એટલે તેઓ ફુરસદના વખતમા આસપાસનાં ઝાડ પાન ઓળખવાનો કેવળ કુતુહલથી પ્રયત્ન કરતા અને જે ન ઓળખાય તેનું નામ ભગવાનલાલભાઇને પુછતા. આમાંથી ધીમે ધીમે જયકૃષ્ણભાઇને ઝાડપાન જોવાનો નાદ લાગી ગયો. અલબત્ત એ વખતે તો આ મોટું અને ઉપયોગી શાસ્ત્ર છે એવી એમને ખબર પણ નહિ. પરંતુ શોખ લાગી ગયો. પં. ભગવાનલાલભાઇએ એ શોખને ઉત્તેજન આપ્યું, બે ચાર વર્ષમાં તો જયકૃષ્ણભાઇએ આ વનસ્પતિ ઓળખવાના શોખ પાછળ એટલો પરિશ્રમ કર્યો કે વનસ્પતિની બાબતમાં ભગવાનલાલભાઈ જયકૃષ્ણભાઇને પુછવા લાગ્યા. અલબત્ત આ વિદ્યા કેમ મેળવવી તેનો રસ્તો ભગવાનલાલભાઇએ જ બતાવ્યો. વનસ્પતિના વર્ણનનાં પુસ્તકો હોય છે અને એ દ્વારા ન ઓળખાતી વનસ્પતિ ઓળખી શકાય એ વાતની જયકૃષ્ણભાઇને તો ખબર જ નહોતી. પં. ભગવાનલાલભાઇએ જ એ વસ્તુ એમને બતાવી. 'હુકરની ફર્સ્ટ બુક ઓફ બોટેની'થી

'બોટની' ના અભ્યાસની શરૂઆત કરાવી. વનસ્પતિના નમુનાઓ સુકવતાં તથા સાચવતાં શીખવ્યું અને calyx, co olla વગેરે વનસ્પતિશાસ્ત્રના પારિભાષિક શબ્દોના અર્થો પણ પ્હેલાં એમણે જ શીખવ્યા. પણ પુસ્તકની મદદથી વનસ્પતિ ઓળખી શકાય એ કીમીયાએ જયકૃષ્ણભાઇના ચિત્તને એટલું બધું આકર્ષ્યું કે તેઓ એની પાછળ ગાંડા થઇને મંડી પડયા.

જયકૃષ્ણભાઈ પદ્ધતિસર બોટનીનો અભ્યાસ કરી શકે એ માટે ભગવાનલાલભાઇએ એમને એ વખતના 'ગ્રાન્ટ મેડીકલ કૉલેજ'ના 'બોટની'ના પ્રોફેસર ડા. સખારામ અર્જુનને મળવાનું કહ્યું. અને ડા. સખારામ અર્જુનને મળ્યા પછી એમની સુચનાનુસાર જયકૃષ્ણભાઇનો બોટનીનો અભ્યાસ ઝપાટાબંધ ચાલ્યો. પણ એમના અભ્યાસમાં ખરી મદદ તો એમના ઉદ્યોગની જ હતી. વનસ્પતિ જોયા જ કરે, જ્યાં જાય ત્યાં ગમે તેવા છોડ ઉગેલા હોય તે જોવા માડે, જે ઓળખાય તેનાં લાટિન, ગુજરાતી, મરાઠી જેટલાં પ્રસિદ્ધ હોય તેટલાં નામ તથા વનસ્પતિશાસ્ત્રીય વર્ગ (order) યાદ કરી જાય. અરે યાદ કરવા માટે મુંબઇમાં હતા ત્યારે સાથે કોઈ મજુરને બોલાવી લેતા અને મજુરને બે ચાર પૈસા આપવાના ઠરાવીને એને જેટલાં ઝાડ રસ્તામાં દેખાય તેટલાનાં નામ પોતાને પુછ્યા કરવાનું કહેતા. અદ્‌ભુત રીત! જે ન ઓળખાય તેની પુછગાછ કરે, પુસ્તકમાં જુએ, ડા. સખારામ અર્જુનને જઇને પુછે, ગમે તેમ કરીને પણ નામ જાણે ત્યારે છુટકો કરે. આ ખંતને પરિણામે થોડા વખતમાં મુંબઇમાં તથા તેની આસપાસમાં થતી લગભગ બધી વનસ્પતિ એમણે ઓળખી લીધી. અને થોડાં વર્ષોમાં એમની વનસ્પતિ વિદ્યામાં કુશળતા એટલી પ્રખ્યાત થઈ ગઈ કે ગેઝીટીઅરના કામ માટે સાથે મુસાફરી કરતા હોય તો જે. એમ. કેમ્પબેલ રસ્તામાં આવતી વનસ્પતિનાં નામ જયકૃષ્ણભાઇને, દરરોજ એવી ખાત્રીથી પુછે. ગ્રાન્ટ મેડીકલ કોલેજના 'બોટની'ના પ્રોફેસર મેકડોગલ જુદા જુદા વર્ગનાં ફુલોના નમુનાની જરૂર હોય કે

વનસ્પતિ સંબંધી બીજું કાંઇ કામ હોય તો જયકૃષ્ણભાઇને ચીંધે. એ વખતના સમર્થ નિષ્ણાત્રી મેજર કોર્ડીંગટન બોટેનીસ્ટ થવાનું તથા બોટેની ઉપર સુંદર પુસ્તક લખવાનું કહી જાય, મેકડોગલ field botanist તરીકે મેકનોટનને જયકૃષ્ણભાઇની ભલામણ કરે. મેકનોટન અને જયકૃષ્ણભાઈ વનસ્પતિ વિદ્યાની પ્રીતિથી ખેંચાઇને પરમ મિત્ર બની જાય. એ બધું જયકૃષ્ણભાઈની વનસ્પતિશાસ્ત્રી તરીકે ઈ. સ. ૧૮૮૧-૮૨ થી કેવી ખ્યાતિ બંધાઇ હતી એ બતાવે છે. છેવટ મેકનોટનના તેડાવવાથી જયકૃષ્ણભાઇ માથેરાન ગયા. ત્યાં એક સાથે ચાર બોટેનીસ્ટો ભેગા થયા જેમાંના ત્રણ પરદેશી અને પરદેશની ઉંચી કેળવણી પામેલા ઉંચી પદવીવાળા હતા. (૧) બર્ડવુડ, (૨) મેકડોગલ, (૩) મેકનોટન જ્યારે ચોથા જયકૃષ્ણભાઈ સાદા પદવી વગરના એક ગરીબ વનસ્પતિ ઓળખનાર હતા પણ માથેરાન ઉપર માન જ્ઞાને ભેદ ભુલાવી દીધો. ઉનાળાની રજાઓ આ ચારે બોટનિસ્ટોએ વનસ્પતિ પર્યટનોમાં ગાળી.

બર્ડવુડ અને મેકનોટન બેય ઉદાત્ત સ્વભાવના સંસ્કારી અંગ્રેજો હતા તેઓએ જયકૃષ્ણભાઈની સ્થિતિ બરાબર જોઈ લીધી, આ જુવાનનો વિદ્યાપ્રેમ અને તેણે આપબળે મેળવેલી વિદ્યા જોતાં એને રસ્તે ચડાવવો જોઇએ અને રસ્તે ચડે તો એનું પોતાનું હિત થાય અને દેશનું પણ કાંઇક ભલું કરી શકે એ વિચારથી આ બેય માયાળુ અંગ્રેજોએ જયકૃષ્ણભાઇને રસ્તે ચડાવવા નિશ્ચય કર્યો. અને માથેરાનથી છુટા પડતી વખતે બેય ગ્રહસ્થોએ, જયકૃષ્ણભાઇને એ ઇરાદો જણાવી પણ દીધો. પણ જયકૃષ્ણભાઇનું મન એ દિશામાં ન હતું. એમને તો વનસ્પતિશાસ્ત્રમાં પારંગત થવું હતું. જેમ પોતાના ગુરૂ ભગવાનલાલભાઇ પ્રાચીન શોધખોળમાં હતા તેમ અને જેમ એમની ખ્યાતિ પરદેશમાં છે તેમ પોતાની પણ કેમ ન થાય? આ ધુનમાં તેઓ હતા. પણ આ અંગ્રેજો સાચા હતા. મુંબઇમાં આ રીતે રહેવામાં એમની કદર નહોતી થતી. 'બોમ્બે ગેઝીટીઅર' ના કામના અંગે

કેમ્પબેલ ક્યાંય મોકલે ત્યારે જયકૃષ્ણભાઈને મુકાદમ તરીકે ૨૦–૩૦નો પગાર મળતો હશે. વચ્ચે ડા. ખોરીએ 'ઇન્ડીઅન મેટીરીઆ મેડીકા' લખી એમાં લાટિન નામો શોધી આપવાં, ઉલ્લેખો શોધી આપવા વગેરે કામમાં જયકૃષ્ણભાઈએ મદદ કરી હતી. મદદ શું ? એમની નોકરી જ કરી હતી. હંમેશાં બજારમાંથી નમુના લઈ જતા અને તે તે નમુનાનાં નામ–વર્ણન વગેરે કહેતા. આ માટે એમને મહિને રૂ. ત્રીશનો પગાર મળતો. ડૉ. ખોરીએ જયકૃષ્ણભાઈનું નામ કોઈ ઠેકાણે લખ્યું નથી એ કહેવું જોઈએ.

પણ બર્ડવુડ અને મેકનોટન જયકૃષ્ણભાઈ માટે કામની શોધમાં જ હતા અને વખત આવતાં મેકનોટને એ વખતના પોરબંદરના એડમીનીસ્ટ્રેટર લેલી સાહેબને સુચના કરી. લેલી સાહેબને બરડાના ડુંગર માટે માણસની જરૂર જ હતી. પચાસ વર્ષ પહેલાં કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાં જંગલખાતું નહિં જેવું જ હતું અને એ ખાતાની કશી પેદાશ નહોતી. પેદાશ કેમ કરવી એ કોઈ જાણતું નહોતું. એટલે લેલી સાહેબને આવો હુશીઆર અને ઉત્સાહી માણસ જંગલ માટે મળી ગયો એટલે તેણે આગ્રહ કરીને બર્ડવુડ અને મેકનોટન મારફત જયકૃષ્ણભાઈને પોરબંદર તેડાવ્યા અને એમની અરધીપરધી નામરજી છતાં 'ક્યુરેટર ઓફ ફૉરેસ્ટસ એન્ડ ગાર્ડન્સ' તરીકે ઇ. સ. ૧૮૮૬ માં રાખી લીધા.

પોરબંદરમાં રહ્યા પછીનું જયકૃષ્ણભાઈનું જીવન સારી પેઠે પ્રસિદ્ધ છે. એમણે રાજ્યની નોકરી કેવી નિષ્ઠાથી કરી ? બરડાનું જંગલ કેમ વધાર્યું ? જંગલને નુકશાન કરતા રબારીઓને અટકાવ્યા છતાં એ જ રબારીઓને કેમ પોષણ આપ્યું ? વગેરે વાતો પણ રસિક છે. પણ અહિં વિસ્તારથી લખવા માટે જગ્યા નથી; અને વિસ્તૃત જીવન-ચરિત્રમાં એ બધું આવશે.

વનસ્પતિ વિદ્યા સંબંધી પોરબંદરમાં રહ્યા પછી જે પ્રયાસો

જયકૃષ્ણભાઇએ કર્યાં તે પણ સારી પેઠે જાણીતા છે. કારણ કે ઇ. સ. ૧૮૮૯ થી ૧૯૦૪ સુધીમાં પોરબંદરમાં, રાજકોટમાં, ભાવનગરમાં, અમદાવાદમાં અને મુંબઇમાં ક્રમશઃ ભરાએલાં પ્રદર્શનોમાં એમણે પોતાના બરડાની વનસ્પતિના વિશાળ સંગ્રહો મુકયા હતા. વળી છેલ્લાં ત્રીશેક વર્ષથી વનસ્પતિ સંબંધી પુષ્કળ લેખો એમણે વૈદક માસીકોમાં તથા અન્યત્ર લખ્યા છે. વૈદ્ય સંમેલનમાં પણ અનેક પ્રદર્શનોમાં એમણે પોતાના નમુનાઓ મુકયા છે. ઈ. સ. ૧૯૧૭ના પુનાના નિ. ભા. વૈદ્ય સંમેલનમાં પ્રદર્શનમાં નમુનાઓ સાથે વનસ્પતિજ્ઞાનનો પ્રચાર કરવાનું એમણે જે કામ કરેલું તે ઘણાને યાદ હશેઃ અને છેવટ પોતાની લગભગ છોંતેર વર્ષની ઉમ્મરે શરીરમાં તાવ હોવા છતાં અમદાવાદમાં ભરાએલા પહેલા ગુજરાત પ્રાન્તીય વૈદ્ય સંમેલનના પ્રદર્શનમાં નમુનાઓ મુકીને તથા તે સંબંધી વ્યાખ્યાન કરીને વૈદ્યો તરફની છેલ્લી ફરજ બજાવી લીધી.

વળી ઈ. સ. ૨૯૧૦માં વનસ્પતિ શાસ્ત્રનો મોટો ગ્રંથ પ્રકટ કર્યો અને ઈ. સ. ૧૯૨૩માં કચ્છની જડીબુટ્ટીનું પુસ્તક લખીને જન્મભૂમિનું ઋણ પુરં કર્યું. કચ્છની જડીબુટ્ટીના કામને અંગેજ તેઓ ઇ. સ. ૧૯૧૩ થી ૧૯૧૮–૧૯ સુધીનાં પાંચ ૭ વર્ષોમાં વારંવાર કચ્છના મહારાવશ્રીને મળેલા. પરિણામે મહારાવશ્રીની પોતાના રાજ્યના આ વદ્ધ રત્ન તરફ લાગણી ખેંચાણી. અને તેઓએ એમને માંડવીમાં દરીઆની રેતીને અટકાવવા માટે યોગ્ય વનસ્પતિ વાવવાના કામ ઉપર નીમ્યા. ખરી રીતે આ નોકરી નહોતી, જયકૃષ્ણભાઇને ગમતું કામ મહારાવશ્રીએ શોધી આપ્યું હતું. એ કામે એમની જીંદગી થોડી લંબાવી હશે એમ હું તો માનું છું. મહારાવશ્રી અને કુમાર માધુભાઈ સાહેબ જયકૃષ્ણભાઈ વધારે પડતો શ્રમ ન લે એની ખાસ દરકાર રાખતા.

છેલ્લાં ચારેક વર્ષોથી જયકૃષ્ણભાઇએ વૃક્ષારોપણની પ્રવૃત્તિ ઉપાડેલી. કચ્છમાં એક વૃક્ષારોપણ મંડળ પણ સ્થાપેલું. ખરું કહું તો

ગુજરાતમાં વનસ્પતિ વિદ્યાનો શોખ જાગે, ગુજરાતીઓ વનસ્પતિશાસ્ત્રનો પદ્ધતિસર અભ્યાસ કરીને વનસ્પતિ ઓળખતા શીખે, બીજા શબ્દોમાં વનસ્પતિ વિદ્યાના વિદ્વાનોની પરંપરા ગુજરાતમાં ચાલે એ જયકૃષ્ણભાઇના જીવનની પરમ વાસના હતી એ માટે જ ગુજરાતીમાં વનસ્પતિશાસ્ત્ર લખ્યુ, એ માટે અનેક પ્રયત્નો કરી જોયા, વિદ્યાદાન માટે અનેક પાનો ઉપર પરિશ્રમ કરી જોયો પણ એમની અંતની ઝાનના ન ફળી આ લખુ છુ ત્યારે ભાઇશ્રી બાપાલાલ ગુરુનુ શ્રાદ્ધ કરવા કેવો પ્રયાસ કરી રહ્યા છે તે મારા ધ્યાન બહાર નથી જય કૃષ્ણભાઇને પણ મ્હાચ પોતાનુ તર્પણ કાઇક બાપાલાલ કરશે એમ લાગ્યુ હોય તેમ એમના પત્રો જોતા લાગે છે

છેલ્લા ત્રણેક વર્ષથી જયકૃષ્ણભાઇએ કચ્છની બહાર નીકળવાનુ છોડી દીધુ હતુ સીત્તોતેર વર્ષે એમ થાય એ નવાઈ ન ગણાય ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજીએ બનારસ હિન્દુ યુનિવર્સિટીમા વનસ્પતિ ઉદ્યાન બનાવવા એમને તેડાવ્યા હતા પણ જઈ શકે એવી શરીરની સ્થિતિ નહોતી છતા માન્ડવીમા ખુબ મહેનત કર્યા કરતા મહેનત વનસ્પતિ રોપવાની, ઉછેરવાની, તથા બીજાઓ પાસે રોપાવવાની વાઇસરોય કચ્છ ગયા ત્યારે માન્ડવીમા સુન્દર વનસ્પતિ પ્રદર્શન ભરેલ અને મહાત્મા ગાધીજી કચ્છ પધાર્યા ત્યારે એમને હાથે વૃક્ષારોપણ કરાવેલુ

પણ છેલ્લા આઠેક મહીનાથી શરીર વધારે નબળુ પડતુ હતુ. તેમા ચારેક મહિના ઉપર નાતમા પડી ગયા અને હાડકુ ભાગ્યુ છતા એમાથી બેઠા થયા ત્યા દુર્ભાગ્યે એમની એકની એક પુત્રી અને સૌ બહેન સુન્દર સુવાવડમા માદી પડીને સ્વર્ગસ્થ થઈ એંશી વર્ષની ઉમ્મરે પહોંચેલ અને ખુબ વપરાઈને જીર્ણ થએલુ શરીર આ ઘા ન ખમી શક્યુ અને પુત્રીની પછવાડે અઠવાડીઆમાજ પોતે ચાલી નીકળ્યા

આ રીતે વનસ્પતિ વિદ્યાને અર્પાએલુ દીર્ઘજીવન પુરુ થયુ અને આ નોંધ પુરી કરતા જયકૃષ્ણભાઈ વનસ્પતિ વિદ્યામા જ્યા

પારંગત હતા એ દર્શાવવા વનસ્પતિ વિદ્યામાં લીનીયન સોસાયટીના મેમ્બર હોવાનું મોટું માન ધરાવનાર અને Poisonons Plants of Bombay ના લેખક સદ્‌ગત લેફ્ટેનન્ટ કર્નલ કિર્તિકરના નીચેના શબ્દો જ ટાંકવાનું યોગ્ય ધારૂં છું. તા. ૨૯-૧-૧૦ના કાગળમાં કિર્તિકર લખે છે કે:—

"To me you are an authority on the subject (Botany) ...I have much to learn from your book.

Your Most gratefull brother

K. R. Kirtikar

"P. S. you are my guiding light in Botany."

અને ઇ. સન ૧૯૦૫ માં ઓમ્મે બ્રેન્ચ આફ ધી રોયલ એશીઆટીક સોસાઇટીની શતસવત્સરી પ્રસંગે વિજ્ઞાનવિભાગ આગળ Progress of the Natural History during the last century વિષે બોલતા જયકૃષ્ણ વિષે કહે છે કે "Jaykrishna's knowledge of Indian plants is always accurate." અને ૧૯-૧-૧૫ના જયકૃષ્ણભાઈ ઉપરના એક કાગળમાં લખે છે કે:—

"You may depend on my word that you are the most reliable person regarding identification of plants, I have ever known in my life."

નોંધ:—જયકૃષ્ણભાઇના જીવનની આ નોંધ લખવામાં ભાઈ આપાલાલે લખેલા જયકૃષ્ણભાઈના જીવનચરિત્રનો પુષ્કળ લાભ લીધો છે. અનુકૂળતાએ જીવનચરિત્ર પુસ્તકાકારે બહાર પાડવાની ધારણા છે.

૧૭

# અવસાન નોંધ

**સદ્‌ગત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય.**

વિશ્વનાથ પ્ર. વૈદ્ય બી. એ; બારિસ્ટર, જે. પી. જેમનો લગભગ ૭૮ વર્ષની વૃદ્ધ ઉમરે મુંબઈમાં તા. ૧૧-૧૨-૧૯૪૦ને રોજ વાર્ધક્યની અસરથી સ્વર્ગવાસ થયો. તેઓ જ્ઞાતિએ પ્રશ્નોરા નાગર હતા અને પોરબંદરમાં સં. ૧૯૧૯ની ફાગણ સુદિ આઠમે જન્મ્યા હતા. પોરબંદર પ્રશ્નોરાઓનું જુનું ગામ છે. સ્વ. વિશ્વનાથભાઈના પૂર્વજો કેટલીક પેઢીઓથી પોરબંદરમાં રહેતા હતા, એમના કાકા જયકૃષ્ણ જીવનરામ રામબાવાના શિષ્ય અને સારા વેદાંતી હતા. એમના પિતા પ્રભુરામ જીવનરામ જામનગરના વિઠ્ઠલભટ્ટના શિષ્ય અને સારા વૈદ્ય હતા.

પોરબંદરથી વિશ્વનાથભાઈના કાકા અને પિતા બેય આજથી સીત્તેર વર્ષ પહેલાં મુંબઈ આવ્યા હતા. મુંબઈમાં જયકૃષ્ણ મહારાજે વેદાંતની કથા વાંચવા માંડી અને પ્રભુરામ ભટ્ટે વૈદકધંધો શરૂ કર્યો. જયકૃષ્ણ મહારાજનું વેદાંતપ્રવચન એ જમાનામાં બહુ પ્રખ્યાત હતું. એમની કથા સાંભળીને વેદાંતના ઊંડા બોધ સાથે જેઓનાં સમગ્ર જીવન સંસ્કારી થઈ ગયાં એવાં માણસોને હું જાણું છું. વિશ્વનાથભાઈમાં પણ સંસ્કૃતવિદ્યા ઉપર તથા ન્યાયવેદાંત ઉપર જે પ્રેમ હતો

તે આ કાકાની અસર. જયકૃષ્ણ મહારાજે વેદાંતની કથામાંથી સારો પૈસો પણ મેળવેલો.

પ્રભુરામ ભટ્ટજીએ મુંબઇમાં આવીને વૈદકધંધો શરૂ કર્યો. તેઓ પોતે સારા વૈદ્ય અને પોરબંદર–કાઠિયાવાડથી આવેલા ભાટીઆ વગેરે મુંબઈમાં વેપારમાં જામી ગયેલા એટલે એમના ઉત્તેજનથી વૈદરાજનો ધંધો પણ થોડા વખતમાં જ સારો ચાલવા લાગ્યો. એ વખતે મુંબઇમાં ગુજરાતી વૈદ્યોની સંખ્યા ઘણી ઓછી, ગ્રાન્ટ મેડિકલ કોલેજમાંથી પચ્ચીસેક વર્ષથી દાક્તરો નીકળવા માંડેલા પણ તેનીયે સંખ્યા અતિ અલ્પ, કારણ કે પહેલા દાક્તરોમાંથી ઘણા તો સરકારી નોકરીમાં પડેલા અને લોકોમાં દેશી વૈદકની પ્રતિષ્ઠા ઘણી. આ અનુકૂળ પરિસ્થિતિમાં પ્રભુરામ ભટ્ટજીએ અર્થ અને પ્રતિષ્ઠા સારા પ્રમાણમાં મેળવ્યાં.

વેદાન્તી અને વૈદ્ય બે ય ભાઇઓ સનાતન ધર્મના પક્ષપાતી હતા. વેદધર્મસભાની તેઓએ સ્થાપના કરેલી અને આર્યધર્મપ્રકાશ નામનું માસિક કવિ કેશવલાલ હરિરામના તંત્રીપદ નીચે એમના તરફથી નીકળતું.

સદ્દગત વિશ્વનાથભાઈની બાલ્યાવસ્થા વખતે ઘરમાં કેવું વાતાવરણ હતું એનો ઉપરની હકીકત ધ્યાનમાં લેવાથી ખ્યાલ આવશે પણ એમના પ્રશ્નોરા સમવયસ્કો કાઠિયાવાડમાં ય અંગ્રેજી ભણવા માંડેલા ત્યારે આ તો મુંબઇમાં રહેતા. વળી પ્રભુરામ ભટ્ટજી એ જમાનામાં આગળ પડતા ઉત્સાહી ગૃહસ્થ. પરિણામે વિશ્વનાથભાઇ અંગ્રેજી કેળવણી લઇ ઇ. સ. ૧૮૮૩માં મૅટ્રિક થઈ, એલ્ફીન્સ્ટન કૉલેજમાંથી બી. એ. થયા અને એમના નાનાભાઈ શ્રી. પોપટભાઇ એલ. એમ. એન્ડ એસ. થયા. વિશ્વનાથ ભાઈ તો પછી ઈ. સ. ૧૯૦૧ માં વિલાયત જઈને બારિસ્ટર થઇ આવ્યા હતા—જો કે પ્રશ્નોરા જ્ઞાતિમાં વિલાયત જવાની શરૂઆત એમની પહેલાં થયેલી.

વિશ્વનાથભાઇએ બારિસ્ટર હોવા છતાં વકીલાત ભાગ્યે જ કરી છે. મોટે ભાગે વેપાર કહેવાય એવી જુદી જુદી લાઇનમાં એમણે પોતાનો સુખરૂપ વ્યવહાર ચલાવ્યો છે. તેઓ હિંદુ કોમના અગ્રગણ્ય ગૃહસ્થ અને જે. પી. હતા અને પોતાની લાગવગનો લાભ પોતાના જ્ઞાતિજનોને તથા બીજાઓને આપતા. પણ અહિં નોંધવા યોગ્ય તો એમનો જાહેર પ્રવૃત્તિનો અને સાહિત્યનો શોખ છે.

વિશ્વનાથભાઇ વિલાયત ગયા હતા ત્યારે જ ૧૯૦૨ની ઓરિએન્ટલ કોંગ્રેસમાં ભાગ લેવા ગયા હતા અને માન ધાન્વા પ્રમાણે રોયલ એશિઆટિક સોસાઇટીમાં મેમ્બર પણ ત્યારે જ થયા હતા.

પછી ૧૯૦૪માં મુંબઈ આવ્યા પછી એ જ વર્ષના ડિસેમ્બરમાં મુંબઈમાં ભરાયેલ નેશનલ કોંગ્રેસમાં એમણે ભાગ લીધો હતો. વ્યવસ્થામંડળમાં હોય એવો ભાસ મને એ વખતે થયો હતો. પછી પણ વિનીત દળમાં તેઓ ભાગ લેતા. છેવટ સત્યાગ્રહયુગ શરૂ થયા પછી રાજકીય ક્ષેત્ર એમણે છોડી દીધું.

ગુજરાતી સાહિત્યમાં વિશ્વનાથભાઇને પહેલેથી રસ ખરો. એમણે ઇ. સ. ૧૮૯૦માં લખેલું 'સરસ્વતીચન્દ્રનું અવલોકન' એ સરસ્વતીચન્દ્ર ઉપર ગ્રન્થાકારે પહેલું લખાણ છે. ગુજરાતી સાહિત્યમાં પછીનાં ત્યાર વર્ષોમાં એમણે કશું ખાસ અર્પણ કેમ ન કર્યું ? એ પ્રશ્ન સ્વાભાવિક રીતે સ્ફુરે છે. એ વિષયમાં તીવ્ર રાગ નહિ હોય એમ માનવું.

ગુજરાતીમાં લખવાની પ્રવૃત્તિ ચાલુ ન રાખી પણ ગુજરાતી સાહિત્યની જાહેર પ્રવૃત્તિઓમાં રસ લેવાનું વિશ્વનાથભાઇએ ચાલુ રાખ્યું હતું. ૧૯૦૭ની મુંબઈની સાહિત્યપરિષદમાં તેઓ કાર્યવાહક મંડળના સભાસદ હતા એવો મને ખ્યાલ છે. પછી પણ બને ત્યારે હાજરી આપતા.

સંસ્કૃત વિદ્યાના સંસ્કાર એમને નાનપણમાં મળ્યા હતા અને પછી પણ ન્યાયવેદાંતનો અભ્યાસ રાખ્યો હતો. 'ન્યાયસાર' નામનું

એક પુસ્તક એમણે સંપાદિત કરી પ્રસિદ્ધ કર્યું હતું. તેમ જ અદ્વૈતામૃત નામનું એક નાનું વેદાન્તવિષયક પુસ્તક લખ્યું છે. આ વિષયમાં પણ પ્રબળ લેખનપ્રવૃત્તિ વિશ્વનાથભાઈએ નથી કરી પણ તદ્વિષયક જાહેર પ્રવૃત્તિમાં સારો ભાગ લીધો છે. આ દેશમાં પહેલી ઓરિએન્ટલ કોન્ફરન્સ જે પુનામાં ઇ. સ. ૧૯૧૯માં ભરાઈ હતી તેની સ્વાગતસમિતિના વિશ્વનાથભાઈ અધ્યક્ષ હતા અને એ પછી અહિંની ઓરિએન્ટલ કોન્ફરન્સની વ્યવસ્થાપક સમિતિના એક સભાસદ તરીકે તેઓ રહ્યા હતા અને તેની ઘણીખરી બેઠકોમાં હાજરી આપી હતી.

વળી વડોદરાની સાતમી ઓરિએન્ટલ કોન્ફરન્સના ગુજરાતી વિભાગના તેઓ પ્રમુખ હતા. પછી ઇ. સ. ૧૯૨૮ની ઓક્સફર્ડની ઇન્ટરનેશનલ ઓરિએન્ટલ કોંગ્રેસમાં તેઓએ હાજરી આપી હતી તથા ઈશાવસ્યોપનિષદ ઉપર એક નિબંધ વાંચ્યો હતો. વળી યુરોપ જાય ત્યારે ત્યાં મળીહળીને તેમ જ ત્યાંથી અહિં કોઈ આવે તેને અહિં મળીહળીને તથા પત્રવ્યવહારથી યુરોપના પ્રાચ્યવિદ્યાપંડિતો સાથે જે વિશ્વનાથભાઈ સંબંધ રાખ્યા કરતા તેઓ આ દેશના પ્રાચ્યવિદ્યાવિદો સાથે સંબંધ રાખે એમાં આશ્ચર્ય શું ?

પ્રાચ્યવિદ્યાવિષયક પ્રવૃત્તિમાં રસ હોવાથી જેમ એ સંબંધી સામયિક પ્રવૃત્તિઓમાં વિશ્વનાથભાઈ ચાલુ ભાગ લેતા તેમ એ વિદ્યાના કેન્દ્રરૂપ મુંબઈની રૉયલ એશિઆટિક સંસ્થાના આજીવન સભ્ય તો પોતે હતા જ પણ એની વ્યવસ્થાપક સમિતિના લાંબા વખત સુધી સભ્ય રહ્યા હતા; એટલું જ નહિ પણ અમુક વખત સુધી ઉપપ્રમુખ પણ ચુંટાયા હતા. વળી પુનામાં ભાંડારકર રીસર્ચ ઇન્સ્ટિટ્યુટની નવી સ્થાપના થતાં આરંભથી જ એ કાર્યમાં આગળ પડતો ભાગ લીધો હતો તથા પોતાની લાગવગ વગેરેથી એ સંસ્થાને આર્થિક સાહાય્ય પણ અપાવી હતી એમ સાંભળ્યું છે. વળી ઇન્સ્ટિટ્યુટના એક કાર્યવાહક તરીકે ઓક્સફર્ડની ઇન્ટરનેશનલ ઓરિએન્ટલ કોન્ફરન્સમાં ઇન્સ્ટિટ્યુટ તરફથી થતા મહાભારતના સંપાદન-

કાર્યમાં યુરોપનાં જુદાં જુદાં પુસ્તકાલયોમાં સચવાયેલી મહાભારતની હાથપ્રતોનો ઉપયોગ થવામાં સહાયક થાય એવો ઠરાવ કરાવ્યો હતો.

ટુંકામાં સંશોધનનાં કાર્યોમાં સક્રિય રસ લઇને તથા પોતાની સુસ્થિતિ તેમ જ લાગવગનો ઉપયોગ કરીને વિશ્વનાથભાઇએ પ્રાચ્ય-વિદ્યાના જાહેર જીવનમાં અગત્યનું સ્થાન મેળવ્યું હતું.

મુ. વિશ્વનાથભાઈનાં અંગત સ્મરણોમાં પાંત્રીશેક વર્ષ ઉપર હું પહેલી વાર મળ્યો ત્યારે ન્યાયશાસ્ત્રમાં શું વાંચ્યું છે એમ તેમણે મને પુછયું હતું એવું યાદ છે. પછી તો હું મુંબઇવાસી થયો એટલે જ્ઞાતિના પ્રસંગોમાં તથા ફાર્બસ ગુજરાતી સભા, સાહિત્યપરિષદ, ગુજરાત રીસર્ચ સોસાઇટી વગેરે જે અનેક સંસ્થાઓના તેઓ સભ્ય હતા તેની સભાઓમાં અમે વારંવાર મળતા અને એ વખતે મુ. વિશ્વનાથભાઈની પ્રાચ્યવિદ્યાવિષયક વાતો સાંભળવામાં મને ઘણો રસ આવતો.

એ વિદ્યારસિક આત્માને પરમાત્મા શાંતિ આપો.

१

# આયુર્વેદના સંશોધનમાં

**આ**રે કોઇ નવી શોધની વાત કરવી નથી કે પ્રોફેસરના વિદ્યાર્થીઓ આગળના વ્યાખ્યાન જેવું અમુક એકજ વિષય ઉપર વ્યાખ્યાન આપવાનું નથી. પણ આ વ્યાખ્યાનમાળામાં આ પ્રથમ વ્યાખ્યાન છે એ ધ્યાનમાં રાખી આયુર્વેદીય સંશોધન માટે કઈ દિશા મને ઇષ્ટ લાગે છે એનું સૂચન, મારી અલ્પમતિ અનુસાર, મારે કરવાનું છે.

## સંશોધનની ત્યાજ્ય દિશાઓ

આયુર્વેદના સંશોધનમાં કઈ દિશા ત્યાજ્ય છે તે પ્રથમ જણાવીશ.

૧ માત્ર આપણું—આપણા ધંધાનું ગૌરવ ગાયાં કરનારી જાહેર ખબરીયા દિશા ત્યાજ્ય છે. ૨. આયુર્વેદના ગ્રન્થોમાં પશ્ચિમમાં નવું શોધાયેલું પણ બધું છે જ એમ કહી એ સાબિત કરવાનો પ્રયત્ન કરવો એ તદ્દન વ્યર્થ છે અને હાસ્યાસ્પદ લાગે છે. આવા પ્રયત્નોથી વિદ્યાર્થીઓનું જ્ઞાન વધતું નથી કે જનતાના રોગો જાહેર કરવામાં સહાય મળતી નથી, આવી રજુઆત સંશોધન તો કહેવાય જ નહિ. પણ, કઈ દિશા નિઃસાર છે એ બતાવવામાં સમય વ્યતીત કરવાની જરૂર નથી.

## સંશોધનનાં બે સ્વરૂપો

સંશોધનના સ્વરૂપ વિષે બે શબ્દો કહેવા જોઇએ.

હાલમાં જેને સંશોધન કહેવામાં આવે છે તેના બે મોટા પ્રકાર સ્પષ્ટ જુદા દેખાય છે. એક છે વર્ણનાત્મક પ્રકાર અને બીજો છે ઋતદર્શી પ્રકાર.

પહેલા પ્રકારના સંશોધનમાં સંશોધક જે ક્ષેત્રનું સંશોધન કરતો હોય તે ક્ષેત્રની મર્યાદામાં આવતી હકીકતોનું અવલોકન તે કરે છે. સમાન હકીકતોને જુદી તારવી તેનું વર્ગીકરણ કરે છે. કેટલીક વાર પ્રયોગો–એક્સપેરીમેન્ટ્સ–દ્વારા તે હકીકતો મેળવે છે. આ વર્ણનાત્મક સંશોધનમાં જ ત્રીજી આવશ્યકતા એ છે કે અવલોકનથી કે પ્રયોગોથી પ્રત્યક્ષ પ્રતીત થયેલાં સત્યોને કારણ કાર્યની શૃંખલા દર્શાવીને સંશોધકે સમજાવવાં જોઈએ, અને જ્યાં સુધી એ એમ સમજાવી ના શકાય ત્યાં લગી સંશોધન અપૂર્ણ જ રહે છે. વૈદકમાં ઘણી વાતો અનુભવથી સિદ્ધ છે પણ જેની કાર્યકારણની શૃંખલા હજુયે બરોબર મળી નથી એ વાત કબુલ કરીયે, તો પણ, કોઈપણ સંશોધન વિજ્ઞાનમાન્ય થવા માટે આ શરત આવશ્યક છે.

સંશોધનના બીજા ઋતદર્શી પ્રકાર વિષે એમ કહી શકાય કે એ સાધારણ નહિ પણ અસાધારણ પ્રકાર છે. એના સંશોધકો પણ વિરલ હોય છે. સંશોધનના આ બીજા પ્રકારમાં પૂર્વે કોઈએ ના જાણેલો એવો સામાન્ય નિયમ–જેને પ્રાચીન ભાષામાં ઋત કહીયે તો ખોટું નથી સાયન્ટીફીક લૉ–શોધી કાઢવામાં આવે છે અને ક્ષેત્રની વિવિધ હકીકતોનો ખુલાસો એ નિયમથીજ ઉત્તમ રીતે થઈ શકે છે એમ સંશોધક સાબિત કરી આપે છે. વિજ્ઞાનનો મોટો આધાર આવા સાયન્ટીફીકલૉઝ છે એ પ્રસિદ્ધ છે. ગુરૂત્વાકર્ષણ–લૉ ઑફ ગ્રેવીટી, ઇવોલ્યુશનની થીઅરી, વિ. ઋતદર્શી પ્રકારનાં સંશોધનનાં ઉદાહરણો છે.

આ ગહન વિષયમાં આથી વધારે ઉંડા ઉતરીને વિવેચન કરવાનું શક્ય નથી અને આવા વ્યાખ્યાનમાં એનો સમાવેશ પણ ના થઈ શકે. આપણા કાર્ય પુરતું આટલું પ્રાસ્તાવિક બસ છે.

## સંશોધન એટલે સત્ય એકાગ્ર શોધ

ધ્યાન રાખવાનું છે તે એ કે સંશોધન એ કાંઇ જાહેર ખબર કે પ્રશસ્તિ નથી. સંશોધન તો સત્યની એકાગ્ર અવ્યભિચારી શોધ છે. ગ્રંથોમાં ગમે તેટલાં વખાણ કર્યાં હોય છતાં પ્રયોગો કરી જોતાં એમાં સત્યાંશ ન દેખાય તો એ વસ્તુનો સ્પષ્ટ સ્વીકાર ન કરવો એ સંશોધનની પહેલી શરત છે. જેમ કે, સર્પના ઝેરના સેંકડો ગ્રન્થોમાં કહેલા અને લોકોમા વપરાતા ઉપાયો અસરકારક નથી એવું પ્રયોગો કરીને જોતાં પ્રા. ડૉ. મ્હસ્કરને માલુમ પડ્યું એ મારાં વક્તવ્યનો સુચક દાખલો છે. એ જ પ્રમાણે, ચાલી આવેલી માન્યતા કે ગમે તેવા માનનીય ગ્રન્થનું કથન, તેની કસોટી વારંવાર કર્યા છતાં અનુભવમાં એ ના ઉતરે તો તેને છોડી દેવું એ જેમ સાચું સંશોધન છે તેમ કોઇ પણ ઔષધ, ચિકિત્સા પદ્ધતિ, વિ.ને થોડા દાખલાઓના અનુભવ માત્રથી તદ્દન સત્ય માની ના લેવી, પણ એનો અનેક સંશોધકો જુદી જુદી રીતે અનુભવ કરી જુએ, કરવામાં આવેલો ઉપાય એજ ઉત્તમ ઉપાય છે, એ સિવાય એ દર્દ એની મેળે દૂર ના જ થતે એવું અન્વયવ્યતિરેક એ બેઉ પદ્ધતિ—એટલે કે જેને હાલમાં કન્ટ્રોલ પદ્ધતિ કહે છે તે—વડે સિદ્ધ થાય ત્યારે જ એ સંશોધિત સત્યનો સ્વીકાર થાય એ આધુનિક વિજ્ઞાનની માન્ય સંશોધન પદ્ધતિ છે. ઉપર ઔષધનો દાખલો લીધો છે પણ વર્ણનાત્મક સંશોધનમાં જે હકીકતો એકત્ર કરવાની વાત ઉપર કહી છે તે આ રીતે કરવાની છે.

સંશોધનના આ સિદ્ધાંતને ધ્યાનમાં રાખીને, હવે, સંશોધનની જે થોડી દિશાઓ સુઝે છે તેનો નિર્દેશ—અલબત્ત વિસ્તારથી નિરૂપણ તો નહિ પણ માત્ર નિર્દેશ કરીને—હું સંતોષ માનીશ.

પ્રથમ અલ્પફલવાળી અને પ્રમાણમાં સરસ ગતિવાળી કેટલીક દિશાઓનું સુચન કરીને પાછળથી મહાફળવાળી પણ દુર્ગમ અને જરા ગહન દિશાઓનું સુચન હું કરીશ.

## અલ્પફળવાળી સંશોધનની દિશાઓ

૧. હસ્તપ્રતોનું સંશોધન: જો કે આમાં ઝાઝું કરવા જેવું હવે રહ્યું નથી.

૨. આયુર્વેદના ગ્રન્થોનું પરિશીલન ઠીકઠીક થઇ ગયું છે. પણ આયુર્વેદેતર ગ્રન્થો, પુરાણો, કાવ્યો, નાટકો, વિગેરેમાં કેટલાક વૈદ્યકીય ઉલ્લેખો છે: દા. ત. શકુંતલામાં ઇંગુદી તૈલનો વ્રણરોપણ તરીકે. આવા પ્રકારના છૂટા છૂટા વેરાયલા ઉલ્લેખોને એકત્ર કરી આયુર્વેદના સાહિત્યમાં એટલો ઉમેરો કરવો એ કામ પણ કરવા જેવું છે.

૩. વનસ્પતિ વિષયક સંદેહોને દૂર કરી કરી નિર્ણય કરવા માટેનું સંશોધન.

૪. ખનિજ દ્રવ્યોના સંદેહો દૂર કરવા માટેનું સંશોધન અને ભસ્મો વિષેનું સંશોધન.

ઉપલાં ક્ષેત્રોમાં, સ્વ. શ્રી જયકૃષ્ણ ઇંદ્રજી, સ્વ. ડૉ. વામન ગણેશ દેસાઇ, વૈ. કાલે, વૈ. જાદવજીભાઈ આચાર્ય, વૈ. બાપાલાલ શાહ, વૈ. ગોરે આદિએ સુંદર કાર્ય કર્યું છે તે સહુ જાણે છે.

૫. ગ્રન્થોમાં ના કહેલી પણ આ દેશમાં થતી વનસ્પતિઓના ગુણોનું વૈજ્ઞાનિક રીતે સંશોધન. છેલ્લાં ૮૦-૯૦ વર્ષોમાં પશ્ચિમની વિદ્યાના પાશ્ચાત્ય કે અત્રસ્થ પંડિતોએ જે કાંઇ સંશોધન કર્યું છે તે આયુર્વેદોક્ત અને આયુર્વેદમાં અનુક્ત દ્રવ્યોનું આ રીતના સંશોધન તથા એનાં ગુણકારી તત્વો (આલ્કલોઇડ્સ)નાં પૃથક્કરણરૂપ છે. હજુ પણ અહિંના ડાક્ટરોની દૃષ્ટિ આ પ્રકારના સંશોધનથી મળતા લાભ ઉપર છે.

૬. ગ્રન્થસ્થ વચનોનાં અસ્ફુટ કે અજ્ઞાત રહેલાં રહસ્યોનું કેવળ ચિંતન દ્વારા અથવા અવલોકનાત્મક વિધિ વડે સંશોધન.

૭. સંશોધનનો આથી જુદો પ્રકાર પ્રાચીન ગ્રન્થોમાંથી અર્વાચીન વિજ્ઞાનને માન્ય તેવાં તત્વો શોધી કાઢી પ્રગટ કરવાં તે છે.

દા. ત. પ્રાચીન ગ્રન્થોક્ત અમુક રોગને હાલના એલોપથી શાસ્ત્રનું કયું નામ આપવું વિ. બાબતમાં ૫૦–૬૦ વર્ષોથી પ્રયત્ન ચાલે છે અને સામાન્ય રોગોનો આ પ્રકારનો નિર્ણય લક્ષણોની તુલના દ્વારા થઇ ગયો છે. પણ હજુ કેટલાક મોટા રોગો સંદિગ્ધ છે અને બન્ને શાસ્ત્રોની રોગોની વર્ગીકરણ પદ્ધતિમાં જ ફેર હોવાથી, કેટલીક વાર તો, આયુર્વેદના એક રોગની નીચે એલોપથીના બે પાંચ કે વધારે રોગો છુપાયેલા પડ્યા હોય છે. એજ પ્રમાણે, બીજી બાજુ, આયુર્વેદના અનેક રોગો એલોપથીના એક રોગ નીચે આવી જતા હોય એમ પણ બને.. આ જાળું ઉકેલવા માટે સંશોધનની જરૂર છે જ.

ઉપર કહ્યા છે તે બધા પ્રકારના સંશોધનથી આયુર્વેદના વિદ્યાર્થીઓને સહાય મળવાનો સંભવ છે તેમ જ તેને પરિણામે આયુર્વેદનું ઐતિહાસિક મૂલ્ય વધે છે. પણ આયુર્વેદ આવો હતો એની જાણ જગતને થાય તેથી વર્તમાનમાં આયુર્વેદ વિદ્યાને કે વૈદ્યોને ખાસ લાભ મળવાનો સંભવ નથી. છતાં, એ સંશોધનની ઉપયોગિતા તો છે જ.

૮. સંશોધન તુલનાત્મક હોય તો વધારે ફળદાયી થાય. આ તુલનાત્મક સંશોધનમાં ગ્રન્થોમાં ગૂઢ રહેલી કે સંક્ષેપમાં અસ્પષ્ટ કહેલી શરીરની, પ્રકૃત શરીરની, વિકૃત શરીરની, નિદાનની કે ચિકિત્સાની વાતોને એલોપથીની સમાન વાતો સાથે સરખાવી એનું સત્ય સ્પષ્ટ કરી આપવું એ આ તુલનાત્મક સંશોધનનું મુખ્ય કાર્ય છે. આ પ્રકારના સંશોધનનાં ખેડાણ સિદ્ધાંતનિદાનમાં ઠીક ઠીક પ્રમાણમાં થયાં છે. આધુનિક ફીઝીઓલોજી સાથે દોષો, દૂષ્યો, મલો અને આહારનાં પાચન અને તેનાથી ધાતુઓનાં પોષણ વિ. નું વ્યાખ્યાન તુલનાત્મક છે.

૯. નિદાન ચિકિત્સાના વિષયમાં આયુર્વેદને વળગીને કરવાના સંશોધનની એક દિશા બાકી છે. આયુર્વેદમાં અમુક રોગનાં જે

કારણ, પૂર્વરૂપ, રૂપ. ઉપશમ, વિ. કહ્યાં હોય તેને વર્તમાનમાં તે રોગથી પીડાતા અનેક રોગીઓનાં લક્ષણો સાથે સરખાવી પ્રાચીન ઉક્તિઓમાં કાંઈ વધારો ઘટાડો કરવાની જરૂર લાગે તો તે દર્શાવવું એ સંશોધન પણ જરૂરનું છે.

૧૦. એજ રીતે, ચિકિત્સામાં નવી દવા કે કોઈ નવો અનુભૂત યોગ આપણને કોઈ બતાવે તો આપણે વૈદ્યો બહુ હરખાઈ જઈએ છીએ એવો અનુભવ સંમેલનનો છે. પણ અગત્યની વાત તો ચિકિત્સાક્રમના સંશોધનની છે. ખાસ કરીને પંચકર્મમાં વિરેચન વૈદ્યપરંપરામાં ચાલુ રહ્યું છેઃ પણ વમનનો ઉપયોગ ક્વચિત જ થાય છે અને, સ્નેહ તથા સ્વેદનો ઉપયોગ દ્રવિડ દેશમાં ઘણો થાય છે. ત્યાં થઈ રહેલા સ્નેહ અને સ્વેદના ઉપયોગનો અભ્યાસ કરી તેના ઉપકારક અંશો જાહેરમાં મુકાવા જોઈએ. અત્યારના વ્યવહારમાં મુકી શકાય તેનું ઉપકારકતત્વ શું છે તે આપણે શોધવું જોઈએ. એજ પ્રમાણે, નસ્યથી થતા લાભનો દાખલો ભાઈ બાપાલાલે મહાગુજરાત વૈદ્ય સંમેલન (૧૯૪૮) વખતે મુંબઈમાં રજુ કર્યો હતો. પણ આગળ ચાલીને, નસ્યથી મળતા લાભો શી રીતે મળે છે તેનો વૈજ્ઞાનિક ખુલાસો શોધવો એ ઘણું જરૂરનું છે.

૧૧. આજ રીતે, કેટલાક ટુચકાઓ (દા. ત. બીજા ઉપાયોથી ના મટતા પેટના દુખાવાને પેટ ચોળીને મટાડવો. અથવા, પગનો અંગુઠો ખેંચીને કે શરીરમાં કોઈ બીજી જગ્યાએ થપાટ મારીને અમુક જગ્યાની વેદના મટાડવાના ચમત્કારો) ગ્રામ્ય પ્રદેશમાંથી કે અન્યથા મળી આવે છે તે ટુચકાઓનું સંશોધન.

૧૨. વળી, એલોપથી કે બીજાં વિજ્ઞાનની હકીકતો સાથે તુલના કરીને આપણા ગ્રન્થોમાં કહેલાં છતાં અસ્પષ્ટ રહેલાં કે ગૂઢ ગણાતાં સત્યોને આ રીતે પ્રસિદ્ધ કરવાં, અને એના કરતાં યે, પ્રત્યક્ષ જીવનમાંથી આ રીતે રોગો, તેનાં કારણો, ઔષધો તથા ચિકિત્સાક્રમોની શોધ કરવી એ સંશોધન વધારે મહત્વનું છે.

## સંશોધનની બે નવી દિશાઓ
### પથ્યાપથ્ય અને સાત્મ્યાસાત્મ્યનો વિચાર

દાખલાઓ ઘણા આપી શકાય. પણ તેની જરૂર લાગતી નથી, ઉપર કહેલી સંશોધનની બારીક રીતો ઉપરાંત સંશોધન માટેની બે ખાસ દિશાઓ મને દેખાય છે. એક તો પથ્યાપથ્ય અને સાત્મ્યાસાત્મ્યનો વિચાર. આ વિષય ઉપર હમણાં હમણાં વૈજ્ઞાનિકોનું ધ્યાન ખાસ ખેંચાયું છે. અમુક રોગમાં અમુક પથ્ય એમ આપણા ગ્રન્થોમાં કહ્યું છે અને આપણે વૈદ્યો આપણા દરદીઓને તે બતાવીએ છીએ. પણ આ વિષયમાં સવિસ્તર અને ઝીણવટથી સંશોધન કરવું જોઈએ. લવણ શોથ અને ઉદરમાં અત્યંત કુપથ્ય છે એ વાત પ્રાચીન વૈદ્યો બરોબર જાણતા હતા પણ એનું કારણ મીમાંસાપૂર્વક તો જર્મન સંશોધકોએ ૧૯૦૭–૦૮માં જ શોધ્યું. એક વાત છે, આપણને જો અર્વાચીન વિજ્ઞાનોક્ત મીમાંસા માન્ય ના હોય તો આપણે આપણી રીતે સંશોધન કરીએ. પણ આપણે આગળ ચાલવું જોઈએ. બે હજાર વર્ષો પૂર્વે આપણે જ્યાં બેઠા હતા ત્યાં બેઠા રહે કામ નહિ ચાલે.

### મન અને શરીરનો સંબંધ

બીજો વિષય મન અને શરીરના સંબંધનો છે. ચેતના અથવા મનનું સ્થાન હૃદય છે એમ ચરક અને સુશ્રુત બેયમાં કહ્યું છે. જ્યારે ભેલમાં ચિત્તને હૃદયમાં રહેલું એક સ્થળે કહ્યું છે અને બીજે સ્થળે એ માથું અને તાલુની અંદર રહેલું છે તથા ત્યાં રહેલા દોષો કુપિત થતાં તે મનને દુષિત કરે છે એમ છે. વળી, મર્મોની વાત કરતાં, માથામાં, કાનની પછવાડે, નાકની બેય બાજુ, વિ. સ્થાને રહેલાં મર્મોને ઈજા થતાં ઘ્રાણ, આંખ, કાન, વિ. ઇન્દ્રિયો નાશ પામે છે તેમ સુશ્રુતે પણ કહેલું છે. બીજી બાજુ જોઈએ તો मस्तिष्क શબ્દ અથર્વવેદમાં પણ વાપર્યો છે, અને, માથું અને મસ્તિષ્ક એ બન્નેના ભેદની અથર્વવેદને ખબર છે. ચરકનાં સિદ્ધિસ્થાનમાં મગજ માટે मस्तुलुंग એક સ્થળે અને मस्तिष्क

ખાજે સ્થળે વાપર્યો છે. ચક્રપાણિ મસ્તિષ્કને શિરોમજ્જા કહે છે. આયુર્વેદમાં માથાને ઇન્દ્રિયો અને પ્રાણો જ્યાં આશ્રિત છે તે ગણ્યું છે.

પણ આનાથી વધુ આગળ અતિશય સૂક્ષ્મ અને જટિલ તેવી મગજની રચના વિષે આયુર્વેદમાં કાંઈ લખાયું નથી અને મગજનાં કાર્ય વિષે પણ કહ્યું નથી. મારી કહેવાની મતલબ એ છે કે મનનાં કાર્યની વાત છે તેનાથી જુદી વાત મગજનાં કાર્યની નથી ત્યારે હાલમાં મગજ અને મનના સંબંધ માટે ઘણો અભ્યાસ થઈ રહ્યો છે.

આપણા યોગીઓએ ષટ્ચક્રનિરૂપણ વિ. માં નાડીચક્રોનું જે વર્ણન કર્યું છે તે યથાર્થ છે. એ નાડી તંત્ર ઉપર કેટલાક યોગીઓ કાબુ મેળવી શકે છે પણ તેઓ શી રીતે તે મેળવે છે તે આપણે જાણતા નથી અને તે લોકોએ પણ તે પરત્વે કશું લખ્યું નથી.

આ સઘળાં રહસ્યો જાણી શકાય તો મળનારાં જ્ઞાનનો ઉપયોગ કેટલા બધા રોગો સારા કરવામાં થાય? કારણ કે અનેક રોગો ઉપર મનની અસર કોઈક ને કોઈક જાતની જરૂર થાય છે. શોધખોળની આ દિશા પણ જોવા જેવી છે. અલબત્ત, ગહન અંધકારમાં ચાલવાનું છે; આનો અર્થ એમ નથી કે વૈદ્યોએ યોગ શીખવો એમ હું કહું છું. હું સંશોધનની વાત કરું છું.

આ વિષયમાં આગળ ચાલીએ તો આયુર્વેદમાં પંચભૂત અને શરીરનો સંયોગ એજ પુરૂષ એજ ચિકિત્સક માટે અધિકૃત એવી માન્યતા છે. પણ આ ચેતના ધાતુમાં મન બુદ્ધિ અને આત્માનો સમાવેશ થયો છે અને પંચભૂતમાં સ્થૂલ શરીર સાથે દસ ઇન્દ્રિયોનો સમાવેશ થયો છે. આ તત્વનું તાત્પર્ય આયુર્વેદની દૃષ્ટિએ એટલું જ થાય કે શરીર, ઇન્દ્રિયો, મન અને આત્મા પરસ્પર અસર પહોંચાડે છે. આ અસર કેવી અને કેટલી છે એનો નિર્ણય કોઈએ કર્યો નથી; એટલે, જુદા જુદા રોગોમાં મન વિગેરે શી અસર કરે છે અને તેના અનુસંધાનમાં મન ઉપર કેવી અસર પહોંચાડીને કયા રોગનો ઉપચાર

થઈ શકે અથવા તો કયા રોગનું આક્રમણ એ રીતે રોકી શકાય એ વિષય વિશાળ છે અનભ્યસ્ત, અપસ્માર અને ઉન્માદ, એ બે રોગોનો વિચાર આયુર્વેદે કર્યો છે પણ, હજુ ઘણા રોગોનો વિચાર થઇ શકે તેમ છે મેસ્મેરીઝમ, હીપ્નોટીઝમ, માનતાઓ, પ્રાર્થનાઓ, માધુના ટુચકાઓ, આશીર્વાદો, વિ ઘણું સાચું ખોટું આ વિષયમાં ચાલે છે પણ આયુર્વેદના સિદ્ધાંતને પકડીને આ વિષયના એકેએક બિંદુ પર સંશોધન થઈ શકે તેમ છે

ઉપર કહ્યા તે અથવા એ જાતના બીજા પ્રકારોનું સંશોધન નવા સ્થપાનારા સંશોધન ન્દ્રોમાં થાય તો ય આયુર્વેદના અધ્યયન અને અધ્યાપનમાં ઘણો લાભ થાય જગતના બીજા વિજ્ઞાનોની હારમાં આયુર્વેદ ઉભું રહી શકે તેનું સંશોધન આ નથી એવા સંશોધન કરવા માટે ચરક, સુશ્રુત, ડાર્વીન, પાશ્ચર ન્યુટન, આઈન્સ્ટાઇન સમાન ભવ્ય પ્રતિભાની જરૂર છે

## આપણી ખાસ પદ્ધતિ શોધો

અભિમાનનો વિષય એ છે કે ચરક અને સુશ્રુત હતા કે એ પૂર્વના પુનર્વસુ ધન્વન્તરિ પ્રતિભાથી ત્રિદોષવાદ ઉભો થયો અને તેના પાયા ઉપર આયુર્વેદનું ભવ્ય મંદિર તેમણે ચણ્યું હવે ચરક સુશ્રુતની જેમ જો આપણે આયુર્વેદનું સંશોધન કરવું હોય તો એ સંશોધન માટે આપણી ખાસ પદ્ધતિ શોધવી પડશે યુરોપમાં બેકન-ડેકાર્ટને જે પદ્ધતિ-મેથડ-ડિસ્કોર્સ ઓન મેથડ-લખીને નક્કી કરી આપી તેને પ્રાય અનુસરીને પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ અનેક શાસ્ત્રો ઉભા કર્યા જો આપણે સંશોધનની એ પાશ્ચાત્ય પદ્ધતિ સ્વીકારવી હોય તો નવી પદ્ધતિ યોજવી પડે પશ્ચિમની પદ્ધતિ વડે સંશોધન કરતા પરિણામો તો એ જ આવશે પણ આયુર્વેદ અર્થ નવું સંશોધન કરવું હોય તો આયુર્વેદીય સંશોધનની નવી પદ્ધતિ શોધવી જોઇએ

આવી કોઇ નવી સંશોધન પદ્ધતિ વડે કોઈ પશ્ચિમ શાસ્ત્રી સંશો

ધક કોઈક એવો અપૂર્વ નિયમ (લૉ) શોધી કાઢે કે જે વડે આધુનિક વિજ્ઞાનનાં સત્યો સાથે આયુર્વેદના પ્રાચીન વાદોનો મેળ બીજાઓને પ્રતીતિકર થાય એ રીતે સાધી શકાય તો આયુર્વેદના ઇતિહાસનો સુવર્ણ દિન ઉદય પામે અને ચરકસુશ્રુતે આયુર્વેદના વાદોનો એ વખતના દાર્શનિક વાદો સાથે મેળ સાધીને આયુર્વેદને જે મહાન સ્થાન અપાવ્યું હતું એથી પણ ઉંચા સિંહાસન પર આયુર્વેદને પ્રતિષ્ઠિત કરવાનો યશ એ સંશોધકને મળે.

ભગવાન ધન્વન્તરિ એવી પ્રતિભાને જન્મ આપો.*

---

* પ્રભુરામ આયુર્વેદિક કૉલેજ અને મહાગુજરાત વૈદ્ય મંડળના ઉપક્રમે યોજવામાં આવેલા વ્યાખ્યાનો માહેલા પ્રથમ વ્યાખ્યાનના વક્તાએ તૈયાર કરેલી નોંધ પરથી ઉપરો લેખ તૈયાર કરવામા આવ્યો છે.

२

# આયુર્વેદમાં સૂર્યકિરણોની રોગહર શક્તિ

**આ**યુર્વેદનું મૂળ અથર્વવેદ છે, અને અથર્વવેદમાં સૂર્યનાં કિરણોની રોગ મટાડવાની શક્તિ વિષે નીચેના થોડા ઉલ્લેખો મળે છે:

उत्पुरस्तात् सूर्य एति विश्वदृष्टो अदृष्टहा ।
दृष्टांश्चघ्नन्नदृष्टांश्च सर्वान्प्रमृणन्क्रिमीन् ॥

अ. वे. ५-२३-५.

उद्यन्नादित्यः क्रिमीन्हन्तु निम्नोचन्हन्तु रश्मिभिः

२ ३२-१

અર્થ: જગત આખાથી જોવાતો અને અદૃષ્ટનો નાશ કરનાર સૂર્ય ઉદય પામીને આગળ આવે છે; અને સૂર્ય દેખાતા અને ન દેખાતા સર્વ કૃમિઓને મારી નાખે છે.

તથા ઉદય પામતો ,આદિત્ય કિરણો વડે કૃમિઓને મારી નાંખો.

સૂર્યને એક બીજા મંત્રમાં પણ અદૃષ્ટહા કહ્યો છે:—

उत्सूर्यो दिव एति पुरो रक्षांसि निजूर्वन् ।
आदित्यः पर्वतेभ्यो विश्वदृष्टो अदृष्टहा ॥

अ. वे. ६-५२-१

અર્થ—જગત્ આખાથી જોવાતો અને અદૃષ્ટનો નાશ કરનાર રાક્ષસોને મારી નાખતો સૂર્ય પર્વતોમાંથી આકાશમાં ઉદય પામીને આગળ આવે છે.:

આ રીતે સૂર્યને 'અદૃષ્ટહા' કહ્યો છે એનો શો અર્થ કરવો અને અદૃષ્ટ—ન દેખાતા કૃમિઓ તે કયા ? હવે અથર્વવેદના વખતના વૈદ્યોને પેટના તથા આંખ, નાક વગેરેમાં પડતા કૃમિઓની સારી માહીતી હતી એ તો ડૉ. ગિરીન્દ્રનાથ મુખોપાધ્યાય બી. એ; એમ. ડી. કલકત્તા એમણે અથર્વવેદના અનેક મંત્રોમાંથી મળતાં વર્ણનોની હાલના એ વિષયના પાશ્ચાત્ય પ્રમાણભૂત ગ્રંથોનાં વચનો સાથે સરખામણી કરીને સિદ્ધ કર્યું છે. ( જુઓ Journal of Ayurved ના ૧૯૨૭ તથા ૧૯૨૮ના અંકો તેમ જ તેના અનુવાદ માટે આયુર્વેદ વિજ્ઞાન સં. ૧૯૮૪ ના વૈશાખ, અષાઢ, ભાદરવો વગેરે અંકો ) અને અથર્વવેદમાં ચપટા કૃમિ ( Tape worms ) ગોળ કૃમિ ( round worms ) વગેરે કૃમિઓનું સ્પષ્ટ વર્ણન મળે છે તેમ જ કૃમિઓ વડે થતા રોગોનું પણ વર્ણન મળે છે, એટલે નરી આંખે દેખી શકાય એવા કૃમિઓનું તો તેમણે પ્રત્યક્ષ જોઇને જ્ઞાન મેળવ્યું હશે એમાં શંકા નથી. પણ સૂર્યને ન દેખાતા કૃમિઓનો નાશ કરનાર અદૃષ્ટહા કહ્યો છે તો આ ન દેખાતા કૃમિઓ કયા હશે? સૂક્ષ્મદર્શક યંત્ર સિવાય જીવાણુ ( Bacteria & Bacilli ) નું અસ્તિત્વ જાણવું મુશ્કેલ છે. કલ્પના કે અનુમાન ગમે તે શક્તિથી તેમણે અદૃષ્ટ કૃમિઓનું જ્ઞાન મેળવ્યું હોય પણ ન દેખાતા કૃમિઓ છે અને સૂર્ય એનો નાશ કરે છે એટલી વાત તો ઉપલા મંત્રોમાં કહેલી છે. બીજા એક મંત્રમાં અદૃષ્ટ કૃમિઓનો નાશ કરનાર છોડની વાત પણ કહેલી છે. ( જુઓ અ. વે. ૬-૫૨-૩ )

આ ઉપરાંત અપચી—મારા સમજવા પ્રમાણે ગંડમાળા ( Scrofula ) ની જાતની શરીરમાં કોઇ પણ ઠેકાણે થયેલી ગાંઠોના રોગ ઉપર સૂર્યની ગુણકારક અસર નીચેના અથર્વવેદના મંત્રમાં કહી છે.

अपचितः प्रपतत सुपर्णो वसतेरिव ।
सूर्यः कृणोतु भेषजं चन्द्रमावोपगच्छतु ॥

अ. वे ६-८३-१

અર્થ—હે અપચી ગાંઠો, જેમ માળામાંથી ગરક પડે તેમ તમે પડી જાઓ; સૂર્ય મારું ઔષધ કરો અને ચન્દ્રમા પ્રાપ્ત થાઓ.

અપચી ગંડમાળા પેઠે ક્ષયનો સ્પષ્ટ ઉલ્લેખ મારા જોવામાં ક્યાંય આવ્યો નથી. પછી અદષ્ટ ક્રમિમાં એનો સમાવેશ થયો હોય તો કોણ જાણે !

વળી આયુર્વેદિક સાહિત્યમાં રોગનાં સ્વાભાવિક આગન્તુક વગેરે કારણ વર્ગો ગણાવતાં કર્મ-પાપકર્મ ને પણ ગણ્યું છે. ( જુઓ શાર્ઙ્ગધર ખં. ૧ અ. ૧ શ્લો. ૫ ) અને વેદમાં તથા પાછલા સાહિત્યમાં પણ સૂર્યને ખાસ પાપનાશક કહેલ છે. આવા પાપથી થતા રોગોમાં કુષ્ઠ ( Leprosy ) વગેરે ચામડીના રોગોને ખાસ ગણ્યા છે.

મયૂર કવિનું રચેલું એક સૂર્યશતક પ્રસિદ્ધ છે, એમાં 'જેનાં નાક, હાથ અને પગ ખરી ગયાં હોય, જેનાં અંગોમાં ધારાં પડ્યાં હોય અને જેના ગળામાંથી ઘોઘરો અને અસ્પષ્ટ અવાજ નીકળતો હોય એવા લાંબા વખતના પાપીઓના આ રોગો તે દૂર કરવાની જે એકનામાં જ શક્તિ છે તે સૂર્યનાં કિરણો આ પાપીઓનાં પાપનો નાશ કરો ( અને એ રીતે તેમના આ રોગોને પણ દૂર કરો )' એ પ્રમાણે પ્રાર્થના છે. મૂળ શ્લોક નીચે પ્રમાણે છે:—

शीर्णघ्राणाङ्घ्रिपाणीन्व्रणिभिरपघनैर्घर्घराव्यक्तघोषान्
दीर्घाघ्रातानघौघैः पुनरपि घटयत्येक उल्लाघयन्यः ।
घर्मांशोस्तस्य वोऽन्तर्द्विगुणघनघृणानिघ्ननिर्विघ्नवृत्ते-
र्दत्तार्घाः सिद्धसंघैर्विदधतु घृणयः शीघ्रमंहोविघातम् श्लो. ६

આ મયૂર કવિ, ઈ. સ, સાતમા શતકમાં થઈ ગયા મનાય છે. એના ઉપલા કથનમાં કેવળ ચમત્કારની વાત છે કે કાંઈ અનુભવનું સત્ય છે એ તો આ જમાનાના સૂર્ય કિરણની રોગહર શક્તિના અનુભવીઓ નક્કી કરે તે સાચું.

સામાન્ય રીતે આરોગ્ય આપવા માટે તથા દીર્ઘાયુષ્ય આપવા

માટે તો સૂર્યની પ્રાર્થના ઘણી છે. પણ તે ઉતારવાની જરૂર નથી. ફક્ત નમુના તરીકે એક કટકો ઉતાર્યો છેઃ

स नः सूर्य प्रतर दीर्घमायुः

હે સુર્ય અમને દીર્ઘ આયુષ્ય આપો. અ. વે. ૧૩-૨-૩૭

બ્રાહ્મણો સંધ્યામાં હમેશાં 'जीवेम शरदः शतम्' વગેરે મંત્રોથી સો વર્ષ જીવવા માટે જે પ્રાર્થના કરે છે તે પણ સૂર્યની પ્રાર્થના છે.

વૈદિક કાળમાં મંત્રવિદ્યા અને વૈદ્યકવિદ્યા હજી જુદાં નહોતાં પડયાં એટલે વૈદ્યક ગ્રન્થ જેવા સ્પષ્ટ વૈદ્યક વિચારો વેદમાં ન મળે એ સમજાય એવું છે. પણ સૂર્યનાં કિરણોની રોગહર અસરનો જે અનુભવ તેમને આવ્યો હશે તેનો અંશ, ઉપર ઉતાર્યાં છે તે વચનોમાં તથા તેને મળતાં બીજાં વચનોમાં જળવાઈ રહ્યો છે. પણ એ અનુભવનો ઘણો ભાગ તો લુપ્ત થઈ ગયો છે. પ્રકાશ અને ગરમી આ દેશનાં દર્શન (Philosophy)માં જુદાં ન પડેલાં હોવાને લીધે વેદ પછીના કાળના આયુર્વેદિક સાહિત્યમાં પ્રકાશની રોગહર શક્તિનું જુદું વર્ણન નથી મળતું. મારી કહેવાની મતલબ, જરા વિસ્તારીને કહું તો એ છે કે, પ્રાચીન કાળમાં આ દેશના વિદ્વાનો પ્રકાશ અને ગરમીનો હાલના પદાર્થવિજ્ઞાન (Physics) પેઠે તદ્દન છુટા પાડીને વિચાર નહોતા કરતા એમ ઉપનિષદો તથા દર્શનશાસ્ત્રના ગ્રંથો જોતાં જણાય છે. અગ્નિ અને તેજ બેય શબ્દોને એક બીજાને બદલે પણ ઋષિઓ વાપરે છે. આ વિષયના વિચારનો અહિં વિસ્તાર કરવાની જરૂર નથી. પણ મારી કહેવાની મતલબ એ છે કે ગરમીની રોગહર શક્તિ વિષે જુના ગ્રન્થોમાં જે જે વાત મળે છે તે એકલી ગરમીની અસર જોઇને જ લખાયેલી છે કે પ્રકાશની અસરનો પણ એમાં સમાવેશ થઈ ગયો છે, એ કહેવું મુશ્કેલ છે.

ગરમીની અસરનો વિચાર આયુર્વેદના આચાર્યોએ સ્વેદકર્મ નામેથી કર્યો છે. આયુર્વેદિક ચિકિત્સામાં પંચકર્મનું ઘણું મહત્ત્વ છે અને તેમાંનું એક સ્વેદકર્મ છે. સ્વેદ-પરસેવો લાવે એવી ગરમી આપવાના

અનેક પ્રકારો ચરકસુશ્રુતમાં વર્ણવ્યા છે, પણ અહિં તેનું પ્રયોજન નથી. અહીં તો અગ્નિ વગર માત્ર સૂર્યના તડકાથી સ્વેદ આપવાનું પણ આયુર્વેદમાં લખ્યું છે એટલું જ નોંધવાનું છે. ચરકમાં લખ્યું છે કેઃ

व्यायाम उष्णसदनं गुरुप्रावरणं क्षुधा ।
बहुपानं भयक्रोधावुपनाहा हवातपाः ॥
स्वेदयन्ति दशैतानि नरमग्निगुणा ऋते ॥

चरक सु. अ. १४ श्लो. ६३

અર્થઃ કસરત, ગરમ ઘર, ગરમ ઓઢવાનાં, ભૂખ, વધારે પડતા દારૂનું પાન, બીક ક્રોધ, બીજી વસ્તુ ગરમ કરીને તેનાથી કરેલો શેક, લડાઇ અને તડકો એ દસ વસ્તુઓ અગ્નિ વગર પણ સ્વેદનું કામ કરે છે.

હવે સ્વેદનો ઉપયોગ ક્યા ક્યા રોગ ઉપર થઇ શકે તે ચરક નીચેના શ્લોકમાં ગણાવે છેઃ

प्रतिश्याये च कासे च हिक्काश्वासेष्वलाघवे ।
कर्णमन्याशिरःशूले स्वरभेदे गलग्रहे ॥
अर्दितैकांगसर्वांग पक्षाघाते विनामके ।
कोष्ठानाहविबन्धेषु शुक्राघाते विजृम्भके ॥
पार्श्वपृष्ठकटीकुक्षिसंग्रहे गृध्रसीषु च ।
मूत्रकृच्छ्रे महत्त्वे च मुष्कयोरङ्गमर्दके ॥
पादजानूरुजङ्घार्ति संग्रहे श्वयथावपि ।
खल्लीष्वामेषु शीते च वेपथौ वातकण्टके ।
सङ्कोचायामशूलेषु स्तंभगौरवसुप्तिषु ।
सर्वाङ्गेषु विकारेषु स्वेदनं हितमुच्यते ॥

चरक सु. अ. १४ श्लो. २० थी २५

અર્થઃ—નીચેના રોગોમાં સ્વેદવિધિ ફાયદો કરે છે. રોગોનાં નામ—શરદી, ઉધરસ, હેડકી, દમ, શરીરનું ભારેપણું, કાનનું શૂળ, ડોકનું શૂળ અને માથાનો દુઃખાવો, સાદ બેસી જવો, ગળું પકડાઈ જવું, અર્દિતયો વા, પક્ષાઘાતના એકાંગ સર્વાંગ વગેરે પ્રકારો, પેટ

ચક્કર, કબજિયાત, શુક્રની અટકાયત, વારંવાર બગાસા આવવાં, પડખાં, વાંસો, કેડ, ગરદન વગેરે ભાગોનું જકડાઈ જવું, રાઝણ (Sciatica) મૂત્રકૃચ્છ્ર, વધરાવળ પગ, ગોઠણ, સાથળ વગેરે ભાગોની પીડા, સોજા હાથ ને પગના તોડ, ટાઢ, પગના નાખાનો રોગ, તથા આખા શરીરમાં શૂળ ની જવું, સંકોચ થવો, આખું શરીર ભારે થઈ જવું કે બહેર થઈ જવું આવા રોગોમાં સ્વેદ હિતમ્ ……

અહિં ગણાવેલા રોગોમાંથી ક્યા રોગોમાં કઈ જાતનો સ્વેદ આપવામાં આવતો એ ક્યાંય કહ્યું નથી પણ ઉપર ગણાવેલા તેર પ્રકારના સ્વેદમાં તડકો ગણાવ્યો છે એટલે કોઈ કોઈ રોગમાં તડકાનો ઉપયોગ થતો હશે પણ એની નોંધ જળવાઈ નથી એ શિક્ષણ ગુરુઓ શિષ્યોને મોઢેથી આપતા હશે

આ સ્થિતિમાં અને પ્રાચીનકાળમાં ગરમીથી નમસ્તનો સ્પષ્ટ ભેદ પાડેલો ન હોવાથી કયા રોગો પ્રકાશ–સૂર્યકિરણોથી મટે છે એ ક્યાંય જુદું આયુર્વેદના ગ્રંથોમાં નોંધાયું નથી પણ અથર્વવેદમાં સૂર્ય અદૃશ્યનો નાશ કરે છે, તથા પોતાના કિરણોથી કૃમિરોગ વગેરે મટાડે છે એટલી વાત જાણવામાં હતી તો એ જ્ઞાન પાછળથી તદ્દન નષ્ટ થયું હોય એમ માનવાનું કારણ નથી વળી આયુર્વેદના જે ગ્રંથો હાલમાં મળે છે તેમાં સંપૂર્ણ આયુર્વેદ નથી ઘણા તંત્રો પહેલાં હતા પણ પાછળથી નષ્ટ થઈ ગયા છે એટલું તો આપણે ટીકાઓના ઉતારાથી ચોક્કસ જાણીએ છીએ તો પછી અથર્વવેદ જ આયુર્વેદનું મૂળ છે એ હકીકત ધ્યાનમાં રાખી વિચાર કરીએ તો એમ લાગે છે કે ચરકસુશ્રુતના જમાનામાં જેમ શલ્યવૈદ, શાલાક્ય ચિકિત્સક, વગેરે અમુક વિષયના જ ખાસ વૈદો (Specialists) હતા તેમ સૂર્યના તેજથી પણ રોગ મટાડનારા કાઈક વૈદો હશે પણ એવા વૈદો ખાસ જે વિદ્યા હશે તેમાંથી માત્ર એ વિદ્યા હતી એટલું દેખાડે એવા ઉપર ઉતારે ટૂંકમાં જ આપણને મળેલા ગ્રંથોમાં જળવાયા છે *

* 'આયુર્વેદ વિજ્ઞાન' પુ ૧૦, અં ૮ નવેમ્બર, '૪૧

૩

# વનમહોત્સવ

વનમહોત્સવના મહત્ત્વ વિશે ભારત સરકારના અન્નપ્રધાનથી આરંભી એટલા બધા મોટા માણસોએ ઘણુંઘણું કહ્યું હોવાથી એ માટે મારા જેવાને કાંઇ કહેવાની આવશ્યકતા જ શેની હોય? પણ ઐતિહાસિક દૃષ્ટિથી થોડી વિગતો કાંઇક પ્રકાશ આપનાર નીવડશે એવી આશા છે.

આને મહોત્સવ કહેવામાં તો જનતામાં ઉત્સાહ ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ હશે, પણ વસ્તુતઃ અન્નની તંગીના મહા કોયડાના ઉકેલનો આ એક માર્ગ છે, એમાં તો શંકા જ નથી. દુનિયાના જે સમર્થ વૈજ્ઞાનિક વિદ્વાનોએ આ પ્રશ્નોનો સર્વાંગીણ અભ્યાસ કર્યો છે, તેઓ કહે છે કે જે પ્રમાણમાં દુનિયાની વસતી અત્યારે વધતી જાય છે–છેલ્લાં પચાસ વર્ષમાં દોઢ અબજમાંથી બે અબજ અને સાડત્રીશ કરોડ થઇ છે–એ પ્રમાણે જો વધ્યા કરે તો તો સો–બસો વર્ષ પછી આ નાનકડી પૃથ્વી પોતાની પ્રજાનું કોઇ રીતે પોષણ નહિ કરી શકે; એટલે કોઇક રીતે પણ વસતીનો અનિયંત્રિત વધારો અટકાવવાની યોજના કરવી એ માણસજાતને લાંબા વખત સુધી જીવતા રહેવાનો એક ઉપાય છે અને બીજો ઉપાય જમીનમાંથી અનાજ અત્યારે થાય છે તેથી વધારે ઉત્પન્ન થાય એવી યોજના કરવી એ છે.

અનાજ વધારે ઉત્પન્ન કરવાની યોજનાઓમાં વૈજ્ઞાનિક રીતે

ખેતી કરીને તથા ખાતરની યોજના કરીને એક- કરતાં વધારે અને મોટા પાક એક વર્ષમાં લેવા એ માર્ગનો અમેરિકા વગેરે સુધરેલા દેશો પુષ્કળ ઉપયોગ કરે જ છે. આ દેશમાં આપણે પણ એ વિદ્યા શીખીને ધીમેધીમે કરીશું, પણ બીજી આફત વરસાદને આધીન આપણી ખેતી છે, એ છે, જ્યારે જે ભાગમાં વરસાદ ન પડે કે ઘણો ઓછો પડે એ ભાગમાં અનાજનો દુકાળ પડે એ સ્થિતિ અઢી–ત્રણ હજાર વર્ષથી આ દેશમાં ચાલે છે. પ્રાચીન સાહિત્યમાં દુકાળોનાં વર્ણનો ભયંકર ચિત્ર ઊભું છે. જુના વખતથી આ દેશના એક ભાગમાં દુકાળથી જનાવરો અને માણસો મરી જતાં હોય અને બીજા ભાગમાં ખાવાપીવાની લીલાલહેર હોય એ સ્થિતિ હતી; કારણકે દેશના એક ભાગમાંથી દૂરના બીજા ભાગમાં અનાજ લઇ જવું એ લગભગ અશક્ય અથવા ઘણું મુશ્કેલ હતું. રેલગાડી તો નેવું વર્ષ ઉપર આવી અને છપ્પનિયા દુકાળ પછી દેશના એક ભાગમાંથી બીજા ભાગમાં અનાજ પહોંચાડવાની થોડીઘણી વ્યવસ્થા થઈ, પણ આ દેશના મોટા ભાગમાં વરસાદની તાણ પડે તો આખા દેશમાં દુકાળ પડે આ આપણી દુઃખદ સ્થિતિ છેલ્લાં સાઠેક વર્ષોથી હાલમાં જીવતાં કેટલાંક માણસોએ અનુભવેલી છે અને એવે વખતે પરદેશથી અનાજ મગાવવાનો એક જ માર્ગ આપણે અર્ધભુખ્યા પેટે પણ જીવતા રહેવા માટે રહે છે, એ કડવું સત્ય છેલ્લાં સાત–આઠ વર્ષોથી દીવા જેવું દેખાય છે. તેમાં આ વર્ષે તો ટોચ આવી ગઇ. બે અબજથી થોડા વધારે રૂપિયાનું અનાજ પરદેશથી ખરીદવું પડે એ કેવી ભયંકર હકીકત છે! આટલો પૈસો આપણો દેશ કેટલાં વર્ષ સુધી ખરચી શકે? મતલબ કે એ રીતે આપણો દેશ જીવતો ન જ રહી શકે. ખરો રસ્તો તો વરસાદ પુરતો ન આવે કે દુકાળ પડે જ એ સ્થિતિ જ ટાળવાનો છે અને એ તો નહેરો અને તેના જેવી પાણી મેળવવાની બીજી મોટી યોજનાઓથી થઇ શકે. આ સત્ય પણ આપણા શ્રેષ્ઠ નેતાઓ પચાસ વર્ષથી જાણતા હતા. બ્રિટિશ સરકાર આગળ ગોખલે આદિ જુના

નેતાઓએ સબળ રીતે નહેરોની આવશ્યકતા રજુ કરેલી અને હાલની આપણી જવાહરલાલ નહેરૂની સરકારે એ યોજનાઓ ઉપર કેટલું ધ્યાન અને સર્વ પ્રકારનું બળ કેંદ્રિત કર્યું છે, તે આપણે જાણીએ છીએ.

પણ અહિં એક વિચિત્ર સત્ય ઉપર નજર કરવી પડશે. એ સત્ય એટલે પાણી અનાજ આપનાર છે એમ ઘણીવાર અનાજનો નાશ કરનાર પણ થાય છે. જેવો સુકો દુકાળ તેવો ભીનો દુકાળ પણ અતિવૃષ્ટિથી પડે છે, એ તો આપણા વૃદ્ધોના જાણવામાં હતું જ, પણ એ જાડું સત્ય છે. સૂક્ષ્મ સત્ય તો એ છે કે વરસાદનું જોરથી અથવા ઘણા પ્રમાણમાં પડેલું પાણી તેમ જ મોટી નદીઓનાં પૂરોમાં વહી જતું પાણી ઘણી જમીનને ધોઇને સમુદ્રમાં તાણી જાય છે અને સાચી વાત એવી છે કે આ પૃથ્વીની સપાટી ઉપર માટીનું પડ તો થોડા ઈંચ જેટલું કે ક્યાંક થોડા ફુટ જેટલું પણ ઘણું ઉપરછલ્લું છે; જ્યારે એ માટીના પડની નીચે તો પથ્થરની જમીન છે. આ પથ્થરની જમીનમાં તો અનાજ ઊગે જ નહિ. એ તો ઉપરછલ્લી માટીની જમીનમાં જ ઊગે છે અને ઊગી શકે અને એ માટી જ ભારે વરસાદથી તથા નદીઓનાં વહેણથી ધોવાઈ જાય છે. આ વિષયના અભ્યાસી વૈજ્ઞાનિકોના કહેવા પ્રમાણે આ દેશમાં જ નહિ, પણ અમેરિકા જેવા વિજ્ઞાનસમૃદ્ધ દેશમાં યે જમીનના ધોવાણનો પ્રશ્ન અનાજની ઉત્પત્તિ માટે ઘણો અગત્યનો થઇ પડયો છે.

આ પ્રશ્ન માનવસંસ્કૃતિ સાથે સંકળાયેલો છે. સંસ્કૃતિમાં આગળ વધવા સાથે છેલ્લાં પાંચ–સાત હજાર વર્ષથી માણસ જાતે પૃથ્વી ઉપર સર્વત્ર ફેલાયેલાં જંગલોને કાપી નાખીને તથા બાળી નાખીને જમીન ખુલ્લી કરવા માંડી અને એ ખુલ્લી જમીનમાં ગામો અને પછી શહેરો બાંધ્યાં અને ખેતી કરવા માંડી. જેમજેમ આ પૃથ્વી ઉપરના જે ભાગમાં માનવવસતી વધતી ગઇ, તેમ તેમ તે ભાગમાં જંગલોનો નાશ થતો ગયો. મહાભારતમાં વર્ણવેલા ખાંડવવન–દાહમાં આ જંગલના નાશનું વર્ણન છે.

હવે પ્રાણીઓ અને માણસને વસવા લાયક તથા તેઓ જીવતાં રહી શકે એવી આ પૃથ્વી થઈ તે પહેલાં જંગલો ઉત્પન્ન થયાં હતાં. પ્રાણીઓનો મોટો ભાગ વનસ્પતિ ઉપર જીવે છે. માત્ર વનસ્પતિ જ સીધી માટી અને પાણી ઉપર જીવી શકે છે. પણ સંસ્કૃતિ અને વસતી વધતાં જંગલોનો નાશ થવાથી પૃથ્વી માતા ઉઘાડી થઈ ગઈ અને પાણી પડતાં જ ધોવાઈ જવા માંડી. અહિં કુદરતનું એક રહસ્ય ધ્યાનમાં રાખવા જેવું છે. મોટાં ઝાડો પોતાનાં ઊંડાં ગયેલાં મૂળિયાંથી આસપાસની માટીને પકડી રાખે છે અને જમીનનું ધોવાણ અટકાવે છે અને જમીન ધોવાઈ ન જાય તો ટુંકાં મૂળવાળા અનાજના છોડને ઊગવા માટે માટી મળી રહે. આ ઉપરાંત બીજી પણ બે રીતે મોટાં વૃક્ષો અન્નોત્પાદન યોગ્ય જમીનનું રક્ષણ કરે છે. એક તો દરિયો ધીમેધીમે દરિયાકાંઠાની જમીનને પોતામાં ખેંચે જાય છે; અથવા પોતાની અંદરથી રેતીને જમીન ઉપર ફેંકયે જાય છે અને બીજું ગજસ્થાન જેવા રણના પ્રદેશોની રેતી ધીમેધીમે આગળ વધીને અનાજ વાવવા યોગ્ય જમીનને નકામી કરી નાખે છે. આ બે ય સ્થળે નાળિયેરી, તાડ જેવાં વૃક્ષોની હાર ને હાર ઉગાડવામાં આવે તો એ વૃક્ષો રેતીને આગળ વધતી અટકાવે છે અને જમીન ખાઇ જતા દરિયાને રોકે છે.

આ વિષયના શાસ્ત્રીય ઊંડાણમાં ઊતરવાની જરૂર નથી, પણ ટુંકામાં એટલું જ કહેવાનું છે કે વૃક્ષો રેતીથી તથા પાણીથી જમીનનો સીધો બચાવ કરે છે અને હવામાં ભીનાશ રાખીને તથા જમીનમાં પાણીને સંગ્રહાઇ રહેવામાં મુખ્ય ભાગ ભજવીને અનાજનું ઉત્પાદન વધારવામાં મદદ કરે છે. વૃક્ષો જમીન ઉપરની માટીને ધોવાઈ જતી રોકીને તો ખાસ અન્નોત્પાદનમાં ઉપકાર કરે છે, એ તો ઉપર વિસ્તારથી કહ્યું છે.

હવે એક જ વાત કહેવાની રહે છે. ગયે વર્ષે વનમહોત્સવનું નવું તુત આપણા અન્નપ્રધાને ઊભું કર્યું એમ કોઈ માનતું હોય

તો એટલું જ કહેવાનું છે. કે વૃક્ષોના આ બધા લાભોની વાત ઘણી જુની છે. જંગલખાતાના સરકારી રિપોર્ટોમાં તથા એ વિષયનાં સામયિકોમાં છેક ૧૮૭૦થી જંગલવિષયના વિદ્વાનોએ કરેલાં અવલોકનો અને તેમાંથી ફલિત થતા સિદ્ધાંતોની ચર્ચા આ દેશમાં ચે ચાલી છે. અલબત્ત, આ બધું સામાન્ય રીતે છાપાઓમાં આવે જ નહિ; કારણ કે કોણ વાંચે? પણ જયકૃષ્ણ ઇંદ્રજીએ પોરબંદરમાં અને કચ્છમાં દરિયાકાંઠાના રેતીના ઢુઆઓ કે ઢસાઓ (અ. ડયુન્સ) ને આગળ વધતા અટકાવવા માટે સરનાં તથા નાળિયેરીનાં ઝાડોને વાવવાની પ્રવૃત્તિ મોટા પાયા ઉપર કરેલી અને પોતાની જિંદગીનાં છેલ્લાં વર્ષો તો વૃક્ષારોપણ પાછળ જ તેઓએ આપેલાં. તેમણે કચ્છમાં વૃક્ષારોપણમંડળ સ્થાપેલું અને ૧૯૨૫માં મહાત્મા ગાંધીજી કચ્છ ગયા ત્યારે એમને હાથે વૃક્ષારોપણ કરાવેલું અને પોતે અમદાવાદ ગયેલા ત્યારે સત્યાગ્રહાશ્રમમાં પોતે એક વડનું ઝાડ વાવી આવેલા.

ટુંકામાં વૃક્ષારોપણની ઘેલછા આજકાલની નથી. પચીસ વર્ષ પહેલાંના મિત્રો ઉપરના જયકૃષ્ણ ઇંદ્રજીના અનેક પત્રોમાં પોતે તે તે દિવસે કેટલાં ઝાડ વાવ્યાં કે વવડાવ્યાં તેનાં વર્ણનો છે. સંવત ૧૯૮૨ના શ્રાવણ વદ સાતમ–આઠમે વૃક્ષારોપણનો ઉત્સવ કરવાની વાત મારા ઉપરના એક પત્રમાં છે.

અન્નોત્પાદન વધારવા માટે વૃક્ષો શી રીતે સહાયક થાય છે અને માણસજાતે સુધારામાં આગળ વધતાં શહેરો, કારખાનાંઓ, રેલવેના માર્ગો, એ માટેના સલેપાટો, છાપાંઓના કાગળો વગેરે માટે જંગલોનાં જંગલો કાપ્યે રાખીને પોતાને ભવિષ્યમાં ભુખે મરવું પડે એવી સ્થિતિ કેટલે સુધી કરી મુકી છે એ આંકડા, દાખલા અને દલીલોથી સચોટ રીતે દર્શાવતું સમર્થ વૈજ્ઞાનિક લેખક વિલિયમ વોગ્ટનું 'જીવતા રહેવાનો માર્ગ' (અ. રોડ ટુ સર્વાઇવલ) વાંચવાની આ વિષે વધારે જાણવું હોય તેને ભલામણ સાથે આ દિગ્દર્શન પુરું થાય છે.

૪

# ગ્રામરચના અને આરોગ્યશાસ્ત્ર

મનુષ્યના આરોગ્યને એની ગૃહરચના અને ગ્રામરચના સાથે ગાઢ સંબંધ છે એની ના પડાય તેમ નથી. આ વિષયમાં વર્તમાન આરોગ્યશાસ્ત્રે (Hygiene) અપૂર્વ ગતિ કરી છે એ વાત ખરી છે. જુના વખતમાં આ સિદ્ધાન્તની ખબર ન હતી એમ નથી. આ વિષય ઉપર વૈદક ગ્રન્થોમાં ખાસ ચર્ચા નથી પણ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં નગરરચના, ગૃહરચના, ઘરના ગંદા પાણીનો માર્ગ વગેરે વિષે કેટલીક સ્પષ્ટ સુચનાઓ છે. (જુઓ આર્યવિદ્યા વ્યાખ્યાન માળા, પા. ૬૦-૬૧.) આ ઉપરાંત રાજવલ્લભ વગેરે શિલ્પનાં શાસ્ત્રોમાં આ વિષે ઘણી સુચનાઓ મળે છે. આ જાતના બધા ઉલ્લેખો એકઠા કરવામાં આવે તો પ્રાચીન ભારતવાસીઓના આ વિષે કેવા વિચારો હતા તે જાણી શકાય. આ વિષયના સમગ્ર સાહિત્યનો સંગ્રહ કોઈ વખત પુરાતત્ત્વમાં થશે પણ ગુજરાતનાં ગામડાં તથા શહેરોના પ્રત્યક્ષ અનુભવ ઉપરથી જુના લોકોના જનસુખાકારી વિષેના વિચારો સમજવાનું કંઈક અંશે બની શકે એમ છે.

આ વિષય ઉપર વિચાર કરતાં સરલતા ખાતર નીચેના વિભાગો પાડવા પડશે: (૧) ગામડાંની રચના, (૨) શહેરની રચના. ગામડાંની રચનામાં છેલ્લાં બે હજાર વર્ષોમાં ઝાઝો ફેર પડયો જણાતો નથી, પણ શહેરોની રચના કાળાનુસાર ફરતી ગઈ છે. આ ફેરફારસૂચક ત્રણ મોટા વિભાગો પાડી શકાય : (૧) પ્રાચીનકાળની નગરરચના, (૨)

મધ્યકાલીન નગરરચના, (૩) છેક આધુનિક નગરરચના. એક બીજો પણ ભેદ સ્પષ્ટ દેખાય છે. કાઠીઆવાડની તથા ગુજરાતની ગ્રામરચના તથા નગરરચના જુદા પ્રકારની છે.

બ્રિટિશ સમયમાં જે મુંબઈ જેવાં મોટાં શહેરો થયાં છે એનો તો ઇતિહાસ જ જુદો છે. છેક ન્હાના રૂપમાંથી—૨૫-૫૦ ઝુંપડાં-માંથી દશ લાખની વસતિનાં શહેરો બની જતાં જે ફેરફારો થયા તે પણ એવા અદ્‌ભુત જ છે કે સ્વપ્નસૃષ્ટિ જેવા લાગે. આરોગ્ય દૃષ્ટિએ જોઇએ તો કેવળ વેપારના લાભની દૃષ્ટિથી વધેલાં આવાં શહેરોમાં ૩૦-૪૦ વર્ષ પ્હેલાં તો આરોગ્યના નિયમો ઉપર ધ્યાન જ નહોતું અપાયું. ન્હાના બેટમાં લાખો માણસોને વસવાની જગ્યા જોઇએ, અને જીંદગીના ભોગે પણ પૈસા કમાવા ઇચ્છનારની બધી વસતિ. આવી સ્થિતિમાં જુના વખતથી આ દેશની નગરરચનામાં જે કાંઈ થોડા ઘણા નિયમો ચાલ્યા આવતા તેને કોણ યાદ કરે ? અને યુરોપ-માં નગરરચના વિષે આરોગ્યશાસ્ત્રના જે નવા નિયમો અમલમાં આવતા જતા હતા તેનો અહિં મુંબઇના દેશી લત્તાઓમાં ઉપયોગ કરવાની કેવળ વેપારના લાભો માટે દેશી વસતિને ઇચ્છનાર અંગ્રેજોને શા માટે પરવા હોય ? પરિણામે હવા કે પ્રકાશનો બિલકુલ પ્રવેશ ન થઈ શકે, દિવસ આખો અસહ્ય દુર્ગંધ જેમાંથી નીકળ્યા કરે એવા રોગના જ ઘરરૂપ મુંબઈના દેશી લત્તાઓ જન્મ્યા. ભુલેશ્વર કે ગુલાલ-વાડીના સાંકડા, અંધારા, હવાની આવજાવ વગરના, અત્યંત ગંધાતા માળાઓને માણસોને વસવા યોગ્ય કોણ કહે ? તેમાં ગુજરાતીઓની ધનતૃષ્ણાનું તો વર્ણન કરવું મુશ્કેલ છે. મુંબઈના જુના વખતના મરાઠી લત્તાઓ સાથે ગુજરાતી લત્તાઓ સરખાવતાં સ્પષ્ટ દેખાય છે કે મરાઠાઓ પોતાનાં ગામડાંઓને તદ્દન ભુલી ગયા ન હતા. હવા પ્રકાશ મળી શકે, બાળકો રમી શકે એવાં બેઠા ઘાટનાં આંગણું ઓશરી-વાળાં ઘણાં મરાઠી ઘરો હજી ગીચ લત્તાઓમાં પણ ઉભાં છે. ગુજરાતીઓએ તો વતન તજ્યા પછી પાછું વાળી નથી જોયું. લક્ષા-

ધિપતિ ગુજરાતીએ બંધાવેલા મુંબઇના વિશાળ મહાલયમાંયે ગુજરાત દેખાતું નથી. કાં તો વિલાયતનું આંધળું અનુકરણ અને કાં તો નરકની કોટડી એ ગુજરાતી લત્તાનાં ઘરો.

હેલ્લાં થોડાં વર્ષોથી નવા આરોગ્યશાસ્ત્રના નિયમો મકાનો બંધાવામાં પરાણે પળાવા લાગ્યા છે અને પ્રસ્તુત વિષયમાં મુંબઇની ગૃહરચનાના વિશેષ વર્ણનને અવકાશ પણ નથી.

હવે બ્રિટિશ અસરથી દૂર વધેલાં ગુજરાતનાં શહેરોની રચનાની આરોગ્યદૃષ્ટિએ તપાસ લીધા પહેલાં ગામડાંઓ ઉપર એક નજર નાખી લઇએ. આપણાં ગામડાં હજારો વર્ષથી એકજ ધોરણે જન્મે છે, જીવે છે અને મરે છે એટલે એની આરોગ્યદૃષ્ટિ પણ એની એ જ. ભૂસ્તરવેત્તાઓના કહેવા પ્રમાણે કાઠીઆવાડ એક કાળે બેટ હતો. એની વનસ્પતિસૃષ્ટિ (દાખલા તરીકે સિંહ કાઠીઆવાડમાં જ છે), ભૂસ્તરરચના વગેરે પેઠે ગૃહરચના અને ગ્રામરચના પણ ગુજરાતથી કેટલેક અંશે જુદાં પડે છે. કાઠીઆવાડીઓના બાંધા અને મુખાકૃતિ ગુજરાતીઓથી જુદાં છે એતો દેખીતી વાત છે.

સાધારણ રીતે આસપાસ ખેતી કરવાનું સહેલાઇથી બની શકે એ રીતે ગુજરાતમાં અને કાઠીઆવાડમાં ગામડાંઓ વસ્યાં છે. જ્યાં સંભવિત હોય ત્યાં નદીના કાંઠા ઉપર ગામ વસાવવાનો રિવાજ પણ સાધારણ છે. આથી ગામની આબાદીને ઘણો ફાયદો થાય છે પણ કેટલીક વાર નદી મારફતે રોગચાળોયે એક ગામથી બીજે ગામ ફેલાય છે. જો કે આ હાનિ રેલ્વે કરતાં ઓછા પ્રમાણમાં થાય છે. વળી કોઈ વખત નદીઓના પૂરથી પણ ગામને નુકસાન થાય છે; જો કે હાલમાં બિહારબંગાળામાં ગામનાં ગામ પાણીમાં તણાઇ ગયાનું વારંવાર સાંભળીએ છીએ. એવું ગુજરાતમાં બનતું નથી. બનતાં સુધી નદીને કાંઠે પણ ઊંચા ભાગ ઉપર નદીનું વધારેમાં વધારે જોર ન પહોંચે એટલે ઊંચે એ વસેલાં હોય છે, છતાં પાછળથી બંધાયેલ રેલ્વેના

પુરોથી કે નદીના વહેણો ફરી જવાથી જુની અટકળ ખોટી પડ્યાના અને પાણીના પૂરથી નુકસાન થયાના કોઇ કોઇ દાખલા બને છે

નદી ન હોય તો ત્યાં તળાવો તથા કુવાઓ હોય છે ગુજરાતના ગામડાઓના પાદરમા તળાવો કાઠીઆવાડ કરતા કાંઇક વધારે પ્રમાણમા દેખાય છે, જેમાના કેટલાક તળાવો તો જુના કાળના છે. પણ મોટે ભાગે તળાવો માત્ર વરસાદવાળા ચોમાસામા જ પાણીથી ભરેલા હોય છે બાકી તો બધો આધાર કુવાઓ ઉપર જ. તળાવો ભરેલા હોય ત્યારે ન્હાવાનુ, ધોવાનુ એમા જ અને કવચિત્ પાણી સારૂ હોય તો પીવાનુ પણ એમાથી જ આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ આ રિવાજ હાનિકારક છે અનેક રોગો ફેલાવાનુ એ સાધન બને છે જુદા જુદા સ્થળના કુવાના પાણીમા સ્વાદમા ફેર હોય છે જેમ કુવાની ઊંડાઇમા ફેર હોય છે તેમ કુવાનો ઉપરનો ભાગ બાંધવામા પણ જુદે જુદે સ્થળે જુદી જુદી પદ્ધતિ જુના વખતથી ચાલે છે કુવાઓમા ઉતરીને ન્હવાય નહિ અને કાંઠે પાણી ઢોળાય તે પાછુ કુવાઓમા ન પડે એ રીતે થાળુ પાકુ બાંધેલુ હોય તો કુવાઓ રોગપ્રચારક તરીકે ભાગ્યે જ ભાગ ભજવી શકે જુદા જુદા પાણીના ગુણદોષ અને એને વાપરતા શુ સાવચેતી રાખવી એ વિષે વિવેચનનો અહિ પ્રસંગ નથી માત્ર એટલુ જ ઉમેરવાનુ રહે છે કે જુના ગામ વસાવનારાઓ પાણી નીકળશે કે નહિ, નીકળશે તો કેવે ઉંડે તથા કેવુ એની કાંઈક પરંપરાપ્રાપ્ત રીતે પરીક્ષા કરીને ગામ વસાવતા એ વાત ખરી, પણ પાછળથી, કોઈ ગામનુ આરોગ્ય બગડે ત્યારે પીવાના પાણીની તપાસ કરવી અને જે દોષ દેખાય તેનો ઉપાય કરવો એ આધુનિક નિયમ આપણે હજી સુધી રાખ્યા નથી

જનતા સુરી ગામ, આસપાસની જમીનથી ઉંચાણમા વસાવવા ના આવતુ જેથી ચોમાસાનુ પાણી ગામમા ન ભરાઇ રહેતા બહાર નીકળી જાય અને પાસે નદી હોય તો એને મળે પાણીના વહેણ માટે આ અગમચેતી નમૂની કાઠીઆવાડ ગુજરાતના ઘણા ગામોમા દેખાય છે

એ રીત ગામના આરોગ્ય માટે ઘણી સરસ છે; પણ પાછળથી ગામ-લોકો ગામની આસપાસ મોટા ખાડાઓ પડવા દે છે અને તેમાં ચોમાસાનું પાણી ભરાઇ રહીને ટાઢીઆ તાવને ફેલાવાનું સાધન મળે છે.

મળમૂત્ર—ગામડાંમાં ક્યાંય પાયખાનાંનો રિવાજ નથી. કોઇ કોઇ સ્થળે દેખાદેખીથી રાજ્યના અધિકારીઓ માટે અથવા શ્રીમંત પટેલીઆઓ માટે પાયખાનાં હમણાં થયાં હોય તે જુદી વાત. ગામની આખી વસતિ–સ્ત્રીઓ પુરુષો બધાં જ–ગામ બહાર પણ ગામની નજીકમાં જ મળત્યાગ કરે છે. કાઠીઆવાડમાં ઘણાં ગામડાંઓમાં ગામની તદ્દન નજીક ચારે તરફ થોરની વાડથી થોડી જમીન બાંધી લઇને મળત્યાગ માટે અનામત રાખે છે. જ્યાં પાદરમાં નદી કે ટેકરી જેવું હોય ત્યાં એનાં કોતરોમાં મળત્યાગ કરે છે. મોટે ભાગે ગાયો વગેરે ઢોર મળ ખાઈ જાય છે, અને બાકી સુકાઇ જાય છે. મૂત્રત્યાગ માટે તો કાંઈ વ્યવસ્થા જ નથી. મળમૂત્રત્યાગની આ રીત આરોગ્ય દષ્ટિએ અત્યંત હાનિકારક છે. રોગીઓને તથા વૃદ્ધોને અતિશય અડચણ પડે છે; અને કોલેરા, મરડો વગેરે ચેપી રોગો થાય ત્યારે એનો ફેલાવો આખા ગામમાં એકદમ થઈ જાય છે. મહાત્મા ગાંધીજી કહે છે તેમ મળને માટીથી ઢાંકવાથી અને એની માટી થઇ ગયા પછી એ માટીને ખાતરમાં વાપરવાથી આ પ્રશ્નનો આરોગ્યને અનુકૂળ નીવેડો તુરત જ થઈ શકે એમ છે.

ઘરો—ગામડાંનાં ઘરો મોટે ભાગે માટીનાં હોય છે. ગુજરાતમાં કોઈક સમૃદ્ધ ગામનાં ઘરો તથા કાઠીઆવાડના ગામડાંના પૈસાદાર લોકોનાં ઘરો પાકી ઇંટનાં હોય છે, તે અપવાદ જ. માટીનાં ઘરો શિયાળામાં એકદમ ઠરતાં નથી અને ઉનાળામાં એકદમ તપતાં નથી એ એનો મોટો ગુણ છે. પણ દર વર્ષે એની સંભાળ લેવી જોઇએ.

ઘરોની રચના—ચોરો, લુંટારા વગેરેની જુના કાળથી જ આપણને એટલી બીક લાગે છે કે, છુટાં છુટાં એક બીજાથી સ્વતંત્ર

l તો ક્યાય દેખાતા જ નથી વળી હવા પ્રકાશ માટે ઓરડાઓમા
રીઓ પણ ભાગ્યે જ દેખાય છે ઘર ઉઘાડા થઈ જવાની બીકે
ાપણે હવા પ્રકાશને બધ કરીએ છીએ પણ કાઠીઆવાડના ગામડા
ની વસતિ ખેતરમા ન હોય ત્યારે ફળીઆમા કે ઓશરીમા જ
ે છે, એટલે એમને હવા પ્રકાશની ખોટ નથી રહેતી ઘરની રચના
ઠીઆવાડ તથા ગુજરાતની જુદા પ્રકારની છે કાઠીઆવાડમા આગળ
શી, ડેલી બહાર તથા અદર પણ ઓટલા અને શ્રીમતોના ઘરમા
ની ઉપર મેડી ડેલીની અદર પેસ્યા પછી વિશાળ ફળીઉં, ઘણુ કરીને
ળીઆની એમ, એ કે ત્રણે બાજુએ ઓશરીવાળા ઓરડાઓ અને
ાથી બાજુએ ઢોરોને બાધવાનુ એક ઢાળીઉં ડેલીની સામી બાજુએ
મોશરી ઓરડાની પછવાડે નાનો મોટો વાડો વાડાની આસપાસ
ાટીની ભીંત કે થોરની વાડ સાધારણ રીતે ફળીઆની જમીન કરતા
ઓશરી, ઓરડાની ઉભણી ઠીક ઉંચી રાખે છે કાઠી ગરાશીઆના
રની ઉભણી તો ઘણીવાર છ છ, આઠ આઠ ફીટ ઉંચી રાખે છે
એ જ રીતે શેરીથી ફળીઉં ઉંચુ હોય છે ફળીઉં નીચાણમા હોય તો
પાછળનો વાડો એથીયે નીચો રાખી ચોમાસાના પાણીનો રસ્તો એ
માર્ગે રાખે છે આ નિયમનુ ગરીબાઇથી, પ્રમાદથી કે જમીનની
ઉંચાઇમા પાછળથી થયેલા ફેરફારથી જ્યા પાલન ન થાય ત્યા ઘર
ચોમાસામા રહેવા લાયક રહેતુ નથી આ પ્રકારના ઘરોમા ઉનાળામા
ફળીઆમા અને શિયાળા–ચોમાસામા ઓશરીમા, પુરુષો સુવાનુ રાખે
છે વૃદ્ધ અને બાળક, સ્ત્રીઓને યે એ લાભ મળે છે પછવાડેના વાડા-
મા ઝડપ, છાણા, મીજુ બળતણ વગેરે રહે છે. ઢોરોના મળમૂત્રને
ગામડાની ઘણી ઉદ્યોગી સ્ત્રીઓ તરત ઉપાડી લે છે અને ઢોરની
બાધવાની જગ્યા પણ ઠીક સાફ રાખે છે પણ આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ
ઢોરોના મળમૂત્રની યે વધારે સારી વ્યવસ્થા થવી જોઇએ છે ચોમા-
સામા એ સ્થળો મચ્છરો તથા જીવજતુઓને ઉછરવાના સ્થાન થઇ

વસ્યું હતું. કાશીની પણ પ્હોળાઇ કરતાં લંબાઈ વધારે છે. ગુજરાતમાં ભરૂચ પણ પાટલીપુત્ર અને કાશી પેઠે નદી કાંઠે પાઘડીપને વસેલું છે. સામે કાંઠેથી નદીમાં હોડીમાંથી જોતાં કાશી, ભરૂચ કે કાઠીઆવાડના ન્હાનકડા જેતપુરનો નદી ઉપર ઝુકી રહેલો દેખાવ ઘણો રમણીય લાગે છે. આ રીતે વસેલાં શહેરોમાં નદી ઉપરથી આવતો પવન આખા ગામમાં ફરી જઈને આબોહવા સમશીતોષ્ણ તથા આરોગ્યાનુકુળ રાખે છે. નગરરચનાના નિષ્ણાત પંડિત ગેડીસે ભરૂચ જોઈને એ શહેરની રચનાના સિદ્ધાન્તમાં કાંઈ ફેરફાર કરવાની જરૂર નથી એમ કહેલું સાંભળ્યું છે.

નદી કાંઠાના શહેરનો ચોમાસાનો પાણીનો માર્ગ નદીમાં જ હોય છે. અને પાણી માટે કરેલા ઢાળથી રસ્તો ખોદાઈ ન જાય તે સારૂ જુના વખતમાં પાણાથી પાકો બાંધી લેતા. કાશી અને મથુરામાં આવા રસ્તાઓ છે. ભરૂચમાં તો કેટલાક ઢાળ પાકા બાંધેલા ન હોય તો પાણીના મારાથી થોડાં વર્ષોમાં રસ્તાઓ તદ્દન ખોદાઈ જાય. (આપણાં ઘણાંખરાં ગામડાંમાં અંદરના અને એક ગામથી બીજે ગામ જવાના રસ્તાઓ કાચા જ હોય છે, એટલે ચોમાસામાં ગામમાં અસહ્ય કાદવ દેખાતું.)

પાણીની બાબતમાં ગામડાંની તથા શહેરોની સ્થિતિ સરખી છે. જુના લોકોએ ગામડાંથી કોઈ નવી કે વધારે આરોગ્યરક્ષક સગવડ શહેરો માટે કરી નથી. નળોની આધુનિક સગવડ તે જ નવી સગવડ છે. ખેદ સાથે કહેવું પડે છે કે હજી ગુજરાતનાં કોઈ શહેરમાં નળનાં પાણીની સંપૂર્ણ શાસ્ત્રીય સગવડ થઈ નથી.

**હવાપ્રકાશ**—ગામડાંઓ કરતાં શહેરોમાં સ્વાભાવિક રીતે જ હવાપ્રકાશની સગવડ ઓછી થઈ જાય છે. લોકોને ખેતરોમાં જવાનું રહેવાનું બંધ થયું; અને જુના સાહિત્યમાં ઉદ્યાનો, ઉપવનોનાં વર્ણનો વાંચીએ છીએ પણ એનું અસ્તિત્વ ભાગ્યે જ દેખાય છે. માત્ર નદીએ ન્હાવાધોવા (સ્ત્રીઓ પાણી ભરવા પણ)

જાય કે ગામ બહાર દેવદર્શને જાય ત્યારે ખુલ્લી હવાનો લાભ મળે. હવે આ જુના સંસ્કારો ઘસાતા જાય છે પણ લોકો હવા, પ્રકાશ અને કસરતના લાભો સારી રીતે નહિ સમજે તો આપણા આરોગ્યની માઠી દશા બેઠી સમજવી. વળી ગામડાં કરતાં શહેરોમાં ફળીઆં અને વાડા કુદરતી રીતે જ ઘટી જાય છે. જુનાં શહેરોના રસ્તાઓ પણ સાંકડા, અને ઘરમાં બારીબારણાંનો રિવાજ ઓછો. આ સ્થિતિમાં અડીઅડીને બંધાયેલાં ઘરોમાં હવા પ્રકાશ આવે ક્યાંથી? કાઠીઆવાડનાં શહેરોની ગૃહરચના કાઠીઆવાડનાં ગામડાંને મળતી અને ગુજરાતી શહેરોની ગુજરાતનાં ગામડાંને મળતી. ફેર માત્ર સમૃદ્ધિનો. ગામડાનાં ઘર માટીનાં, શહેરોનાં ઈંટોનાં કે પથ્થરનાં બાંધેલાં; ગામડાનાં એક ઘાટનાં, શહેરોનાં માળવાળાં. ગામડાંનાં ઘરોમાં ખાળો બાંધેલી મોરીઓ નહિ, શહેરોમાં ખરી. ટુંકામાં ગામડાંનાં ઘરો કરતાં શહેરોનાં ઘરોની બાંધણી ઉપર આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ વધારે કડક નજર રાખવાની જરૂર પડે છે. રસ્તા પહોળા, ઘરની ઉંચાઇ રસ્તાના પ્રમાણમાં, અમુકથી વધારે નહિ; બે ઘરની વચ્ચે અમુક ખુલ્લી જમીન રહેવા દેવી; ઘરની આસપાસ આંગણું અને ઘરમાં હવા પ્રકાશ માટે બારીબારણાં; આ બધી બાબતમાં સખત નિયમો પળાવાની જરૂર છે. ઘરનું દ્વાર કઈ દિશામાં રાખવું એ વિષે જુના કાળથી કેટલાક નિયમો ચાલ્યા આવે છે, આ નિયમો વ્હેમથીયે બરાબર પળાય તો હવા પ્રકાશના આરોગ્યશાસ્ત્રને અનુકુળ છે પણ આ અર્થપ્રધાન જમાનામાં આર્થિક હાનિનો પ્રશ્ન આવે તો જુની રૂઢિ ઉંચી મુકાય છે. પરિણામે કેટલીક વાર ખરાબ રૂઢિઓ જીવતી રહી જાય છે અને સારી મરી જાય છે. સામાન્ય ઘરોની બાંધણીમાંથી ફળાનો તો નાશ જ થઈ ગયો છે.

**શહેરોમાં મળમૂત્રનો માર્ગ**—આપણા આરોગ્ય સાથે મળમૂત્રના માર્ગને અતિ નિકટ સંબંધ છે. પાયખાનાંમાં પડેલું મેલું જમીન નીચે રસ્તો કરીને ગટરદ્વારા શહેરથી દૂર લઇ જવાની આધુનિક રીતને

ગણત્રીમાં ન લઈએ તો મળમૂત્રના નિકાલ માટે ગુજરાતમાં ત્રણ રસ્તા પ્રચલિત છે. આપણાં શહેરો ગામડાં વધીને થયાં છે એ ઉપર કહ્યું છે. આ જ કારણથી ગામડાંના ઘણા રિવાજો શહેરોમાં જળવાઇ રહ્યા છે. વચલા કાળનાં કાઠીઆવાડનાં ઘણાં શહેરોમાં ગામડાં પેઠે ગામ બહાર જંગલ જવાનો રિવાજ હજી ચાલે છે.

ભાવનગર, જામનગર કાંઈ ન્હાનાં શહેરો નથી, લગભગ અર્ધા લાખની વસતિનાં શહેરોનાં અનેક માણસો માટે પાયખાનાંની સગવડ નથી. અનેક મનુષ્યોને હમેશાં ગામ બહાર એક મૈલ જેટલે છેટે જવું પડે છે. પણ આ શહેરોની અંદરની શેરીઓમાં બાળકો, વૃદ્ધો, અને માંદાંઓ જ નહિ પણ જુવાન સ્ત્રીઓ પણ શરમ મુકીને રસ્તાની વચ્ચોવચ મળ ત્યાગ કરીને એ શેરીઓનો દેખાવ અત્યંત ગંદો કરી મુકે છે. ચોમાસામાં આવી શેરીઓમાંથી પગ બગડયા વગર ઉઘાડે પગે ચાલવું મુશ્કેલ. રસ્તામાં ગંદકી કરવાની આપણી આ ટેવથી આપણી તંદુરસ્તીને કેટલું નુકસાન થાય છે એનું તો આપણને ભાન જ નથી. પણ આ મધ્યકાલીન શહેરો એવી રીતે વધ્યાં છે કે ઘણાં ઘરોને પાયખાનાં માટે સગવડ જ નથી. શહેરસુધારણામાં મોટા રાજમાર્ગો વધારે મોટા અને પરદેશી મુસાફરોની દ્દષ્ટિને આકર્ષે એવા શોભાયમાન કરવા તરફ જેટલું લક્ષ અપાય છે તેટલું શહેરના આરોગ્ય માટે આવશ્યક સગવડો પુરી પાડવા તરફ અપાય તો પ્રજાનું વધારે હિત થાય.

ધીમે ધીમે આ મધ્યકાલીન શહેરોમાં પાયખાનાની સગવડ વધતી જાય છે પણ હજી ગટરોવાળાં શહેરો અપવાદરૂપ જ છે અને મુંબઈમાંયે પરેલ તરફ એવા લત્તાઓ હજી છે કે જ્યાં મેલાં માટે ગટરની સગવડ નથી; એટલે ભંગીઓને મેલું ઉપાડી જવું પડે છે.

પ્રાચીન કાળમાં ભંગીઓનો વર્ગ જ નહિ હોય એમ લાગે છે. અન્ત્યજો તો. હતા જ પણ કપડાં વણવાનો, ચામડાં કેળવવાનો વગેરે ધંધાઓ

આ લોકો કરતા. મેલું ઉપાડનાર વર્ગ–ભંગીઓ નહિ હોય એમ લાગે છે, કારણ કે પાયખાનાં મધ્યકાલીન સંસ્થા છે. જુનાં શહેરોમાં જ્યારે ગામડાની રીતે બહાર જંગલ જવાની, બાળક, સ્ત્રી, રોગી, ઘરડાં વગેરેને મુશ્કેલી લાગી હશે ત્યારે ભસમ પાયખાનાં નીકળ્યાં હશે. ગુજરાતનાં જુનામાં જુનાં શહેરો–કાઠીઆવાડમાં, જુનાગઢમાં અને લાટમાં ભરૂચમાં હજી ઘણાં ઘરોમાં ભસમ પાયખાનાં વપરાય છે; ઉપર પાયખાનું અને નીચે જમીનમાં ઉંડો ખાડો કરેલો હોય છે જેમાં બધું મેલું પડે છે અને વર્ષમાં બે–ચાર વખત મીઠું કે ચુનો નાખવામાં આવે છે જેથી આ પાયખાનાં ભરાઈ જતાં નથી કે અત્યંત ગંધાઈ ઉઠતાં નથી. જો કે આ પદ્ધતિથી થોડી થોડી ગંધ ઘરમાં આવ્યા કરે છે, અતિશય મચ્છરો થાય છે; અને આવાં પાયખાનાંની બાજુમાં જ કુવો હોય તો એના પાણીમાં કાંઈક અસર થવાનો સંભવ ખરો. આમ છતાં આવાં પાયખાનાંઓ થવાનું કારણ એક જ સમજાય છે કે ભંગીનો ધંધો જ પ્રાચીન કાળમાં આ દેશમાં ન હોવાથી કાં તો ગામ બહાર જવાની કે ભસમ પાયખાનાં કરવાની જરૂર પડેલી હોવી જોઈએ.

**ખાળો–મોરીઓ**—ગામડામાં ઘરની અંદર ભાગ્યે જ ખાળો હોય છે એ ઉપર કહ્યું છે. શહેરોનાં ઘરોમાં એથી ઉલટું ખાળો પુષ્કળ હોય છે, અને બધી ખાળોનાં પાણીને જવા માટે ફળીઆમાં કે રસ્તામાં ખોખાળ રાખે છે. આવી ખોખાળોને દર છ માસે કે બાર માસે ખોદાવવી પડે છે. કેટલીક્વાર ઘરની ખાળોનાં પાણીને ફળીઆમાં કાઢવામાં આવે છે અથવા ફળીઆમાં પાકી કુંડી બાંધીને તેમાં એકઠાં થએલાં પાણીને પાછળથી રસ્તા ઉપર ઢોળવામાં આવે છે. કાઠીઆવાડનાં મધ્યકાલીન શહેરોની ખાળની વ્યવસ્થા આવી છે. ગુજરાતના પ્રાચીનતમ શહેર ભરૂચમાં એક જુદી જ રીત છે. ગુજરાતનાં શહેરોમાં ઘરની વચ્ચે ચોક હોય છે જેમાંથી ઘરના વચલા ભાગને હવા પ્રકાશ મળે છે; એ ઉપર કહ્યું છે. કેટલીક્વાર મોટા

ઘરમાં આવા બે ત્રણ ચોક હોય છે. આ બધા ચોકનું ચોમાસાનું પાણી જવા માટે ઘરની નીચેથી બ્હારના રસ્તાઓ સુધી બાંધેલી ખાળ હોય છે. કરકસર ખાતર નીચલી ખાળોને ઘણું કરી એવી રીતે ગોઠવે છે કે શિયાળા ઉનાળામાં ઘરની ખાળોનું પાણી ભોંખાળમાં જાય અને ચોમાસામાં ભોંખાળના રસ્તા બંધ કરી રસ્તાની ખાળો ઉઘાડી નાખે છે એટલે વચલા ચોકનું અને ખાળોનું બધું પાણી રસ્તા ઉપર પડે છે.

આ વ્યવસ્થાથી ચોમાસામાં રસ્તા ઉપર ગંદકી અતિશય વધી જાય છે અને ઘરમાં મચ્છરો વધી પડે છે. વચ્ચે ચોકવાળાં ફળીઆં વગરનાં ઘર માટે પાણીના નિકાસની આ સરસ વ્યવસ્થા છે. પણ વર્તમાન આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ એ બરાબર નથી.

આરોગ્યશાસ્ત્રનો વિષય ઘણો વિશાળ છે અને આ દેશનાં ગામડાંમાં તથા શહેરોમાં આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએ કયાં કયાં ફેરફાર સુધારો કરવાની જરૂર છે એ ઉપર બતાવ્યું છે. આપણી રહેણીકરણી ગ્રામ જીવનને યોગ્ય અને શહેરોમાં વસવા લાગ્યા છતાં આપણામાંથી ગ્રામ્યતા જતી નથી. ઘરની અંદર પુરી સ્વચ્છતા આપણે ભાગ્યે જ રાખીએ છીએ પણ ઘરનો બધો ગંદવાડ જાહેર રસ્તાઓ ઉપર ફેંકીએ છીએ. આપણી આ ટેવમાં જાહેર હિત વિષે આપણી તદ્દન બેદરકારી સ્પષ્ટ દેખાય છે. આપણા શહેરીઓ અર્ધા ગ્રામ્ય, અર્ધા નાગરિક રહે છે. પરિણામે શહેરોની ગૃહરચના આરોગ્ય દૃષ્ટિએ ઘણા સુધારા માગે છે. જુના વિચારકોએ જે રસ્તાઓ કરી મુકયા છે તેને એકદમ તોડી નાખવાની જરૂર નથી પણ આપણો દેશકાળ બરાબર સમજીને નગર-સ્વાસ્થ્યની દૃષ્ટિએ, ગામડાંઓ માટે, મધ્યમ કદનાં શહેરો માટે તથા મોટાં શહેરો માટે યથોચિત યોજના આપણી પ્રતિભાના બળથી નવી ઉપજાવ કરવી પડશે. આપણી મ્યુનિસિપાલિટીઓએ તથા લોકલ બોર્ડોએ આ વિષયના ખાસ નિષ્ણાત હિંદી વિચારકોને શહેરી આરોગ્યની શોધ કરવા માટે રોકવા જોઇએ.

## ૫

# સોમવલ્લી

'અખંડ આનંદ' ના ડિસેમ્બરના અંકમાં ડૉ. બિપિનચંદ્ર હી. કાપડિયાનો 'સોમરસ' ઉપર એક લેખ છે. લેખકે સોમરસ માટે ઋગ્વેદના કેટલાક મંત્રોમાં થયેલા ઉલ્લેખો ટાંકીને, સોમરસના ઉપયોગથી માણસ કદાપિ મદોન્મત્ત બનીને છાટકો બનતો ન હતો એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે. લેખકે 'સોમરસના પ્રભાવથી મનુષ્યો શક્તિબહારનાં અતિમાનુષી કૃત્યો કરવા પ્રેરાતાં' તેમ જ 'સોમરસમાં ઉત્તેજક તથા શક્તિદાયી પ્રભાવ હતો' એવું પણ લખ્યું છે; પણ એનો શો અર્થ કરવો ? મદ્યના ગુણો વર્ણવતાં પણ આવા કે આ અર્થના શબ્દો વાપરવામાં આવે છે. પછી એને માદક શા માટે ન કહેવાય ? એટલી વાત ખરી છે કે વેદમાં યજ્ઞપ્રસંગમાં જેમ સોમરસના નિર્દેશો છે તેમ બીજા પ્રસંગોમાં સુરાના નિર્દેશો છે. સુરાથી સોમરસ ભિન્ન હતો એ ચોક્કસ. સોમરસ પીવાથી જે ઉત્તેજક અથવા શક્તિ આપનાર અસર થતી તે સુરાની અથવા આધુનિક મદ્યની ઉત્તેજક અસરથી કેટલી જુદી હતી તે આજે જાણવાનું કાંઈ સાધન નથી. પણ અહિં એક ઐતિહાસિક હકીકત નોંધવા જેવી છે. વેદકાળ પછી તરતના સમયમાં રચાયેલા આયુર્વેદના ગ્રન્થોમાં પ્રાચીનતમ ચરક સંહિતામાં મદાત્યય એટલે દારૂ અતિ પ્રમાણમાં પીવાથી જે રોગિષ્ઠ સ્થિતિ થાય, તેની ચિકિત્સાનો આરંભ કરતાં મદ્યની ચરકાચાર્યે જે પ્રશંસા કરી છે, તે આજના દારૂબંધીના જમાનામાં રમુજ

આપે એવી છે. એમાંથી લાંબો ઉતારો કરવાની જરૂર નથી પણ ઉત્તેજક અથવા માદક પીણાં તરીકે સુરાની સોમ સાથે સમાનતા બતાવતા જે શબ્દો વાપર્યા છે તે નીચે ઉતારું છું:—

या देवानमृतं भूत्वा स्वधा भूत्वा पितृंश्चया।
सोमो भूत्वा द्विजातीन् या
युङ्क्ते श्रेयोभिरूतिभिः ॥
आश्विनं या मद्दत्तेजो
बलं सारस्वतं च या ।
वीर्यमैन्द्रं च या सिद्धा
सोमः सौत्रामणौ च या ॥

चरक चि. अ. २४

અર્થ: જે સુરા દેવોને અમૃતરૂપે, પિતૃઆને સ્વધારૂપે અને બ્રાહ્મણોને સોમરૂપે ઉત્તમ કલ્યાણોથી તૃપ્ત કરે છે, વળી જે અશ્વિનોનું તેજ છે, જે વિદ્યાનું બળ છે, જે ઇંદ્રની શક્તિ છે અને સૌત્રામણિ યજ્ઞમાં જે સોમરૂપ છે, તે સુરા આ રીતે પીવી.

મારી કહેવાની મતલબ એટલી જ છે કે વૈદિક ઉલ્લેખોથી સોમરસમાં જે માદકતા અર્થાત્ ઉત્તેજકપણું હોય એમ દેખાય છે તે ઉત્તેજકપણું સુરા-મદ્યને મળતું આયુર્વેદના આચાર્યોને લાગ્યું હતું કે ઉપર ટાંકેલા શ્લોકમાં 'જે સોમ તરીકે યજ્ઞમાં પિવાય છે તે સુરા છે' એવું કહ્યું છે; છતાં સોમરસ અને સુરા એક નથી. સોમરસ કોઈક વનસ્પતિને વાટીને તથા ગળી લઇને તૈયાર કરાતો; ત્યારે સુરા તો અનાજ, અમુક ફળો, અમુક ફૂલો વગેરેમાંથી અમુક પ્રક્રિયા દ્વારા આથો આવવા દઈને તૈયાર કરવામાં આવતી.

સુરા સાથે સોમની સમાનતા ચરકના ઉપલા વચનમાં કહી છે. તેમાં સુરાની પ્રશંસાર્થે અતિશયોક્તિ કરી હશે. પણ અહિં મોટીમુશ્કેલી એ છે કે સોમરસ જેમાંથી કાઢવામાં આવતો તે વનસ્પતિનો આજે ચોક્કસ પત્તો લાગતો નથી. વૈદિક

વર્ણનો ઉપરથી એ ઘણું કરી હિમાલયના પર્વત ઉપર થતી કોઈ વનસ્પતિ હોવી જોઈએ એમ લાગે છે. પણ જુના કાળમાં જ એની ઓળખાણ બંધ થઈ હતી. સુશ્રુતમાં (ચિ. અ. ૧૯) સોમલતાના ચોવીશ ભેદો કહીને જે વર્ણન કર્યું છે તે ઉપરથી કોઈ વનસ્પતિને એ લાગુ પાડવાનું આ દેશના વૈદોથી કે વનસ્પતિવિદોથી બન્યું નથી. વળી ચાલીશ વર્ષ પહેલાંના અથવા મારાથી આગલી પેઢીના વૈદો તો સોમ નામની કોઈ વનસ્પતિને ઓળખતા કે વાપરતા નહોતા. પણ કેટલાંક વર્ષો પહેલાં કેટલાક અહિંના તથા પરદેશી વનસ્પતિશાસ્ત્રીઓએ કેટલીક વનસ્પતિઓને સોમવલ્લી ઠરાવી. કોઈએ બાબચીને સોમવલ્લી કહી, કોઈએ ગળોને કહી, કોઈએ બ્રાહ્મીને કહી પણ એમાંથી કોઈને સોમવલ્લી માનવાનું કાંઈ કારણ નથી.

પછી નિઘંટસંગ્રહના વિદ્વાન લેખક રૂગનાથજી ઇંદ્રજીએ ચોરવેલ કે આદિયાવેલને સોમવલ્લી કહી. જયકૃષ્ણ ઇંદ્રજીના કહેવા પ્રમાણે એ ચોરવેલ ચોરની જાતનો વેલો છે. અને તોડતાં છોર નીકળે છે. એ આકડાની જાતની વનસ્પતિ છે. એનું શાસ્ત્રીય નામ છેઃ Sarcostemma bravistigma આ ચોરવેલને સોમવલ્લી માનીને તેને મહાત્મા નથુરામ શર્માએ જયકૃષ્ણ ઇંદ્રજી પાસેથી મગાવેલી.[1] એનું શું પરિણામ આવ્યું તે બહાર નથી આવ્યું. પછી આ વર્ગની જ એક બીજી વેલ જેનું કચ્છી નામ ખીપ અને શાસ્ત્રીય નામ Periploca aphyla છે,તેને પણ સોમ કહી શકાય એમ જયકૃષ્ણ ઇંદ્રજી ટીમકને આધારે કહે છે.

હવે પારસીઓ હોમ (સં. સોમ) તરીકે જે વનસ્પતિની ડાંખળીઓ ઇરાનથી લઈ આવે છે, તેને વનસ્પતિશાસ્ત્રીઓએ એકવાર ઉપર કહેલી ખીપ ગણવાનો તો બીજીવાર કુમ્બવની એફેડ્રા વલ્ગરીસ જાતની ગણવાનો મત આપ્યો છે. અને પાછળથી અર્થાત્ હેલાં કેટ-

૧ જુઓ કચ્છની વનસ્પતિઓ, પૃ. ૧૬૬, ૧૬૭.

લાંક વર્ષોથી આને જ વૈદ્યો સોમવલ્લી ગણે છે. આ વનસ્પતિ હિમાલયમાં–કાશ્મીરમાં પુષ્કળ થાય છે. એમાંથી અને એ કુટુંબની બીજી જાતોમાંથી જે ગુણકારી તત્ત્વ કાઢવામાં આવે છે તે એફેડ્રીન દમના રોગ ઉપરની ઘણી અસરકારક દવા હમણાં મનાય છે અને સર્વત્ર ખુબ વપરાય છે. વળી અહિંના વૈદ્યો મૂળ છોડને સોમલતા નામથી કાશ્મીરથી મંગાવીને ચૂર્ણરૂપે કે કાઢારૂપે દમના રોગ ઉપર હવે વાપરે છે. વૈદિક સોમવલ્લી આ હોય કે ન હોય , પણ આ અતિ કીમતી ઔષધ છે. એને માદક કદાચ ન કહેવાય. હું પોતે એફેડીન વાપરું છું. અલબત્ત, લોહીનું દબાણ વધારવાનો ગુણ એમાં છે અને તે મોટા પ્રમાણમાં લેવાથી લોહીનું દબાણ વધી જતાં કાંઇક ઘેલછા જેવી અસર થતી હોય તો ઇશ્વર જાણે ! પણ વૈદિક કાળની સોમવલ્લી આ જ છે, એની ક્યાં ખાતરી છે ?

૬

# સૌરાષ્ટ્રમાં આયુર્વેદની સ્થિતિ

'સૌરાષ્ટ્ર સાધુસુનો થતો જાય છે' તથા 'સૌરાષ્ટ્ર સાક્ષરસુનો થતો જાય છે' એવાં બે કથનો સૌરાષ્ટ્ર માટે પ્રચલિત થઈ ચુક્યાં છે. તેમાં 'સૌરાષ્ટ્ર સદ્વૈદ્યસુનો થવાનાં ચિન્હો દેખાય છે' એવું ત્રીજું કથન ઉમેરવાનું મને મન થાય છે.

ઉપરનાં બે કથનો કેટલે અંશે યથાર્થ છે એ પ્રશ્ન અહિં અપ્રસ્તુત છે અને યથાર્થ હોય તો એનાં કારણો શાં છે એ વિચાર પણ કર્તવ્ય છતાં અપ્રસ્તુત છે. પણ ત્રીજું કથન જે હું ઉમેરવા માગું છું તેની મર્યાદા અને તેનાં કારણોની ટુંકી ચર્ચા કર્યા વગર એવું કથન ધૃષ્ટજ ગણાય.

પ્હેલું તો સૌરાષ્ટ્ર વૈદ્યસુનો છે એમ હું કહેતો નથી. જ્યાં માણસો હોય ત્યાં રોગો હોય અને રોગો હોય ત્યાં એનો ઉપાય બતાવનારા હોય. દાક્તરોની સંખ્યા એટલી ઓછી છે કે ઘણા દેશી વૈદ્યો શહેરોમાં અને ગામડામાં હજી મળે છે. વળી સારા વૈદ્યોનો તદ્દન અભાવ છે એમ પણ હું નથી કહેતો. મતલબ કે મારું કથન ઘણું જ મર્યાદિત છે.

આજથી પાંત્રીશ વર્ષ પ્હેલાં—અર્થાત્ જંડુ ભટ્ટજી જીવતા તે વખતમાં કાઠીઆવાડ સારા વૈદ્યો માટે પ્રખ્યાત હતું, અત્યારે એ પ્રખ્યાતિ વધી નથી પણ ઘટી છે.

વિશાળ ભારતવર્ષીય દૃષ્ટિએ જોઇએ તો જુના કાળમાં ગુજરાત જેમ બીજી વિદ્યાઓમાં બંગાળા, સંયુક્તપ્રાન્ત અને મહારાષ્ટ્રની પાછળ હતું, તેમ વૈદક બાબતમાં પણ પાછળ હતું. ગુજરાતમાં સંસ્કૃત વૈદક સાહિત્ય કેટલું ઉત્પન્ન થયું છે એ મેં અન્યત્ર દર્શાવ્યું છે.

અને ઓગણીશમી સદીમાંયે બંગાળામાં આયુર્વેદના જેવા સંસ્કૃત ટીકાકાર થયા છે તેવા ગુજરાતમાં નથી થયા. માત્ર ગુજરાતનો વિચાર કરીએ તો સૌરાષ્ટ્રની બહાર ગુજરાતમાં કેટલાક સારા વૈદ્યો હતા એમ દેખાય છે. ભૈષજ્ય મણિમાળાના કર્તા વૈદ્યરાજ શ્રી કૃષ્ણરામ વ્યાસ મૂળ ગુજરાતના જ હતા. જો કે તેઓ ચાર પેઢીથી જયપુરમાં વાસ કરીને રહ્યા હતા.

છતાં જામનગરના બાવાભાઇ અને ઝંડુ ભટ્ટજીએ દેશી વૈદકના ઉદ્ધાર માટે એવો પ્રબળ પ્રયાસ કર્યો કે સૌરાષ્ટ્ર દેશી વૈદકનું ધામ થઇ પડ્યું.

કાઠીઆવાડનાં અને રજપુતાનાનાં દેશી રાજ્યો આ બે કુટુંબોના વૈદ્યોને મોટી શ્રી આપીને ખાસ બોલાવવા લાગ્યા. કાઠીઆવાડમાં ગુજરાતમાં અને છેક મુંબઇ સુધી જામનગરના વૈદ્ય એ એક પદ્દી થઈ પડી.

જામનગરની એ પરંપરામાં બીજા વૈદ્યો પણ તૈયાર થયા. અને જ્યાં જેમ ફાવ્યું ત્યાં રહી ગયા. હજી એ પરંપરા ચાલે જ છે. પણ વિશાળ દૃષ્ટિએ કાઠીઆવાડ ગુજરાત ઉપર નજર ફેરવીએ તો જામનગરની એ પરંપરાનો પ્રતાપ ઘણો ઓછો થઇ ગયો લાગે છે. ઝંડુ ભટ્ટનાજ પુત્ર મુ. શંકરપ્રસાદભાઈ જામનગર રાજવૈદ્ય છે અને રાજ્યમાં તથા પ્રજામાં અગ્રસ્થાન ભોગવે છે; એમના પુત્ર રા. જુગતરામભાઇ મુંબઈમાં વૈદું કરે છે. અને એમના પ્રયાસથી નીકળેલ ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ દવાઓ બનાવવાનું કદાચ મુંબઇ ઈલાકામાં મોટામાં મોટું કારખાનું છે. મોરબીમાં ઝંડુ ભટ્ટનાજ કુટુંબના વૈદ્યરાજ લક્ષ્મીપ્રસાદભાઇ રાજવૈદ્ય છે. રાજકોટ, સુરત, વગેરે સ્થળે એ કુટુંબના વૈદ્યો

ચંદું કરે છે. વળી લીંબડી, મોરબી, ભાવનગર વગેરે દેશી રાજ્યો આયુર્વેદને પોષણ આપે છે. ગોંડલના વૈદરાજ ભાઈ જીવરામ કાળિદાસ બાવાબાઇ સંપ્રદાયના છે અને એમનું રસશાળા ઔષધાશ્રમ ખુબ પ્રખ્યાત છે. આ બધી હકીકત મારા ધ્યાનમાં બરાબર છે.

અહિં કાઠીઆવાડના વૈદ્ય માત્રની નામાવલિ આપવાનો ઉદ્દેશ નથી. માત્ર દાખલા પુરતાં નામો લીધાં છે. કહેવાની મતલબ એટલી જ છે કે આ બધી હકીકત નજર સામે હોવા છતાં 'સૌરાષ્ટ્ર સદૈધ સુનો થવાનાં ચિહ્નો દેખાય છે.' એમ મને લાગે છે.

મારૂં વક્તવ્ય સ્પષ્ટ કરવાની જરૂર છે. ખરી વાત એમ છે કે ઝંડુભટ્ટજી વગેરેના જમાનામાં જેમ ઝંડુભટ્ટજી, બાવાબાઇ વગેરે ગુજરાતના વૈદ્યોમાં અગ્રણી હતા તેમ અત્યારના સૌરાષ્ટ્રના વૈદ્યો છે, અથવા આવતી પેઢીના સૌરાષ્ટ્ર વૈદ્યો એવા થશે ? અત્યારે નથી અને એવું થવાનાં ચિહ્નો નથી દેખાતાં એમ મારી કહેવાની મતલબ છે.

આ સ્થિતિનું એક કારણ તો કાઠીઆવાડની ઘણીખરી પ્રવૃત્તિઓને લાગુ પડે છે. કાઠીઆવાડ ગુજરાતનો બુદ્ધિશાળી તેજસ્વી વર્ગ ગામડામાંથી શહેરો તરફ ખેંચાતો જાય છે. આ પ્રવાહ પચાસ–પોણોસો વર્ષથી વધતા જતા જોરથી ચાલે છે. હમણાં–હમણાં છેલ્લાં પાંચેક વર્ષથી 'ગામડાંમાં જાવ' નો પોકાર શરૂ થયો છે પણ એની ગણતરીમાં લેવા જેવી અસર તો થાય ત્યારે ખરી. પણ આ મુંબઈ તરફની ગતિમાં કાંઈક રોકનારૂં તત્વ કાઠીયાવાડનાં દેશી સંસ્થાનો છે. દેશી રાજ્યો મોટા પગારો આપીને તેજસ્વી માણસોને પોતાને ત્યાં રાખી શકે છે. જો કે અત્યારે તો પટ્ટણી સાહેબ સિવાય કોઈ માટે દેશી રાજ્યો ગર્વ લઇ શકે એવું લાગતું નથી. પણ રાજાઓ સારા વૈદ્યોને પોતાની પાસે રાખતા અને એ આકર્ષણને પરિણામે સૌરાષ્ટ્રમાં સારા વૈદ્યો જળવાઇ રહેતા. ભવિષ્યમાં આ બળ ઓછું થવાનાં ચિહ્નો દેખાય છે.

અત્યારે પણ મુળ પોરબંદરના સદ્ગત પ્રભુરામભાઇનું કુટુંબ બે પેઢીથી મુંબઇમાં જ સ્થાયી છે. પ્રાણાચાર્ય ડા. પોપટભાઈ મુંબઈમાંજ આયુર્વેદિક કોલેજ ચલાવે છે. ઝંડુભટ્ટજીના પૌત્ર રા. જુગતરામભાઇ મુંબઇમાં જ રહે છે. બાવાભાઇના બે પુત્રો મુંબઈમાં જ રહે છે અને નિખિલ ભારતવર્ષીય વૈદ્ય સંમેલનના એક વખત પ્રમુખ થઈ ગયેલા તથા આયુર્વેદના શાસ્ત્રીય જ્ઞાન માટે તેમજ આયુર્વેદિક ગ્રંથ પ્રકાશન માટે ભારતવર્ષીય પ્રતિષ્ઠા ધરાવનાર વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય પણ મૂળ સૌરાષ્ટ્રના વતની હોવા છતાં અત્યારે તો મુંબઇવાસી છે.

મૂળ કાઠીયાવાડના છતાં અત્યારે મુંબઇને પોતાની કરીને રહેલા બીજા વૈદ્યોનાં નામ લેવાની જરૂર નથી. મારૂં કહેવાનું સ્પષ્ટ થવા માટે આટલાં નામ બસ છે.

વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય જેવાને આગળ રાખીને તથા એ બધા મુંબઇવાસીને સૌરાષ્ટ્રમાં ગણીને સૌરાષ્ટ્ર હજી ગર્વ લઈ શકે. પણ સૌરાષ્ટ્રમાં જે અત્યારે વસતા હોય તેનોજ વિચાર કરીએ તો કાંઇક પાછળ પડવું પડે અને અત્યારે જે અગ્રગણ્ય છે તેમના પરલોકવાસ પછી અગ્રસ્થાન લઇ શકે એવા જુવાન વૈદ્યો સૌરાષ્ટ્રમાં કેટલા દેખાય છે?

કોઇ નથી એમ કહેવાની મતલબ નથી. પણ સૌરાષ્ટ્ર મુંબઈ, અમદાવાદની પાછળ છે એમ કહેવાની મતલબ છે. ભાવનગરમાં એક આયુર્વેદ પાઠશાળા હમણાં ઉઘડી છે અને ભાવનગરની વૈદ્યસભા થોડા વખતથી કાંઈક જાગતી દેખાય છે. બાકી જીવતીજાગતી વૈદ્ય સભા કાઠીઆવાડના કોઇ શહેરમાં દેખાતી નથી. આયુર્વેદના અભ્યાસ માટે પણ ઉપર કહેલી ભાવનગરની તાજી સંસ્થા સિવાય ક્યાંય નથી.

ખરી મનની વાત કહું તો કાઠીઆવાડમાં વૈદ્યો છે પણ જે વાતાવરણમાં તેઓ રહે છે તે વાતાવરણ જુનું છે. પચ્ચીશ ત્રીશ વર્ષ પહેલાનું છે. અત્યારે જગતનું વૈદક કઇ સ્થિતિમાં છે એની વાત બાજુ ઉપર રાખીએ પણ હિંદુસ્તાનનું વૈદક કઇ સ્થિતિમાં છે, ભારતવર્ષના

પ્રથમ પંક્તિના વૈદ્યોના વિચારો કઈ દિશામાં વહે છે, વગેરે આધુનિક વાતાવરણથી કાઠીઆવાડના વૈદ્યો મોટે ભાગે અસ્પૃષ્ટ દેખાય છે.

આયુર્વેદિક વિદ્યાનો પ્રચાર ઓછો છે એનો મને એટલો વાંધો નથી પણ **વિદ્યાનું વાતાવરણ નથી એ ભવિષ્ય માટે ખોટું ચિન્હ લાગે છે.**

ભણ્યા વગર વૈદ્ય થઇ શકાય એ ભ્રમ હજી કાઠીયાવાડમાં જીવતો છે. બીજું વૈદ્યોની જાહેર પ્રવૃત્તિઓમાં કાઠીઆવાડના વૈદ્યો ઘણો ઓછો ભાગ લે છે. નિ. ભા. વૈદ્ય સંમેલન લગભગ એકવીશ–બાવીશ વર્ષથી ભરાય છે પણ કાઠીઆવાડના બહુ થોડા વૈદ્યોએ અને તે પણ કોઈક જ વાર ભાગ લીધો છે. ગુજરાત પ્રાન્તીક વૈદ્ય સંમેલન ચાર વર્ષથી ભરાય છે, તેમાં ફક્ત ગયે વર્ષે ભાવનગરના વિદ્વાન વૈદ્યરાજ લક્ષ્મીશંકરભાઈ પ્રમુખ હોવાથી ભાવનગરના વૈદ્યોએ ઠીક ભાગ લીધો હતો.

કચ્છ કાઠીઆવાડના જુદા સંમેલનની વાત બહુ સુંચાય છે. મને તો જુદાં સમેલનની જરૂર લાગતી નથી. પણ એવી જાહેર પ્રવૃત્તિમાં સમજણપૂર્વક ભાગ લેનારા વૈદ્યોની સખ્યા વધે એ જરૂરનું લાગે છે.

ટુંકામાં મારી કહેવાની મતલબ એટલી જ છે કે સૌરાષ્ટ્રમાં દેશી વૈદક વિષે લોકોમાં આદર છે. પણ દેશી વૈદકનો જોઇએ તેવો અભ્યાસ નથી તથા અત્યારે વૈદું કરનારાઓમાં દેશી વૈદકની ઉન્નતિ માટે જોઈએ તેવો પ્રયાસ નથી. માટે સૌરાષ્ટ્રના દેશી વૈદ્યોએ જાગૃત થવું જોઇએ, ચાલુ જમાનાની વૈદક પ્રવૃત્તિઓમાં ભાગ લેવો જોઈએ, અને બની શકે ત્યાં વૈદક પાઠશાળાઓ ઉઘાડી દેશી વૈદકની કેળવણીનો પ્રચાર કરવો જોઇએ. આ બાબતમાં દેશીરાજ્યોના જેની વગ હોય તેણે પ્રયત્ન કરવો જોઇએ. આ સાથે ભણેલા વૈદ્યો માટે ધર્માદા દવાખાનાઓ, શ્રીમંતો તથા રાજા મહારાજાઓ પાસે ઉઘડાવી આયુર્વેદની ભાવિ ઉન્નતિમાં ફાળો આપવો એ હાલના સારા વૈદ્યોનું કર્તવ્ય છે.

૭

## બાવીશમા-નિ૰ ભા૰ વૈદ્ય સંમેલનના સભાપતિ

# વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય

વૈદ્યોની જન્મભૂમિ તરીકે કાઠીઆવાડ ગર્વ લઇ શકે એટલી મોટી સંખ્યામાં કાઠીઆવાડી વૈદ્યો મુંબાઈમાં અને ગુજરાતમાં વૈદ્યનો ધંધો કરે છે. અને વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય એમાં અગ્રગણ્ય છે. **મહાત્મા ગાંધીજી** જેવા જગત્ પ્રસિદ્ધ મહાપુરૂષને અપવાદ રૂપ ગણવામાં આવે તો પણ કાઠીઆવાડે અનેક ભારત પ્રસિદ્ધ પુરૂષો ઉત્પન્ન કર્યા છે. વૈદક વિષયમાં જોઈએ તો અખિલ ભારતીય પ્રસિદ્ધિવાળા ગુજરાતી વૈદ્ય અત્યારે તો એકજ છે, એમ કહી શકાય અને તે વૈદ્યરાજ **જાદવજી ત્રિકમજી આચાર્ય** છે. ગુજરાતમાં સારા વિદ્વાન વૈદ્યોની સંખ્યા જ ઘણી નાની છે. અને એમાં પણ વૈદક ધંધાને કે વૈદક વિદ્યાને પોતાના કાર્યથી ઉન્નતિને માર્ગે ચડાવનારા વિરલ છે. પણ જેના કાર્યની કદર ગુજરાત બહાર અખિલ ભારતીય વૈદ્ય મંડળમાં થઇ હોય એવા તો ઉપર કહ્યું તેમ એક જ સુ. જાદવજીભાઈ છે, આ કથન પ્રશંસા માત્ર નથી. તેમ મૈત્રી સુલભ પક્ષપાતનું પરિણામ પણ નથી, એ હકીકત છે. અને એ હકીકત વૈદ્યરાજ જાદવજીભાઈને માનપ્રદ હોવા છતાં પણ ગુજરાતે અભિમાન લેવા યોગ્ય નથી એમ હું જાણું છું છતાં સ્થિતિ તે છે. અને આ રીતે ગુજરાતના અદ્વિતિય વૈદ્યરાજનો ટુંકો પરિચય આપવાની ઇચ્છા સ્વાભાવિક રીતે થઇ જાય છે.

વૈદરાજ જાદવજી ત્રિકમજી આચાર્યના પૂર્વજો સો વર્ષ પહેલાં કચ્છલખપતમાં રહેતા હતા. લગભગ ૯૦ વર્ષ ઉપર એમના પ્રપિતામહ વૈદ્ય માવજી દ્વારકાદાસ લખપતથી ભુજ માંડવી વગેરે સ્થાનોમાં ફરતા ફરતા પોરબંદર આવ્યા અને ત્યાં મહારાણા વિક્રમજીતની રાજમાતા રૂપલીબાએ સત્કાર પૂર્વક આશ્રય આપીને રાજવૈદ્ય તરીકે રાખ્યા. વૈદરાજ જાદવજીભાઈના દાદા ગોવર્ધન રામજી અને કાકા ગંગાધર સુધી આ રાજવૈદ્ય તરીકેનું સ્થાન સચવાઈ રહ્યું હતું. પછી 'એડમીનીસ્ટ્રેશન વખતમાં રાજ્યાશ્રય બંધ થયો. છતાં જાદવજીભાઈના કાકા ગંગાધરના પુત્ર પોરબંદરમાં જ વૈદું કરતા હતા.

ગોવર્ધનદાસજીને છ પુત્રો હતા. (૧) ગંગાધર (૨) ત્રિકમજી (૩) જયકૃષ્ણ (૪) લક્ષ્મીરામજી (૫) નારાયણજી (૬) માધવજી તેમાંથી ત્રિકમજી આચાર્ય જ પહેલ વહેલા પોરબંદર છોડીને વિ. સં. ૧૯૪૫ માં જાદવજીભાઈને સાત વર્ષના લઈને મુંબઈ આવ્યા.

વૈદરાજ જાદવજીભાઈનો જન્મ વિ. સં. ૧૯૩૮ માગશર સુદ એકમે. પોરબંદરમાં થયો હતો. એટલે એમને હમણાં જ પચાસ વર્ષ પૂરાં થયાં છે. શ્રીયુત જાદવજીભાઈ ઉપનયન સંસ્કાર થયા પછી પોરબંદરની રાજકીય સંસ્કૃત પાઠશાળામાં અધ્યયન કરવા લાગ્યા અને એ પાઠશાળાના શાસ્ત્રી તથા બીજા અનેક વિદ્વાનો પાસે અભ્યાસ કરીને થોડાં વર્ષમાં વ્યાકરણ કાવ્યાદિનો તેમણે સારો અભ્યાસ કરી લીધો. અને પછી પોતાના પિતાજી પાસે તથા રાજસ્થાનના પ્રખ્યાત પંડીત ગૌરીશંકરજી વૈદ્ય પાસે આયુર્વેદનું અધ્યયન કર્યું, એ વખતમાં જ એમણે પ્રયાગનિવાસી હકીમરામ નારાયણજી પાસે ઉર્દુ ભાષાનો અને યુનાની હકીમનો અભ્યાસ કર્યો. તથા જાતે મહેનત કરીને બંગાળી વાંચતાં શીખી લીધું અને બંગાળી તથા ઉર્દુના જ્ઞાનનાં તે તે ભાષામાં લખાયેલાં વૈદક પુસ્તકો વાંચવાનો એમણે સારો લાભ લીધો.

આ રીતે નાની ઉમરમાં અભ્યાસ પુરો કરી લઈ ૧૯-૨૦

વર્ષની ઉમરે જ ગ્રંથો લખવાનું શરૂ કર્યું. તથા તે સાથે જ આયુર્વેદની સેવાની દીક્ષા લીધી. વીશ વર્ષની જુવાન ઉમરે સટીક માધવ નિદાનના સંશોધનનું કામ એમણે જ્યારે હાથમાં લીધું ત્યારે કોઇ વૃદ્ધ પંડિતોએ 'આ સાહસ કરો છો' એમ કહેલું પણ આ પરિશ્રમ શીલ વિદ્વાને આરંભના એ સાહસને જીવનનું એક સહજ કાર્ય બનાવી દીધું અને એમાં વૃદ્ધ પંડિતોને પણ સ્પૃહણીય સફળતા મેળવી.

ઇ. સ. ૧૯૦૧–૦૨ માં વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે સંશોધિત સટીક **માધવ નિદાન** નિર્ણયસાગર પ્રેસે પ્રગટ કર્યું. ઈ. સ. ૧૯૧૨ માં એજ ગ્રંથની ચોથી આવૃત્તિ ફરી સંશોધનથી એજ પ્રેસે પ્રગટ કરી. અને ઇ. સ. ૧૯૨૦માં **મધુકોશ અને આતંકદર્પણ** બે વ્યાખ્યા સહિત નિદાન એમનીજ પાસે સંશોધાવી નિર્ણયસાગરે છપાવ્યું. ટુંકામાં નિર્ણયસાગર પ્રેસે આ વિદ્વાનની વૈદ્યક ગ્રંથો સંશોધવાની અસાધારણ શક્તિ પારખી લીધી. અને એનો લાભ લેવા માંડ્યો. ઈ. સ. ૧૯૧૫ માં સાત આઠ વર્ષો સુધી શ્રી. જાદવજીભાઈએ સંશોધન કરેલી શ્રી ડલ્હણની વ્યાખ્યાવાળી સુશ્રુત સંહિતા એજ પ્રેસમાંથી પ્રગટ થઈ અને ઈ. સ. ૧૯૩૧ માં એજ ગ્રંથથી એમણે સંશોધેલી બીજી આવૃત્તિ પ્રગટ થઈ છે. આ રીતે મુ. જાદવજીભાઈના જીવનમાં સંશોધન કાર્યનું સાતત્ય કેટલું અવિચ્છિન્ન છે તે જોઈ શકાશે. પણ આવા વિદ્વાન અને બુદ્ધિશાળી માણસે સંશોધનનું કાર્ય યાવજજીવનનું કર્યા કર્યું માટે એમાં સારો અર્થ લાભ હશે કે એમને ઘણી ફુરસદ હશે એવો તર્ક કોઈએ ન કરવો. સંશોધન માટે પ્રેસો કે પ્રકાશકો જે બદલો આપે છે તે એટલો ઓછો હોય છે કે બદલાની આશાએ એવું કામ કોઈ હાથમાં જ ન લે. વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી અચાર્ય જેવાને તો એક મહિનામાં વૈદક ધંધામાંથી જેટલા કમાણી થાય તેટલુંયે સુશ્રુત જેવા મોટા ગ્રંથોના સંશોધનમાં કરેલી સાત–આઠ વર્ષોની મહેનતના બદલામાં ભાગ્યે જ મળે. અને ફુરસદ વિષે કહેવું જોઈએ કે જ્યારે સંશોધનનું કામ પહેલું હાથમાં લીધું

ત્યારે કદાચ એમને ફુરસદ હશે પણ થોડા વખતમાં એમનું સૌજન્ય, ઉદારતા, વિદ્વત્તા, વ્યવહાર કુશળતા અને મુખ્યતો વૈદક કુશળતા એ ગુણોને પરિણામે ધંધો એટલો વધી ગયો કે ફુરસદ બિલકુલ ન રહી. પણ જીવનમાં યજ્ઞ તરીકે લીધેલું આ કામ—यावज्जीवमग्निहोत्रं जुहुयात् એ વેદાજ્ઞાને જીવનમાં ઉતારનારથી શી રીતે છોડી શકાય ! વળી માત્ર સંશોધનથી એમને સંતોષ ન થયો. (૧) આયુર્વેદિક સાહિત્ય જેટલું જુનું છે તેટલું પ્રગટ થાય. (૨) જે પ્રગટ થાય તે બને તેટલું શુદ્ધ સારી રીતે સંશોધિત પ્રગટ થાય. (૩) અને દેશી વૈદકની ઉન્નતિ માટે આવશ્યક નવું સાહિત્ય બને તેટલું વધારે સરજાય, આ વૈદરાજ જાદવજીભાઇના જીવનની મુખ્ય વાસના. અને ઉપર કહેલી ત્રણેય દિશામાં એમણે મુંગાં મુંગાં પણ કેવું કેવું કામ કર્યું છે, એ અહિં ટુંકામાં કહ્યું છે.

સંશોધન રૂપ કાર્યનું દિગ્દર્શન ઉપર આવી ગયું પણ એમાં વૈદરાજ જાદવજીભાઈની પ્રવૃત્તિ પુરી થતી નથી. તેઓએ જુના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધ કરવાનું કાર્ય ૧૯૧૦ થી શરૂ કર્યું છે અને હજી સુધી એ ચાલુ છે. શરૂઆતમાં આયુર્વેદ-ગ્રંથમાળા નામથી માસિક પ્રકાશનની યોજના શરૂ કરી હતી પણ પાછળથી એમાં કેટલીક મુશ્કેલી લાગવાથી ગ્રંથ આખો પુરો થાય ત્યારે પ્રગટ કરવો એવી યોજના રાખી છે, અને આ રીતે આયુર્વેદિક ગ્રંથમાળામાં રસ હૃદય—રસ પ્રકાશ સુધાકર વગેરે સોળ પુષ્પો પ્રગટ કર્યાં છે. આ ગ્રંથમાળાએ વૈદરાજ જાદવજીભાઈને પ્રાચીન આયુર્વેદિક ગ્રંથોના પ્રકાશક તરીકે ભારતીય પ્રસિદ્ધિ આપી છે.

ત્રીજું દેશી વૈદકને ઉપકારક પુસ્તકો પ્રસિદ્ધ કરાવવામાં પણ વૈદરાજ જાદવજીભાઈએ તન અને ધનનો ઘણો ભોગ આપ્યો છે, આ બાબતમાં સૌથી સરસ દાખલો કૈલાસવાસી ડા. વામન ગણેશ દેશાઈનાં બે મોટાં પુસ્તકોનો છે. આ ઔષધીશાસ્ત્ર

વિદ્વાન ડાકટરે ઘણાં વર્ષો સુધી મહેનત કરી ઔષધી સંગ્રહ અને ભારતીય રસ શાસ્ત્ર નામનાં પુસ્તકો લખી રાખેલાં પણ પાછળથી નિર્વેદ આવી જવાને લીધે કે તબીઅત લથડવાને લીધે કે ગમે તેમ પણ એમણે એક પણ પુસ્તક છપાવ્યું નહિ. વૈદ્યરાજ જાદવજીભાઇને આવાં આયુર્વેદોપકારક સાહિત્યનો વિનાશ થઈ જાય એ ગમ્યું નહિ. અને એમણે જાતે મહેનત કરીને–પ્રુફ સુધારવાની વગેરે પણ–તથા પોતાના ઘરના પૈસા ખર્ચીને આ બે મોટાં પુસ્તકો છપાવ્યાં. આ ઉપરાંત વારંવાર પારિતોષિક આપીને, પ્રકાશકો અને સંશોધકોનો યોગ આપીને, તથા બીજી પણ અનેક રીતે દેશી વૈદકનું સાહિત્ય વધારવાનો આ વિદ્વાન વૈદ્ય સતત પ્રયાસ કરે છે. આ સાહિત્યના કાર્ય માટે એમને પરોઢીએ ઉઠીને, રાત્રે મોડી રાત જાગીને કે બપોરે જ્યારે સાધારણ વૈદ્યો આરામ લે, ત્યારે પ્રુફ સુધારવા વગેરેનું કામ કરવા બેસવું પડ્યું છે.

વૈદ્યરાજ જાદવજીભાઇ ઉપર કહેલી સાહિત્ય પ્રવૃત્તિથી પોતાનું ઋષિઋણ પુરેપુરું ચુકવાઇ જાય છે એમ માનતા નથી એટલે ઘણા વખતથી ઓછું વધુ અધ્યાપન કાર્ય કર્યા કરે છે. વચ્ચે તો શ્રી મુંબઈ આયુર્વેદ પાઠશાળાએ તેજસ્વી રૂપ ધારણ કર્યું હતું અને એ પાઠશાળાને તેજસ્વી બનાવવામાં પૂજ્ય હરિપ્રપન્નજીનો તથા વૈદ્યરાજ જાદવજીભાઇનો મુખ્ય હિસ્સો હતો.

વિદ્વાન વૈદ્ય તરીકે સુ. જાદવજીભાઇ ભારત પ્રસિદ્ધ છે, એ શરૂઆતમાં જ કહ્યું છે. તેઓની આ પ્રસિદ્ધિએ બનારસ હિંદુ યુનીવર્સીટીના સંચાલકોનું ધ્યાન ખેંચ્યું. પરિણામે તેઓને એ યુનીવર્સીટીની આયુર્વેદિક કોલેજના પ્રીન્સીપાલ તરીકે રાખવામાં આવ્યા હતા. પણ છએક મહીના એ કામ કરી ન ફાવવાથી તેઓ પાછા આવ્યા છતાં એ સંસ્થા સાથેનો સંબંધ ચાલુ છે. અને એ ઉપરાંત આયુર્વેદિક અને યુનાની તિબ્બિ કોલેજ દિલ્હી, જયપુર રાજકીય સંસ્કૃત પાઠશાળાનો

આયુર્વેદ વિભાગ, બનવારીલાલ આયુર્વેદિક વિદ્યાલય દીલ્હી; દયાનંદ આયુર્વેદિક કૉલેજ લાહોર, અખિલ ભારત વર્ષિય વિદ્યાપીઠ વગેરે સંસ્થાઓના તેઓ પરીક્ષક, સભ્ય વગેરે છે.

વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યનો વૈદ્ય સંમેલન સાથેનો સંબંધ પણ જુનો તથા સતત ચાલુ છે. લગભગ વૈદ્ય સંમેલનના આરંભથી તેઓ સંમેલનમાં ભાગ લેતા આવ્યા છે. ધંધાની વ્યસ્તતાની વેઠીને તથા મુસાફરીનો શ્રમ અને ખર્ચ સહન કરીને તેઓ લગભગ દર વર્ષે નિ. ભા. વૈદ્ય સંમેલનની બેઠકમાં જાય છે. મથુરાના પાંચમા વૈદ્ય સંમેલનમાં એમને આયુર્વેદ માર્તંડની પદવી આપવામાં આવી હતી. પછી હરદ્વારના પંદરમાં સંમેલનમાં તેઓને પ્રમુખ ચુંટવામા આવ્યા હતા અને ફરી આ વર્ષે ચુંટવામાં આવ્યા છે. વૈદ્ય સંમેલનના જીવનને આવશ્યક એવા જે આખા હિંદુસ્તાનમાંથી પાંચ સાત સ્તંભો છે તેમાંના મુ. જાદવજીભાઈ એક છે.

આ સમર્થ વિદ્વાન વૈદ્યનું મનુષ્ય તરીકે ચારિત્ર્ય પણ અનુકરણીય છે. તેઓ પ્રતિષ્ઠિત વિદ્વાન હોવા છતાં નિરાભિમાની અને સાદા, અત્યંત મહેનતુ, વિદ્યાનુરાગી, વિદ્યાપોષક, ઉદાર અને આયુર્વેદના પરમ ભક્ત છે. આયુર્વેદની સર્વાંગી સેવા એજ આ વિદ્વાનના જીવનનું ધ્યેય છે અને આ ધ્યેયલક્ષી વૈદ્યને બીજી વાર પ્રમુખ ચુંટીને નિ૦ ભા૦ વૈદ સંમેલને યોગ્યજ કર્યું છે.

૮

# સ્વ૦ રાજવૈદ્ય વિશ્વનાથ વિઠ્ઠલજી

મોરબીના રાજવૈદ્ય અને ઝંડુભટ્ટજીના સૌથી નાનાભાઇ વિશ્વનાથ વિઠ્ઠલજીનો દેહ મોરબીમાં લગભગ ૭૪ વર્ષની ઉમ્મરે ગયા વૈશાખ સુદિ છઠ્ઠ ને બુધવારે પડી ગયો તે પહેલાં ૧૫ દિવસે તેઓ (મુ. વિશ્વનાથ વિઠ્ઠલજી) મુંબઇ આવ્યા હતા. એ વખતે પ્રસંગોપાત્ત વાત નીકળતાં એમણે કહ્યું કે 'પુરાણાં ઝાડમાંથી બધાં પાન ખરી ગયા પછી એક પીળું પડી ગએલું પાન લટકતું રહે એવી મારી સ્થિતિ છે.' એમના પિતાશ્રી વિઠ્ઠલભટ્ટજીને નવ સંતાન થયાં હતાં. પાંચ ભાઈઓ અને ચાર બ્હેનો–એ નવે ઠીક જીવ્યાં, એ તો એંશી ઉપર ગયાં. એક મુ. વિશ્વનાથકાકા પોતે ૭૦ ઉપર, બે સાઠ ઉપર અને બે પચાસ ઉપર પહોંચ્યાં હતાં. આ વિશાળ કુટુંબમાં પોતે સૌથી નાના હોવાથી હંમેશાં કુટુંબવૃક્ષનો છાંયો જ જોએલો. એમને છેલ્લી અવસ્થામાં બધાં ભાંડુઓ અને ઘણાંનાં સંતાનો પણ ગયા પછી આવી એકલતા લાગે એ સ્વાભાવિક છે. પણ મેં તો સહેજ કાંઇક વિનોદમાં અને આશ્વાસન રૂપે કહ્યું કે 'મુ. મણિશંકરકાકા જેટલું આયુષ્ય લંબાય તો હજી દશ વર્ષ બાકી છે.' એમણે તરત જવાબ આપ્યો કે 'મુ. મણિભાઇ પેઠે પરાધીન થઈ જાઉં તો તો લાંબુ જીવવામાં માલ નહિં, એ કરતાં તો હજી શરીર જુવાન પેઠે હરેફરે છે ત્યાં જ પડી જાય તો સારૂં.'

દૈવની કોને ખબર છે? દશ વર્ષની ઉ° આશા આપતો હતો ત્યારે દશવીશ દિવસ જ બાકી હતા અને એમની ઇચ્છા સ્વાધીન દશામાં મરવાની હતી તે પાર પડી. બધી ઇંદ્રિયો સ્વસ્થ, ઉત્સાહ જુવાન જેવો, શરીરયષ્ટિ જરાય વળેલી નહિ એવી સ્થિતિમાં હતા ત્યાં મુંબઈમાં જ માંદા પડ્યા. જુગતરામભાઇએ ઘણી ના પાડી પણ ન માન્યું અને માંદા માંદા મોરબી જવા ઉપડ્યા, રસ્તામાં વધારે વધારે માંદા પડ્યા અને મોરબી ગયા પછી ન્યુમોનીઆ થઈને દેહ છુટી ગયો.

સદ્‌ગત વિશ્વનાથ વિઠ્ઠલજી એમનાં માતપિતાનું છેલ્લું સંતાન. તેઓ વિક્રમ સંવત ૧૯૧૦ના પોષ વદી ૧૧ ને દિવસે જન્મ્યા અને પછી ૭ મહીને એમનાં માતુશ્રી સૂરજકુંવરે કોલેરાના દરદથી દેહત્યાગ કર્યો. માતાના મરણથી આવા બહોળા કુટુંબમાં બાળકના ઉછેરમાં ખાસ વાંધો આવવાનો સંભવ નથી, ઉલટું વિઠ્ઠલભટ્ટજીએ પોતાનું આ સૌથી નાનું બાળક અને વળી મા વગરનું હોવાથી એમને ખુબ લાડમાં ઉછેર્યા હશે અને જો કે એ આઠ વર્ષના થતાં વિ. સં. ૧૯૧૮માં પિતા પણ ગુજરી ગયા પણ મોટાભાઇ ઝંડુભટ્ટજીએ પિતાનું સ્થાન સાચવ્યું અને એમને ખુબ લાડથી ઉછેર્યા. મુ. વિશ્વનાથભાઈ ઘણીવાર કહેતા કે 'હું સૌથી નાનો અને બાપે અને મોટા ભાઈએ ખુબ લાડથી ઉછેર્યો છે એટલે મારા સ્વભાવમાં એક જાતનું કડકપણું—ધાર્યું કરવાપણું આવી ગયું છે.'

સદ્‌ગત વિશ્વનાથ વિઠ્ઠલજીનો જન્મ વિ. સં. ૧૯૧૦માં થયો હતો એ ઉપર કહ્યું છે. માતાનું સુખ તો એમણે જોયું જ નહોતું અને પિતાએ આઠ વર્ષના થતાં સ્વર્ગવાસ કર્યો. પણ મોટાભાઈ ઝંડુભટ્ટજીએ પિતૃપદ બરાબર સાચવ્યું. એ વખતે એટલે આજથી ૭૦ વર્ષ ઉપર કાઠીઆવાડમાં અંગ્રેજી કેળવણીએ ભાગ્યે જ પ્રવેશ કર્યો હતો એમ કહીએ તો ચાલે. કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાં

અને રાજકોટમાં એ વખતમાં સરકારી ખાતાંઓમાં અંગ્રેજી ભણેલા-ઓની જરૂર પડતી ત્યારે પારસીઓ મળતા અથવા સુરત અમદાવાદના ગુજરાતીઓ મળતા. અત્યારે એ વખત ફરી ગયો છે. કાઠીઆવાડમાં બ્રાહ્મણો હજી સંસ્કૃત વિદ્યાને જ ઓળખતા. ભણેલો બ્રાહ્મણ એટલે સંસ્કૃત ભણેલો એવી સ્થિતિ હતી.

ભટ્ટજીના કુટુંબમાં સંસ્કૃત વિદ્યાનો આદર વંશપરંપરાથી ઉતરી આવ્યો હતો. સદ્દગત વિશ્વનાથ વિઠ્ઠલજીથી પાંચમાં પુરૂષ ગોવર્ધન ભટ્ટજી કાશી ભણી આવ્યા હતા. અને એમના પિતાશ્રી વિઠ્ઠલ ભટ્ટજી સારા પૌરાણિક વિદ્વાન હતા (આ પૂર્વ પુરૂષો વિષે વધારે વિસ્તાર માટે ઝંડુ ભટ્ટજીનું જીવન ચરિત્ર–પ્રકરણ પહેલું, ઝંડુ ભટ્ટજીના પૂર્વજો જુઓ) વળી આ કુટુંબમાં વૈદું પણ કેટલીક પેઢીથી ચાલતું આવતું હતું. વિઠ્ઠલ ભટ્ટજીની પૌરાણિક તરીકે–ભાગવત વાંચનાર તરીકે–સારી પ્રખ્યાતિ હતી. પણ વૈદ્ય તરીકે ઓછી ખ્યાતિ નહોતી; અને એ વખતના જામસાહેબ રણમલ જામના વિઠ્ઠલભટ વૈદ્ય હતા. એ જમાના-માં એ મોટું માન હતું. વિઠ્ઠલભટ્ટના વડિલોનો મુખ્ય ધંધો કથા વાર્તાનો જ હતો અને વૈદ્યપણું સ્વીકાર્યા છતાં પુરાણીપણું વિઠ્ઠલભટે પુરેપુરૂં જાળવ્યું હતું. છતાં એમના પુત્રોમાં તો એમની વૈદ્યવિદ્યાજ ઉતરી. અને આ રીતે જમાનાને અનુકુળ સ્થિતિમાં આ કુટુંબ સ્હેજે આવી જતાં વૈદ્ય તરીકે ઘણો લાભ અને ઘણી ખ્યાતિ મળ્યાં. ઝંડુભટ્ટજી પોતે કેવી રીતે વધ્યા, રસશાળાનો વિકાસ કેવી રીતે થયો, અને ઝંડુભટ્ટજીના ભાઇઓ વૈદ્ય તરીકે કાઠીઆવાડમાં કેવી રીતે આગળ આવ્યા એ ઝંડુભટ્ટજીના જીવન ચરિત્રમાં વિસ્તારથી લખ્યું છે. પણ અહિં એનો વિસ્તાર આવશ્યક નથી. સદ્દગત વિશ્વનાથ વિઠ્ઠલજીની સમજદાર ઉમ્મર થઈ હશે ત્યારે ઝંડુભટ્ટજી અને મણિશંકર વિઠ્ઠલજી તો વ્યવહારમાં સારી રીતે બહાર આવી ગએલા એટલે સુ. વિશ્વનાથ-ભાઇ ઉપર એમના સંસ્કારો પડ્યા. ઝંડુભટ્ટજી વગેરે પાંચ ભાઇઓએ પોતાના કુટુંબમાં ઉતરી આવેલી સંસ્કૃત વિદ્યાનો થોડો ઘણો પરિ-

દૈવની કોને ખબર છે! ૬૬ વર્ષની હું આશા આપતો હતો ત્યારે દશવીશ દિવસ જ બાકી હતા અને એમની ઇચ્છા સ્વાધીન દશામાં મરવાની હતી તે પાર પડી. બધી ઈંદ્રિયો સ્વસ્થ, ઉત્સાહ જુવાન જેવો, શરીરયષ્ટિ જરાય વળેલી નહિ એવી સ્થિતિમાં હતા ત્યાં મુંબઈમાં જ માંદા પડ્યા. જુગતરામભાઇએ ઘણી ના પાડી પણ ન માન્યું અને માંદા માંદા મોરબી જવા ઉપડ્યા. રસ્તામાં વધારે વધારે માંદા પડ્યા અને મોરબી ગયા પછી ન્યુમોનીઆ થઈને દેહ છુટી ગયો.

સદ્‌ગત વિશ્વનાથ વિઠ્ઠલજી એમનાં માતપિતાનું છેલ્લું સંતાન. તેઓ વિક્રમ સંવત ૧૯૧૦નો પોષ વદી ૧૧ ને દિવસે જન્મ્યા અને પછી ૭ મહીને એમનાં માતુશ્રી સુરજકુંવરે કોલેરાના દરદથી દેહત્યાગ કર્યો. માતાના મરણથી આવા બહોળા કુટુંબમાં બાળકના ઉછેરમાં ખાસ વાંધો આવવાનો સંભવ નથી, ઉલટું વિઠ્ઠલભટ્ટજીએ પોતાનું આ સૌથી નાનું બાળક અને વળી મા વગરનું હોવાથી એમને ખુબ લાડમાં ઉછેર્યા હશે અને જો કે એ આઠ વર્ષના થતાં વિ. સં. ૧૯૧૮માં પિતા પણ ગુજરી ગયા પણ મોટાભાઇ ઝંડુભટ્ટજીએ પિતાનું સ્થાન સાચવ્યું અને એમને ખુબ લાડથી ઉછેર્યા. સુ. વિશ્વનાથભાઈ ઘણીવાર કહેતા કે 'હું સૌથી નાનો અને બાપે અને મોટા ભાઈએ ખુબ લાડથી ઉછેર્યો છે એટલે મારા સ્વભાવમાં એક જાતનું કડકપણું–ધાર્યું કરવાપણું આવી ગયું છે.'

સદ્‌ગત વિશ્વનાથ વિઠ્ઠલજીનો જન્મ વિ. સં. ૧૯૧૦માં થયો હતો એ ઉપર કહ્યું છે. માતાનું સુખ તો એમણે જોયું જ નહોતું અને પિતાએ આઠ વર્ષના થતાં સ્વર્ગવાસ કર્યો. પણ મોટાભાઈ ઝંડુભટ્ટજીએ પિતૃપદ બરાબર સાચવ્યું. એ વખતે એટલે આજથી ૭૦ વર્ષ ઉપર કાઠીઆવાડમાં અંગ્રેજી કેળવણીએ ભાગ્યે જ પ્રવેશ કર્યો હતો એમ કહીએ તો ચાલે. કાઠીઆવાડનાં દેશી રાજ્યોમાં

અને રાજકોટમાં એ વખતમાં સરકારી ખાતાંઓમાં અંગ્રેજી ભણેલા-ઓની જરૂર પડતી ત્યારે પારસીઓ મળતા અથવા સુરત અમદાવાદના ગુજરાતીઓ મળતા. અત્યારે એ વખત ફરી ગયો છે. કાઠીઆવાડમાં બ્રાહ્મણો હજી સંસ્કૃત વિદ્યાને જ ઓળખતા. ભણેલો બ્રાહ્મણ એટલે સંસ્કૃત ભણેલો એવી સ્થિતિ હતી.

ભટ્ટજીના કુટુંબમાં સંસ્કૃત વિદ્યાનો આદર વંશપરંપરાથી ઉતરી આવ્યો હતો. સદ્ગત વિશ્વનાથ વિઠ્ઠલજીથી પાંચમાં પુરુષ ગોવર્ધન ભટ્ટજી કાશી ભણી આવ્યા હતા. અને એમના પિતાશ્રી વિઠ્ઠલ ભટ્ટજી સારા પૌરાણિક વિદ્વાન હતા (આ પૂર્વ પુરુષો વિષે વધારે વિસ્તાર માટે ઝંડુ ભટ્ટજીનું જીવન ચરિત્ર–પ્રકરણ પહેલું, ઝંડુ ભટ્ટજીના પૂર્વજો જુઓ) વળી આ કુટુંબમાં વૈદું પણ કેટલીક પેઢીથી ચાલ્યું આવતું હતું. વિઠ્ઠલ ભટ્ટજીની પૌરાણિક તરીકે–ભાગવત વાંચનાર તરીકે–સારી પ્રખ્યાતિ હતી. પણ વૈદ્ય તરીકે ઓછી ખ્યાતિ નહોતી; અને એ વખતના જામસાહેબ રણમલ જામના વિઠ્ઠલભટ્ટ વૈદ્ય હતા. એ જમાના-માં એ મોટું માન હતું. વિઠ્ઠલભટ્ટના વડિલોનો મુખ્ય ધંધો કથા વાર્તાનો જ હતો અને વૈદ્યપણું સ્વીકાર્યા છતાં પુરાણીપણું વિઠ્ઠલભટ્ટે પુરેપુરૂં જાળવ્યું હતું. છતાં એમના પુત્રોમાં તો એમની વૈદ્યવિદ્યાજ ઉતરી. અને આ રીતે જમાનાને અનુકુળ સ્થિતિમાં આ કુટુંબ સ્હેજે આવી જતાં વૈદ્ય તરીકે ઘણો લાભ અને ઘણી ખ્યાતિ મળ્યાં. ઝંડુભટ્ટજી પોતે કેવી રીતે વધ્યા, રસશાળાનો વિકાસ કેવી રીતે થયો, અને ઝંડુભટ્ટજીના ભાઇઓ વૈદ્ય તરીકે કાઠીઆવાડમાં કેવી રીતે આગળ આવ્યા એ ઝંડુભટ્ટજીના જીવન ચરિત્રમાં વિસ્તારથી લખ્યું છે. પણ અહિં એનો વિસ્તાર આવશ્યક નથી. સદ્ગત વિશ્વનાથ વિઠ્ઠલજીની સમજદાર ઉમ્મર થઈ હશે ત્યારે ઝંડુભટ્ટજી અને મણિશંકર વિઠ્ઠલજી તો વ્યવહારમાં સારી રીતે બહાર આવી ગએલા એટલે મુ. વિશ્વનાથ-ભાઇ ઉપર એમના સંસ્કારો પડ્યા. ઝંડુભટ્ટજી વગેરે પાંચ ભાઇઓએ પોતાના કુટુંબમાં ઉતરી આવેલી સંસ્કૃત વિદ્યાનો થોડો ઘણો પરિ-

ચય મેળવ્યો હતો. અલબત્ત પુરાણીનો ધંધો છોડી દેવાથી સારા સંસ્કૃત જ્ઞાનની જરૂર ન રહી અને વૈદામાં એકદમ ફાવીઓ દેખાઈ જવાથી ધીમે ધીમે આ કુટુંબમાંથી સંસ્કૃત વિદ્યાનો પરિચય લગભગ નીકળી ગયો છે.

સદ્‌ગત વિશ્વનાથ વિઠ્ઠલજી પાછળથી સંસ્કૃત સારું જાણતા. વૈદાનાજ ગ્રંથોમાં નહિ પણ કાવ્ય નાટક વગેરે સાહિત્યના ગ્રન્થોમાં એમને સારી વ્યુત્પત્તિ હતી અને વાંચતા પણ ઘણું. પણ સંસ્કૃતનો આ અભ્યાસ ક્યારે કર્યો એ ચોક્કસ રીતે મારા જાણવામાં નથી. નીચે અટકળ કરી છે. મારા સાંભળવા પ્રમાણે કાંઇક મોટી ઉમ્મરે એમણે સદ્‌ગત મહામહોપાધ્યાય શંકરલાલ શાસ્ત્રી પાસેથી સંસ્કૃત જ્ઞાન વધાર્યું, પણ અભ્યાસની ઉમ્મરે તેઓ જામનગરમાં જ રહેતા હતા અને એમના પિતાશ્રી ગુજરી ગયા પછી તરતમાં એમની દશ વર્ષની ઉમ્મરે જામનગરમાં રસશાળાની સ્થાપના થઇ એટલે એમના કુટુંબનું જ નહિ પણ જામનગરના પશ્નોરા કુટુંબોનું રસશાળા એ કેંદ્રસ્થાન થઇ પડયું હતું. ભ્રુ. વિશ્વનાથભાઇનો પણ દશ વર્ષની ઉમ્મરથી ઝાઝો સમય રસશાળામાં અને આસપાસ વાડીમાં ગળાતો, પરિણામે આયુર્વેદના સંસ્કારોનો તથા આયુર્વેદની કેટલીક વ્યવહારુ કેળવણીનો ઝંડુભટ્ટજીની દેખરેખ નીચે એમને લાભ મળવા માંડયો હશે, પણ પદ્ધતિસર કેળવણી એ ઉમ્મરે ઘણી થોડી લીધી હશે એમ લાગે છે. ગુજરાતી પદ્ય રચનાનો પણ એમને સારો શોખ હતો. ગુજરાતી પદ્ય રચના ઘણી કરી છે, પણ એ બધું પાછળથી વાંચી વાંચીને તથા જોઈ જોઇને; અલબત્ત એમની ગુજરાતી પદ્યરચના દલપતશાહી છે.

વિ. સં. ૧૯૨૧ માં જ વિશ્વનાથભાઈ અગીઆર વર્ષની ઉમ્મરે પોરબંદરમાં પારાશરગોત્રી ગોપાળજી ભટ્ટની પુત્રીને પરણ્યા. એ બધા ભાઇઓ એટલી નાની ઉમ્મરે જ એ જમાનાના રિવાજ પ્રમાણે પરણ્યા હતા. ૧૬-૧૭ વર્ષની ઉમ્મરે તો એમને પ્રજા પણ થવા માંડી હતી.

પણ કૌટુમ્બિક સુખ મુ. વિશ્વનાથભાઇના પ્રારબ્ધમાં સારું હતું. ૧૧ વર્ષની ઉમ્મરે જેને પરણેલા તેની જ સાથે ૭૦ વર્ષ સુધી રહ્યા. પ્રજાનું સુખ પણ સારું. એમનાં સૌથી મોટાં પુત્રી લેડી રમાબેન પટણી અને રા. રા. પાર્વતીપ્રસાદભાઈ વગેરે ત્રણ પુત્રો અને એમનાં સંતાનો એ સર્વનું સુખ જોઇને એમની વૃદ્ધ અવસ્થા ધન્યતા અનુભવતી હતી.

ઉપર કહ્યું તેમ કિશોરાવસ્થામાં વિશ્વનાથભાઇ ઝાઝો સમય રસ-શાળામાંજ ગાળતા હશે પછી ઝંડુભટ્ટજીએ ચલાવેલી પાઠશાળામાં અને ઘણું કરીને વિ. સં. ૧૯૨૮ થી ૩૧ સુધીમાં મહામહોપાધ્યાય શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર ત્યાં શીખવવાનું કામ કરતા ત્યારે મુ. વિશ્વનાથ-ભાઇની અઢાર વર્ષની પક્વ ઉમ્મર હોવાથી એમણે સંસ્કૃતમાં વ્યુત્પત્તિ મેળવી લીધી હશે અને વૈદાનું સપ્રયોગ જ્ઞાન પણ મેળવી લીધું હશે. આ અરસામાં ગુજરાતીનો પ્રચાર પ્રશ્નોરામાં શરૂ થયો હતો અને એમના મિત્ર કેશવકૃતિના કવિ કેશવલાલ હરિરામ સાથે એમણે ગુજરાતી વાંચવાનો તથા ગુજરાતી કવિતા રચવાનો પ્રયાસ કરવા માંડયો હશે.

વિશ્વનાથભાઇએ ધંધો ક્યારે શરૂ કર્યો એની ચોક્કસ ખબર મને મળી નથી પણ એમના મોટાભાઇ ૧૭–૧૮ થી ૨૨–૨૩ની અંદર ધંધામાં પડયા છે. એ જોતાં ૨૨–૨૩ વર્ષની ઉંમરે એમણે પણ ધંધો શરૂ કર્યો હશે. વિશ્વનાથભાઈએ વૈદાની શરૂઆત ક્યારે અને ક્યા ગામમાં કરી એ ખબર નથી પણ ૨૭ વર્ષની ઉમ્મરે વિ. સં. ૧૯૩૭માં રાજકોટની શાખામાં હતા, પણ ત્યાં લાંબો વખત રહ્યા લાગતા નથી. કારણ કે વિ. સં. ૧૯૩૮માં શાસ્ત્રીજી ગોપાળજી દયારામ રાજકોટ ખાતે હતા. અને વિ. સં. ૧૯૩૯ના ચૈત્ર વદી ૧થી સં. ૧૯૪૩ના પોષવદી ૩ સુધી વિશ્વનાથભાઇ ધ્રોળમાં રહ્યા. તેમાં પહેલાં રૂ. ૧૦૦ પગાર હતો પણ ૧૯૪૦ના પોષ સુદિ ૨થી રૂ. ૧૨૫નો પગાર મળતો હતો.

પ્રોળ શા માટે છોડયું એ ખબર નથી પણ વિ. સં. ૧૯૪૩ માં વિશ્વનાથભાઇ પ્રોળ છોડી મોરબી ગયા, એમ હકીકત મળે છે. મોરબી સાથે ભટ્ટજીના કુટુંબને જુનો નાતો હતો. પહેલાં વિ. સં. ૧૯૩૫ માં અમુક વખત પોપટ વિઠ્ઠલજી મોરબીમાં રહ્યા હતા. પણ તેઓ એજ વર્ષમાં ગુજરી ગયા હતા. અને પછી વઢવાણ તથા સુરતમાં રહેતા હતા. એટલે મોરબીમાં ભટ્ટજીના કુટુંબનું કોઈ સ્થાયી નહોતું. ઝંડુ ભટ્ટજી તથા મણિશંકરભાઇ વારંવાર મોરબી જતા ખરા. પછી સં. ૧૯૪૩ માં મોરબીના મરહુમ મહારાજા વાઘજી બહાદુરે જાતે ફરમાવેલા હુકમથી માઘ સુદી ૧૩ ને દિવસે વિશ્વનાથભાઈ મોરબી ગયા, પણ ચાર મહીના સુધી ઠાકોર સાહેબે પગારનું નામ પાડયું નહિ. ત્યારે ઝંડુભટ્ટજી બારૈયે હતા તેને મોરબી ઠાકોર સાહેબે મુંબઇથી પાછા આવતાં આણંદ સ્ટેશને મળવા બોલાવ્યા અને પુછયું કે ' તમારા ભાઇને મેં નોકર રાખ્યા છે તો પગાર શું આપવો ? ભટ્ટજીએ જવાબ આપ્યો કે ' આપ નામદારની મરજીમાં આવે તે પગાર આપો. ન આપો તો પણ અમે સર્વે આપના નોકર જ છીએ. આ જવાબથી ખુશી થઇને ઠાકોર સાહેબે કહ્યું કે ' હાલમાં ૧૨૫નો પગાર કરી આપું છું પણ પાછળથી વધારી દઇશ. ' (ઝંડુભટ્ટજીનું જીવનચરિત્ર પા. ૪૫)

આ રીતે વિ. સં. ૧૯૪૦માં વિશ્વનાથભાઇ મોરબીમાં રહેવા આવ્યા તે છેક ૧૯૮૪માં છેલ્લો શ્વાસ લેતા સુધી ત્યાંજ રહ્યા. પાછળથી ઠાકોર સાહેબે પગારમાં રૂ. ૨૫નો વધારો કરી આપ્યો હતો એમ મને ખ્યાલ છે. મોરબીના મરહુમ ઠાકોર સાહેબની પ્રીતિ જાળવી રાખવી એ સહેલું કામ નહોતું પણ વિશ્વનાથભાઈએ પોતાનું માન જાળવીને મરહુમ મહારાજાની પ્રીતિ કાયમ જાળવી રાખી, એમની સાથે આખા હિંદુસ્થાનની યાત્રા પણ એક વખત કરી. હાલના મહારાજા લખધીરસિંહજીએ તો આ પોતાના પિતાના વૈદને બર પગારનું પેન્શન કરી આપી પાછલી અવસ્થામાં નિવૃત્તિનું સુખ આપ્યું હતું.

રીતસર પેન્શનનું નામ પાડ્યું હતું કે નહિ તે હું નથી જાણતો પણ જુનો પગાર ચાલુ રાખ્યો હતો અને એમની પાસેથી બિલકુલ નોકરી ન લેતા. નોકરી બદલ જુદો પગાર વિશ્વનાથભાઈના વચલા પુત્ર મુ. લક્ષ્મીપ્રસાદભાઈને ચાલુ કરી આપ્યો છે. આ વ્યવસ્થા પ્રમાણે મુ. લક્ષ્મીપ્રસાદભાઈ જ મહારાજા સાહેબની સલામે જવાનું, જરૂર હોય તો એમને દવા જમાડવાનું વગેરે રાજવૈદ્યનું તથા ગામનાં દરદીઓને દવા આપવાનું તથા જોવાનું–ગામ વૈદ્યનું કામ કરતા અને કરે છે. અને પૂજ્ય દાદાજી (વિશ્વનાથ વિઠ્ઠલજીને છેલ્લાં થોડાં વર્ષોથી મોરબીમાં દાદાજી કહેવાનો રિવાજ પડી ગયો હતો) આખો દિવસ વાડીએ રહેતા.

રાજવૈદ્ય તરીકે વિશ્વનાથભાઈનું કામ રાજાની કે રાજકુટુંબની સેવા કરવાનું હતું. પણ તેઓ જે ખરી કીર્તિ કમાણા તે રાજવૈદ્ય તરીકે નહિ પણ મોરબીની પ્રજાની વૈદક સેવા કરવાથી તથા ઉંચા વૈદક જ્ઞાનને લીધે, સારા વૈદ્ય તરીકે.

વિશ્વનાથભાઈએ મોરબીની ૪૧ વર્ષ સુધી વૈદક સેવા કરી. અને અલબત્ત છેલ્લાં ૫–૧૦ વર્ષોથી તેઓએ લગભગ વૈદું કરવાનું છોડી દીધું હતું. પણ કોઈનો બહુ આગ્રહ હોય કે દાદાજી જુએ તો ઠીક અને વાડીએ તેડવા જાય તો કવચિત્ જોવા જતાયે ખરા. અથવા લક્ષ્મીપ્રસાદભાઈને એમ થાય કે દરદ જુનું છે કે ગૂઢ છે અથવા દરદીના સંતોષ ખાતર દાદાજીની સલાહ લેવાની જરૂર છે તો દરદીને જોતા ખરા અને સલાહ આપતાયે ખરા. પણ આતો એમની વૃદ્ધ અવસ્થાની વાત. પહેલાં ૨૫–૩૦ વર્ષ તો એમણે બહુ શ્રમ લીધેલો અને એમના કુટુંબની રીત પ્રમાણે દરદી ઉપર ફીનું કે દવાના પૈસાનું પણ દબાણ ન હોવાથી ગામની ખુબ પ્રીતિ મેળવી હતી.

વિશ્વનાથભાઈની નિદાનની શક્તિ વખણાતી તથા ચિકિત્સા પણ સારી કરતા. એમની નિદાન ચિકિત્સાના કેટલાક દાખલાઓ એમણે

પોતેજ નોંધી રાખ્યા છે, પણ અત્યારે તે નોંધ મારી પાસે નથી. બાકી ત્રીશેક વર્ષ પહેલાં મોરબીમાં કૉલેરા ફાટી નીકળતાં, એમણે ભુખ, તરસ કે થાકને ન ગણીને સતત્ સેવા મોરબીની પ્રજાની કરેલી. આવી નિસ્પૃહ ભાવથી કરેલી સેવા જ આયુર્વેદને દીપાવે છે. લોકોના મન ઉપર પણ એની ઘણી સરસ છાપ પડે છે. મોરબીની પ્રજાએ તે માનપત્ર આપી ગુણજ્ઞતા દર્શાવેલી.

વિશ્વનાથભાઈના અનેક ગુણોમાં એમની છેવટ સુધી તીવ્ર રહેલી અભ્યાસી વૃત્તિ અને એમનો ઉત્સાહ નવા પરિચયમાં આવનારનું પણ આકર્ષણ કરતાં. સંસ્કૃત અભ્યાસ એમણે ધીમે ધીમે ઘણો વધારી દીધો હતો અને છેવટ સુધી સંસ્કૃત પુસ્તકો વાંચ્યા જ કરતા. વૈદનો કોઈ નવો ગ્રંથ બહાર પડે તો એ મંગાવી જરૂર વાંચી જતા. ગુજરાતીમાં કવિતા કરવાનો શોખ પણ છેવટ સુધી ટકી રહ્યો હતો, અને એ મુરબ્બીને મળવાનો યોગ થાય ત્યારે એમની કાંઇક નવી કૃતિ સાંભળવાનો લાભ મળેજ. છેવટ એકાદ બે દોહરા કે અનુષ્ટુપજ, પણ કાંઈક હોય ખરૂં. પણ વિશ્વનાથભાઈને સૌથી વધારે શોખ તો વનસ્પતિનો હતો. બાળપણથી રસશાળાની વાડીની વનસ્પતિનાં જુદાંજુદાં અંગોનો પરિચય મેળવતા, ફરવા જાય તો પણ આસપાસની વનસ્પતિ, જોયા કરે, નવી દેખાય તો ઉપાડી લે, ન ઓળખાય તો પુછગાછ કરે. આ રીતે વનસ્પતિનો પરિચય હંમેશાં વધાર્યા જ કરતા. રસશાળાની વાડીએ જામનગરમાં હેતા ત્યારે વનસ્પતિ પેઠે પ્રાણી સૃષ્ટિનો પણ પરિચય કરેલો. તેઓ સર્પોને હાથથી પકડતા એ પ્રસિદ્ધ છે. વાડીની ખુલ્લી જીંદગીનો પહેલી અવસ્થામાં એમને એટલો શોખ લાગી ગયો કે વચલાં વર્ષોમાં ગામમાં રહેવું પડેલું એ ખરૂં પણ અનુકૂળતા મળતાં મોરબીમાં પોતે વાડી કરી અને છેલ્લાં દશ બાર વર્ષો વાડીમાં જ—કેટલીકવાર રાત દિવસ વાડીમાં જ ગાળ્યાં. આ વાડીમાં તેઓ ઉદ્યાન વિધાના પ્રયોગો પણ કર્યા કરતા. એમણે ઘણી વસ્તુ સ્વતંત્ર રીતે જોએલી પણ એમને લખવાની ટેવ નહોતી, અને

કાંઈ લખ્યું કે લખાવ્યું નથી એટલે એમના આવા જ્ઞાનનો ઘણો ભાગ એમની સાથે જ ગયો.

દેશી વૈદ્યો કાઠીઆવાડમાં થતી ઘણી ખરી વનસ્પતિને તેઓ ઓળખતા પણ એમની વનસ્પતિ ઓળખવાની તીવ્ર જીજ્ઞાસા અને આખો દિવસ વનસ્પતિ સંબંધી વિચારો કર્યા કરે એવો વનસ્પતિ પ્રેમ જોઇને એમને માટે બહુ માન થતું.

ભાઇશ્રી બાપાલાલે ખરૂં જ લખ્યું છે કેઃ—'મોરબીના રાજ-વૈદ્ય જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ મુ. વિશ્વનાથભાઈ......ને વનસ્પતિઓ સાથે સુંદર પરિચય છે. લાંગલીનાં બીજ, માલણનો સોના જેવો દર્શનીય ગુંદર, ચંદનનાં ફળ, સીસોટીનાં ફળ, ચિત્રા ઉપર બનાવેલ છબડાંનું ઘર આવી અલભ્ય અને સુંદર ચીજોનો તેઓથી સંગ્રહ કરે છે......ટુંકામાં કહું તો બાળકની નિર્દોષતા, વૃદ્ધનું ઠરેલપણું, યુવાનનો ઉત્સાહ અને બ્રહ્મચારીને શોભે તેવો વિનય આટલા ગુણોથી અલંકૃત વિશ્વનાથભાઇ પાસેથી હજી ઘણું નવું જાણવાનું મળે એમ છે.'

આ નવું જાણવાનો અવસર તો હવે ન રહેવા દીધો. પણ એ વૃદ્ધનો વનસ્પતિ સંબંધી ઉત્સાહ તો ઘણા વખત સુધી યાદ રહેશે. છેલ્લા મુંબઈ આવ્યા, મરવા પહેલાં ૧૫–૨૦ દિવસે ત્યારે ઝંડુફાર્મસીના કમ્પાઉન્ડમાં આસમાની ફુલની ગરણી જોઇને એની શીંગો નીચે પડેલી વીણી લીધી અને પછી ઉપર બેઠા બેઠા જાતે એ શીંગોમાંથી સંભાળપૂર્વક બી કાઢયાં અને સાથે લઇ લીધાં. આ બી મોરબીની વાડીમાં વાવવાનો એમનો વિચાર હતો. છેવટ જો એમને ભાન હશે તો જરૂર એ બી વાડીમાં વાવવા આપ્યાં હશે. શો ઉત્સાહ! એમનો આ ઉત્સાહ અને વિદ્યાપ્રેમ આપણા વૈદ્યોમાં ઉતરો એ જ. ઈશ્વર પ્રાર્થના.

# કાશીની એક અપૂર્વ પરિષદ

'કાર્તિકની સુદ ત્રીજે હું કાશીયાત્રાએ ગયો હતો. આ યાત્રા કેવળ પુણ્યાર્જનના ઉદ્દેશથી નહોતી, કરી પણ નવેમ્બરની બીજી તારીખથી આઠમી તારીખ સુધી બનારસ હિંદુ યુનિવર્સિટીમાં વિદ્વદ્વૈદ્ય પરિષદનું અધિવેશન હતું, અને એમાં બેસીને વિદ્વાન વૈદ્યમાં મારે પણ ગણાવું એ આ યાત્રાનો વિશિષ્ટ ઉદ્દેશ હતો. સાત દિવસ સુધી ચાલેલી એ દીર્ઘ—અતિ દીર્ઘ પરિષદમાં બેસી રહેવા સિવાય બીજું કાંઇ મેં કર્યું પણ નથી. અલબત્ત, રસમર્મજ્ઞ મિત્રો અને વડીલો સાથે ગાદી ઉપર એઠાં એઠાં હાસ્યરસોચિત જે જે સામગ્રી ઉપસ્થિત થતી તેનો યથેચ્છ ઉપભોગ કરવાનું કાર્ય જરૂર કર્યું હતું. કોઇ કોઇ વાર તો આ હાસ્યરસોપભોગની માત્રા એટલી વધી જતી કે આસપાસ બેઠેલાઓ ચિડાતા અને ફરિયાદ કરતા. એક સજ્જને તો સ્પષ્ટ કહ્યું કે 'સાંભળતા નથી ત્યારે ગાડીનાં ભાડાં ખરચીને અહિં આવ્યા છો શું કરવા?' આ ફરિયાદથી અમારી રસવૃત્તિ કુંઠિત થવાને બદલે ઉત્તેજિત થતી.

પણ મને લાગે છે કે સ્વૈરવિહારીની ઇચ્છાથી આ યાત્રા વિષે લખવા માંડતાં મારી ફાઉન્ટનપેન પણ મૂળ વિષયને છોડીને સ્વૈરઆચરણ કરે છે. માટે प्रस्तुतमनुसरामि ।

હરિઃ ૐ । 'વિદ્વદ્વૈદ્યપરિષદ' એ અમારી પરિષદનું નામ જ

શું અમારી વિદ્વત્તાનું સૂચક નથી ? પણ 'પરિહાસવિજલ્પિત ' છોડીને એ નામની સ્પષ્ટતા કરવાની જરૂર છે. વાત એમ છે કે વૈદ્યોનાં અખિલ ભારતવર્ષીય વાર્ષિક સંમેલનો અને વર્ષે, બે વર્ષે, ચાર વર્ષે અનુકુલતા પ્રમાણે ભરાતાં પ્રાંતીય સંમેલનો તો છે જ. આપણા બીજા રાજકીય, સામાજિક, સાહિત્યવિષયક જલસાઓ જેવા અમારા વૈદ્યોના ,પણ જલસાઓ ભરાય છે. અમે એ બાબતમાં પાછળ નથી પડ્યા એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. ગયા ડિસેમ્બરમાં અમદાવાદમાં, અખિલ ભારતવર્ષીય વૈદ્યસંમેલનની રજતજયંતી ઊજવાઇ ગઈ. પણ વૈદ્યસંમેલનમાં તો બધા વર્ગના સુશિક્ષિત અશિક્ષિત[1] વૈદ્યો ભાગ લે છે.

જ્યારે આ વિદ્વત્વૈદ્ય પરિષદમાં તો કેવળ વિદ્વાન વૈદ્યોને જ નિમંત્રવામા આવ્યા હતા. અને એથી પણ વધારે અપૂર્વતા અર્પનારી આ પરિષદની વિશિષ્ટતા તો એ હતી કે એમાં માત્ર વિદ્વાન વૈદ્યો જ નહિ પણ વિદ્વાન પ્રાચ્ય દાર્શનિકો અને વિદ્વાન પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો પણ વિરાજતા હતા. અહો, વિદ્વત્તાનો કેવો અપૂર્વ અને અદ્દભુત સંગ્રહ ! ગંભીરતાથી વિચાર કરતાં યે સુશિક્ષિત વૈદ્યો, દાકતરી ચિકિત્સામાં નામના મેળવેલા દાકતરો, ન્યાયવૈશેષિકાદિ દર્શનોમાં પારંગત ગણાતા મહામહોપાધ્યાય પદ્વીધારી પંડિતો અને પાશ્ચાત્ય રસશાસ્ત્ર ( Chemistry ) અને પદાર્થવિજ્ઞાન ( Physics )ના અધ્યાપકો આ સૌની પરિષદને અપૂર્વ કહેવી એ અક્ષરશઃ તથ્ય કથન છે. આવો મેળાવડો ભરવાની આ પહેલાં કોઇએ હિંમત કરી હોય એમ જાણવામાં નથી.

આ વિદ્વત્વૈદ્ય પરિષદ ભરવાનું પ્રયોજન પણ અસાધારણ ગૌરવ-

---

૧ વૈદ્ય અશિક્ષિત એ જરા વદતો વ્યાઘાત જેવું છે, પણ કેવળ પર પરાથી કે દેખાદેખીથી ધંધો કરનારા વૈદ્યો પણ હજી દેશમાં છે એ વસ્તુસ્થિતિની ના પડાય એમ નથી. અલબત્ત, એ સ્થિતિ સુધરતી જાય છે. દેશી વૈદકના અભ્યાસ માટે અનેક શાળાપાઠશાળાઓ દેશમાં છેલ્લાં વીશપચીશ વર્ષમાં ઊભી થઈ છે, અને તેનો ઘણો લાભ લેવાય છે એટલે એ સ્થિતિ લાંબો વખત નહિ ચાલે એ હું કબુલ કરું છું.

વાળું છે. પ્રાચીન આયુર્વેદવિદ્યાના મહાઅંગરૂપ ત્રિદોષવાદને અવૈજ્ઞાનિક અને અર્થહીન કહેનારા પ્રતિપક્ષી વર્ગનું જોર વધતું જોઈને તથા આયુર્વેદપક્ષવી વર્ગમાં પણ ત્રિદોષવાદની સમજણ એકરૂપ નથી એ અનિષ્ટ વસ્તુસ્થિતિને ધ્યાનમાં રાખીને આયુર્વેદનાં ઉજ્જ્વલ જીવન માટે સતત પ્રયત્નશીલ એવા અમુક વિદ્વાન વૈદ્યોએ આધુનિક વૈજ્ઞાનિકો, પ્રાચીન દાર્શનિકો, પાશ્ચાત્ય ચિકિત્સકો અને આયુર્વેદિક ચિકિત્સકો એઓની વચ્ચે ત્રિદોષવાદ અને તેના મૂલભૂત પંચભૂતવાદ સંબંધી વિચારવિનિમયના સાધન તરીકે આ મેળો ગોઠવ્યો હતો. અને આવા ચતુરંગી મેળાં માટે હિંદુ વિશ્વવિદ્યાલયથી વધારે યોગ્ય સ્થાન કયું મળવાનું હતું ?

કુલ સાત દિવસના કાર્યક્રમમાં ત્રણ દિવસ રાખ્યા હતા પંચભૂત ચર્ચા માટે અને ચાર દિવસ રાખ્યા હતા ત્રિદોષ ચર્ચા માટે. પંચભૂત પરિષદના પ્રમુખ હતા હિંદુ વિશ્વવિદ્યાલયના પ્રાચ્ય વિદ્યાવિભાગના અધ્યક્ષ મહામહોપાધ્યાય પ્રમથનાથ તર્કભૂષણ અને ત્રિદોષ પરિષદના પ્રમુખ હતા કલકત્તાના સુવિખ્યાત કવિરાજ મહામહોપાધ્યાય ગણનાથ સેન સરસ્વતી એમ. એ; એલ. એમ. એસ. આ પરિષદમાં નિરીક્ષકોની પણ યોજના હતી પણ તેઓનાં નામો લખી વાંચનારની ધીરજની કસોટી કરવાની મારી ઈચ્છા નથી.

પરિષદનો સમય બપોરના એકથી પાંચનો રાખ્યો હતો એટલે સવારે જેની ઇચ્છા હોય તેઓ ગંગાસ્નાન, અને કાશીવિશ્વનાથનાં દર્શન કરી, જમી પરવારી થોડીવાર વામકુક્ષી પણ કરી લઈ નિરાંતે સભામાં આવી શકતા. એકનો દોઢ થાય તો વાંધો નહોતો, એકબે દિવસ તો બે વાગે જમી આરંભ કરવામાં આવ્યો હતો. અને કાશી શહેરમાં ઊતરેલા મહેમાનોને આવવા જવા માટે હિંદુ વિશ્વવિદ્યાલય તરફથી મોટરબસની સગવડ હતી. સંયુક્ત પ્રાન્તમાં ચાનો પ્રચાર ઘણો ઓછો હોવાથી એ માટે કશી વ્યવસ્થા નહોતી (જો કે અમે ગુજ-

રાતીઓએ અમારી સગવડ કરી લીધી હતી ). એ ત્રુટિ બાદ કરતાં બધી રીતે આરામવાળા પ્રાચ્ય વાતાવરણમાં પરિષદની બેઠકો થઇ હતી.

આ પરિષદના બન્ને વિભાગમાં થયેલી ચર્ચાની વિગતમાં કે છેલ્લે દિવસે પ્રમુખો અને નિરીક્ષકોની સહીઓ સાથે જાહેર કરવામાં આવેલા નિર્ણયોમાં 'પ્રસ્થાન'ના વાંચનારને રસ હોય એમ હું માનતો નથી. પણ આવી અપૂર્વ પરિષદમાં શું બન્યું ? વૈજ્ઞાનિકો અને પ્રાચ્ય દાર્શનિકોનો મેળ કેમ મળ્યો ? વગેરે પ્રશ્ન સામાન્ય કુતૂહલવિષય છે.

પહેલે દિવસે શરૂઆતમાં પંચભૂતના વિચારનું પ્રયોજન શું એ વિચાર ઠીક લાંબો ચાલ્યો, અથવા કહો કે પહેલે દિવસે એથી આગળ વધી જ ન શકાયું. આ જમાનામાં આધુનિક વિજ્ઞાનનું વ્યવહારમાં અર્થક્રિયાકારિત્વ અનુભવસિદ્ધ છે. જ્યારે પંચભૂતનું જ્ઞાન વ્યવહારમાં કશા કામનું નથી, માટે એના વિચારનું પ્રયોજન નથી, એ પૂર્વપક્ષનો સમાધાનકારક ઉત્તર મળતો નહોતો એ કારણથી કે પછી કાશીમાં આ પરિષદ હતી એટલે કાશીના પરાપૂર્વથી ચાલ્યા આવતા શાસ્ત્રાર્થના વાતવરણમાંથી ખસી શકાય નહિ એ અદષ્ટ કારણથી હો, પણ એક વૃદ્ધ વિદ્યાવાચસ્પતિએ શ્રોતાઓ ઉપર થતી અસરને કે પ્રમુખની હાજરીને અવગણીને કલાકેક સુધી વિતંડાપ્રાય વ્યાખ્યાન આપ્યું, જેમાં 'વેદમાં વિજ્ઞાનપ્રાપ્ય રેલવે, તાર, મોટર, એરોપ્લેન વગેરે બધું છે, વિજ્ઞાન આપે છે તેથી વધારે સારું છે અને તમારામાં વૈજ્ઞાનિકોમાં કશી અક્કલ નથી' એમ સ્પષ્ટ સુણાવી દીધું. એમના શબ્દો ઉતારવાનું મારું ગજું નથી, પણ બીજાઓ કહેતા હતા કે ઘણા શ્રોતાઓ આ સાંભળીને ખિન્ન થઇ ગયા. સંચાલકોને પરિષદનું શું થશે એની ચિંતા થવા લાગી, અને ભારતભૂષણ પં. મદનમોહન માલવીયજી જેવાને અતિશય ગ્લાનિ થઇ. છતાં એમને પહેલે દિવસે અને બીજે દિવસે પણ બોલવા દેવા પડ્યા. મહાવિદ્વાન પણ અતિશય શાંત અને સૌજન્યની મૂર્તિ એવા ૭૬ પ્રમુખ મ. મ. પ્રમથ નાથજી આ ઉગ્ર દાર્શનિક પ્રતિવાદીને રોકી

જ શકતા નહોતા અને એમના શિષ્યો વગેરેનો ત્યાં એક પક્ષ હતો એટલે એમને રોકવા જતાં વાત વધી પડવાની પણ બીક- હતી જ. વળી જે ઉગ્ર રૂપ આ પંડિતે બતાવ્યું તે કાશીના શાસ્ત્રાર્થની પ્રાચીન પરંપરાને હિસાબે તો ઘણું નરમ હતું અને એ રીતે આશ્વાસન લેવાનું મને એક વિદ્વાન મિત્રે સુચવ્યું તે ઐતિહાસિક દૃષ્ટિએ મારે ગળે ઊતરી ગયું.

પણ પહેલા દિવસ કરતાં બીજા દિવસનું વાતાવરણ થયું—એક મુરબ્બી વિદ્વાને કહ્યું તેમ શતગુણ સુધરેલું હતું.* અને ચર્ચાનો પ્રવાહ ધીમેધીમે પણ આગળ ચાલતો હતો. વળી બીજે દિવસે મ. મ. કવિરાજ ગણનાથ સેન પણ આવ્યા હતા અને એમના દેશબન્ધુને પ્રમુખપદનો ભાર વહેવામાં એમણે ઠીક મદદ કરી. ગમે તેમ પણ ચોથે દિવસે પંચભૂતચર્ચાના વિચારાદિ વિષયો (જેની યાદી પહેલેથી પ્રગટ કરવામાં આવી હતી તે) નો વિચાર પુરો કરી ત્રિદોષવાદની ચર્ચા શરૂ થઈ શકી, એ હકીકત જ આ પરિષદની સફળતા સિદ્ધ કરવા માટે પુરતી છે.

પણ આ પરિષદમાં ગમ્મત તો એ હતી કે આધુનિક રસશાસ્ત્ર (Chemistry) ની બાણુ તત્ત્વોનીયે આગળ વધીને પદાર્થવિજ્ઞાન (Physics)ની ઇલેક્ટ્રોન, પ્રોટોન, ન્યૂટ્રોનની માન્યતા અને આપણાં સાંખ્યાદિ પ્રાચીન દર્શનોનાં પાંચ મહાભૂતોની માન્યતા; એ બે વચ્ચે વિરોધ નથી એવા નિર્ણય ઉપર આવવાની પરિષદની ઈચ્છા હતી પણ એ લક્ષ્યે શી રીતે પહોંચવું ? પ્રાચીન દાર્શનિક પંડિતો આધુનિક વિજ્ઞાનના મૂળાક્ષરથી પણ અપરિચિત, એને ગળે વિજ્ઞાનની છેક છેલ્લામાં છેલ્લી શોધોની વાતો શી રીતે ઉતારવી ? અને એ વિષયની

* આ મદ્રાસી પંડિતને વેદવિજ્ઞાન ઉપર જુદું વ્યાખ્યાન આપવાની સગવડ કરી આપી એ પણ કદાચ શાંતિનું કારણ હોય અને એમણે એક નહિ પણ ત્રણ વ્યાખ્યાનો આપ્યાં. એ વ્યાખ્યાનો છપાશે ત્યારે નવો જ પ્રકાશ (?) પડશે.

સાધો ખુ વાત પણ એના પૂર્વશિક્ષણ સિવાય કેવી રીતે સમજાય એ કોયડો હતો વૈજ્ઞાનિકોનો પરિશ્રમ વ્યર્થ હતો છતા કવિરાજ ગણનાથ સેનાના સૂચક પ્રશ્નાત્મક પ્રસ્તાવથી અને પં. માલવીયજીના આગ્રહથી પ્રોફેસર જોનીનુ 'હાઈડ્રોજન-ઓક્સીજન' તથા 'ઇલેક્ટ્રોન પ્રોટોન' સબંધી કાઈ અસંબદ્ધ વ્યાખ્યાન થયુ ખરુ

પણ પ્રતિવાદી દાર્શનિક પક્ષના અગ્રણી વક્તા મ મ ગિરિધર શર્માએ स भ्माल्लोकानसृजत अम्भोमरीचिर्मरमाप । એ ઉપનિષદ્વચનના અમત્ર અને મરીચિ જેવા શબ્દોથી હાઈડ્રોજન ઓક્સીજનનો અર્થ કાઢી વિજ્ઞાનની શોધને ગતાર્થ કરીની પંચભૂતનો સ્મશાસ્ત્રના તત્ત્વો સાથે અવિરોધ સિદ્ધ કર્યો ત્યારે તો હુ એ વિજયથી આશ્ચર્યમુગ્ધ થઈ ગયો

ખરી રીતે તો આધુનિક વિજ્ઞાનની કેળવણીવાળા માનસને પંચભૂત અને ત્રિદોષવાદો કઇ રીતે સંતોષ આપી શકે એવુ છે કે નહિ એ જોવુ એ આ પરિષદનો હેતુ હતો, પણ પરિષદ્ મળ્યા પછી વૈજ્ઞાનિકો અને ડાક્તરોની સખ્યા ઓછી હોવાના કારણે કે તેઓએ વધારે બુદ્ધિયુક્ત અને સયમશીલ વલણ ધારણ કર્યું તેને લીધે પણ દેખાવ વિજ્ઞાન પક્ષના વાદીઓ સાક્ષીના પિંજરામા ઊભા હોય એવો થઇ ગયો

છતા બીજા દિવસથી વિજ્ઞાન પક્ષ તરફથી દેવનાયકાચાર્યે અને દાર્શનિક પક્ષ તરફથી મ મ ગિરિધર શર્માએ વાદને પાટા ઉપરથી ચલાવ્યા ક્યોં એમા એ બેય પડિતોની બુદ્ધિમત્તા અને ચતુરતા જરૂર હતી કારણ કે ટેટનામને બોલવાની લાલસા એટલી તીવ્ર હતી કે તેઓ બિભડક બેઠેલા જ દેખાતા અને દરેક પ્રશ્ન ઉપર એમદમ બોલવા માડતા અલબત્ત ત્રીજા દિવસથી કવિરાજ ગણનાથ સેન પ્રમુખ થતા અને એમણે આ ઉત્સુકતા ઉપર વશો અકુશ મૂક્યો એક બે ગૃહસ્થો જેઓ પહેલા ઊભેલા જ દેખાતા તેઓને ચપટ બેસાડેલા જોઇને મુજ ઓછી થવાનો જરા ખેદ હતો પોતાના એક શિષ્યની વિવાદશીલતાનુ ગણનાથ સેને બારે નિયમન કર્યું

વળી ચોથા દિવસથી નિર્દોષવાદની ચર્ચા શરૂ થતાં સભાનું સ્વરૂપ પણ થોડું બદલાઈ ગયું. એક તો પ્રમુખ ગણુનાથ સેન સભા ચલાવવામાં ઘણા કુશળ, દા. ત. એક એક પ્રશ્ન ઉપર ક્યાંક દોઢ કલાક સુધી જેને બોલવું હોય તેને બોલવા દે, પછી કહી દે કે "ઘણી ચર્ચા થઇ, હવે આગળ ચાલો. ચર્ચાનું પરિણામ નિરીક્ષકો છેવટમાં જણાવશે." બીજું નિર્દોષવાદ વિષે આજ સુધીમાં વૈદ્યોએ ઘણી ચર્ચા કરી છે, એટલે એ વિષય તેઓને ઠીક ઉપસ્થિત હતો. અને વિદ્વાન તરફથી આરંભમાં પૂર્વપક્ષ કરવામાં આવ્યો ખરો પણ પાછળથી તેઓએ ઢીલું મુકી દીધું: કદાચ, 'તમારે તમારી મેળે આત્મસંતોષ લેવો હોય તો એમાં અમારે શું'? એવી ઉપેક્ષાવૃત્તિ પણ ધારણ કરી હોય. અને ડાક્તરોએ તો વિશેષ ભાગ લીધો જ નહિ. વળી ગણુનાથ સેને પોતે ઘણાં વર્ષોથી આ વિષય ઠીક વિચારી રાખેલો છે, અને એમણે કેટલીકવાર લગભગ નિર્ણયો આપવા જેવું કર્યું છે અને એની મોટી પ્રતિષ્ઠા અને એ વખતે પ્રમુખ એટલે એમના નિર્ણયો પુરા સમાધાનકારક ન લાગે તોપણ મૌન રાખવું પડે એવી સ્થિતિ યે થઈ ખરી.

વળી ગણુનાથ સેન કેટલાક બોલનારાઓને સામા પ્રશ્નો પુછી અનુમાનવિરોધ કે આગમવિરોધ દર્શાવી ગુંચવાડામાં નાખી દેતા. એ સ્થિતિમાંથી પણ પ્રેક્ષકોને રમુજ મળતી. માત્ર બોલનારાની દશા દયાપાત્ર થઇ જતી. છેવટ આગમ વિરોધી પક્ષે સામા પક્ષનું જોર જોઇને અથવા પોતાનું સૌજન્ય દેખાડવા કે આયુર્વેદ તરફના પક્ષપાતમાં ન્યૂનતા દેખાય એ ઠીક નહિ એમ સમજીને અથવા વિશેષ શ્રમની નિરર્થકતા સમજીને, ગમે તેમ પણ વાદમાં શિથિલતા દેખાડવા માંડી, ત્યારે મોટી મોટી પદવી ધરાવનારા અને પચાસ ચોમાસાં વટાવી ગયેલા પંડિતોના મુખ ઉપર જે વિજયનો આનંદ દેખાતો હતો તે તરફ એક મર્મજ્ઞ મુસ્લીમ વિદ્વાને મારું ખાસ ધ્યાન ખેંચ્યું હતું.

'આવી વિવિધ સામગ્રી પુરી પાડનાર

ગણ્યુ છુ અને સામાજિક જીવન એ મનુષ્ય પ્રાણીનુ વિશિષ્ટ લક્ષણ છે એ જોતા હળવામળવાનો–તેમા પણ વિવિધ પ્રાતના સજ્જન પડિતોને પરસ્પર હળવામળવાનો લાભ મળે એ વસ્તુની કિંમત જેટલી આકીએ તેટલી અકાય રાજકીય, સામાજિક અને વિદ્યાવિષયક પણ ઘણા મેળાવડાઓમા તળિયે છેવટ તો આ હળવામળવાનો આનદ જ રહે છે માનવજીવનનો એ આવશ્યક ખોરાક છે હમણા વિનાયતમા ભરાયેલ નૌકા પરિષદ (નેવલ કૉન્ફરન્સ)મા બીજુ શું હતુ! પણ અમારી આ કાશીની યાત્રામા અમારા ચિત્તે સૌથી વિશેષ તૃપ્તિ તો એક રીતે સારનાથના દર્શનથી અનુભવી, તો બીજી તરફથી ભારતભૂષણ પ૦ મદનમોહન માલવીયજીના તથા આચાર્ય આનદશકર બાપુભાઇ ધ્રુવના દર્શનથી હિંદુ વિશ્વવિદ્યાલયની આ બે વિભૂતિઓમાથી એકના અને વખતે બેયના દર્શન રોજ થતા. વૃદ્ધત્વથી હવે તો કાઇક વળી ગયેલી પડિતજીની અતિશય સૌમ્ય અને પવિત્ર મૂર્તિને જોતા સહેજે સૌના ચિત્તમા માનવૃત્તિ પેદા થતી હતી આ પરિષદમા પડિતજીએ ખુબ રસ લીધો અને ચોથે દિવસે ચૈતન્ય આત્મજન્ય છે કે પચભૂતસયોગ વિશેષજન્ય છે' એ પ્રશ્નની ચર્ચા વખતે ખાસ આવીને ચૈતન્યની આત્મજન્યતા સિદ્ધ કરવા માટે શ્રીમદ્ ભાગવતના અનેક રમણીય શ્લોકો સભળાવીને જે પ્રવચન કર્યું તે એમના અતરની ઊડી શ્રદ્ધાનુ નિદર્શક હતુ

અને આચાર્ય આનદશકરભાઇએ ગુજરાતી તરીકે અમને પોતાના જ ગણીને જે સદ્ભાવ બતાવ્યો એમની માર્મિક ટીકાઓથી જે આનદ આપ્યો અને એક રીતે મુરબ્બી તરીકે જાણે પોતાની છાયામા અમને એટલો વખત રાખ્યા એ બધુ ચિરકાળ સુધી સ્મરણમા રહેશે એ સમર્થ ગુજરાતી વિદ્વાનની ભારતવર્ષીય પ્રતિષ્ઠા, તીવ્ર બુદ્ધિશક્તિ અને ઊડી વ્યવહારકુશળતા જોઇને અમારા હૃદયમા ગુજરાતી તરીકે એક જાતનુ અભિમાન જાગવા સાથે એમની મમતા જોતા અમારા હૃદયે આર્દ્રતા અનુભવી કોઈ પણ તીર્થ આથી વધારે શુ આપે?

૬૦

## આઠમું વૈદ્યક સંમેલન

સમગ્ર ભારતવર્ષના વૈદ્યોનું આઠમું સંમેલન ગયા ફાગણ માસમાં પુનામાં ભરાયું હતું. વૈદ્યક સંમેલન ભરવાની શરૂઆત ઈ. સ. ૧૯૦૭ માં કૈલાસવાસી વૈદ્ય શંકર દાજી શાસ્ત્રીપદેએ નાસીકમાં કરી, અને ઇ. સ. ૧૯૦૮ માં પનવેલમાં બીજું સંમેલન ભર્યું. સદ્‌ગત શંકર દાજી શાસ્ત્રીપદેની હયાતીમાં ભરાયેલાં આ બે સંમેલનો જોઇએ તેવાં સફળ નીવડ્યાં નહોતાં. એઓ જાતે ઉદ્યોગી અને ઉત્સાહી હોવા છતાં, બધું કામ એકલે હાથે કરવા માગતા હતા. આ કારણથી ઘણા સારા વૈદ્યો સંમેલનથી ઉદાસ રહ્યા હતા. તે પછી પ્રયાગમાં શાસ્ત્રીપદેનો કૈલાસવાસ થયો. આથી સાધારણ રીતે વૈદ્યોને અને લોકોને એમ થયું કે શાસ્ત્રીપદે સાથે સંમેલનનો પણ અસ્ત થઇ ગયો. પણ ત્રણ વર્ષ પછી ઇ. સ. ૧૯૧૧ માં પ્રયાગના વૈદ્યોના, ખાસ કરીને શાસ્ત્રીપદેના શિષ્ય પંડિત જગન્નાથપ્રસાદ શુકલના પ્રયાસથી ત્રીજું વૈદ્યક સંમેલન પ્રયાગમાં જ ભરાયું. એ વખતે સંમેલનના પ્રમુખ કલકત્તાના કવિરાજ (હાલમાં મહામહોપાધ્યાય) ગણનાથસેન એમ. એ. એલ. એમ. એસ હતા. આ પ્રાચ્યપ્રતીચ્ય ઉભય વૈદ્યકવિદ્યામાં પારંગત નેતાની કુશળતાથી તથા તેના સૌજન્ય, સમભાવ જેવા ગુણોના પ્રભાવથી તેમ જ સંમેલનના મંત્રી જગન્નાથપ્રસાદ શુકલના ઉત્સાહ, ઉદ્યોગ અને બીજા સારા વૈદ્યો સાથે મળીને કામ કરવાના ગુણથી સંમેલનમાં ઈ. સ. ૧૯૧૧ થી નવું જીવન આવ્યું. જુદા જુદા પ્રાન્તના સારા

વૈદ્યો એ તરફ આકર્ષાયા. એ સંમેલનમાં જ સંમેલનની એક સ્થાયી સમિતિ ( Standing Committee) નીમવામાં આવી તથા સંમેલનના અમુક નિયમો ઘડાયા.

સંમેલનની આ સ્થાયી સમિતિમાં આખા દેશમાંથી પ્રતિષ્ઠિત અને ઉત્સાહી વૈદ્યોને ચુંટવામાં આવ્યા છે અને દર વર્ષે એ ચુંટણી સંમેલનની બેઠકમાં જ થાય છે. સંમેલનના મંત્રી તરીકે તો ફરી ફરી જગન્નાથપ્રસાદ શુકલને નીમવામાં આવે છે. સ્થાયી સમિતિનું મુખ્ય સ્થાન હજી સુધી પ્રયાગમાં જ છે. સંમેલનની નિયમાવલીમાં અનેક ફેરફારો સંમેલનની જુદી જુદી બેઠકોમાં થયા છે; અને દર વર્ષે એ વધારે ને વધારે કાર્યસાધક બનતી જાય છે. સંમેલન એક સંભાષણ મંડળ બની ન જાય અને કંઈક ખરેખરૂં લોકહિતસાધક કાર્ય કરે એવા ઉદ્દેશથી સંમેલને નિખિલ ભારત વર્ષીય આયુર્વેદીક વિદ્યાપીઠ નામનું એક પેટા મંડળ ઉભું કર્યું છે. આ મંડળમાં આખા દેશમાંથી જુદા જુદા વિદ્વાનોને ચુંટ્યા છે. એ મંડળનો ઉપયોગ સમજાવવા માટે વૈદુ ભણવાની આપણી જુની શૈલી વિષે થોડું વિવેચન કરવું પડશે. જુના કાળથી આ દેશમાં વિદ્યાદાનની રીત એવી હતી કે મ્હોટા મ્હોટા શહેરોના સારા વિદ્વાન વૈદ્યો વૈદું ભણવા ઇચ્છતા વિદ્યાર્થીઓને પોતાને ઘેર રાખી વૈદું શીખવતા. જો ગુરૂ શ્રીમન્ત હોય તો વિદ્યાર્થીઓને પોતાને ઘેર જ જમાડે, જો અસમર્થ હોય તો વિદ્યાર્થીઓ મધુકરી કરી નિર્વાહ કરે. આવું ધોરણ ચાલતું. આ ધોરણમાં કાંઇ નિશ્ચિત અભ્યાસ ક્રમવાર ન હતો. દરેક ગુરૂ પોતે જે શીખ્યા હોય તે શીખવતા.

હવે સંમેલને આખા ભારતવર્ષમાં વૈદક અભ્યાસનું ધોરણ એક સરખું કરવાના ઉદ્દેશથી એક મહાવિદ્યાલય સ્થાપવાનો વિચાર કર્યો. વૈદક ધંધાનો ઉત્કર્ષ. વિદ્યા વગર થવાનો નથી એ તો સર્વમાન્ય સિદ્ધાન્ત છે. એટલે આવાં મહાવિદ્યાલયની આવશ્યકતા સર્વ સ્વીકારે છે. પણ

એને માટે જે દ્રવ્ય જોઈએ તે આ વખતમાં તરત એકઠું થવું મુશ્કેલ છે. માટે જ્યાં સુધી જોઈતું દ્રવ્ય એકઠું થઈને મહાવિદ્યાલયની સ્થાપના ન થાય ત્યાં સુધી શું કરવું ? એ પ્રશ્નનો ગંભીર વિચાર કરીને એક પરીક્ષક મંડળ ઉભું કર્યું. જેને જ ઉપર કહેલું નિખિલ ભારતવર્ષીય આયુર્વેદીય વિદ્યાપીઠ નામ આપ્યું છે. આ પરીક્ષક મંડળ કાશ્મીરથી કન્યાકુમારી સુધીમાં જુદે જુદે સ્થળે ગુરુને ઘેર ભણેલા વિદ્યાર્થીઓની પરીક્ષા લઈને સર્ટીફિકેટ આપે એવી યોજના કરી છે. પ્રયાગના ત્રીજા સંમેલને આ મોટામાં મ્હોટું કાર્ય કર્યું. તે પછી ચોથું કાનપુરમા, ૫ મું મથુરામા, ૬ ઠ્ઠું કલકત્તામાં, ૭ મું મદ્રાસમાં અને આઠમું ગયા મહિનામાં પુનામા ભરાયું. હવે ત્રીજાથી આઠમા સુધીમા સંમેલને શી પ્રગતિ કરી એ ટુંકામાં જોઈ લઇ પછી આઠમા સંમેલનનું અવલોકન કરીશું. ચોથા સંમેલનમાં ૨ મ્હોટા કામો થયા. એક તો સંમેલન સાથે આયુર્વેદીય પ્રદર્શન ભરાવા માડ્યું. આ પ્રદર્શનથી સંમેલન તરફ ઘણા વૈદ્યોનું આકર્ષણ થયું. સાધારણ રીતે પ્રદર્શનમા, શારીરના નમુનાઓ, શસ્ત્રચિકિત્સામાં ઉપયોગી શસ્ત્રો, આ દેશની વૈદ્યમા વપરાતી વનસ્પતિઓ લીલી અને સુકી, તૈયાર દવાઓ, ખનિજ પદાર્થો, ભસ્મો, છપાયલા અને ન છપાયલા આયુર્વેદીય ગ્રન્થો, વગેરે દેશી વૈદ્યને અતિ ઉપયોગી વસ્તુઓનો સારો સંગ્રહ થાય છે. મથુરાના સંમેલનમાં બીજું કામ એ થયું કે સમગ્ર ભારતવર્ષમા વૈદ્યનો અભ્યાસક્રમ એકસરખો નિશ્ચિત કરવા માટે એક કમિટી નીમવામાં આવી આ કમિટીમાં જુદે જુદે સ્થળે આયુર્વેદની પાઠશાળામાં શીખવવાનું ધોરણ નક્કી કર્યું. બીજું જે વિષયો આયુર્વેદના પ્રાચીન ગ્રન્થોમાં અપૂર્ણ રૂપે છે, તેને પાશ્ચાત્ય ગ્રન્થોમાથી પૂર્ણ કરી લેવા આ બે મુદ્દાઓને ધ્યાનમા રાખીને સંમેલનમાં નવો અભ્યાસક્રમ નિશ્ચિત કર્યો છે અને સંમેલન આ દેશમા જુદે જુદે સ્થળે ચાલતી આયુર્વેદીય પાઠશાળાઓને તથા ઘેર વિદ્યાર્થીઓને ભણાવના ગુરૂઓને ભલામણ કરે છે કે એમણે

બનતા સુધી ઉપના ધોરણે વૈદુ શીખવવુ જેથી આખા દેશમા અભ્યાસની એકતા થશે, વૈદાના અભ્યાસનુ ધોરણ ઉચ્ચતર થશે, અને એ પેયથી લોકમા તથા સરકારમા વૈદક ધધાની પ્રતિષ્ઠા વધશે સમેલનની આ ભલામણ હજી સર્વત્ર સ્વીકારાઈ નથી છતા સમેલને નીમેલુ આયુર્વેદ વિદ્યાપીઠ એ ધોરણને અનુસરી ચલાવતા વિદ્વાન વૈદ્યોને ખાસ પસદ કરે છે આ કમિટીએ એક અભ્યાસક્રમ ઘડયો ૧૯૧૪ ના કલકત્તાના સમેલનને એ અભ્યાસક્રમ એક મતે સ્વીકાર્યો એ અભ્યાસક્રમ ઘડવામા એ મુદ્દાઓ ઉપર ખાસ ધ્યાન અપાયુ છે એક એ તો જુના કાળથી વૈદ્યના અમુક અમુક ગ્રન્થો શીખવવામા આવે છે તેને બદલે વિષયો શીખવવાની રૂઢી ચાલુ કરવી વિષયો શીખવવાની રૂઢી જ શાસ્ત્રીય છે એમ આ જમાનામા સહુ સ્વીકારશે ચરક, સુશ્રુત અને વાગ્ભટ જેવા ગ્રન્થોમા, શારીર શસ્ત્ર ચિકિત્સા, નિદાન, કાયચિકિત્સા, વગેરે અનેક વિષયો છે તે બધા એક સાથે ન શીખવતા પ્રત્યેક વિષયમા જેટલુ આયુર્વેદમા લખાયેલુ છે તે બધુ એકત્ર કરીને વિષયના અનુક્રમે પરીક્ષા લીએ છે અને દર વર્ષે સમેલનની પરીક્ષામા બેસનારા વિદ્યાર્થીઓની સખ્યા વધતી જાય છે નવા ધારણ પ્રમાણે વૈદ્યોને* 'પ્રત્યક્ષ શારીર' જેવા ગ્રન્થો શીખવા પડે છે છતા ઘણા પરીક્ષા આપવા બહાર આવે છે વધારે ખુબી તો એ છે કે લાહોર કલકત્તા, ત્રીચીનાપલ્લી, અને કચ્છ જેવા દૂર દૂરના ભાગોમાથી વિદ્યાર્થીઓ આવે છે સમેલનના અધિવેશનમા પાસ થયેલા વિદ્યાર્થીઓને પ્રમુખને હાથે સર્ટિફિકેટ મળે છે ત્રણ અને પાચ વર્ષનો અભ્યાસ ક્રમ છે પ્રશ્ન પત્રો તે તે વિષયમા પ્રવીણ વૈદ્યો પાસે કઢાવી પરીક્ષા વખતે કેન્દ્રસ્થાને સમિતી તરફથી મોકલવામા આવે છે આ સબધી વ્યવસ્થા સાધારણ રીતે આપણા શાળાપીઠોના ધોરણને અનુસરીને બાધવામા આવી છે

* પ્રત્યક્ષ શારીર એ, એનેટોમીનો, સરળ છતા પ્રૌઢ સસ્કૃતિ આપવામા આવ્યુ છે.

## પુનાનું સંમેલન.

ગયે વર્ષે મદ્રાસના સંમેલનમાં આવેલા પુનાના વૈદ્યોએ સંમેલનને પુને બોલાવ્યું ત્યારે પુનાના વૈદ્યો આવું સારું કામ કરી શકશે એમ ધાર્યું ન હતું. પણ પુનાના વૈદ્યોની મહેચ્છા બહુ દૂરગામી હતી. બીજાઓ, સંમેલનને ત્રણ મહિના બાકી હોય ત્યારે કામ કરવાની શરૂઆત કરતા, પણ પુનાએ તો આઠ મહિના બાકી હતા ત્યારથી તૈયારી કરવા માંડેલી. સ્વાગતકારિણી સભાના પ્રમુખની તથા મંત્રીઓની ચુંટણી પણ ઘણી વ્હેલી કરેલી, અને મંત્રીઓએ, ખાસ કરીને મંત્રી કૃષ્ણ શાસ્ત્રી કવડેએ પુનાના સંમેલનને સફળ કરવા માટે છ મહિનાથી અવિરત શ્રમ કર્યો છે. કૃષ્ણ શાસ્ત્રી, કવડે જાતે, સંમેલનમાં વૈદ્યોને આમંત્રણ કરવા માટે ગુજરાતમાં તથા મહારાષ્ટ્રમાં ફર્યા હતા. મંત્રીના, આવી રીતે ફરવાથી સંમેલન તરફ વૈદ્યોનું ધ્યાન આકર્ષણ થયું. ગુજરાતના કેટલાક ભાગના ... તો સંમેલન શું છે? અથવા એ શું કામ કરે છે એની બીલકુલ ખબર નહોતી. હવેથી જ્યાં જ્યાં સંમેલન ભરાય ત્યાં ત્યાં બે મહિના પ્હેલાં મુખ્ય મંત્રી પોતાના પ્રાન્તમાં ફરી આવે તો ઘણો ફાયદો થાય.

પ્રદર્શનને સફળ કરવા માટે પણ પુનાના મંત્રીઓએ મોટી તૈયારી કરેલી. એમનો વિચાર તો એવો હતો કે સંમેલનને અંગે પુનામાં આયુર્વેદોપયોગી વનસ્પતિઓનો એક બગીચો તૈયાર કરી દેવો અને પછી એ કાયમ નિભાવવો. પણ સંમેલનને જે કેટલાંક વિઘ્નો નડયાં તેથી એ ધારણા પાર ન પડી. પ્હેલું અને સૌથી મોટું વિઘ્ન મરકીએ નાખ્યું. ડીસેમ્બરમાં સંમેલન ભરવાનું હતું પણ ઓક્ટોબરથી પુનામાં એવા જોરથી મરકી ચાલી કે સંમેલનને ડીસેમ્બરમાં ભરવાનો વિચાર તજી દેવો પડયો. અને ફેબ્રુઆરીમાં ભરવાનું નક્કી કર્યું. ફેબ્રુઆરીમાં પુના લગભગ મરકીથી મુક્ત થઇ ગયું હતું પણ એ આખા ગાળામાં મરકીનો એટલો ત્રાસ રહ્યો હતો કે મંત્રીઓની

ઇચ્છા પ્રમાણે કામ ન થઇ શક્યું. બીજું વિઘ્ન પણ મરકીએ જ ઉત્પન્ન કર્યું. વૈદ્યોને પુને આવવા આમંત્રણ કરનાર, સ્વાગતકારિણી સભાના ઉપપ્રમુખ વૃદ્ધ વિદ્વાન્ અને અસાધારણ ઉત્સાહી પ્રાણાચાર્ય બાલશાસ્ત્રી મરકીનો ભોગ થઈ ગયા. પુનાના સંમેલનને એમનો ટેકો ઘણો હતો. એમના કૈલાસવાસથી સ્વાગતકારિણી સભાને મોટી ખોટ ગઈ. સ્વાગતકારિણી સભાને છેલ્લો આઘાત એના પ્રમુખના કૈલાસવાસથી લાગ્યો. પુનાના અગ્રેસર શહેરી વિદ્વાન, વૃદ્ધ, વિરક્ત, મહોદાર, પૂજ્ય અન્નાસાહેબ પટવર્ધનનો સંમેલનની તારીખ પ્હેલાં લગભગ ૧૫ દિવસે કૈલાસવાસ થયો. સ્વાગતકારિણી સભાએ આ ખોટ સહી લઇને અત્યંત ધૈર્ય દાખવ્યું છે.

ઉપર કહેલાં વિઘ્નોની સામે થઇને પુનાએ જે યશસ્વી સંમેલન ભર્યું એમાંથી બીજાં શહેરોએ ઘણું શીખવાનું છે.

## ૧

# હિંદનું તત્ત્વજ્ઞાન

**હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ: નર્મદાશંકર દેવશંકર મહેતા** ( ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ રૂ. ૨–૦–૦ )

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી ગુજરાતની પ્રતિષ્ઠિત અને જુની સંસ્થા છે. એની પાસે વિપુલ દ્રવ્યસંગ્રહ છે છતાં એના કાર્યવાહકો કાંઈ માલવાળું કાર્ય કરતા નથી એવો આક્ષેપ ઘણાં વર્ષો સુધી ગુજરાતના નાક્ષરો તરફથી સોસાઇટી ઉપર થતો. ઇ. સ. ૧૯૦૭ની મુંબઇની બીજી સાહિત્ય પરિષદ્ વખતે પણ આ આક્ષેપનો ધ્વનિ માલમ પડ્યો. એ આક્ષેપ એ વખત માટે યથાર્થ હો કે ન હો પણ હમણાં કેટલાંક વર્ષથી જોઈએ છીએ તો ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પ્રસિદ્ધ કરેલાં પુસ્તકો સંખ્યામાં કે ગુણમાં સોસાઇટીને આક્ષેપ નહિં પણ માન અપાવે એવાં છે. આ બાબતનો ઘણો યશ મારા ધારવા પ્રમાણે સોસાઇટીના ગુણગ્રાહી આસિ. સેક્રેટરી. રા. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખને છે. મારા આ કથનના પુરાવા તરીકે સોસાઇટીએ હાલમા પ્રસિદ્ધ કરેલા ( ભા. ૧, ૧૯૨૪ માં અને ભા. ૨, ૧૯૨૫ માં ) હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ જિજ્ઞાસુઓને વાંચવાની વિનંતિ કરું છું.

તત્ત્વજ્ઞાનમાં સાધારણ રીતે બહુ થોડા માણસોને રસ આવે છે અને વિરલ મનુષ્યો જ તત્ત્વજ્ઞાનમાં પ્રવૃત્ત થાય છે. આપણા વિદ્વા-

દરિદ્ર દેશમાં નવું દર્શન પ્રગટ કરે એવો તો કોઇ વિદ્વાન્ છેલ્લા ૨૦૦ વર્ષોમાં જન્મ્યો જણાતો નથી પણ પ્રાચીન દર્શનોના સારા અભ્યાસીએ યે વિરલ–અતિવિરલ છે. અને દર્શનાભ્યાસ સાથે ઐતિહાસિક દૃષ્ટિને યોગ તો શોધવો જ પડે છતાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ એવા વિરલ વિદ્વાનને શોધી કાઢ્યા છે. રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતા દર્શનોના અભ્યાસી તરીકે ગુજરાતમાં ઘણા વખતથી પ્રખ્યાત છે. ગુજરાત મંડળની એક સભામાં ભાષણ કરતાં ગ. રા. બલવન્તરાય કલ્યાણરાય ઠાકોરે ખરું જ કહ્યું હતું કે ગુજરાતમાંથી આઠ, ચાર કે બે વિદ્વાનોનેય તમે ગોધો તો એમાં ન. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાનું નામ આવે રા. નર્મદાશંકર મહેતા શ્રેયઃસાધક અધિકારી વર્ગના પૂજ્ય ગુરુ શ્રીમન્નૃસિંહાચાર્યના અનુયાયી અને શાંકર કેવલાદ્વૈતના પ્રૌઢ અભ્યાસી હોવા છતાં આ હિન્દ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એમણે કેવળ ઐતિહાસિક તટસ્થદૃષ્ટિ રાખી છે. એટલે આ હિન્દ તત્ત્વજ્ઞાનના ઇતિહાસથી આપણા ગુજરાતના દરિદ્ર ઐતિહાસિક સાહિત્યમાં એક સારો ઉમેરો થયો છે.

### વર્ગીકરણની મુશ્કેલી

ભારતવર્ષ તત્ત્વજ્ઞાનનું તો ઘર છે. છેક ઋગ્વેદના સમયથી તાત્ત્વિક વિચારોનો પ્રવાહ શરૂ થયો છે. અને હમણાં સુધી–૧૭માં શતક સુધી નવા નવા તાત્ત્વિક વિચારકો ઉત્પન્ન થયા છે. આ લાંબા ગાળામાં એટલું બધું દર્શનસાહિત્ય ઉત્પન્ન થયું છે કે એનું વર્ગીકરણ કરવું અને દાર્શનિક વિકાસક્રમ બતાવવો એ કાર્ય સહેલું નથી વળી આ દેશમાં તત્ત્વજ્ઞાન સાથે ધર્મદૃષ્ટિ ભળેલી હોવાથી શુદ્ધ ઐતિહાસિક વિચારણામાં બેવડી મુશ્કેલી ઉત્પન્ન થાય છે. જુના વખતના દાર્શનિક લેખકોએ વર્ગીકરણનો પ્રયાસ કર્યો છે. પણ તેઓ આ ધર્માગ્રહના કુંડાળામાં રહીને વર્ગીકરણ કરે છે. પહેલું તો આસ્તિક દર્શન અને નાસ્તિક દર્શન; અને આસ્તિક દર્શનો છ, એ સંસ્કૃત પંડિતોનું પ્રસિદ્ધ વર્ગીકરણ છે પણ આ બ્રાહ્મણોએ કરેલું વર્ગીકરણ છે, એટલે વેદ-

શાસ્ત્રને પ્રમાણભૂત માનીને ચાલે તે આસ્તિક દર્શન અને વેદને પ્રમાણભૂત ન માને તે નાસ્તિક દર્શન. પણ આ વર્ગીકરણ શાસ્ત્રીય નથી. બ્રાહ્મણોએ ધાર્મિક આગ્રહથી ઉભું કરેલું છે. ધાર્મિક દૃષ્ટિએ જોઈએ તો જુના વખતમાં આ દેશમાં અનેક ધર્મમતો પ્રચલિત હશે અને કોઈ કોઈ ધર્મમત સાથે કોઈક જાતનું તત્ત્વદર્શન પણ ઉભું થયું હશે. પણ એમાંનો મોટો ભાગ કાળસાગરમાં ડુબી જવાથી અત્યારે આ દેશના ત્રણ મહાધર્મોના ત્રણ દર્શનપ્રવાહો દેખાય છે: બ્રાહ્મણદર્શન, બૌદ્ધદર્શન અને જૈનદર્શન. આ ત્રણે મતોના તત્ત્વજ્ઞોના વાદવિવાદોથી ભૂતકાળની રાજસભાઓ, ધાર્મિકસભાઓ, મંદિરોના સભામંડપો અને મઠો ગાજી રહેતા. આ વાદવિવાદો શુષ્ક યુદ્ધો માત્ર હતાં એમ માનવાનું નથી. આ ચર્ચાઓથી પ્રત્યેક મતના પંડિતો પોતાના મતનાં સૂક્ષ્મ દૂષણો દૂર કરતા અને ઘણીવાર વિરોધી મતના સદંશો ગ્રહણ કરી એને પોતાના મંતવ્ય સાથે મેળવી લેતા. બ્રાહ્મણોમાં, બૌદ્ધોમાં અને જૈનોમાં મોટા પ્રતિભાશાળી તત્ત્વજ્ઞો પાકે ત્યારે નવું દર્શન ઉત્પન્ન કરે પણ તે સિવાય આવી ચર્ચાઓથી જુદાં જુદાં દર્શનોમાં ન્હાના મોટા સુધારા થઈને એનો પ્રવાહ જીવંત રહેતો. કોઈ પણ એક દર્શન—સાંખ્ય, ન્યાય, વેદાન્ત ગમે તે–દાખલા તરીકે લઈને એનો મુળથી અત્યાર સુધીનો ઇતિહાસ જોવાથી આ કથનની યથાર્થતા બરાબર સમજાશે. આપણાં જુદાં જુદાં દર્શનોનો ઇતિહાસ એટલે વેદમાં તે દર્શનના વિચારનું સૂક્ષ્મ બીજ; પછી એનો કોઈ પ્રતિભાશાળી મહાપુરુષ-દ્વારા વિકાસ; એટલે દર્શન-સૂત્રો અને પછી ઉપર કહી તેવી ચર્ચાઓથી સૂત્ર ગ્રંથોમાં કહેલા સિદ્ધાન્તોનું ભાષ્યકારો, વૃત્તિકારો, વિવરણકારો વિગેરેદ્વારા વારંવાર સંસ્કરણ થઈને ચાલેલો આખો સાહિત્યપ્રવાહ: આનું નામ દર્શન.

આ સામાન્યસ્વરૂપ કાંઈ હમેશાં એક સરખું જળવાયું નથી. બૌદ્ધ અને જૈન દર્શનોમાં ઘણા વિચારો આવે છે કે જેનું બીજ વેદમાં નથી મળતું. અલબત્ત એ બન્ને ધર્મપ્રવાહોના મુળને વેદમાંથી–વૈદિક સાહિત્ય, વૈદિક સંસ્કાર અને વૈદિક વાતાવરણમાંથી પોષણ મળ્યું છે

એ વાત ખરી, પણ બૌદ્ધ અને જૈન દર્શનો વેદથી બ્રાહ્મણદર્શનો કરતાં ઘણાં વધારે સ્વતંત્ર છે. બીજી વાત એ પણ છે કે ન્યાયદર્શન કે વૈશેષિક દર્શનમાં પાછળથી સુધારા વધારા ઘણા થયા છે પણ મુખ્ય સિદ્ધાંતો સૂત્રગ્રંથમાં ગુંથેલા મળે છે અને ભાષ્યકારો તથા ટીકાકારોને નવું કહેવાનું થોડું જ છે. પણ વેદાંતદર્શનમાં સ્થિતિ જુદી જ છે. વેદાંતદર્શનનો તો ઘણો વિકાસ ઉપનિષદોમાં થઈ ગયેલો. ઉપનિષદોનાં વચનોમાં જગત્, જીવ અને ઈશ્વર વિષે અપૂર્વ ગહન અર્થવાળા, તલસ્પર્શી અને પરમ તેજસ્વી વિચારો મળે છે. પછી બ્રહ્મસૂત્રકાર બાદરાયણને ભાગ્યે જ કાંઈ નવું કહેવાનું દેખાય છે અને અત્યારે વેદાંતદર્શનના જે જુદા જુદા મતો દેખાય છે તે બ્રહ્મસૂત્રના શંકરાચાર્ય વગેરે ભાષ્યકારોથી ચાલેલા છે.

વળી આ જુદા જુદા મતોના અનુયાયીઓએ પોતાના સિવાયના સર્વમતોનું ખંડન કર્યું છે, પોતાના મતને શ્રેષ્ઠ ઠરાવ્યો છે, અને પૂર્વજોના મતોનો ઉપન્યાસ કર્યો છે ત્યાં પણ ઐતિહાસિક રીતે નથી કર્યો; કેટલીકવાર પરમતના સિદ્ધાંતોનો સ્વીકાર કર્યો છે પણ એ ઋણનો સ્વીકાર નથી કર્યો. જેમકે, શંકરવેદાંત ઉપર બૌદ્ધ માધ્યમિક મતના સિદ્ધાંતોની અસર થઈ છે એમ હાલના ઐતિહાસિક વિચારકો માને છે. (જુઓ હિન્દ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ પૂર્વાર્ધ પા—૧૮૩, ૧૮૪) અને શાંકર વેદાંતને રામાનુજાદિ વિરોધી વિચારકો 'માયાવાદી—પ્રચ્છન્નબૌદ્ધ' કહીને ગાળ દે છે.

मायावादमसच्छास्त्रं प्रच्छन्नं बौद्धमुच्यते

प. पुराण. उ. खंड अ. २६४

એ જોતાં એમાં કાંઇ તથ્યાંશ હોવાનો સંભવ છે; છતાં રા. રા. નર્મદાશંકર દેવશંકર મહેતાએ એમના આ ગ્રન્થમાં જ્યારે શાંકરવેદાંત ઉપર બૌદ્ધ અસરની વાત સ્પષ્ટ કહી ત્યારે જુની રૂઢિના વેદાંતી પંડિતોમાં ખુબ ચર્ચા જાગી. અને કેટલાક પ્રખર ગણાતા પંડિતોએ

જુની રીતે પ્રમાણોપન્યાસથી આ વાતનું ખંડન કરવાનો પ્રયાસ કર્યો હતો. (ગયા વર્ષની 'ગુજરાતી' પત્રની ફાઇલ જોવાથી આવાં ખંડનનો એકાદ લેખ મળી આવશે).

આ દેશના પ્રાચીન સાહિત્યમાં ઈતિહાસને સ્થાન જ નથી. એટલે દર્શનશાસ્ત્રનો ઇતિહાસ હોવાનો સંભવ જ ક્યાંથી હોય ? પણ કેટલાક વિદ્વાનોએ પોતાના વખત સુધીમાં પ્રચલિત દર્શનોના સાર-સંગ્રહો લખ્યા છે.

શ્રી માધવાચાર્યનો સર્વદર્શનસંગ્રહ તો પ્રસિદ્ધ છે. પણ એક જૈન પંડિત હરિભદ્રસુરિનો ષડ્દર્શનસમુચ્ચય ટીકા સાથે પ્રસિદ્ધ થયો છે. આ ઉપરાંત વેદાંતદર્શનનું ખંડન કરવા માટે પ્રતિપક્ષી રૂપે બીજાં દર્શનોની નોંધ કરે છે એ ઉપરથી તે તે કાળે ક્યાં ક્યાં દર્શનો પ્રચલિત હતાં એ જાણી શકાય છે. બૌદ્ધ દર્શનોનું ઘણું મુળ સાહિત્ય લુપ્ત થયું છે તેમ જ પ્રાચીન ભાગવત અને પાશુપત મતનું મુળ સાહિત્ય અત્યારે મળતું નથી, પણ જે કાંઈ જળવાઈ રહ્યું છે તે ઉપરથી દર્શનોનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાય. ૧૪મા સૈકામાં થઈ ગયેલઃ માધવાચાર્ય (૧) ચાર્વાક, (૨) બૌદ્ધ (૩) આર્હત (૪) રામાનુજ (૫) પૂર્ણપ્રજ્ઞ (૬) નકુલીશ પાશુપત (૭) શૈવ (૮) પ્રત્યાભિજ્ઞા (૯) રસેશ્વર (૧૦) ઔલુક્ય (૧૧) અક્ષપાદ (૧૨) પાણિનિ (૧૩) સાંખ્ય (૧૪) પાતંજલ (૧૫) શાંકરઃ એ પ્રમાણે પંદર દર્શનો ગણે છે. પણ આધુનિક તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ જોતાં વ્યાકરણના આકરગ્રંથોમાં શબ્દ વિષે તાત્ત્વિક ચર્ચા પુષ્કળ હોવા છતાં પાણિનિનું જુદું દર્શન ગણવાની જરૂર નથી. વળી જૈમિનિના દર્શનને ( પૂર્વ મીમાંસાને ) માધવાચાર્યે નથી ગણ્યું, પણ હરિભદ્રસૂરિ વગેરે પહેલાંના વિચારકોએ ગણ્યું છે. એટલું જ નહિ પણ સર્વવેદાંતસંગ્રહ જેવા ગ્રંથમાં પ્રભાકર અને ભાટ્ટને જુદા ગણીને પૂર્વ મીમાંસાના બે પેટાભેદ પાડ્યા છે. વળી બૌદ્ધનું એક જ દર્શન માધવાચાર્યે ગણ્યું છે જ્યારે બીજા ચાર

બૌદ્ધ મતને જુદા ગણે છે. અને વસ્તુતઃ તો હીનયાનના અને મહાયાનના થઈને એથીયે વધારે મતો છે. વળી જૈન મત એક જ ગણ્યો છે પણ જૈનોનાયે શ્વેતાંબર અને દિગંબર એ રીતે બે મતો પ્રસિદ્ધ છે.

વૈષ્ણવ મતોમાં માધવાચાર્યે રામાનુજ અને પૂર્ણપ્રજ્ઞ બે જ ગણ્યા છે પણ માધવાચાર્યના વખત પછી થયેલા શ્રી વલ્લભાચાર્ય અને શ્રી ચૈતન્યને તથા પહેલાં થયેલા નિંબાર્કને પણ ગણવા જોઈએ. વળી જેની પરંપરા નથી ચાલી એવા ભર્તૃપ્રપંચ અને વિજ્ઞાનભિક્ષુ જેવા વેદાંતીઓને પણ ગણવા જોઈએ.

ટૂંકામાં, લગભગ પચ્ચીસ છવ્વીસથી વધારે ભિન્ન ભિન્ન દર્શનો આ આ દેશમાં ઉત્પન્ન થયાં છે, વિકસ્યાં છે અને તેમાંનાં કેટલાંકની પરંપરા પણ ઓછે વત્તે અંશે ચાલે છે. કેટલાંક દર્શનોના ચુસ્ત અનુયાયીઓ આ જમાનામાં પણ આ દેશમાં મળે છે.

## દુર્લભ ઇતિહાસસામગ્રી

રામાનુજ, મધ્વ, વલ્લભાચાર્ય વગેરેના ધાર્મિક સંપ્રદાયો ચાલુના હોવાથી તે તે આચાર્યનાં દર્શનના હજારો અનુયાયીઓ આ દેશમાં મળે એ સ્વાભાવિક છે. પણ શાંકર વેદાંત દર્શનનો કેવળ તત્ત્વજ્ઞાનની પ્રીતિથી અભ્યાસ કરનારા અને એ દર્શનની માન્યતાઓને જીવનમાં ઉતારવા પ્રયાસ કરનારા સેંકડો પંડિતો અને સંન્યાસીઓ આ વીસમી સદીમાંયે આ દેશમાં જીવે છે. આ રીતે દર્શનવિદ્યાનો પ્રવાહ આ દેશમાં હજી જીવતો છે. આવા જીવંત પ્રવાહવાળી વિદ્યાનો ઇતિહાસ અત્યંત આકર્ષક હોય એ સ્વાભાવિક છે. પણ આ ઇતિહાસ લખવો સહેલો નથી. જુદાં જુદાં દર્શનોના સેંકડો ગ્રન્થો છાપેલા અને ન છાપેલા મળે છે. શાંકરવેદાંત, રામાનુજ મત, વલ્લભ મત વગેરે લોકપ્રિય મતોનાં દર્શનોનું સાહિત્ય ઘણું વિશાળ છે. ત્યારે કોઈ કોઈ દર્શન-તત્ત્વવિદ્યાની દૃષ્ટિથી જાણવા યોગ્ય દર્શન વિષે ઇતર દર્શનના સાહિત્યમાં ઉપલબ્ધ છૂટક ઉલ્લેખો ઉપરથી, અથવા દર્શનેતરસાહિત્યના ઉલ્લેખો ઉપરથી અથવા

એકાદ અપ્રસિદ્ધ-કોઈક પુસ્તકાલયમાં પડેલ હસ્ત પ્રત ઉપરથી જ માહિતી મળે છે. બ્રાહ્મણ દર્શનોનું સાહિત્ય સંસ્કૃત ગ્રન્થોમાં છે. આમાં પણ પ્રાચીન દર્શનોનું સાહિત્ય મોટે ભાગે લુપ્ત થઈ ગયું છે. જેમકે, સાંખ્ય દર્શનના સૂત્રો કપિલનાં કહેવાય છે પણ પ્રાચીન નથી. અત્યારે તો ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા એ જ સાંખ્યનો જુનામાં જુનો ગ્રંથ છે. પણ આ ગ્રંથનું સાંખ્ય નિરીશ્વરવાદી છે. હવે મહાભારતમાં, જુનામાં જુનાં પુરાણોમાં, ગીતામાં અને ઉપનિષદોમાં જે સાંખ્યનો ઉલ્લેખ આવે છે તે સાંખ્ય નિરીશ્વરવાદી હતું કે સેશ્વરવાદી? હાલના વિદ્વાનોને મતે પ્રાચીનતર સાંખ્ય સેશ્વરવાદી હોવું જોઈએ. આ પ્રાચીનતર સાંખ્યનો કોઈ ગ્રંથ અત્યારે ઉપલબ્ધ નથી. કપિલ, પંચશિખ કે આસુરીનો લખેલો કોઈ ગ્રંથ કદાચ હશે તો તે મળતો નથી. અને માત્ર મહાભારતમાં સેશ્વરવાદી સાંખ્ય મતના છુટક ઉલ્લેખો મળે છે એ ઉપરથી સેશ્વરવાદી સાંખ્યની ઝાંખી થાય છે. પ્રાચીન ભાગવતદર્શન અને પાશુપતદર્શન જેનું શંકરાચાર્ય અને કદાચ બ્રહ્મસૂત્રકાર પોતે પણ ખંડન કરે છે એ વૈષ્ણવ અને શૈવ દર્શનોનો પણ એકેય ગ્રંથ અત્યારે મળતો નથી. પણ મહાભારતમા અને પુરાણોમાં ઘણું સાહિત્ય મળે છે. એ બધા ઉપરથી એ પ્રાચીન મતોની ધાર્મિક માન્યતાઓની ઘણી વધારે ખબર પડે છે પણ દાર્શનિક સિદ્ધાંતોને આ વિશાળ પૌરાણિક સાહિત્યમાંથી તારવવા એ રહેલું નથી. જો કે વિષ્ણુપુરાણ અને ભાગવતનું વૈષ્ણવદર્શન નિઃસંશય અદ્વૈતવાદી છે.

આ થઈ બ્રાહ્મણદર્શનની વાત. બૌદ્ધ દર્શનોમાં હીનયાન મતનાં દર્શનોનું સાહિત્ય પાલીભાષામાં છે. અને મહાયાન મતના દર્શનોનું વિશાળ સાહિત્ય સંસ્કૃત ભાષામાં હતું તે લુપ્ત થઈ ગયું છે. એનાં ટીબેટની તથા ચીનાઇ ભાષામાં ભાષાંતરો મળે છે. હાલમાં એ લુપ્ત થયેલા ભંડારમાંથી એકાદ ગ્રન્થ ક્યાંકથી જડી આવે છે તો અહોભાગ્ય મનાય છે. જૈન દર્શનોનું સાહિત્ય અર્ધમાગધી તથા સંસ્કૃત ભાષામાં મળે છે.

આ રીતે હિંદી દર્શનો માટેનું મૂળ સાહિત્ય એટલું વેરાયેલું વિશાળ અને જંગલ જેવું છે કે એની ઐતિહાસિક વ્યવસ્થા કરવી સહેલી નથી. પણ સદ્ભાગ્યે આ વિષય ઉપર ત્રણ ચાર સારા ગ્રન્થો ઈંગ્રેજી ભાષામાં લખાયેલા છે. હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસના ઉત્તરાર્ધના સંદર્ભ-ગ્રન્થ ( Bibliography )ના પ્રથમ પરિશિષ્ટમાં ચાર નામ લખ્યાં છે. (૧) History of Indian Philosophy by Dasgupta, (૨) Indian Philosophy of Radhakrishna, (૩) Six systems of Max Muller, (૪) Outline of Indian Philosophy by Deussen.

આ આખા વિષયની ચર્ચા કરનારા ગ્રન્થો ઉપરાંત ઔપનિષદ તત્ત્વજ્ઞાન, સાંખ્યયોગ, બૌદ્ધદર્શન, ન્યાયવૈશેષિક વગેરે જુદા જુદા વિભાગને લગતા Philosophy of Upanishads by Deussen, Do by Gaugh, Sankhya system by A. B. Keith, Buddhistic Philosophy in India and Ceylone by A. B. Keith, History of Indian Logic by Satischandra Vidya Bhushāna, Indian Logic and Atomism by A. B- Keith, Cambridge History of India. વગેરે ગ્રન્થો મળે છે.

રા. રા. નર્મદાશંકરભાઇ પૂર્વાર્ધની પ્રસ્તાવનામાં લખે છે કે 'ગ્રન્થની રચનામાં મેં ઇંગ્રેજી પુસ્તકોનો આશ્રય ઘણે ભાગે લીધો છે. પરંતુ બને ત્યાં સુધી મૂળ સંસ્કૃત સાહિત્યનું અવલોકન કરી સારસંગ્રહ કર્યો છે.' પણ આ મૂળ સંસ્કૃત સાહિત્ય કેટલું વિશાળ છે એ હિંદ તત્ત્વજ્ઞાનના ઈતિહાસના ઉત્તરાર્ધના આરંભમાં આપેલી સંદર્ભગ્રન્થની સુચી ઉપરથી દેખાશે. ( પૂર્વાર્ધની પ્રસ્તાવનામાં 'ઉત્તરાર્ધના અવધિએ સંદર્ભગ્રન્થ તે તે પ્રકરણોને લગતો આપવામાં આવશે' ( પા. ૧૮ ) એમ લખ્યું છે પણ વસ્તુતઃ ઉત્તરાર્ધના આરંભમાં સંદર્ભગ્રન્થનું પરિ-શિષ્ટ આપ્યું છે.)

## દર્શનસાહિત્યની વિપુલતા

હિંદ તત્ત્વજ્ઞાનનું સાહિત્ય કેટલું વિશાળ છે એનો ખ્યાલ વાંચનારને એક બે દાખલાથી ઠીક આવશે. ભગવાન્ શંકરાચાર્યે ઉપનિષદો, ભગવદ્ ગીતા, અને બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્યો રચ્યાં છે એ પ્રસિદ્ધ છે. આમાંના બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપર શંકરાચાર્યના શિષ્ય પદ્મપાદાચાર્યે પંચપાદિકા નામનો ગ્રન્થ લખ્યો છે, જેનો ચતુ:સૂત્રી પર્યંતનો ભાગજ હાલમાં ઉપલબ્ધ છે. આ પંચપાદિકા ઉપર પ્રકાશાત્માએ (ઈ. સ. ૧૨૦૦) પંચપાદિકા વિવરણ લખ્યું છે અને તેના પ્રયોગોનો સંગ્રહ પંચપાદિકા વિવરણ સંગ્રહ નામના નિબંધમાં વિદ્યારણ્ય સ્વામીએ (ઈ. સ. ૧૩૫૦) કર્યો છે. આ ઉપરાંત વિવરણ ઉપર અખંડાનંદનું તત્ત્વદીપ (ઈ. સ. ૧૫૦૦) માં લખાયું છે. અમલાનંદે (ઈ. સ. ૧૨૪૭ થી ૧૨૬૦) પંચપાદિકા દર્પણ લખ્યું છે. વિદ્યાસાગરે પંચપાદિકા ટીકા લખી છે. પંચપાદિકાના વિવરણકાર પ્રકાશાત્મ યતીંદ્રે શાબ્દ નિર્ણય નામનો પણ ગ્રન્થ લખ્યો છે.

બ્રહ્મસૂત્ર ઉપરના શાંકર ભાષ્ય ઉપર અવિચ્છિન્ન પ્રસ્થાન ભામતીથી શરૂ થાય છે. નૃગ રાજાના સમયમાં થયેલા મૈથિલ પંડિત વાચસ્પતિ મિશ્રે (નવમું શતક) શાંકરભાષ્ય ઉપર પોતાની પત્નીના નામથી ભામતી નામની ટીકા લખી છે. ભામતીની ભૂમિ ઉપર અમલાનંદે કલ્પતરુ ઉગાડયો છે. અને તે કલ્પતરુનો પરિમલ અપ્પય્ય દીક્ષિતે (ઈ. સ. ૧૫૩૦ થી ૧૫૯૩) પ્રસરાવ્યો છે. વળી બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપર આનંદગિરિ (ઈ. સ. ૧૩૮૦) તથા ગોવિંદાનંદની રત્નપ્રભા ઉત્તમ ટીકાઓ છે. (હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ ઉત્તરાર્ધ પા. ૨૧૭–૨૧૮) આટલું તો બ્રહ્મસૂત્ર ભાષ્ય ઉપર સાહિત્ય છે પણ તે ઉપરાંત શાંકર વેદાંત ઉપર સ્વતંત્ર સાહિત્ય ઘણું છે. શંકરાચાર્યના શિષ્ય અને સમકાલીન સુરેશ્વરાચાર્યે તૈતિરીય ઉપનિષદ્ ભાષ્ય તથા બૃહદારણ્યક ભાષ્ય ઉપર મોટાં વાર્તિકો લખ્યાં છે. આ વાર્તિકો ઉપર આનન્દગિરિએ ટીકા લખી છે અને વિદ્યારણ્ય સ્વામીએ બૃહદારણ્યક વાર્તિક

સાર નામનો ગ્રન્થ લખ્યો છે. વળી સુરેશ્વરચાર્યેજ નૈષ્કર્મ્ય સિદ્ધિ નામનો એક ન્હાનો પણ સરસ ગ્રન્થ લખ્યો છે. શંકરાચાર્યના શિષ્ય પદ્મપાદના શિષ્ય સર્વજ્ઞમુનિએ (ઇ. સ. ૯૦૦) પદ્યાત્મક સંક્ષેપ શારીરક લખ્યું છે. એના ઉપર રામતીર્થે ટીકા લખી છે. પછી મધુસૂદન સરસ્વતીએ (ઈ. સ. ૧૬૦૦) ભગવદ્ગીતા ઉપર ટીકા ઉપરાંત અદ્વૈત સિદ્ધિ નામનો ગ્રન્થ લખ્યો છે અને સદાનંદ કાશ્મીરકે (ઇ. સ. ૧૫૪૭) અદ્વૈત બ્રહ્મ સિદ્ધિ લખી છે અને બીજા એક વિદ્વાને સ્વારાજ્ય સિદ્ધિ લખી છે. શ્રી હર્ષે (ઇ. સ. ૧૧૮૭) ખંડનખંડખાદ્ય નામનો વાદગ્રંથ લખ્યો છે, ચિત્સુખાચાર્યે (ઈ. સ. ૧૨૦૯ માં) તત્ત્વદીપિકા લખી છે અને એના ઉપર પ્રત્યગ્રૂપનયનની પ્રસાદિની ટીકા છે. વળી વિદ્યારણ્ય સ્વામીની પંચદશી વેદાંતના સ્વતંત્ર નિબંધ તરીકે પ્રસિદ્ધ છે. એમણે જ ઉપનિષદો ઉપર દીપિકાઓ લખી છે. એનો શંકર દિગ્વિજય પ્રસિદ્ધ છે. એમનો જીવનમુક્તિવિવેક પણ સરસ છે. વેદાન્ત ન્યાયનું સ્વરૂપ સમજવા માટે ધર્મરાજાધ્વરી (ઇ. સ. ૧૫૫૯) ની વેદાન્ત પરિભાષા વાંચવા જેવી છે., તેના ઉપર રામકૃષ્ણાધ્વરીની શિખામણિ નામની ટીકા છે અને બીજી અમરદાસની મણિપ્રભા નામની ટીકા છે. સદાનંદનો વેદાંતસાર શરૂઆતના અભ્યાસી માટે ઉપયોગી છે. તેના ઉપર સુબોધિની અને વિદ્વન્મનોરંજની નામની બે ટીકાઓ છે. અદ્વૈતસિદ્ધિસિદ્ધાન્તસાર પણ સદાનંદનો ગ્રન્થ છે. પ્રકાશાનંદે (ઇ. સ. ૧૬૫૦ માં) વેદાન્ત મુક્તાવલિ લખી છે, વળી મધુસૂદન સરસ્વતીની અદ્વૈત સિદ્ધિ ઉપર ગૌડ બ્રહ્માનંદી, વિઠ્ઠલેશોપાધ્યાયી, સિદ્ધિ વ્યાખ્યા વગેરે ટીકાઓ છે. (પા. ૨૧૮ થી ૨૨૧).

આ શાંકર વેદાંતના વિપુલ સાહિત્યની નામવલિ થઈ. આમાં કેટલાક ગ્રન્થોનો ઉલ્લેખ રહી ગયો હશે. શ્રી રામાનુજના વિશિષ્ટાદ્વૈતના અને શ્રી વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈતના ગ્રંથોની સંખ્યા પણ ન્હાની નથી. (અહિં સ્થળ સંકોચથી એ બન્ને સંપ્રદાયોના ગ્રંથોની નામાવલિ આપી નથી).

આ વિશાળ સાહિત્યનો ઇતિહાસ નિરૂપવો અને સારોદ્ધાર કરવો એ સહેલું નથી. ગુ. વ. સોસાઇટીએ ૩૦૦ પૃષ્ઠનો ગ્રન્થ લખવાનું જણાવેલું પણ રા. રા. નર્મદાશંકરભાઇને બે ભાગ કરવા પડ્યા અને બીજા ભાગમાં તો ગ્રન્થ પુરોજ કરવાનો હોવાથી બીજો ભાગ ૩૫૦ પૃષ્ઠનો કર્યો, છતાં ઉપર સુચવેલા આ દેશના તત્ત્વજ્ઞાનના વિશાળ સાહિત્યને પુરતો ન્યાય મળ્યો છે એમ નથી કહી શકાતું. કોઈ કોઈ શાખાનો સારોદ્ધાર અતિ ટુંકાવવો પડયો છે. આ સ્થિતિમાં આ સારનો પણ સાર આપવાનો પ્રયત્ન શકય નથી.

## દર્શનશાસ્ત્રના વિભાગો

તત્ત્વજ્ઞાનના શાસ્ત્રના અથવા આપણી જુની પરિભાષામાં જેને દર્શનશાસ્ત્ર કહે છે તેના ત્રણ વિભાગ પડી શકે (૧) દષ્ટિના સ્વરૂપ તથા ઉદય, અસ્ત વગેરેના નિયમોનું ભાન કરાવનાર (Theory of Knowledge or Epistemology), (૨) દૃશ્ય સ્વરૂપનો નિર્ણય કરનાર (Ontology or Theory of Being): (૩) દ્રષ્ટા સ્વરૂપનો નિર્ણય (Theology or Theory of spirit) આ પ્રમાણે દૃષ્ટિ, દૃશ્ય અને દ્રષ્ટા અથવા જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા એ ત્રણ વ્યૂહમાં દર્શનશાસ્ત્ર વ્હેંચાય છે. પરંતુ જ્યારે ભૌતિક શાસ્ત્ર (Physical Science) માત્ર અનુભવાતા દૃશ્યના ઉદય તથા અસ્તનું સ્વરૂપ તથા તેમાં પ્રવર્તતા નિયમો વર્ણવે છે ત્યારે આ દર્શનશાસ્ત્ર એ ત્રણ પ્રતિઓ (Phenomena) નું એટલે કે દ્રષ્ટા, દૃશ્ય અને દૃષ્ટિ-જ્ઞાતા. જ્ઞેય અને જ્ઞાન એ ત્રિપુટીનું વસ્તુતઃ કેવા પ્રકારનું સ્વરૂપ (Nomenon) છે તે સમજાવવા પ્રયત્ન કરે છે.

આ દેશના તત્ત્વચિંતકોએ છેક વેદકાળથી ઉપરની ત્રિપુટીનું અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ એ ત્રણ ભાવનાવડે ચિંતન કર્યું છે. ઋગ્વેદમાંથી અધિભૂતભાવના યુક્ત ચિંતનના ઉદાહરણ તરીકે હિન્દ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં **નાસદીય સૂક્તનો** અનુવાદ આપ્યો

ધિદૈવ ભાવના પ્રધાન ચિંતનના ઉદાહરણ તરીકે વૈશ્વાનરસૂક્તનો અધ્યાત્મભાવવાળાં ચિંતનના દાખલા તરીકે વાક્સૂક્તનો અનુવાદ ॥ છે. આ ત્રણે સૂક્તોનો પદ્યમય અનુવાદ વાંચવા જેવો છે.

### વાક્સૂક્ત

'હું વિશ્વદેવ બનીને જગમાં રમું છું,
આદિત્ય, રુદ્ર વળી હું વસુરૂપ ભમું
હું મિત્રને, વરુણને ધરીને રહું છું,
ઈન્દ્રાગ્નિને જગતું છું વળી અશ્વિનોને ૧

જે રાજધાની વસુની ચિતિ જ્યોતિવાળી,
યજ્ઞો વડે પ્રથમ સંગમની ગણાતી;
દેવો પ્રવેશી બહુ પૌરજનો ગણાવા,
તે દિવ્યરૂપ મુજનું જગાડવા આ. ૨

હું સ્પષ્ટ વાણી વદું છું અનુભૂતિની આ.
દેવો તથા મનુજના હિતની મનાતી;
જેનો પ્રકર્ષ કરવા મનમાં હું ધારૂ,
તેને બનાવું ઋષિ હું વળી આદ્યદ્રષ્ટા. ૩

શ્રદ્ધા તમારી શ્રુતિ વાક્ય મહીં વસે જો,
તો હું વદું શ્રુતિમુખે શ્રવણે ધરો આ;
જે શ્વાસધારી જીવ આ મુજ બીજ મંત્રે,
મારા રહસ્ય સ્વરને સુણતાં રહે છે. ૪

જેઓ વિચારરત થઈ મનમાં જુએ છે,
તે જાણતા, મુજ બળે ભુવનો જગે છે:
જેઓ બહિર્મુખ બની ભમતા ફરે છે,
તે ક્ષીણ થાય બળયોગ વિના સુકાતા. ૫

હું રુદ્રને ધનુષ અર્પું અમોઘવીર્ય,
બ્રહ્મદ્વિષો ઝટ હણાય શરપ્રહારે;
અંતર્ પ્રવેશી કરું છું જનને સમસ્ત,
દ્યાવાપૃથિવી ધરીને રહું છું સમર્થ. ૬

* * *

વાયુની પુઠે ધસીને સઘળે ફરૂં છું.
વિશ્વે અનંત ભુવનો મહીં હું રમું છુ. ૯
આ લોકથી પર અને પૃથિવીની પાર,
મારો અખંડ મહિમા સમજો રસાળ."

(ऋ मं. १० सू १२६) પા. ૯–૧૦

આ રમણીય ભાવપૂર્ણ અને ત્રણચાર હજાર વર્ષ પહેલાંનું ઊંડું અધ્યાત્મચિંતન દર્શાવતું સૂક્ત વાક્ નામની વિદુષીના હૃદયમાં સ્ફુરેલું ગણાય છે. એ પ્રાચીનકાળની તત્ત્વજ્ઞાની બ્હેનને શ્રદ્ધાંજલિ આપતાં રા. નર્મદાશંકરભાઈએ ગાયું છે કેઃ—

આ સૂક્ત રમ્ય અનુભૂતિવાળું વિશાળ,
વાગ્નામ ધારી મુનિ અંભૃણની કુમારી;
તેના વિશુદ્ધ હૃદયે સ્ફુટ ભાવ પામી,
આ ગુર્જરી મહિં સ્ફુરે કિરણાવલિથી.

આ રીતે અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મ એ ત્રણ પ્રકારનાં ચિંતનોનું મૂળ છેક વેદમાં મળે છે. પછી એ ત્રણે પ્રકારનાં ચિંતનોનો વિકાસ ઔપનિષદ કાળમાં થયો. જો કે પ્રાચીન ઉપનિષદો મુખ્યત્વે અધ્યાત્મચિંતન પ્રધાન છે છતા આ દેશનાં ભવિષ્યનાં દર્શનશાસ્ત્રોનો પાયો, જગત્, જીવ અને ઈશ્વરની ઉપરનાં ત્રણ દૃષ્ટિબિન્દુઓ વડે ભિન્ન ભિન્ન સંભાવનાઓ બંધાઈને શ્રૌતકાળમાં જ નખાયો અને એના ઉપર આ દેશનાં વિવિધ દર્શનોનું મહામંદિર કાળક્રમે બંધાયું.

આ અધિભૂત અધિદૈવ અને અધ્યાત્મ ત્રણે પ્રકારના તત્ત્વચિંતનના પ્રવાહો 'બ્રાહ્મણધર્મ પ્રદેશમાં, બૌદ્ધધર્મ પ્રદેશમાં અને જૈનધર્મ પ્રદેશમાં થઈ વહે છે. પરંતુ આ સર્વ પ્રદેશો ખરી રીતે ભારતવર્ષના જ વિભાગ રૂપ છે. અધિભૂત શાખા બ્રાહ્મણ ધર્મના ન્યાય વૈશેષિક દર્શનોમાં અને બૌદ્ધ ધર્મના સર્વાસ્તિવાદી મતમાં આવી અટકે છે. અધિદૈવ પ્રણાલિકા એકેશ્વરવાદની પાતંજલ યોગદર્શનમાં તથા શૈવ, વૈષ્ણવ અને શક્તિ દર્શનોમાં વહ્યા કરે છે અને અધ્યાત્મ પ્રણાલિકા

એક તરફ જૈન મતમાં અને બીજી તરફ બ્રહ્મમીમાંસા દર્શનમાં વહે છે. હિંદુસ્થાનના વિચારપ્રવાહને જ્યાંથી પણ અધ્યાત્મ સમુદ્રમાં ભળવાનું વલણ છે. તેથી જો કે બૌદ્ધદર્શનમાં આત્મવસ્તુની અવગણના છે, અને નૈતિક ભાવના ઉપર અને કર્મવિશુદ્ધિના ઉપર તેનો ઝોક છે તો પણ તે દર્શનના ક્ષણભંગવાદ અથવા ક્ષણિક વિજ્ઞાનવાદ ઉપર ભારતવર્ષના ચિંતકોને વિરામ મળ્યો નથી. પરંતુ તેઓ આ સંસારની ક્ષણધારાવાહિનીની પીઠમાં સ્થિર વિજ્ઞાન અથવા ચૈતન્ય ઉપર અખંડ નજર નાખતા રહ્યા છે. વળી તે સ્થિર ચૈતન્ય જેને બ્રહ્મસંજ્ઞા આપવામાં આવે છે, તે તટસ્થ ઈશ્વરરૂપે નહિ સ્વીકારતાં તે ચિંતન કરનારના આત્મા સાથે કોઇ વિલક્ષણ તાદાત્મ્ય સંબંધવાળું માનવામાં આવે છે. જીવનો અને પરમેશ્વરનો, આત્માનો અને બ્રહ્મનો આ સંબંધ સર્વ અધ્યાત્મવાદીઓને અસંત સામીપ્યનો અનુભવાયો છે.' (પા. ૨૯૪–૨૯૫)

### હિન્દી તત્ત્વજ્ઞાનની વિશિષ્ટતા

આ દેશના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં એક વાત ખાસ જોવા જેવી છે કે અહિં તત્ત્વજ્ઞાન કેવળ તર્કરૂપ માત્ર બુદ્ધિના વિનોદરૂપ નથી મનાયું પણ જીવનની સફળતા કરવામાં ઉપયોગી વિચારશક્તિરૂપ મનાયું છે. ભિન્ન ભિન્ન દર્શનકારો પુરુષાર્થના–અરે ચાર પુરુષાર્થના અંતિમ લક્ષ્યરૂપ પરમ પુરુષાર્થના સાધનરૂપ પોતપોતાના દર્શનશાસ્ત્રને ગણે છે. એટલે આપણા પૂર્વજોની માન્યતા પ્રમાણે તત્ત્વજ્ઞાન જીવ, જગત્ એ બન્નેથી પરતત્ત્વ અને એ ત્રણેનો પરસ્પર સંબંધ આ બધી વાતનો બુદ્ધિગ્રાહ્ય ખુલાસો થવો જોઇએ એટલુંજ નહિં પણ એથી જીંદગી આનંદમય બનવી જોઇએ અને માનવ જન્મને સફળ કરવાનું સાધન પ્રાપ્ત થવું જોઇએ. છેક વેદકાળથી ખીલવા માંડેલા દર્શનપ્રકારોએ જુદી જુદી રીતે જીવ, જગત વગેરે તત્ત્વોનો ખુલાસો કરવાનો કેવો સરસ પ્રયત્ન કર્યો છે, અને છેવટ વેદાંતદર્શને માનવ બુદ્ધિશક્તિ જેટલામાં ઉંચો કુદકો મારી શકે તે તરફ કુદકો મારી કેવું અદ્વિતીય અદ્વૈતદર્શન પ્રગટ કર્યું છે કે જે દર્શને આપેલા

ખુલાસાથી વધુ સંતોષકારક ખુલાસો મૂળ મુદ્દાની બાબતમાં હજી સુધી તો કોઈ દેશનું તત્ત્વજ્ઞાન આપી શક્યું નથી; રા. રા. નર્મદાશંકરભાઇએ આ ગ્રંથમાં 'પાશ્ચાત્ય તત્ત્વવિદ્યાનાં પ્રસ્થાનો સાથે આપણા હિંદના તત્ત્વજ્ઞાનનાં પ્રસ્થાનોની સરખામણી કરી નથી.' કારણ કે એમના માનવા પ્રમાણે 'એ ઇતિહાસનું લક્ષ્ય હોઈ શકે નહિ.' (પૂર્વાર્ધ પ્રસ્તાવના પા. ૧૮) પણ આ સરખામણીયે કોઇએ કરવા જેવી છે. એ જોવા માટે તો આપણાં દર્શનશાસ્ત્રના મૂળ ગ્રન્થોનો વધારે અભ્યાસ કરવો જોઇએ. અથવા છેવટ આ ઈતિહાસ વાંચી જઈ આપણાં દર્શનોની વિચારપદ્ધતિ સમજી લેવી જોઇએ અને એ શાસ્ત્ર જીંદગીને આનંદમય બનાવે છે કે નહિં એ જોવા માટે દર્શનશાસ્ત્રના સિદ્ધાન્તો જીવનમાં ઉતારવા જોઇએ. બાકી એ વાત અનુભવમાં ન ઉતરે એવી નથી. શાસ્ત્રકારો તો પુકારીને કહે છે કે એ "આનંદાનુભવ સ્વહૃદય સંવેદ્ય છે; અનુભવ કરી જુઓ.' રા. રા. નર્મદાશંકરભાઇ ઉપસંહારમાં ખરૂં જ કહે છે કે: જીવ અને પર તત્ત્વના સંબંધનો 'અધ્યાત્મ અનુભવ કેવળ વિચાર રૂપ નથી. પરંતુ તેમાં આનંદરૂપના અથવા રસરૂપતાનો સ્વીકાર છે, અને તેથી દર્શનશાસ્ત્રનું પ્રયોજન સત્યજ્ઞાનપ્રાપ્તિમાં જ સમાયું છે એટલું જ નહિ પણ જીવનના ઉંડા સંતર્પણમાં સમાએલું છે. તત્ત્વજ્ઞાનની નિષ્ઠાના આ ઊંડા આસ્વાદને લઇને ભારતવર્ષનો આધ્યાત્મિક વિચારક કેવળ બુદ્ધિના તરંગો અને વિકલ્પો ઉપર રમતો નથી, પરંતુ

> जडाजडदृशोर्मध्ये यत्तत्त्वं पारमार्थिकम् ।
> अनुभूतिमयं तस्मात्सारं ब्रह्मेति कथ्यते ॥

જડ દૃષ્ટિ અને અજડ દૃષ્ટિની વચમા જે સ્થિર પરમાર્થ તત્ત્વ અનુભવરૂપે વિલસે છે તેજ આનંદમય સારભૂત બ્રહ્મ છે એવું સમજી લેવું:—

> अध्यात्मरतिराशांतः पूर्णपावनमानसः ।
> प्राप्तानुत्तमविश्रान्तिर्नकिंचिदिह वांछति ॥
>
> (अन्नपूर्णोपनिषद् )।

આ ગ્રન્થ

આ દેશનો પ્રજાજીવનનો યથાર્થ ઇતિહાસ, આપણા પૂર્વજોએ ધર્મ તત્ત્વજ્ઞાન સાહિત્ય વગેરેમાં કરેલી પ્રગતિનો ઇતિહાસ જાણવાથીજ સમજી શકાય એમ છે, એટલે આવા ગ્રન્થોની ઉપયોગિતા અતિશય છે.

આ ગ્રન્થ વિષે મુખ્ય વાત થઇ ગઈ. હવે એક બે ગૌણ વાતો કહી દઉં. હિંદ તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં વિષયનું નિરૂપણ રા. રા. નર્મદાશંકરભાઇએ એમના અભ્યાસને શોભે એવી કુશળતાથી કર્યું છે. અલબત્ત દરેક વિભાગને યોગ્ય ન્યાય જ મળ્યો છે એમ નથી કહેવાતું પણ આવા વિશાળ વિષયમાં પ્રમાણ જાળવવાની મુશ્કેલી સ્વાભાવિક છે. રા. નર્મદાશંકરભાઇની ભાષા શિષ્ટ ધોરણને અનુસરતી છે, જો કે ક્યાંક ક્યાંક ભાષા વિવક્ષિત વિચારનું સ્પષ્ટ પ્રતિબિંબ પાડતી નથી. આનું કારણ કદાચ અવકાશનો અભાવ પણ હોય. રા. નર્મદાશંકરભાઇએ એક વખત લખેલું કે લખાવેલું ફરી જોઈ જઇને સુધારવાનો એમને અવકાશ મળ્યો જણાતો નથી. આ ખામી ભાષાની બાબતમાં તો ચલાવી લેવાય પણ ઐતિહાસિક નોંધોમાં તો આવી ખામી અસાવધાનતા કે બેદરકારી મણાય અને આવા ઐતિહાસિક ગ્રન્થમાં તો ખાસ કરીને ન ચલાવી શકાય.

એક જ ગ્રન્થકારનો સમય એક સ્થળે એક આપ્યો હોય અને બીજે સ્થળે બીજો આપ્યો હોય એવા બે ચાર દાખલા નીચે નોંધ્યા છે.

સાંખ્યકારિકાના લેખક ઇશ્વરકૃષ્ણનો સમય પૂર્વાર્ધના પાને ૯૬ મે ઈ. સ. ૪૫૦ લખ્યો છે અને પછી બીજે પાને (પા. ૯૭) લખ્યું છે કે 'આ ઉપરથી ઇશ્વરકૃષ્ણનો સમય ચોથા સૈકામાં આવે છે.' અને એ જ પાના ઉપરની ફુટનોટમાં લખ્યું છે કે 'માઠર વૃત્તિ ચૌખંબા સંસ્કૃત સીરીઝ ગ્રન્થાવલિમાં થોડા સમય પૂર્વે પ્રસિદ્ધ થઈ છે. આ ટીકાગ્રન્થ ઈ. સનના ત્રીજા સૈકાના અંતમાં અને ચોથાના આરંભમાં મુકી શકાય.' સાંખ્યકારિકાના આ ટીકાકાર જો ત્રીજા

સૈકાના અંતમાં અને ચોથાના આરંભમાં મુકી શકાય.' તો મૂળ લેખક ઇશ્વરકૃષ્ણ ત્રીજાના આરંભમાં થયા હોવા જોઇએ. આ રીતે એ જ પાનામાં એક જ ગ્રંથકાર માટે જુદા જુદા ત્રણ સમય લખાય છે. એકવાર પાંચમું શતક, પછી ચોથું શતક અને પછી ત્રીજું શતક. આ કાંઈ મુદ્રાયંત્રની–પ્રુફની ભુલ નથી. આવા બીજા પણ દાખલાઓ મળે છે. એ ઉપરથી મને એમ લાગે છે કે જે જે ગ્રંથમાંથી રા. રા. નર્મદાશંકરભાઇએ તારણ કર્યું છે તે તે ગ્રંથોમાં જ્યાં જે સમય લખેલો હતો તે આ પુસ્તકમાં મુકી દીધો. ખરી રીતે ઇતિહાસ લેખકે જુદા જુદા મતોની તુલના કરીને પોતાનો નિર્ણય આપવો જોઇએ; અને નિર્ણય આપવા જેટલી સામગ્રી ન હોય તો પોતાનો મત સકારણ રજુ કરવો જોઇએ. આ પ્રકારની ઉપેક્ષાના બીજા દાખલાઓ બેય ભાગમાં મળે છે. મારી કહેવાની મતલબ એટલી જ છે કે રા. રા. નર્મદાશંકરભાઇએ દાર્શનિક વગેરેના ગ્રંથોનો લાભ લીધા છતાં, તે તે દર્શનનો સાર પોતે જાતે તારવ્યો છે તે રીતે આ હિંદતત્ત્વજ્ઞાનના ઇતિહાસની ઐતિહાસિક વિચારણામાં પોતાનો સ્વતંત્ર મત રજુ કર્યો હોત તો અભ્યાસીઓને વધારે સરલતા થાત.

પુસ્તકના બહિરંગમાં કાગળો છપાઈ વગેરે બધું સારૂં છે. પ્રુફની ભુલો છે પણ તેનું યે કારણ એટલું જ લાગે છે કે લેખકને પોતાને પ્રુફ જોવાનો વખત મળ્યો જણાતો નથી.

પાકાં પુંઠાવાળા આવડા પુસ્તકની રૂપીઓ રૂપીઓ જ કિંમત એ આ જમાનામાં ઘણી સસ્તી ગણાય પણ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનું એ ધોરણ જ હોવાથી એમાં કાંઇ નવું નથી.

છેવટે મારી તો પ્રભુ પાસે એટલી જ પ્રાર્થના છે કે સાહિત્યના છીછરા રસના આ જમાનામાં આ ઇતિહાસ જેવાં પુસ્તકો કાંઇ કે વંચાય તો એ ભવરોગનું ઔષધ થાય કે ન થાય પણ આ સાહિત્યને લાગુ પડેલા રોગ ઉપર તો જરૂર ઔષધનું કામ કરે.

## ૨

### શાક્ત સંપ્રદાય, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર

લેખકઃ—શ્રી. દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.
દિવાન સાહેબ-ખંભાત રાજસ્થાન, ખંભાત.

પ્રકાશકઃ—શ્રી ફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ  મૂલ્ય રૂ. ૧—૮—૦

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભા ગ્રંથમાળાના નં. ૧૩ મા તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. એ સભાએ ગુજરાતના 'મુખ્ય મુખ્ય ધર્મ વા સંપ્રદાયોના સિદ્ધાન્તો, ગુજરાતમાં તેનો પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર' એ નામની ગ્રંથાવલિ પ્રકટ કરવાનો ઉપક્રમ ઇ. સ. ૧૯૧૩ થી આદરેલો છે. આવી ગ્રંથમાળાની ઉપયોગિતા વર્ણવવાની જરૂર નથી પણ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા જેવી સંસ્થા જ કરી શકે એવું આ કામ છે એટલું જરૂર કહેવું જોઇએ.

શાક્ત સંપ્રદાય સંબંધી પુસ્તક લખાવવા માટે શ્રી. ફાર્બસ સભાએ શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાની પસંદગી કરી એ તદ્દન યોગ્ય કર્યું છે. ગુજરાતમાં શાક્તસંપ્રદાય વિષે એમનાથી વધારે વિશાળ અભ્યાસવાળો કોઈ સાક્ષર હોય એમ હું ધારતો નથી અને એમણે 'રાજ્ય પ્રકરણના' વિપુલ અર્થપ્રદ 'અનેક વ્યવસાયો' વચ્ચેથી પણ ઊંડા અભ્યાસ અને વિશાળ વાચન માટે ઘણો સમય માગે એવો ગ્રંથ લખવાનું કબુલ કર્યું તેનો હેતુ એમના જ શબ્દોમાં 'શાક્ત સંપ્રદાયમાં ધર્મતત્ત્વનું ઊંડાપણું અને વ્યાપકપણું કેટલું

રહેલું છે' તે બતાવવાનો છે. અને આ લક્ષ્ય સિદ્ધ કરવાનો એમણે કેવો પ્રબળ પ્રયાસ કર્યો છે તે આ ગ્રંથ વાંચવાથી જ સમજાય એમ છે.

આ ગ્રંથનાં કુલ સોળ પ્રકરણો પાડવામાં આવ્યાં છે અને પ્રત્યેક પ્રકરણના વિષયનો નિર્દેશ ટુંકામાં વિષયાનુક્રમણીમાં કર્યો છે. એ વિષયાનુક્રમણી જોવાથી આ ગ્રન્થમાં કયા કયા વિષયોની ચર્ચા કરવામાં આવી છે તેનો સામાન્ય ખ્યાલ આવી જશે. પણ અહિં પ્રકરણવાર વિષયોનો નિર્દેશ કરવાથી કાંઈ લાભ નથી. તેમ જ શ્રી. નર્મદાશંકરભાઇએ કરેલાં વિવરણની પ્રશંસા કરવાની પણ મારી ઈચ્છા નથી, એની જરૂર જ નથી; કારણ કે એમના વિવરણની ખુબી ગુજરાતમાં પ્રસિદ્ધ છે. પરંતુ એક બે મતભેદનાં સ્થાનોનો ફક્ત અંગુલિનિર્દેશ કરવાની ઇચ્છા છે.

(૧) શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાએ આ ગ્રન્થમાં ઐતિહાસિક વિવરણપદ્ધતિને ગૌણ રાખીને ઘણુંખરૂં વિવેચન કરેલું છે; મારા આ વિધાનને સિદ્ધ કરવા માટે વિગતવાર દાખલાઓ ન આપતાં પ્રકરણ ૧૩ મું વાંચવાની સુચના કરૂં છું. એ પ્રકરણના આરંભમાં જ લખ્યું છે કે 'હિન્દુ ધર્મના અનેક સંપ્રદાયો અને પંથો છતાં, તે સર્વમાં શક્તિવાદ એટલો આડોઅવળો ગુંથાયેલો છે કે હિન્દુધર્મની પ્રાણનાડી કહીએ તો શક્તિના સ્વીકારમાં છે.'' (પૃ. ૧૪૫). આ દૃષ્ટિએ વેદથી માંડી હાલના ગુજરાતી સાહિત્ય પર્યંતના સાહિત્ય સમૂહનું દર્શન એમણે કરેલું હોવાથી "શક્તિ સંપ્રદાયનો, એક જુદા સંપ્રદાય તરીકે, ઇતિહાસ, જોઇએ તેટલો આ ગ્રન્થથી સ્પષ્ટ થતો નથી. મારી કહેવાની મતલબ એ છે કે પદાર્થમાત્રમાં તે તે પદાર્થના ધર્મરૂપ વિશિષ્ટ શક્તિ હોય છે એ કબુલ છે; પણ માત્ર એ વિચારનો સદ્‌ભાવ જ્યાં જ્યાં દેખાય ત્યાં ત્યાં શક્તિ સંપ્રદાયનો પણ સદ્‌ભાવ છે એમ કહેવામાં અતિવ્યાપ્તિ થાય છે.

(૨) શંકરાચાર્યને શક્તિદીક્ષા મળેલી અને તેના ફળ તરીકે (ક) સૌન્દર્યલહરી, (ખ) પ્રપંચસાર, (ગ) લલિતા ત્રિશતીભાષ્ય અને (ઘ) આનંદલહરી વગેરે સ્તોત્રો એ ચાર પ્રકરણગ્રન્થો શંકરાચાર્યે રચ્યા છે" એમ શ્રી. નર્મદાશંકરભાઈ કહે છે (જુઓ પૃ. ૫૬). મને આ વિધાનમાં શંકાનાં ઘણાં કારણો દેખાય છે. આ સમગ્ર વિષયની ચર્ચા ટુંકા અવલોકનમાં અશક્ય છે; પણ શંકરાચાર્યના નામ ઉપર ચડેલા જેટલા ગ્રંથો અત્યારે મળે છે તે બધા બ્રહ્મસૂત્રના ભાષ્યકાર શંકરાચાર્યના છે એમ તો શ્રી. નર્મદાશંકરભાઈ પણ નહિ માનતા હોય. પ્રો. બેલ્વલકર અને તેના શિષ્યે મળીને "કેટલોગસ કેટલોગોરમ્‌' મદ્રાસના રિપોર્ટો તથા વાણીવિલાસ સીરીઝ વગેરેમાં છપાયેલા શંકરાચાર્યના ગ્રંથો ઉપરથી યાદી તારવી તો કુલ ચારસો ગ્રંથો શંકરાચાર્યના નામ ઉપર ચડી આવેલા મળી આવ્યા. બધામાં "ઇતિ શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમદ્ શંકર ભગવત્ પૂજ્યપાદકૃતૌ' એ રીતે અન્તે લખેલું છે. આ ચારસોમાંથી કુલ ચોવીસ ગ્રન્થો (૧૧ ભાષ્યો, ૮ સ્તોત્રો અને પાંચ પ્રકરણગ્રન્થો)ને શંકરાચાર્યના માનવા બેલ્વલકર તૈયાર છે (જુઓ વેદાંત ફિલસુફી ઉપર કલકત્તા યુનિવર્સિટીમાં તેણે આપેલાં ભાષણો, ભાષણ છઠ્ઠું). મારો અંગત મત તો એક પણ સ્તોત્રને ભાષ્યકારનું માનવાથી વિરુદ્ધ છે. જુના ટીકાકારો સુરેશ્વરાચાર્ય, આનન્દગિરિ વગેરેની ટીકાઓ મળે છે એ પુરાવો પણ છેતરનારો છે, કારણકે જો મૂળની નીચે શંકરાચાર્યનું નામ મુકવામાં વાંધો ન આવ્યો તો ટીકા નીચે સુરેશ્વરાદિનું નામ મુકવામાં શો વાંધો આવે? અલબત્ત, આ રીતે શંકા લંબાવતાં પ્રાચીન સાહિત્ય ઉકેલવામાં ઘણી મુશ્કેલીઓ ઉત્પન્ન થાય એ કબુલ છે, પણ સાચા ઐતિહાસિક વિવેચનના પ્રયોગથી ઘણીખરી મુશ્કેલીઓનો તોડ નીકળી શકે એવું છે. ટુંકામાં મારી કહેવાની મતલબ એટલી જ છે કે આ સૌન્દર્યલહરી વગેરે સંદિગ્ધ ગ્રન્થોના આધારે શંકરાચાર્ય ઉપર અમુક મતનો આરોપ કરવો એ ખોટું છે, એ રીતે

તો શંકરાચાર્યને માથે કોઈ પણ સંપ્રદાયની માન્યતાનો આરોપ થઈ શકે એમ છે.

આગળ ચાલતાં શ્રી. નર્મદાશંકરભાઇ કહે છે કે 'શંકરાચાર્યના સમયમાં શક્તિ મતનાં ત્રણ રૂપો પ્રચલિત હતાં:—(૧) કૌલમત, (૨) મિશ્રમત, (૩) સામયિક મત.' (પૃ. ૫૭) શંકરાચાર્યના સમયમાં આ મતો પ્રચલિત હતા એ માટે શો પુરાવો છે? શંકરાચાર્યના સમયમાં પ્રચલિત બૌદ્ધ મતોનું તથા કાપાલિક* વગેરે પાશુપત મતોનું ખંડન ભાષ્યકારે કર્યું છે. એ ખંડન જ તે તે મતો એ વખતમાં પ્રચલિત હતા એનો પુરાવો છે. શાક્તસંપ્રદાયનું ખંડન કે સૂચન બ્ર. સૂ. ભાષ્યમાં કે ઉપનિષદ્ ભાષ્યમાં ક્યાંય છે? ગ્રંથકર્તાએ શાંકરભાષ્યમાંથી 'શક્તિયુક્ત બ્રહ્મ' 'પરમેશ્વરની શક્તિ' વગેરે 'શક્તિ' શબ્દના આવા પ્રયોગોવાળાં વચનો એકઠાં કરીને એ પ્રયોગો શક્તિવાદનું સમર્થન કરે છે એમ કહ્યું છે (જુઓ પૃ. ૪૮). પણ આગળ પાછળનો સંબંધ જોતાં માત્ર શક્તિનો સ્વીકાર ભાષ્યકારના શબ્દોમાં છે. જો કે એ 'શક્તિ'ને તેઓ અવિદ્યારૂપ ગણે છે—પણ કોઇ જાતના શક્તિવાદનો સ્વીકાર નથી.

ટુંકામાં મારું વક્તવ્ય એટલું જ છે કે શક્તિ સંપ્રદાયના વિચારનું મૂળ આ વિશ્વમાં પદાર્થમાત્રના ધર્મરૂપે તથા બનાવોના કારણરૂપે રહેલ કોઇક જાતની શક્તિના આંતરદર્શનમાં રહેલું છે. એટલે સુધી એ વાત ઠીક છે પણ શક્તિ સંપ્રદાયનો ઇતિહાસ સમજવામાં શંકરાચાર્ય સંબંધી પ્રકરણ સાતમામાં આપેલા વિવરણ જેવાં વિવરણો સરલતા નહિ પણ મુશ્કેલી ઉત્પન્ન કરે છે: કારણ કે એ પદ્ધતિ પ્રશ્નને ગુંચવી નાખે છે.

---

* કાપાલિક વગેરે શૈવધર્મના પંથભેદોનો ઉલ્લેખ એ.કે શંકરાચાર્યે પોતે કર્યો નથી પણ આમનીકારે કર્યો છે. ભામતીકારે ઇ. સ. ૮૪૧ માં એ ગ્રંથ લખ્યો છે.

(૭) શક્તિ સંપ્રદાયની દીક્ષામાં પંચમકાર–મદ્ય, મૈથુન, માંસ મત્સ્ય અને મુદ્રા–નો સમાવેશ છે એ પ્રસિદ્ધ છે. એ કારણથી તાંત્રિકો અથવા તાંત્રિક માર્ગની નિન્દા કરવામાં આવે છે. નર્મદાશંકર ભાઈ આ નિંદાનો વિરોધ કરતાં પંચમકાર દીક્ષાના બચાવમાં નીચેની દલીલો કરે છેઃ (૧) આ દીક્ષા પશુ અધિકારીઓ માટે છે. (૨) જે સાધકને મદ્યાદિ સહજ હોય તેમને નિયમવિધિથી તે ક્રમપૂર્વક છોડાવવાં એવો આશય છે. (૩) વૈદિક પશુયજ્ઞોમાં હિંસા, માંસભક્ષણ વગેરે થતું છતાં વેદવાદીઓ શક્તિ સંપ્રદાયને વામમાર્ગ ગણી નિંદે છે. (૪) પ્રત્યેક ધર્મમાર્ગમાં ન્યૂનાધિક અંશે અધર્મની શાખાઓ પેઠેલી જોવામાં આવે છે.

અહિં પણ મને લાગે છે કે તદ્દન સાદા પ્રશ્નને ગુંચવી નાખવામાં આવ્યો છે. દરેક ધર્મમાં મનુષ્યસ્વભાવસુલભ નબળાઇને પરિણામે અધર્મ કે ધર્મનાં વિરૂપ તત્ત્વો કાળક્રમે પેસી જાય છે, એ વાત સાચી છે. પણ વામમાર્ગની નિંદા આ દૂષણ માટે નથી થતી. વૈદિક યજ્ઞમાં હિંસા હતી એ વાત સાચી, પણ એ માટે બૌદ્ધો અને જૈનોએ તેની પુષ્કળ નિંદા કરી છે. પહેલો અને બીજો બેય મુદ્દાઓ એક જ કક્ષામાં પડે છે. સાધકોમાં અધિકારભેદ જરૂર હોય છે અને સહજ દૂષણોને એકદમ પણ છોડાય અને ક્રમશઃ પણ છોડાવાય. પરંતુ તંત્રમાર્ગની નિન્દાનું મુખ્ય કારણ મારી સમજ પ્રમાણે જુદું જ છે. સાધારણ રીતે પામર મનુષ્યો હિંસા, મૈથુન વગેરે પ્રવૃત્તિઓમાં સ્વભાવથી જ પડેલાં છે, ત્યારે ધર્મ પામરતા છોડવાનો અને સંસ્કાર પામવાનો નવો માર્ગ બતાવવાનો પ્રયાસ કરે છે તથા જેઓ પામરતા છોડે તેઓને પોતાના રક્ષણમાં લે છે. પરંતુ તાંત્રિક માર્ગ જેવા કોઇ કોઈ કહેવાતા ધર્મો પશુ અધિકારીનાં સહજ કર્મોને પણ ધર્મનું નામ આપે છે. શૈવ ધર્મના કાપાલિક વગેરે પંથો ઉપર આ જ આક્ષેપ છે. અને બૌદ્ધ તથા જૈન ધર્મની અસરથી વૈદિક હિંસાનો તથા મદ્યાદિનો ત્યાગ કર્યા પછી એ ત્યાગ કરનારા

વૈદિક હિંદુઓએ ધર્મના નામથી મદ્ય, માંસ, મૈથુન વગેરેને પકડી રાખનાર અઘોરપંથીઓ, કાપાલિકો તથા વામમાર્ગીની નિન્દા કરી એટલું જ નહિ પણ આવા પન્થોનો જાહેરમાંથી લગભગ બહિષ્કાર કર્યો.

તંત્રમાર્ગની નિન્દાનો ઐતિહાસિક ખુલાસો મને આવો લાગે છે અને એમાં હિન્દુ સમાજની આરોગ્યવાળી સ્થિતિનું લક્ષણ મને દેખાય છે. અલબત્ત, આ રીતે તંત્રમાર્ગ નિંદાઇ જવાથી એમાં સારા ઊંચા વિચારોથી ભરેલા ગ્રાહ્ય અંશો છે તેની ઉપેક્ષા થઇ છે એ મારે કબુલ છે. આખું તાંત્રિક સાહિત્ય ઉપેક્ષિત રહ્યું છે, એ પણ કબુલ છે. ઉપર બતાવેલાં કારણોથી એમની વિવરણપદ્ધતિમાં મને કેટલાક વાંધા લાગવા છતાં શક્તિ સંપ્રદાયના સારા અંશોને ઉપર લાવવાનો તથા એ સમગ્ર વિષયનો ઉદ્ધાર કરવાનો જે પ્રયાસ શ્રી. નર્મદાશંકર દેવશંકર મહેતાએ કર્યો છે એ માટે તો ગુજરાતી વાચકવર્ગ એમનો ઋણી છે.

## ૩

**ઉપનિષદ્ જ્યોતિ ભા. ૧ અને ૨—કુલ પાનાં ૭૮૧ + ૫૭ + ૪૮**
**કર્તા : મગનભાઈ ચતુરભાઈ પટેલ. કિંમત દરેક ભાગની રૂા. ૪–૦–૦**

ભગવદ્ગીતા જ્યોતિના કર્તાએ જ બે ભાગમાં ઉપનિષદ્ જ્યોતિ અને એક ગ્રંથમાં યોગસૂત્ર ઉપરની તથા ગૌડપાદીયકારિકા ઉપરની જ્યોતિ સાથે બ્રહ્મસૂત્ર જ્યોતિ રચીને પ્રસ્થાનત્રયી ઉપરનું પોતાનું મંતવ્ય પ્રસિદ્ધ કર્યું છે. પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્ય રચવું એ, જુના વખતમાં, આચાર્યો માટે આવશ્યક ગણાતું. જો કે માત્ર આ ગ્રન્થો ઉપર ભાષ્ય લખવાથી કોઈ આચાર્ય થઈ શકતા નહોતા.

જ્યોતિકર્તા કોઈ સંપ્રદાયના આચાર્ય હોવાનો દાવો કરતા નથી. આ જમાનો પણ જુદો છે, છતાં પોતાને સૂઝેલું સત્ય બીજાને બતાવવાનો પ્રયત્ન હમેશાં આદરણીય છે અને જ્યોતિકારનો આ એવો જ પ્રયત્ન છે. ભગવદ્ગીતા, ઉપનિષદો, યોગસૂત્ર, અને બ્રહ્મસૂત્રનું એક જ તાત્પર્ય છે એમ માનીને અને એ તાત્પર્ય બને તેટલું સ્પષ્ટ દર્શાવવા જ્યોતિકારે એ બધા ગ્રન્થોનો સરલ ગુજરાતી અનુવાદ ‘ જ્યોતિ ’ નામની ટિપ્પણીઓ સાથે પ્રગટ કર્યો છે.

ઉપનિષદ્ જ્યોતિના આ બે ભાગોમાં ઇશાવાસ્યોપનિષદ્, છાંદોગ્યોપનિષદ્, કેનોપનિષદ્, કઠોપનિષદ્, ઐતરેયોપનિષદ્, તૈતિરીયોપનિષદ્, ( ભાગ બીજો ) બૃહદારણ્યકોપનિષદ્. પ્રશ્નોપનિષદ્, મુંડકોપનિષદ્,

માંડૂક્યોપનિષદ, કૌષીતકિબ્રાહ્મણોપનિષદ, શ્વેતાશ્વતરોપનિષદ, અમૃતબિંદૂપનિષદ, કૈવલ્યોપનિષદ અને સર્વસારોપનિષદઃ એ પંદર ઉપનિષદોનો સરલ ગુજરાતી ભાષામાં, ગ્રંથકર્તા પોતે કહે છે તેમ, આપણા 'શ્રેષ્ઠ ધર્મના મૂળ ગ્રંથોનો અભ્યાસ કરવાની ઉત્કંઠાવાળા ગુજરાતી વાચકનો માર્ગ સરળ કરવાની ઈચ્છા' થી અનુવાદ કર્યો છે. 'અને એ શાસ્ત્રના પ્રતિપાદ્ય વિષયને સ્પષ્ટ કરી ઉપનિષદ્‌ના મર્મને ચોખ્ખું સમજાવવા જ્યોતિ રચી છે' અને પહેલા ભાગની લાંબી પ્રસ્તાવનામાં ઉપનિષદોના ઉપદેશની 'માર્મિક' રૂપરેખા દોરી છે.

ઉપરનાં પંદર ઉપનિષદોમાંથી છેલ્લાં ત્રણ સિવાયનાં ઉપનિષદો પ્રાચીન ગણાય છે અને એમાંનાં દશ ઉપર તો શંકરાચાર્યનું ભાષ્ય મળે છે, જો કે શંકરાચાર્યે આ બારે ઉપનિષદોમાંથી ઉદાહરણો લીધાં છે.

જ્યોતિકારે બીજા ભાગની પ્રસ્તાવનામાં આ ઉપનિષદોનાં બાહ્યાંગનું વિવેચન કર્યું છે. ઉપનિષદોનો અનુક્રમ, દેશવાર વિભાગ, સમયનિર્ણયની મુશ્કેલીઓ, ઉપનિષદોના રચનારાઓ કોણ હતા તેની અનિશ્ચિતતા, ઉપનિષદ્ કાળની સમાજવ્યવસ્થા, એ સમયમાં સ્ત્રીઓની સામાજિક પ્રતિષ્ઠા, નૈતિક ઉપદેશ અને ઉપનિષદોનાં ગુજરાતીમાં તથા બીજી ભાષામાં ભાષાંતરો વગેરે વિષયોની ટુંકી ચર્ચા કરી છે. શ્રી. મગનભાઇ ચતુરભાઇ પટેલે આ બાહ્યાંગ ઉપર આજ સુધીમાં થયેલાં વિવરણોનો સવિસ્તર ઉહાપોહ નથી કર્યો, તેમજ પોતાના મતની પોષક દલીલો પણ વિસ્તારથી આપી નથી. આવી પ્રસ્તાવનામાં એ શક્ય પણ નથી એટલે એમણે ટુંકામાં બીજા મતો દર્શાવી, પોતાનો મત આપી દીધો છે. એટલે બાહ્યાંગ સંબંધી જ્યોતિકારનું વિવેચન આ વિષયના અભ્યાસીને માર્ગદર્શક થાય એવું કે નવું દૃષ્ટિબિન્દુ આપે એવું નથી પણ સામાન્ય માહિતી આપનારું છે. વળી એમણે ઘણા મતો ઉતાર્યા છે પણ જાતે એ મતોની પરીક્ષા નથી કરી. સામાન્ય વાંચનારને નીચેના દાખલાથી મારું વક્તવ્ય સ્પષ્ટ થશે- એમણે લખ્યું છે કે 'ચિંતામણ વૈદ્યના મતે શ્રી કૃષ્ણ રામના પછી

૭૮૦ વર્ષે થવાનું મનાય છે, અને શ્રીકૃષ્ણ અને ચંદ્રગુપ્ત મૌર્યની વચ્ચે ૧૩૮ રાજાઓની પેઢીઓ થઇ ગઇ છે એવી ગણતરીએ દરેક પેઢીનાં વીસ વર્ષ ગણતાં ૨૭૬૦ વર્ષ થાય તો, તેમાં ચંદ્રગુપ્તનો નિશ્ચિત સમય ઇ. સ. પૂર્વે ૩૧૨ વર્ષનો ઉમેરતાં શ્રીકૃષ્ણનો કાળ ઇ. સ. પૂર્વે ૩૦૭૨નો થાય અને તેમાં રામના કાળનાં ૭૮૦ ઉમેરતાં જનકનો કાળ ઈ. સ. પૂર્વે ૩૮૫૨ વર્ષોનો થાય. રામચંદ્રનો આવો કાળ વૈદ્યને મતે ઉપસ્થિત થાય છે.* પણ પુરાણોમાં બતાવ્યા પ્રમાણે કાળની ગણના કરતાં શ્રી કૃષ્ણનો સમય ઇ. સ. પૂર્વે ૨૧૮૦ વર્ષનો થાય છે, તેમાં ૭૮૦ ઉમેરતાં ૨૯૬૦ વર્ષનો રામચંદ્રનો કાળ થાય.' (પ્રસ્તાવના પા. ૩.)

આ ૧૩૮ રાજાઓની પેઢીઓ ક્યાંથી કાઢી? વાયુ, મત્સ્ય, વિષ્ણુ વગેરે પુરાણોમાં આપેલી વંશાવળીઓ પ્રમાણે તો ૩૦ થી ૩૫ પેઢીઓ થાય છે. (જુઓ તે તે પુરાણો, પાર્જિટરના તદ્વિષયક ગ્રન્થો, કે કાલેનું પુરાણ નિરીક્ષણ.)

પણ જ્યોતિકારને 'આ સંબંધી બહુ ચોક્કસ અનુમાનો કરવાની કડાકૂટમાં અત્યારે પડવા જેવું' લાગ્યું નથી અને બહિરંગ પરીક્ષણ આ ગ્રન્થોનો મુખ્ય વિષય ન હોવાથી આપણે પણ એની ચર્ચા નથી લંબાવવી.

આ ગ્રન્થ, ઉપનિષદોનો ગુજરાતી અનુવાદ, ગુજરાતી વાંચનાર વર્ગને આપવા માટે લખાયો છે અને અનુવાદ તરીકે સરલ, સુબોધ અને મૂળના લગભગ સાચા પ્રતિબિંબરૂપ છે એમ મને તો લાગે છે.

---

* આ વૈદ્યના મહાભારત રામાયણ સંબંધી ગ્રન્થો આપણે ત્યાં ખૂબ લોકપ્રિય થયા છે અને રૂઢ મતને ટેકો આપનાર હોવાથી કે આ વિષયમાં સ્વતન્ત્ર પરીક્ષાશક્તિ વિરલ હોવાથી બહુમાન્ય બન્યા છે પણ મને તો વૈદ્યનાં ઘણાં લખાણોમાં ઐતિહાસિક વ્યવસ્થતાનો અભાવ અને મતાગ્રહ સારી રીતે દેખાય છે. કોઈવાર તો વહન છીછરાપણું એમના પુરાવૃત્ત વિષયક લેખોનાં મને લાગ્યું છે.

ઉપનિષદોના દાર્શનિક, ધાર્મિક કે સાહિત્ય સબધી મૂલ્યની અહિ ચર્ચા કરવાની જરૂર નથી. આવા ગ્રન્થોના એક નહિ પણ અનેક અને દાયકે દાયકે અથવા પેઢીએ પેઢીએ નવા અનુવાદો થવા જોઇએ એટલુ, હુ ધારુ છુ નિર્વિવાદ છે ત્યારે ગુજરાતીમા તો જ્યોતિકારના કહેવા પ્રમાણે ઉપનિષદોના ભાષાન્તર માટે આ પહેલા ફક્ત એ જ પ્રયાસો થાય છે (બીજા ભાગની પ્રસ્તાવના પા ૪૭) એ બે ભાષાન્તરો છતા અક્ષરશ: અને ચોક્કસ ભાષાન્તરની આવશ્યકતા હતી તે આ ગ્રન્થથી પુરી પડી છે એમ જ્યોતિકર્તાનો દાવો છે અને જો કે મે એ આગલા ભાષાન્તરો સરખાવી જોયા નથી પણ એમનો દાવો સાચો છે એમ મને લાગે છે

ઉપનિષદો જેવા સસ્કૃત ગ્રન્થના ભાષાન્તર માટે વ્યાકરણ, કોષ, અને ભાષ્યો ટીકાઓ વગેરે જે પરપરાપ્રાપ્ત સાધનો છે તેનો ઉપયોગ તો આગલા ભાષાન્તરકારોએ કર્યો હશે જ, પણ એ સાથે પોતાને ઇષ્ટ ભાષ્યકારના મતનુ જ ભાષાન્તર કરવામા બધે અનુસરણ કર્યું હોવાનો સભવ છે. પરન્તુ શ્રી મગનભાઈ ચતુરભાઇ પટેલે ઉપના સાધનો ઉપરાત મેક્સમૂલર, ડ્યુસેન વગેરે આધુનિક પાશ્ચાત્ય સસ્કૃતજ્ઞોના પ્રયાસોનો પુષ્કળ લાભ લીધો છે અને જાતે પણ કોઇ સાપ્રદાયિક ખેચતાણમા ન તણાતા તટસ્થ દૃષ્ટિ રાખવાનો મોટે ભાગે પ્રયાસ કર્યો છે એટલે કે ઉપનિષદોના શબ્દોમાથી સીધી રીતે નીકળતો અર્થ આપવાનો મોટે ભાગે પ્રયત્ન કર્યો છે પાશ્ચાત્ય પડિતોના અનુવાદો અને વિવેચનનો લાભ અને સાપ્રદાયિક તટસ્થતા એ બે ભાષાતરના મોટા ગુણો છે

પાશ્ચાત્ય સસ્કૃતજ્ઞોએ ઉપનિષદાદિ વૈદિક સાહિત્ય ગ્રન્થોના અનુવાદો કરતા શબ્દોના વાચ્યાર્થ માટે પુષ્કળ મૌલિક ચર્ચા કરી છે, જ્યોતિકારે એ ચર્ચાનો લાભ લીધો છે અને ક્વચિત એવી ચર્ચાનો જ્યોતિમાં ઉલ્લેખ કર્યો છે (જુઓ ઉપનિષદ્ જ્યોતિ ભા ૨ પા ૫૮૭ નં. ૭ ની જ્યોતિમા 'અવદાન્ય' શબ્દની ચર્ચા) પણ તેણે જાતે એવી

ચર્ચા કરી નથી. તેમનો તો ઉપનિષદોનો તાત્પર્યાર્થ દર્શાવવાનો ઉદ્દે છે. અલબત્ત જ્યોતિકાર શંકરાચાર્યે બોધેલું અદ્વૈતજ્ઞાન ઉપનિષદો પ્રતિપાદ્ય છે એમ માને છે એટલે શંકરાચાર્યને સંન્યાસનો આગ્ર છે તેને સાટે જ્યોતિકારને ગીતાએ ઉપદેશેલા નિષ્કામ કર્મયોગને આગ્રહ છે (આ બાબતની ચર્ચા ભગવદ્‌ગીતા જ્યોતિના અવલોકનમ આવી ગઈ છે એટલે અહિં પિષ્ટપેષણ અનાવશ્યક છે.) એ એ બાબત છોડી દઈએ તો જ્યોતિકાર મોટે ભાગે શંકરાચાર્યને અનુસરે છે, પાશ્ચાત્ય સંસ્કૃતજ્ઞોના વિવેચનનો પરિણામે ક્વચિત્ શબ્દાર્થમાં અલ્પ ફેરફાર કર્યો હોય તે અપવાદરૂપ જ.

પણ ઉપનિષદોમાં કર્મયોગની બહુ વાત જ નથી. ઈશાવાસ્યના બીજા મંત્રમાં 'અહિં કર્મ કરતાં કરતાં જ સો વર્ષ જીવવાની ઈચ્છા કરે' એમ કહ્યું છે. કર્મયોગનું સ્પષ્ટ બોધક કહેવાય એવું તો આ એક વચન મારા ધ્યાનમાં છે. જ્યોતિકારે એ ઉપર ખુબ ભાર દીધો છે અને ગીતાનો સમગ્ર કર્મયોગ એમાં જોયો છે. એ સિવાય તો ઉપનિષદોમાં 'બ્રહ્મવેત્તાઓનાં જ્વલન્ત આદર્શવાળાં જીવનોમાં જ' એ ઉપદેશ પ્રગટ થયો છે એમ જ્યોતિકાર કહે છે (ભાગ ૧, પા. ૫૦) એનો અર્થ સ્પષ્ટ છે.

ઠીક, પણ આ વિષયની ચર્ચા લંબાવવી નથી એટલે ઉપનિષદોમાં કર્મયોગની કે સંન્યાસની એકેયની ચર્ચા બહુ ન હોવાથી, ઉપર નોંધ્યો તે તથા त्रयोधर्मस्कन्धाः વગેરે વાક્ય (જુઓ ભા. ૧, પા. ૫૭) જેમાં શંકરાચાર્ય 'બ્રહ્મસંસ્થ' શબ્દમાંથી સંન્યાસનો અર્થ કાઢે છે, એવા કોઈક અપવાદ સિવાય તો ઉપનિષદ્ જ્યોતિ શંકરાચાર્યને અનુસરે છે અને કોઈ વખત તો શંકરને અનુસરવામાં શ્રુતિના શબ્દોના સરલ અર્થને છોડી દે છે એમ મને લાગ્યું છે. દા. ત:—

'यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूं स्वाम् ॥'

એ કઠોપનિષદ્ (૨–૨૪) ના મંત્રનો અર્થ જુઓ—એ

મંત્રનો સીધો અર્થ 'તે પરમાત્મા જેને વરે તેનાથી જ તે લભ્ય છે અને તેને જ પોતાનું સ્વરૂપ ઉઘાડું કરીને દેખાડે છે,' એ રીતે મને તો લાગે છે. ભક્તિમાર્ગના આચાર્યોએ આ પ્રમાણે જ અર્થ કર્યો છે અને મૅક્સમૂલર જેવા તટસ્થ વિદેશી વિદ્વાન્ એ જ અર્થ સ્વીકારે છે, છતાં જ્યોતિકાર શંકરને અનુસરી અર્થ કરે છે અને જ્યોતિમાં 'પૂર્ણ આત્મામાં અન્યને મળવાની ઇચ્છાનો અસંભવ છે' એ શંકરાચાર્યના વાદની દલીલથી શંકરનો અર્થ બરાબર છે એમ કહે છે. (જુઓ ભા. ૧ પા. ૨૬૩).

પણ આમ ખેંચવું પડે એવાં સ્થળો જ ઉપનિષદોમાં ઓછાં છે કારણ કે ઉપનિષદ્ વચનોનો મોટો ભાગ યોગ અને ઉપાસનાની છાંટવાળાં કેવલાદ્વૈતને અનુકૂળ છે. એટલે આ ભાષાંતર મૂળનું મોટે ભાગે સાચું પ્રતિબિંબ છે.

જ્યોતિ શું છે? જ્યોતિ મોટે ભાગે મૂળના અર્થને સ્પષ્ટ કરવા તથા સમાન શ્રુતિ વચનો કે ક્વચિત્ ગીતા વચનો દર્શાવવા કે મૂળમાં અધુરૂં રહેલું કથન પુરૂં કહેવા લખાયેલી ટિપ્પણીઓ છે. ક્વચિત્ એ ટિપ્પણીઓ ભાષ્યનું રૂપ લે છે, ક્વચિત્ પાશ્ચાત્ય દાર્શનિક વિચારોમાંથી સમાન ઉદાહરણો ટાંકે છે, પણ આ તુલના ઊંડી કે વિસ્તારવાળી નથી.

પહેલા ભાગની પ્રસ્તાવનામાં જ્યોતિકારે રજુ કરેલી કેટલીક માન્યતાઓ જેવી કે માયા શબ્દનો ઋગ્વેદમાં વિવર્તવાદના અર્થમાં પ્રયોગ થયો છે (જુઓ પ્ર. પા. ૩૦) અથવા રાજર્ષિઓનું જીવન કર્મયોગયુક્ત અને બ્રાહ્મણ સંન્યાસીનું કર્મત્યાગયુક્ત (પ્ર. પા. ૫૦, ૫૧) વગેરે ગળે ઊતરતી નથી, પણ એ ગૌણ વાતો છે. સમગ્ર રીતે આ અનુવાદ એક આવશ્યકતા પુરી પાડે છે. આવો સારો અનુવાદ તૈયાર કરવાની બીજું કોઇ મહેનત લેત કે કેમ એ શંકા છે અને જ્યોતિ અનુવાદને ઘણી સહાયક છે.

**શ્રીમદ્ ભગવદ્‌ગીતા–જ્યોતિ** – લેખક: મગનભાઇ ચતુરભાઈ પટેલ, બી. એ. એલએલ બી. બેરિસ્ટર એટ લૉ. અમદાવાદ કિંમત રૂ. ૩–૦–૦

શ્રી. મગનભાઇ ચતુરભાઇ પટેલે ભગવદ્‌ગીતાનું આદ્યંત સળંગ ભાષાંતર આપ્યું છે. આ ભાષાંતર સાદું અને સરળ છે, અને મુખ્યત્વે મૂળના શબ્દોમાંથી જ ઉતારેલું છે. આ ભાષાંતરની નીચે શ્લોકાંકને અનુસરીને ટીકા આપી છે, જેને તેઓ જ્યોતિ કહે છે. આ જ્યોતિનો લાભ લોકોને આપવા માટે જ આ ગ્રંથની પ્રસિદ્ધિ થઈ છે. આ ઉપરાંત આરંભમાં પ્રસ્તાવનાનાં અઠ્યાસી પાનાં લખ્યાં છે; જેમાં ગીતાના સમય વગેરે વિષે સામાન્ય ચર્ચા પછી ગીતાના પોતે માનેલા તાત્પર્ય વિષે વિસ્તૃત વિવેચન કરેલું છે, અને ભાષાંતર પુરું થયા પછી ગીતાના મૂળ શ્લોકો છાપેલા છે.

ગીતાનાં ગુજરાતીમાં કેટલાં ભાષાંતર છે એ ગણવા જતાં પાર નહિ આવે. છતાં આ ભાષાંતર સુવાચ્ય છે. ગુજરાતી શબ્દોની પસંદગી સારી થઈ છે, અને મોટે ભાગે મૂળનો ઠીક અર્થ ઊતર્યો છે એટલે માત્ર ભાષાંતર તરીકે ઉપયોગ કરવા જેવો ગ્રંથ છે. પણ આ ગ્રંથની વિશિષ્ટતા તો એની 'જ્યોતિ' માં છે. 'જ્યોતિ' એ રીતે જુના વખતની ટીકાઓનો પ્રકાર છે અને એ 'જ્યોતિ' લખવાનું પ્રયોજન સમજાવવાનો 'જ્યોતિકારે' પ્રસ્તાવનામાં પ્રયત્ન કર્યો છે. '

ગીતાના સમય વિષે જે સંક્ષિપ્ત ચર્ચા ગાર્બે, તેલંગ અને તિલકના મતો ઉતારીને કરી છે તેમાં કાંઈ વિશેષ નથી. 'જ્યોતિ' કાર તેલંગ તિલકને અનુસરી ગીતાને ઇ. સ. પૂર્વે ૫૦૦ પહેલાં મુકે છે, પણ એમણે પોતાના મતના સમર્થનમાં કે ગાર્બે વગેરે મતના ખંડનમાં કાંઇ પુરાવા આપ્યા નથી.

'જ્યોતિ' કાર ગીતાનું પ્રતિપાદ્ય રાજયોગ છે એમ કહે છે અને રાજયોગનો અર્થ કરતાં કહે છે કે 'આવા યોગદર્શનમાં ઈશ્વરના

ઐક્યનો સાક્ષાત્કાર એ જ પરમ સત્વ છે, અને વ્યવહારની વિવિધતા-માય આવી સાક્ષાત્કારવાળી સ્થિર ચેતના ઇશ્વરી નિયમે પ્રેરાતી પ્રકૃતિના વ્યવહારને માત્ર ધારી જ રહે છે' (પ્રસ્તાવના પા ૩૫) આ વાક્ય તદ્દન સ્પષ્ટ નથી પણ 'જ્યોતિ'કારે આ પ્રતિપાદ્યમા સમાયલા સિદ્ધાન્તોની સૂત્રાવલિ પ્રસ્તાવના (પા ૩૬ થી ૩૯) મા આપી છે આ ૩૯ સિદ્ધાન્ત સૂત્રોને અહિ ઉતારવાની જરૂર નથી ગીતાકારને, 'જ્યોતિ'કાર કહે છે તેમ, આ ૩૯ સિદ્ધાન્તો પ્રતિપાદન કરવાના હોય એમ ગળે ઊતરવુ મુશ્કેલ છે આ સિદ્ધાન્તો ગીતાના વચનોમાથી ગીતા ઉપર અનેક ટીકાકારોએ કરેલા વ્યાખ્યાનોની મદદથી ઉપજાવેલા છે, એટલું જ નહિ પણ આ જમાનાના વિચારોએ પણ અસર કરેલી છે આ સર્વ સિદ્ધાન્તો ગીતામાથી નીકળે છે કે નહિ? એ સિદ્ધાન્તોમા તાત્ત્વિક યથાર્થતા કેટલી છે? વગેરે પ્રશ્નોની ચર્ચા નહિ કરીએ 'જ્યોતિ'કારે પ્રસ્તાવનામા એક પછી એક અધ્યાયોનો સાર આપીને તેમા પોતે ગણાવેલા ૩૯ સિદ્ધાન્તોમાના કયા કયા પ્રગટ થાય છે તે દર્શાવ્યુ છે

ગીતામા શુ પ્રતિપાદ્ય છે એ જેમ પ્રસ્તાવનામા 'જ્યોતિ'કારે વિસ્તારથી કહ્યુ છે તેમ કાઇક ટુકામા ગીતામા શુ પ્રતિપાદ્ય નથી– 'ગીતામા સાખ્યયોગ દર્શનો કે ભાગવત્ ધર્મ પ્રતિપાદ્ય વિષય નથી' (પ્ર ૨૫)–એ પણ કહ્યુ છે

આ રીતે આરભમા જ પ્રતિપાદ્ય વિષયનુ સૂચન કરી દેવું એ પ્રાચીન ટીકાકારોની પદ્ધતિ છે ભગવાન શકરાચાર્ય ગીતા ભાષ્યના આરભમા જ "વેદોક્ત ધર્મ પ્રવૃત્તિ લક્ષણ અને નિવૃત્તિ લક્ષણ એમ બે પ્રકારનો છે અને આ ધર્મ જગતનુ સ્થિતિ કારણ તથા સાક્ષાત્ અભ્યુદય નિઃશ્રેયસનો હેતુ છે લોકોનુ કલ્યાણ કરવાની ઇચ્છાથી ભગવાન નારાયણે આ વૈદિક ધર્મનો ગીતામા ઉપદેશ કર્યો છે" એ રીતે ગીતાના પ્રતિપાદ્ય વિષયનુ વર્ણન કરે છે આટલે સુધી શકરાચાર્યના કથનમા કાઇ વાધો નથી પણ ગીતામા પ્રવૃત્તિ–કર્મયોગ અને

નિવૃત્તિ–જ્ઞાનયોગ ઉપરાંત ભક્તિયોગનો ઉપદેશ પણ કર્યો છે ખાસ કરીને વચલા ભક્તિમાર્ગના આચાર્યોએ અથવા તે તે માર્ગના અનુયાયીઓએ ગીતાના પ્રતિપાદ્ય વિષય તરીકે 'મોક્ષના સાધન રૂપ ભક્તિ યોગ' ને ગણ્યો છે શ્રી રામાનુજાચાર્ય ગીતામાં 'જ્ઞાન કર્માનુગૃહીત ભક્તિયોગનો ઉપદેશ છે' એમ કહે છે

આ રીતે કર્મ, જ્ઞાન અને ભક્તિ ત્રણેની વાત ગીતામાં છે એવી માન્યતા સામાન્ય શાંકરવેદાન્તાનુયાયી છતાં ભક્તિનિષ્ઠાવાળા શ્રી મધુસૂદન સરસ્વતી જ્ઞાનમાર્ગના તથા ભક્તિમાર્ગના આચાર્યોના મતોનો સરવાળો કરીને ' કર્મનિષ્ઠા, જ્ઞાનનિષ્ઠા, અને ભગવદ્ ભક્તિનિષ્ઠા ગીતામાં કહેલ છે અને કર્મનિષ્ઠા પરસ્પર અતિ વિરોધી હોવાથી તે એનો સમુચ્ચય અશક્ય છે માટે આરંભમાં અને અન્તમાં એ બે નિષ્ઠા કહેલ છે અને એ બેય નિષ્ઠાઓની સાથે રહેતી ભગવદ્ભક્તિ નિષ્ઠા વચલા છ અધ્યાયોમાં કહેલી છે" એ રીતે ગીતાના પ્રતિપાદ્ય વિષયને કહે છે વળી આ જમાનાના સમર્થ પુરાતત્ત્વવેત્તા ડૉ રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર પણ આ દેશમાં ચાલતા ભક્તિમાર્ગનું મૂળ ગીતામાં જુએ છે (જુઓ એમનો Vaishnavism, Shaivism) છતાં 'જ્યોતિ'કાર શંકરાચાર્યને અનુસરી ભાગવત ધર્મને ગીતાનો પ્રતિપાદ્ય નથી ગણતા ગીતામાં વ્યૂહ ચતુષ્ટય નથી એમ 'જ્યોતિ'કાર કહે છે એ ખરું છે ખરી રીતે તો જ્ઞાનમાર્ગ ભક્તિમાર્ગ, કર્મમાર્ગ કે યોગમાર્ગમાં ગીતા પછીના સમયમાં વિકાસ પામેલા તત્ત્વો ગીતામાં ન હોય એ સ્વાભાવિક જ છે પણ ' જ્યોતિ 'કારે તો ભાગવત ધર્મ–ભક્તિ માર્ગ સબંધી કલ્પના શ્રીરામાનુજાદિના ગ્રંથોમાંથી નહિ પણ એમના કોઈ ' બહુ શ્રુત અને વેદાન્તાભ્યાસી ( પણ કદાચ ભક્તિમાર્ગના સાહિત્યથી અપરિચિત ) મિત્ર ' પાસેથી લીધી છે અને પછી એ કલ્પિત ભાગવત ધર્મ ગીતામાં નથી એમ સિદ્ધ કર્યું છે ( જુઓ પ્રસ્તાવના પા ૧૧ થી ૧૫ ) પણ શરણાગતિ, નવધા કીર્તનાદિ ભક્તિ માર્ગના આચાર્યોએ સ્વીકારેલા ભક્તિના સાધનોનો ગીતામાં ઉલ્લેખ

મળે છે. ભક્તિ શબ્દ એકાદ વખત ઉપનિષદ્‌માં મળે છે ખરો પણ ઇશ્વર ઉપર પ્રેમરૂપ ભક્તિનું વિસ્તારથી નિરૂપણ ગીતા પહેલાં કયાંય મળતું નથી, એ બધી ઐતિહાસિક હકીકત જ્યોતિકારના ધ્યાનમાં કેમ નહિ આવી હોય ? અને ' મનુષ્ય દેહધારી કૃષ્ણના શરીરને જ ભગવાન ગણીને ઉપાસવાનું ભાગવત ધર્મમાં કહ્યું છે ' એમ 'જ્યોતિ 'કાર શા ઉપરથી માને છે ? ગીતાના (૭–૨૪–૨૫ ) જે વચનોના આધારથી ભાગવત ધર્મની પોતે કલ્પી લીધેલી માન્યતાનું તેઓ ખંડન કરે છે તે શ્લોકો ઉપરનું શ્રી મધ્વનું કે શ્રી રામાનુજનું ભાષ્ય જુઓ. કૃષ્ણનું મનુષ્યદેહ ધારી શરીર તે ઇશ્વર એવી ઇશ્વરની વ્યાખ્યા ભક્તિમાર્ગના કોઇ આચાર્યના ગ્રંથમાં, મારા જોવામાં આવી નથી.

ગીતામાં ભાગવત ધર્મના ઉપદેશ પેઠે સાંખ્યયોગનો ઉપદેશ નથી એમ ' જ્યોતિ ' કાર કહે છે. આ વિધાન પણ અર્ધસત્ય છે. સાંખ્યકારકાદિ ગ્રંથોમાં કહેલું સાંખ્ય કે સૂત્રાદિમાં કહેલો યોગ ગીતામાં નથી એ ખરાબર છે, ન જ હોય. પણ ગીતાના સમયમાં પ્રચલિત સાંખ્યના તથા યોગના વિચારોનો સંગ્રહ ગીતામાં જરૂર મળે છે. યોગ શબ્દ કર્મયોગના તથા ચિત્તનિરોધ લક્ષણ યોગના એમ બે અર્થમાં ગીતામાં વાપરેલો મળે છે; વળી પાછળના યોગશાસ્ત્રમાં કહેલી આસન, પ્રાણાયામ, વગેરે પ્રક્રિયાઓ પણ ગીતામાં કહેલી છે. ( જુઓ ગીતા અ. ૪ શ્લો. ૨૮ થી ૩૦ તથા અ. ૬ શ્લો. ૧૦ થી અધ્યાયના અન્ત સુધીના શ્લોકો તથા એ ઉપરની ટીકાઓ ). પાતંજલાએ કહેલો યોગનો ચિત્તવૃત્તિનિરોધનો અર્થ સ્પષ્ટ શબ્દોમા ગીતામાં કહેલો છે. ( અ. ૬–૨૦ વગેરે ).

ટુંકામાં કહું તો ગીતામાં એ વખતના પ્રચલિત કલ્યાણના સર્વ માર્ગોનો સંગ્રહ અને સમન્વય કરવાનો પ્રયાસ છે, સમન્વય તો માનવજીવનની સંકુલતાને લીધે સહેલો નથી પણ સંગ્રહ જરૂર થયો છે અને એમાંથી પોતાને અનુકૂળ રીતે માણસ સમન્વય પણ કરી લે

છે. છતાં 'જ્યોતિ'કારે ગીતામાં બે જ નિષ્ઠાઓ કહી છે એમ જે માન્યું છે તેમાં જાણ્યે અજાણ્યે શંકરાચાર્યનું અનુસરણ થયું લાગે છે. 'જ્યોતિ'કારે ભક્તિ શબ્દનો અર્થ અદ્વૈતવાળું ઐક્ય સાધતો યોગ (અહિં અદ્વૈતવાળું ઐક્ય એટલે શું? અદ્વૈત અને ઐક્યમાં શો ફેર?) એવો કાંઈક કર્યો છે (જુઓ પ્રસ્તાવના પા. ૮૬). શંકરાચાર્ય પણ ગીતાના છેલ્લા અધ્યાયના

**सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज**

શ્લોક ૬૬.

એ શ્લોકમાં 'સર્વ કર્મ સંન્યાસપૂર્વક જ્ઞાનનિષ્ઠાનો ભગવાને ઉપસંહાર કર્યો છે;' એમ કહે છે, પણ એ જ શ્લોક ઉપર ટીકા કરતાં મધુસૂદન સરસ્વતી કહે છે કે 'જો કે ભાષ્યકારે ('શંકરાચાર્યે') જ્ઞાન નિષ્ઠામાં ઉપસંહાર કર્યો માન્યો છે પણ અમે ભગવદ્ ભક્તિનિષ્ઠા આ શ્લોકમાં વિવક્ષિત છે એમ માનીએ છીએ.' છતાં શંકરાચાર્ય ઉપર આક્ષેપ ન કરવા અને ભક્તને સ્વાભાવિક નમ્રતાથી કહે છે કે **भगवद्‌भिप्रायवर्णने के वयं वराकाः।** આટલા કાળ પછી અને પરિસ્થિતિમાં તથા લોકમાનસમાં આવા મોટા ફેરફારો થયા પછી ગીતાકારનો અભિપ્રાય જાણવો ખરેખર મુસ્કેલ છે.

'જ્યોતિકાર' શંકરાચાર્યનું અદ્વૈત માને છે પણ ગીતાના તાત્પર્યની બાબતમાં નીચેના અંશમાં શંકરાચાર્યથી જુદા પડે છે. શંકરાચાર્ય 'મોક્ષ જ્ઞાનથી જ થાય છે' એમ માને છે. કર્મ જ્ઞાનનો સમુચ્ચય એમને ઇષ્ટ નથી, કર્મયોગ અજ્ઞાની માટે છે, પણ કર્મયોગથી ચિત્ત શુદ્ધ થતાં જીવને જ્ઞાન થાય છે અને તે દ્વારા એ મોક્ષ મેળવે છે. વ્યવહાર દશામાં રહેલા અજ્ઞાની માણસે ફલેચ્છા રહિત થઈને શાસ્ત્રોક્ત કર્મો જરૂર કરવાં જોઈએ. પણ જેને બ્રહ્માત્મૈક્ય જ્ઞાન થઈ ગયું હોય તેઓને કર્મ કરવાની જરૂર નથી. તેઓ માટે તો સંન્યાસ જ છે. છતાં કેટલાક ખાસ આધિકારિકો જ્ઞાનનિષ્ઠ હોવા છતાં લોકસંગ્રહ માટે કર્મ કરતા હોય તો એથી મોક્ષને વાંધો આવતો

નથી.' એમ શંકરાચાર્યનો સિદ્ધાન્ત છે. આ સિદ્ધાન્ત કેટલેક અંશે તો 'જ્યોતિ'કાર સ્વીકારે છે પણ નીચેની બાબતમા જુદા પડે છે. 'જ્યોતિ'કાર સાખ્યનિષ્ઠા અને યોગનિષ્ઠા બેય બ્રહ્મ જ્ઞાનીની સ્થિતિઓ છે એમ ગણે છે, પણ 'વ્યવહાર દૃષ્ટિએ એવી નિષ્ઠાવાળાઓના વર્તનમા મોટો ફેર પડે છે ગી. ૩, ૧૭-૧૮ મા બતાવ્યા પ્રમાણે આત્મામાં આરુઢ થયેલો હોય તેને કાઈ કરવાનો આગ્રહ ના જ હોય, તેમ તેને કાઇ નહિ જ કરવાનો પણ આગ્રહ ના જ હોય, આમ સંન્યાસ અને કર્મ એ ઉભય પ્રકાર એવાને મમાન છે. એટલે જ પ્રકૃતિએ જ કેટલાક સંન્યાસનો સ્વીકાર કરીને પરિવ્રાજક થાય છે, ત્યારે બીજા કેટલાક લોકસંગ્રહાર્થે પ્રકૃતિએ જ સર્વ કર્મને આચરે છે" (જ્યોતિ પા. ૭૪)

ગીતામા પોતામા કર્મ અને સન્યાસ બેયનો ઉપદેશ છે. પણ ગીતામા મન્યાસનો આગ્રહ નથી, તેમ અમુક અધિકારી માટે કર્મયોગ છે અને અમુક અધિકારી માટે સંન્યાસ છે એવો યે સ્પષ્ટ ભેદ નથી કર્યો, જ્યારે શંકરાચાર્યને સન્યાસનો આગ્રહ છે, અને તેઓ અજ્ઞાનીને કર્મયોગનો અધિકારી ગણે છે. એથી ઊલટું 'જ્યોતિકારને કર્મયોગનો આગ્રહ છે અને તેઓ 'યોગીના નિષ્કામ અને લોકસગ્રહાર્થે થતા કર્મ જેટલી તો સંન્યાસીથી યોગીમા વ્યવહાર્યે અધિકતા ઉધારી' માને છે (જુઓ જ્યોતિ પા ૮૪)

કર્મનો આગ્રહ અને કર્મયોગીની અધિકતાની આ ભાવના આ જમાનાની અસર છે, ગીતાની જમાને જમાને ભિન્ન ભિન્ન તાત્પર્યદર્શક ટીકાઓ થઇ છે. આ જમાનામા કર્મયોગ ઉપર ભાર મુકનારી ટીકાઓ થાય છે (તિલકનું ગીતારહસ્ય, આ જ્યોતિ, વગેરે ઉદાહરણો જુઓ).

આ જમાનામા દેશને બાવાઓની જરૂર નથી, તેમ ભક્તિનું વેવલાપણું યે નથી જોઇતું એ ખરું છે પણ ગીતાનું તાત્પર્ય વિચારતા દેશને અત્યારે શું જોઇએ છીએ કે શું એરરકર છે એ વિચાર

કર્તવ્ય નથી. ઐતિહાસિક અને વિવેચક દૃષ્ટિથી ગીતાનો જે અર્થ દેખાય તે જ સ્વીકારવો જોઇએ અને એ અર્થ ત્યારે શ્રેયસ્કર ન જણાતો હોય તો આગમ શબ્દથી જીવનને નિયમવાનો જમાનો ચાલ્યો ગયો છે એટલે શી ફિકર છે? ગીતાના કે કોઇ પણ માન્ય ગ્રંથના શબ્દોને મચડીને અનુકૂળ અર્થ કાઢવા કરતાં જીવનને, આપણને અત્યારે યોગ્ય લાગે તે માર્ગે વાળવું અને ગીતા કે કોઈ પણ ગ્રંથના ઉપદેશની ફિકર ન કરવી એ જ ગીતાના ઉપદેશકને એટલે કે સત્યને અનુસરવાનો સાચો માર્ગ છે. આપણે ભુલતા હશું તો પણ આ જ રસ્તે જવાથી ભુલ સુધરશે.

અમુક અર્થને આ ગ્રંથ લખવા જતાં જ્યોતિકારે ક્વચિત્ મૂળના શબ્દની ખેંચતાણ કરી છે પણ ખેંચતાણ થોડી જ છે અને આવા દાખલા યે એટલા થોડા છે કે મને એની નોંધ લેવાની જરૂર નથી લાગતી * સામાન્ય રીતે ભાષાન્તર સારું છે, એના ઉપરની જ્યોતિ મોટે ભાગે પ્રકાશક છે, અને કાગળો છપાઇ બાંધણી વગેરે પણ સારું છે ગીતાના શોખીનોએ, ગીતામાંથી જીવનનો માર્ગ શોધનારાઓએ આ ગ્રંથ વાંચવા વિચારવા જેવો છે.

* ગીતાના રાજવિદ્યા રાજગુહ્ય નો કેટલાક પાશ્ચાત્ય પંડિતોએ સ્વીકારેલી પ્રમાણે અનુસરી "રાજાઓનું ગુહ્ય જ્ઞાન" એવો અર્થ 'જ્યોતિ' કાર કર્યો છે. બૃ. ઉપનિષદ્‌માં અમુક વિદ્યા ક્ષત્રિયો પાસે જ હતી એવું વચન આવે છે. અશ્વપતિ વગેરે કેટલાક ક્ષત્રિયો વિદ્યા વિષયમાં બ્રાહ્મણોની હરીફાઇ કરતા એ વાત પણ સાચી છે, પરંતુ બ્રાહ્મણો અને ક્ષત્રિયો વચ્ચે કોઈ જાતનો વિરોધ એ કાળે ન હતો, (બ્રહ્મ ક્ષત્ર સાથે જણાતા) અને બ્રહ્મવિદ્યા કે કર્મયોગનો શોધ ક્ષત્રિયોએ જ કર્યો એ કલ્પનાને કશો આધાર નથી. ઉપનિષદોમાં બે ચાર ક્ષત્રિય ઉપદેશક નામ મળે છે તેમ અનેક અને તે પણ યાજ્ઞવલ્ક્ય જેવા સમર્થ બ્રાહ્મણ ઉપદેશકો મળે છે. ખરી રીતે એ કાળ માટે બ્રાહ્મણ ક્ષત્રિયનો ભેદ પાડવો એ જ અનૈતિહાસિક છે. કીથ જેવો આગ્રહી પાશ્ચાત્ય પંડિત પણ અમુક ક્ષત્રિયોની જ વિદ્યા હતી એ કલ્પનાને ભ્રાન્ત ગણે છે.

૪

# મધુસૂદન સરસ્વતીનું ભક્તિરસવિવેચન

'અદ્વૈતસિદ્ધિ,' 'વેદાન્તકલ્પલતિકા' ગીતાની 'ગૂઢાર્થદીપિકા' વગેરે ગ્રન્થોના લેખક તરીકે મધુસૂદન સરસ્વતી પ્રખ્યાત છે અને તેનો સમય શ્રી પ્રહ્લાદ ચન્દ્રશેખર દીવાનજી ઇ. સ. ૧૫૪૦થી ૧૬૪૭ સુધી માને છે[1] અને સોળમા સત્તરમા શતક માનવાના તરફ વિદ્વાનોનો બ મત છે આ મધુસૂદન સરસ્વતી શ્રીકૃષ્ણના પરમ ભક્ત હતા અને પ્રખર શાંકર અદ્વૈતવાદી હોવા છતા ભક્તિને પણ મુક્તિનુ સાધન માને છે મધુસૂદન કહે છે કે 'ભગવદ્ભક્તિ જ્ઞાનમાર્ગના સાધકને સર્વ અવસ્થામા ઉપયોગી છે સાધનના એક પગથિયા ઉપરથી બીજા પગથિયા ઉપર ચડવામા ભક્તિ સાધકને મદદ કરે છે ભક્તિ કર્મમિશ્ર જ્ઞાન મિશ્ર અને શુદ્ધ એ રીતે ત્રણ જાતની છે' આ રીતે બોપદેવે પણ ભક્તિના ભેદ પાડ્યા છે બીજી રીતે ભક્તિની મન્દ, મધ્યમ અને ઉત્તમ એ રીતે ત્રણ ભૂમિકા મધુસૂદન ગણે છે. પહેલી ભૂમિકામા 'ઈશ્વર તો પોતે છે' એમ સાધક માને છે, બીજી ભૂમિકામાં 'પોતાનો ઈશ્વર છે' એમ માને છે, અને ત્રીજી ભૂમિકામા 'આ બધુ, વિશ્વ અને પોતે, એ એક પરમેશ્વર જ એવી દૃઢ બુદ્ધિ હૃદયમા ઉત્પન્ન થાય છે' અક્રૂર પ્રહ્લાદ ગોપી વગેરે આ ત્રીજા પ્રકારના

---

૧ ત્રુતિની પ્ર ચ. દીવાનજીનો પેતે સંપાદિત 'પ્રેમાનંદ'ના ગ્રન્થાવને પ્રવેશક

ભક્તોના દાખલા છે. આ પ્રકારના ઉત્તમ ભક્તો જીવન્મુક્તિની દશામાં હોય છે. તેઓ ભક્તિ કરે છે તે કોઈ ફળની–મુક્તિની–પણ ઈચ્છાથી નહિ પણ ભક્તિ કરવી એ પોતાનો સ્વભાવ થઈ જવાથી એમ ભાગવતનો (૧–૭–૧૦) શ્લોક ઉતારીને કહે છે. આ રીતે ગીતાનો ગુણાતીત કે સ્થિતપ્રજ્ઞ અને વેદાંતનો જીવન્મુક્ત એ જ ગીતાનો જ્ઞાની ભક્ત અને ભક્તિમાર્ગનો પ્રેમભક્ત. (જુઓ ગૂઢાર્થદીપિકાની પ્રસ્તાવનાના શ્લોકો તથા ૧૮–૬૬ ઉપરની ટીકા).

વિદ્યારણ્ય સ્વામીએ પણ આ રીતે 'જીવન્મુક્તિવિવેક'માં સ્થિતપ્રજ્ઞને તથા સર્વભૂતમાં ભગવદ્ભાવ જોનાર ઉત્તમ ભગવદ્ભક્તને જીવન્મુક્ત માનેલ છે.

હવે આ મધુસૂદન ગીતા ઉપરની પોતાની ટીકામાં ભક્તિનું વિવેચન કરતાં વારંવાર 'આ વસ્તુનો વિસ્તાર 'ભક્તિરસાયન'માં કર્યો છે' એમ કહે છે, એટલે એમણે જ ભક્તિનું વિવરણ કરનાર 'ભક્તિરસાયન' નામનો ગ્રન્થ લખ્યો હોવો જોઈએ એ નિઃસંદેહ છે. પણ હાલમાં 'ભગવદ્ભક્તિરસાયન' નામનો 'અચ્યુત ગ્રન્થમાળા'માં છપાયેલો મધુસૂદન સરસ્વતીનો[1] જે ગ્રન્થ મળે છે તે આ ગીતાના ટીકાકારનો જ રચેલો છે કે કોઈ બીજા મધુસૂદન સરસ્વતીનો એ સંદેહનાં કારણો હોવાથી, ચોક્કસ કહેવું મુશ્કેલ છે. ગીતાની ટીકામાં શરણાગતિના જે ત્રણ ભેદ મધુસૂદન સરસ્વતીએ પાડ્યા છે અને જેનો વિસ્તાર 'ભક્તિરસાયન'માં છે એમ તેણે કહ્યું છે તે વસ્તુનો નામનિર્દેશ પણ 'ભક્તિરસાયન'માં નથી. વળી મધુસૂદન સરસ્વતીના બીજા ગ્રન્થોમાં ગુરુ તરીકે વિશ્વેશ્વર સરસ્વતીનો જેવો ઉલ્લેખ મળે છે તેવો 'ભક્તિરસાયન'માં નથી. આ સ્થિતિમાં આ ગ્રન્થકર્તા ગીતાના ટીકાકાર જ છે કે બીજા કોઈ મધુસૂદન તે સંદિગ્ધ રહેવા છતાં લગભગ ઈ. સ. ૧૬૦૦ આસપાસનો આ ગ્રન્થ છે એટલું

1 શ્રી પ્ર. ચ. દીવાનજી તો ગીતાના ટીકાકાર મધુસૂદન સરસ્વતીનો રચેલ જ 'ભક્તિરસાયન' ગ્રન્થ છે એમ માને છે (જુઓ 'પ્રસ્થાનભેદ'નો ઉપોદ્ઘાત પૃ. ૧૦)

જ વાત નિશ્ચિત ગણી લઈને, ભક્તિમીમાંસાના ઉપલબ્ધ ગ્રન્થોમાં આ ગ્રન્થ મહત્ત્વનો હોવાથી એણે કરેલી મીમાંસા સંક્ષેપમાં જોઈ લઈએ.

'ભક્તિરસાયન 'માં ત્રણ ઉલ્લાસ અને કુલ ૧૪૭ કારિકાઓ છે. તેમાં પહેલા ઉલ્લાસ ઉપર ગ્રન્થકર્તાની પોતાની ટીકા મળે છે. તેમાં મુખ્યત્વે ભાગવતનાં વચનોના ઉતારાઓ કરેલા છે. બોપદેવે પણ આધાર ભાગવતનો લીધો છે, પણ બોપદેવ કરતાં 'ભક્તિરસાયન 'ના કર્તાનું ભક્તિનું નિરૂપણ વધારે મર્મગ્રાહી તથા ભક્તિને રસ ગણવાની દિશામાં વધારે આગળ વધેલું છે. અને જ્ઞાનયોગ જેવો ભક્તિયોગ પણ એક યોગ છે એ વિચાર ભગવદ્ગીતાથી ભાગવત સુધી એકધારો ચાલ્યો છે. પણ ભાગવત પછી કદાચ તેની જ અસરને પરિણામે ભક્તિ એ એક રસ છે, એવી માન્યતાનું જોર વધતું ગયું છે અને પંદરમા સોળમા સતકમાં તો એ 'ભક્તિરસ ' શબ્દ વ્યાપક થઈ જાય છે અને ભક્તિનું વિવેચન રસદૃષ્ટિએ જ કરવાની પ્રથા સર્વમાન્ય થઈ જાય છે 'ભક્તિરસાયન'ના કર્તા અદ્વૈતવાદી અને ગીતાદિ પ્રાચીન ગ્રન્થોના દૃઢ અભ્યાસી હોઈને એમણે ભક્તિયોગનું રસદૃષ્ટિએ વિવેચન કરવાનો તથા ભક્તિરસનું માનસશાસ્ત્રીય સમાધાન રજુ કરવાનો પ્રયાસ કર્યો છે.

પહેલું તો ભક્તિ જ સાધન અને ભક્તિ જ ફળ એ સિદ્ધાન્તનું બીજ ભક્તિ શબ્દના બે અર્થમાં આ ગ્રન્થકાર બતાવે છે: (૧) ભક્તિ એટલે ભજન કે અંતઃકરણની ભગવદાકારતારૂપ સ્થિતિ; આ ફળરૂપ ભક્તિ અને (૨) જેના વડે અંતઃકરણની ભગવદાકાર સ્થિતિ કરાય તે શ્રવણકીર્તનાદિ સાધનો એ સાધનભક્તિ. આ સાધનોને ભાગવતને અનુસરી જેમ બોપદેવે ભાગવતધર્મ' કહેલ છે તેમ જ આ ગ્રન્થકારે પણ કહેલ છે.

હવે ભક્તિનું લક્ષણ વર્ણવતાં કહે છે કે " આ ભાગવતધર્મો વડે દ્રવભાવને પામેલા મનની જે સર્વેશ્વર ભગવાનમાં ધારાવાહીપણાને

વર્ગીકરણ કરીને આ ગ્રન્થકારે નીચેના ગણ્યા છે (૧) ભગવાનની તથા ભગવાનના ભક્તોની સેવા, (૨) તેઓની દયાને પાત્ર થવું (૩) ભગવદ્ધર્મોમાં શ્રદ્ધા, (૪) પછી ભગવાનના ગુણોનું શ્રવણ (આ શ્રવણમાં કીર્તન, સ્મરણ વગેરે આવી જાય છે), પછી (૫) ભગવાનમાં પ્રીતિનો અંકુર ફૂટવો (આનું જ નામ ભક્તિ, છ ભૂમિકા એના પરિણામના પ્રકારો છે) (૬) ભગવાનના સ્વરૂપનો સાક્ષાત્કાર, (૭) ભગવાનમાં પ્રેમની વૃદ્ધિ, (૮) ભગવાનનું સ્ફુરણ, (૯) ભગવદ્ધર્મનિષ્ઠા (૧૦) પોતાનામાં ભગવાનના ગુણોનો આવિર્ભાવ, અને (૧૧) પ્રેમની પરમકાષ્ઠા (ઉ ૧, કા ૩૧ થી ૩૬)

આ રીતે પ્રથમ ઉલ્લાસમાં ભક્તિનું સામાન્ય નિરૂપણ કર્યા પછી બાકીના બે ઉલ્લાસોમાં તેનું વિશેષ નિરૂપણ કર્યું છે આ પાછળના ઉલ્લાસો એ જ ગ્રંથકારના કે કોઈ બીજાના એ નક્કી કહેવું મુશ્કેલ છે છતાં એમાં જે વિશેષ વર્ણવે છે તે ટુંકામાં જોઈ લઈએ.

રૂપના વિવેચનથી ભક્તિ એ પણ શૃંગારાદિ બીજા રસો જેવો એક રસ છે અને તેથી ચિત્ત ભગવાનનો આકાર ધારણ કરતું હોઈને એ એમ પરમકલ્યાણ સાધી શકે છે એમ ગ્રન્થકાર કહેવા માગે છે એ સ્પષ્ટ છે પણ પાછીના બે ઉલ્લાસોમાં સામાજિક નિષિદ્ધ લાગણીઓનો ભક્તિમાં ઉપયોગ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે એ પ્રકારના ભક્તિના ભેદો બતાવતાં તે કહે છે કે કામથી ચિત્ત પીગળતાં શ્રીકૃષ્ણ વિષે સંભોગ અને વિપ્રયોગ એ રીતે બે જાતની રતિ ઉત્પન્ન થાય છે આ શૃંગારરસ એ જ રીતે ક્રોધથી ચિત્તના જે દાહ થાય તેનાથી ચિત્ત પીગળતાં જે ભાવ ઉત્પન્ન થાય તે દ્વેષ આવો જ ભયનો ભાવ સમજવો પછી સ્નેહના ભેદરૂપ વાત્સલ્ય હાસ્ય અને સખ્ય ભાવનું વિવરણ કર્યું છે પછી હર્ષના ચાર ભેદ કહ્યા છે તેમાં ઈશ્વરના માહાત્મ્યજ્ઞાનથી ચિત્તનો જે પરમઆનન્દમય ઉલ્લાસ થાય તે હર્ષનો એક ભેદ એથી ચિત્ત પીગળતાં ભગવાન ઉપર જે રતિ–પ્રીતિ ઉપજે તે શુદ્ધ તે કે ભક્તિ હર્ષના બાકીના ત્રણ ભેદમાં હાસ્ય અદ્ભુત અને

વીરને ગણ્યા છે, અને ઇષ્ટ વિરહથી થતા શોકથી ઉત્પન્ન થતો કરુણ-રસ પછી જુગુપ્સા, દયા, દાન, અને ધર્મ સંબંધી એમ ત્રણ જાતનો ઉત્સાહ અને સાદી આટલી લાગણીઓથી ચિત્ત દ્રવભાવને પામે છે અને એ સ્થાયી ભાવો રસરૂપ ધારણ કરે છે. પણ આમાંથી "બે પ્રકારના દયાવીર અને યુદ્ધવીર, બીભત્સ અને શાન્ત એ રસો ભક્તિ-રસનું રૂપ ધારણ કરતા નથી." (ઉ. ૨, કા. ૨૮) અહિં ભક્તિરસને રસના પર્યાય જેવો ગણ્યો છે એ સ્પષ્ટ છે. એ જ રીતે "ઇર્ષ્યાથી ઉત્પન્ન થયેલો અને ભયથી ઉત્પન્ન થયેલો દ્વેષ પણ ભક્તિરસરૂપ નથી થતો." (કા. ૨૯). એ જ રીતે શુદ્ધ રૌદ્રરસ તથા રૌદ્ર ભયાનક રસ પણ પ્રીતિથી વિરોધી હોઇને બુદ્ધિમાને એનો આસ્વાદ ન લેવો જોઇએ (ઉ. ૨, કા. ૨૬–૩૦). બાકી રહેલા શૃંગાર, કરુણ, હાસ્ય, પ્રીતિ. ભયાનક, અદ્ભુત અને યુદ્ધવીર એટલા રસો ભગવાનનું આલંબન દાહણ કરીને ઉદ્ભવે ત્યારે ભક્તિરસરૂપ થઈ શકે. પણ આ મિશ્રિત રસ છે. આગળ ચાલતાં શુદ્ધ અને મિશ્રિત રસનું વિવરણ કરતાં ગ્રન્થકાર કહે છે કે શુદ્ધ ભક્તિ, સખ્ય ભક્તિ (જેમાં દાસ્યભક્તિ પણ આવી ગઈ) અને વાત્સલ્યભક્તિ એ ભક્તિરસના ત્રણ ભેદો બીજા રસોથી અમિશ્રિત છે. પછી શૃંગાર-મિશ્રિત છે એટલે કે એમાં શૃંગાર અને ભક્તિ એ રસનું મિશ્રણ છે છતાં બીજા સર્વ કરતાં બળવાન છે. કારણ તીવ્ર અને તીવ્રતર પ્રીતિ એમાં જ દેખાય છે. (ઉ. ૨. કા. ૩૫–૩૬)

ગ્રંથકારની મતલબ એવી લાગે છે કે જેમાં શૃંગારાદિ રસના ભાવો ભગવાનને ઉદ્દેશીને ભક્તના હૃદયમાં ઉદ્ભવે એ મિશ્રિત ભક્તિરસ અને ભક્તના હૃદયમાં મૌન દાસ્યાદિ ભાવ ભગવાન તરફ ઉદ્ભવે તો એ શુદ્ધ ભક્તિ. શૃંગારભક્તિ તીવ્રતમ થઈ શકે એવી હોવા છતાં એ છે તો મિશ્રિત જ.

આ ઉપરાંત ભક્તિના સાત્ત્વિકાદિ ભેદો તથા દૃષ્ટફળ અને અદૃષ્ટ જેવા ભેદોનું તેમજ મૃદુ, મધ્યમ, તીવ્ર જેવા ભેદોનું વર્ણન પણ ગ્રન્થકારે કર્યું છે, પણ તેમાં કાંઇ વિશેષ નથી. માત્ર દુર્જન્ય ભક્તિ

જેનું વિવરણ ઉપર આવી ગયું છે તેને જ શુદ્ધ સત્ત્વોત્થ જાણવી અને તે હાલના ભક્તોને અદૃષ્ટ અને દૃષ્ટ ઉભયફળ આપનારી થાય છે એમ કહે છે. 'ભક્તિનું દૃષ્ટ ફળ ઉનાળાના તાપથી પીડાતા શરીરને ગંગાસ્નાનથી થતા સુખ જેવું હોય છે. ત્યારે જીવન્મુક્તનું દૃષ્ટ સુખ નાહીને જમ્યા પછી ગંગામાં માત્ર ખુશી ખાતર પડેલા માણસના સુખ જેવું હોય છે' (ઉ. ૨, કા. ૪૭ અને ૪૯).

આ ભક્તિરસાયન સાંપ્રદાયિક ગ્રન્થ નથી, અને એમાં ભક્તિનો વિચાર શાસ્ત્રીય દૃષ્ટિએ કરેલો છે, એ આ ગ્રન્થનો મોટો ગુણ છે.

બીજી તરફથી ચૈતન્ય અને વલ્લભાચાર્ય પછી આ ગ્રન્થકાર થયા છે અને ભક્તિ સંબંધી એ બન્ને આચાર્યોના વિચારો પણ એમના જાણવામાં હોવાનો સંભવ છે. ચૈતન્યસંપ્રદાયના 'હરિભક્તિરસામૃતસિન્ધુ' જેવા ગ્રન્થનું[1] ભક્તિવિવેચન આ મધુસૂદન સરસ્વતીએ જોયું છે એમ એ જોયા પછી હું તો ધારું છું. 'છતા ભક્તિરસાયન'નું નિરૂપણ 'હરિભક્તિરસામૃતસિન્ધુ'ના નિરૂપણથી સ્વતંત્ર છે. માનસશાસ્ત્રીય દૃષ્ટિએ એક મહત્ત્વના મુદ્દાની બાબતનાં મધુસૂદન સરસ્વતીનો ચૈતન્યસંપ્રદાય તથા પુષ્ટિસંપ્રદાયથી જુદો સિદ્ધાન્ત છે એ દાખલા તરીકે અહિં નોંધ્યો છે. 'માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક ઈશ્વરમાં જે સ્નેહ તેનું નામ ભક્તિ અને તેથી મુક્તિ' એ નારદ 'પંચરાત્ર'નું વચન એ ય સંપ્રદાયોના આરંભ સમયે પ્રસિદ્ધ હોવા છતાં ચૈતન્યશિષ્ય એ માહાત્મ્યજ્ઞાનવાળી ભક્તિને ગૌણ ગણે છે[1] અને પુષ્ટિસંપ્રદાયમાં એ મર્યાદામાર્ગીય લેખાય છે. શ્રી વિઠ્ઠલનાથજી સ્પષ્ટ કહે છે કે 'જેમજેમ મોહની અધિકતા તેમતેમ પુષ્ટિમાર્ગમાં ભાવની પ્રચુરતા હોય એમ જાણવું.'[2] આથી વિરુદ્ધ મધુસૂદન સરસ્વતી માહાત્મ્યજ્ઞાનથી ઉત્પન્ન થતી ભક્તિને શુદ્ધ ભક્તિ કહે છે એ ઉપર આવી ગયું છે.

---

૧ જુઓ 'હરિભક્તિરસામૃતસિન્ધુ' પૃ. ૧૧૭

૨ જુઓ ભાગવત ૧૦-૩-૨૯ ના સુબોધિની ઉપર શ્રી પ્રભુચરણની ટિપ્પણી

અનુવાદો ન જ કરાવવા એમ નથી. પણ જે વિષયો ઉપર ગુજરાતી લેખકો સ્વતંત્ર રીતે લખી શકે એવો સંભવ હોય તેવા વિષયોની પસંદગી કરી તેમાંથી અમુક અમુક વિષય ઉપર પુસ્તક લખી આપવા આમંત્રણ કરવામાં આવે તો આ પ્રાન્તના ઉછરતા લેખકો પણ મૂળ વસ્તુતત્ત્વ ઉપરથી કંઈક વિચારતા થાય.

મારા કથનને 'યજ્ઞરહસ્ય'ના અનુવાદકના પ્રસ્તાવનાના નીચેના શબ્દો ટેકો આપે છે:—"આ જમાનામાં હીંદી દૃષ્ટિએ લખાનાં ઐતિહાસિક પુસ્તકોનું મૂલ્ય અતિશય અંકાતું જોઇએ. સુભાગ્યે બંગાળામાંના કેટલાક વિદ્વાનોએ એ કાર્ય ઉપાડી લીધું છે. એ કાર્યમાં જે બુદ્ધિ તથા સાધન જોઇએ તે બંગાલમાં મળી રહે છે.' અર્થાત્ ગુજરાતમાં હીંદી દૃષ્ટિથી વસ્તુતત્ત્વ જોવાની બુદ્ધિ નથી. આ અર્થાપત્તિથી ગુજરાતીઓ ઉપર આવતો આક્ષેપ દૂર કરવાનો યશ ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી જેવી સંસ્થાઓ, યોગ્ય પ્રયત્ન કરે તો, ખુશીથી લઈ શકે.

ગયે વર્ષે જ હીંદી તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ સોસાઈટીએ પ્રગટ કર્યો છે એ આવા વિષયની અર્ધસ્વતંત્ર રચનાનો સુંદર દાખલો છે.

## ક્રિયાઓનું વર્ણન

'યજ્ઞરહસ્ય' મૂળ સ્વ. રામેન્દ્રસુન્દર બાબુએ કલકત્તા યુનીવર્સીટી સમક્ષ આપેલાં પાંચ ભાષણોનો અનુવાદ છે. અને મૂળ કૃતિ ભાષણો હોવાથી અનુવાદ પણ એ જ શૈલીમાં છે. પહેલા ભાષણમાં યજ્ઞ–અગ્ન્યાધાન અને અગ્નિહોત્રનો વિષય છે. બીજામાં ઇષ્ટિયાગ અને પશુયાગનો; ત્રીજામાં સોમયાગનો, ચોથામાં પ્રીસ્તયજ્ઞનો અને પાંચમામાં પુરુષયજ્ઞનો. પણ આ મથાળાંથી આ પુસ્તકમાં શું છે તેનો ખરો ખ્યાલ આવવાનો સંભવ નથી. પહેલું તો સામાન્ય ગુજરાતી વાંચનારને અગ્ન્યાધાન, ઇષ્ટિયાગ વગેરે શબ્દો જ અપરિચિત છે. યજ્ઞપ્રથા દક્ષિણમાં હજી કંઈક જળવાઈ રહી છે પણ ગુજરાતમાં તો, કોઇ કોઇ અગ્નિહોત્રી બ્રાહ્મણોનાં ઘરો સિવાય, એનો તદ્દન લોપ થઈ

ગયો છે અને આવા અગ્નિહોત્રીઓની સંખ્યા પણ ઘટતી જાય છે. આ રીતે આ વિષયની પરિભાષા સામાન્ય વાંચનારને અજાણી હોવાથી પારિભાષિક શબ્દોનો કોષ ગ્રન્થને અન્તે આપ્યો છે, એ સારુ જ કર્યું છે, પણ મૂળ બાપણો. સંક્ષિપ્તશૈલીમા હોવાથી; આ કોષની મદદ લીધા પછી પણ યજ્ઞના સ્વરૂપનું ચિત્ર સામાન્ય વાંચનારના ચિત્તમા બરાબર ઉઠશે કે કેમ એમા શંકા છે, છતા એટલું કબુલ કરવું જોઇએ કે સ્વ. ગજેન્દ્રસુંદર બાબુએ મુખ્ય મુખ્ય યજ્ઞપ્રકારો તથા તે તે યજ્ઞના મુખ્ય મુખ્ય અંગો તેમ જ તે તે યજ્ઞની મુખ્ય મુખ્ય ક્રિયાઓનું ટુંકામા પણ સરસ વર્ણન કર્યું છે. આપણા કર્મકાંડના સાહિત્યમા જે નિષ્ણાત ન હોય તેનાથી આટલું સ્પષ્ટ વર્ણન થઈ શકે નહિં.

## યજ્ઞની ભાવના

અલબત્ત જુદા જુદા યજ્ઞોમા વપરાતા વેદમન્ત્રોનો ઉલ્લેખ કરી એ સમજાવવાનો આ પુસ્તકનો ઉદ્દેશ નથી; તેમ જ બધી જાતના યજ્ઞોની. કોઇને અમુક યજ્ઞ કરવો હોય ત્યારે પણ ઉપયોગી થઈ શકે એવી વિગતવાર માહીતી આપવાનો પણ આ પુસ્તકનો ઉદ્દેશ નથી. પણ મુખ્ય મુખ્ય વૈદિક યજ્ઞોના અવલોકનમાથી યજ્ઞની આત્મભૂત ક્રિયાઓને જુદી તારવી લઇ, એ ક્રિયાઓને ખ્રીસ્તયજ્ઞની મુખ્ય ક્રિયાઓ સાથે સરખાવી, વૈદિકયજ્ઞપ્રણાલીની ધાર્મિક સંકેતભૂત ભાવના શુ હતી એ સ્પષ્ટ કરવાનો આ બંગાળી વિદ્વાને પ્રયાસ કર્યો છે. ખ્રીસ્તયજ્ઞની ક્રિયાઓ ઉપર આ રીતે પુષ્કળ વિવેચન એ ધર્મના આધુનિક વિદ્વાનોએ કર્યું છે. આપણે ત્યા પ્રાચીનમીમાંસકોએ છેક બ્રાહ્મણકાળથી યજ્ઞકર્મની આધ્યાત્મિક તથા ધાર્મિક ભાવના વિષે અત્યંત જુદી જુદી જાતના પુષ્કળ વિચારો કર્યા છે. આ વિષય ઉપર પાછળથી વિવાદ પણ પુષ્કળ થયો છે. પ્રસ્તુત પુસ્તકમા આ પ્રાચીન યજ્ઞરહસ્યવિચારનો સરખામણી પુરતો જ ઉપયોગ કર્યો છે. એટલે ખરી રીતે યજ્ઞની ભાવના વિષે આ પુસ્તકમા જે છે તે એક વિદ્વાનનો પોતાનો મત છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોઇએ તો ઋગ્મન્ત્રોના દ્રષ્ટાઓના સમય-થી ઓછેવત્તે અંગે યજ્ઞપ્રથા આ દેશમા ચાલે છે પણ જેમ યજ્ઞનું પોતાનુ સ્વરૂપ ધીમે ધીમે બદલાતુ ગયું છે તેમ એની ભાવના પણ બદલાતી ગઇ છે ઋગ્કાળ કરતા યજુ કાલમા યજ્ઞની ભાવનાએ જુદુ જ રૂપ ધારણ કર્યું હતુ એમ તૈત્તિરીય અને શતપથ બ્રાહ્મણો જોતા જણાય છે, અને ઉપનિષદ્કાળમા યજ્ઞની ભાવના એથી યે જુદા સ્વ-રૂપમા જોવામા આવે છે; વળી જૈન અને બૌદ્ધધર્મના અહિંસાવાદ-ની આ દેશના સમાજ ઉપર અસર થયા પછીના પૌરાણિક સાહિ-ત્યમા યજ્ઞની ભાવના જુદી જ દેખાય છે. પણ મીમાંસકોએ આ સમયમા એટલે ઘણુ કરી ગુપ્ત સમયમા યજ્ઞમાર્ગને સ્થિરરૂપ આપી દીધુ છે, ત્યારપછી યજ્ઞની ભાવનામા વિશેષ પલટો થયો દેખાતો નથી પાછળના આચાર્યોએ તો યજ્ઞમાર્ગને પડતો મુકી ભક્તિમા-ર્ગને જ ખુબ જોર આપ્યુ છે.

## નવી ભિન્ન કલ્પનાઓ

પણ વર્તમાન સમયમા, આ દેશના પ્રાચીન રીતરીવાજો તરફ પાશ્ચત્ય કેળવણીના પહેલા ધસારાએ ઉત્પન્ન કરેલો તિરસ્કાર, સંસ્કૃત વિદ્યાના બળ વડે ઓસરી જતા, ખાસ માનવૃત્તિ ઉત્પન્ન થઈ અને પ્રાચીન પ્રથાઓને આધુનિક રીતે સમજાવવાનો યત્ન ચાલ્યો ગુજ-રાતમા મરહૂમ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ યજ્ઞની ભાવના વિષે સ્વતંત્ર રીતે કલ્પના કરી છે ( જુઓ 'સરસ્વતીચંદ્ર' ભાગ ૩ તથા ૪ ) આ બંગાળી વિદ્વાને જુદી જ રીતે આ વિષય ચર્ચ્યો છે, પણ બન્ને વિદ્વાનોએ પરિણામ એક જ આણ્યુ છે સ્વ રામેન્દ્રસુંદર ઉત્સવમા કહે છે કે

વેદપંથીઓની માન્યતા મુજબ આખુ જીવન એ એક યજ્ઞ છે. જીવનમા દરેક કર્મો યજ્ઞના અંગ છે. કુરુક્ષેત્રની લડાઇથી માંડીને દાતણ કરવાનું ચાવું નહી ત્યા સુધીના દરેક કર્મને એક વિભાગમા મુકવાને

વેદપંથીઓ બધા ગયેલા છે . . . . તેનું અઢમાગ અંતિમ તો મોટે ભાગે આના યજ્ઞ ('નૈષ્ઠિકાગ્નિ') છે. જેનો અર્થ ત્યાગ અથવા આત્મસમર્પણ છે. વગેરે.

અન્નનો પ્રત્યેક કોળીઓ ઇડા છે: અન્ન જમવાની ક્રિયાને કેવળ પેટ ભરવાની ક્રિયા ન માનતા તેને આપણે પ્રજાપતિને ઉદ્દેશે યજ્ઞને વિધે વૈશ્વાનર અગ્નિમાં અર્પણ કરવામાં આવેલ આહુતિના હવિ-રૂપ માનતા; વિશ્વના હિતને માટે નહીં થયેલા પોતાના દેહને પુરુષ-યજ્ઞ કરવાને સમર્થ રાખવાના ઉપાય માનતા એ ઉદરપૂરણનું કર્મ પશુપણાના પગથીએથી એકદમ માનવપણાનાં પગથીએ ચઢી જાય છે.

મૂળ વાત આ છે કે આપણું આ જીવન એ વૈશ્વાનર અગ્નિનું ચયન માત્ર છે. આખી જિંદગી આપણે ઈંટની પાસે ઈંટ મુકી, ઈંટ પર ઈંટ ગોઠવી પુરુષયજ્ઞની ચિતિ રચીએ છીએ. તેના હૃદયમાં વૈશ્વાનર અગ્નિની સ્થાપના કરી તેમાં કેવળ પોતાની આહુતિ આપીએ છીએ. આ કેવળ ત્યાગ છે, ભોગ ભોગવવાનો અહિં જરા પણ અવસર નથી. આતો પુરુષયજ્ઞ છે, વિશ્વયજ્ઞનું અનુકરણ છે કેમકે વિશ્વયજ્ઞમાં પણ વિશ્વકર્માએ પોતાનો ત્યાગ કર્યો હતો. અહિં આપણે જ યજમાન, આપણે જ ઋત્વિક, આપણે જ દેવતા, અને આપણું આખું જીવન એ જ યજ્ઞ અથવા આત્માહુતિ છે. વેદપંથીઓ આ જીવનયજ્ઞના તત્ત્વને બહુ જ વ્યાપક રૂપ આપી જુએ છે.

સદ્ગત ગોવર્ધનરામભાઈએ પણ યજ્ઞને કેવું વ્યાપક રૂપ આપ્યું છે એ 'સરસ્વતીચંદ્ર'ના ચોથા ભાગનું પંચમ યજ્ઞ-પ્રકરણ જોવાથી સમજાય છે. 'એ પરમ પુરુષ જાતે જ યજ્ઞ રૂપે પ્રવર્તમાન થાય છે અને આર્યોનો સનાતન ધર્મ એમાંથી જ પ્રભવ પામે છે' વગેરે.

### ઓપવરૂપ વાચન

આ રીતે યજ્ઞનો અર્થ આત્માર્પણ કરવું, તરત આપણા આધુનિક, વિજ્ઞાનનું વલણ કેમ છે? આ જમાનામાં આત્માર્પણ એ

**શ્રી અનુભૂતિપ્રકાશઃ પ્રથમ વિભાગ ( અ. ૧ થી ૧૨ )**

**ભા**ષાંતર કર્તાઃ શ્રી મોતીરામ રવિશંકર ઘોડા, બી. એ. એલ. એલ. બી. વકીલ. જુનાગઢ. પ્રગટ કરનારઃ શ્રી પોરબંદર વેદશાળા, હા. ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી, નોર્થ બંદર રોડ, પોરબંદર વિ. સં. ૧૯૮૮ કિંમત રૂ. ૨–૦–૦

આ પુસ્તકના પ્રકાશનમાં મુમુક્ષુઓને પડતર મુલ્યે મળી શકે એ હેતુથી નામદાર લીંબડી ઠાકોર સાહેબ મહારાણા શ્રી દોલતસિંહજી બહાદુરે સહાય કરી. અને તેના ઉપર ' સ્વ. કુમાર શ્રી ઘનશ્યામસિંહજી સ્મારક ગ્રંથમાળાનો ગ્રંથાંક ત્રીજો ' એ રીતે લખેલું છે. પાકાં મજબુત પુઠાના ૩૬૦ પાનાના આ મોટા ગ્રંથની બે રૂપિયા કિંમત આ સહાય વગર ન રાખી શકાત.

શ્રીયુત મોતીલાલ રવિશંકર ઘોડાએ વેદવેદાંતના ગ્રંથોનાં ભાષાંતરો કરવાનું ઘણું અઘરું કામ વર્ષોથી માથે ઉપાડયું છે. શ્રી ઋગ્વેદસંહિતા જેવા ગ્રંથનું ભાષાંતર એ ખાવાનું કામ નથી. દશ હજાર મંત્રો–અને સેંકડો મંત્રો એવા કે જેનો અર્થ સાયણને તો શું પણ યાસ્કને પે બરાબર નહોતો સમજાયો. અલબત્ત ઋચાઓના મૂળ અર્થને પહોંચવાના પ્રયત્ન રૂપ ઊંડા પાણીમાં ઉતરવાને બદલે સાયણ ભાષ્યાનુસાર અર્થ કરવાનો–ચીલે ચાલવાનો રસ્તો એમણે પસંદ કર્યો છે. પણ ઋગ્વેદસંહિતાનું ભાષાંતર આપણો અવલોકન વિષય નથી. મારા સમજવા પ્રમાણે તો તેના પ્રથમ અષ્ટકના બે વિભાગ જ હજી વડોદરા

રાજ્યના ભાષાંતર ખાતા તરફથી છપાઇને બહાર પડયા છે અને બાકીના શુક્લયજુર્વેદસંહિતા, સામવેદસંહિતા તથા અથર્વવેદસંહિતાનાં ભાષાંતરો આ ગ્રંથના પ્રકાશક શ્રીયુત ગોવિંદજીભાઇના પ્રયાસથી છપાય છે એમ આ ગ્રંથના 'અનુવાદકના બે બોલ'માં લખેલું છે. ચારે વેદસંહિતાઓનું ગુજરાતીમાં આ પહેલું ભાષાંતર છે અને વેદસંહિતાઓના ભાષાંતરની આવશ્યકતા જોઇને એના કર્તાને અભિનંદન આપવા ખાતર તથા એમના અથાગ પરિશ્રમના નિદર્શન તરીકે કાંઈક વિષયાંતર કરીને પણ આ વેદભાષાંતરોની નોંધ અહિં કરી છે.

પ્રસ્તુત ગ્રંથ વેદનો ભાગ નથી પણ વેદાંતનો ગ્રંથ છે. વેદાંતના શ્રી મચ્છંકરાચાર્ય પ્રણીત ઉપદેશસાહસ્રી, ઇશોપનિષદ, શ્રીમદ્ ભગવદ્‌ગીતા (સંપૂર્ણ શંકરાનંદી ટીકા સમેત) વગેરે ગ્રન્થોનાં શ્રી. મોતીલાલ રવિશંકર ઘોડાએ ભાષાંતરો કરેલાં છે. 'અનુવાદકના બે બોલ'માં શ્રી. મોતીલાલ ઘોડા કહે છે તેમ આ ગ્રંથમાં "પ્રધાન ઉપનિષદન્તર્ગત બ્રહ્મવિદ્યાનું અતિ સ્પષ્ટ, સુંદર તથા સરલ વિવેચન કરેલું છે." વેદાંતના સમર્થ અને બહુમાન્ય થયેલા પંચદશી વગેરે ગ્રન્થોના કર્ત્તા શ્રી. વિદ્યારણ્યમુનિનો રચેલો આ ગ્રન્થ પણ વેદાંતનો શિષ્ટ ગ્રંથ છે. આ ગ્રંથનું હિંદી, મરાઠી કે ગુજરાતીમાં અદ્યાપિ પર્યંત ભાષાંતર થયું નથી. સ્વ. વે. શા. સં. શ્રી વિષ્ણુશાસ્ત્રી બાપટે 'બ્રહ્મવિદ્યા ગ્રંથ રત્નમાળા'માં આ ગ્રંથના માત્ર બે અધ્યાયોનો મરાઠીમાં અનુવાદ કરેલો.' એટલે આ સમગ્ર ગ્રંથનું ગુજરાતી ભાષાંતર બહાર પડયું છે એ ઘણું ખુશી થવા જેવું છે.

આ **અનુભૂતિપ્રકાશ** ગ્રંથના કર્તા શ્રી વિદ્યારણ્ય સ્વામી કેવળ વેદાંતના જ નહિ પણ સમસ્ત સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં એક 'જ્યોતિર્ધર' ગ્રંથકાર થઈ ગયા. વેદાંતના ઇતિહાસમાં તો ભગવાન ભાષ્યકાર અને તેની નિકટના વાર્તિકકાર, ભામતીકાર વગેરે પછી સૌથી આગળ પડતું નામ શ્રી વિદ્યારણ્યસ્વામીનું જ છે.

આ વિદ્યારણ્ય સ્વામી શંકરાચાર્યની શૃંગેરી મઠની ગાદીના પાછલી અવસ્થામાં અધીશ થયા તે પૂર્વે પૂર્વાશ્રમમાં માધવ નામેથી, વિજયનગરની સ્થાપના કરનાર રાજા હરિહર પહેલાના ચોથા ભાઈ મારપ્પ[1]ના ઈ. સ. ૧૩૪૭માં અમાત્ય હતા અને પછી ઈ. સ. ૧૩૬૮માં વિજયનગરના રાજા બુક્ક પહેલાના મહાપ્રધાન તથા વનવાસી બાર હજારના સુબા હતા. ઈ. સ. ૧૩૭૯માં હરિહર બીજો વિજયનગરની ગાદીએ બેઠો ત્યારે પણ માધવ તેના મહાપ્રધાન હતા પણ પછી એ જ વર્ષમાં કે ૧૩૮૦માં એમણે વિદ્યારણ્ય નામથી સંન્યાસ લઈ શૃંગેરીના મઠના અધિષ્ઠાતાનું પદ સ્વીકાર્યું, અને એ પદ ઉપર જ ઈ. સ. ૧૩૮૬માં વિજયનગરમાં વિદ્યારણ્ય મુનિનો દેહ પડી ગયો.[2]

વિદ્યારણ્ય મુનિ–પૂર્વાશ્રમના માધવાચાર્ય–ના વ્યાવહારિક જીવનનો આ ટુંકો વૃતાંત છે. વિજયનગરના મહાપ્રધાન તરીકે એમણે કરેલાં કાર્યોનો સાચો ઇતિહાસ ઉપલબ્ધ નથી એટલું જ નહિ પણ વિજયનગરની સ્થાપના વિરૂપાક્ષના મંદિરમાં વસતા વિદ્યારણ્યમુનિના ઉપદેશથી હરિહર પહેલાએ કરી હોવાની દંતકથા અનેક રૂપમાં પ્રચલિત થઇ ગઇ છે. વસ્તુતઃ માધવાચાર્ય વિજયનગરની સ્થાપના વખતે વિદ્યારણ્ય થયા જ નહોતા અને આખી દંતકથા વિદ્યારણ્ય સ્વામી શૃંગેરી મઠના અધીશ થયા પછી ઘણે કાળે એ મઠની છાયામાં જ ઊભી થઈ છે એમ પ્રો. હેરાસે સિદ્ધ કર્યું છે.[3] દંતકથાનું જ્યાં અતિ-

---

૧. આ મારપ્પનું રાજ્ય વનવાસી બાર હજારમાં હતું અને તેની રાજધાની ચન્દ્રગુટીમા હતી. જુઓ પ્રો. રે. એચ. હેરાસનું Beginning of Vijayanagara History 1929 P. 14.

૨. વિદ્યારણ્ય મુનિના જીવનવૃતાંતનો આ સાર ઉપરના જ પુસ્તકના પૃ. ૧૪ થી ૨૮ માંથી લીધો છે.

૩. એજન પૃ. ૩૨ થી ૩૪

પ્રામાણ્ય હોય ત્યાં આવો ઇતિહાસ મળવો અશક્ય બની જાય છે[1] એટલે ઉપર આપેલી હકીકત ઉપરાંત માધવાચાર્યે પારાશરસ્મૃતિ ઉપરની પોતાની વ્યાખ્યામાં 'પોતાની માતાનું નામ શ્રીમતી, પિતાનું નામ માયણ અને એક ભાઈનું નામ સાયણ તથા બીજાનું નામ સોમનાથ કે ભોગનાથ, ભારદ્વાજ ગોત્ર, યજુર્વેદ અને બૌધાયન સૂત્ર એટલી પોતાની હકીકત આપી છે અને વેદોના ભાષ્યોના મંગલાચરણમાં 'વેદો જેના નિઃશ્વાસરૂપ છે અને જેણે વેદોમાંથી આ સમસ્ત જગતની રચના કરી છે તે **વિદ્યાતીર્થ** મહેશ્વરને વંદન કરું છું તથા તેના કૃપાકટાક્ષથી તેનું રૂપ ધારણ કરનાર બુક્ક રાજાએ માધવાચાર્યને વેદના અર્થનો પ્રકાશ કરવાની આજ્ઞા કરી છે'[2] એ રીતે પોતાના ગુરુનો નિર્દેશ કરેલો છે એટલાથી સંતોષ માનવાનો છે આ વેદભાષ્યના મંગલાચરણમાં સર્વ વિદ્યાના પ્રભવસ્થાનરૂપ મનાતા મહેશ્વર એટલે શંકરને નમસ્કાર કરવા સાથે અર્થાન્તરથી વિદ્યાતીર્થ નામના ગુરુને પણ નમસ્કાર કર્યો છે આ વિદ્યાતીર્થ શૃંગેરી મઠના આચાર્ય હતા તથા વિદ્યારણ્ય સ્વામીના દીક્ષાગુરુ થાય એટલી હકીકત શૃંગેરી મઠની ગુરુપરંપરામાંથી તથા વિજયનગરના લેખોથી જણાય છે પણ એ જ વિદ્યારણ્ય સ્વામીએ પંચદશીના મંગલાચરણમાં ગુરુનું નામ શંકરાનંદ લખ્યું છે અને સર્વદર્શનસંગ્રહના મંગલાચરણમાં માધવે

૧ શક સંવત ૧૩૧૬ના એક તામ્રપત્રમાં શ્રી બુક્કરાજના મંત્રીવર્યે કોંકણની રાજધાની ગોઆના ધણી થઈ બેઠેલા તુરકો (મુસલમાનો) ને ઉખેડી નાખ્યાનું તથા એ પ્રસંગે કુચ્ચર નામનું એક ગામ દાનમાં આપ્યાનું કથન છે પણ આ દાનપત્ર બનાવટી હોય એમ લાગે છે કારણ કે શક ૧૩૧૩ માં રાજા બુક્ક કે પ્રધાન માધવ એકેય હયાત નહોતા

૨. यस्य निःश्वसितं वेदा यो वेदेभ्योऽखिलं जगत् ।
निर्ममे तमहं वन्दे विद्यातीर्थमहेश्वरम् ॥
तत्कटाक्षेण तद्रूपं दधद्बुक्कमहीपतिः ।
आदिशन्माधवाचार्यं वेदार्थस्य प्रकाशने ॥

'દર્શનો-૫ સમુદ્રના પારગત એવા શાર્ઙ્ગપાણિના પુત્ર સર્વજ્ઞ વિષ્ણુ' ને ગુરુ તરીકે નમસ્કાર કર્યા છે આનો અર્થ મને એવો લાગે છે કે પૂર્વાશ્રમમા માધવે સર્વજ્ઞ વિષ્ણુ પાસે અભ્યાસ કરેલો, પછી સન્યાસ લીધો શકરાનદ પાસે અને શૃંગેરી મઠના આચાર્ય તરીકે વિદ્યાતીર્થને ગુરુ કર્યા કદાચ વેદાતશાસ્ત્રનુ અધ્યયન તેમાથી એક સન્યાસી પાસે કર્યુ હશે

હવે આ પૂર્વાશ્રમના મહાપ્રધાન અને ચરમાશ્રમના શૃગેરી મઠના આચાર્યનુ અક્ષરજીવન ટુ કમા જોઇએ ઋગ્વેદભાષ્ય, યજુર્વેદભાષ્ય, સામવેદ ભાષ્ય, અથર્વવેદભાષ્ય, ચારેય વેદોના અંતર્ગતાધ્યાદિ બ્રાહ્મણ ભાષ્યો પરાશર સ્મૃતિ ભાષ્ય, જૈમિનીય ન્યાયમાલા વગેરે ૨૩ માધવવિદ્યારણ્યના એના ગણાતા ગ્રન્થોના નામો પચદશીનુ ગુ ( ! તીના ભાષાતર કરનાર સ્વ મુ વિશ્વનાથ સદારામ પાઠક પચદશીની પ્રસ્તાવનામા આપ્યા છે ઋગ્વેદાદિ ભાષ્ય ગ્રંથોનુ પુર જોતા જ માધવની સાહિત્યરચનના જથ્થાથી આશ્ચર્ય થાય છે કેટલાક કહે છે કે માધવાચાર્ય પોતે તો રાજ્યકાર્યમા જોડાયેલા હતા અને તેના ભાઇ સાયણાચાર્યે આ બધી ગ્રથ રચના કરી છે પરતુ સાયણ ભાઈ નવા પડિત નહોતા, એ પણ એના ભાઇ પેઠે રાજ્યકાર્યમા પડેલા હતા જ્યારે માધવ મારપ્પના પ્રધાન હતા ત્યારે સાયણ કેરારમા સગ મરાજના મહાપ્રધાન હતા અને પાછળથી ઈ સ ૧૩૬૪-૬૫મા બુક્ક રાજાના મહામડલેશ્વર-સુબા તરીકે એ જ પ્રદેશમા રાજ્ય કરતા હતા એમ ઉત્કીર્ણ લેખો સ્પષ્ટ કહે છે[૨] છતા ગ્રથ રચને અને 'શ્રી વીર બુક્ક ભૂપાલ સામ્રાજ્ય ધુરધર સાયણામાત્યે એના માધવીય વેદાર્થ પ્રકાશમા' એવી રીતે શબ્દો છે, ક્યા સાયણમાધવીયે' એવા શબ્દો છે અને ક્યાક 'શ્રી રાજાધિરાજ પરમેશ્વર શ્રી વીરબુક્કના આજ્ઞાપાલક માધવામાત્યે રચેલ વેદાર્થ પ્રકાશમા એવા શબ્દો મને

૨ જુઓ Beginning of Vijayanagar History P 97 98

છે. આ ઉપરથી બેય ભાઈઓએ મળીને વીરબુક્ક રાજાના ઉત્તેજનથી, કદાચ ઘણા પંડિતોની મદદ લઈને વેદાર્થપ્રકાશ જેવા મોટા ગ્રંથો લખ્યા હશે એમ મને તો લાગે છે. અલબત્ત સર્વદર્શન સંગ્રહ, જીવન્મુક્તિ વિવેક, અનુભૂતિપ્રકાશ, પંચદશી[1] જેવા ગ્રંથો તો સળંગ, એક જ કર્તાની કૃતિઓ છે, એમાં સંદેહ નથી.

આવા સમર્થ, વ્યવહારજીવન અને અક્ષરજીવન બેયમાં સમાન વિજય મેળવનાર, પ્રાચીન પરિભાષામાં કૃતકૃત્ય ગણાય એવા વિદ્યારણ્ય સ્વામીએ આ **અનુભૂતિપ્રકાશ** નામનો ગ્રંથ ઉપનિષદોની વ્યાખ્યારૂપે લખ્યો છે. આ ગ્રંથ ઉપનિષદોની સળંગ ટીકા જેવો નથી, એ માટે એમણે ઈશાદિ દશ ઉપનિષદો ઉપર દીપિકા જુદી લખી છે. તેમ જીવન્મુક્તિવિવેક કે પંચદશી જેવો વેદાંત વિષયનો સ્વતંત્ર ગ્રંથ પણ નથી. પરંતુ ઐતરેયાદિ એક એક ઉપનિષદ લઈ તેમાં ઉપદેશાયેલા તત્ત્વજ્ઞાનનું શાંકરવેદાંતની દૃષ્ટિએ સ્પષ્ટીકરણ કરેલું છે. આ ગ્રંથમાં કુલ વીશ અધ્યાયો છે અને તેમાં બાર ઉપનિષદોનું તાત્પર્ય સમાવ્યું છે. છાંદોગ્ય, બૃહદારણ્યક અને કૌષીતકિ જેવાં મોટા ઉપનિષદોની વ્યાખ્યામાં અનુક્રમે ૩, ૬ અને ૨ અધ્યાયો રોકાયા છે, જ્યારે બાકીનાં દરેક ઉપનિષદની વ્યાખ્યાને એકએક અધ્યાય આપેલ છે. આ પ્રગટ થયેલા પહેલા ભાગમાં વીશમાંથી માત્ર બાર અધ્યાયો છે અને તેમા ઐતરેય, તૈત્તિરીય, છાંદોગ્ય, મુંડક, પ્રશ્ન, કૌષીતકિ, મૈત્રાયણી, કઠ અને શ્વેતાશ્વર એ ૯ ઉપનિષદોનું વ્યાખ્યાન છે.

શ્રી. વિદ્યારણ્ય સ્વામીની ખુબી, ઉપનિષદોના થોડા તથા અપૂર્ણ અર્થવાળા શબ્દોનું, બીજાં ઉપનિષદ્ વચનોની મદદથી શાંકરવેદાંતની પ્રક્રિયાનુસાર વિવરણ કરવામાં રહેલી છે. આ ખુબી શબ્દોથી સમજાવવી

---

[1] પંચદશીમા ૭ પ્રકરણો ૪ વિદ્યારણ્યના અને ૯ પ્રકરણો ભારતતીર્થના લખેલા હોવાનો સંભવ છે. (જુઓ પંચદશીના નું. બાપાવરની પ્રસ્તાવના) એ જુદી બાબત છે.

શકાય એવી નથી. એ તો મૂળ ગ્રંથને તે તે ઉપનિષદ્ સાથે વાંચવાથી જ સમજી શકાય. એ રીતે વાંચવાથી તરત ઉપનિષદનાં સાદાં વચનોમાં પહેલા ન દેખાયેલો અર્થવિસ્તાર આ અનુભૂતિપ્રકાશના પ્રકાશથી દેખાવા માંડે છે અલબત્ત આધુનિક તટસ્થ વિચારકને, ઉપનિષદોના શબ્દોમાં એમાં ન રહેલા તથા પાછળથી—શાંકરવેદાંતના વિકાસ પછી–વિકાસ પામેલા વિચારોનો વિદ્યારણ્યસ્વામી આરોપ કરે છે એમ લાગે એ સ્વાભાવિક છે. છતાં સર્વ ઉપનિષદોમાંથી એક જ પ્રકારનો સુસંબદ્ધ દાર્શનિકવાદ કાઢવો હોય તો આમ જ કરવું પડે એ સમજાય એવું છે. દાખલા તરીકે પહેલા અધ્યાયમાં ઐતરેય ઉપનિષદનું વ્યાખ્યાન છે. ઐ. ઉ. ટૂંકું નિર્ણયસાગરના નાના ઉપનિષદ્‌ના ગુટકા આવે છે તેનાં પાંચ પાનાંનું અથવા ૨૯ ગદ્ય વાક્યોનું બનેલું છે. હવે વિદ્યારણ્ય સ્વામીએ એનું વ્યાખ્યાન ૧૦૮ શ્લોકોમાં કરેલું છે એટલું જ નહિ પણ મૂળમ કેટલીક પુનરુક્તિ છે તે અનુભૂતિપ્રકાશમાં છોડી દીધી છે. ત્યારે વિદ્યારણ્ય સ્વામીએ આ વિસ્તાર શી રીતે કર્યો ? એ પ્રશ્નના જવાબમાં પણ દાખલો જ આપવો પડશે. ઐ. ઉ. ના આરંભમાં જ કહ્યું છે કે **आत्मा वाइदमेकएवाग्र आसीन्नान्यत्किंचन मिषत्** । આ વાક્યનું વ્યાખ્યાન શ્રી વિદ્યારણ્ય સ્વામીએ નીચે પ્રમાણે કર્યું છે:

"સૃષ્ટિની પૂર્વે આત્મા જ હતો, તે પણ એક જ, નામ તથા રૂપથી રહિત અન્ય (આત્મા) વિદ્યમાન નથી. વળી અન્ય જડ વસ્તુ વિદ્યમાન નથી." (શ્લો. ૧)

"પ્રકૃતિને માયા જ જાણો તથા મહેશ્વર—પરમાત્માને જ 'માયાનો અધ્યક્ષ જાણો એમ અન્યત્ર શ્રુત્યન્તર વિષે વર્ણવેલી માયા પરમાર્થતઃ વિદ્યમાન હોતી નથી." (૨)

મતલબ કે 'પ્રકૃતિને માયા જાણવી' (**माया तु प्रकृतिं विद्यात्**) વગેરે બીજી શ્રુતિમાં મહેશ્વરથી માયાને જુદી કહેલી છે એનો ઉપરના ઐ. ઉ. ના 'સૃષ્ટિની પૂર્વે આત્મા એક જ હતો વગેરે વચન

સાથે વિરોધ આવે છે તેનું સમાધાન માયા પરમાર્થતઃ નથી એમ કહીને કર્યું ત્યારે વ્યવહાર કેમ સિદ્ધ થાય એ શંકા ઉત્પન્ન થતાં "અનૃત (માયા) નિસ્તત્ત્વ હોવા છતાં વ્યવહારાર્હ છે" (શ્લો. ૪) એમ કહીને એ 'નિસ્તત્વા માયા નિદ્રા પેઠે જગદ્દની ભ્રાન્તિને ઉત્પન્ન કરે છે' અને "આ આત્મા નિર્વિકાર હોવા છતાં તેણે માયાવૃત્તિથી લોકસૃષ્ટિનો સંકલ્પ કર્યો (શ્લો.૫-૬) એ રીતે સમાધાન કર્યું છે. ઉપનિષદ્ના **સ ઈક્ષત લોકાન્નસૃજા** એ શબ્દોનો અર્થ આમાં આવી ગયો.

મને લાગે છે કે આટલાથી મારું વક્તવ્ય સમજાશે. અધ્યાત્મપ્રકાશમાં ઉપનિષદોનો શ્રી વિદ્યારણ્ય સ્વામીએ પોતાના સમયના શાંકરવેદાંતને માન્ય અર્થ બરાબર ઉતાર્યો છે, એટલું જ નહિ પણ ટુંકામાં સરસ રીતે અને સરલ ભાષામાં ઉતાર્યો છે. સંસ્કૃત ભાષા ઉપરનું જ નહિ પણ ઉપનિષદ્સાહિત્ય ઉપરનું તથા વેદાંતસિદ્ધાંત ઉપરનું એ સમર્થ આચાર્યનું પ્રભુત્વ સ્પષ્ટ દેખાય છે. વેદાંતનો શોખ હોય તેણે જોવા વિચારવા જેવો આ ગ્રંથ છે.

મૂળ વિષે આટલું બસ છે. હવે બે શબ્દો ભાષાંતર વિષે. ઉપર બે શ્લોકોનું ભાષાંતર દાખલા તરીકે ઉતાર્યું છે એથી શ્રી મોતીલાલ રવિશંકર ઘોડાની ભાષાંતર શૈલી વાંચનારના ખ્યાલમાં આવી હશે. વિશેષમાં એમણે પ્રત્યેક શ્લોકના શબ્દોનો અન્વય દર્શાવવા શબ્દો ઉપર ૧-૨-૩ એમ આંકડા મુકયા છે અને ગુજરાતી વાક્યરચનાની થોડી ક્ષતિ સહન કરી લઈને પણ અર્થ એ જ ક્રમમાં આપ્યો છે. આથી ઓછું સંસ્કૃત જાણનાર છતાં આ ગ્રંથનો અભ્યાસ કરવા ઈચ્છનારનો માર્ગ સુગમ કર્યો છે. ભાષાંતરની ભાષા વિષે ખાસ કાંઈ કહેવાનું નથી. શાંકરવેદાંતના પારિભાષિક શબ્દો તો અનિવાર્ય છે. ભાષાંતર કર્તાએ મૂળ શ્લોકોનો ઉપર કહ્યું તેમ શબ્દાર્થ જ આપ્યો છે. પોતા તરફથી તેનું કાંઈ વિવેચન કર્યું નથી. પણ બે શ્લોક વચ્ચે સંબંધ દર્શાવતો અથવા પછીના શ્લોકનું પ્રયોજન

સ્થાંવતો ટુંકો પ્રવેશક ઘણું કરી સંસ્કૃત ટીકાના અનુવાદરૂપ બે શ્લોકો વચ્ચે આપ્યો છે ખરો. આ ઉપરાંત પાનાંને છેડે ટુંકાં ટિપ્પણો આપ્યાં છે જે વાંચનારને ભાષાંતર સમજવામાં સહાયક થાય એવાં છે.

વિશેષમાં જામનગરના ગુરૂ શ્રી કૃષ્ણુલાલજી ભગવાનજીએ ગ્રંથની વિષયાનુક્રમણી જેવી પ્રસ્તાવના લખી છે. છેવટ એટલું જ કહેવાનું છે કે જેઓને વેદાંતનો શોખ હોય અને મૂળ સંસ્કૃત ગ્રંથો પોતાની મેળે વાંચી શકે એમ ન હોય તેઓએ આ અનુભૂતિપ્રકાશનું ભાષાંતર જરૂર વાંચવું. એથી મૂળ વાંચવા જેવો રસ આવશે અને વેદાંત પ્રક્રિયાનો સારો બોધ થશે. મૂળ જ વાંચવા ઇચ્છનાર માટે પણું આ ગ્રંથ ખોટો નથી. મૂળની નકલ આટલી સસ્તી કે આટલી સુલભ બીજી નહિ હોય.

૭

**શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રદીપ**—કર્તા મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ ટિપ્પણ ઉમેરી સંશોધન કરનાર પ્રો ગોવિંદલાલ હરગોવિંદ ભટ્ટ. એમ એ. વડોદરા પ્રકાશક-વાડીલાલ નગીનદાસ શાહ, બી એ. એલએલ બી. ત્રીજે ભોઈવાડા મુંબઈ ૨ કિંમત રૂ ૧-૮-૦ ઈ સ ૧ ૩૭

પુષ્ટિમાર્ગના ચુસ્ત અનુયાયી અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના માર્મિક વિદ્વાન સ્વર્ગવાસી ( અથવા એ માર્ગની પરિભાષામા ગોલોકવાસી ) મગનલાલ ગણપતરામ શાસ્ત્રી સ્મારકમાળાના પ્રથમ ગ્રંથાંક રૂપે એ વિદ્વાનનો લખેલો ઉપરનો ગ્રંથ પ્રસિદ્ધ થયો એ યોગ્ય જ થયું છે મૂળ આ ગ્રંથ શુદ્ધાદ્વૈત માર્તંડના ઉપોદ્‌ઘાતરૂપે લખવામા આવ્યો હતો પણ કેટલાક સમયથી એ અપ્રાપ્ય હતો અને શુદ્ધાદ્વૈતનુ એટલે શ્રી વલ્લભાચાર્યના મતનુ લગભગ સંપૂર્ણ છતા સંક્ષિપ્ત નિરૂપણ એ સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથોના શબ્દો કે વિચારોને ઉતારીને કરેલુ હોવાના કારણે એ માર્ગના સિદ્ધાંતના જિજ્ઞાસુઓને ઘણો ઉપયોગી હોવાથી પુસ્તકાકારે એ ઉપોદ્‌ઘાત જ ફરી પ્રગટ કરવામા આવ્યો છે. અને મૂળમા જ્યા જ્યા સંસ્કૃત વાક્યો ઉતારવામા આવ્યા છે ત્યા ત્યા ટિપ્પણમા ગુજરાતી ભાષાંતર આપવાનુ તથા ઉલ્લેખો નોંધવાનું કાર્ય પ્રો ગોવિંદલાલ ભટ્ટે કરેલુ છે

ગોલોકવાસી મગનલાલ શાસ્ત્રીએ સમગ્ર જીવન પુષ્ટિમાર્ગના આકર ગ્રંથોના પરિશીલનમા જ વીતાવ્યુ હતુ એ પ્રસિદ્ધ છે. એમના સમયમાં

શુદ્ધાદ્વૈત શાસ્ત્રમાં નિષ્ણાત તરીકે તેઓ પ્રખ્યાત હતા એટલે એમણે રચેલો ગ્રંથ પ્રમાણભૂત હોય એ નિર્વિવાદ વાત છે.

આ ગ્રંથરચનાની પ્રવૃત્તિ કેવી રીતે થઈ તે વિષે ગ્રંથકર્તાએ ભૂમિકામાં સ્પષ્ટીકરણ કર્યું છે. 'શુદ્ધાદ્વૈત માર્તંડ' નામનો ગ્રંથ કાશીના ગોસ્વામી શ્રીગિરધરજી મહારાજે લખેલો તે ઉપર તેમના આશ્રિત પં. રામકૃષ્ણભટ્ટજીએ પરિષ્કાર રચ્યો અને ગોસ્વામી શ્રીવ્રજવિઠ્ઠલેશજી મહારાજની આજ્ઞાથી તેમના શાસ્ત્રી ગોલોકવાસી છગનલાલ અમરજીએ તેનું ગુજરાતી ભાષાંતર કરેલું. અલબત્ત ભાષાંતરકારે કવચિત્ કવચિત્ ભાષ્ય, નિબંધ, વિદ્વન્મંડન, આવરણભંગ પ્રભૃતિ આકર ગ્રંથોનો આશય સંગ્રહી ભાષાંતરમાં વૃદ્ધિ કરી હતી.

મૂળ ગ્રંથકારનો આશય શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું નિરૂપણ કરી, ઈતર મત માત્ર દોષગ્રસ્ત છે એમ પ્રતિપાદન કરવાનો હોઈને પ્રારંભમાં બે શ્લોક વડે મંગલાચરણ, ૧૯ શ્લોક વડે સ્વસિદ્ધાંતપ્રતિપાદન, બાસઠ શ્લોક વડે પરમતવિચારણા અને બાર શ્લોક વડે સ્વમાર્ગસ્થ જ્ઞાની અને ભક્ત ઉભયની ફલપ્રાપ્તિનું નિરૂપણ એ પ્રમાણે રચના કરી છે. પણ આ પ્રતિપાદન કાંઈક ટુંકું લાગવાથી મહારાજશ્રીએ શ્રીમદ્ વલ્લભાચાર્યનાં વચનામૃતની તાત્પર્યપરાકાષ્ઠાનું દિગ્દર્શન કરાવવાની આજ્ઞા કરી અને ગોલોકવાસી મગનલાલ શાસ્ત્રીએ એ આજ્ઞા માથે ચડાવી લઈ આ ઉપોદ્‌ઘાત લખ્યો હતો, જે હવે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતપ્રદીપ નામથી જુદા ગ્રંથરૂપે પ્રસિદ્ધ થયો છે.

આ ગ્રંથમાં કુલ બસો પાનામાં વીસ પ્રકરણો છે. આ પ્રકરણોનાં નામો સૂચક હોવાથી નીચે ઉતાર્યાં છેઃ ૧ બ્રહ્મસર્વધર્મતત્વ, ૨ વિરુદ્ધસર્વધર્માશ્રયત્વ ૩ બ્રહ્મસર્વકર્તૃત્વ, ૪ બ્રહ્મગત વૈષમ્ય નૈર્ઘૃણ્ય-દોષપરિહાર, ૫ બ્રહ્મજગદ્દનન્યત્વ, ૬ અક્ષર બ્રહ્મસ્વરૂપ, ૭ જીવસ્વરૂપ, ૮ જીવનિત્યત્વ, ૯ જીવજ્ઞાતૃત્વ, ૧૦ જીવપરિમાણ, ૧૧ જીવકર્તૃત્વ ભોક્તૃત્વ, ૧૨ જીવાંશત્વ, ૧૩ જીવબ્રહ્માભેદ, ૧૪ જગત્સત્યત્વ, ૧૫

જગત્સંસારભેદ, ૧૬ અવિકૃતપરિણામવાદ ૧૭ આવિર્ભાવતિરોભાવવાદ, ૧૮ પરમત થકી શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું વૈલક્ષણ્ય-(क) શાંકરમતથી વૈલક્ષણ્ય, (ख) ભાસ્કરમતથી વૈલક્ષણ્ય, (घ) રામાનુજમતથી વૈલક્ષણ્ય, (ङ) શૈવમતથી વૈલક્ષણ્ય, (च) માધ્વમતથી વૈલક્ષણ્ય (छ) નિમ્બાર્કમતથી વૈલક્ષણ્ય, (ज) શાક્તમતથી વૈલક્ષણ્ય, ૧૯ ભક્તિસામ્રાજ્ય, ૨૦ પુષ્ટિશિખર.

બ્રહ્મ. જીવ અને જગત્ એ ત્રણેયનો પેરસ્પર સંબંધ, મોક્ષનું સ્વરૂપ તથા મુક્તિનું સાધન વગેરે આ દેશના દાર્શનિક વિચારના સામાન્ય વિષયો વિષે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનો શો મત છે તે ઉપરના પ્રકરણોમાં કહ્યું છે. અને પુષ્ટિમાર્ગના અનુયાયીઓમાં જે કોઈ પોતાના માર્ગની ફિલસુફીના જિજ્ઞાસુ હોય તેઓએ આ ગ્રંથ અવસ્ય સંગ્રહી વાંચી વિચારવો જોઇએ. આવડા નાના ગ્રંથમાં સ્વમાર્ગના સિદ્ધાંતનું રહસ્ય ભર્યું હોય એ ઓછો લાભ નથી.

આ ગ્રંથ તટસ્થ દષ્ટિથી નહિ પણ સ્વમતાગ્રહની દષ્ટિથી લખાયો છે એ ઊપર કહ્યું જ છે. પરિણામે એમાં સ્વસિદ્ધાંતનું વિવેચન નથી, કથન જ છે અને એમાં પરમતનું જે વિવેચન છે તે પણ પરમતની વિશિષ્ટતા દર્શાવવા માટે નથી પણ પરમત કરતાં સ્વમતની ઉત્તમતા દેખાડવા માટે છે. વળી નિરૂપણમાં જેમ તટસ્થદષ્ટિ નથી તેમ ઐતિહાસિક દષ્ટિ પણ નથી. પરંતુ ગ્રન્થકર્તાનું લક્ષ્ય જ મર્યાદિત છે. અને પુષ્ટિમાર્ગના અનુયાયી જેઓ ન હોય તેઓ ગ્રંથની આ મર્યાદા ધ્યાનમાં રાખીને વાંચે તો પુષ્ટિમાર્ગના સિદ્ધાંતો શા છે તે જરૂર સમજી શકે.

એક બીજી વસ્તુ પણ જોવા જેવી છે. અને તે એ કે રામાનુજાદિ સર્વ વૈષ્ણવ આચાર્યોએ શાંકરમત જેને પુષ્ટિમાર્ગીઓ માયાવાદ કહે છે તેનું ખંડન કરવાનો ખુબ પ્રયાસ કર્યો છે. આ ગ્રંથ જોતાં પણ એ હકીકત સ્પષ્ટ દેખાશે. આ સ્થિતિનાં કારણો ઐતિહાસિક

છે. અહિં એ વિષયની ચર્ચાનો પ્રસંગ નથી. વળી મેં વૈષ્ણવધર્મના સંક્ષિપ્ત ઇતિહાસમાં એ ચર્ચા કરેલી છે. છતાં આ અવલોકન પુરું કરતાં એક નમ્ર સુચના કરવાની ઇચ્છા થાય છે ખરી કે શંકરાચાર્યાદિ આચાર્યોએ ફિલસુફીના પ્રદેશમાં ઘણો પ્રકાશ નાખ્યો છે અને ભવિષ્યની પ્રજાને અનેક રીતે એ પ્રકાશ પથપ્રદર્શક થશે એ નિઃસંદેહ છે. પણ આ જમાનામાં દાર્શનિક સાહિત્યના વિદ્વાનોએ પ્રાચીનોએ કરેલી દલીલો ઉતારીને જ સંતોષ ન માનતાં અત્રત્ય દાર્શનિક વિચારોની પરસ્પર તથા પાશ્ચાત્યદાર્શનિક વિચારો સાથે તુલનાદ્વારા તથા પ્રમાણશાસ્ત્રની કસોટીવડે યથાસંભવ પરીક્ષા કરવાની દિશામાં પ્રયાણ કરવાનો વખત આવી ગયો છે.[1] શ્રી. સર્વપલ્લી રાધાકૃષ્ણન્ જેવાના પ્રયત્નો એ દિશામાં પ્રથમ પગલું છે. ફિલસુફીના ગુજરાતી અભ્યાસીઓ પાસે આપણે શા માટે આશા ન રાખીએ? સ્વમાર્ગને પોતાની વિદ્વત્તાનો લાભ ભલે આપે, પણ બહારના વિશાળ જગત્ તરફ પણ દષ્ટિ રાખે એટલી જ ગુજરાતના વિદ્વાનોને વિનંતિ છે.

---

૧ સ્વતંત્ર પરીક્ષણની આવશ્યકતા દર્શાવવા માટે અહિં અવલોકનવિષય ગ્રંથમાંથી એક જ દાખલો આપીશ. માધ્વમતથી વૈલક્ષણ્ય નિરૂપતાં પૃ. ૧૩૬-૩૭મા કહ્યું છે કે "દ્વૈતમતમાં જીવ અંશ ખરો, પણ તેથી જ જીવનો બ્રહ્મથી વિભેદ, બ્રહ્મવાદનાં અંશાંશી ભાવથી અનન્યતાનુસ્વીકારી છે." મતલબ કે અંશાંશીભાવને જ એક આચાર્ય દ્વૈતપોષક માને છે ત્યારે બીજા અદ્વૈત પોષક માને છે. પરિણામે જે મતાગ્રહી નથી તેને તો આવું રબ્બર પ્રમાણ અર્થહીન લાગે એ સ્વાભાવિક છે.

## ૮

ભારતવર્ષનો પ્રાચીન ઇતિહાસ કોઇપણ પ્રજાની ચડતીપડતીના ક્રમમા તેના ઇતિહાસની ઉપયોગિતા વેપારમા નામાની કે ચિકિત્સામા નિદાનની ઉપયોગિતાને મળતી છે એ સત્ય આ જમાનામા સંપૂર્ણ સ્વીકારાયુ છે છેલ્લા થોડા વર્ષોથી પ્રવૃત્તિમાત્ર, ઐતિહાસિક દૃષ્ટિએ જોવાનો રીવાજ સામાન્ય થઈ પડયો છે અને આ રીવાજ સાથે ઐતિહાસિક દૃષ્ટિ પણ વધારે વધારે નિર્મળ, તટસ્થ તથા સત્યલક્ષી બનતી જાય છે જો કે આ દૃષ્ટિને સંપૂર્ણ શુદ્ધ બનતા વખત લાગશે.

ભારતવર્ષના પ્રાચીન વિદ્વાનોએ ગમે તે કારણથી હાલમા જેને ઇતિહાસ કહેવામા આવે છે એવો કાલાનુક્રમને અનુસરતો પોતાના દેશનો ઇતિહાસ લખ્યો નથી પણ તે તે સમયના સાહિત્યમા તે તે સમયના લોકના સમાજજીવનનુ એવું આબાદ પ્રતિબિંબ પાડયુ છે કે માત્ર કાલાનુક્રમનુ હાડપિંજર મળી આવે તો ઇતિહાસનુ સુંદર જીવતુ શરીર સહેજે બની જાય ઇશ્વર કૃપાથી આપણા પ્રયત્ન વગર જ, શિલાલેખો, તામ્રલેખો, સીક્કાઓ, પુરાણોની વંશાવળીઓ, પ્રાચીન ગ્રન્થોની પુષ્પિકાઓ, પરદેશી મુસાફરોની નોંધો વગેરે કાળાનુક્રમ ઘડવામા ઉપયોગી સાધનો જળવાઈ રહ્યા હતા અને જે વખતે (અઢારમા શતકના અન્તમા) આપણી બુદ્ધિ અત્યંત હતવીર્ય થઇ ગઇ હતી તે કાળે આ વિષયના પ્રવીણ બુદ્ધિવાળા પાશ્ચાત્યોના હાથમા આ સાધનો આવ્યા લગભગ ૧૦૦ વર્ષ સુધી મહેનત કરીને કાળાનુક્રમનુ હાડપિંજર પાશ્ચાત્ય વિદ્વા-

નોએ કહ્યું કર્યું. સ્વર્ગસ્થ વિદ્વાન વીન્સેન્ટ સ્મીથે ઈ. સ. ૧૯૦૪માં પ્રાચીનભારતવર્ષનો ઇતિહાસ લખીને આ હાડપિંજરમાં જીવ મુક્યો.

આ પરાધીન, લગભગ નિરક્ષર તથા બ્રાહ્મણોની ધૂર્ત વિદ્યામાં કચરાએલા દેશને તે વળી ઇતિહાસ શો હોય? એવી આપણા ઉપર રાજ્ય કરનાર પરદેશીઓની રૂઢ માન્યતા ઉપર સ્વ. વીન્સેન્ટ સ્મીથના પુસ્તકે હલ્લો કર્યો. આ પુસ્તકની ૧૯૧૪માં ત્રીજી આવૃત્તિ પ્રગટ થઈ છે એ ઉપરથી આ દેશનો ઇતિહાસ પણ જાણવા યોગ્ય છે અને એના પણ વાંચનારા છે એ ખાત્રી થઇ એટલે આ દિશામાં પાશ્ચાત્યોએ વધારે વધારે યત્નો કરવા માંડયા.

સ્વ. વીન્સેન્ટ સ્મીથના પુસ્તકથી વધારે સવિસ્તર તથા પ્રાચીન સાહિત્ય તથા પ્રાચીન કળા ઉપરથી પ્રાચીનભારતના જીવતાં–હાલતાં ચાલતાં શરીરની જે યથાર્થ માહીતી મળે છે તે માહીતી આપીને પ્રાચીન ભારતવર્ષનો બીજા દેશોના જેવો સવિસ્તર ઇતિહાસ પ્રગટ કરવાની યોજના કેમ્બ્રીજ યુનીવર્સીટીએ કેટલાંક વર્ષ ઉપર કરી હતી. એના ફળરૂપ પ્રાચીન વર્ષના ઇતિહાસનો પહેલો ભાગ (The Cambridge History of India Volume I Ancient India Edited by E. J. Rapson.) ગયા વર્ષમાં બહાર પડયો છે. આ ગ્રન્થમાં ઉપર કહેલો ઉદ્દેશ કેટલો સફળ થયો છે, અથવા દેશના પુત્રો પોતાની માતાની જે જીવતી છબી જોઈ શકે તે બીજાઓ કોઈ દિવસ જોઇ શકે કે કેમ એ પ્રશ્નને બાજુ ઉપર રાખી, દેશના પુત્રોએ અવશ્ય કર્તવ્ય છતાં હજી સુધી ઉપેક્ષિત કરેલું આ શ્રાદ્ધ કૃત્ય પરદેશીઓને હાથે કેવું થયું છે તેનીજ ટુંકમાં સમાલોચના કરીએ.

આ દેશનો આખો ઇતિહાસ છ ભાગમાં લખવાની કેમ્બ્રીજ યુનીવર્સીટીએ યોજના કરી છે. પહેલા ભાગમાં વેદથીપૅ' પ્રાચીનતર સમયથી આરંભી ઈ. સ. ના પહેલા શતકના મધ્ય સુધીનો ઇતિહાસ આપ્યો છે. બીજા ભાગમાં ઇ. સ. પહેલા શતકના

મધ્યથી આરંભી મુસલમાની સમયના આરંભ સુધીનો ઇતિહાસ આવશે. ત્રીજા ચોથા ભાગમાં મુસલમાની સમયનો ઇતિહાસ અને પછીના બે ભાગમાં બ્રીટીશ સમયનો ઇતિહાસ પ્રગટ થશે

યોજના સરસ છે મુસલમાની સમયના તથા બ્રીટીશ સમયના ઇતિહાસ માટે સાધનો વિપુલ છે તથા જેમ જેમ કાળ વર્તમાનને નજીક આવતો જાય તેમ તેમ સવિસ્તર વર્ણન વધારે સંભવિત તથા વધારે ઉપયોગી એ વાત ખરી છે, પણ ઓછામાં ઓછા અઢી હજાર વર્ષનો ઇતિહાસ જેટલા પાનામાં તેટલા જ પાનામાં પછીના છસ્સો કે આઠસો વર્ષનો ઇતિહાસ અને છેલ્લા દોઢસો–બસ્સો વર્ષનો ઇતિહાસ પણ એટલા જ પાનામાં એ સ્થિતિ જરા કઢંગી લાગે છે પ્રાચીન ઇતિહાસ વિષે વધારે માહીતી દુર્લભ છે અને અર્વાચીન ઇતિહાસ વિષે સુલભ છે એ દલીલનું બળ કબુલ રાખીએ, પણ આ દેશની આખી હીંદુ વસ્તી (મુંબઇ કલકત્તા, મદ્રાસ વગેરે શહેરોમાં વસનારી નહિ પણ સાત લાખ ગામોમાં વસનારી) હજી પ્રાચીન–પૌરાણીક ભારતવર્ષના વાતાવરણમાં હરે છે ફરે છે, શ્વાસ લે છે અને જીવે છે, જ્યારે મુસલમાન વસ્તી એ પૌરાણીક વાતાવરણમાં વિચિત્ર રીતે જાગી ગયેલા મુસલમાની સમયના વાતાવરણમાં જીવે છે. બ્રીટીશ સમયના ઇતિહાસે દેશના આર્થિક તથા રાજકીય જીવનમાં વિશાળ પરિવર્તનો કર્યાં છે પણ આ દેશની વસ્તીના એક અતિ અલ્પ અંશને બાદ કરતાં બાકીની વસ્તીના બીજા જીવનને હજી નજીવો સ્પર્શ કર્યો છે આ વસ્તુસ્થિતિ લક્ષમાં રાખી આ દેશનો ઇતિહાસ લખાવો જોઈએ પણ તે કેમ્બ્રીજ કે ઓક્સફર્ડની રીતે કેમ? આ દેશના પુત્રોમાં શુદ્ધ, તટસ્થ ઇતિહાસ દૃષ્ટિ ઉગે અને તેઓ લખે–લખી શકે ત્યારે આ દેશનો–શબરૂપ દેશનો નહિ–પણ જીવતા દેશનો ઇતિહાસ આપણને વાંચવા મળે

કેમ્બ્રીજ યુનીવર્સીટીના આ ઇતિહાસનો પહેલો ભાગ બધી બાહ્ય રીતે સુન્દર છે. કાગળ સરસ, છાપ સરસ, બંધાણુની બાબત સરસ,

પુષ્ટ મજબુત તથા મજાનું, અનુક્રમણિકા સાથે ૭૩૬ પાનાંનો મોટો ગ્રન્થ અને પાંચ નકશાઓ તથા છેવટમાં ૩૪ ચિત્રોનાં પાનાંઓ, એ બધું કેમ્બ્રીજ યુનીવર્સીટીને શોભે એવું અને આપણે એવું ક્યારે કરી શકશું એ વિષે વિચારમાં નાખે એવું છે; પણ ચિત્રો માટે સર દોરાબ તાતાએ મોટું દાન આપ્યા છતાં પુસ્તકની રૂ. ૩૫ કિંમત એ આ ગરીબ દેશને વધારે પડતી લાગે તો નવાઈ નહિ. પણ ગુજરાતીમાં કચરા જેવા કાગળ તથા તેવી જ છપાઈમાં પ્રગટ થતાં નિર્માલ્ય તદ્દન નકામાં વાર્તાના ચોપડાંઓની જે મોટી કિંમત હમણાં હમણાં આ દેશમાં લેવાય છે તે જોતાં તો આ કેમ્બ્રીજ યુનીવર્સીટી પ્રેસને શો દોષ દેવો ?

હવે પુસ્તકના અંતરંગ ઉપર આવીએ. આખું પુસ્તક કેમ્બ્રીજ યુનીવર્સીટીના સંસ્કૃતના અધ્યાપક ઇ. જે. રેપ્સનની દેખરેખ નીચે તૈયાર થયું છે. સમગ્ર યોજના—કયો વિષય કેટલા વિસ્તારથી તથા કોની પાસે લખાવવો તે પણ એમની જ હશે. યુનીવર્સીટીની પસંદગી યોગ્ય છે. અધ્યાપક રેપ્સન મહાશયે તે તે વિષયનાં પ્રકરણો તે તે વિષયના ખાસ પ્રવીણ પંડિતો પાસે લખાવ્યાં છે. આ પદ્ધતિમાં અનેક વિદ્વાનોના જ્ઞાનનો લાભ મળે એ લાભ દેખીતો છે પણ એક જ વિદ્વાનને હાથે લખાતા ગ્રંથમાં એક જ કારીગરને હાથે ઘડાયેલી મૂર્તિ પેઠે વિવિધ અંગોની સુસંબદ્ધતા અને પરસ્પર યોગ્યપ્રમાણતા આવીને જે સૌન્દર્ય પ્રગટ થાય છે તે આ યોજનામાં સંભવતું નથી. ટુંકામાં 'એન્સાઇક્લોપીડીઆ'ને યોગ્ય આ પદ્ધતિમાં એક વિદ્વાનની પ્રતિભાથી આખો ગ્રન્થ સજીવ થઈને દીપી રહેવાનો અવકાશ રહેતો નથી. પ્રસ્તુત ગ્રન્થમાં ગ્રન્થ ઇંગ્રેજીમાં લખવાનો હોવાથી ઇંગ્રેજ કે અમેરિકનોને જ પસંદ કરવા પડ્યા છે. જો કે કેટલાક વિષયોને જર્મન કે ફ્રેંચ વિદ્વાનોને હાથે વધારે સારો ન્યાય મળ્યો હોત. વળી ભારતવર્ષના વિદ્વાનોએ મુખ્યત્વે ઇંગ્રેજ વાંચનારાઓ માટે ગ્રંથ લખેલો હોવાથી જે જે વિષયોમાં એ લોકોને વધારે રસ આવે, તેઓની

આભિમાનિકી વૃત્તિ વધારે તૃપ્ત થાય તે તે વિષયોનાં પ્રકરણો વધારે વિસ્તારથી લખાયાં છે. દાખલા તરીકે અલેક્ઝાન્ડરની ચડાઇ, બાલ્હીકના યવનોનું રાજ્ય વગેરે પરદેશી આક્રમણોએ ભારતવર્ષના એક નાના ભાગનેજ સ્પર્શ કર્યો છે અને આ દેશના જીવનને તો નહિ જેવો જ સ્પર્શ કર્યો હશે છતાં આ ગ્રન્થમાં એ વિષયનાં પ્રકરણોએ ઘણી જગ્યા રોકી છે. આ દૃષ્ટિબિન્દુનો એક બીજો દાખલો જોવો હોય તો આ દેશની પ્રાચીન કળાને લગતાં છેલ્લાં પ્રકરણમાં કળાના ઇતિહાસની નોંધ સરસ માહીતી વાળી હોવા છતાં બાલ્હીકના યવનોની અસર સાબીત કરવા માટે ભરહત, સાંચી, કાર્લા, વગેરેના સમયને, જે રીતે સર જે. એચ. માર્શલે પચાસ વર્ષ જેટલો, આધુનિક સમયની સમીપ ખેંચવાનો પ્રયાસ કર્યો છે તે જોવા જેવો છે. જેમ બને તેમ પ્રાચીનતા ઓછી કરવાની પાશ્ચાત્ય વિદ્વાનોની જાણીતી વૃત્તિ કીથનાં વૈદિક પ્રકરણોમાં બહુ જોરદાર રૂપે દેખાય છે.

ઇ. સ. પૂર્વે ૧૫૦૦ ની આસપાસ આર્યો આ દેશમાં આવ્યા અને ઇ. સ. પૂર્વે ૧૨૦૦ ની આસપાસમાં સરસ્વતી અને દ્રષદ્વતીની વચ્ચેના પ્રદેશમાં વસવાટ કરી જુનામાં જુની ઋચાઓ રચી તે પછીનાં ૬૦૦ વર્ષમાં આર્યોએ ભગવાન બુદ્ધના વખત પહેલાંનું સમગ્ર વૈદિક સાહિત્ય ઉત્પન્ન કર્યું, હિમાલય અને વિન્ધ્યની વચ્ચેનો આખો પ્રદેશ ઠેક અંગ અને કલિંગ સુધીનો વિશાળ પ્રદેશ, જંગલો, જંગલી પશુઓ અને જંગલી મનુષ્યોને દૂર કરી ખેતી યોગ્ય બનાવ્યો. એ પ્રદેશમાં અનેક નગરો, ગામો અને રાજ્યો વસાવ્યાં, આ બધું એ વખતનાં સાધનોથી, એ વખતની જંગલો, જંગલી પશુઓ અને જંગલી મનુષ્યોની અસાધારણ મુશ્કેલીઓની સામે થઇને ફક્ત ૬૦૦ વર્ષના ગાળામાં કર્યું એ તે વખતના આર્યોની ઉત્સાહ શક્તિ, ઉદ્યોગ શક્તિ અને ક્રિયા શક્તિને ધન્ય છે. આ દેશની પ્રાચીનતા ઘટાડવાના વેગમાં આ રીતે આપણા પૂર્વજોની અપૂર્વ પ્રશંસા થઈ જાય છે એ કદાચ પાશ્ચાત્ય વિદ્વાનો ભુલી જતા હશે.

આવા આવા દષ્ટિદોષો ઘણા હોવા છતા એટલું કબુલ કરવું જોઇએ કે નમન ગીને આ પહેલાંના આપણા પ્રાચીન ઇતિહાસ વિષેના પુસ્તકો લખાયાં હતા આ ગ્રંથમા વધારે શુદ્ધ ઐતિહાસિક દષ્ટિ જણાય છે તટસ્થતા સાચવવા પણ ઘણો પ્રયાસ કર્યો છે, અનેક મૌલિક બાબતોમા આપણી સ્વદેશી પણ સાચી દ્રષ્ટિ સ્વીકારી છે. અલબત્ત બધા પ્રકરણો સરખા મર્મગ્રાહી નથી રુહીસડેવીઝના બૌદ્ધ સમય વિષેના જ્ઞાન તથા આઠ પ્રકરણો સર્વ શ્રેષ્ઠ છે, જ્યારે ભૂગોળ વિષેનુ પહેલુ પ્રકરણ પ્રાચીન ઇતિહાસ કરતા અર્વાચીન ઇતિહાસને વધારે યોગ્ય હોઈને અનિષ્ટ છે પણ દરેક પ્રકરણ આજ દિન સુધીના તે તે વિષયના શોધખોળના પરિણામના સારરૂપ હોવાથી સ્વતંત્ર વિચાર અને વિવેચનને યોગ્ય છે કોઈ કોઈ નવી કલ્પનાઓ પણ દાખલ થઈ છે દાખલા તરીકે વિક્રમ સંવત્‌ની શરૂઆત પરદેશી રાજાના એઝીઝથી થઇ એ સર માર્શલની કલ્પના આ ગ્રંથમા સ્વીકારવામા આવી છે આવી આવી અનેક બાબતો ઉપર સ્વતંત્ર ચર્ચા થવી જોઈએ પણ આપણામા આપણા દેશ વિષે જેટલુ મિથ્યાભિમાન છે તેટલી ઇતિહાસદષ્ટિ કે શોધખોળની વૃત્તિ કે આવા સમર્થ ગ્રંથો લખવા જેટલી શક્તિ કે વાચનાર વર્ગમા આવા વિષયોની યોગ્ય કદર કરવાની શક્તિ કશુ નથી એટલે કંઈ ચર્ચા થશે તો તે યુરોપ અમેરીકામા થશે આપણે નિરુત્સાહ સાક્ષી થશુ આપણામા આપણા દેશ વિષે ખરી અસ્મિતા—ખોટો ઉભરો નહિ પણ જીવને પોતાના શરીરમા હોય છે તેવી આપણી આખી પ્રજાને આપણા દેશમા અસ્મિતા જ્યારે જાગશે ત્યારે જ આ દેશના ઇતિહાસ ઉપર ખરી રીતિ લક્ષ પામશે પોતાના બાલ્યકાળના અને યૌવનના સ્મરણોમા વ્યક્તિને જેવો રસ આવે તેવો જ રસ ખરી અસ્મિતાવાળી પ્રજાને પોતાના ઇતિહાસમા આવે છે

ગુજરાતની વાચનારી આલમ પણ હજી વાર્તાના રસથી કે ચાલુ રાજકીય ચર્ચાના રસથી તૃપ્ત થાય છે. એથી વધારે ઉચા, ભારે કે શાસ્ત્રીય વિષયોના ગુજરાતની રસવૃત્તિ હજી જાગ્રત થઇ નથી

## ૯

પુરાણોમાં ગુજરાત (ભૌગોલિક ખંડ) સંશોધક લેખક—ઉમાશંકર જોષી, પ્રકાશક ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ વિ. સં. ૨૦૦૨, કીમત ચાર રૂપિયા

ગુજરાત વિદ્યાસભા (જૂનું નામ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી) એ ગુજરાતી ભાષાદ્વારા ઉચ્ચ અભ્યાસ અને સંશોધનને ખીલવવા કેટલાક સમયથી જે પ્રવૃત્તિ આદરી છે અને તેને અંગે કેટલાક વિદ્વાનોને ગ્રંથો લખવાનું કામ પણ સોંપ્યું હતું તેમાં શ્રી ઉમાશંકર જોષીને આ 'પુરાણોમાં ગુજરાત' લખવાનું કામ સોંપ્યું હતું. ગુજરાત વિદ્યાસભા (ગુ. વ. સો.)ના અંગરૂપ શેઠ ભો. જે. વિદ્યાભવનના અધ્યક્ષ શ્રી રસિકલાલ પરીખ આ પુસ્તકના આમુખમાં કહે છે તેમ ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ અંગે સંશોધનની યોજના વિચારાતી હતી ત્યારે ગુજરાતના ઇતિહાસને સ્વાભાવિક રીતે મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું હતું અને ઈ. સ. ૧૮૫૬માં પ્રકટ થયેલ રાસમાળાથી આરંભી તે તે વખતે યાવદુપલબ્ધ સાધનોરૂપથી ગુજરાતનો ઇતિહાસ લખી પ્રકટ કરવાની જે પ્રવૃત્તિ ચાલી છે તેમાં ગુજરાત વિદ્યાસભાએ મહત્ત્વનો ફાળો આપ્યો છે. છેલ્લા દાયકામાં ઈ. સ. ૧૯૩૭–૩૮માં બે ભાગમાં પ્રકટ થયેલ ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ' અને પછી ૧૯૪૫માં પ્રકટ થયેલ 'ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ'—ઇસ્લામ યુગ પહેલો ભાગ એ ગ્રન્થોને ગણાવી શકાય.

પણ આ અને આવા બીજા જે ગુજરાતી ગ્રંથો પ્રકટ થયા છે તેમાં વપરાયેલ સાધન—સામગ્રીમાં ગુજરાતના ઇતિહાસની સાધન—

સંપત્તિની સમાપ્તિ નથી થઈ જતી એ વિશાળ સાધનસંપત્તિ સંશોધનની વાટ જોતી અગાધની પડી છે તેમાં પુરાણોમાં બીજી અનેક પ્રકારની કાચી ધાતુ સાથે પડેલી ખાસ તો સાંસ્કૃતિક ઈતિહાસને લગતી સાધન–સંપત્તિનું સ્થાન ઘણું મોટું છે અને 'સાધનો નહિ તો ઇતિહાસ નહિ'[1] એ સ્વતઃસિદ્ધ સત્ય છે અતએવ ગુજરાતના ઇતિહાસને યથાસ્થિત ઉકેલવો હોય તો પહેલાં તેની સાધન–સામગ્રીનું સંશોધન કરવું જોઈએ એ દેખીતું છે આ રીતે વિચાર કરતા ગુજરાત વિદ્યાસભાએ પુરાણોના અપાર સાગરને તળિયે પડેલી ઐતિહાસિક સાધન–સામગ્રીનું સંશોધન કરવા કાર્ય ઉપાડયું તથા ઉમાશંકર જેવી જેવા તત્ત્વસ્પર્શી અભ્યાસીને સોંપ્યું એ માટે એ સભા ધન્યવાદને પાત્ર છે

શ્રી ઉમાશંકર જોષીએ 'પુરાણોમાં ગુજરાત'ના આ પ્રથમ ખંડમાં પુરાણોમાંથી ગુજરાતને લગતી ભૌગોલિક સામગ્રી એકઠી મુકી છે અને અકારાદિ ક્રમ ગોઠવ્યો છે, એટલે એ રીતે જોતાં આ પુસ્તક પુરાણોમાંથી તૈયાર કરેલો ભૌગોલિક કોશ છે પણ આ રીતે તૈયાર કરવામાં કેટલો શ્રમ પડયો હશે એની કલ્પના તો પુરાણો એટલે કેટલું વિપુલ સાહિત્ય, એનો જેને ખ્યાલ હોય તેને જ આવી શકે અઢાર પુરાણોના ચાર લાખ શ્લોક ગણાય છે જો કે હશે થોડા વધારે, પછી રામાયણ અને મહાભારત (હરિવંશ સમેત) ની ગણના ઉચિત રીતે પુરાણ સાહિત્યમાં કરી છે એટલે જો કે આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવની સંશોધન–કાર્યના આરંભમાં થયેલી સૂચના અનુસાર સ્કન્દ પુરાણ અને મહાભારતને મુખ્ય આધાર તરીકે સ્વીકારેલ છે, પણ બીજા પુરાણો ઉપપુરાણો અને માહાત્મ્યોની સામગ્રીનો યથાસંભવ લાભ સંશોધકે લીધો છે જ સ્કન્દ પુરાણમાં ગુજરાત વિષયક બીજા કોઈ પણ પુરાણ કરતાં વધારે સામગ્રી છે, જો કે એના આવા ભાગો છેક મોગલ સમયના અસ્ત જેટલા અર્વાચીન હોવાનો સંભવ છે જ્યારે મહાભારતના એવા ભાગો પ્રાચીનતમ હોવાને

[1] 'આમુખ'માં શ્રી ર. છો. પરીખે ઉતારેલું વચન

સભવ છે જો કે પ્રત્યેક દ નેખનો સમયનિર્ણય સ્વતન્ત્ર સાધન વડે કરવો પડે એવી પૌરાણિક સાહિત્યની સ્થિતિ છે

ઉપર કહેના સમુદ્ર જેવા વિશાળ અને ઘણી વાર તો દુર્ગમ પૌરાણિક સાહિત્યમાથી સ્થળનામો જુદા તારવવા, એક જ સ્થળને લગતા ભિન્ન ભિન્ન પુરાણોના ઉલ્લેખોને એકત્ર કરવા એક જ સ્થળના અનેક નામોને એક સાથે ખેચી લેવા, અને એક નામના ભિન્ન ભિન્ન સ્થળોને જુદા પાડવા, આ બધી પ્રક્રિયાથી આ કોશ તૈયાર કરવામા આટના બધા શ્લોકો એક વખત જ નહિ, અનેક વખત વાચી જવા, વિચારી લેવા અને જરૂરના ઉલ્લેખો પણ સગ્રહી લેવા એ કાર્ય જ ઘણો ભારે શ્રમ લાબા વખત સુધી માગે એવુ છે પણ ભાઇ ઉમાશકરે આ કરતા ઘણુ વધારે ઐતિહાસિક ચિતન માગે એવુ કાર્ય પણ કર્યું છે પહેલુ તો પૌરાણિક સાથે વૈદક સાહિત્ય, કાવ્ય સાહિત્યના ગ્રથો પાણિનિના સૂત્રો, બૃહત્સહિતા, કાવ્યમીમાસા વગેરે સસ્કૃત સાહિત્યોમાથી બૌદ્ધ અને જૈન સાહિત્યમાથી તથા ગ્રીક બયાનોમાથી અને યુવાનશવાગ અને અલબરૂનીના અહેવાલોમાથી ઉપલબ્ધ માહિતી ઉમેરી લીધી છે તેમજ પ્રાચીન ઉત્કીર્ણ લેખો, તામ્રપત્રો અને સિક્કાઓમાથી મળતી પ્રમાણમા થોડી પણ ઘણી અગત્યની ભૌગોલિક સામગ્રી પણ સગ્રહી લીધી છે, જો કે એ પોતે જ કહે છે તેમ આવી બહારની માહિતી નિઃશેષપણે રજુ કરવાનો લોભ લેખકને સ્વાભાવિક રીતે જતો કરવો પડયો છે છતા આ બાહ્ય સાધન-સામગ્રીની મદદ થી ગુજરાતના તેતે સ્થળનામો સબધી પૌરાણિક માહિતીમા ઉમેરો થયો છે એટલુ જ નથી પણ એમા સાર્થક સત્ત્વતા આવી છે વળી સદિગ્ધ સ્થળનામોનો નિર્ણય કરવા અર્થે પુરાવિદોએ અત્યાર સુધી કરેલી ચર્ચાઓનો લાભ લીધો છે. તેઓના યોગ્ય લાગ્યા તે નિર્ણયો સ્વીકાર્યા છે અને ક્વચિત્ પોતાના મતભેદો સકારણ પણ નિઃસકોચ દર્શાવ્યા છે પણ પુરાતત્ત્વીય ચર્ચા પ્રસગે કે બાહ્ય સાધનોમાથી માહિતી ઉતારતા પોતાનુ લક્ષ્યક્ષેત્ર

પુરાણો છે એ લેખક ભુલ્યા નથી. પણ પુરાણોમાં ગુજરાતનાં સ્થળ વર્ણનો જે કાંઈ મળે તે ભૂગોળ કે ઇતિહાસ સમજાવવા માટે કંઈ નથી. પ્રાસંગિક ભૌગોલિક ઉલ્લેખો ઉપરાંત ભિન્ન ભિન્ન તીર્થસ્થળોનાં લાંબાં માહાત્મ્યો પુરાણોમાં મળે છે. દા. ત. પૃ. ૨૪ થી ૩૨માં અવન્તિ ક્ષેત્રોનાં કપાલ મોક્ષણ તીર્થ આદિ ૨૪૩ તીર્થોનાં નામો સ્કંદ પુરાણમાંથી ઉતાર્યાં છે. ઘણા આધુનિક વાંચનારાઓને આવી લાંબી તીર્થનામાવલીઓ નિરર્થક લાગવાનો સંભવ છે. છતાં સ્મરણમાં રાખવાનું છે કે આ આકરગ્રંથ છે. એમાંથી કોઈ સંશોધકને કોઈ કાળે પુરાણોને ઉથલાવવાની આકરી મહેનત લીધા વગર આવી નામાવલીમાંથી પોતાને જોઈતી સાંસ્કૃતિક સામગ્રીનો પત્તો મળી જવાનો જે સંભવ છે તેમાં પણ આવા આકર ગ્રંથની સાર્થકતા છે. પણ આ ગ્રંથની સાર્થકતા આ તેના ગૌણ જેવા અંશમાં જ છે એમ કોઈ ન માને. આ ગ્રંથમાં જોવામાં આવતું પૌરાણિક અન્વેષણ ઇતિહાસના નિર્ણયો તારવવામાં કેવી રીતે ઉપયોગી થઈ પડે એમ છે, તેના સૂચક દાખલા ભાઈ ઉમાશંકરે પોતાના પ્રાસ્તાવિક (પૃ. ૧૪–૧૫) માં આપ્યા છે, તે ત્યાં જ વાંચનાર જોઈ લે.

છેવટ મારે મારી પ્રસન્નતા પ્રકટ કરવાની છે અને તે ભાઈ ઉમાશંકરની ઉતાવળથી નિર્ણયો કરવા તરફ ન દોડી જતી શુદ્ધ ઇતિહાસદૃષ્ટિ માટે. 'અખો—એક અધ્યયન' માં એ શુદ્ધ દૃષ્ટિ મને દેખાઈ હતી. પણ આ કાર્ય એથી જુદી જાતનું કેવળ સંશોધનનું હતું. અને એનાં પરિશ્રમ, યોજના અને ઇતિહાસદૃષ્ટિ ત્રણેય સારા સંશોધકોને સંતોષ આપે એટલા પ્રમાણમાં મને તો દેખાય છે.

શ્રી. ઉમાશંકર જોષીએ હમણાં ભો. જે. વિદ્યાભવન અર્થાત્ સંશોધન ક્ષેત્ર છોડયું છે, પણ એ તો પહેલા કવિ છે અને પછી વિવેચક–સંશોધક છે. આ વિદ્યાભવન છોડવાથી ગુજરાતની સંશોધન-પ્રવૃત્તિને હાનિ જરૂર થશે. પણ સર્જનપ્રવૃત્તિને જે લાભ થવાની આશા છે તેથી આ હાનિનો ખેદ દૂર થશે; સર્વથા દેવી સરસ્વતી તો પ્રસન્ન જ થશે. અસ્તુ.

૧૦

## પ્રાચીન ઇતિહાસનાં અનુમાનો

**૫૦૦૦ વર્ષ પૂર્વેનું ગુજરાતઃ**—લેખક મણિભાઇ દ્વિવેદી. નવસારી ઇ. સ. ૧૯૩૬ કિંમત બાર આના.

૮૪ પાનાના આ નાનકડા પુસ્તકના લેખક રા. મણિભાઇ દ્વિવેદી, પ્રસ્તાવનામાં પ્રખ્યાત નવલકથાકાર શ્રી. રમણલાલ વસંતલાલ દેસાઈ કહે છે તેમ, નવસારીના એક અભ્યાસી પુરાવિદ છે. ભાઈ મણિભાઈ દ્વિવેદીને રાજકીય કાર્યને અંગે નવસારી અને તેની આસપાસના પ્રદેશમાં ખુબ ફરવાનો પ્રસંગ મળે છે અને પોતાને પુરાતત્ત્વનો શોખ હોવાથી ઘણી જુની વસ્તુઓ એમણે જોઇ છે, સિક્કાઓ જેવી વસ્તુઓનો ઠીક સંગ્રહ કર્યો છે અને ગ્રન્થસ્થ માહિતીમાં કાંઇક નવો પણ ઉમેરો કરી પાંચ જુદા જુદા લેખો જુદે જુદે સમયે છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન તૈયાર કરીને એનો સંગ્રહ 'પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત' એ નામથી પ્રગટ કર્યો છે. મતલબ કે આ પુસ્તકમાં પાંચ હજાર વર્ષ પૂર્વેના ગુજરાતનું વર્ણન હશે એવું અનુમાન પુસ્તકના નામ ઉપરથી થાય પણ વસ્તુતઃ એમ નથી. વસ્તુતઃ લગભગ પાંચ હજાર વર્ષ ઉપર ગુજરાતના જુદા જુદા ભાગમાં સંસ્કૃતિ વાળી વસ્તી હોવાના જે છુટક છુટક પુરાવાઓ કે ઉલ્લેખો મળી આવ્યા તેનો સંગ્રહ કરવાનો ગ્રન્થકારે પ્રયત્ન કર્યો છે.

મોહેન્જોડેરો અને હરપ્પાના ખોદકામથી જેને સરજહૉન માર્શલ સિન્ધુ સંસ્કૃતિ કહે છે તે સંસ્કૃતિવાળી વસ્તી સિન્ધુ કાંઠે લગભગ

પાંચ હજાર વર્ષ પહેલાં હોવાનો પત્તો લાગ્યા પછી ઘણા પ્રદેશોના એટલી જ પ્રાચીનતા માટેના દાવા બહાર આવવા લાગ્યા છે. છેલ્લો દાવો પંજાબના ચંગુડેરાનો છે. એક તરફથી પ્રાચીન–વેદકાલીન સરસ્વતી કાંઠા માટે દાવો કરવામાં આવે છે. ( જુઓ શ્રી. રત્નમણિરાવનું ખંભાતનો ઇતિહાસ ) આ ગ્રન્થકારે પણ સરસ્વતીનો દાવો રજુ કરતાં એ પુસ્તકનો જ હવાલો આપ્યો છે. ( જુઓ પૃ–૪ ). બીજી તરફથી શ્રી. કરંડીકર નર્મદા કાંઠાનો દાવો આગળ કરે છે, કોઈ વળી કાઠિયાવાડના કાંઠાને અગ્રેસર કહે છે. પણ ખરૂં જોતાં મોહેન્જો-ડેરોમાં જેવું ખોદ કામ થયું છે તેવું ખોદકામ થઈને પ્રબળ અને નક્કર પુરાવાઓ–કલ્પનાઓ અને દંતકથાઓ નહિ–ન મળી આવે ત્યાં સુધી સંભવની વાત કરી શકાય, પણ, પાંચ હજાર વર્ષ પૂર્વે આમ જ હતું એમ ન કહી શકાય અને પુરતા પુરાવા વિના ગમે તે રીતે કોઈ પણ દેશને પ્રાચીનતામાં ખેંચી જવાથી સાચી ઇતિહાસ-જિજ્ઞાસા શી રીતે તૃપ્ત થાય છે એ જ હું સમજી શકતો નથી. વળી ગુજરાતમાં–ખાસ કરીને કાઠાના ભાગમાં વસ્તી હશે એમ કબુલ કરવામાં આવે તો પણ એ વસ્તી કોની હતી એ બાબતમાં નિર્ણય થઇ શકે એવા પુરાવા નથી. આ ગ્રન્થકર્તા માને છે કે 'રાતા સમુદ્રને કાંઠે રહેતી જાતિઓએ ગુજરાતમાં આવી કાઠિયાવાડ, સરસ્વતી, નર્મદા કે તાપીના કાંઠા ઉપર પોતાની વસાહતો પંજાબમાં આર્યોનું આગમન થયું ત્યાર પહેલાં ખડી કરી હતી.' ( પૃ. ૧૦ ) બીજી તરફથી અમૃત વસંત તખલ્લુસથી લખનાર એક લેખક કહે છે કે હીટાઈટ સંસ્કૃતિના ઉત્પાદકો એશીઆમાઇનરમાં ગુજરાતમાંથી ગયા હતા. ( જુઓ શારદાનો ૧૯૩૭ ના જાન્યુઆરીનો અંક ).

પણ આવી કલ્પનાઓનું ઐતિહાસિક મૂલ્ય અતિ અલ્પ છે. ( જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૧ ટિ. ૨ માં આ ગ્રન્થકારે આધાર તરીકે જેનું નામ લખ્યું છે તે હેવીટ આઉઅના વિચારો વિશે ટિપ્પણીને અંતે આપેલો ટિપ્પણીલેખકનો મત. )

પણ આ પુસ્તકમા દર્શાવેલા વિચારોનું સવિસ્તર વિવેચન કરવાની મારી ઈચ્છા નથી તેમ એવી જરૂર નથી મારૂં વક્તવ્ય તો એટલું જ છે કે આ પુસ્તકમાં પ્રસ્તુત વિષયની છુટક નોંધો છે, સિદ્ધ નિર્ણયો નથી; અને મારા ધારવા પ્રમાણે ગ્રન્થકારનો દાવો પણ એટલો જ છે.

એક બીજી વાત, ભાઈ મણિભાઈ દ્વિવેદીને સુચના જેવી, નોંધવાની જરૂર લાગે છે, અને તે એ કે ઐતિહાસિક દાવાવાળા પુસ્તકમા હકીકતની ચોકસાઇ ન હોય તો એની કિંમત એકદમ ઘટી જાય છે. આ પુસ્તકમા એવાં અચોક્કસ અને સદિગ્ધ પુરાવાવાળા સ્થળો છે. નીચે ઉદાહરણ તરીકે એ ત્રણ દાખલા ઉતાર્યા છે. ગ્રન્થકર્તા લખે છે કે 'આ સ્તોત્રોમાં શિવના એક લાછનમાં તેમને વૃષભધ્વજ ગણાવ્યા છે, જ્યારે મહાદેવના સ્તોત્રોમાં તેમને વૃષભારૂઢ કહ્યા છે એ ભેદ ધ્યાનમા રાખવાનો છે.' (પૃ. ૧૫)

પણ આવો કોઇ ભેદ સ્તોત્રોમા છે જ નહિ. બ્રહત્સ્તોત્ર રત્નાકરમા જ શિવપચાક્ષરનક્ષત્રમાલાસ્તોત્ર નામના ૧૩૨ મા સ્તોત્રમા શિવ માટે વૃષભધ્વજ અને વૃષભારૂઢ બન્ને વાપરેલ છે. જુઓ—

अष्टमूर्तये वृषेन्द्रकेतवे नमःशिवाय ।

उक्षराजवाह ते नमः नमः शिवाय । શ્લો—૧૦

અને वृपाङ्को वृषभारूढो भस्मोद्धूलितविग्रह ।

શ્લો—૫. સ્તોત્ર ૭૩ મુ.

એ રીતે શિવના એકમોઆઠ નામો ગણાવતા બેય વૃષભધ્વજ અને વૃષભારૂઢ નામો આપ્યા છે.

(૨) 'યદુઓ સમુદ્રમાર્ગે ગુજરાતમા આવ્યા' એવું કથન ગરવી ગુજરાત ભા. ૨ માથી ઉતાર્યું છે. પણ ગરવી ગુજરાતના લેખકે કોઇ પુરાવો આપ્યો છે? મહાભારત પુરાણોમા તો મથુરાથી યાદવો જમીન રસ્તે દ્વારકા આવ્યા હોવાનું વર્ણન મળે છે.

(૩) યદુઓ અસુર હતા (પૃ. ૨૦) એમ કહેવા માટે શો પુરાવો છે? યયાતિની પત્ની શર્મિષ્ઠા અસુરકન્યા હતી એ પુરાવો માન્યો હોય તો કહેવાનું કે યદુ શર્મિષ્ઠાને પુત્ર નથી પણ દેવયાનીનો છે. જુઓ.—

यदुं च तुर्वसुं चैव देवयानी व्यजायत ।

વાયુપુરાણ અ. ૯૩ શ્લો. ૧૬

વળી 'પ્રભાસમાંથી મળી આવેલા એક તામ્રપત્રમાં બેબીલોનનાં સમ્રાટ નેબુકદનેઝરે 'એદદુરાયસ્યે'–યદુઓના રાજ્યસ્થાનમાં રૈવત પર્વત પરના ધર્મમંદિર માટે દાન આપ્યાનો ઉલ્લેખ છે' એવું આ પુસ્તક (પૃ. ૨૦)માં લખ્યું છે. પણ આ તામ્રપત્ર ક્યાં છપાયું છે? અત્યારે ક્યાં છે? કઈ લિપિમાં લખ્યું છે? વગેરે આવી નવાઈની વાત લખતાં નોંધવું જોઈએ.

પણ આ પ્રકારના વધારે દાખલાઓ ઉતારવાની જરૂર નથી. ભાઈ મણિભાઈએ શ્રમ ઘણો લીધો છે. પણ ગમે ત્યાંથી પ્રાચીનતા-સૂચક કથનો–વાતો મળે તેના સંગ્રહ તરફ ધ્યાન આપવા કરતાં તેનું મૂલ્ય આંકવા તરફ અને એથી પણ વધારે તો હકીકતો અને નિશાનીઓ એકઠી કરવા તરફ વધારે ધ્યાન આપે તો તેઓ ગુજરાતના ઇતિહાસ ઉપર વધારે પ્રકાશ નાખી શકશે એમ મારો તો મત છે.

આ પુસ્તકમાં સૌથી લાંબો લેખ પહેલો છે, પણ વચલા બે–બીજો અને ત્રીજો–વધારે કીમતી છે. અલબત્ત, આ સિક્કાઓમાંના અમુક ઉપરની નિશાનીઓ મોહેન–જો–ડેરોમાંથી મળી આવેલી માટીની તકતીઓ પર અંકિત કરેલી આકૃતિઓને કંઈક મળતી આવે છે એટલા જ ઉપરથી કે ટીંબામાંથી મળી આવેલાં અસ્થિઓ કે મૂર્તિઓ ઉપરથી મોહેન્જોડેરોના કાળમાં, જ્યાંથી એ સિક્કાઓ અને અસ્થિઓ વગેરે મળી આવ્યાં તે પ્રદેશને કદાચ ન મુકી શકાય, પણ કામરેજ અને નવસારી જુનાં ગામો છે, ઈ. સ. સાતની સદી જેટલાં ચોક્કસ,

અને ઘણું કરી ઇ. સ. પહેલી બીજી સદી જેટલાં જુનાં એટલું ઐતિહાસિક સત્ય માન્ય છે.

આ નાનકડા પુસ્તકનું આટલું લંબાણથી અવલોકન કર્યું છે એ શ્રી. મણિભાઈ શોધખોળનો પ્રયાસ ચાલુ રાખે, અને જે નવી ઐતિહાસિક સામગ્રી મળી આવે તેને, યોગ્ય તોલન કરીને તથા ઐતિહાસિક વિવેચનને સંતોષ આપે એવા પુરાવાઓ ઉલ્લેખો વગેરે સાથે ગુજરાતનો અર્પ્યા કરે એવી શુભેચ્છાથી કર્યું છે.

(૩) યદુઓ અસુર હતા (પૃ. ૨૦) એમ કહેવા માટે શો પુરાવો છે? યયાતિની પત્ની શર્મિષ્ઠા અસુરકન્યા હતી એ પુરાવો માન્યો હોય તો કહેવાનું કે યદુ શર્મિષ્ઠાનો પુત્ર નથી પણ દેવયાનીનો છે. જુઓઃ—

यदुं च तुर्वसुं चैव देवयानी व्यजायत ।

વાયુપુરાણ અ. ૯૩ શ્લો. ૧૬

વળી 'પ્રભાસમાંથી મળી આવેલા એક તામ્રપત્રમાં બેબીલોનનાં સમ્રાટ્ નેબૂચડનેઝરે 'એહદુરાયસ્થે'–યદુઓના રાજ્યસ્થાનમાં રૈવત પર્વતના ધર્મમંદિર માટે દાન આપ્યાનો ઉલ્લેખ છે' એવું આ પુસ્તક (પૃ. ૨૦)માં લખ્યું છે. પણ આ તામ્રપત્ર ક્યાં છપાયું છે? અત્યારે ક્યાં છે? કઈ લિપિમાં લખ્યું છે? વગેરે આવી નવાઈની વાત લખતાં નોંધવું જોઇએ.

પણ આ પ્રકારના વધારે દાખલાઓ ઉતારવાની જરૂર નથી. ભાઇ મણિભાઇએ શ્રમ ઘણો લીધો છે. પણ ગમે ત્યાંથી પ્રાચીનતા-સૂચક કથનો–વાતો મળે તેના સંગ્રહ તરફ ધ્યાન આપવા કરતાં તેનું મૂલ્ય આંકવા તરફ અને એથી પણ વધારે તો હકીકતો અને નિશાનીઓ એકઠી કરવા તરફ વધારે ધ્યાન આપે તો તેઓ ગુજરાતના ઇતિહાસ ઉપર વધારે પ્રકાશ નાખી શકશે એમ મારો તો મત છે.

આ પુસ્તકમાં સૌથી લાંબો લેખ પહેલો છે, પણ વચલા બે–બીજો અને ત્રીજો–વધારે કીમતી છે.. અલબત્ત, આ સિક્કાઓમાંના અમુક ઉપરની નિશાનીઓ મોહેન–જો–ડેરોમાંથી મળી આવેલી માટીની તકતીઓ પર અંકિત કરેલી આકૃતિઓને કંઈક મળતી આવે છે એટલા જ ઉપરથી કે ટીંબામાંથી મળી આવેલાં અસ્થિઓ કે મૂર્તિઓ ઉપરથી મોહેન–જોડેરોના કાળમાં, જ્યાંથી એ સિક્કાઓ અને અસ્થિઓ વગેરે મળી આવ્યાં તે પ્રદેશને કદાચ ન મૂકી શકાય, પણ કામરેજ અને નવસારી જૂનાં ગામો છે, ઇ. સ. સાતમી સદી જેટલાં ચોક્કસ,

વાચનારાઓ છે એ ચોક્કસ છે નીચે આપેલો દાખલો ખાસ સૂચક છે લેખકે પોતાના પ્રિય શાગિર્દ નરહરિલાલ ભટ પાસે ગુજરાતી ભાષાની પ્રગતિ ઉપર એક સ્વતન્ત્ર પ્રકરણ લખાવી ઉમેર્યું છે ભા૦ ૧ લાના ઉપોદ્‌ઘાતમા પૃ ૨૧ થી ૫૦ સુધીના પાનામા ગુજરાતની ભાષા અને કેળવણી આ વિષયની ઉપરછલી અને અછડતી ચર્ચા છે ગુજરાતી ભાષા અને સાહિત્ય બેય ઉપર એ વિષયના નિષ્ણાતોએ લખેલા મોટા પ્રમાણભુત ગ્રન્થો પ્રસિદ્ધ છે પ્રસ્તુત પ્રકરણનુ મૂળ શું છે તે કહ્યુ નથી તેમ વિષય નિરૂપણ જોઇએ તેવુ વ્યવસ્થિત કે સુરેખ નથી ભ્રાન્તિયુક્ત કથનો પણ ક્વચિત આવી ગયા છે દા ત ગુજરાતના જ્યોતિર્ધરો—કવિઓની યાદીમા નરસિંહ મીરાની સાથે ભગવાનલાલ ઇન્દ્રજી, મનસુખરામ સૂર્યરામ, નારાયણ હેમચન્દ્ર, નથુરામ સુન્દરજી, વગેરે નામો જોઇને યાદીમા વિવેક નથી સચવાયો એમ લાગે છે ‘ કનૈયાલાલ મુનશી અને નારાયણ ઠક્કુરે સમાજ સુધારક નવલકથાઓ લખી છે ’ એ વાક્ય લખનારે તો કદાચ એ બેય લેખકોની નવલકથાઓ વાચી નથી અથવા વાક્યના અર્થનો વિચાર કર્યા વગર લખ્યુ છે એમ કહેવુ પડશે ઉપલા બે નામોને આ રીતે સાથે મુકેલા જોઇને તો મનને આઘાત થાય છે મારૂ કહેવુ એટલુ જ છે કે આ પ્રકારે લખાયેલા ગુજરાતી ભાષા અને સાહિત્યના પ્રકરણનુ ગુજરાતી પુસ્તકમા સ્થાન જ ન હોય ? પણ ઉર્દૂ પુસ્તકમા કદાચ ચાલે જો ઉર્દૂ વાચનાર આગળ પણ ગુજરાતી સાહિત્યનુ વધારે સારૂ ને વ્યવસ્થિત ચિત્ર રજુ કરી શકવા માટે લેખકને વિશ્વાસનામાથી ગ્રન્થકારે એને તે તે વિષયના જાણકારોની મદદ મળી શકી હોત

પણ આ ઉપોદ્‌ઘાત રૂપ ચર્ચા લખાવવાની જરૂર નથી મૂળ ગ્રન્થ ઉર્દૂ વાચનારાઓ માટે છે એટલુ જ વક્તવ્ય છે આ ઇતિહાસનો બીજો ભાગ અલાઉદ્દીન ખીલજીથી શરૂ કરી દિલ્હીની સત્તા નીચે ગુજરાતનો તનખ્વાહ પર્યંતનો ઇતિહાસ વર્ણવે છે એ સમયના ઇતિહાસનુ મુખ્યસાધન અરબી ફારસી અને ઉર્દૂમા લખાયેલ ઇતિહાસો

ગુજરાતનો ઇતિહાસ ૧. ૨. ( આર્યોના આગમનથી લઈ મુસલમાનોના હુમલા સુધી ભા૦ ૧ માં અને દિલ્હીની મુસ્લીમ સત્તા નીચે સુધી ભા-૨ માં ) લેખક—પ્રો. મૌલાના સૈયદ અબુઝફર નદવી. અરબીના અધ્યાપક ભો. જે. વિદ્યાભવન અને ઉર્દૂમાંથી અનુવાદક પ્રો. છોટુભાઈ ૨. નાયક એમ. એ; પી એચ. ડી. ફારસીના અધ્યાપક ભો. જે. વિદ્યાભવન, પ્રકાશક ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ. પહેલા ભાગની કિંમત સભ્યો માટે એક રૂપિયો, અન્યમાટે બે રૂપિયાઃ અને બીજા ભાગની કિંમત સભ્યો માટે એક રૂપિયો અને બીજામાટે દોઢ રૂપિયો. બેય ભાગો. ઈ. સ. ૧૯૪૯ મા મુદ્રિત થયા છે.

લેખન, પ્રકાશન સંબંધી વિગતો ઉપર પુરેપુરી ઉતારી છે એ સહેતુક છે. આ ગ્રંથોના લેખક મૌલાના સૈયદ અબુઝફર નદવી સાહેબ અરબીના પ્રખ્યાત વિદ્વાન છે એટલું જ નહિ પણ ભો. જે. વિદ્યાભવનના અરબીના અધ્યાપક છે. એમણે ઉર્દુમાં લખેલા 'ગુજરાતનો ઇતિહાસ' જેના બે ભાગ હજી હવે પ્રગટ થવાના છે તેનો આ ભો. જે. વિદ્યાભવનના જ ફારસીના અધ્યાપકે કરેલો ગુજરાતી અનુવાદ છે. મૂળ લેખક મૌલાના નદવી સાહેબે, તેઓ પોતે 'લેખકના બે બોલ' માં કહે છે, તેમ 'ઉર્દૂ ઝબાનમાં કોઇ સંપૂર્ણ તારીખ આજ પર્યંતની લખવામાં આવી નથી' એ જોઇને એ ખોટ પુરી કરવાનો ખ્યાલ રાખીને આ પુસ્તક ઉર્દુમાં લખ્યું છે. પણ આપણી આગળ તો આ ગુજરાતી પુસ્તક છે અને 'તારીખે ગુજરાત' ( ગુજરાતના ઇતિહાસ )ની બીજી ઉર્દુ કિતાબો સાથે આની તુલના કરવાનો પ્રસંગ નથી પણ આ વિદ્વાન લેખકની નજર આગળ ઉર્દુ

વાચનાનઓ છે એ ચોક્કસ છે નીચે આપેલો દાખલો ખાસ સૂચક છે લેખકે પોતાના પ્રિય શાગિર્દ નરહરિલાલ ભટ્ટ પાસે ગુજરાતી ભાષાની પ્રગતિ ઉપર એક સ્વતન્ત્ર પ્રકરણ લખાવી ઉમેર્યું છે ભા૦ ૧ નાના ઉપોદ્ઘાતમા પૃ ૨૧ થી ૫૦ સુધીના પાનામા ગુજરાતની ભાષા અને કેળવણી આ વિષયની ઉપનક અને અછડતી ચર્ચા છે ગુજરાતી ભાષા અને સાહિત્ય બેય ઉપર એ વિષયના નિષ્ણાતોએ લખેલા મોટા પ્રમાણભુત ગ્રથો પ્રસિદ્ધ છે પ્રસ્તુત પ્રકરણનુ મૂળ શું છે તે કહ્યુ નથી તેમ વિષય નિરૂપણ જોઇએ તેવુ વ્યવસ્થિત કે સુરેખ નથી ભ્રાન્તિયુક્ત કથનો પણ ક્વચિત આવી ગયા છે દા ત ગુજરાતના જ્યોતિધરો–કવિઓની યાદીમા નરસિંહ મીરાની સાથે ભગવાનલાલ ઇન્દ્રજી, મનસુખરામ સૂર્યરામ, નારાયણ હેમચદ્ર, નથુરામ સુન્દરજી, વગેરે નામો જોઇને યાદીમા વિવેક નથી સચવાયો એમ લાગે છે 'મહીપતરામ રુપરામ નીલકંઠ, કૈયાલાલ મુનશી અને નારાયણ ઠક્કુરે સમાજ સુધારક નવલકથાઓ લખી છે' એ વાક્ય લખનારે તો કદાચ એ બેય લેખકોની નવલકથાઓ વાચી નથી અથવા વાક્યના અર્થનો વિચાર કર્યા વગર લખ્યુ છે એમ કહેવુ પડશે ઉપના બે નામોને આ રીતે સાથે મુકેલા જોઇનેજ મનને આઘાત થાય છે માત્ર કહેવુ એટલુ જ છે કે આ પ્રમાણે લખાયેલા ગુજરાતી ભાષા અને સાહિત્યના પ્રકરણનુ ગુજરાતી પુસ્તકમા સ્થાનજ હોતુ હોય? પણ ઉર્દૂ પુસ્તકમા કદાચ ચાલે જો ઉર્દૂ વાચનાર આગળ પણ ગુજરાતી સાહિત્યનુ વધારે સારૂ ને વ્યવસ્થિત ચિત્ર રજુ કરી શકવા માટે લેખકને વિદ્યાસભામાથી ગ્રથાકારે અને તે તે વિષયના જાણકારરૂપે મદદ મળી શકી હોત

પણ આ ઉપોદ્ઘાત રૂપ ચર્ચા લબાવવાની જરૂર નથી મૂળ ગ્રથ ઉર્દૂ વાચનારાઓ માટે છે એટલુ જ વક્તવ્ય છે આ ઇતિહાસનો બીજો ભાગ અલાઉદ્દીન ખીલજીથી શરૂ કરી દિલ્હીની સત્તા નીચે ગુજરાતનો તલસ્પર્શી પર્યંતનો ઇતિહાસ વર્ણવે છે એ સમયના ઇતિહાસનુ મુખ્યસાધન અરબી ફારસી અને ઉર્દૂમા લખાયેલ ઇતિહાસો

છે એ પ્રસિદ્ધ છે અને ગ્રન્થકારને એ મૂળ ગ્રન્થોનો સારો પરિચય હોવાથી એમને હાથે એ સમયના ઇતિહાસને પુરો ન્યાય મળવાનો સંભવ દેખાતો છે. એટલે એ બીજા ભાગ વિષે મારે બીજા કોઈ લેખકનો આધાર લઇને કાંઇ પણ વિવેચન કરવું એનો કાંઇ અર્થ નથી અને મારો પોતાનો તો અરબી, ફારસી, ઉર્દૂ, ગ્રન્થોમા બીલકુલ ચંચૂપાત જ નથી. એટલે મારાથી જે યુગના ઇતિહાસનું અવલોકન કરી શકાય એમ છે તેને વિષે બે શબ્દો કહીને સંતોષ માનવો પડશે. 'ગુજરાતનો ઇતિહાસ' પહેલા વિભાગમાં ઉપોદ્ઘાતના ૬૬ પાનામાં સીમા, વસ્તી, વિસ્તાર, અખાતો, નદીઓ, પહાડો, સરોવરો, પેદાશ, વનસ્પતિ ફળ વગેરે વિષે સામાન્ય માહિતી આપી છે આમાથી ભાષા અને સાહિત્ય વિષે ઉપર ટીકા કરી છે. ગુજરાતિ વનસ્પતિ એ મથાળા નીચે ગેરડી, વચ્છિયાળી, તમાકુ અફીણ એવા ૧૬ નામો ફક્ત છે. ફળો નીચે લખ્યું છે કે 'કેરી અને રાયણ ગુજરાતમા પુષ્કળ થાય છે, એ વાત જાણીતી છે સુલતાન મહમ્મદે આ બંને પ્રકારના વીસ લાખ ઝાડો ગુજરાતમા રોપાવ્યા હતા ' આ હકીકત અતિશયોક્તિ રહિત હોય તો પણ ગુજરાતમા એ પહેલા કેરી થતી હતી કે નહિ ? એ પ્રશ્ન વાચનારને મુંઝવશે આ દેશમા કેરી (સં—આમ્ર) નો તો આયુર્વેદના જુનામા જુના ગ્રન્થોમા ઉલ્લેખ છે. પછી 'અમદાવાદમા સાબરમતીનુ પાણી અજીર્ણકારક ગણાય છે ' એમ કહ્યુ છે. એનો શું અર્થ ? પાણીથી અજીર્ણ થાય ? કબજીઆતના અર્થમા અજીર્ણ શબ્દ વાપર્યો હોય તો એ ઉર્દૂમાથી ભાષાન્તરકર્તાના ભાષા જ્ઞાનનો દોષ હશે કે મૂળમા કાંઈક ભુલ હશે ? પણ આ દાખલાઓ ઘણા થઈ ગયા.

પછી પ્રકરણ પહેલું હિંદુઓનો સમય, બીજું મુસલમાનોનો સંબંધ અને પ્રકરણ ત્રીજુ મુસલમાનોના હુમલા. એ ત્રણ મોટા પ્રકરણો છે. આમાબીજા અને ત્રીજા પ્રકરણોને લગતી વાતો મુસ્લીમ ઇતિહાસોમાથી જરૂર મળી શકે અને મળે છે. પણ પહેલું પ્રકરણ લખવા માટે મુખ્યત્વે

આ દેશના પૌરાણિક, પ્રબંધાત્મક અને ભાટચારણો પાસે જળવાયેલ દંતકથાઓ ઉપર અને એ સાધનોમાં તથા જુની શોધખોળમાં મળી આવેલ શિલાલેખો, તામ્રપત્રો, સીક્કાઓ વગેરે ઉપરથી પુરાવિદોએ પહેલાં લખેલા ઐતિહાસિક ગ્રન્થો ઉપર લેખકે આધાર રાખ્યો છે અને તે સર્વથા ઉચિત છે. પણ સમગ્ર પહેલા પ્રકરણ વિષે એક ખાસ ટીકા કરવાની છે કે એમણે રાસમાળા, કરણઘેલો અને મુંબઈ ગેઝેટીઅરના ગુજરાતના ઈતિહાસનો સાર ખેંચીને ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ જે ગુજરાતનો ઈતિહાસ લખ્યો છે તથા બોમ્બે ગેઝેટીઅર કાઠીઆવાડ ગેઝેટીઅર, ગુજરાત ગેઝેટીઅર તથા રાસમાળા અને શત્રુંજયપ્રબંધ એટલાનો ઉપયોગ કર્યો છે, એવું એમણે આપેલી યાદી ઉપરથી દેખાય છે તારિખે હિન્દ જેવા ઉર્દૂ કે અરબી ફારસી પુસ્તકોનો ઉપયોગ કેટલો થયો છે તે નહિ કહી શકાય પણ મારે જે ટીકા કરવાની છે તેને એથી વાંધો આવે એમ નથી ઉપરની યાદી માંથી ધ્યાનમાં લેવાનો તો વાતો છે શત્રુંજય પ્રબંધની કીંમત ઘણી મર્યાદિત છે અને જે મુખ્ય આધારભૂત છે તે ગેઝેટીઅરનો ગ્રન્થ ૧૮૯૬ માં બહાર પડ્યો છે અને તેનો ગુજરાતનો ઈતિહાસ તે પહેલાં આંતેક વર્ષે લખાયેલો અને તે પછીના ૫૦-૬૦ વર્ષોમાં ગુજરાતના ઈતિહાસને લગતું જે સંશોધન થયું છે, જે ગુજરાતી, અંગ્રેજી સામયિકોમાં છપાયેલું છે તે તો આ વિદ્વાન લેખકે નથી જોયું પણ પુસ્તક રૂપે જે બહાર પડેલું તે પણ નથી જોયું કેટલીક ચોખ્ખી ભુલો દાખલ થઇ ગઇ છે જેના મેં ચાર દાખલાઓ નીચે ઉતારૂં છું વાત એમ છે કે વલભીના રાજાઓના તામ્રપત્રોના આરંભમાં प्रसभप्रणतामित्राणां मैत्रकाणाम् વગેરે શબ્દો છે આ શબ્દોનો બરાબર અર્થ કરી તામ્રપત્રો વાંચવાની જુનથી ન સમજવાથી સાઠ વર્ષ પહેલાના પુરાવિદોએ મૈત્રકો, વલભી રાજાઓના મૂળ પુરૂષ ભટાર્કના શત્રુઓ હતા એવો અર્થ બેસાડેલો અને મૈત્રક એટલે સૂર્ય અને મિહિર એટલે પણ સૂર્ય અને મેર શબ્દ મિહિર ઉપરથી નીકળ્યો

હોય તો આ મૈત્રકો એ હાલના બરડામાં વસતા મેર લોકોના પૂર્વજો હોય અને પહેલાં મેર લોકોએ નૌગષ્ટ્રનો કબજો લીધો અને પછી તેને હરાવીને ભટાર્કે વલભીપુરમાં સત્તા સ્થાપી અને એ મેરલોકો ઘણું કરી હૂણ તોરમાણ સાથે કાઠીઆવાડમાં આવ્યા હશે વગેરે તર્કો મુંબઈ ગેઝેટીઅરના ગુજરાતના ઇતિહાસમાં પ્રકરણ આઠમા તથા બારમામાં કરવામાં આવ્યા છે અને આ નવી સાહેબના ગુજરાતના ઇતિહાસમાં એ તર્કનો ટુંકો સાર ખેંચવામાં આવ્યો છે. (જુઓ ભા. ૧ પૃ. ૭૪). પણ આ તર્કને પાયો જ નથી. વલભી તામ્રપત્રોને પાછળથી વાચનાર વિદ્વાન પુરાવિદોએ 'શત્રુઓને બળથી નમાવનાર મૈત્રકોના કુળમાં' એ રીતે મૂળ તામ્રપત્રોના ઉપર ઉતારેલા શબ્દોનો અર્થ કર્યો છે.[1] અને એજ સામાન્ય રીતે વિદ્વાનોમાં માન્ય થવાથી મૈત્રકો વલભીના રાજાઓના શત્રુઓ નહોતા પણ પોતે જ વલભીના રાજાઓ હતા અથવા એમ કહો કે વલભીના રાજાઓ મૈત્રકવંશના હતા. મતલબ કે મેરલોકો અને ભટાર્ક વિષે આ પુસ્તકના પ્રકરણ પહેલામાં જે લખાણ છે તે ખોટું છે અને એવું બનવાનું કારણ એ છે કે એનો આધાર અતિ જુના ગ્રન્થો છે અને તે લખાયા પછીથી થયેલી શોધખોળનો લાભ લેવાયો નથી. વળી 'આ ભટાર્કે ઇ. સ. ૫૦૯ થી ૫૨૦ પર્યંત રાજ્ય કર્યું' એમ લખ્યું છે. (પૃ. ૭૭) તે પણ ખોટું છે કારણ કે ભટાર્ક પછી તેનો પુત્ર સેનાપતિ ધરસેન ગાદીપતિ થયો અને તે પછી એનો ભાઈ મહારાજ દ્રોણસિંહ ગાદીપતિ થયો જેનો ઇ. સ. ૫૦૨ નો લેખ મળ્યો છે.[2] વળી આ બન્ને રાજાઓ ઉજ્જનના હાથ નીચે હતા એમ આ ઇતિહાસમાં કહ્યું છે. (પૃ. ૭૮) પણ પુરાવિદોનો હેરનો મત એવો છે કે ગુપ્તોના તાબે વલભીના

---

૧. જુઓ એપીગ્રાફીઆ ઇન્ડીકા ગ્રં-૩ પૃ ૩૨૮ અને ગુજરાતના ઐતિહાસિક લેખો ભા ૧ નં ૨૧ (વલભી લેખ.)

૨. જુઓ એપીગ્રાફીઅ ઇન્ડીકા ગ્રં-૧૬ પૃ. ૧૮.

આ રાજાઓ હશે.[૩] વલભીકાળના આ દેશના ધર્મ વિષે જે લખવામાં આવ્યું છે તેમાં ઘણું સમજ્યા વગરનું છે દા. ત. "જે ઝાડો નીચે તે (બુદ્ધ) આવી બેસતો હશે તેમના પાસે રાજા અશોકે યાદગીરી તરીકે સ્તૂપો બંધાવ્યા તેનાથી બુદ્ધની બેસવાની જગ્યા માલુમ પડે છે." તેમજ "શિવ ધર્મની એક શાખા 'પાશુપત' છે. આ ધર્મની મુખ્ય ખાસિયત એ છે કે ધર્મને માટે હરેક વખતે લડાઇ કરવાને તેમાંનો એક ફિરકો તૈયાર રહેતો હતો." (પૃ. ૯૧) અશોકે બંધાવેલા બધા સ્તૂપો બુદ્ધની ઝાડ નીચે બેસવાની જગ્યા પાસે નથી. ભગવાન બુદ્ધને જે બોધિવૃક્ષ નીચે જ્ઞાન થયું તે વૃક્ષ ગયામાં હતું. જ્યારે સ્તૂપો તો જ્યાં બુદ્ધ કોઈ દિવસ ગેલા નહોતા એવે ઘણે સ્થળે છે. મુંબઇ પાસે સોપારામાંથી પણ એક સ્તૂપ મળ્યો છે. પછી "પાશુપત સંપ્રદાયનો એક ફિરકો હંમેશાં લડવા માટે તૈયાર રહેતો" એ કથન પણ સાચું નથી. જોકે મું. ગે. (ગ્ર. ૧ ભા. ૧)ના પૃ. ૮૪માં આવી મતલબનું લખાણ છે ખરૂં અને એનોજ અનુવાદ આ ઇતિહાસમાં આવ્યો છે. પણ મું. ગે.ના એજ પૃષ્ટમાં ચાર લીંટી પહેલાં પાશુપત સંપ્રદાયના કોઇ પ્રતિનિધિઓ હાલમાં નથી એમ લખ્યું છે, એ યથાર્થ છે. પાશુપત સંપ્રદાય ખરી રીતે ચારસો પાંચસો વર્ષ પહેલાં જ લુપ્ત થઇ ગયો છે. ગેઝેટીઅરના લેખકના વખતમાં પાશુપત સંપ્રદાયનો ઇતિહાસ ઘણો અધુરો ઉકલ્યો હતો.

પછી "પંચાસરની ચાવડા સલતનતનો નાશ કરનાર સોલંકી વંશનો મૂળરાજ નામનો મહારાજા હતો" (પૃ. ૧૨૨ થી આગળ) વગેરે ભાટોથી ચાલેલી દંતકથા રાસમાળામાં આપી છે એ દંતકથામાં રહેલાં કેટલાંક અસત્યોના વિવેચન સાથે મું. ગે. માં ઉતારી છે. પણ આ આ ઇતિહાસમાં એ ગેઝેટીઅરના વિવેચનનો તથા તે પછી થયેલા

૩. ન્યુ હીસ્ટરી ઓફ ધી ઇન્ડીઅન પીપલ પૃ-૨૮૭.

સંશોધનનો લાભ લેવાયો નથી. ખરી વાત એ છે કે દંતકથા કહે છે તેવું કાન્યકુબ્જ (કનોજ પ્રદેશ)માં કલ્યાણ કટક નામનું કોઇ શહેર એ કાળે ઈ. સ. સાતમા આઠમા શતકમાં નહોતું એ મુ. ગો. માંજ નોંધ્યું છે. અને દક્ષિણમાં જો કે ચાલુકયોનું રાજ્ય હતું પણ કલ્યાણની તો એમાંજ કહ્યું છે તેમ પંચાસર પડ્યા પછી ત્રણ સો વર્ષ પછી છેક ૧૧મા શતકમાં સ્થાપના થઈ. વળી ચાલુક્યવંસના કોઈ ભૂવડનો પણ ઇતિહાસમાં પત્તો લાગતો નથી. મતલબ કે પંચાસરના નાશને લગતી દંતકથાની વિગતો ખોટી છે. ખરી વાત એ છે કે કનોજમાં પંચાસર પડ્યું ત્યારે તો યશોવર્માનું રાજ્ય હતું; પણ ઈ. સ. નવમા દશમા શતકમાં જેઓની કનોજમાં રાજધાની હતી તે ગૂર્જર પ્રતિહારોએ ગુજરાત અને સૌરાષ્ટ્રના કેટલાક ભાગ ઉપર પોતાની સત્તા જમાવેલી. અલબત્ત દક્ષિણના રાષ્ટ્રકૂટો અને કનોજના પ્રતિહારો વચ્ચે યુદ્ધો અને સત્તાની અદલાબદલી થયા કરતી. પણ દંતકથાને આ ઇતિહાસની ખબર નથી અને ગૌ. હી. ઓઝા, વિશ્વેશ્વરનાથ રેઉ વગેરે પુરાતત્ત્વના વિદ્વાનોએ ઉત્કીર્ણ લેખો ઉપરથી આ ઇતિહાસને સારી રીતે પ્રકાશમાં આણ્યો હોવા છતાં નદ્વી સાહેબના ઇતિહાસમાં એનો લાભ લેવાયો નથી.

નીચેના દાખલાઓ પણ સૂચક છે. વલભીપુરના વિનાશની (પૃ. ૯૨ થી શરૂ થતી) ચર્ચામાં, જેમાં કશું ઐતિહાસિક સત્ય નથી એવી દંતકથાઓ રાસમાળા, પ્રબંધ ચિંતામણિ વગેરેમાંથી ઉતારી છે. તેમાં પણ 'બદ્ધુધા કાકુ બૌધ ધર્મી હતો' એવો તર્ક શા ઉપરથી કર્યો છે? પછી વલભી ઉપર અરબોએ હુમલો કર્યો હતો એની ચર્ચા લંબાણથી (પૃ. ૧૦૦ની આગળ પાછળ) કરતાં લખે છે કે 'નવસારીથી પુલકેશી જનાશ્રયના જમાનાનો લેખ મળ્યો છે જેમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે અરબ લશ્કરે સિંધ, કચ્છ, સૌરાષ્ટ્ર, ચાવડા મર, ભિન્નમાલની સલ્તનતને હેરાન કરી હતી.' 'આ લેખ ઇ. સ. ૭૩૮ નો છે.

આમા પણ ચાવડા, મરૂ અને ભિન્નમાળનો ઉલ્લેખ છે પરંતુ વલભી વિષે કાંઈ નથી સૌરાષ્ટ્રનો ઉલ્લેખ છે પણ તેનો અર્થ વલભીરાજ થતો નથી ’ જુનૈદવાળા આ જ ટોળાએ વલભી ઉપર હુમલો નહોતો કર્યો એમ સાબીત કરવા માટે ઉપર હકીકત વિરોધી દલીલો કરી છે ખરી રીતે સૌરાષ્ટ્રનો અર્થ વલભીજ છે વલભી રાજ્યના સમકાલીન સાતમા શતકના દંડી કવિએ સૌરાષ્ટ્રમા વલભી નગરી છે એમ સ્પષ્ટ લખ્યુ છે અને જર્મની ઉપર ચડાઈ કરી એમ કહ્યા પછી બર્લીનનું જુદુ નામ લખવાની શી જરૂર ? પણ આ ઇતિહાસમા આવો આગ્રહ જોઈને મને નવાઈ લાગે છે અલબત્ત જુનૈદવાળા આરબ ટોળાના હુમલાથી વલભીને નુકશાન થયુ હશે પણ તેનો નાશ નહોતો થયો કારણ કે તે પછીના સમયના વલભીના રાજાઓના દાનપત્રો મળ્યા છે પણ મારૂ વક્તવ્ય જુદુ જ છે. આરબોના આ તથા બીજા હુમલાઓની બાબતમા “જે લોકો ખુદ દુશ્મન નહિ તો દુશ્મનના મદદગાર હતા તેમની સાથેજ જુનૈદે લડાઈ કરી ’ (પૃ ૯૯) વળી મહમદ ગઝનવીની સૌરાષ્ટ્ર ઉપરની ચડાઈના કારણોની ચર્ચા લખાણથી કરતા અલબીરૂનીના આધારે આ ઇતિહાસમા લખ્યુ છે કે “કચ્છ અને સોમનાથ દરિયાઈ ચાંચિયાઓનુ આશ્રયસ્થાન છે અને આવા જ રીતે આરબોના જહાજો લૂટવામા આવે છે અને ગુજરાતનો રાજા એના અટકાવ માટે કાંઈ પણ કરતો નથી વંશપરંપરા મુસલમાનો સાથેની અદાવત વંશપરંપરા ઉતરી આવેલી છે એકસો વર્ષ પસાર થયા હોવા છતા એ રાજાઓની દુશ્મનાવટ ચાલુ છે ટુંકમા મુસલમાનો સાથેનુ ગુજરાતી રાજાઓનુ દ્વેષભર્યું વર્તન છાનુ નહિ એમ નહતુ ” ટુંકમા ગ્રન્થકારની કહેવાની મતલબ એવી છે કે ઉપર કહેલ દુશ્મનાવટના કારણથી મહમદ ગઝનવીએ સૌરાષ્ટ્ર ઉપર ચડાઈ કરી હતી પણ જુનૈદ, મહમદ વગેરે જેવાની ચડાઈઓને વ્યાજબી ઠરાવવાનો યત્ન એ વખતના

---

*ખરી રીતે તેમા નિમન તો નહિ પણ ગૂર્જરો ઉલ્લેખ છે અને એમ ન મૂકેશ ... ભિન્નમાળના જ હશે.

એના પક્ષના લેખકોએ કર્યો હોય તો ભલે પણ આરબો, તાર્તરો,
ઈરાનીઓ રજપુતો કે યુરોપીયો કોઇપણ બળવાનોએ કાંઇ પણ
વ્યાજબી કારણ વગર પાડોશના કે દૂરના નબળા લોકો ઉપર ચડાઇઓ
કરીને ઓછો વધુ વિનાશ કર્યાના દાખલાઓથી જગતના ઇતિહાસનાં
પાનાં ભર્યાં છે. વળી બીજા પક્ષના પુરાવા તપાસ્યા વગર હુમલા કર-
નારના પક્ષના આરોપોને અહિં માનવામાં આવ્યા છે. એક ઉલ્લી ટીકા
હિંદુ પુસ્તકોમાંની વાતોને અલબીરૂની કે બીજા ફારસી અરબી પુસ્ત-
કોમાંથી ઉતારવાનો શો ઉપયોગ છે? જ્યારે મૂળ હિંદુ ગ્રન્થો જોઇને
એમાંથી ઉતારા કરી શકાય એમ છે ત્યારે અરબી કે ફારસી લેખકે હિંદુ
કથાઓ વગેરે ઉતારતાં અણસમજથી કરેલી ભુલોને હાલનાં ગુજરાતી પુસ્ત-
કોમાં કાયમ કરવી એ કેવું બેહુદું લાગે છે. આ ઇતિહાસમાંનો નીચેનો
દાખલો જુઓ—

સોમનાથના મંદિરની સ્થાપનાની વાત (પૃ. ૨૨૭) કરતાં,
'દક્ષ નામના એક અર્ધ દેવ હતા. તેને પચાસ પુત્રીઓ હતી જેમાંની
૨૭ નાં લગ્ન ચંદ્ર સાથે થયાં હતાં...ચંદ્રને શાપ દેવામાં આવ્યો આથી
તેને રક્તપિતનો રોગ થયો' આમ લખ્યું છે. જ્યારે પુરાણોમાં દક્ષને
૨૭ કે અઠ્ઠાવીશ પુત્રીઓ હતી અને દક્ષના શાપથી ચંદ્રને ક્ષયરોગ
થયો એમ કહ્યું છે* પણ આવી ઝીણી ભૂલો તો આ પુસ્તકમાં ઘણી
છે. પૃ. ૧૨૧ માં લખ્યું છે કે 'ચાવડા ખાનદાનની એક સન્દર સિંધને
અને બીજી નષ્ટ્રકૂટોને મળતી હતી.' આટલું વિશાળ ચાવડાઓનું
રાજ્ય કોઇ દિવસ હતું જ નહિ. ચાવડાઓનો એક પણ ઉત્કીર્ણ લેખ
મળ્યો નથી. પછી રત્નમાળા ઉપરથી કલ્યાણીનો રાજા પંચાસર ઉપર
ચડી આવ્યો વગેરે કથા ઉતારી છે (પૃ. ૧૨૪-૧૨૫) પણ કલ્યા-
ણની ત્યારે હયાતીજ નહોતી એ ઉપર કહ્યું છે. પછી અરબી સાક્ર-

*ચરકસંહિતામાં રાજયક્ષ્માનો અધ્યાય જુઓ. એમાં અઠ્ઠાવીશ કહેલ છે.
નક્ષત્રો ૨૭ કે ૨૮ ગણ્યા ઉપર આનો આધાર છે. ક્ષય અને રક્તપિત્ત બહુ
જુદા રોગો છે.

નામાઓમાં ગમે તે હોય એ પરદેશીઓ, બૌદ્ધો, જૈનો અને બ્રાહ્મણોને અથવા તેઓના ધર્મચિન્હો કે રીતરિવાજોને ઓળખી શકે નહિ એ સ્વાભાવિક છે પણ ' સિંધ અને ગુજરાતની મોટી આબાદી વલભી કાળથી તે મુસલમાનોના જમાના પર્યંત બૌદ્ધ હતી ' એ કથન (પૃ. ૯૩) આ દેશના સ્પષ્ટ ઐતિહાસિક પુરાવાથી ખોટું છે. પણ વધારે દાખલાઓની જરૂર નથી.

અવલોકન પુરૂં કરતાં એ સ્પષ્ટ કહેવા ઇચ્છું છું કે પ્રો.' મૌલાના અબુઝફર નદવી સાહેબની અરબી, ફારસીમાં વિદ્વત્તા મારા જાણવામાં છે અને એ ભાષાઓમાં જે કાંઈ આપણા ઇતિહાસને ઉપયોગી સામગ્રી હોય તેનો લાભ આવા વિદ્વાન મારફત ગુજરાતી ઇતિહાસરસિક આલમને મળે એ જોવા હું ઇચ્છું છુંજ. એ કારણથી આ ' ગુજરાતના ઇતિહાસ 'ને આવકાર આપું છું. ઉપર દાખલાઓ આપ્યા છે એવી આ દેશની તથા પરદેશી ગ્રન્થોમાંથી આવેલી દંતકથાઓ વગેરે કાચી અવિવેચિત વસ્તુથી આ ઇતિહાસ, ઇતિહાસના એક સાધન જેવો બની ગયો છે એટલું જ મારી ટીકાઓનું તાત્પર્ય છે. અલબત્ત એ રીતે પણ એ કિંમતી છે એ હું સ્વીકારૂં છું.

## સરસ વિદ્યાસાધન

**ગુજરાતના ઐતિહાસિક લેખો.** (પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના) ભાગ ૩જો. સંગ્રહ કરનાર—આચાર્ય ગિરિજાશંકર વલ્લભજી બી. એ., એમ. આર. એસ. એસ. નિવૃત્ત ક્યુરેટર. આર્કીઓલોજિકલ વિભાગ, પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈ. પ્રકાશક શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ નં. ૩૬૫. વિઠ્ઠલભાઈ પટેલ રોડ. મુંબઈ નં. ૪, ઈ. સ. ૧૯૪૨ : કિંમત રૂ. ૬–૦–૦ )

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભા-ગ્રન્થાવલિના ૧૫મા મણકા તરીકે છપાયેલ આ ગ્રન્થ 'ગુજરાતના ઐતિહાસિક લેખો' નો ત્રીજો ભાગ છે. ગુજરાતના ઇતિહાસના સાધન તરીકે અતિશય ઉપયોગી એવા આ ગુજરાતના ઐતિહાસિકલેખોના સંગ્રહનો ઇતિહાસ પણ યાદ કરવા જેવો છે.

સ્વ. રણજિતરામ વાવાભાઈએ ઇ. સ. ૧૯૧૪–૧૫માં પુરાતત્ત્વનાં 'ઇન્ડીઅન એન્ટીક્વેરી,' 'એપિગ્રાફિઆ ઇન્ડિકા' આદિ સામયિકોને ફેંદીફેંદી એમાંથી ગુજરાતના ઉત્કીર્ણ લેખોને ઉતારી લઇ, એ ઉતારાનાં ચાર દળદાર પુસ્તકો બંધાવ્યાં. આ અવલોકનના લેખકને એ ઉતારાનાં પુસ્તકો ઉપયોગ કરવા માટે સ્વર્ગસ્થે સ્નેહથી આપેલાં એ હકીકત અત્યારે યાદ આવે છે. પછી તો એ ગુજરાતપ્રેમી સાક્ષરનો (૧૯૧૭માં) અકસ્માત્ સ્વર્ગવાસ થયો. પરંતુ શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ એ પુસ્તકો શુભાશયથી ખરીદી લીધાં અને છપાવવા માટે પ્રયત્ન કરવા

માંડયો. એટલે ફરતાં ફરતાં એ પુસ્તકો ઇ. સ. ૧૯૨૪માં ભાઇશ્રી ગિરજાશંકર આચાર્ય પાસે આવ્યાં. વચ્ચે, એ કામ ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને સોંપવામાં આવેલું પણ એમનો ચેદેહ કામ આગળ ચાલ્યા પ્હેલાં પડી ગયો (૧૯૨૩); અને કેમ જાણે પુરાતત્ત્વના આ કાર્યને કોઇ ખરાબ ગ્રહ નડતા હોય તેમ શ્રી આચાર્ય કાર્ય માથે લીધીં પછી મંદાગ્નિથી પીડાવા લાગ્યા અને સંગ્રહનું કામ લગભગ પુરું થવા આવેલું ત્યારે અકસ્માત થઇને અસ્થિભંગના વ્યાધિમાં સપડાઈ ગયા. પરિણામે છેક ઇ. સ. ૧૯૩૩માં ઐતિહાસિક લેખોનો પહેલો ભાગ પ્રકાશિત થઇ શકયો.

રણજિતરામભાઇએ ઊતારેલા મૂળ સંગ્રહ અને આ છપાયેલા સંગ્રહ વચ્ચે ઘણું અંતર છે. મૂળ પુસ્તકોને પાસે રાખીને પણ 'ઇં. એન્ટિ.' વગેરે મૂળ સાધનો ઉપરથી જ નવેસરથી ઉતારા કરીને આ સંગ્રહ કરવામાં આવ્યો છે. એ ઉપરાંત પહેલા ઉતારા કર્યાને ઘણાં વર્ષો થવાથી વચગાળામાં જે ઘણા નવા લેખો શોધાયા તથા પ્રગટ થયા તે બધાને પણ આમાં સંગ્રહી શકાયા. આ રીતે સમય ગયો તેનો લાભ મળ્યો.

ઉપરકહ્યા પ્રમાણે ઐતિહાસિક લેખોનો પહેલો સંગ્રહ બાર વર્ષ પહેલાં બહાર પડ્યો ત્યારે એમાં શ્રી આચાર્યે સ્વીકારેલી સંગ્રહપદ્ધતિની ખામીઓ વિષે તથા સંગ્રહની અપૂર્ણતાઓ વિષે ઘણો ઉહાપોહ થયો હતો. પણ એથી લાભ એ થયો કે આડાઅવળા છપાયેલા અને તેથી નજર બહાર રહેલા લેખો સંગ્રહકર્તાના ધ્યાનમાં આવ્યા. પરિણામે બે ભાગમાં આ સંગ્રહ પુરો કરવાની ફાર્બસ સભાની મૂળ યોજના છોડી દેવી પડી. અને વાઘેલા વંશના તથા પ્રકીર્ણ લેખોનો આખો ત્રીજો ભાગ કરવો પડયો. અલબત્ત શ્રી. આચાર્યે ત્રીજા ભાગના પ્રાસ્તાવિક વિવેચનમાં કહ્યું છે તેમ આ ત્રીજા ગ્રન્થમાં 'ઇષ્ટમિત્રોની સલાહ અનુસાર ગુજરાત બહારના પણ ગુજરાતના ઇતિહાસને લગતા હતા તેવા' સાદ લેખો પણ પુરવણીમાં દાખલ થવાથી ગ્રન્થનું કદ ઘણું વધી ગયું. પહેલા ભાગમાં ૧૦૭, બીજામાં ૯૮ અને ત્રીજામાં ૧૧૩ મળી

કુલ ૩૧૮ લેખોનો સંગ્રહ થયો. રાજવંશવાર જોતાં મૌર્ય વંશનો ૧ (અશોકનો ગિરનારનો), ક્ષત્રપના ૧૨, ત્રૈકૂટકના ૨, ગુપ્તનો ૧, વલભી ૯૫, ચાલુક્ય (પાશ્ચાત્ય) ૬, ગૂર્જર ૧૨, રાષ્ટ્રકૂટ ૨૧, ચાલુક્ય (સોલંકી) ૯૩, વાઘેલા ૩૦ અને પરચુરણ ૪૫–એ રીતે લેખો લેવાયા છે. સંગ્રહના વિસ્તારનું માપ આ આંકડાઓ આપશે. બાકી સાચો ખ્યાલ તો આવા ગ્રન્થોનો ઐતિહાસિક કાર્યમાં ઉપયોગ કરવાથી જ આવે. આથી વધારે વીગતવાર અવલોકનની જરૂર નથી છતાં આવા ગ્રન્થના સંગ્રહકારની મુશ્કેલીઓનો ખ્યાલ આવે માટે નીચેની વીગતો નોંધી છે.

ત્રીજા ભાગના પૃ. ૧૦૬ ઉપર ઉતારેલા ખંભાતમાંથી ઉપલબ્ધ શિલાલેખથી વાઘેલાવંશના લેખો પુરા થાય છે. વાઘેલાવંશનો એ છેલ્લો લેખ છે. એ પછીનાં ૧૫૨ પાનામાં પરચુરણ લેખોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આ સંગ્રહની પદ્ધતિ વિષે પણ ટીકાઓ સાંભળી છે. એટલે એ પદ્ધતિને જરા જોઈએ.

પહેલું તો એ કે નં. ૨૨૭ના લેખથી શરૂ થતાં પરચુરણ લેખોના સંગ્રહમાં પૃષ્ઠાંક ચાલુ ન રાખતાં પહેલેથી શરૂ કરેલ છે. પણ નં. ૨૫૭ના લેખ આગળ એ વિભાગ પુરો કરી પછી પુરવણીના લેખોનો નવો વિભાગ શરૂ કર્યો છે. પણ આ વિભાગ શરૂ કરતાં પૃષ્ઠાંક બદલાવેલ નથી —જ્યારે છેલ્લે અનુક્રમણિકાઓના પરિશિષ્ટના પૃષ્ઠાંક પાછા પહેલેથી શરૂ થાય છે.

બીજી આવી જ ગુંચવણ પુરવણીના લેખોના લેખાંકોમાં કેટલાકને લાગે છે. દા. ત. પુરવણીના પહેલા લેખને નં. ૬અ એ રીતે સંખ્યાંક આપેલો છે. એ રુદ્રદામનનો જુનાગઢમાંથી મળેલો ટુંકો લેખ એપિગ્રાફિઆઇન્ડિકા વૉ. ૧૮માં છપાયેલો છે. હવે પહેલા ભાગમાં છપાયેલ ક્ષત્રપ રુદ્રદામનનો લેખ જેને નં. ૬ આપ્યો છે તે પછીનો આ લેખ છે માટે એને નવો નંબર આપતાં નં. ૬ અ એ રીતે નંબર આ-

પેલ છે. પછી ધ્રુવસેન ૧ લાનું એક અપ્રસિદ્ધ ( પહેલો ભાગ છપાયો ત્યા સુધી) 'એપિ. ઇ.' વૉ. ૧૯ માંથી ઉતાર્યું છે તેને નં. ૨૬ જ આપેલ છે, કારણ કે પહેલા ભાગમા એ જ ધ્રુવસેન પહેલાનું વલભી સં. ૫૧૦ નું દાનપત્ર છે અને જેને નં ૨૬ આપેલ છે. એટલે તે પછી આ મુકવાનું. ત્રીજો દાખલો જરા બીજા કારણથી પણ જોવા જેવો છે. શીલાદિત્ય ૩ જાના જેસરના પતરાનો આ દાખલો છે. આ પતરા શીલાદિત્ય ચોથાનાં તામ્રપત્ર તરીકે મનાઇને ૧૯૧૫-૧૬ મા આ. સ વે. મ. રિપોર્ટમા છપાયા હતા અને ઉપરથી ગુ. એ લે. ના પહેલા ભાગમાં નં. ૯૨માં છપાયેલા પણ એ પછી એના ઉપર ઘણી ચર્ચા થઇને છેવટ 'એપિ ઇ' વૉ. ૨૨ મા એ પત્રોવાળા લખાણ ફરી વાર છપાયા અને એની નકલ જે પહેલા વ. ૩૮૭ વંચાયેલી તેને બદલે આ નવા સંસ્કરણમા ૩૫૭ નક્કી થઇ છે. આ સંશોધનને પરિણામે આ પતરા ફરી છાપવાની આવશ્યકતા દેખીતી છે અને ત્રીજા ભાગમા "નં. ૯૨ વિસ્તારપૂર્વક ફરીથી" એ રીતે નોંધ કરીને છાપ્યા છે. આથી વધારે દાખલા નોંધવાની જરૂર નથી પણ જે અનેક લેખો કાળક્રમાનુસાર પહેલા અથવા બીજા ભાગમા છાપવા જોઇતા હતા પણ શરતચુકથી રહી ગયેલા અથવા પછી પ્રગટ થયા અથવા વિશેષ સંશોધનને પરિણામે ફરી છાપવા આવશ્યક લાગ્યા, તે બધા આ પુસ્તકમા છાપ્યા છે

સંખ્યાક અને પૃષ્ઠાંકની ઉપર નોંધી તેવી ગોઠવણીથી ઉપરઉપરથી જોનારને એ ગુંચવણવાળી લાગે પણ અભ્યાસીની દૃષ્ટિથી આરંભમાં આપેલી લેખોની અનુક્રમણિકાની મદદથી તથા છેવટમા આપેલ દેશ, ગામો અને સ્થળોની તથા બીજી વિશેષ નામોની એ બે અનુક્રમણિકાઓ ! મદદથી ઉપયોગ કરનારને વિશેષ મુસ્કેલી જેવું લાગે એમ હું ધારતો નથી.

છેવટમા કહેવાનુ કે આ પુસ્તકો જે કાળે તૈયાર થયા તે કાળ માટે લગભગ સંપૂર્ણ છે. 'લગભગ' કહું છું કારણ કે કોઇક પ્રગટ

થઇ ગયેલો લેખ પણ શરતચુકથી સંગ્રહાતો રહી ગયો હોય એ બનવાજોગ છે. એક દાખલો મને સહેલાઈથી નજરે ચઢ્યો છે. કર્ણ વાઘેલાના વખતનો વિ. સં. ૧૩૫૪નો છંદર બીલોડામાં આવેલા મુરલીધરના મંદિરનો શિલાલેખ જે છેક ઈ. સ. ૧૯૧૦ના "બુદ્ધિપ્રકાશ" માં સ્વ. તનસુખરામ મ. ત્રિપાઠીએ છપાવેલો અને મારા ગુ. મ. રા. ઇતિહાસ (ભા. ૨જો, પૃ. ૪૨૮)માં ઉલ્લેખ્યો છે તે આ સંગ્રહમાં નથી. કદાચ ગુજરાતી ભાષામાં જ પ્રસિદ્ધ થયો હોવાથી રહી ગયો હશે, પણ આવો સંગ્રહ ગમે તેટલો સંપૂર્ણ હોય તો પણ નવી નવી શોધ થતી રહેતી હોવાથી થોડા વખતમાં અપૂર્ણ થઈ જાય એ સ્વાભાવિક છે. અને એ માટે શ્રી આચાર્ય કહે છે કે આ વિષયના દરેક શોખીને જે નવા લેખો પ્રગટ થાય તેને પોતાના સંગ્રહમાં ઉમેરતા રહી પોતપોતાનો સંગ્રહ પૂર્ણ રાખવો; અને એ જ માર્ગ છે.

બીજી વાત એ નોંધવાની છે કે આ વિષયનો અભ્યાસી ન હોય તેણે આ પુસ્તકના ભાષાન્તરમાં જોઇને જ ઐતિહાસિક નિર્ણયો કરવા ન બેસવું. કારણ કે એક જ લેખ નિષ્ણાતને હાથે એક વાર છપાયો હોય છતા બીજી-ત્રીજી વાર પણ બીજા નિષ્ણાતોને હાથે છાપવાની જરૂર પડયાના અનેક દાખલાઓ છે. ઉપર એક પ્રકારણ નોંધ્યો છે, પણ પરસ્પર મેળવીને જે વિવેક કરી શકે એવા અભ્યાસીઓ માટે ત્રણ ભાગના એક સંગ્રહગ્રન્થમાં ગુજરાતને લગતા સેંકડો લેખો મળી શકે છે એ ઘણું સરસ સાધન છે. અને આવું સરસ વિદ્યાસાધન પુરું પાડવા માટે મારા મિત્ર શ્રી. ગિરિજાશંકર આચાર્ય તથા શ્રી ફાર્બસ ગુજરાતી સભા ધન્યવાદને પાત્ર છે.

## ૧૩

### વડોદરાના અગત્યના ઉત્કીર્ણ લેખો

Important Inscriptions from the Baroda State Vol 1–શ્રી. પ્રતાપસિંહ મહારાજ રાજ્યાભિષેક ગ્રન્થમાળા 'મેમોયર' બીજું.

પ્રતાપસિંહ મહારાજ રાજ્યાભિષેક ગ્રન્થમાળાના બીજા મણકા તરીકે વડોદરારાજ્યમાં આવેલા અને એ રાજ્યમાંથી મળી આવેલા અથવા રાજ્યના મ્યુઝિયમમાં બહારથી આવેલા જુના ઉત્કીર્ણ લેખોનો આ સંગ્રહ છે. શ્રી. એ. એસ. ગદ્રેએ પ્રગટ કર્યો છે.

વડોદરારાજ્યમાં જુની શોધખોળનું ખાતું 'આર્કીઓલોજિકલ ડિપાર્ટમેંટ' છે. અને એ રાજ્યના જુદાજુદા ભાગોમાં અનેક શિલાલેખો મળી આવ્યા છે તથા અનેક તામ્રપત્રો પણ મળ્યાં છે. પ્રસ્તાવનામાં કહ્યું છે તેમ ઉપલા ખાતાએ ૨૫૦ ઉત્કીર્ણલેખોની નકલો ઉતારીને એકઠી કરી છે, અને એ લેખોના જુદા ગ્રન્થો બહાર પાડવાનો રાજ્ય તરફથી ઠરાવ થતાં એમાંથી બાર લેખોની ચુંટણી કરીને શ્રી. ગદ્રેએ તેતે લેખ ઉપર, ક્યાંથી મળ્યો, પહેલો કોણે શોધ્યો, આજ સુધીમા કયાંકયા છપાયો, વગેરે નોંધ; લેખનું અક્ષરાન્તર, ભાષાન્તર વગેરે સાથે તથા જુની અશુદ્ધિઓ લાગી તે સુધારીને છાપેલ છે, અને છેવટ સોળ પ્લેટોમાં મૂળલેખોની પ્રતિકૃતિઓ છાપેલ છે.

આ સંગ્રહમાં જુનામાં જુનો લેખ ઇ. સ. ૨૦૦ નો મહાક્ષત્રપ

ગુરુસેનનો મૂળવાસર નામના દ્વારકાથી દસ માઈલ છેટે આવેલા ગામડામાંથી મળેલો શિલાલેખ છે, અને નવામાં નવો વિ. સં. ૧૭૯૨ નો દામાજીરાવ બીજાનો વડોદરાના માંડવી દરવાજાના થાંભલા ઉપરનો શિલાલેખ છે. આ લેખોમાંના ઘણા પહેલાં એકવાર, એક કરતાં વધારે વાર છપાયેલ છે; જ્યારે કોઇક, દાખલા તરીકે, ઇ. સ. ૬૭૬–૭૭ (ગુ. સં. ૩૫૭) નાં શીલાદિત્ય ત્રીજાના વડોદરા રાજ્યના અણુસ્તુ નામના ગામડામાંથી ઇ. સ. ૧૯૩૯ માં શ્રી. ગદ્રેને મળી આવેલ તામ્રપત્રો આ ગ્રન્થમાં પહેલી વાર છપાય છે.

વળી લેખ વડોદરા રાજ્યમાંથી જ મળી આવેલો હોવો જોઇએ એવો નિયમ આ ગ્રન્થ માટે નથી રાખ્યો દેખાતો; કારણ કે શિલાહાર રાજા અપરાજિતદેવનાં શકવર્ષ ૯૧૫ (ઇ. સ. ૯૯૩) નાં કોલાબા જિલ્લાનાં ચીખલપાખાડીમાંથી મળી આવેલાં તામ્રપત્રો જે રૂ. ત્રણસોમાં વડોદરાના મ્યુઝીઅમને વેચવામાં આવ્યાં છે તે પણ વડોદરાના મ્યુઝીઅમમાં છે એ કારણથી છાપવામાં આવ્યાં છે. અલબત્ત, આ તામ્રપત્રો પણ આ ગ્રન્થમાં પહેલી વાર છપાય છે.

ગુજરાતના સોલંકી ઇતિહાસને લગતું પણ એક તામ્રપત્ર આ ગ્રંથમાં છપાયું છે. એ છે મૂળરાજ બીજાનું વિ. સં. ૧૨૩૨ નું બ્રાહ્મણવાડાનું તામ્રપત્ર. મહેસાણા જિલ્લાના ચાણસ્મા તાલુકાના બ્રાહ્મણવાડાગામમાંથી એ મળી આવેલ છે. એ ત્યાંના ચોધરી ડુંગરશી ભાગજી પાસે હતાં અને શ્રી ગદ્રેએ રૂ. પચાસ આપીને વડોદરાના આર્કીઓલૉજીખાતા માટે ખરીદ્યાં છે.

આ તામ્રપત્રની નકલ પાટણના મુનિ પુણ્યવિજયજી પાસે હતી, અને શ્રી કનૈયાલાલ દવેએ બુદ્ધિપ્રકાશના ૧૯૩૮ ના એપ્રિલ–જુન અંકમાં તામ્રપત્રની નકલ સાથે એક લેખ એ ઉપર છપાવ્યો હતો. શ્રી ગદ્રે એ નકલને અશુદ્ધ કહે છે, પણ એ લેખ ઉપરથી મૂળરાજ સં. ૧૨૩૨ ચૈત્ર સુદિ ૧૧ ને દિવસે રાજા હતો અને તેણે રાણી

કર્પુરદેવીના શય્યાગ્રાહક નાગરબ્રાહ્મણ પ્રભાકરને બ્રાહ્મણવાડાગામની અમુક જમીન દાનમા આપી હતી એટલી હકીકત નિર્ભ્રાન્ત છે અને મે બુદ્ધિપ્રકાશનો એ લેખ લઈને મારા મધ્યકાલીન રાજપુત ઇતિહાસના પરિશિષ્ટ ( પૃ ૪૮૮ ) મા નોધ કરી છે

આ તામ્રપત્રના શય્યાગ્રાહક શબ્દોનો શો અર્થ કરવો ? શ્રી ગદ્રેએ શય્યાની સભાળ રાખનાર કંચુકી એવો અર્થ કર્યો છે જ્યારે શ્રી કનૈયાલાલ દવેએ શય્યાનુ દાન લેનાર એવો અર્થ કર્યો છે જે મને વધારે સાચો લાગે છે બીજુ કર્પુરદેવીને મુળ લેખમા अजयपाल दत्तकुलपुत्रिका કહી છે એનો અર્થ શ્રી ગદ્રેએ 'અજયપાલની પત્ની' કર્યો છે, પણ એવો અર્થ શી રીતે થાય ? વળી પુત્રી ન કહેતા કુલપુત્રી કહ્યુ છે એનુ તાત્પર્ય સમઝાતુ નથી, પણ અજયપાલની પત્ની નહિ એ તો સ્પષ્ટ જ છે

આ સગ્રહને આથી વધારે વિગતવાર અવલોકવાની જરૂર નથી પ્રયત્ન ઘણો સારો છે અને આ માળામા વડોદરામા મળવાઈ રહેલા ઇતિહાસોપયોગી ઉત્કીર્ણ લેખોના બીજા સગ્રહો પણ જલદી પ્રગટ થાય એવી આશા રાખીએ છીએ

**પ્રાચીન વિજ્ઞપ્તિપત્રો—**શ્રી પ્રતાપસિહમહારાજ રાજ્યાભિષેક ગ્રન્થમાલા મેમોયર ન ૧ કર્તા જ્ઞાનરત્ન ડૉ હીરાનન્દ શાસ્ત્રી એમ એ એમ. ઓ એલ. ડી લિટ વડોદરારાજ્યના આર્કીઓલોજીના ભૂતપૂર્વ ડાયરેક્ટર અને હિદી સરકારના નિવૃત્ત એપિગ્રાફિસ્ટ ૧૯૪૨, કિ. રૂ ૯-૧૨-૦,

પ્રતાપસિહ મહારાજ રાજ્યાભિષેક ગ્રન્થમાળાનો આ પહેલો મણકો અગ્રેજીમા લખાયો છે, પણ આ દેશના ઇતિહાસના સાધનો મા એ એક અગત્યનો ઉમેરો કરે છે

આ વિજ્ઞપ્તિપત્રો જૈનસમાજની બહાર કદાચ તદન અજ્ઞાત વસ્તુ છે જૈનોમા પણ દિગમ્બર જૈનોમાથી આ વસ્તુ મળી નથી શ્વેતા-

ભંડારોને અને તેમાં પણ શ્રી. પૂજ્ય આચાર્યોનાં વિજ્ઞપ્તિપત્રો જ જે ડૉ. હીરાનન્દ શાસ્ત્રીએ તપાસ્યાં છે તે તો હતાં.

આ પુસ્તકમાં છપાયેલાં વિજ્ઞપ્તિપત્રોનું અવલોકન કર્યા પહેલાં વિજ્ઞપ્તિપત્ર એટલે શું એ ટુંકામાં નોંધવું જોઈએ. ભૂતકાળનાં પોતાનાં પાપોને યાદ કરી તેનો પશ્ચાત્તાપ કરવો, એ પાપોનું ગુરુ કે આચાર્ય આગળ નિવેદન કરવું, પાપો વિષે ક્ષમા માગવી, ગુરુઆદિ બતાવે તે પ્રાયશ્ચિત કરવું વગેરે કલ્પના ઘણાખરા મોટા ધર્મોમાં કોઈને કોઈ રૂપમાં છે. જૈનો પર્યુષણના દિવસોમાં ક્ષમાપના માગે છે એ પ્રસિદ્ધ છે. આ ક્ષમાપના લોકભાષામાં 'ખમતખામણા' જ્યારે દૂર સ્થળે રહેતા ગુરુઆદિ પાસે માગવાની હોય ત્યારે ક્ષમાપના અથવા વિજ્ઞપ્તિપત્ર કહેવાતા પત્રોદ્વારા માગવામાં આવે છે. ટુંકામાં એટલું જ કે પ્રસ્તુત વિજ્ઞપ્તિપત્રોનું મૂળ આ ક્ષમાપનાના રિવાજમાં છે. હવે ક્ષમાપનાનો રિવાજ તો ઘણો જુનો છે અને અમુક જ વર્ગમાં છે એમ નથી. વળી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવસંપ્રદાયના ઇતિહાસમાં એક શ્રીવલ્લભાચાર્યના પુત્ર વિઠ્ઠલનાથજીએ રચેલ વિજ્ઞપ્તિ મળે છે એ જોતાં જૈન અને વૈષ્ણવ પ્રકારોનું મૂળ પ્રાચીનતરૂ અને સામાન્ય હશે એમ માનવું કે વૈષ્ણવઆચાર્ય ઉપર જૈન અસર માનવી એ પ્રશ્ન છે. અને આ વિષયના અભ્યાસની વર્તમાનસ્થિતિમાં એનો ઉત્તર આપવો અશક્ય છે. પણ જે જૈન વિજ્ઞપ્તિઓ આ પુસ્તકમાં છપાયેલ છે તે તો ઇ. સ. ૧૬૧૦થી આરંભી ઈ. સ. ૧૮૬૦ સુધીની છે. કદાચ ઇ. સ. ૧૮૬૦ (વિ. સં. ૧૯૧૬ની છેલ્લી છે. એ કાળ પછી એ રિવાજ બંધ પડ્યો હોવાનો ડૉ. હીરાનન્દ શાસ્ત્રી તર્ક કરે છે. (પૃ. ૬૬): પણ આમાં છપાયેલથી જુના વખતનાં વિજ્ઞપ્તિપત્રો પણ મળ્યાં છે. મુનિ શ્રીજિનવિજયજીસંપાદિત વિજ્ઞપ્તિત્રિવેણી જે સં. ૧૪૮૪માં લખાયેલ છે તેની પ્રસ્તાવનામાં એમણે વિ. સં. ૧૪૬૬નું વિજ્ઞપ્તિપત્ર નોંધ્યું છે. એટલું જ નહિં પણ તેથીય જુના સમયના ૧૩ મી

શતાબ્દીના વિજ્ઞપ્તિપત્રનું એક પાનું તાડપત્રનું એમને મળ્યું છે (પ્ર પૃ, ૮૨)

વળી આ વિજ્ઞપ્તિપત્રોનો રિવાજ કાઠીઆવાડ ગુજરાતમાં ઉત્પન્ન થયો હોય એમ જે વિજ્ઞપ્તિપત્રો જોવામાં આવ્યા છે તે ઉપરથી ધારવામાં આવે છે

આ વિજ્ઞપ્તિપત્રો પણ કરી જુદા જુદા ગચ્છનાયક આચાર્યોને તેઓ જ્યાં હોય ત્યાં બીજા સ્થળના સંઘ તરફથી પોતાને ત્યાં ચાતુર્માસ કરવા માટે વિનતીપત્ર તરીકે મોકલવામાં આવતા આમાંના કેટલાક પત્રો બહુ લાંબા[1] કાઈવાર તો ખંડ કાવ્યોવાળા ઘણું ધાર્મિક લખાણ સમાવતા તથા અન્ય ચિત્રોવાળા પણ મળી આવે છે

વિનયવિજયે સુરતમાં રહેતા પોતાના ગુરુને લખેલી વિજ્ઞપ્તિ મેઘદૂતના અનુકરણમાં ઈન્દુદૂત નામના ખંડ કાવ્યરૂપે છે[2] અને તેમાં લેખક જોધપુરમાં રહેતા હોવાથી જોધપુરથી સુરત સુધીના માર્ગનું યથાર્થ વર્ણન કરેલું છે ખુબી તો એ છે કે હાલનો રેલ્વે રસ્તો ને આ ઇન્દુદૂતમાં કહેલો રસ્તો લગભગ એક છે જોધપુરથી ઝાલોર, શીરોહી, આબુપહાડ અને તેના પ્રખ્યાત વસ્તુપાળ મંદિરો, સિદ્ધપુર, અમદાવાદ વડોદરા ભરૂચ અને સુરત—આ ક્રમમાં વર્ણવેલ એ ગ્રન્થમાં છે ઇન્દુદૂત જેવું એક ચેતોદૂત પણ છે વળી એક મેઘદૂતસમસ્યાલેખ નામનું કાવ્યપત્ર છે જેમાં ઉપલા ત્રણે પદો પોતાના અને ચોથું મેઘદૂતમાંથી લીધેલું છે બન્ને છપાઈ ગયા છે (જૈન આ સભા)

પણ આ વિજ્ઞપ્તિપત્રોની વિશેષતાઓનું વર્ણન કરવા જતા આ અવલોકન બહુ લાંબુ થઈ જવાનો ભય છે એટલે આ પુસ્તકમાં

---

[1] ૧૦૮ હાથ લાંબા પત્રનો દાખલો છે (જુઓ પૃ ૬) આ લાંબા પત્રનું ફીંડલું વળવામાં આવતું

[2] આ ઈન્દુદૂત કાવ્યમાળામાં છપાઈ ગયું છે

છપાયેલાં પત્રોમાંથી ઐતિહાસિક દૃષ્ટિએ અને કળાની દૃષ્ટિએ જે વિજ્ઞપ્તિપત્ર સૌથી વધારે કીમતી છે તેનું જ ટુંકામાં અવલોકન કરી લેવું યોગ્ય છે.

જૈનોની લાગણીનો વિચાર કરીને પર્યુષણપર્વમાં, પશુઓની હિંસાની મના કરતા, અને હિંસાને ગુન્હો ગણાવતા મુગલ શહેનશાહ જહાંગીરના ફરમાન સાથે સંબંધવાળું હોઇને આ વિજ્ઞપ્તિપત્ર મૂલ્યવાન છે. શહેનશાહ અકબરની ઉદાર રાજ્યનીતિ પ્રખ્યાત છે. જુદાજુદા ધર્મના આચાર્યોના પરિચયમાં આવવાનું અકબરનું વલણ પણ પ્રસિદ્ધ છે. અને જૈન વિદ્વાન આચાર્યોની અસર નીચે અકબરે ઇ. સ. ૧૫૮૩ માં પર્યુષણપર્વમાં હિંસા કરનારને દેહાન્તદંડ પર્યંત સજાને પાત્ર ગુન્હો ઠગવ્યો હતો. પણ જહાંગીરે ગાદીએ બેસીને એ ફરમાન રદ કર્યું એટલે જૈનોનું એક શિષ્ટમંડળ જહાંગીર પાસે ગયું અને પર્યુષણપર્વમાં હિંસાબંધીનું નવું ફરમાન ઇ. સ. ૧૬૧૦માં મેળવ્યું. આ ફરમાનને લગતું વિજ્ઞપ્તિપત્ર મુનિ હંસવિજયના સંગ્રહમાં હતું અને પાટણના મુનિ પુણ્યવિજય પાસે હાલમાં છે. આ પુસ્તકના કર્તા ડૉ. હીરાનન્દ શાસ્ત્રીએ વિજ્ઞપ્તિના ફોટો લઇને આ મૂળ લખાણ તથા પુણ્યવિજયજીએ કરેલા મૂળ મારવાડીના ગુજરાતી ભાષાન્તર ઉપરથી કરેલું અંગ્રેજી ભાષાન્તર છાપ્યું છે.

જૈનધર્મની કેટલી બધી વાતો આ વિજ્ઞપ્તિપત્રમાં સમાવવામાં આવી છે એ જોવા માટે તો એ પુસ્તકમાં એ પત્ર જ જિજ્ઞાસુએ જોવું, પણ એની અંદરનાં ચિત્રો વિષે બે શબ્દો લખ્યા વગર નહિ ચાલે.

આ વિજ્ઞપ્તિપત્રમાંનાં ચિત્રો શહેનશાહ અકબર અને જહાંગીરના પ્રખ્યાત ચિત્રકાર શાલિવાહનનાં દોરેલાં છે. એ જ ચિત્રકારે શાલીભદ્ર મહામુનિચરિત નામના જૈનગ્રન્થમાં પણ ચિત્રો દોરેલાં છે. આ ચિત્રકાર અમલ વસ્તુઓ તથા માણસોની આબાદ છબી ચીતરવા માટે કુશળ ગણાતા મુગલ સમયના સારા ચિત્રકારોમાંના એક છે.

વધારે વિગતથી આ વિજ્ઞપ્તિપત્રને જોઈએ તો એ બે ભાગમાં છે. ઉપલા ભાગમાં ચિત્રો છે અને નીચલા ભાગમા લખાણ છે. વિજ્ઞપ્તિપત્રને મથાળે શહેનશાહ જહાંગીર અને કુમાર ખુર્રમના ચિત્રો છે. જહાંગીરના બીજાં સમકાલીન ચિત્રો જળવાઈ રહ્યા છે અને છપાયાં છે તે સાથે સરખાવવાથી શાલીવાહને આ ચિત્રમા પોતાના પાત્રને આબાદ દેખાડવામા કેટલી સફળતા મેળવી છે તે જોઈ શકાશે જહાંગીરને જરૂખામા હાથમા દારૂની પ્યાલી લઈને બેઠેલો ચિતર્યો છે અને તેના ઉપર લખ્યું છે કે—

जहांगीरपातिहि आम सॉम कइ
ख़ुरोखइ बइठा इह प्याला पेस कसिकिया ॥

બાદશાહની પાછળ ચામરધારી ઊભો છે પછી રાજા રામદાસને લોકોને શાહી ફરમાન બતાવતા ચિતર્યા છે પછી પં શ્રીવિવેકહર્ષ, મીર્ઝા જાઇલ્લા, શેખ ફરીદ વગેરેના ચિત્રો છે એ વિષે પત્રમાં લખ્યુ છે કે—

राजा श्री रामदास जहांगिरी फरमान दिखाइ छइ पजुसणकी अमार की अर्ज करई छइ, पण्डित श्री विवकहर्ष ढढारका हुक्म दिया, मिजा जाइल्हा शेख फरीद अब्दुल आगातुर कोटवाल कमाल दरवन, जयमल, पत्ता, बाजार, बडा बाजार

ચિત્રના બીજા ભાગમા જૈનસાધુઓના ચિત્રો છે જેમા ગુરૂશ્રી વિજયસેનસૂરિને શાહી ફરમાન બતાવવામા આવે છે આ ચિત્રના અન્તે લખ્યુ છે કે—

भट्टारक श्री विजयसेनसूरि बखान कइ छइ पडित विवेकहर्ष फरमाने पेरावसि करइ छइ प उदयहर्ष

स. १६६७ मीती कारती सुदी २ सुभ दिन सोमवार सुभमवन. लो. सीक दुसापुर.

વધારે વિગતથી આ વિજ્ઞપ્તિપત્રને અવલોકી શકાય એમ નથી પણ આટલાથી આનું મૂલ્ય ધ્યાનમા આવશે. આ પુસ્તકમા અ વાં કેટલાક જુદાજુદા સમયના વિજ્ઞપ્તિપત્રો તથા એના ચિત્રો આપ્યા છે.

સોળમા શતકનું ઉપર કહેલું પત્ર છે. પછી એક ૧૭મા શતકનું ત્રુટિત, પછી ત્રણ વિક્રમના અઢારમા શતકનાં, પછી દસ વિક્રમના ૧૯મા શતકનાં અને છેલ્લાં બેમાં એક સં. ૧૯૦૩નું અને બીજું સં. ૧૯૧૨નું. આ ઉપરાંત બે તારીખ વગરનાં ફીંડલાં અને છેલ્લું સં. ૧૯૬૬નું વડોદરાના ઓરીએન્ટલ ઇન્સ્ટિટ્યુટનું.

ડૉ. હીરાનન્દ શાસ્ત્રીએ આ વિજ્ઞપ્તિપત્રની ઉપયોગિતાને ધ્યાનમાં લઈ એને પ્રગટ કરતાં ઘણી મહેનત લીધી છે. અને આગલાં પ્રકરણોમાં વિજ્ઞપ્તિપત્રોને લગતા નજીકના અને દૂરના વિવિધ પ્રશ્નોની વિગતવાર ચર્ચા કરી છે, દા. ત. વિજ્ઞપ્તિપત્રો પણ એક પ્રકારનાં પત્રો હોવાથી જુના વખતમાં કોઇ પણ પત્રમાં શું શું હોવું જોઇએ એ સંબંધી પત્રકૌમુદી જેવા ગ્રન્થમાંથી સુચનાઓ ઊતારી છે. વૃદ્ધોના પત્રોમાં આ સુચનાઓનું લગભગ અક્ષરશઃ અનુકરણ થતું અને હજી કેટલુંક થાય છે. આ પત્રો કેવી રીતે લઇ જવામાં આવતાં, વગેરે વર્ણન પણ વાંચવા જેવું છે.

છેવટ આ વિજ્ઞપ્તિપત્રોની ઉપયોગિતા વિષે ડૉ. હીરાનન્દ શાસ્ત્રી કહે છે કે 'આ પત્રોમાં આવતાં સ્થળોનાં વર્ણનો, તે વખતના રાજ્યકર્તાનો નામોલ્લેખ તથા સ્થાનિક બનાવોની નોંધ આ પત્રોને સ્થાનિક ઇતિહાસના ઉકેલમાં ખાસ મૂલ્યવાન બનાવે છે. તેતે સ્થાનની કળાઓ, ધંધાઓ અને ઉદ્યોગો વિષે કંઈક માહિતી આપે છે. પત્રોમાંનાં ચિત્રો ચિત્રકળાના ઇતિહાસ માટે કીમતી સામગ્રી પુરી પાડે છે. અને ધાર્મિક રિવાજોના અભ્યાસમાં અને સ્થાનિક બોલીઓના· ચતા તુલનાત્મક ભાષાશાસ્ત્રના અભ્યાસમાં સહાયક થાય છે.

ડૉ. હીરાનન્દ શાસ્ત્રીએ જો કે વડોદરાની સેવા છોડી છે પણ આ વિદ્યાની સેવા નથી છોડી એટલે એમને અભિનંદન આપવા સાથે જ્યાં હવે ગયા છે ત્યાંથી એમની વિદ્યાસેવાના આથી પણ સરસ દાખલાઓ એમની·તથા વડોદરારાજ્યની આ માળામાં આવા જ મણકાઓ પ્રસિદ્ધ થયા કરવાની આશા રાખીએ છીએ.

## ૬૮

# અમર મન્દિર સોમનાથ

( SOMNATH THE SHRINE ETERNAL )

**સો**મનાથના મન્દિરનો પુનરુદ્ધાર અને નવા મન્દિરમાં નવા શિવલિંગની પ્રતિષ્ઠાની કલ્પના કેવી રીતે જન્મી અને કેમ ફુલીફાલી તેનું નાટ્યાત્મક મનમ વર્ણન શ્રી ક. મા. મુનશીએ કર્યું છે. જુનાગઢના નવાબે પાકીસ્તાન સાથે જોડાવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો અને તેના વિરોધમાં 'આરઝી હકુમતની સ્થાપના થઈ અને એ હકુમતે કંઈક પરાક્રમો વહેતા મુકયા વગેરે વાતો હવે ઇતિહાસનો વિષય બની છે અને એ ઇતિહાસના પાના ઉથલાવતા ઈ. સ. ૧૯૪૭ના ઓકટોબરના છેલ્લા અઠવાડીઆમાં જ્યારે આરઝી હકુમતના સ્વયંસેવક દળો જુનાગઢ રાજ્યમાં ચારે કોર ઘુમતા દેખાય છે ત્યારે જુનાગઢના નવાબ સાહેબ પોતાનું ઝવેરાત, પોતાની બેગમો અને પોતાના કુતરાઓને લઈને પાકીસ્તાન તરફ નાસી જાય છે અને જુનાગઢ રાજ્યનું તંત્ર જેમ ચાલે તેમ ચલાવવા પોતાના મુખ્ય દીવાન સર શાહનવાઝ ભુતોને સોંપી જાય છે અને મૂળ પાકીસ્તાન નિવાસી દીવાન ભૂતો એ વખતના સૌરાષ્ટ્ર પ્રદેશના ભારત સરકાર તરફના લશ્કરી વડા અધિકારી (Regional Commissioner) શ્રી બુચને એક પત્ર લખીને કહે છે કે 'લોકોનું લોહી ન રેડાય, તેઓની મીલકતનો નાશ ન થાય, હિજરતગતિ અટકે અને રાજ્યવંશ જળવાઈ રહે એ હેતુથી,

જુનાગઢ રાજ્યની કાઉન્સીલના વડા સભ્ય કેપ્ટન હાર્વે જોન્સે શ્રી. શામળદાસ ગાંધી સાથે ચર્ચા કર્યા પછી જે દરખાસ્તો આપેલી હતી તેનો વિચાર કર્યા પછી જાહેર પ્રજાનો મત લઈને ભારત સરકારના પ્રાદેશિક વડા અધિકારીને રાજ્યની હકુમત સોંપી દેવાનો અમે નિર્ણય કર્યો છે અમે એ રીતે લૉર્ડ માઉન્ટબેટન, મહાત્માજી, વડા પ્રધાન અને ઉપવડા પ્રધાન સહુને તારથી ખબર આપ્યા છે અને તમે આ વિજ્ઞપ્તિનો સ્વીકાર કરશો એવી આશા છે' શ્રી મુનશી લખે છે કે 'સરદાર વલ્લભભાઈ પટેલ અને હું એમના ઘરમાં દીલ્હીમાં હતે એવા હતા ત્યાં મુંબઈનો ટેલીફોનથી સંદેશો આવ્યો કે 'જુનાગઢના દીવાને ભારતીય સૈન્યને જુનાગઢ આવવાનું આમંત્રણ આપ્યું છે' સરદાર વલ્લભભાઈએ ટેલીફોન સંદેશો પુરો કરીને મુકી દીધો ત્યારે એમનો ચહેરો ઝળકી ઉઠ્યો અને તેઓએ સંદેશો શું હતો તે મને કહ્યું અને પોતે હસી પડ્યા મારા મનની સ્થિતિ ને નીચેના શબ્દોમા દર્શાવી 'ત્યારે આ તો જય સોમનાથ થયું ' અને સરદાર હસ્યા

આ પછી બીજે મહિને દીવાળીને દિવસે ૧૯૪૭ના નવેમ્બરની બારમી તારીખે સરદાર જામસાહેબ અને કાકાસાહેબ ગાડગીલ સાથે જુનાગઢ ગયા હતા અને ત્યાંથી તેઓ સોમનાથ ગયા સોમનાથના જે બન્યું તેની વાત જામસાહેબે શ્રી મુનશીને કહી અને તેઓએ પોતાના પુસ્તક Souvenir મા એ વાત નીચે પ્રમાણે ઉતારી છે 'અમે પગથિયા ઉતરી દરિયામા ગયા પછી સરદારે સમુદ્રમાથી થોડુ પાણી પોતાના હાથમા લીધુ અને મને (જામસાહેબને) કહ્યુ કે 'મારી મહત્વાકાંક્ષા પુરી થઈ છે' પછી અમે મુગામુગા પગથિયા ચઢ્યા અને મંદિરમા પેઠા ત્યારે મે જોયુ કે સરદારના ચહેરા ઉપરથી બધી ચિંતા અદ્રશ્ય થઈ ગઈ છે અને ચહેરા ઉપર નવી આભા ચળકે છે હવે કાકાસાહેબ આ બનાવનુ વર્ણન કરતા લખે છે કે પછી અમે જુનાગઢ ગયા જુનાગઢથી વેરાવળ ગયા અને સં ૨૦૦૪ની કાર્તિક સુદિ એકમે નવા વર્ષને પહેલે દિવસે સ

અમે સોમનાથ ગયા અમે મંદિર (ખંડેર) જોયું. પછી અમે દરિયા કાંઠે ટહેલતા હતા ત્યાં મેં સરદારને કહ્યું 'હું ધારું છું કે ભારત સરકારે આ મંદિરનો પુનરુદ્ધાર કરવો જોઇએ' સરદારે કહ્યું 'ઠીક, શરૂ કરો' પછી અમે બે અને જામસાહેબ પાછા મંદિરમાં આવ્યા અને ત્યાં લગભગ પાંચસો માણસની હાજરીમાં મેં જાહેર કર્યું કે 'ભારતની સરકારે આ મંદિરનો પુનરુદ્ધાર કરવાનો તથા દેવની પુનઃ પ્રતિષ્ઠા કરવાનો નિશ્ચય કર્યો છે. આ સરકાર વિનાશ કરવા નહિ પણ સંપૂર્ણ કરવા આવી છે. રચનાનો સમય આવી પહોંચ્યો છે. આ પછી તરતજ જામસાહેબે પોતાના તરફથી આ પુનરુદ્ધારના કામમાં રૂ. એક લાખનું દાન જાહેર કર્યું. પંદર મિનિટ પછી અહલ્યા બાઇએ બંધાવેલા સોમનાથ મંદિરમાં જાહેર સભા ભરવામાં આવી જેમાં સરદારે પોતાના ભાષણમાં કહ્યું કે 'આજના નવા વર્ષના મંગલ દિવસે આપણે નિશ્ચય કર્યો છે કે સોમનાથનો પુનરુદ્ધાર થવો જોઇએ. સૌરાષ્ટ્રના તમે લોકોએ તમારાથી બનતું ઉત્તમ કાર્ય કરી બતાવવું જોઇએ. આ તો પવિત્ર કાર્ય છે. તેમાં સૌએ ભાગ લેવો જોઇએ' પહેલાં કહ્યું તેમ જામ સાહેબે પોતાના તરફથી રૂ. એક લાખનું દાન જાહેર કર્યું હતું અને જુનાગઢની હકુમતના પ્રતિનિધિ તરીકે શામળદાસ ગાંધીએ રૂ. ૫૧ હજાર જાહેર કર્યા (સોમેનાથ પ્ર. ૧૬ પૃ. ૪૬-૪૭) આગળ ચાલતા શ્રી મુનશી લખે છે કે ભારત સરકારે બધો વિચાર કર્યા પછી જુના ખંડેરને પાડી નાખી એ સ્થાને નવું મંદિર બાંધવાની યોજનાને અનુમતિ આપી પણ એ સાથે જ ઠરાવ કર્યો કે ભારત સરકાર આ પુનરુદ્ધારના કાર્યમાં કોઈ જાતનો આર્થિક ફાળો ન આપવો. છેવટ ૧૯૪૯ના જાન્યુઆરીની ૨૩મીએ જામનગરમાં મળેલી જામસાહેબ, સરદાર વલ્લભભાઈ, ગાડગીલ, સૌરાષ્ટ્રના વડા પ્રધાન ઉછરંગરાય ઢેબર અને જુનાગઢના એડમીનીસ્ટ્રેટર શામળદાસ ગાંધી એટલાની સમિતિમાં ઠરાવ થયો કે આ સોમનાથ પુનરુદ્ધારના માટે એક ટ્રસ્ટ કરવું જેમાં બે દાતાના પ્રતિનિધિઓ, બે પ્રસિદ્ધ જાહેર પુરુષો

અને બબ્બે સૌરાષ્ટ્રના તથા ભારત સરકારના પ્રતિનિધિઓ રહે. આ ટ્રસ્ટના ઉદ્દેશો તરીકે સોમનાથ મંદિરનો પુનરુદ્ધાર, દેહોત્સર્ગનું નવીકરણ અને અખિલ ભારતીય સંસ્કૃત યુનિવર્સિટી એ ત્રણ મુખ્ય રાખીને ટ્રસ્ટ ડીડ કરવાનું શ્રી. મુનશી કહે છે કે મને સોંપવામાં આવ્યું. અહિં કહેવું જોઈએ કે આ અખિલભારતીય સંસ્કૃત યુનિવર્સિટીનો વિચાર જ શ્રી. મુનશીનો પોતાનો. અલબત્ત સરદારે એને સંમતિ આપી.

જામસાહેબે સોમનાથના પુનરુદ્ધારના કાર્ય માટે જે રૂ. એક લાખ સરદારને આપેલા તે સરદારે જામસાહેબને પાછા આપી એ રકમ સોમનાથ ફંડમાં દાન તરીકે આપવા સુચવ્યું અને એ આરંભમાંથી ૧૯૪૯ની આખર સુધીમાં રૂ. પચીસ લાખ થયા અને તેનું ટ્રસ્ટ થયું. આ ટ્રસ્ટથી સોમનાથનો પુનરુદ્ધાર થયો અને ૧૯૫૧ના મે માસની ૧૧ મી તારીખે, સંવત ૨૦૦૭ના વૈશાખ સુદિ ૫ ને દિવસે સૌરાષ્ટ્રમાં સોમનાથના નવા મંદિરમાં રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુને હાથે લિંગ પ્રતિષ્ઠામહોત્સવ ઉજવાયો. એ લિંગ પ્રતિષ્ઠાપન વિધિના શુભ પ્રસંગે ભારત સરકારના હાલમાં અન્નપ્રધાન અને 'જયસોમનાથ' નવલકથાના લેખક શ્રીયુત કનૈયાલાલ મા. મુનશીએ જુના સોમનાથના અવશેષોના અનેક ફોટોગ્રાફો, સોમનાથના નવનિર્માણના મુખ્ય વિધાયકોના ફોટોગ્રાફો તથા બીજા અલંકરણોથી સુશોભિત પુસ્તક જેને અંગ્રેજીમાં Souvenir કહે છે તે પ્રસિદ્ધ કર્યું છે. સૌરાષ્ટ્રના સોમનાથમાં જેને જેને રસ હોય તેણે તેણે આ પુસ્તક અવશ્ય જોવા જેવું છે. તત્કાલીન છાપાંઓમાં છપાયેલા હેવાલો વાંચીને સોમનાથના આ પુનરુદ્ધારનો વિચાર કોના મનમાં કેવી રીતે ઉદ્‌ભવ્યો, એની પ્રગતિ શી રીતે થઈ, આ પુનરુદ્ધાર કોને હાથે થાય છે, ભૂતકાળમાં સોમનાથનો જીર્ણોદ્ધાર ક્યારે અને કેટલીવાર થયો છે વગેરે, વર્તમાનની વ્યાવહારિક તથા ભૂતકાળની ઐતિહાસિક હકીકતો જાણવા માટે આ પુસ્તક ઉત્તમ સાધન છે. શ્રી. મુનશીના બધા ઐતિહાસિક નિર્ણયો માન્ય હોવાની

જરૂર નથી. ઐતિહાસિક ક્ષેત્ર તો અનેક પ્રમાણિક મતભેદોને સમાવી શકે એટલું વિશાળ છે.

શ્રી. મુનશીના આ સુશોભિત પુસ્તકનું સંક્ષેપમાં પણ અવલોકન કરવા પ્રવૃત્ત થયો છું તે દ્વિવિધ પ્રયોજનથી એક તો સોમનાથના પુનરુદ્ધાર સબંધી ઘણી ખોટી વાતો પ્રચલિત થઇ છે તેની સામે નિશ્ચિત હકીકતોનો પ્રચાર થાય એ ઇષ્ટ છે અને બીજું સોમનાથ અને શૈવધર્મના ઇતિહાસ વિષે મેં પહેલા 'ગુજરાતના તીર્થસ્થાનો'માં તથા 'શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ' (૧૯૩૬) માં જે ઐતિહાસિક નિર્ણયો નોંધ્યા છે તેમાં સોમનાથ પાસેના ખોદકામથી કાંઈ નવી માહિતી મળવાને પરિણામે મારા વિચારોમાં જો કાંઈ પરિવર્તન કરવા જેવું દેખાય તો તે અને મતભેદ હોય તો તે નોંધી મારી ઐતિહાસિક વિચારણા સ્પષ્ટ કરવી

શિવપૂજાની પ્રાચીનતા—પ્રાગૈતિહાસિક સિન્ધુ સંસ્કૃતિના કાળમાં પે કોઇક પ્રકારની શિવપૂજાનું અસ્તિત્વ, તીર્થસ્થાન તરીકે મહાભારતમાં પ્રભાસની ખ્યાતિ, શિવભક્તિ સાથે પ્રાચીન કાળથી યોગ, મંત્ર વિદ્યા તાન્ત્રિક ક્રિયાઓ, સોમ વિદ્યા વગેરેનો પ્રચાર અને એ બધું છતાં વેદાંતીઓએ શિવને બ્રહ્મનું નામાન્તર ગણીને—

मनोबुद्ध्यहङ्कारचित्तानि नाहं
नच श्रोत्रजिह्वे नच घ्राणनेत्रे
नच व्योमभूमिर्न तेजो न वायु
श्चिदानन्दरूप शिवोऽहम् शिवोऽहम् ॥

એવા સ્તોત્રો રચ્યા છે જોકે એ જ રીતે વિષ્ણુ નામથી બ્રહ્મ વિચાર કરનારા સ્તોત્રો પણ વેદાન્તીઓએ રચ્યા છે દા. ત. સ્તોત્રો **ભક્ત્યા વિષ્ણુ મનાદિમ્** એ રીતે શરૂ થતું સ્તોત્ર જુઓ. એક કાળે સોમનાથ માશુપત આચાર્યોનું માનીતું સ્થાન હતું. ગુજરાતના ઇતિહાસના સોલંકી સમયમાં સોમનાથના મંદિરે સમગ્ર ભારતમાં એક

મોટા તીર્થસ્થાનની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી, આ પ્રતિષ્ઠાથી આકર્ષાઈ, મહમુદ ગઝનીએ ઈ. સ. ૧૦૨૫ માં સોમનાથ ઉપર ચઢાઈ કરી, એ ભવ્ય મંદિર તોડયું, પછી એનો બીમદેવે થોડાં વર્ષની અંદર જીર્ણોદ્ધાર કર્યો અને પછી તો સોમનાથનું મંદિર મુસ્લીમોને હાથે વારંવાર તુટયું અને વારંવાર એનો શિવભક્તોને હાથે જીર્ણોદ્ધાર થયો. પણ છેલ્લું એને ઔરંગઝેબ બાદશાહે ૧૬૬૯ માં તોડયું અને મીરાત એ. અહમદીના કથન પ્રમાણે ૧૭૦૬ માં એ મંદિરમાં મસીદ બનાવી એટલે તો એ સ્થાનને હિંદુઓએ નિરૂપાયે છોડી દીધું અને ૧૭૭૩ માં અહલ્યા બાઇએ થોડે છેટે જે નાનું મંદિર છે તે બાંધ્યું.

સોમનાથની પુજાનો આ ઇતિહાસ વર્ણવતાં શ્રી. મુનશી તો કહે છે કે પ્રભાસમાં સોમનાથનું પહેલું મંદિર ઇસ્વીસનના આરંભની આસપાસમાં બંધાયું હશે. (જુઓ સોવેનર પૃ. ૧૨) પણ આ તર્ક માટે આધાર તરીકે પાશુપતમતના આદ્યપ્રવર્તક લકુલીશ પહેલાં સોમશર્મા નામના શિવના અવતારરૂપ આચાર્ય થઈ ગયા. જે પ્રભાસમાં આવીને રહેલા, એવું પુરાણોમાં વર્ણન છે તે તથા ક્ષત્રપો અને ભારશિવ રાજાઓ શિવભક્ત હતા એટલું જ દર્શાવ્યું છે. પણ પ્રભાસમાં એટલા જુના કાળમાં શિવમંદિર બંધાયું હોવાના પુરાવા તરીકે આ આધાર ઘણો નબળો છે.

મેં મારા શૈવધર્મના ઇતિહાસમાં નોંધ્યું છે (પૃ. ૬૯) તેમ પુરાણોમાં, શિવના અઠ્ઠાવીશ અવતારો ગણ્યા છે. પણ આ દેશના મહાન પુરાવિદ્યાવિદ રા. ગો. ભાંડારકર પેઠે છેલ્લા લકુલીશ સિવાયના આગલા સત્તાવીશ અવતારોને મેં તો પૌરાણિક જ માન્યા છે અને છેલ્લા લકુલીશને એકને જ ઐતિહાસિક વ્યક્તિ માન્યા છે. શૈવસ્થાનોમાંથી મળેલા અનેક ઉત્કીર્ણ લેખોમાંથી તથા શાંકર ભાષ્ય જેવા તટસ્થ સંસ્કૃત સાહિત્યમાંથી પણ લકુલીશ જ પાશુપતમતના પહેલા સ્થાપક હોય એમ જણાય છે (જુઓ મારો શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૭૪ થી ૭૯). અલબત્ત લકુલીશના જન્મ પહેલાં કોઇક પ્રકારની શિવ-

ભક્તિ આ દેશમાં પ્રચલિત હશે. પણ પ્રભાસમાં શિવમંદિર હોવા વિષે ચોક્કસ ગણાય એવો પુરાવો નથી. શ્રી. મુનશી પણ સ્વીકારે છે (એજન) કે ગુપ્તકાળનો પણ કોઈ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી.[૧] હવે મોહેનજોડેરો-માંથી લિંગપુજા, પશુપુજા અને પશુપતિ પુજાની સુચક ગણાય એવી જે નિશાનીઓ મળી છે તે સિન્ધુસંસ્કૃતિ વાળી પ્રજામાં જેમ ગ્રીસ, રોમ, ઈજીપ્ત, અરબસ્તાન વગેરે દેશોમાં અતિ જુના કાળમાં લિંગ-પુજા હતી ( Phallus worship ) તેમ હતી, એટલું જ સાબીત કરે છે પણ વૈદિક આર્યો આ લિંગપુજક લોકોને પોતાના શત્રુ ગણતા હતા ( જુઓ એજન પૃ. ૩૫ ) પણ પાછળથી વૈદિક આર્યોએ આ બધા પ્રાચીન લોકોને પોતામાં સમાવી લીધા ત્યારે તેઓના દેવોને પણ પોતામાં સમાવી લેતા રૂદ્ર અને અગ્નિની એકતા સ્થાપી લિંગ-પુજાનાં જળાધારી વગેરે અંગોને વેદિ, અગ્નિ તેની જ્વાલા તેનો ધુમ વગેરેના પ્રતીક તરીકે સ્વીકાર્યા. આ બાબતમાં આચાર્ય આનંદશંકર ધ્રુવે ( વસંત આશ્વિન ૧૯૭૯ તથા દિગ્દર્શન પૃ. ૪૦૦–૪૦૧ માં ) વૈદિક અને બ્રાહ્મણ વચનોને આધારે કરેલી ચર્ચા જોવા જેવી છે. પણ સોમનાથ સંબંધી વિચારમાં આ લિંગપુજા ચર્ચા પ્રસ્તુત નથી. લિંગ-પુજાનું મુળ ગમે તે હોય પણ આર્યોએ તો બ્રહ્મા વિષ્ણુ મહેશ એ ત્રિમૂર્તિમાંની મહેશમૂર્તિનું પ્રતીક માનીને એની સ્તુતિ પુજા હજારો વર્ષથી કરી છે. અસ્તુ.

## સોમનાથમાં થયેલું ખોદકામ

સોમનાથમાં શ્રી મુનશીની જ સુચનાથી ભારત સરકારના આર્કી-ઓલોજી ખાતા તરફથી જુના મંદિરને તોડી પાડયા પહેલાં ૧૯૫૦

૧ ગુપ્તો વૈષ્ણવ હોવાથી પ્રભાસનું શિવમંદિર અંધારામાં રહ્યું હશે એવો શ્રી. મુનશીનો તર્ક પણ પાયા વગરનો છે. કારણ કે; ગુપ્ત રાજાઓના મંત્રી-ઓના, તથા બીજાઓના શિવપુજાના ગુપ્તકાલીન ઉત્કીર્ણ લેખો બીજે સ્થળેથી મળ્યા છે ( મારો હ્રૌ. સં. ઈ. પૃ. ૪૮, ૪૯ ).

સપ્ટેમ્બર–ઓક્ટોબર મહિનાઓમાં એ સ્થળે વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર ખોદકામ કરવામાં આવ્યું હતું અને એ ખાતાના નિષ્ણાત અધિકારી જેમની દેખરેખ નીચે ખોદકામ થયું તે શ્રી બી કે થાપરે આ સોવેનરના ત્રીજા ચોથા ભાગમાં સોમનાથના ખોદકામનો ઇતિહાસ તથા એ મંદિરનો ઇતિહાસ એક પછી એક થયેલા જીર્ણોદ્ધાર સાથે આ ખોદકામથી જેવો શ્રી થાપરને જણાયો તેવો તેણે ખોદકામના પુષ્કળ ફોટોગ્રાફો સાથે વર્ણવ્યો છે અહિં શ્રી થાપરના ઐતિહાસિક નિર્ણયો ટુંકામાં ઉતારૂં છું તેઓ ખરૂં જ કહે છે કે પૌરાણિક કથાઓમાંથી સોમનાથનો સંપૂર્ણ ઇતિહાસ કે એ મંદિરની મુળ સ્થાપનાની વિગત બરાબર જાણી શકાતી નથી પણ તેઓ સાચું જ કહે છે કે સોમનાથ વિષે દશમા શતક પહેલાનો એકેય ઐતિહાસિક ઉલ્લેખ મળતો નથી ઈ સ ૧૦૨૫ માં સુલતાન મહમુદ ગઝનીએ સોમનાથ ઉપર હલ્લો કર્યો મંદિરને તોડ્યું અને બાળ્યું તે પછીનો ઇતિહાસ પ્રસિદ્ધ છે જે ઉપર ટુંકામાં કહ્યો જ છે પણ આ ખોદકામથી સોમનાથ મંદિરના ઇતિહાસ ઉપર જે થોડો પણ નવો પ્રકાશ પડ્યો તેને જ અવલોકી લેવો એ અહિં સંભવિત છે વીગતો જેવી હોય તેણે તો મુળ સોવેનર ( પૃ ૭૦ થી આગળ )જ જોવું

પહેલું તો ઇબ્ન ઝરીર, ઈબ્ન ઉલ અથીર આદિ જુના મુસલીમ પણ સમકાલીન નહિ એવા તવારિખકારોએ કરેલા વર્ણન ઉપરથી ડૉ નઝીમે તથા તે પહેલાના મુંબઈ ગેઝેટીઅરના લેખકે અને મેં, મહમુદે જે મંદિર તોડ્યું તેમાં લાકડાના થાંભલા હતા એમ લખ્યું છે પણ એ વાત હવે ખોદકામના પુરાવાથી ખોટી ઠરી છે (૨) બીજી વાત એ નિશ્ચિત થઈ છે કે ડૉ નઝીમે સોમનાથનું મૂળ મન્દિર બીડીઆ મન્દિર પાસે હતું એવું મુસ્લીમ તવારિખકારોને આધારે કહ્યું છે તે પણ ખોટું છે આ સ્થળ તો સોમનાથના ખંડેરથી એક મૈલ છેટે છે જ્યારે સોમનાથનું મન્દિર તો ગઢની અંદર હતું અને મહમુદે ગઢને ઘેરો ઘાલ્યો હતો એ મુસ્લીમ તવારિખોમાં કહેલી ચોક્કસ હકીકત છે.

હવે સોમનાથના સમય ઉપર જે થોડો પ્રકાશ શ્રી થાપરે નાખ્યો છે તે જોઇએ તેઓ નાચુ જ કહે છે કે "ભદ્રકાલીમાથી મળેના ઉત્કીર્ણ લેખના પ્રમાણથી કુમારપાલે જે મન્દિરનો જીર્ણોદ્ધાર કર્યો તથા નવેસરથી બાધ્યું તે ભીમદેવ પહેલાનું બાનેનું હતુ, તેને નવેસરથી બાધ્યુ હવે ભીમદેવે, મહમુદે તોડી પાડેલા મન્દિરના સ્થળેજ નવું મન્દિર બાધ્યુ હતુ, કે નવે સ્થળે આ પ્રશ્નનો ઉત્તર ખોદકામ દ્વારા મેળવવાનો હતો અને તે ચોક્કસ એવો મળ્યો કે જે મન્દિરના ખડેરમા ખોદકામ કર્યું તે કુમારપાલે બધાવેલુ સ ૧૨૨૫મા હવે આ કુમારપાલના મન્દિરની નીચે એ તે પહેલાના મન્દિરાના થરો ખોદકામમા મળી આવ્યા છે અને તેમાનો ઉપરનો અર્થાત્ બીજો (Phase II) એ ભીમદેવના મન્દિરનો હોઈ શકે અને પહેલા થરનુ અર્થાત્ સૌથી જુનુ મન્દિર (Phase I) એ પ્રમાણમા નાના માપનુ હતુ, એ ક્યાક બળેનુ તથા જાણી કરીને તોડેલુ પણ દેખાતુ હતુ, મતલબ કે જે મ દિરને મહમુદે તોડેલુ તથા બાળેલુ તે એ જ બીમે એ તોડવામા આવેલા મ દિરને સ્થાને જ નવુ મ દિર બાધ્યુ કારણ કે પહેલા મ દિરની બ્રહ્મશિલા જ બીજા અને ત્રીજા મ દિરમા રાખવામા આવી છે શ્રી થાપર કહે છે કે જીર્ણોદ્ધાર ગમે તેવો કરવામા આવે પણ લિગ પ્રતિષ્ઠા તો એ જ સ્થળે થવી જોઈએ એવો અભિપ્રાય છે અને એ જ કારણથી આ નવો પુનરુદ્ધાર એ જ સ્થળે કરવામા આવ્યો હોય

(૩) હવે ત્રીજી વાત એ છે કે ખોદકામથી કોઈ જાતનો સોમનાથના જુનામા જુના એટલે કે મહમુદે જે તોડ્યુ તે મ દિરના સમય માટે ચોક્કસ ગણાય તેવો પુરાવો મળ્યો નથી એટલે નીચે પરપરિત તર્કનો પુરાવો જેવો હાથ લાગ્યો છે તેવો રજુ કર્યો છે ચીનાઈ મુસાફર યુવાન ચગ જે ઈ સ ૬૩૦ થી ૬૪૪ સુધી આ દેશમા હતો તે ફરતો ફરતો ગિરનાર સુધી આવ્યો હતો છતા તેણે

સોમનાથનો ઉલ્લેખ કર્યો નથી અને ચીની પ્રવાસીના આ મૌનમાંથી ફલિત થતાં અનુમાનને ટેકો આપે એવું કથન મહમુદ સાથે આવેલા આ દેશમાં બધે ફરેલા તથા આ દેશના પંડિતો તેમ જ સામાન્ય લોકો પાસેથી માહિતી મેળવનાર વિદ્વાન લેખક અલબીરૂની ઈ. સ. ૧૦૩૦માં કહે છે કે સોમનાથનો ગઢ મહમુદે જીત્યો તે પહેલાં લગભગ સો વર્ષે બંધાયો હતો.

(૪) સોમનાથ મંદિરના સમય વિષે શ્રી થાપરની ખાસ અનુમાન પરંપરા સ્થાપત્યના તદ્વિદને તરત સમજાય એવી પારિભાષિક છે. એ કહે છે તેનો સાર એ છે કે સોમનાથ મંદિરના ગર્ભગૃહની જળાધારીમાંથી પાણી બહાર નીકળવાની પરનાળી એક પછી એક જીર્ણોદ્ધારમાં નીચેથી ઉપલા ઉપલા થરમાં એમ જુદી જુદી થઈ છે તેના અવલોકનમાંથી સમય પકડી શકાય છે. હવે વચલા એટલે કે ભીમદેવે બંધાવેલ મંદિરની પરનાળી ઈ. સ. ૧૩૧૦ માં વપરાવા લાગી હશે તે ૧૫ મા શતકના ત્રીજા ચરણ સુધી એટલે કે લગભગ સાડા ચારસો વર્ષ સુધી વપરાઈ છે કારણ કે ત્યાં સુધી ગર્ભગૃહનું તલ એને એ જ રહ્યું છે અને આ સાડાચારસો વર્ષના પાણીના ચાલુ મારાથી પરનાળીની બાજુઓની કોર ગોળાકર થઈ ગઈ છે. હવે સૌથી ઉપલી ઈ. સ. ૧૭૦૬ માં ઔરંગઝેબના હુકમથી આ મંદિરની મસીદ થઈ ગઈ ત્યાં સુધી ચાલુ રહી. પણ આ લગભગ બસો ત્રીસ વર્ષના ધસારાથી એ પરનાળીની બાજુઓની કોર ગોળ થઈ નથી પણ ધારદાર રહી છે. હવે સૌથી નીચેની એટલે પ્હેલ વ્હેલા બંધાયેલા મંદિરની પરનાળીનું સ્વરૂપ જોતાં ત્રણસો વર્ષનું એનું આયુષ્ય શ્રી થાપરને લાગ્યું છે. આ તર્ક બરાબર હોય તો સોમનાથનું મુળ મંદિર ઈ. સ. આઠમાશતકના મધ્યમાં એક બે દશકા આગળ પાછળ છુટ મુકીને બંધાયું હશે એમ માનવામાં વાંધો નથી. આ તર્કને ટેકો આપનારી એક નાની વાત પણ આ ખોદકામમાંથી મળી છે તે એકે કુમારપાલના જીર્ણોદ્ધારમાં આસપાસમાંથી જે જુના પથરા વપરાયેલા તેમાંના એક

ઉપર લેખ છે જે લિપિશાસ્ત્રની દૃષ્ટિએ વનનીકાળનો એટલે ઈ સ. ૪૮૦ થી ૭૬૭ વચ્ચેનો ગણાય ખોદકામમાંથી મળેલા માટીના અમુક પાકા વાસણોનો ઘાટ વનભીપુરમાથી અને જસદણમાથી મળેલા એ જાતના વાસણોને મળતો છે આ બધા ઉપરથી શ્રી થાપરે તારવેના અનુમાનોનો નિષ્કર્ષ એ છે કે સોમનાથનુ મૂળ મન્દિર વલભી સમયનું ઘણુ કરી ઈ સ આઠમા શતકના મધ્યમા બંધાયેનુ હોવું જોઈએ છેવટમા આ મૂળ મન્દિરનો પાયો ભરવામા વપરાયેલા કેટલાક પથરાઓ ઉપર કોતરણી છે એ જોતા શ્રી થાપર અનુમાન કરે છે કે સોમનાથના મદિરની નજીકમા રહેલુ કોઈક મન્દિર જેને પાડી નાખવામા આવ્યુ હોય કે જાતે જીર્ણ થઈને પડી ગયુ હોય તેના પથરાઓ સોમનાથના મૂળ મન્દિરનો પાયો ભરવામા વપરાયા છે આ પ્રાચીનતર મન્દિર કયા દેવનુ હતુ, ક્યારે બધાયેનુ વગેરે વિષે ચોક્કસ કહેવાનુ કાઈ સાધન નથી પણ પુરાણોમા પ્રભાસ સૂર્યપૂજાનુ સ્થાન હોવાનુ કહ્યુ છે એ જોતા એ સૂર્યમન્દિર હોવાની અટકળ થાય.

નોધ:—આ અવલોકન સમાપ્ત કરતા એટલુ જ નોધવાનુ રહે છે કે 'ગુજરાતના તીર્થ સ્થાનો'મા તથા 'શૈવ ધર્મના ઈતિહાસ'મા મે સોમનાથના સમય વિષે ત્યારે ઉપલબ્ધ ઐતિહાસિક સાધનો ઉપરથી જે અનુમાન કરેલુ તેને છેલી શોધખોળથી ટેકો મળ્યો છે એ જોઈને મને માનવસ્વભાવજન્ય હર્ષ થાય તો એ ક્ષમ્ય છે

## ૧૫

**મેવાડના ગુહિલો અથવા ગુહિલોત્પત્તિ મીમાંસા.**– લેખક પ્રકાશક માનશંકર પીતાંબરદાસ મહેતા ભાવનગર મૂલ્ય પાકા પૂંઠાના રૂ ૦–૮–૦ કાચા પૂંઠાના રૂ ૦–૬–૦

અર્વાચીન રાજપૂતવંશો–ગોહીલ, સોલંકી, પડીહાર, ચોહાણ, પરમાર વગેરેના મૂળ વિષે બહુ તર્કવિતર્કો થતા છે વિક્રમની સાતની આઠમી સદીમાં આ રાજપૂત વંશો એકદમ ઇતિહાસની ભૂમિકા ઉપર પ્રગટ થાય છે અને ધીમે ધીમે મોટા રાજ્યો સ્થાપે છે જુના મૌર્ય, ગુપ્ત, આન્ધ્રભૃત્ય વગેરે રાજવંશો સાથે આ ગોહીલ, સોલંકી વગેરે વંશોને જોડનારી કોઈ સાંકળ દેખાતી નથી અને આ જુદા જુદા વંશના આશ્રિત પંડિતો તથા ભાટચારણો પાછળથી પૌરાણિક સૂર્યવંશ અને ચંદ્રવંશ સાથે સો દોઢસો પેઢીની કલ્પિત વંશાવળી ઊભી કરીને પણ પોતાના આશ્રયદાતા રાજાના વંશને જોડવાનો પ્રયાસ કરે છે પુરાણોમાં ન કહેલ અગ્નિવંશની નવી કલ્પના પણ ઉદ્ભાવે છે અને એ રીતે આ નવા વંશોને પ્રાચીનતાની પ્રતિષ્ઠા આપવાની ધારણા રાખે છે પણ આ પ્રયાસ જ પુરાતત્ત્વ વિવેચકોના મનમાં શંકા ઉત્પન્ન કરે છે પરિણામે ગોહીલ વગેરે મધ્યકાલીન રાજપૂત વંશો કાં તો શક, હૂણ, ગૂર્જર વગેરે પરદેશી જાતમાંથી ઉતરી આવેલા છે અથવા મૂળ વતની કોમોમાંથી હિંદુ થયેલા છે કે વર્ણાંતર લગ્નની પ્રજા છે એવી માન્યતા અનેક કારણોથી આ દેશના પ્રાચીન ઈતિહાસના અભ્યાસીઓમાં ઘણા વખતથી રૂઢ

થના પામી કે આ માન્યતાની યોગ્યાયોગ્યતાની કે એ માન્યતા બંધાવાના કારણોની વિગતવાર પરીક્ષા કરવાનો અહિં અવકાશ નથી તેમ એ પ્રસ્તુત પણ નથી

અહિં તો આ મધ્યકાલીન રાજ્યોમાં જેને સર્વશ્રેષ્ઠ ગણવામાં આવે છે તે મેવાડના ગુહિલવંશનું મૂળ તપાસવાનો ઉપરના પુસ્તકમાં જે પ્રયત્ન કરવામાં આવ્યો છે તેની જ ટુંકી સમાલોચના પ્રસ્તુત છે. મેવાડના સીસોદીઆ કે ગોહીલો પોતાને સૂર્યવંશી કહે છે એ તો પ્રસિદ્ધ છે. પણ વલભીના મૈત્રકવંશમાંથી ગોહીલો નીકળ્યા છે અને ગોહીલવંશ તથા વલભીનો વંશ એ બેયનું મૂળ ઈ.સ.બીજા શતકમાં વિરાટ કે ધોળકામાં તથા લાકમાં રાજ્ય સ્થાપનાર કનકસેન છે એવી માન્યતા ટોડ સાહેબે નોંધેલી[1] પછી પં. ભગવાનલાલનું વલભીઓને ગૂર્જર વંશના માનવા તરફ વલણ હતું[2] અને કનકસેનવાળી દંતકથા જુનાગઢના ક્ષત્રપો સાથેના કોઈક જાતના સંબંધની સૂચક ગેઝેટીઅ-રમાં માની છે [3]

પણ ટોડનું રાજસ્થાન, રાસમાળા, મુંબઈ ગેઝેટીઅર વગેરે ગ્રંથો લખાયા ત્યારે મેવાડના ગહ્લવંશના ઉત્કીર્ણ લેખોમાંના થોડાક જ જાણવામાં આવ્યા હતા અને તેથી પણ થોડા પ્રસિદ્ધ થયા હતા પરંતુ એ પછી અનેક લેખો પ્રસિદ્ધ થયા છે આ પ્રસિદ્ધ થયેના તથા બીજા શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ જ બતાવેલા અપ્રસિદ્ધ લેખો વાંચીને ડૉ. (ત્યારે ડૉ. નહોતા) દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે મેવાડના ગુહિલોત રાજવંશનો મૂળ પુરુષ વડનગરનો નાગર હતો એવું સિદ્ધ કરનારો એક લેખ બંગાળની એશિયાટીક સોસાઇટીના જર્નલ (પુ. ૫. પૃ ૧૬૭ થી ૧૮૭)માં ઈ.સ. ૧૯૦૯માં 'ગુહિલોત અને નાગરો'

૧ ટોડ રાજસ્થાન મૂળ ગ્ર. ૧ પૃ. ૮૩, ૧૧૨, ૧૧૫.
૨ મુંબઈ ગેઝેટીઅર ગ્ર. ૧. પૃ. ૮૫.
૩ એજન પૃ. ૧૦૧

એ નામથી આપ્યો હતો. આ લેખને પરિણામે ઘણી ચર્ચા ચલી. વળી ઈ. સ. ૧૯૧૧ના જાનેવારીના 'ઇન્ડીઅન એન્ટીક્વેરી'માં "હિંદુઓમાં પરદેશી જાતિઓનાં તત્ત્વો" નામનો લેખ લખી ઉપરના લેખને પુષ્ટિ આપવા સાથે મધ્યકાલીન રજપૂત વર્ગોનું મૂળ પરદેશી હોવાની પં. ભગવાનલાલ, શ્રી જેક્સન, વગેરેએ ચલવેલી માન્યતાને તેઓએ ટેકો આપ્યો.

આ પરદેશી મૂળની માન્યતાના વિરોધમાં સ્વદેશીયતાના આનંદી પુરાતત્ત્વ પંડિતો—ખાસ કરીને શ્રી ગૌ. હી. ઓઝા અને શ્રી ચિ. વિ. વૈદ્ય એમણે પ્રબળ વિરોધ કર્યો. શ્રી ઓઝાજીએ નાગરી પ્રચારિણી પત્રિકામાં તથા 'રાજપૂતાનેકા ઇતિહાસ'માં અને શ્રી વૈદ્ય એમના 'મધ્યયુગીન ભારત'માં મધ્યકાલીન રાજપૂત વર્ગોને સ્વદેશી મૂળના—સૂર્યચંદ્ર વંશના ઠરાવવાનો પ્રબળ પ્રયાસ કર્યો છે.

પણ આ પ્રસિદ્ધ વિદ્વાનોના પ્રયાસો માત્ર થોડા વાદ પ્રમાણે તો નિષ્ફળ ગયા છે. કારણકે મેવાડના રાજાઓના જ કેટલાક ઉત્કીર્ણ લેખોમાં સ્પષ્ટ શબ્દોમાં ગુહિલોત વંશના મૂળ પુરુષને વડનગરનો વિપ્ર કહ્યો છે. આ પ્રમાણેના ઉલ્લેખોવાળા બધા લેખો શ્રી ઓઝાજીએ એકત્ર કરીને રજુ કર્યા છે, છતાં એ ઉપરથી જે અનુમાન કર્યું છે તે એ જ લેખો ઉપરથી શ્રી દે. રા. ભાંડારકરે કરેલા અનુમાનથી તદ્દન વિરુદ્ધ છે. આ રીતે એક જ આધાર ઉપરથી ઉપજાવેલાં બે પરસ્પર વિરુદ્ધ અનુમાનોમાંથી શ્રી ઓઝાજીનું અનુમાન શુદ્ધ નથી. પક્ષપાતથી પ્રેરિત છે અને તાણીખેંચીને—અવચિત બળના આશ્રયથી ઉપજાવેલું છે એમ કોઈ પણ તટસ્થ વિચારકને મૂળ લેખો જોતાં લાગે છે. અને શ્રી માનશંકર પીતાંબર મહેતાએ શ્રી ગૌ. હી. ઓઝાએ જ રજુ કરેલા લેખોના પ્રમાણોનો વિચાર કરીને શ્રી ઓઝાજીના મતનું ખંડન કરનાર તથા ગુહિલોતોને મૂળ પુરુષ વડનગરનો બ્રાહ્મણ એટલે કે નાગર હતો એમ સિદ્ધ કરનાર

'મેવાડના ગુહિલો'માં પ્રયત્ન કર્યો છે, અને તે સફળ થયો છે એમ મને લાગે છે.

મૂળ વચનો એટલાં સ્પષ્ટ છે કે શ્રી. ગૌ. હી. ઓઝા જેવા કેમ એના ઉપરથી નીકળતાં સીધાં અનુમાનને કબુલ નથી કરતા એ જ સમજાતું નથી. તેઓની વૃત્તિ આ બાબતમાં તટસ્થ નથી એમ શંકા પડી જાય છે.

વિ. સં. ૧૦૭૪ના આટપુર (ઉદેપુરથી દોઢ માઈલ છેટે આવેલું આહાડ નામનું ગામ)ના શક્તિકુમારના લેખમાં મેવાડના રાજવંશના મૂળ પુરુષને નીચેના શ્લોકમાં આનંદપુરનો મહીદેવ–ભૂદેવ–બ્રાહ્મણ કહ્યો છે.

आनन्दपुरविनिर्गत विप्रकुलानन्दनो महीदेवः ।
जयति श्री गुहदत्तः प्रभवः श्री गुहिलवंशस्य ॥

આ શ્લોકના શબ્દોનો મારીમચડીને જુદો અર્થ કરવાનો શ્રી. ઓઝાજીએ તથા શ્રી વૈદ્ય મહાશયે પ્રયાસ કર્યો છે, પણ મેવાડના જ રાજવંશના શક્તિકુમાર પછી થયેલા રાજાઓના બીજા લેખોમાં એ શ્લોકનો સીધો મૂળ પુરુષનું બ્રાહ્મણપણું દેખાડનારો અર્થ કરવામાં આવ્યો છે. ચીતોડના રાજા સમરસિંહની રસિયાજીની છત્રીના લેખમાં નીચેનો શ્લોક છેઃ—

जीयादानन्दपूर्वं तदिह पुरमिलाखण्डसौन्दर्यशोभि
क्षोणीपृष्ठस्थमेव त्रिदशपुरमधः कुर्वदुच्चैः समृद्धया ।
यस्मादागत्य विप्रश्चतुरुदधिमहीवेदिनिक्षिप्तयूपो
बप्पाख्यो वीतरागश्चरणयुगमुपासीत हारीतराशेः ॥ १४ ॥

(મેવાડના ગુહિલો પૃ. ૧૩)

મતલબ કે આનન્દપુરમાંથી આવેલા બપ્પ નામના વિપ્રે નાગહ્રદ (એકલિંગજી પાસે આવેલા નાગદા)માં તપશ્ચર્યા કરતા હારીતરાશિની સેવા કરી; પરિણામે—

हारीतात्किल बप्पकाङ्घ्रिवलयव्याजेन लेभे महः
क्षात्रं धातृनिभाद् वितीर्य मुनये ब्राह्मं स्वसेवाच्छलात् ।
एते चापि महीभुजः क्षितितले तद्वंशसंभूतयः
शोभन्ते सुतरामुपात्तवपुषः क्षात्रा इव धर्मा इव ॥

(આબુના અચલેશ્વર મંદિરની રાણા સમરસિંહે કોતરાવેલી વિ. સં. ૧૩૪૨ની પ્રશસ્તિ શ્લો. ૧૧ મેવાડના ગુહિલો પૃ. ૩૭)

અર્થાત્ હારીત નામના ગુરુની સેવા કરનાર વડનગરના બપ્પ નામના બ્રાહ્મણે પોતાનું બ્રાહ્મણત્વ તેજ ગુરુને આપ્યું અને ગુરુ પાસેથી ક્ષત્રિતેજ આ રીતે સ્વીકાર્યું. એ બપ્પના વંશના રાજાઓ ક્ષત્રિય ધર્મના અવતાર જેવા શોભે છે.

વળી એ જ વંશના પ્રખ્યાત કુંભારાણાએ આટપુરના લેખના ઉપર ઉતારેલા શ્લોકનું પ્રમાણ આપીને પોતાના વંશના મૂળ પુરુષને સ્પષ્ટ રીતે વડનગરનો વૈજવાપ ગોત્રનો નાગર કહ્યો છે. એકલિંગમાહાત્મ્યમાં—

जयति तथानन्दपुर नागरकुलमण्डनो महीदेवः ।
यज्ञनादि कर्मकुशलो विजयादित्याभिधो विप्रः ॥

(મેવાડના ગુહિલો પૃ. ૩૨)

આનંદપુરના વૈજવાપ ગોત્રના નાગરકુળના આ વિજયાદિત્યનો આઠમો વંશજ તે ગુહદત્ત જેમાંથી રાણા સમરસિંહ, કુંભાજી વગેરેનો ગુહિલવંશ ચાલ્યો. વૈજવાપ ગોત્ર નાગરોમાં જ મળે છે, એ ધ્યાનમાં લેવા જેવું છે.

આ ટુંકા અવલોકનમાં મૂળ પ્રમાણો વધારે ઉતારવાની જરૂર નથી. જિજ્ઞાસુ વાચનાર 'મેવાડના ગુહિલો'માંથી જોઈ શકશે. આ અને આ પ્રકારનાં વચનોનું ખંડન મેવાડના રાજાઓના ક્ષત્રિયપણાના સૂચક જે વચનોના બળથી કરવામાં આવે છે તે વચનો તથા એ વચનોનો ઉપરના મૂળ પુરુષનું બ્રાહ્મણત્વ દર્શાવનારાં વચનો સાથે

કેવી રીતે અવિરોધ મથાય છે તે બધું શ્રી મા. પી. મહેતાએ સ્પષ્ટ વિવેચનથી દેખાડયું છે ખરી વાત એમ લાગે છે કે મેવાડના રાજવંશનો મૂળ પુરુષ વડનગરનો બ્રાહ્મણ-એ જ વંશના ચાટસુના શિલા લેખમા 'બ્રહ્મક્ષત્રાન્વિત' કહ્યો છે (જુઓ મેવાડના ગુહિલો પૃ ૭૩). માટે કદાચ બ્રાહ્મણ પુરુષ, અને ક્ષત્રિય સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુરુષ, તેણે પાશુપતાચાર્ય હારીતરાશિની સેવા કરી અને એ આચાર્યે તેને રાજ્ય મેળવવામા મદદ કરી. આ રીતે મૂળ પુરુષે રાજપદ મેળવ્યા પછી તેના વંશજો ક્ષત્રિય જાતિ સાથે જ લગ્નવ્યવહાર બાંધી ક્ષત્રિયો થઇ ગયા હોય એવું બધા લેખો ઉપરથી દેખાય છે. અને અનેક લેખોમા મેવાડના રાજાઓને ક્ષત્રિય કહ્યા હોવા છતા બીજા લેખોમા મૂળ પુરુષને બ્રાહ્મણ કહ્યો છે એ સ્થિતિનું આ રીતે જ સમાધાન થઇ શકે છે. ક્ષત્રિયત્વ કહેનારા લેખો ઉપર વધારે જોર દઇ મૂળ પુરુષને પણ ક્ષત્રિય ઠરાવવામા આવે તો બ્રાહ્મણત્વ કહેનારા લેખો નિરર્થક ઠરે વળી વિચાર કરતા એમ સમજાય છે કે જો આ રાજાઓનું મૂળ પુરુષથી ક્ષત્રિયત્વ નિઃસંદિગ્ધ હોત તો કોઇ પણ લેખમા મૂળ પુરુષને વિપ્ર કહેવાનું કારણ જ નહોતું. ટુંકામા મેવાડના ગુહિલોના મૂળ પુરુષનું નાગરપણું કે બ્રહ્મક્ષત્રપણું ચોક્કસ દેખાય છે

શ્રી માનશંકર પીતાંબરદાસ મહેતા તો પૃથ્વીરાજ રાસામા કહેલા ચાર અગ્નિકુળોમાના ત્રણ ચૌહાણ, પ્રતિહાર અને પરમાર કુળની ઉત્પત્તિ બ્રાહ્મણ મૂળમાથી હોવાનું તે તે વંશના લેખોમાથી બતાવે છે. (જુઓ મેવાડના ગુહિલો પૃ. ૮૦ થી ૮૬) મતલબ કે જે પુરાવાઓના આધારે શ્રી જેક્સન, વીન્સેન્ટ સ્મિથ, શ્રી દે ર ભાંડારકર વગેરે વિદ્વાનો પરમાર, ચૌહાણ વગેરે કુળોનું મૂળ પરદેશી માનતા હતા તે જ પુરાવાઓને આધારે શ્રી. માનશંકર પીતાંબરદાસ મહેતા એ કુળોને બ્રાહ્મણ કે બ્રહ્મક્ષત્ર મૂળમાથી ચાલેલા ગણે છે મૂળ લેખોમાથી તેઓ મૂળ ગૂર્જર વગેરે પરદેશી જાતોના હોવાનો અર્થપુરાવો

મળતો નથી જ્યારે, બ્રાહ્મણ હોવાનો પુરાવો મળે છે એટલી વાતની ના પડાય એમ નથી.

વળી પાશુપતાચાર્યોએ આ પરમાર, ચૌહાણ, ગુહિલ વગેરે વંશોને ટેકો આપીને તેઓ પાસે રાજ્યો સ્થપાવ્યાં એ એમનો મુદ્દો પણ વિચારણીય છે. ( જુઓ મેવાડના ગુહિલો પૃ. ૬૯ થી આગળ) બાકી ઇ. સ. દશમાથી તેરમા શતક સુધીના ગાળામાં પશ્ચિમ હિંદના મેવાડ, ગુજરાત વગેરે રજપૂત રાજ્યોમાં પાશુપતાચાર્યોના બહોળી સમૃદ્ધિવાળા મઠો હતા અને આ શૈવ રાજાઓ તેઓનું ઘણું માન રાખતા એટલું તો અનેક ઉત્કીર્ણ લેખોથી જણાય છે.

તા. ક. જેમ ગુહિલોતના મૂળ પુરૂષને ઉત્કીર્ણ લેખોમાં આનંદપુર (વડનગર)નો વિપ્ર કહ્યો છે તેમ ચોહાણના મૂળ પુરૂષને સુપ્રસિદ્ધ પૃથ્વીરાજ ચોહાણના પિતા સોમેશ્વરે લખાવેલા ઇ. સ. ૧૧૬૯ના બીજોલ્યાના લેખમાં અહિછત્રપુરનો વત્સગોત્રનો સામન્ત નામનો વિપ્ર કહ્યો છે.—

विप्रः श्री वत्सगोत्रेऽभूदहिच्छत्रपुरे पुरा ।
सामन्तोऽनन्तसामन्तपूर्णतल्लो नृपस्ततः ॥
( મેવાડના ગુહિલો પૃ. ૮૦ )

મતલબ કે ગુહિલોત કુળનો મૂળ પુરુષ વડનગરો નાગર અને ચોહાણ કુળનો મૂળ પુરુષ અહિછત્રો-પ્રશ્નોરો નાગર. અલબત્ત વડનગરા, પ્રશ્નોરા વગેરે નાતો એ વખતે બંધાઇ નહોતી, પણ જે બ્રાહ્મણકુળોમાંથી આ ગજકુળો થયાં તેમાંથી જ પાછળથી આ નાતો થઇ.

પ્રાચીન સાહિત્ય અનુવાદક ર. મહાદેવ હરીભાઇ દેસાઈ, અને રા. નરહરી દ્વારકાદાસ પરીખ પ્રમરાકઃ ગુજરાત પુરાતત્ત્વ મંદિર અમદાવાદ, કાચું પુઠું, પૃષ્ટ ૧૨૫. મૂલ્ય બાર આના.

'ગુજરાત પુરાતત્ત્વ મંદિર' તરફથી એક ગ્રન્થાવલિ ચાલુ થઇ છે, જેનો ચોથો મણકો અમને અવલોકન માટે મળ્યો છે જો અનુવાદજ પ્રગટ કરવો હોય તો પસંદગી ઉત્તમ છે અને અનુવાદનો તદ્દન બહિષ્કાર કરી શકીએ એટના સ્વતંત્ર વિચારકો અને લેખકો આપણામાં ક્યાં છે ?

વર્તમાનમાં કચરા જેવી પણ નવલકથાઓ તથા રાજકીય આંદોલનવિષયક માન વગરના લખાણોજ જ્યારે મોટે ભાગે વંચાય છે, ત્યારે પ્રાચીન સાહિત્યની સમાલોચના માટે અપૂર્વ દૃષ્ટિ આપનાર વર્તમાન દુનીઆના મહાકવિ રવીંદ્રનાથ ઠાકુરના આ નિબંધો નવી ભાત પાડી સહૃદય વાચનારાઓને નવોજ આનંદ આપશે

રવીંદ્રનાથ ઠાકુર જેવા પ્રતિભાશાલી કવિવરની વાણી માટે તો શું કહેવું ? આ પુસ્તકની પ્રસ્તાવનામાં રા નરહરિ પરીખે કહ્યું છે, તેમ રવીંદ્ર બાબુ વૈદિક અર્થમાં કવિ છે અર્થાત્ મંત્રદૃષ્ટા ઋષિઓ જેવા દૃષ્ટા છે તેઓ પોતાની પ્રતિભાસંપન દૃષ્ટિથી જગતને, જગતના પદાર્થોને તથા પ્રકૃતિને નીહાળે છે તેઓ કોઈ પાસેથી ઉછીની દૃષ્ટિ લેતા નથી પ્રાચીન સંસ્કૃત સાહિત્યના તેજસ્વી નમુનારૂપ રામા-

પણ, મેઘદૂત, શકુંતલા વગેરે ગ્રંથોની એમણે પોતાનીજ દૃષ્ટિથી સમાલોચના કરી છે. સાધારણ રીતે આ દેશ પરાધીન થયા પછી દાસવૃત્તિવાળાં આપણાં ચિત્તોને એવી ટેવ પડી ગયેલી છે કે પ્રાશ્ચાત્ય લેખ કે લેખક સાથે સરખામણી કરીનેજ આપણે આપણા લેખો કે લેખકોની કીંમત આંકી શકીએ. રાજકીય વિષયમાં મહાત્મા ગાંધીજીએ દાસવૃત્તિને આપણામાંથી દૂર કરવાનો અસાધારણ પ્રયાસ છેલ્લાં ત્રેવીસ વર્ષોથી હમણાં કર્યો છે: અને સાહિત્યમાં બીજાઓએ કર્યો હશે, પણ સૌથી વધારે અસરકારક પ્રયાસ તો રવીંદ્રનાથે કર્યો છે. આ મહાકવિએ આપણને નવાં પાશ્ચાત્ય અને પ્રાચ્ય બેયથી સ્વતંત્ર પોતાનાંજ ચશ્માં આપ્યાં છે. એ ચશ્માંની મદદ વડે જોવાથી પ્રાચીન સાહિત્યમાં પહેલાં ન દેખાએલી સુંદરતા રસજ્ઞ વાંચનારને દેખાશે. આપણી શિલ્પ, ચિત્ર તથા સ્થાપત્ય કળા પેઠે આપણા રામાયણ મહાભારત ગ્રંથો ( ઉપનિષદો પણ ) કોઇ એક ગ્રંથકારના, લેખક કે કવિની કૃતિ નથી, પણ સમસ્ત પ્રજાની કૃતિ છે, એ દૃષ્ટિ તથા શાકુંતલ, કુમારસંભવમાં કામનો યથેચ્છ વિહાર નહિં પણ કામભોગ કરતાં તેના સંયમવાળો ધર્મજ સનાતન સુંદર તત્ત્વ તરીકે કવિ કાલિદાસ વર્ણવા ઇચ્છે છે, એ દૃષ્ટિ નવી છતાં અયથાર્થ નથી:

અહિં ઉદાહરણો આપવાનો અવકાશ નથી, તેમ એ નિબંધો વાંચ્યા વગર એની ખરી મજા આવવાનો સંભવ નથી.

આ પુસ્તકમાં રામાયણ, મેઘદૂત, કુમારસંભવ અને શકુંતલા, કાદંબરી ચિત્ર, કાવ્યની ઉપેક્ષિતા, ધંમપદમ અને રંગભૂમિ એ રીતે આઠ નિબંધોનો અનુવાદ છે.

અનુવાદ મૂલનું કેવું પ્રતિબિંબ રજુ કરે છે એ આપવા જેટલું બંગાળી હું જાણતો નથી. પણ કેટલેક સ્થળે બંગાળી રૂઢ અર્થમાં સંસ્કૃત શબ્દો, ક્યાંક બંગાળી વાક્યરચના વગેરે ગુજરાતી શબ્દશિષ્ટ ગ્રંથમાં બરાબર ન બેસતા અંશો હોવા છતાં, ભાષા પ્રવાહી હોઇને એકંદર રીતે પુસ્તક સુવાચ્ય તથા સુબોધક છે.

૧૭

**શ્રી મમ્મટાચાર્યકૃત કાવ્ય પ્રકાશ (ગુજરાતી અનુવાદ) પ્રથમ** ભાગ અનુવાદકઃ રામનારાયણ વિશ્વનાથ પાઠક અને રસિકલાલ છોટાલાલ પરીખ. ગુજરાત પુરાતત્ત્વ મંદિર, અમદાવાદ સંવત્ ૧૯૮૦. મૂલ્ય રૂ. ૧-૮-૦

ગુજરાત પુરાતત્ત્વ મંદિર ક્ષણિક લોકપ્રિયતાને અવગણીને દીર્ઘકાળ પર્યંત ઉપયોગમાં આવે એવું ગંભીર અને શ્રમાપેક્ષી સાહિત્ય પ્રગટ કર્યા કરે છે એ સુપ્રસિદ્ધ છે. એટલે એ ગ્રંથાવલિના ગ્રંથો સામાન્ય જનસમૂહનું તાત્કાલિક આકર્ષણ ન કરે પણ વિદ્વાનોની દૃષ્ટિને તરત આકર્ષે છે. અપૂર્વ કલા વસ્તુ સરજવાની પ્રતિભા શક્તિ તો ઇશ્વરી બક્ષીસ છે. એટલે કોઈ પણ સંસ્થા પાસેથી એની આશા રાખવી એ મિથ્યા છે. તેમ બીજી તરફથી લોકરુચિને અનુસરીને તથા આકર્ષીને તરત બદલો આપે એવું સાહિત્ય તો ક્ષણેક્ષણે ચોમાસામાં ફુટી નીકળતા બીલાડીના ટોપ પેઠે વગર પ્રયત્ને ઉત્પન્ન થયા કરે છે. એટલે જેમાંથી તાત્કાલિક બદલાની આશા નહિં જેવી એવું તથા ફળના પ્રમાણમાં ઘણો વધારે શ્રમ માગે એવું સાહિત્ય તો પુરાતત્ત્વ મંદિર જેવી સંસ્થાઓજ ઉપજાવી શકે. આવી સંસ્થાઓમાં જુદા જુદા વિષયના ખાસ અભ્યાસીઓ પોત પોતાના વિષયનો અભ્યાસ યાવજ્જીવન વધાર્યા કરે છે અને પોતાના અભ્યાસનું ફળ જગતને આપે જાય છે. અન્વેષણ અને અભ્યાસ માગે એવાં કાર્ય માટે માત્ર ઉત્તમ પુસ્તકાલય કે સાધનભૂયિષ્ઠ પ્રયોગશાળા જ નહિં પણ વિવિધ વિષયના અભ્યાસીઓનો સહવાસ અને સહકાર પણ આવશ્યક છે.

એટલે કે આવી સંસ્થાના બ્રહ્મચારીઓ પરસ્પર ઉદ્બોધનથી જે એવું કાર્ય કરી શકે છે તેનું તે પ્રકારનું કાર્ય વ્યક્તિશઃ પ્રયત્નથી કદી ન બને.

કાવ્યપ્રકાશ પણ પુરાતત્ત્વ મંદિરની ગ્રંથાવલિના બીજા મણકાઓ પેઠે એક શ્રમાપેક્ષી મણકો છે. કાવ્યપ્રકાશ જેવા ગ્રંથના અનુવાદની જ શી જરૂર છે એવો પ્રશ્ન ઘણાના મનમાં ઉઠવાનો સંભવ છે. મૂલ સંસ્કૃત ગ્રંથ કઠણ છે. અનુવાદકો કહે છે તેમ 'અનેક ટીકાઓ (લગભગ ૭૦) થયા છતાં હજી સુગમ થયો નથી, હજી પણ ગુરુગમ્ય જ છે.' (પ્ર. પા. ૯.), વળી આ પ્રકારના સંસ્કૃત ગ્રંથોની પ્રતિપાદન શૈલી ખાસ પ્રકારની છે. એ શૈલી એક કાળે સુપરિચિત હશે પણ આ જમાનામાં તદ્દન અપરિચિત થઈ ગઈ છે. ગુજરાતીમાં સામાન્ય રીતે વપરાતી પ્રતિપાદન શૈલી પ્રાશ્ચાત્ય પ્રતિપાદન શૈલીનું અનુકરણ છે. 'પાશ્ચાત્યોની વિશેષતા તેમની પ્રતિપાદન શૈલીમાં છે.' અને એ વિશેષતા એટલી બધી આકર્ષક છે કે ઘણી વાર તત્ત્વ એનું એજ હોવા છતાં શૈલીના ભેદથી પાશ્ચાત્યોના કથનમાં નવીનતાનો આભાસ થાય છે. આપણે પણ ગુજરાતી ભાષામાં પાશ્ચાત્ય પ્રતિપાદન શૈલી, સામાન્ય રીતે ગ્રહણ કરેલી હોવાથી આપણી જુની સંસ્કૃત શૈલી તદ્દન અપરિચિત થઈ ગઈ છે. પરિણામે એ શૈલીમાં અપાએલી દલીલોનું જોર જ આ જમાનાના વાંચનારને સમજાતું નથી. વળી જે બાજાં દર્શનોની પરિભાષાનો આ ગ્રંથો સ્વાભાવિક રીતે ઉપયોગ કરે છે તે દર્શનો અને તેની પરિભાષા પણ સામાન્ય ગુજરાતી વાંચનારથી અજાણી હોય છે. ટુંકામાં, સંસ્કૃત કાવ્ય પ્રકાશનો જે લોકો ઉપયોગ ન કરી શકે તે લોકો આ ગુજરાતી અનુવાદનો પણ ભાગ્યે જ ઉપયોગ કરી શકે એવી વસ્તુસ્થિતિ અત્યારે તો છે. ભવિષ્યમાં ગુજરાતી ભાષા મારફત ઉંચામાં ઉંચી કેળવણી આપવાનો આપણો મનોરથ સફળ થાય તો એ વખતે પાઠ્યક્રમમાં આવા ગ્રંથને જરૂર સ્થાન મળી શકે, એટલું જ નહિં પણ પાઠ્યક્રમ ગોઠવવામાં આવા ગ્રંથોના

સારા અનુવાદોનો અભાવ નડે પણ ખરો. અનુવાદકો પણ અભ્યાસીઓ માટે આની ઉપયુક્તતા માને છે:—

'અમારા પ્રયત્ને ગુજરાતી અભ્યાસીઓ માટે ગ્રંથને સર્વથા સુગમ કરી મુક્યો છે એમ અમે માનતા નથી પણ સાવધાનતાથી ભણનારને મૂલકારનું રહસ્ય કેટલેક અંશે સમજાશે એવી અમારી આશા છે.' (પ્ર પા. ૯)

આ આશા ખોટી નથી સંસ્કૃત વિદ્યાર્થી માટે જેમ મૂલ કાવ્યપ્રકાશ ગુરુ પાસે ભણવા યોગ્ય ગ્રંથ છે તેમ આ ગુજરાતી અનુવાદ ગુજરાતી વિદ્યાર્થી માટે ભણવા યોગ્ય ગ્રંથ છે. વાર્તા પેઠે સામાન્ય વાચનાર બે કલાકમાં વાચી જઈ ખુશી થાય એવો ગ્રંથ નથી.

પણ કાવ્યપ્રકાશ જેવા ગ્રંથના અનુવાદને આપણી કેળવણીમા સ્થાન આપવું યોગ્ય છે? એ પ્રશ્ન તરત જ ખડો થાય છે. અનુવાદકો 'હા'મા જવાબ આપે છે અને તેના ટેકામા ન્યાયપુરસર જે દલીલ કરે છે તે વિચારવા જેવી તો છેજ. અનુવાદકોના કહેવા પ્રમાણે 'દર્શનશાસ્ત્ર અને કાવ્યશાસ્ત્ર એ એના ચિંતનો પશ્ચિમના બુદ્ધિવૈભવના વર્તમાન યુગમા પણ મનન યોગ્ય અને ભવિષ્યના કાર્ય માટે ઉદ્બોધક અને માર્ગદર્શક છે.' (બીજી શાખાઓમા આપણે માટે કશું મનનયોગ્ય ઉદ્બોધક કે માર્ગદર્શક નથી જ એવો આશય અનુવાદકોના ઉપલા વાક્યનો નહિ હોય એમ માનીએ છીએ) વળી અનુવાદકો કહે છે તેમ 'પ્રાચીન કાવ્યમીમાંસકોના બધા વિચારો આજે આપણને ઉપયોગી કે મહત્ત્વના ન લાગે એ સ્વાભાવિક છે' પણ 'આપણી સાહિત્યમીમાંસા સમૃદ્ધ થાય, તેને નવું ઉદ્બોધન મળે અને નવા સંસ્કાર પ્રાપ્ત થાય તેટલા માટે પ્રાચીન કાવ્યમીમાંસાના વિચારો સેવવા આપણે માટે આવશ્યક છે' વળી કાવ્યસ્વરૂપ વિષે હજી આપણે ત્યા ચર્ચાઓ ઢંગધડા વગરની હોય છે. ઘણી વાર ખોટી રીતે પ્રતિષ્ઠિત માણસના કાવ્યસ્વરૂપ સંબંધી તદ્દન ઉપરછલ્લા કે નિર્માલ્ય વિચારો અયોગ્ય પ્રતિષ્ઠા પામી જાય છે. વળી

આવી ચર્ચાઓમાં અસંબદ્ધ રીતે જુના કાવ્યમીમાંસકોના કટકાઓ ઉતારવામાં આવે છે. આવા ઉતારા કરનારાઓ પોતે એ વચનોનો મર્મ સમજે છે કે નહિ તે પ્રભુ જાણે, પણ એથી અર્ધદગ્ધ વાચનારાઓ ખોટે રસ્તે દોરવાય છે. આ સ્થિતિમાં પ્રાચીન કાવ્યમીમાંસાનો કોઈ શિષ્ટ ગ્રંથ વિદ્યાર્થીઓને ભણાવવામાં આવે એ ખરેખર ઈષ્ટ છે. વળી આ વિષયની ચર્ચામા ઉંડાણ અને મચોટપણું લાવવા માટે પણ પ્રાચીન કાવ્યમીમાંસાનો અભ્યાસ આવશ્યક લાગે છે. અનુવાદકો ખરું જ કહે છે કે 'કાવ્ય સ્વરૂપ વિષેનાં બન્નેનાં (પાશ્ચાત્ય અને પ્રાચ્ય) ચિંતનો સરખાવતા જણાશે કે બન્ને સરખાં મનન યોગ્ય છતા પ્રાચીનોના ચિંતનોમા જેટલું લક્ષ્યવેધિત્વ અને ઉંડાણ છે તેટલું કદાચિત્ આધુનિક પાશ્ચાત્યોના વિચારમાં નહિ હોય. આપણી કાવ્ય સ્વરૂપની ચર્ચાની દિશા યોગ્ય રીતે નિયન્ત્રિત થાય તે માટે વિચારતા જણાય છે કે, આપણે પ્રાચીનોના વચનોનું યથાયોગ્ય સેવન કરવું જોઇએ.' છેલ્લા વાક્ય માટે આમીન !

પાશ્ચાત્ય અને આપણી પ્રાચીન કાવ્ય મીમાંસાની સરખામણીની બાબતમા મતભેદ હોવાનો સંભવ છે. પણ આ જુના વિચારોની શૈલીની પાછળ કેવો આત્મા સ્ફુરે છે તે જોયા પહેલા મતની ઝાઝી કીંમત ન ગણાય. વધારે શું ? એકજ દાખલો જોઇએ. કાવ્યનું કારણ મમ્મટે નીચેના વાક્યથી દર્શાવ્યું છે—

"શક્તિ, લોક, શાસ્ત્ર, અને કાવ્ય વગેરેના મનનથી થતી નિપુણતા અને કાવ્ય જાણનારના ઉપદેશથી કરેલો અભ્યાસ, એ કાવ્યના ઉદ્ભવનો હેતુ છે"

મમ્મટના આ વાક્યમા કેટલો બધો અર્થ ભર્યો છે ! મમ્મટની પોતાની વૃત્તિ શબ્દાર્થને તો બરાબર સ્ફુટ કરે છે. પણ એના ભાવાર્થ રૂપે હાલની પાશ્ચાત્ય શૈલીમાં કોઈ લખવા બેસે તો તો એકાદ પ્રકરણ લખી શકે. પણ આ જમાનાના શક્તિ કે શ્રમ વગર ફળ ખાવા ઇચ્છે એવી વૃત્તિના વાચનારાઓને અથવા પાશ્ચાત્ય શૈલીથી મુગ્ધ મનોદશાઓને આ વાક્ય અતિશય જડ, અને લુખું લાગવાનો સંભવ

છે. પણ એ શૈલીનો તથા શૈલી સાથેના અપરિચયનો હોય છે. આ વિષયના પાશ્ચાત્ય ગ્રંથોમાં આમાં ન સમાતું હોય એવું કયું નવું તત્ત્વ કહ્યું હોય છે?

અલબત્ત, આપણે આ જુની શૈલીનું અનુકરણ કરવું એમ કહેવાની મતલબ નથી. પણ નવી શૈલીથી કાવ્ય વિષે આપણા વિચારો સ્પષ્ટ કરવામાં આ જુના વિચારોની ઘણી મદદ મળે એમ છે એની કોણ ના પાડશે? અને પછી અનુવાદકો કહે છે તેમ "મુળ લેખકોમાંથી વિચારો લઇ તેના ઉહાપોહ" કરી ગ્રાહ્ય અંશને આપણી સાહિત્યમીમાંસામાં વણી દઇ બાકીનો કચરો ફેંકી દઈ શકાશે. પણ જોયા વિના કચરો માનીને બધું ફેંકી દેવું યોગ્ય નથી.

આ કાર્યની યોગ્યતા સ્વીકારીએ તો અનુવાદ માટે વાગ્દેવતાવતાર મમ્મટનો ગ્રંથ પસંદ કરવાનું ઔચિત્ય સ્વીકારવું પડશે. અનુવાદકો કહે છે તેમ "એમાં પ્રાચીન કાવ્યમીમાંસકોની બંને પ્રણાલિઓનો યોગ્ય રીતે સમન્વય થએલો છે." મૂલ ગ્રંથ વિષે અહિં વિવેચન કરવાનો પ્રસંગજ નથી. મૂલ ગ્રંથની યોગ્યતા વિષે મતભેદને અવકાશજ નથી. આપણને અપરિચિત સંક્ષિપ્ત શૈલીનું આ ગ્રંથમાં દેખાતું સામર્થ્ય જોવા જેવું છે. મણિલાલ નભુભાઇના શબ્દોમાં 'અલ્પ સાર બહુ વિસ્તાર' ના આ જમાનામાં બહુ સાર અલ્પ વિસ્તારનું તત્ત્વ આદરણીય છે.

અનુવાદ વિષે ખાસ કહેવા જેવું થોડુંજ છે. "ભાષાંતર કરવામાં બને તેટલો મૂલને વળગી રહેવાનો" અનુવાદકોએ પ્રયત્ન કર્યો છે અને આવા શાસ્ત્રીય ગ્રંથ માટે એજ પદ્ધતિ યોગ્ય છે. અલબત્ત, એથી દુર્બોધ લાગે છે પણ આતો ગુરુપાસે ભણવાનો ગ્રંથ છે. અને આપણામાંથી કોઈ સમર્થ ચિંતક ગુજરાતીમાં આધુનિક શૈલીમા નવીન કાવ્યમીમાંસા રચશે ત્યારે તો આ મુશ્કેલી સર્વથા ટળી જશે. બાકી પ્રાચીન શાસ્ત્રીય ગ્રંથોના અનુવાદો તો આવાજ થવાના. અનુવાદકોએ 'ટિપ્પણોમાં મૂલના અર્થને યથાશક્તિ

સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે' અને એ પ્રયત્ન સફલ થયો છે એમ ટિપ્પણો વાંચતાં જણાય છે. મમ્મટાચાર્યે આપેલાં ઉદાહરણોનું ભાષાંતર પદ્યમાં અને ગદ્યમાં બંનેમાં આપ્યું છે. ઉદાહરણોનાં પદ્યાત્મક ભાષાંતરો સંસ્કૃત કાવ્યોના શિષ્ટ ગુજરાતી અનુવાદો સાથે સરખાવી શકાય એવાં છે. અનુવાદકોએ આ બાબતમાં ગુજરાતના શ્રેષ્ઠ અનુવાદક કે. હ. ધ્રુવને અનુસરવાનો યત્ન કર્યો દેખાય છે અને એ યત્નમાં એમની સફળતા અમને અભિનંદ્ય યોગ્ય લાગે છે. જો કે આથી જુદી રીતે અથવા સરસ રીતે કોઇ કોઇ પદ્યનાં ભાષાંતરો થઈ શકવાનો સંભવ છે એની ના નથી. સૂત્રો અને વૃત્તિ ઘણી વાર ટિપ્પણોની મદદ વગર અને કેટલીક વાર ટિપ્પણોની મદદ લીધા પછી યે ઘણા વાંચનારાઓ માટે અસ્પષ્ટાર્થ રહેવાનો સંભવ છે. પણ ઉદાહરણોનાં પદ્યમય ભાષાંતરો મદદ વગર પણ મોટે ભાગે સરલતાથી સમજાઇ જાય એવાં છે, કર્ણને કઠોર નથી લાગતાં અને મૂલનું સ્વારસ્ય મોટે ભાગે જાળવી શક્યાં છે.

આથી વિગતવાર સમાલોચના માટે અહિં અવકાશ નથી.

છપાઇ, કાગળ, બાંધણી વગેરે બધું પુરાતત્ત્વ મંદિરની પ્રતિષ્ઠાને શોભે એવું છે.

## ૧૮

# 'માલવિકાગ્નિમિત્ર' નો નવો અનુવાદ

મહાકવિ કાલિદાસ વિરચિત **માલવિકાગ્નિમિત્ર નાટક**: સમશ્લોકી અનુવાદ મનનિકા ટીકા સાથે ( કર્તા બલવંતરાય કલ્યાણરાય ઠાકોર ઈ. સ. ૧૯૩૩ મૂલ્ય રૂ. ૧-૦-૦ )

**નાટક**નો અનુવાદ અને મનનિકા ટીકા એને જુદા ગ્રંથો ગણવા પડે એવી અને એવડી ટીકા છે. અનુવાદ સો પાનામાં સમાઇ ગયો છે, ત્યારે મનનિકાએ એકસોચાળીશ પાનાં રોક્યાં છે. ગુણવત્તાની દૃષ્ટિએ પણ મનનિકાનું મૂલ્ય મારે મન તો મોટું છે. અને જે શાસ્ત્રીય તથા ઐતિહાસિક પ્રશ્નોનું વિવેચન આ મનનિકામાં કરવામાં આવ્યું છે તેમા મને ખાસ રસ હોવાથી મુખ્યત્વે એ ભાગનું અવલોકન કરવાનો આ પ્રયત્ન છે. છતાં અનુવાદ વિષે અલ્પ સૂચન કર્યા વગર નહિ ચાલે.

મહાકવિ કાલિદાસની કલા એવી શાશ્વત ગુણવાળી છે કે દેશ, કાળ અને કલારુચિમા મોટા ફેરફારો થયા છતા એની આકર્ષકતા ઓછી થતી નથી અને જ્યાં સુધી એની આકર્ષકતા ટકી રહે ત્યાં સુધી અનુવાદના અને મનનિકાના આવા ઉત્તમ કોટિના પ્રયાસો થયા કરે એ પણ જરૂરનું છે. કાલિદાસનાં બીજાં નાટકોના ગુજરાતીમા એક કરતાં વધારે અનુવાદો થયા છે એ મારા જાણવામાં હતું અને કેટલાક જોયા પણ છે. પરંતુ માલવિકાગ્નિમિત્રનો તો આ પ્રથમ

સ્પષ્ટ કરવા પ્રયત્ન કર્યો છે' અને એ પ્રયત્ન સફલ થયો છે એમ ટિપ્પણો વાંચતાં જણાય છે. મમ્મટાચાર્યે આપેલાં ઉદાહરણોનું ભાષાંતર પદ્યમાં અને ગદ્યમાં બંનેમાં આપ્યું છે. ઉદાહરણોનાં પદ્યાત્મક ભાષાંતરો સંસ્કૃત કાવ્યોના શિષ્ટ ગુજરાતી અનુવાદો સાથે સરખાવી શકાય એવાં છે. અનુવાદકોએ આ બાબતમાં ગુર્જરરત્નના શ્રેષ્ઠ અનુવાદક કે. હ. ધ્રુવને અનુસરવાનો યત્ન કર્યો દેખાય છે અને એ યત્નમાં એમની સફળતા અમને અભિનંદન યોગ્ય લાગે છે. જો કે આથી જુદી રીતે અથવા સરસ રીતે કોઇ કોઇ પદ્યનાં ભાષાંતરો થઈ શકવાનો સંભવ છે એની ના નથી. સૂત્રો અને વૃત્તિ ઘણી વાર ટિપ્પણોની મદદ વગર અને કેટલીક વાર ટિપ્પણોની મદદ લીધા પછી યે ઘણા વાંચનારાઓ માટે અસ્પષ્ટાર્થ રહેવાનો સંભવ છે. પણ ઉદાહરણોનાં પદ્યમય ભાષાંતરો મદદ વગર પણ મોટે ભાગે સરલતાથી સમજાઇ જાય એવાં છે, કર્ણને કઠોર નથી લાગતાં અને મૂલનું સ્વારસ્થ્ય મોટે ભાગે જાળવી શક્યાં છે.

આથી વિગતવાર સમાલોચના માટે અહિં અવકાશ નથી.

છપાઇ, કાગળ, બાંધણી વગેરે બધું પુરાતત્ત્વ મંદિરની પ્રતિષ્ઠાને શોભે એવું છે.

વાર્તાકારોએ સમશ્લોકી અનુવાદનો આગ્રહ નથી રાખ્યો, અથવા મૂળના ચાર ચરણોનો અનુવાદ ચાર કરતા વધારે ચરણોમા દર્શાવવાની છુટ લીધી છે. કેટલાક વળી મૂળના થોડા શબ્દો અનુવાદમા છોડી દે છે. પણ જે અનુવાદમાં કર્તા સમશ્લોકી અને તે પણ પુન અનુવાદનો આગ્રહ રાખે તેને ગુજરાતીમા સાધારણ રીતે અલ્પપ્રયુક્ત શબ્દો વાપર્યા વગર ચાલે નહિ. પરિણામે તેની પદરચના કાઇક ક્લિષ્ટ લાગવાને સંભવ છે. દાખલા તરીકે આ અનુવાદના અ ક બીજાનો તેરમો શ્લોક જુઓ ..મૂળ શ્લોકનો બધો અર્થ અનુવાદમા છે, પણ 'ગોપાનસીઓ' અને 'દ્રુમ' જેવા ગુજરાતીમા અરૂઢ શબ્દો વાપરવા પડ્યા છે કહેવાની મતલબ એ છે કે સરલતાનો અતિ આગ્રહ હોય તો 'મુલાનુબિબી' સમશ્લોકી અનુવાદની આશા ન રાખવી. નહિ તો થોડી ક્લિષ્ટતા નિભાવી લેવી. વળી અઘરા શબ્દોની સમજુતી મનનિકામા આપી છે. અને વીશપચીસ વર્ષ પહેલા આ પુસ્તકના કર્તા કહે છે તેમ 'અતિસંસ્કૃત કે દુર્બોધ' ગણાત તે આજે સામાન્ય ગુજરાતી અને સુબોધ ગણાય છે, ને આવતા જમાનામા વાચનાર વર્ગની એથી પણ વધારે પ્રગતિ થવાની આશા રાખી શકાય મારો અનુભવ તો એવો છે કે પહેલીવાર વાચતા ક્લિષ્ટ લાગેલા પદો પણ મેત્રણવાર વાચવાથી સુગમ થઈ જાય છે એટલુ જ નહિ પણ આ માલવિકાગ્નિમિત્રની 'તખ્તાલાયકી'ની મનનિકામા પ્રશંસા કરવામાં આવી છે અને હવે 'એમેચ્યોર્સ' શોખીનો નાટકો ભજવે છે તો આ નાટકેય ભજવી જોવા જેવુ છે આધુનિક તખ્તા ઉપર ભજવતા કરવા પડે એવા કેટલાક ફેરફારો માટે મનનિકામા સુચનો છે અને ભજવતા પદ ભાગ ક્વચિત્ દુર્ગમ રહેવા છતા સમગ્ર વસ્તુ સમજવામા કે તેનો રસ ગ્રહણ કરવામા વાધો નહિ આવે એમ મને લાગે છે.

**અથ મનનિકા**—મનનિકામા ઘણી વસ્તુનો સમાવેશ કરવામા આવ્યો છે. જો કે કર્તા નિવેદનમા જણાવે છે કે મનનિકાનું કદ વધી ના જાય એટલા માટે 'અલકાર, બીજા ગ્રંથો, કર્તાઓ

અનુવાદ છે એમ હું માનતો હતો ત્યાં પ્રસ્થાન (પુ. ૧૬ અં. ૩)માં આ ગ્રંથનું અવલોકન કરતાં શ્રી. ર. છો. પરીખે અજવાળું પાડ્યું કે 'આ ત્રીજો કે ચોથો પ્રયત્ન છે.' પણ હજી મેં બીજા જોયા નથી. એટલે આ નાટકના જ અનુવાદોની પરસ્પર સરખામણી નહિ કરી શકું. અને મને તેવી જરૂર પણ નથી લાગતી. હું તો એક બે બિંદુઓને જ સ્પર્શ કરવા ઇચ્છું છું.

(૧) સંસ્કૃત ભાષાની કૃતિઓના અનુવાદકર્તાને મૂળના સંપાદક પેઠે જ પાઠનિર્ણયની માથાકૂટમાં પડવું પડે છે એ પ્રસિદ્ધ છે. મનનિકા, ટીકાના આરંભમાં જ અનુવાદકર્તા કહે છે કે 'મેં બાર સંપાદનાઓ અને એક અંગ્રેજી તરજુમો જોઇ તેમાંની નીચેની ૬ ઉપરથી પાઠ-નિર્ણય કર્યો છે.' અને પાઠનિર્ણયના સંબંધમાં આ વિદ્વાને શું ધોરણ રાખ્યું છે એની ચર્ચા એમણે મનનિકામાં અનેક સ્થળે કરી છે. (જુઓ દ્વિકેંદ્રી અને ત્રિકેન્દ્રી દશ્યોના પૃથક્કરણની ચર્ચા પૃ. ૧૮૩ થી ૧૮૫, ૧૭૨, પૃ. ૧૬૫ વગેરે) પાઠનિર્ણયની એમની દૃષ્ટિ મને મોટે ભાગે યથાર્થ લાગે છે તથા એમની પાઠ પસંદગી મને રુચી છે એટલું જ આ વિષયમાં મારે કહેવાનું છે.

(૨) નાટકના ગદ્યભાગનો અનુવાદ પણ 'રેખારંગપ્રભાદિરચનામાં, મૂલનું બરાબર પ્રતિબિંબ ધારણ કરે છે એમ મને મૂલનાં વચનો સાથે આ અનુવાદનાં વચનો વાંચતાં લાગે છે. અને કેવળ ગુજરાતી પુસ્તક તરીકે આને વાંચનાર પણ રસથી વાંચી સમજી શકે એવી સુબોધ, પ્રવાહી રચના છે.

(૩) પદ્યભાગનો અનુવાદ સમશ્લોકી છે. સમશ્લોકી અનુવાદની મુશ્કેલીઓ એવો અનુવાદ કરવાનો પ્રયત્ન કરનાર જ જાણી શકે છે. સંસ્કૃત ભાષાનું બંધારણ એવું છે કે એ ભાષાના એક શ્લોકના ચાર ચરણના બધા શબ્દોનો અર્થ બીજી ભાષામાં એવડા જ માપના ચરણોમાં સમાવવો એ અતિ મુશ્કેલ છે. અને એ કારણથી ઘણા અનુ-

વાર્તાકર્તાઓએ સમશ્લોકી અનુવાદનો આગ્રહ નથી રાખ્યો, અથવા મૂળના ચાર ચરણોનો અનુવાદ ચાર કરતા વધારે ચરણોમા દર્શાવવાની છુટ લીધી છે કે નાક વગી મૂળના થોડા શબ્દો અનુવાદમા છોડી દે છે પણ જે અનુવાદના કર્તા સમશ્લોકી અને તે પણ પુન અનુવાદનો આગ્રહ રાખે તેને ગુજરાતીમા સાધારણ રીતે અલ્પપ્રયુક્ત શબ્દો વાપર્યા વગર ચાલે નહિ. પરિણામે તેની પદ્યરચના કાઇક કિલષ્ટ લાગવાને સભવ છે. દાખલા તરીકે આ અનુવાદના ચક બીજાનો તેરમો શ્લોક જુઓ મૂળ શ્લોકનો બધો અર્થ અનુવાદમા છે, પણ ‘ગોપાનસીઓ’ અને ‘દ્રુમ જેવા ગુજરાતીમા અરૂઢ શબ્દો વાપરવા પડ્યા છે કહેવાની મતલબ એ છે કે સરલતાનો અતિ આગ્રહ હોય તો ‘સુલાતુબિબી’ સમશ્લોકી અનુવાદની આશા ન રાખવી. નહિ તો થોડી કિલષ્ટતા નિભાવી લેવી. વળી અઘરા શબ્દોની સમજુતી મનનિકામા આપી છે અને વીશપચીસ વર્ષ પહેલા આ પુસ્તકના કર્તા કહે છે તેમ ‘અતિમરકૃત કે દુર્બોધ’ ગણાત તે આજે સામાન્ય ગુજરાતી મને સુબોધ ગણાય છે, ને આવતા જમાનામા વાચનાર વર્ગની એથી પણ વધારે પ્રગતિ થવાની આશા રાખી શકાય મારો અનુભવ તો એવો છે કે પહેલીવાર વાચતા કિલષ્ટ લાગેલા પદ્યો પણ મેત્રણવાર વાચવાથી સુગમ થઈ જાય છે એટલુ જ નહિ પણ આ માનવિકાગ્નિમિત્રની ‘તખ્તાલાયકી’ની મનનિકામા પ્રશસા કરવામા આવી છે અને હવે ‘એમેચ્યોર્સ’ શોખીનો નાટગ ભજવે છે તો આ નાટક ય ભજવી જોવા જેવુ છે આધુનિક તખ્તા ઉપર ભજવતા કરવા પડે એવા કેટલાક ફેરફારો માટે મનનિકામા સુચનો છે અને ભજવતા પદ્ય ભાગ ક્વચિત્ દુર્ગમ રહેવા છતા સમગ્ર વસ્તુ સમજવામા કે તેનો રસ ગ્રહણ કરવામા વાધો નહિ આવે એમ મને લાગે છે

**અધ મનનિકા**—મનનિકામા ઘણી વસ્તુનો સમાવેશ કરવામા આવ્યો છે જો કે કર્તા નિવેદનમા જણાવે છે કે મનનિકાનુ કદ વધી ના જાય એટલા માટે ‘અનમાર, બીજા ગ્રથો, કર્તાઓ

આદિમાંથી તુલના માટે અવતરણો વગેરે આવી ટીકાના ખાસ ગણાતા વિષયો ને ક્વચિત્ સ્પર્શ માત્ર કરીને ' જતા કર્યા છે. મનનિકાના અનેકાનેક વિષયોમાંથી પાઠનિર્ણયનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. સાધારણ રીતે આવી ટીકાનો મુખ્ય વિષય હોય છે મૂળનું સ્પષ્ટિકરણ અને તે આ મનનિકાનું પણ મુખ્ય અંગ છે, પણ એ ઉપરાંત સંસ્કૃત નાટકને લગતી સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાની આજ્ઞાઓ, બલાબળો, રૂઢિઓ, એ જમાનાના લોકમાનનનાં વલણો, એ સમયના આચાર વિચારો વગેરે વિષયોનું, નિવેદનમાં કર્તા કહે છે તેમ આ અને આ જાતની કલાકૃતિઓને તથા તેના કર્તાઓને અન્યાય ન થઇ જાય એ માટે, આવશ્યક વિવરણ કર્યું છે. કાલિદાસ ક્યારે થઇ ગયો એની ચર્ચા મનનિકાના પરિશિષ્ટ બીજામા કરી છે અને જે વંશના ગર્ભપુરુષની :આ નાટકના નાયક તરીકે કાલિદાસે પસંદગી કરી છે તથા જે વંશના ઇતિહાસને લગતી એકમે બાબ્ઓ આ નાટકમા કવિએ ગુંથી છે તે શુંગવંશનો ઇતિહાસ આ લેખ અને સાથેસાથે શુંગકાળથી ગુપ્તકાળ સુધીના ઇતિહાસનો–ખરી રી ઐતિહાસિક પ્રકાશની મદદથી એ છસ્સોસાતસો વર્ષના ગાળામા અ' ભુત રીતે ઉગી ગયેના સમાજનું રેખાચિત્ર દોરવાનો મનનિકાન આરંભમા પ્રયત્ન કર્યો છે. એ ચિત્રની મદદ વગર આ નાટકની તથ મનનિકાની ઘણી વાતો બરાબર સમજવી મુશ્કેલ છે. કાલિદાસની અપ્રતિમ પ્રતિભા શૈલી, શક્તિ વગેરે એ કવિના મોટા ગુણોની ચર્ચા સાથે આ નાટકની ખામીઓનું પણ વિવેચન કર્યું છે ( જુઓ પરિશિષ્ટ ૧ તથા ત્યા ઉલ્લેખેલી મનનિકા કંડિકાઓ ) છન્દોવ્યાખ્યા પ્રત્યેક અંકની મનનિકાના અન્તને શોભાવે છે.

મનનિકાના મુખ્ય વિષયોની આ ગણતરી તેની વ્યાપકતા સુચવવા ખાતર કરી છે. હવે પ્રત્યેક વિષયની ચર્ચા વિષે અવલોકનમાં પોતાનું મત રજુ કરવું અને તેનાં સાધકબાધક પ્રમાણો આપવા એમનું એ માસિકનું અવલોકન નહિ પણ મનનિકાની મનનિકા થાય.

એટલે આ ગણતરીથી સંતોષ માની એ ત્રણ મુખ્ય મુદ્દાઓ વિષે મારું મન સંક્ષેપમાં કહેવા ઇચ્છું છુ.

કાલિદાસનો સમય પહેલો લઈએ. એ મહા કવિના સમય વિષે ઘણા વર્ષોથી 'વાદા વાદિ' ચાલ્યા કરે છે અને જો કે મુ. શ્રી બ. ક ઠાકોર કહે છે તેમ 'કાલિદાસ ધારાનગરીના રાજા ભોજ અને આગલી ધાયણનો સમકાલીન હતો એ મત તો જુના ઝૈમાનાના રેલાસલ્લા શાસ્ત્રીઓ પણ ઉચરતા બધ પડી ગયા છે, (પૃ ૨૩૪) પણ ઈ. સ. ૬૩૪મા ઐહોલની પ્રશસ્તિ લખનાર રવિકીર્તિ અને તેના સમકાલીન કવિ બાણની પહેલા અને શુગવશી અગ્નિમિત્રનુ નાટક લખે છે માટે તે પછી–ઈ સ પૂર્વે ૧૫૦થી ઈ સ ૬૦૦ વચ્ચે–કોઈ પણ સમયે આ મહા કવિ થઈ ગયો એટલુ નિર્વિવાદ છે પણ એ ગાળામા ક્યારે એ બાબતમા મતભેદ હજી ચાલ્યા કરે છે. અને પક્ષપાતરહિત, અહતામમતા રહિત, શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિની ન્યૂનતા એજ આ મતભેદ ચાલ્યા કરવાનુ કારણ મને તો લાગે છે. નહિ તો ઈ સ ૪૭૩ની પ્રશસ્તિ લખનાર કવિ વત્સભટ્ટિ પહેલા અને ગુપ્તોની ચડતીના સમયમા જરૂઆ કવિ થઇ ગયો એટનુ એ કવિની કૃતિઓમાથી જે સમાજચિત્ર આપણને દેખાય છે તેને ગુપ્ત કાલીન ઐતિહાસિક સામગ્રીની મદદથી દૃશ્યમાન ચિત્ર સાથે સમ્ભાવતા સ્પષ્ટ દેખાય છે. મનનિકામરે કાલિદાસના આ સમયનિર્ણય માટેના અનુમાનો સચોટ રીતે મુક્યા છે એવો મારો મત છે ગુપ્તકાળમા પણ આગળપાછળ ક્યારે થઈ ગયો. ઈ સ ૩૮૦–૯૦થી ઈ સ-૪૬૦–૬૫ લગી કે ઈ સ ૩૨૦ની આસપાસથી ઈ સ ૪૦૦ સુધી? બંને પક્ષ સભવિત છે મનનિકાકાર કાલિદાસને ઇ સ ચોથા શતકમાં મુકવા માટે 'કાલિદાસે વિક્રમોર્વશી પછી માલવિકાગ્નિમિત્ર રચ્યુ હોય, જો કે ભજવાયુ અને પ્રસિદ્ધ થયુ તો આ પહેલું. એમ લેતા કવિએ આ ભમા કોઇ નાના નનો ગાત્રય રચ્યો હોય અને ત્યાથી સમુદ્રગુપ્તે પોતાની સભામા એને ખેચી

આદિમાંથી તુલના માટે અવતરણો વગેરે આવી ટીકાના ખાસ ગણાતા વિષયો ને ક્વચિત્ સ્પર્શ માત્ર કરીને ' જતા કર્યા છે. મનનિકાના અનેકાનેક વિષયોમાંથી પાઠનિર્ણયનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. સાધારણ રીતે આવી ટીકાનો મુખ્ય વિષય હોય છે મૂળનું સ્પષ્ટીકરણ અને તે આ મનનિકાનું પણ મુખ્ય અંગ છે, પણ એ ઉપરાંત સંસ્કૃત નાટકને લગતી સંસ્કૃત નાટ્યશાસ્ત્રમાની આજ્ઞાઓ, ભલામણો, રૂઢિઓ, એ જમાનાના લોકમાનસનાં વલણો, એ સમયના આચાર વિચારો વગેરે વિષયોનું, નિવેદનમાં કર્તા કહે છે તેમ આ અને આ જાતની કલાકૃતિઓને તથા તેના કર્તાઓને અન્યાય ન થઇ જાય એ માટે, આવશ્યક વિવરણ કર્યું છે. કાલિદાસ ક્યારે થઇ ગયો એની ચર્ચા મનનિકાના પરિશિષ્ટ બીજામાં કરી છે અને જે વંશના રાજપુત્રની આ નાટકના નાયક તરીકે કાલિદાસે પસંદગી કરી છે તથા જે વંશના ઇતિહાસને લગતી એકમે બાબતો આ નાટકમા કવિએ ગુંથી છે તે શુંગવંશનો ઇતિહાસ આ લેખના અને સાથેસાથે શુંગકાળથી ગુપ્તકાળ સુધીના ઇતિહાસનો—ખરી રીતે ઐતિહાસિક પ્રકાશની મદદથી. એ છસ્સોસાતસો વર્ષના ગાળામાં અદ્ભુત રીતે ઝડવી ગયેલા સમાજનું રેખાચિત્ર દોરવાનો મનનિકાના આરંભમાં પ્રયત્ન કર્યો છે. એ ચિત્રની સહાય વગર આ નાટકની તથા મનનિકાની ઘણી વાતો બરાબર સમજવી મુશ્કેલ છે. કાલિદાસની અપ્રતિમ પ્રતિભા શૈલી, શક્તિ વગેરે એ કવિના મોટા ગુણોની ચર્ચા સાથે આ નાટકની ખામીઓનું પણ વિવેચન કર્યું છે ( જુઓ પરિશિષ્ટ ૧ તથા ત્યા ઉલ્લેખેલી મનનિકા કંડિકાઓ ) છન્દોવ્યાખ્યા પ્રત્યેક અંકની મનનિકાના અન્તને શોભાવે છે.

મનનિકાના મુખ્ય વિષયોની આ ગણતરી તેની વ્યાપકતા સૂચવવા ખાતર કરી છે. હવે પ્રત્યેક વિષયની ચર્ચા વિષે અવલોકનમાં પોતાનું મત રજુ કરવું અને તેનાં સાધકબાધક પ્રમાણો આપવા એમનું એ માસિકનું અવલોકન નહિ પણ મનનિકાની મનનિકા થાય-

એટલે આ ગણુતરીથી સંતોષ માની એ ત્રણ મુખ્ય મુદ્દાઓ વિષે મારું મન સંક્ષેપમાં કહેવા ઇચ્છું છું.

કાલિદાસનો સમય પહેલો લઈએ. એ મહા કવિના સમય વિષે ઘણાં વર્ષોથી ‘વાદા વાદિ’ ચાલ્યા કરે છે અને જો કે મુ. શ્રી બ. ક. ઠાકોર કહે છે તેમ ‘કાલિદાસ ધારાનગરીના રાજા ભોજ અને ગાંગલી ઘાંચણનો સમકાલીન હતો એ મત તો જુના ઝમાનાના રેવાસંઘા શાસ્ત્રીઓ પણ ઉચ્ચરતા બંધ પડી ગયા છે., (પૃ. ૨૩૪) પણ ઈ. સ. ૬૩૪માં ઐહોલની પ્રશસ્તિ લખનાર રવિકીર્તિ અને તેના સમકાલીન કવિ બાણની પહેલાં અને શુંગવંશી અગ્નિમિત્રનું નાટક લખે છે માટે તે પછી-ઈ. સ. પૂર્વે ૧૫૦થી ઈ. સ. ૬૦૦ વચ્ચે-કોઈ પણ સમયે આ મહા કવિ થઈ ગયો એટલું નિર્વિવાદ છે. પણ એ ગાળામાં ક્યારે એ બાબતમાં મતભેદ હજી ચાલ્યા કરે છે. અને પક્ષપાતરહિત, અહંતામમતા રહિત, શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિની ન્યૂનતા એ જ આ મતભેદ ચાલ્યા કરવાનું કારણ મને તો લાગે છે. નહિ તો ઈ. સ. ૪૭૩ની પ્રશસ્તિ લખનાર કવિ વત્સભટ્ટિ પહેલાં અને ગુપ્તોની ચડતીના સમયમાં જ આ કવિ થઇ ગયો એટલું એ કવિની કૃતિઓમાંથી જે સમાજચિત્ર આપણને દેખાય છે તેને ગુપ્તકાલીન ઐતિહાસિક સામગ્રીની મદદથી દશ્યમાન ચિત્ર સાથે સરખાવતાં સ્પષ્ટ દેખાય છે. મનનિકાકારે કાલિદાસના આ સમયનિર્ણય માટેનાં અનુમાનો સચોટ રીતે મુકયાં છે એવો મારો મત છે. ગુપ્તકાળમાં પણ આગળપાછળ ક્યારે થઈ ગયો; ઈ. સ. ૩૮૦-૯૦થી ઈ. સ. ૪૬૦-૬૫ લગી કે ઈ. સ. ૩૨૦ની આસપાસથી ઈ. સ. ૪૦૦ સુધી? બંને પક્ષ સંભવિત છે. મનનિકાકાર કાલિદાસને ઇ. સ. ચોથા શતકમાં મુકવા માટે ‘કાલિદાસે વિક્રમોર્વશી પછી માલવિકાગ્નિમિત્ર રચ્યું હોય, જો કે ભજવાયું અને પ્રસિદ્ધ થયું તો મા. પહેલું. એમ લેતાં કવિએ આરંભમાં કોઇ નાના રાજાનો આશ્રય સેવ્યો હોય અને ત્યાંથી સમુદ્રગુપ્તે પોતાની સભામાં એને ખેંચી

આદિમાંથી તુલના માટે અવતરણો વગેરે આવી ટીકાના ખાસ ગણાતા વિષયો ને ક્વચિત્ સ્પર્શ માત્ર કરીને ' જતા કર્યા છે. મનનિકાના અનેકાનેક વિષયોમાંથી પાઠનિર્ણયનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. સાધારણ રીતે આવી ટીકાનો મુખ્ય વિષય હોય છે મૂળનું સ્પષ્ટિકરણ અને તે આ મનનિકાનું પણ મુખ્ય અંગ છે, પણ એ ઉપરાંત સંસ્કૃત નાટકને લગતી સંસ્કૃત નાટ્ય શાસ્ત્રમાંની આજ્ઞાઓ, બલાબલો, રૂઢિઓ, એ જમાનાના લોકમાનસનાં વલણો, એ સમયના આચાર વિચારો વગેરે વિષયોનું, નિવેદનમાં કર્તા કહે છે તેમ આ અને આ જાતની કલાકૃતિઓને તથા તેના કર્તાઓને અન્યાય ન થઇ જાય એ માટે, આવશ્યક વિવરણ કર્યું છે. કાલિદાસ ક્યારે થઇ ગયો એની ચર્ચા મનનિકાના પરિશિષ્ટ બીજામાં કરી છે અને જે વંશના ગજપુરુષની :આ નાટકના નાયક તરીકે કાલિદાસે પસંદગી કરી છે તથા જે વંશના ઇતિહાસને લગતી એકએ બાબતો આ નાટકમાં કવિએ ગુંથી છે તે શુંગવંશનો ઇતિહાસ આ લેખના અને સાથેસાથે શુંગકાળથી ગુપ્તકાળ સુધીના ઇતિહાસનો–ખરી રીતે ઐતિહાસિક પ્રકાશની મદદથી. એ છસોસાતસો વર્ષના ગાળામાં અદ્ભુત રીતે ફાલી ગયેલા સમાજનું રેખાચિત્ર દોરવાનો મનનિકાના આરંભમાં પ્રયત્ન કર્યો છે. એ ચિત્રની સહાય વગર આ નાટકની તથા મનનિકાની ઘણી વાતો બરાબર સમજવી મુશ્કેલ છે. કાલિદાસની અપ્રતિમ પ્રતિભા શૈલી, શક્તિ વગેરે એ કવિના મોટા ગુણોની ચર્ચા સાથે આ નાટકની ખામીઓનું પણ વિવેચન કર્યું છે ( જુઓ પરિશિષ્ટ ૧ તથા ત્યાં ઉલ્લેખેલી મનનિકા કંડિકાઓ ) છન્દોવ્યાખ્યા પ્રત્યેક અંકની મનનિકાના અન્તને શોભાવે છે.

મનનિકાના મુખ્ય વિષયોની આ ગણતરી તેની વ્યાપકતા સૂચવવા ખાતર કરી છે. હવે પ્રત્યેક વિષયની ચર્ચા વિષે અવલોકનમાં પોતાનું મત રજુ કરવું અને તેનાં સાધકબાધક પ્રમાણો આપવા એમનું એ માસિકનું અવલોકન નહિ પણ મનનિકાની મનનિકા થાય.

એટલે આ ગણતરીથી સંતોષ માની એ ત્રણ મુખ્ય મુદ્દાઓ વિષે મારું મત સંક્ષેપમાં કહેવા ઇચ્છું છું.

કાલિદાસનો સમય પહેલો લઈએ. એ મહા કવિના સમય વિષે ઘણાં વર્ષોથી 'વાદા વાદિ' ચાલ્યા કરે છે અને જો કે સ્વ. શ્રી બ. ક. ઠાકોર કહે છે તેમ 'કાલિદાસ ધારાનગરીના રાજા ભોજ અને ગાંગલી ઘાંચણનો સમકાલીન હતો એ મત તો જુના જમાનાના રેવાસવા શાસ્ત્રીઓ પણ ઉચરતા બંધ પડી ગયા છે.', (પૃ. ૨૩૪) પણ ઈ. સ. ૬૩૪માં ઐહોલની પ્રશસ્તિ લખનાર રવિકીર્તિ અને તેના સમકાલીન કવિ બાણની પહેલાં અને શુંગવંશી અગ્નિમિત્રનું નાટક લખે છે .માટે તે પછી–ઈ. સ. પૂર્વે ૧૫૦ થી ઈ. સ. ૬૦૦ વચ્ચે–કોઈ પણ સમયે આ મહા કવિ થઈ ગયો એટલું નિર્વિવાદ છે. પણ એ ગાળામાં ક્યારે એ બાબતમાં મતભેદ હજી ચાલ્યા કરે છે. અને પક્ષપાતરહિત, અહંતામમતા રહિત, શુદ્ધ ઐતિહાસિક દૃષ્ટિની ન્યૂનતા એ જ આ મતભેદ ચાલ્યા કરવાનું કારણ મને તો લાગે છે. નહિ તો ઈ. સ. ૪૭૩ ની પ્રશસ્તિ લખનાર કવિ વત્સભટ્ટિ પહેલાં અને ગુપ્તોની ચડતીના સમયમાં જ, આ કવિ થઇ ગયો એટલું એ કવિની કૃતિઓમાંથી જે સમાજચિત્ર આપણને દેખાય છે તેને ગુપ્ત-કાલીન ઐતિહાસિક સામગ્રીની મદદથી દૃશ્યમાન ચિત્ર સાથે સરખાવતાં સ્પષ્ટ દેખાય છે. મનનિકાકારે કાલિદાસના આ સમયનિર્ણય માટેનાં અનુમાનો સચોટ રીતે મુક્યાં છે એવો મારો મત છે. ગુપ્તકાળમાં પણ આગળપાછળ ક્યારે થઈ ગયો; ઈ. સ. ૩૮૦–૯૦ થી ઈ. સ. ૪૬૦–૬૫ લગી કે ઈ. સ. ૩૨૦ ની આસપાસથી ઈ. સ. ૪૦૦ સુધી ? બને પક્ષ સંભવિત છે. મનનિકાકાર કાલિદાસને ઇ. સ. ચોથા શતકમાં મુકવા માટે 'કાલિદાસે વિક્રમોર્વશી પછી માલવિકાગ્નિમિત્ર રચ્યું હોય, જો કે ભજવાયું અને પ્રસિદ્ધ થયું તો મા. પહેલું. એમ લેતાં કવિએ આરંભમાં કોઇ નાના રાજાનો આશ્રય સેવ્યો હોય અને ત્યાંથી સમુદ્રગુપ્તે પોતાની સભામાં એને ખેંચી

લીધો હોય એમ લઈએ તો એવો બનાવ ઈ. સ. ૩૪૦–૪૫મા બને.' આ રીતે અનુમાન મુકે છે. આ સામે વત્સભટ્ટિના લેખમા કશું હોય એમ તો મને યે લાગતું નથી. પણ રઘુવંશ (સ. ૪)મા કાલિદાસે વક્ષુ (ઓક્સસ)ના કાંઠા ઉપર હૂણોનો ઉલ્લેખ કર્યો છે એ હકીકત ઉપર સ્વ. પુરાવિદ પાઠક અને વિન્સેન્ટ સ્મિથ પેઠે જોર દેવામા આવે તો કાલિદાસને ઇ સ. ૪૫૫–૬૦ સુધી જીવતો માનવો પડે અને તો સમુદ્રગુપ્તે નહિ પણ ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ઈ. સ. ચોથા શતકની છેલ્લી દશામા–કદાચ છેલ્લા વર્ષોમા સુરાષ્ટ્ર વિજય કરીને વળતા માળવેથી સાથે લીધો હોય, એમ બને. ઠીક, ઉપર કહેલા બે વિકલ્પોમાથી અમુક એકને જ નિશ્ચિત ઠરાવવા માટે અત્યારે કશું સાધન નથી પણ મનનિકામાર કહે છે તેમ કામન્દકનીતિનો સમય હવે લગભગ ચોક્કસ થઇ ગયો છે તો એની સાથે સરખામણી કરીને કાલિદાસે એ ગ્રંથ જોયેલો કે નહિ એટલુ નક્કી કરી શકાય અથવા કુન્તલેશ્વર દૌત્ય મહાકાવ્ય મળી આવે તો કાલિદાસના સમયનિર્ણયમા આથી વધારે ચોક્કસાઇ આવે એ વાત હુ માનું છું.

કાલિદાસના સમય વિષે આટલું બસ છે. કાલિદાસની શક્તિ વિષે કાંઇ કહેવાની જરૂર નથી મનનિકા ખરું જ કહે છે કે 'કાલિદાસ કવિ ન થયો હોત તો પંડિતોમા પંકાત એવો વ્યુત્પન્ન વિદ્વાન્ હતો' (પૃ ૨૨૯) અને તેની કવિતા વિષે 'ગુપ્તયુગના વિચારમિનારને કાલિદાસે હૃદય નાચી રહે, કલ્પના મોહી પડે અને જિહ્વા આનંદાશ્ચર્ય રટી રહે એવી અનુપમ કવિતામા ગાયો.' (પૃ. ૨૨૯) એ શબ્દોમા જે પ્રશંસા કરવામા આવી છે તે જેટલી સાચી છે તેટલી જ સુંદર છે. વળી કાલિદાસની શૈલી વિષે પણ 'આખી દુનિયાના સાહિત્યમા કાલિદાસની શૈલીની રોનક સાથે સરખામણી માટે લૅટિન ભાષાના મહાકવિ વર્જિલનું જ નામ જડે એમ છે અને વર્જિલની કરતા કાલિદાસની શૈલી સજીવનતામા ચડે.' (પૃ. ૧૦૭) એ મતને સહુ સમજદાર રસજ્ઞો અનુમતિ જ આપશે.

પણ એ મહાકવિનુ આ માલવિકાગ્નિમિત્ર નાટક એ બાબતમા

એની બીજી કૃતિઓથી ઉતરતું છે, એમા કચાવળ અને શિથિલતા પણ છે (જુઓ પૃ. ૨૦૮). બીજી નાટકની ખામીઓ મનનિકામાં દર્શાવી છે. (જુઓ પૃ. ૧૬૮ વગેરે પરિશિષ્ટ ૧મા બતાવેલા સ્થાનો).

શુંગવંશના ઇતિહાસનું દિગ્દર્શન એ વિષયના પ્રમાણભૂત સાહિત્યને અનુસરીને જ છે. માત્ર વિદર્ભવિજયની એક બાબત વિચારણીય કોટિમાં પડે છે. વિદર્ભ અગ્નિમિત્રે જીતી લીધો એમ કાલિદાસે આ નાટકમા નિરૂપ્યું છે તે ઐતિહાસિક લેખે સંપૂર્ણ સ્વીકાર્ય વિન્સેન્ટ સ્મિથે માન્યું છે. ત્યારે કેમ્બ્રિજ હિસ્ટરી ઓફ ઇન્ડીઆ લખે છે કે 'આ વિજય મોટા કે સ્થાયી ન હોઇ શકે. માળવા અને પેઠણ વચ્ચે લગભગ ચાલુ ચાલતી ઝપાઝપીમાંનો ગૌણ વિજય જ હોય.' પણ મનનિકાકાર કહે છે કે 'મને એ પણ નથી બેસતું' એમના કહેવા પ્રમાણે એ વખતની પુષ્પમિત્રના રાજ્યની સ્થિતિ યવનોની સેનાઓ સામે ચાલ્યા કરતી લડાઇઓ, વગેરે જોતાં અગ્નિમિત્ર જેવો બહાદુર જુવાન પુત્ર અને વિદિશાની સેનાઓ યવનો સામે જવાને બદલે વિદિશામા જ પડી રહે, અગ્નિમિત્ર પ્રમદવનમા 'ભાગઅનંગ' જેવો વિહરે એ બહુ અસંભવિત લાગે છે. પણ કવિએ એવી કલ્પના કરી એટલે તેને સંભવિત કોટિમા મુકવા અગ્નિમિત્ર પિતાથી રિસાયો હતો એમ ગોઠવ્યું અને નાયકને હીનતામાથી ઉગારી લેવા—તેના ચરિત્રમા સામર્થ્ય, વીરત્વ વગેરે મોટા રાજકારણની રેખાઓ ઉમેરવા—માટે કવિએ વિદર્ભવિજયનો કલ્પિત બનાવ ઉમેર્યો છે. (જુઓ પૃ. ૧૨૧ તથા પૃ. ૨૧૪, ૨૧૫). અને જે પંડિતોમા કલાદૃષ્ટિ નહિ તેઓએ ઐતિહાસિક દેખાતી વિગત જ્યા મળે ત્યાથી ઝડપી લેવાના ઉત્સાહમાં આ બનાવને ઐતિહાસિક લેખે સ્વીકારી લીધો.

મને પોતાને મનનિકાકારનો આ મત યથાર્થ લાગે છે. સ્વતંત્ર પુરાવો ન મળે ત્યા વિદર્ભવિજયનો બનાવ ઐતિહાસિક માનવાની જરૂર નથી અને દુનિયા માટે મનનિકા પ્રસ્તુતને અન્તે કહ્યું છે કેઃ—

કવિજન, દુનિયા અરસિકઃ રતની ત્યા પે દિ રત્ન ને આપ્યું.
તન કલ્પના મધુ પૈડી પખ્ખો કદિ ઈતિહાસ.

૧૯

## કાલેલકરના લેખો

કાકા કાલેલકરની એક દૃષ્ટિ છે. કાકા પદાર્થોને અને બનાવોને પોતાની ખાસ દૃષ્ટિથી સામાન્યથી જુદે રૂપે જુએ છે અને પછી સરસ સંસ્કારી ભાષામાં પોતાના ચિત્તમાં પડેલું પ્રતિબિંબ ઉતારે છે. એમની આ વિશિષ્ટ દૃષ્ટિને લીધે નવજીવનમાં પ્રસંગવશાત્ લખાયેલાં સામયિક લખાણો ગુજરાતી સાહિત્યમાં ચિરંજીવ સ્થાનનાં અધિકારી ગણાયાં છે.

નવજીવન પ્રકાશન મંદિરે કાલેલકરના લેખો નામથી ૭૪૭ પાનાનું દળદાર પુસ્તક પ્રગટ કર્યું છે. કાકા કાલેલકરે નવજીવનનું તંત્રીપદ હાથમાં લીધું ત્યારથી આરંભી તેઓ ઇ. સ. ૧૯૨૩ ના ફેબ્રુઆરીમાં સરકારના મહેમાન થયા ત્યાંસુધીમાં નવજીવનમાં એમણે લખેલા લેખોનો આમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. કાલાનુક્રમમાં નહિ પણ વિષયવાર લેખોની ગોઠવણી કરી છે. આટલી ગોઠવણ કરવા ઉપરાંત નવજીવન પ્રકાશન મંદિરે કશું કર્યું નથી. પણ અસહકારની રાજકીય હિલચાલને અંગે લખાયેલાં હોવા છતાં કાલેલકર કાકાનાં આ લખાણો વર્તમાન ધાંધલથી એવાં કાંઇક અસ્પૃષ્ટ છે કે ગમે ત્યારે વાંચતાં એમાં રસ આવે છે અને વાંચનાર ઇચ્છે તો એમાંથી બોધ લઇ શકે છે.

**કાલેલકર કાકાની દૃષ્ટિ:**—આ મોટા સંગ્રહમાં જે કાંઇ

વિશેષતા છે તે કાકાની દ્રષ્ટિનીજ છે. એ દ્રષ્ટિના પ્રકાશથી સામાન્ય બનાવ કેવું નવું રૂપ ધારણ કરે છે એ જોવા જેવું છે. સમાજમાં માન્ય—પૂજ્ય ગણાતાં મનુષ્યોની જયન્તિ ઉજવવાનો રિવાજ બધે સામાન્ય છે. વીરપૂજાની મનુષ્યના અંતઃકરણમાં રહેલી વૃત્તિનું આ પરિણામ છે. આ વૃત્તિ માણસમાં બહુ સામાન્ય છે. યૂથનાયક સાથે ટોળાબંધ ફરનાર પશુઓનો આ સ્વભાવ માણસ જાતમાં ઉતરી આવ્યો છે. પણ કાકાએ આ વૃત્તિનું જે સહેતુક પૃથક્કરણ કર્યું છે એ જોવા જેવું છે.

'બે જાતના લોકો જયન્તિઓ ઉજવે છે. જેઓ વીરપુરૂષ પાસેથી પ્રેરણા મેળવવા માગે છે તેઓ, તેમ જ જેઓ વીરપુરૂષ પાસેથી રક્ષણ માગે છે તેઓ. એક વર્ગ વીરોનો ઉપાસક હોય છે અને બીજો વર્ગ આશ્રિત હોય છે. પ્રથમ વર્ગને વીરનાં વીરકર્મમાંથી પ્રેરણા, ઉત્સાહ અને પ્રાણ મળે છે અને તે વીરની ઉપાસના કરી વીર બની જાય છે. બીજો વર્ગ પામર હોય છે. તે હંમેશાં ભયભીત દશામાં રહે છે, ત્યાગથી ડરે છે, ને કહે છે 'આ ભયભીત દશામાંથી જે અમને મુક્ત કરે તે જ અમારો નાથ.'

*            *            *

જયંતિના વિચારનું આ પૃથક્કરણ જુદી જુદી રીતે એમણે વારંવાર આગળ ધર્યું છે. આ દૃષ્ટિબિંદુથી બુદ્ધ અવતારની વાત કરતાં કહે છે કે 'પણ શાક્ય મુનિને અવતાર ગણવો એ જ મને પસંદ નથી. અવતાર એટલે શું? દુનિયાનું દુઃખ જોઈને, જ્ઞાનનો લોપ જોઈને, શુદ્ધ, બુદ્ધ નિત્યમુક્ત એવા પરમેશ્વર દુન્યવી રૂપ ધારણ કરીને નીચે ઉતરે છે તે માણસોમાં રહીને માણસ પેઠે ભલે વર્તે પણ તે માણસ નથી. તેની ન્યાત જુદી છે. તેના અનુગ્રહથી આપણો ઉદ્ધાર ભલે થાય પણ તેનું અનુકરણ કરવાની આપણને ઈચ્છા થવાની નથી'...ગૌતમબુદ્ધ અવતાર ન હતા. દુનિયાનું દુ:ખ જોઈને, સમ્યક્ જ્ઞાનનો અભાવ જોઈને તેઓ ચડયા. સામાન્ય જીવ–શ્રદ્ધાવાન

જીવ—અનેક જન્મ સુધી ચડતા ચડતા બોધિસત્વના બુદ્ધ થયા. મનુષ્યના દેવ બન્યા. શુદ્ધ, બુદ્ધ, મુક્ત બન્યા, આર્ય હતા, અર્હત્ બન્યા; તેમનું જીવન અનુકરણીય છે. સીતા, સાવિત્રીની પેઠે બુદ્ધ ભગવાને પણ માણસ ક્યાં સુધી ચડી શકે છે એ દુનિયાને બતાવી દીધું છે." (પા–૧૨)

આ દૃષ્ટિબિન્દુથી રામકૃષ્ણ પરમહંસને અવતાર ગણવા કે નહિં એ ચર્ચાનો ઉપસંહાર કરતાં કહે છે કેઃ—

'પણ જો આપણે તેમને માણસ ગણીએ તો એમની પાસે એમની પહેલાંની મુડી કેટલી હતી, તે મુડીનો એમણે કેવો ઉપયોગ કર્યો, પોતાના દોષો સામે તેમને કેવું લડવું પડ્યું અને પોતાના પુરૂષાર્થથી તે કેવી રીતે સંપૂર્ણતા અને ઐશ્વર્યપ્રાપ્ત કરી શકયા તે તરફ આપણું ધ્યાન જાય છે. માણસને હિંમત આપનાર બે વચનો આપણી ભાષામાં છેઃ **परित्राणाय साधूनां संभवामि युगे युगे.** એ એક અને 'નર કરણી કરે તો નરકા નારાયણ હોય' એ બીજું. બન્ને ઇશ્વરી વચન છે. પણ બીજું વધારે પ્રાણપ્રદ છે એમાં શક નથી." (પા–૧૭)

વળી રામકૃષ્ણ પરમહંસના મરણની નોંધ લેતાં લખે છે કેઃ—
'શરીર નશ્વર છે, તે યથાકાળે પડવાનુંજ, પણ આપણા સમાજની પામરતા જોઇ દુઃખ થાય એવું છે. સાધુસન્તોએ ઉપદેશેલા માર્ગ પ્રમાણે ચાલનાર ઓછા હોય છે. પણ સાધુના ચરણનો સ્પર્શ કરી, તેનું દર્શન કરી, તેનો અવાજ કાનમાં ભરી લઇ, તેના પ્રસાદના બે ચાર ટુકડાઓ ખાઇ જઇ, તેના નામનો જયઘોષ કરી પાવન થઇ જવા માગનાર કૃપણ લોભીઓની જ સંખ્યા વધારે હોય છે.........શાક વેચનારી પાસેથી બે શીંગ વધારે કઢાવવાની વૃત્તિ અને આવી રીતે સ્હેજે મોક્ષ મેળવવાની વૃત્તિમાં કશો ફેર નથી.

સમાજમાં લોકસેવક વધે એ ઇચ્છવા જેવું છે. પણ તેની સાથે

સેવા લેનારની સંખ્યા વધે તો મેળ સરખો જ રહેવાનો. સમાજમાં સેવા લેવાની વૃત્તિ વધતી તો જાય છે. સેવકોને તેનો સેવાધર્મ સમજાવી સમજાવીને તેમના ભોગ કરવામાં આવે છે. શું પત્ની, શું દેશસેવક અને શું સાધુસંત—દરેક ઉપભોગ્ય વસ્તુ છે જ, એવી જ માન્યતા વધી પડી છે. (પા. ૨૧)

આ ઉતારામાં દેખાય છે તેમ કાકાનાં નવાં પૃથક્કરણ સાથે આપણા સમાજના દોષ ઉપરના આવા કટાક્ષો મળવાથી એમનું લખાણ ખાસ આકર્ષક બની જાય છે.

કાકા કાલેલકરના લેખોની બીજી વિશેષતા આપણી પ્રાચીન સંસ્કૃતિનો પક્ષપાત છે. જો કે કાલેલકર જેટલું પ્રાચીન તેટલું સારું એવો પૂર્વગ્રહ રાખીને પ્રાચીન સંસ્કૃતિનો બચાવ કરતા નથી. તેમ પ્રાચીન સંસ્કૃતિનાં સર્વ અંગોને આધુનિક સંસ્કૃતિનાં તે અંગો સાથે સરખાવી, આખા વિષયની શાસ્ત્રીય ચર્ચા કરી પ્રાચીન સંસ્કૃતિનું મહત્વ સ્થાપિત કરતા નથી; અને નવજીવનમાં પ્રસંગોપાત્ છુટક છુટક પ્રસિદ્ધ થયેલાં લખાણોમાં આવી શાસ્ત્રીય મીમાંસાનો સંભવ જ નથી. પણ એમણે પ્રાચીન સંસ્કૃતિનાં છુટાં છુટાં તત્વોની ખુબીઓ ઉપર વારંવાર વાંચનારનું ધ્યાન ખેંચ્યું છે, આવે પ્રસંગે કાકા ફક્ત આપણી સંસ્કૃતિના સદંશોનું સૂચન જ કરે છે. આ પ્રકારના લેખોમાં નમુના રૂપ લેખ જોવો હોય તો સત્યનારાયણનો લેખ જોવો. (પા. ૧૯૯ થી ૨૦૧) કાલેલકર કહે છે કેઃ—'સત્યનારાયણની પૂજા લોકોમાં ચાલતી કરવામાં બે હેતુ સધાયેલા છે. લોકોએ સત્યનું સેવન કરવું એ એક ઉદ્દેશ, અને સત્યનો મહિમા સમાજમાં નિરન્તર ગવાતો રહે એ બીજો ઉદ્દેશ. આ પૂજાને ઉત્સવનું નામ આપ્યું નથી. વ્રત કહ્યું છે. એ પણ અહિં ધ્યાનમા લેવા યોગ્ય છે. ઉત્સવમાં આપણે કોઈ ભૂત વૃત્તાન્તનું અથવા કોઇ ધાર્મિક તત્વનું સહર્ષ સ્મરણ કરીએ છીએ. જ્યારે વ્રતમાં આપણે

આપણું જીવન ઉચ્ચતર બનાવવા માટે કોઈ પણ દીક્ષા ગ્રહણ કરીએ છીએ.

સત્યનારાયણની કથા સાંભળવાથી અને સ્વાદિષ્ટ પ્રસાદ ભક્ષણ કરવાથી સત્યનારાયણનો ઉત્સવ થયો ગણાય, તેને કાંઈ વ્રત ગણી ન શકાય. જેને સત્યનારાયણનું વ્રત કરવું તેણે પોતે સર્વ કાળે સર્વ સ્થળે અને સર્વ પ્રસંગોમાં સત્યના આચરણની અને તક મળતાં સર્વ લોકોને સત્યનું મહત્વ સમજાવી સત્યનું કીર્તન કરવાથી દીક્ષા લીધી હોય તો જ તેને સત્યનારાયણનું વ્રત કર્યાનું પુણ્ય મળે, બાકી ન મળે.' (પા. ૨૦૨–૨૦૩).

કાકાની આ નવીન વ્યાખ્યા પ્રમાણે તો અત્યારે એક મહાત્મા ગાંધીજીને જ સત્યનારાયણનું વ્રત કર્યાનું પુણ્ય મળવું જોઈએ. 'સત્યનારાયણનું વ્રત' કહેવાય છે એ વાત સાચી, પણ એ વ્રત એટલે તે દિવસે ઉપવાસ જેટલો જ અર્થ સમજાય છે. અને આથી વધારે અર્થ જે બસો ચારસો વર્ષથી આ વ્રત પ્રચલિત થયું તેમાં કોઈ દિવસ કોઈના મનમાં હશે કે નહિ તે ઈશ્વર જાણે. કથા સાંભળી પ્રસાદ ભક્ષણ કરવા કરતાં વધારે કાંઈ અર્થ હોય તો એ પણ સત્ય-નારાયણ દેવની ભક્તિનો હોવા સંભવ છે. બાકી સત્યની ભક્તિનો અર્થ આ કથા અને વ્રત ચાલુ કરનારના મનમાં કદાચ હશે તો એમાંથી દેખાતો નથી. એટલે ખરી રીતે કાલેલકર આ જુના ખોખામાં નવો પ્રાણ મુકે છે. આ જુની મૂર્તિને નવા સંસ્કાર આપે છે અને ખરેખર તેઓ કહે છે તેમ આ નવા જમાનામાં તો સત્યનારાયણની જુની રીતે નહિં પણ સત્યરૂપ નારાયણની આ નવી રીતે પુજા કર-વામાં આવે તો એ જરૂર 'વાંછિતાર્થ ફલપ્રદ' થાય. મતલબ કે કાલેલકરે સત્યનારાયણની નવી કથા લખી છે. અલબત્ત આપણી જુની–પૌરાણિક પ્રણાલિકાને અનુસરીને જ લખી છે અને પ્રણાલિકાનું આહ્લરૂપ જાળવવા અને મુખ્યત્વે વાંચનારને વિનોદ કરાવવા પ્રાચીન

રીતે ફલશ્રુતિ પણ આપી છે ' વાંછિતાર્થ ફલપ્રદ એવા આ શ્રી સત્યનારાયણ વ્રતનું અને કથાનું આ રહસ્ય જે વાંચશે તેને જ શ્રી સત્યનારાયણનો કૃપા પ્રસાદ મળશે. તે સંસ્કૃત ભાષામાં લખેલું નથી અથવા આધુનિક છે એમ માની જો કોઈ એનો અનાદર કરશે તો તેનું સત્યનારાયણ વ્રત નિષ્ફળ જશે. પણ જો કોઈ ધ્યાન મનનપૂર્વક આનું શ્રવણ કરી સત્યનારાયણનું વ્રત આચરશે તો તે-

सर्व दुःखेभ्यो मुक्तो भर्वात मानवः ।

કલિયુગમાં ગમે તે માણસ ગમે તેવી સારી નરસી કામનાઓ સિદ્ધ કરવા માટે સત્યનારાયણ વ્રત કરવા લાગ્યો, એ જોઈ શ્રી મહાદેવે ફલપ્રાપ્તિના રસ્તામાં એક કીલક અને એક અર્ગલા નાંખી દીધાં છે; જે માણસ જીતેંદ્રિય અને સત્યવાદી હશે તેજ તેનું ઉત્કીલન કરી આ વ્રત ફલનું દ્વાર ઉઘાડી શકશે. इतिशम् ' (પા. ૨૦૬)

આવી ઉગ્ર ફલ શ્રુતી લખેલી હોવા છતાં સત્યનારાયણની મુળ આદી કથા જેટલું એનું આ કાલેલકરોક્ત સુંદર રહસ્ય લોકપ્રિય થવાનો સંભવ નથી. પણ જો સત્યનારાયણની કથાની સાથે સાથે પરિશિષ્ટ રૂપે આ રહસ્ય છપાય અને કથાને અન્તે વંચાય તો એમાં કાંઈ ખોટું નથી. કાંઇક લાભ જ થવાનો સંભવ છે. હાલના રાષ્ટ્રીય સંસ્કારવાળો કોઈ પુસ્તક પ્રકાશક પ્હેલ કરે તો ચાલે.

આપણી પ્રાચીન સંસ્કૃતિમાંથી સદર્થ—કાંઇક નવું જ રહસ્ય ખેંચી કાઢવાની કાલેલકરની શૈલીનો ઉપલો દાખલો નમુના રૂપ છે. જેના જુદી રીતનો દાખલો જોવો હોય તો 'જીવન્ત ઇતિહાસ' વાળો લેખ જુઓ. (પા–૧૬૧ થી ૧૬૪) આપણું પ્રાચીન સાહિત્ય વિશાળ છે. માનવજીવનના ઘણાખરા પ્રશ્નોની ચર્ચા આપણા પૂર્વજોએ કરી છે. એટલુંજ નહિં પણ વ્યાપક અને ઉંડી દૃષ્ટિએ કરી છે. છતાં આ વિશાળ સાહિત્ય ભંડારમાં ક્યાંય ઇતિહાસનો પત્તો નથી. કાલેલકર પહેલાજ પેરેગ્રાફમાં આ હકીકત સ્વીકારે છે. "હિંદુસ્તાનનો

ઇતિહાસ હિંદુસ્તાનના લોકોએ લખેલો નથી એ વિદ્વાનનો આપણે ગમે તેટલો વિરોધ કરીયે, તોપણ પ્રાચીન કાળનો આપણો ઇતિહાસ લખાયેલો છે એવું સિદ્ધ થતું નથી. રામાયણ મહાભારત ઇતિહાસ કહેવાય નહિં, આધુનિક દૃષ્ટિએ તે ઇતિહાસ નથીજ, રામાયણ મહાભારતમાં તેમજ પુરાણોમાં ઇતિહાસ છે, પણ તે ધર્મ નિશ્ચય કરવા માટે જ યોજેલા દૃષ્ટાંત રૂપ છે. મહાવંશ અને દીપવંશ ઇતિહાસ ગણાય પણ તે સીલોનના છે; અને તેમાં આવેલો ઇતિહાસ જુજ છે. કાશ્મીરની રાજતરંગિણી વિષે એમજ કહેવું પડે તેમ છે, ત્યારે આપણો ઇતિહાસ કેમ નથી? જીવનનું ગમે તે અંગ લો, તેમાં આપણા લોકોએ અસાધારણ પ્રાવીણ્ય મેળવેલું છે; છતા આપણામાં ઇતિહાસ કેમ નથી?"

આ ગહન પ્રશ્ન છે આપણામા ઇતિહાસ નથી એ હકીકત છે. કેમ નથી એ પ્રશ્નનો જવાબ આપવો કઠિન છે. આપણા પૂર્વજોએ ઇતિહાસો શા માટે ન લખ્યા એ એમણે પોતે કોઇ ઠેકાણે કહ્યું નથી. સાદું કારણ તો એજ માની શકાય કે આપણા પૂર્વજોમાં ઇતિહાસ દૃષ્ટિનો જ બરાબર વિકાસ નહોતો થયો. "પુરાણો ઇતિહાસ છે ને ધર્મ નિશ્ચય કરવા માટે યોજેલા દૃષ્ટાંત રૂપ છે" એમ ઉપર કાકાએ કહ્યું છે. પણ આ તર્ક ભાગવત કે વિષ્ણુપુરાણ જોઇને કરેલો જણાય છે. આ પુરાણોની યોજના ધર્મ નિશ્ચયને ઉદ્દેશીને કરેલી છે એ વાત ખરી છે. પણ જુના પુરાણોની યોજના જુદી જાતની જણાય છે. રાજાઓ, દેવો, ઋષિઓની વંશાવળી અને તેમાથી અતિ પ્રસિદ્ધના ટુંકામા ચરિત્રો વર્ણવવા એ જુના પુરાણનો મુખ્ય ઉદ્દેશ હતો. (જુઓ વાયુપુરાણ) આ જુના પુરાણોની પહેલી રચના થઈ હશે ત્યારે તો રાજવંશો અને ઋષિવંશોની સાચી ઐતિહાસિક નોંધ થઇ હશે. અત્યારના પુરાણોમા આપેલી કલિયુગના રાજવંશોની વંશાવળીમાંથી શૈશુનાગ વંશથી આન્ધ્ર વંશના અંતપર્યંતની વંશાવળી બીજાં ઐતિહાસિક સાધનોની પરિક્ષામા સાચી ઠરી છે. આ વંશા-

વગીઓ ઉપરાંત રાજ્યોમાં હકીકતોની નોંધ રહેતી હતી એમ માનવાનું કારણ છે અને જે દાનપત્રો વગેરે ઉપરથી આજે આપણે પ્રાચીન ઇતિહાસ ઉકેલવાનો પ્રયત્ન કરીએ છીએ એ સામગ્રી તો કેટલા મોટા જથ્થામાં જુના કાળમાં હશે છતાં ઇતિહાસ નથી એ હકીકત આશ્ચર્યકારક છે અને જુના વખતની જુદી જુદી પ્રજાઓની વિશિષ્ટ સંસ્કૃતિઓની સરખામણી કરતાં સ્પષ્ટ દેખાય છે કે જુદી જુદી શક્તિઓનો વિકાસ થયેલો હોય છે અમુક દિશામાં ગમે તેટલી આગળ વધેલી પ્રજા પણ બીજી દિશામાં કેવળ બાળક હોય છે એવા દૃષ્ટાંતો ઇતિહાસમાં પુષ્કળ છે. ઈ. સ. પૂર્વે પાંચમા શતકનું ગ્રીસ શિલ્પકળા, કાવ્ય અને નાટક, તત્વજ્ઞાન વગેરે અનેક દિશામાં અતિશય ઉંચી ભૂમિકાએ પહોંચેલું પણ સામ્રાજ્યવાદ જેવી સાદી શક્તિઓની બાબતમાં બાળક જેવું હતું. રોમન સામ્રાજ્યે કાયદો, સામ્રાજ્ય વ્યવસ્થા વગેરે દિશાઓમાં અપૂર્વ વિકાસ સાધ્યો પણ કળા, કવિતા, તત્વજ્ઞાન વગેરેમાં પોતે જીતી લીધેલા ગ્રીસના રહેવાસીઓ પાસેથી મોટામાં મોટા રોમનો પહેલા પાઠો શીખતા હતા આ જ રીતે અનેક દિશાઓમાં અસાધારણ પ્રાવીણ્ય મેળવનાર આપણા પૂર્વજોના ચિત્તમાં ઇતિહાસ દૃષ્ટિ ( Historical sense ) નો વિકાસ ન થયો હોય તો એ તદ્દન સ્વાભાવિક છે. એવોજ બીજો દાખલો લોકસત્તાવાદનો છે. છેક બુદ્ધના જીવન કાળમાં આ દેશમાં ગણ રાજ્યો હતા અને તે પછીના હજાર વર્ષ સુધી છુટા છુટા ન્હાના ન્હાના ગણ રાજ્યો હોવાના પુરાવા છે. પણ એમાંથી લોકસત્તાવાદના કે લોક સત્તાના તંત્રનો વિકાસ ન થયો તે ન જ થયો સ્થાનિક વ્યવસ્થા માટે સ્થાનિક લોકોનો મત લઇને (referendum) કાર્ય કરવાની રૂઢિ છેક અગીઆરમા શતક સુધી ચાલુ હોવાનું એક તામિલ લેખ પરથી સાબીત થાય છે પણ એમાંથી લોકસત્તાવાદનો વિકાસ ન થયો તે ન જ થયો. મતલબ કે અને તો આપણામાં ઉંચામાં ઉંચું તત્વજ્ઞાન છે, આપણામાં ઇશ્વરભક્તિના અત્યંત મર્મગ્રાહી ભક્તિગ્રંથો છે, આપણામાં આ વિસમીસદીમાંયે

ગંભીર રોગો મટાડી શકે એવું કાર્યસાધક વૈદકશાસ્ત્ર છે. કારણકે એ બધી શાસ્ત્રદૃષ્ટિઓનો વિકાસ આપણા પૂર્વજોએ સાધેલો; પણ આપણામાં ઇતિહાસ નથી...નથી. વગેરે નથી કારણ કે એ દૃષ્ટિઓનો વિકાસ ન થયેલો. મને તો માનસ શાસ્ત્રનો આ ખુલાસો સંપૂર્ણ સમાધાન કારક લાગે છે. પણ કાકા સાહેબ શું ખુલાસો કરે છે એ જુઓ:—

'ઇતિહાસ એટલે મનુષ્ય જાતિ આગળ ઉભા થયેલા સવાલોની નોંધ. આમાંથી કેટલાક સવાલોનું નિરાકરણ થયેલું હોય છે અને કેટલાક સવાલો હજી અનિર્ણિત છે, જે સવાલોનો નિશ્ચય થઈ શક્યો છે તે હવે સવાલો રહ્યા નથી. તેનું નિરાકરણ થઈ ગયું છે. અને તે સમાજમાં—સામાજીક જીવનમાં સંસ્કારરૂપે દાખલ થઇ ગયા છે. જેમ પચેલા અન્નનું લોહી બની જાય છે તેમ તે સવાલો રાષ્ટ્રીય માન્યતા અથવા સામાજીક સંસ્કારનું રૂપ પામ્યા છે. અન્ન પાચન થયેલું હોય તો કાલે મેં શું ખાધું એનો જેમ મનુષ્ય વિચાર કરતો નથી, તેમ જે સવાલનો ઉકેલ આવી ગયો છે તે વિષે પણ તે ઉદાસીન રહે છે.

હવે સવાલ રહ્યો અનિર્ણિત પ્રશ્નોનો. આપણા લોકો પરમાર્થી ( serious ) છે. તેઓ અનિર્ણિત સવાલને કાગળ ઉપર દાખલ કરી છોડી દેવા નથી માગતા. અનિર્ણિત સવાલોમાં મતભેદ હોય છે. જેટલા મત ભેદ તેટલા સંપ્રદાયો આપણે ઉભા કરીએ છીએ.' ( પા. ૧૬૧-૧૬૨ )

આપણામાં ઇતિહાસ નથી. એનો આ ખુલાસો તદ્દન કલ્પિત અને કૃત્રિમ લાગે છે. ઇતિહાસ એટલે અનિર્ણિત અથવા નિર્ણિત સવાલોની નોંધ એ વ્યાખ્યા પણ અયથાર્થ અથવા અપૂર્ણ છે. માણસ ગઈ કાલનું અન્ન આજે પચી ગયું હોય માટે યાદ ન રાખે અને ન પચ્યું હોય તો યાદ રાખે એ દૃષ્ટાંત પણ ખોટું છે. કેટલાક માણસો વર્ષો પહેલાં અમુક પ્રસંગે શું રસોઇ થઈ હતી એ બારી-

કીથી યાદ રાખે છે અને કેટલાક આગલે દિવસે પોતે શું ખાધું હતું એયે ભુલી જાય છે. આ સ્વભાવ ભેદનુંજ પરિણામ છે. જેમ વ્યક્તિઓનું તેમ પ્રજાઓનું. કેટલીક પ્રજાઓમાં ઇતિહાસ દૃષ્ટિ હોય છે, કેટલીકમા નથી હોતી. ઉપનું દૃષ્ટાંત કાલેલકરના પક્ષવાદનું સરસ દૃષ્ટાંત છે.

આ રીતે કાલેલકર આપણી સસ્કૃતિના પક્ષપાતી છે, પણ એમના અમુક સિદ્ધાન્તો દૃઢ છે. મહાત્મા ગાધીજીની આસપાસનું આખું મંડળ જીવનની અમુક ભાવના સ્વીકારે છે. કાલેલકરના લેખો પણ એ આદર્શને અનુસરે છે. આ લેખો નવજીવન માટે લખાયેલા છે. એટલે નવજીવનની નીતિ તરીકે કાલેલકરે આ ભાવના સ્વીકારી છે કે એ ભાવનાનું સત્ય એમને રૂચવાથી એમણે ગ્રહણ કરી છે કે ગાધીજીને મળ્યા પહેલાંજ એમણે આ ભાવના સ્વીકારેલી? ગમે તે હો, પણ આ લેખોમા તો વસ્તુસ્થિતિ આ છે કે સયમ, સત્ય, રાષ્ટ્રોદ્ધાર, ત્યાગ, અંત્યજોદ્ધાર, હિન્દુ મુસલમાન એકતા, રેંટીયો, સ્વદેશી વગેરેની વાત આવતા કાલેલકર આપણી સસ્કૃતિની ખામીઓ પણ તરત કબુલ કરે છે અને ગમે તે રીતે સંયમાદિનો ઉપદેશ કરે છે.

વસન્ત ઋતુના આગમનની નોંધમા લખે છે —' વસન્તના ઉલ્લાનમા સંયમની ભાષા ગોભતી નથી, સહન થતી નથી, પણ તેજ વખતે તેની અત્યંત જરૂર હોય છે ક્ષીણ થયેલો માણસ પથ્ય સાચવે એમા શી નવાઇ? એના શો લાભ? માડ માડ જીવવું એમા શું સ્વારસ્ય? જાગવેલો વસન્ત એજ જીવનનો લ્હાવો છે

* * *

ઉત્સવમા વિનય, સમૃદ્ધિમા સ્થૈર્ય, યૌવનમા સયમ એજ સફળ જીવનનું રહસ્ય છે.

* * *

સંયમ, ઔચિત્ય અને ?ન એ ત્રણેનો સયોગ થાય ત્યારે જ સં?ીનનો પ્રવાહ ચાલે જીવનમા પણ એકાદ ન્યૂન સ્મશાનવત્ થઈ

જાય, એકલું ઔચિત્ય દંભ રૂપ થઈ પડે, એકલો રસ ક્ષણુટવી વિલાસિતામાં જ ખપી જાય. બન્નેનો સંયોગ એજ જીવન છે. વસન્તમાં કુદરત આપણને રસની રેલ આપે છે. સંયમ અને ઔચિત્ય એ આપણી મુડી હોવી જોઇએ,' (પા. ૧૬૫).

મહાશિવરાત્રિની વાર્તા કહ્યા પછી અન્તમાં લખે છે કે:—'મહાશિવરાત્રિનો દિવસ એટલે તે ધર્મ નિષ્ઠ સત્યવ્રતી હરણાંના સ્મરણનો દિન.' (પા. ૧૬૧)

હોળીના તહેવારમાં કાલેલકરને ગ્રહણ કરવા લાયક કાંઈ મળતું નથી કારણ કે હોળીનો તહેવાર એ પોતે કહે છે તેમ સ્વચ્છંદતાનો તહેવાર જણાય છે. અને કાલેલકર જેવા સંયમ સિદ્ધાંતી હિંદુ ધર્મ સ્વચ્છંદતાનો તહેવાર ઉજવે છે એ વાત કેમ કબુલ રાખે? છતાં હોળી વિષે એમની કલ્પનાઓ જોવા જેવી છે:—

'હિન્દુ ધર્મમાં માણસોને ન્યાત હોય છે. એટલું જ નહિં પણ દેવો પશુ પક્ષીઓ અને તહેવારોને સુદ્ધાં ન્યાત હોય છે. અષ્ટાવસુ જાતે વૈશ્ય હોય છે, નાગ અને કબુતર બ્રાહ્મણ હોય છે અને પોપટ વાણીઓ હોય છે. તેમ હોળીનો તહેવાર જાતે શુદ્ર છે શું એટલા જ માટે હોળીનો કાર્યક્રમ કોઇ પણ જમાનાના બગડેલા શુદ્રોએ જ રચ્યો હશે? અને તેમનો હક્ક સાચવવા બાકીના વર્ણોએ તેનો સ્વીકાર કર્યો હશે? હોળીને દિવસે અન્ત્યજોને અડવું જોઇએ એવો એક નિયમ પુરાણોમાં છે એનો ઉદ્દેશ શો હશે? દ્વિજ લોકો તે સંસ્કારી એટલે સંયમી અને શુદ્ર તે સ્વચ્છન્દી એમ માનીને શું હોળીમાં આટલો સ્વચ્છંદ રાખ્યો હશે? હોળીને દિવસે રાજા પ્રજા એક થઈ એક બીજા ઉપર રંગ ઉડાડે છે તે શું કંઈ નહિં તો વરસના ચારપાંચ દિવસ સમાનતાનું તત્વ અનુભવવા માટે હશે?

હોળી એટલે કામ દહન વૈરાગ્યની સાધના. વિષયને કાવ્યનું મોહક સ્વરૂપ આપવાથી તે વધે છે. તેને જ બીભત્સ સ્વરૂપ આપી તેને નાશો

કરી તેનું સાચું સ્વરૂપ સમાજ આગળ ઉભું કરી વિષય વિષે સુગ પેદા કરવાનો ઉદ્દેશ તો એમાં નહિ હોય? આખો શીયાળો જેના મોઢામાં આપણે સપડાયા તેની ફજેતી કરી તેને બાળી મુકી પશ્ચાત્તાપની વિભૂતિ શરીરે ચચો વૈરાગ્ય ધારણ કરવાનો શું આમાં ઉદ્દેશ હશે?" (પા–૧૬૮)

આ પ્રમાણે જુદા જુદા અનેક તર્કો કર્યા છતાં કાકાનું મન માનતું નથી. હોળી સ્વાધીન આર્યોનો તહેવાર હોય એમ તો એમનું મન કબુલ કરતું નથી છેવટે એમને એમ લાગે છે કે 'રોમન લોકોમાં સેટર્નેલીયા નામનો એક ગુલામોનો તહેવાર હતો તે દિવસે ગુલામો પોતાના ધણી સાથે જમે, જુગટુ રમે છુટથી બોલે, અને મોજ કરે. એના આનન્દ ઉપર ફરી એક વર્ષ સુધી ગુલામીમાં રહેવાની તેમનામાં હિમત આવતી' આ રીતે હોળી પણ ગુલામોનો તહેવાર હોય તો બને 'પ્રજા અધિકાર વગરની પરતન્ત્ર, બાલવૃત્તિની અને બેજવાબદાર હશે, ત્યારે જ, મશ્કરી ભરેલા કૃત્યોથી આ તહેવાર ઉજવવાનું પ્રચલિત થયું હશે' (પા–૧૬૯)

કાનેટકર છેવટ નિર્ણય કરે છે કે 'દરેક તહેવારનું સ્વરાજ્ય સરજવું થવું જોઇએ, કેમકે સ્વરાજ્ય એટલે આત્મશુદ્ધિ અને નવજીવન,' (પા ૧૭૦)

જન્માષ્ટમીની નોંધ લેતા ભગવાન કૃષ્ણના પ્રચલિત ચરિત્રની મુખ્ય વાત—કંસ, જરાસંધ, કાળયવન વગેરેના નાશની વાત ટુંકામાં પણ પોતાની ખાસ રીતે કહી પછી કહે છે કે—'છતાં દર વર્ષે આટઆટલા કાળથી આપણે એ દિવસ શા માટે ઉજવીએ છીએ? એટલા જ માટે કે હજી આપણા હૃદયમાંથી ષડરિપુનો નાશ થયો નથી તેઓ આપણને અત્યંત નડે છે આપણે લગભગ નાસીપાસ થઈએ છીએ એવે વખતે આપણા હૃદયમાં કૃષ્ણચન્દ્રનો જન્મ થવો જોઇએ 'જ્યાં પાપ છે ત્યાં પાપ પુંજહારી પણ છે'

એ આશ્વાસનનો આપણા હૃદયમાં ઉદય થવો જોઇએ. મધ્યરાત્રિના અન્ધકારમાં કૃષ્ણચન્દ્રનો ઉદય થાય તોજ નિરાશ થયેલી દુનિયા આશ્વાસન લઇ શકે અને ધર્મમાં દૃઢ રહી શકે.' (પા–૨૭૫)

વળી કૃષ્ણજન્મ ઉપર જ બીજી નોંધ લખતાં કૃષ્ણ અને ભીષ્મનાં ચરિત્રોને સરખાવે છે. 'ભારતીય યુદ્ધ મહાન હતું પણ કૃષ્ણચરિત્ર તેથીયે મહત્તર છે. મહાભારતમાં ગૌરીશંકર અને ધવલગિરિ જેવાં બે પ્રચંડ શિખરો ચળકે છે, આ બેના પ્રમાણમાં બીજાં બધાં ઉત્તુંગ શિખરો ટેકરી જેવાં દેખાય છે. આ બે. શિખરો ભીષ્મ અને કૃષ્ણ. તે મહાન યુદ્ધમાં **कर्तुमकर्तुं अने अन्यथा कर्तुं** શક્તિ આ બે જણની જ. બન્ને સરખા જ અનાસક્ત, સરખાજ ધર્મનિષ્ટ, સરખા જ પરોપકારી અને સરખા જ યોગી છતાં બન્નેમાં કેટલું અંતર? બંનેના સમાજ શાસ્ત્ર જુદાં, બન્નેની રાજદ્વારી ફીલસુફી જુદી અને બન્નેનાં ઉચિત કર્તવ્ય જુદાં. ચાલતી રાજવ્યવસ્થા ટકાવવી, તેની મારફતેજ બની શકે તેટલું લોકકલ્યાણ સાધવું, અને વર્તમાનકાળને વફાદાર રહેવું એ ભીષ્મનો વિચાર. શ્રી કૃષ્ણ અન્યાયના શત્રુ, પાપપુંજના અગ્નિ, રુઢીના વિધ્વંસક. તેમની દ્રષ્ટિ ભવિષ્ય તરફ. રાજદ્વારી પ્રશ્નોમાં ભીષ્માચાર્ય ધારાધોરણને વળગનાર હતા, જ્યારે શ્રી કૃષ્ણ જુના સડી ગયેલા એકેએક ધારાધોરણના મડદાને દાટી દેવા નીકળ્યા હતા. તેથી ભીષ્માચાર્યે સત્તાનો પક્ષ લીધો અને શ્રી કૃષ્ણે સત્યનો.' (પા–૨૭૭)

શ્રીકૃષ્ણના ચરિત્ર ઉપર ત્રણ નોંધો આ સંગ્રહમાં છપાઈ છે, અને એ ત્રણમાં થઈને શ્રી કૃષ્ણ ચરિત્ર વિષે કાલેલકરે ઘણું લખ્યું છે. જન્માષ્ટમી જુદા જુદા લોકોએ કઇ કઇ રીતે ઉજવવી તે વિષે પણ સરસ વિચારો આપ્યા છે ( જુઓ પા–૧૮૨, ૧૮૩ ) અને છેવટ લોકમાન્યના ગીતારહસ્યની નોંધ લેતાં ભગવદ્ગીતાની સર્વગ્રાહીતા વિષે પોતાનો મત લોકમાન્યના પક્ષમાં હોવાં છતાં સ્પષ્ટ નોંધ કરી છેઃ—

"દરેક જમાનામાં એક એક યુગ પ્રવર્તક ગ્રંથ પેદા થાય છે. ગીતા રહસ્ય એ એવો એક ગ્રંથ છે એમ કહીએ તો તેમાં કશી અતિશયોક્તિ નથી.

રામાયણ, મહાભારત, ઉપનિષદો અગર તો ગીતા એ આપણા રાષ્ટ્રીય પ્રાણના ખજાના છે જ્યારે જ્યારે રાષ્ટ્ર નવો પુરુષાર્થ કરવા નીકળે છે. ત્યારે ત્યારે રાષ્ટ્રના નેતાઓ આ ગ્રંથનો આશીર્વાદ મેળવવા આ ગ્રંથો પાસે જાય છે ભગવદ્ગીતાનો અર્થ કરી તેમાથી પ્રાણ મેળવવા લાલા લજપતરાયે પ્રયત્ન કર્યો, પોતાના પન્થની પુષ્ટિ નીને અર્થે વિદુષી એનીબાસેન્ટે ગીતાનો ભાવાર્થ લખ્યો, લોકમાન્યે ગીતા રહસ્ય લખ્યું પોંદીચેરીમા બેસીને યોગાભ્યાસ કરી રહેલા વેદશાસ્ત્રસંપન્ન અરવિન્દ ઘોષે ગીતા રહસ્ય સમજાવવા એક બૃહદ્‌નિબંધમાળા ચલાવી હતી; શાસ્ત્રોને રહેજ ચાખી જોઇ સન્તોષ માનનાર ગાંધીજી પણ પોતાના તત્વો ગીતામાથી ઘટાવી બતાવવાનો પ્રયાસ કરે છે, અને દરેક જણ આગ્રહપૂર્વક કહે છે કે 'નિરાગ્રહ દૃષ્ટિથી જુઓ તો મારા જ અર્થ ગીતાકારને અભિપ્રેત છે એ રહેજે જોઈ શકશો,' શ્રી શંકરાચાર્યના કાળથી માંડીને ગીતાના અર્થ કરી બતાવવાની બાબતમા આવા ઝગડા ચાલતા આવેલા છે. શંકરાચાર્યને બધે અદ્વૈત દેખાય છે. જ્ઞાનેશ્વર જેવા સાધુઓને ગીતામા નિવૃત્તિનો ઉપદેશ મળી આવે છે, લાલા લજપતરાયને તેમા 'गुणकर्म विभागश' સમાજ વ્યવસ્થા દેખાય છે, અરવિન્દ બાબુને તેમા મહાભારત કાલીન મહત્‌સમન્વય જડે છે, લોકમાન્યને તેમા કર્મયોગનો આગ્રહ દેખાય છે. જ્યારે મહાત્માજીને તેમા અહિંસાત્મક સત્યાગ્રહ તેમજ આત્મજય ઉપદેશો મળી આવે છે.' (પા ૫૫૮–૫૫૯.)

સમર્થ ટીકાકારોનો આવો પ્રમાણિક મતભેદ સ્વીકાર્યા છતાં કાલેલકર, ગીતાને ઐતિહાસિક ગ્રન્થ ગણીએ તો એનો લોકમાન્યે કરેલો અર્થ વધારે બંધ બેસતો છે એમ કહે છે

કર્યો એવું મોટું છે. એમણે પોતાને યોગ્ય લાગ્યું તે કર્યું અને કર્તવ્યબુદ્ધિથી કર્યું. ગમે તેમ પણ ગુજરાતી પ્રજાની તથા ગુજરાતી સાહિત્યની કાકા કાલેલકરે સેવા કરી છે એની ના પડાય એમ નથી. એ રીતે જોઈએ છીએ ત્યારે આપણને ગુજરાતી તરીકે શરમ આવે છે. એક કરતાં વધારે દક્ષિણી સજ્જનો ગુજરાતમાં રહી શુદ્ધ અને શિષ્ટ ગુજરાતી ભાષામાં પોતાના વિચારો ગુજરાતની આલમને આપી રહ્યા છે ત્યારે કોઈ ગુજરાતી શુદ્ધ મરાઠીમાં પુસ્તકો લખતો હોય એમ જાણવામાં નથી.

સાંભળવા પ્રમાણે કાકા કાલેલકરની તબિયત સારી નથી. પરમાત્મા એમને આરોગ્ય ને દીર્ઘાયુષ્ય આપો.

૧૦

બૌદ્ધ સંઘનો પરિચય—લેખક અધ્યાપક ધર્માનંદ કોસંબી. ગુજરાત પુરાતત્ત્વ મંદિર અમદાવાદ, સંવત ૧૯૮૧ મૂલ્ય રૂ. ૨-૦-૦

અધ્યાપક ધર્માનંદ કોસંબીએ પોતાના ઉદ્યોગીપણાનો પરિચય ગુજરાતને બરાબર આપવા માંડ્યો છે એ બૌદ્ધસાહિત્યપારંગત વિદ્વાન પુરાતત્ત્વમંદિર મારફત બૌદ્ધ ધર્મને લગતાં એક પછી એક પુસ્તકો પ્રગટ કર્યે જાય છે છેલ્લો પ્રગટ થએલ બૌદ્ધસંઘનો પરિચય પ્રાચીન બૌદ્ધ ધર્મની સ્થિતિ સરસ રીતે દર્શાવે છે. એમાં વિનયગ્રંથનો સાર તથા બુદ્ધ સમકાલીન શ્રાવક સંઘની કેટલીક વ્યક્તિઓનાં સંક્ષિપ્ત ચરિત્રો આપ્યાં છે. અ. ધર્માનંદજી પાલિભાષાના સમર્થ પંડિત છે એમણે પાલિભાષામાં લખાએલા મુળ બૌદ્ધ ગ્રંથોનું શ્રદ્ધાભક્તિ પૂર્વક પરિશીલન કરીને બૌદ્ધ ધર્મનું રહસ્ય જાણ્યું છે. વળી એમનામાં ઐતિહાસિક દૃષ્ટિ પણ સરસ ખીલેલી છે એટલે બૌદ્ધ સાહિત્યના જૂનામાં જૂના ગ્રંથોના પણ જુના ભાગો કયા છે તે આંતર પ્રમાણથી ત્રિપિટક જેવા મુળભૂત ગ્રંથોમાંથી જુના નવાને જુદું તારવે છે. અને આ રીતે બૌદ્ધ ધર્મ વિષે પ્રમાણભૂત માહીતી આપવા સાથે આ દેશની બુદ્ધકાલીન સામાજિક સ્થિતિનું સરસ ચિત્ર ઉભું કરે છે. અને પ્રાચીન બૌદ્ધ સાહિત્ય જે સામાજિક ચિત્ર ખડું કરે છે તેને જોયા વગર—તેનો 'બ્રાહ્મણ' સાધનો ઉપરથી દોરેલા ચિત્ર સાથે મેળ કર્યા વગર આ દેશનો ઇતિહાસ અધુરોજ જોઈ શકાય છે ટુંકામાં આપણો પ્રાચીન ઇતિહાસ બરાબર સમજવા માટે 'બૌદ્ધસંઘનો પરિચય' જેવા સાધનો બહુ ઉપયોગી છે

'લગભગ ઇ. સ. ના આરંભમાં બૌદ્ધ સંઘની રચના કેવી હતી તે સંઘમાં કઇ વસ્તુઓને મહત્વ આપવામાં આવતું હતું અને સંઘશક્તિ વધારવાનો કેવો પ્રયત્ન કરવામાં આવતો હતો' એ સમજાવવા માટે આ ગ્રંથના પહેલા ભાગોમાં વિનયગ્રંથના આધારે રચનાત્મક નિયમો અને નિષેધાત્મક નિયમોનો સંગ્રહ કર્યો છે અને ત્રીજા ભાગમાં પ્રાચીન બૌદ્ધ સાહિત્યના બુદ્ધના સમકાલીન ગણાતા કેટલાક મહાશ્રાવકોના ચરિત્રો આપેલા છે

વિનયગ્રંથના પારાજિક, પાચિત્તિયાદિ, મહાવગ્ગ, ચુલ્લવગ્ગ, અને પરિવાર એવા પાંચ વિભાગ છે આ પાંચમાં પણ પહેલા બે વિભાગમાં આપેલા ભિક્ષુઓના અને ભિક્ષુણીઓના નિયમો જેનો આ પુસ્તકના બીજા ભાગમાં સંગ્રહ કરવામાં આવ્યો છે તે ઘણા પ્રાચીન હોવા જોઇએ એમ અ ધર્માનંદ સમબી કહે છે તે ખરુ લાગે છે. પહેલા રચનાત્મક નિયમોના વિભાગમાં વિનય ગ્રંથના મહાવગ્ગ અને ચુલ્લવગ્ગ વિભાગોમાંથી સાર આપ્યો છે અને ત્રીજા ભાગમાં પાલી બૌદ્ધસાહિત્યના પ્રાચીનતમ ભાગમાંથી ચૂંટીને અર્થાત્ અંગુત્તર નિકાયના એકક પ્રકરણમાં જે જે મહાશ્રાવકો સંબંધે સૂત્રો છે તેને જેને વિષે અંગુત્તર નિકાય-અટ્ઠકથાને આધારે જે થોડી વિશ્વસનીય માહીતી મળે છે તે આપી છે બૌદ્ધ સાહિત્યના-ધ્યાન કરીને પાછળના બૌદ્ધ સાહિત્યમાં પુરાણો પેઠે કલ્પિત વિસ્તાર ઘણો છે અને આ બધી કલ્પનાની જાળમાંથી સાચી જુની હકીકતો શોધી કાઢવી એ સહેલું કામ નથી પ્રાચીન બૌદ્ધ સાહિત્યનો જેણે સંસ્પર્શ કર્યો હોય તે જ આ અઘરુ કામ કરી શકે

સંઘની સંસ્થા આ દેશમાં પ્રાચીન કાળમાં એક બહુ અગત્યની સંસ્થા હતી આ દેશનું ઘણું કાર્ય સંઘની સત્તાદ્વારા થતું એમ રીતે કહાતુ પરિણામે ધર્મપ્રચાર માટે સંઘ સંસ્થાની ધર્મસંસ્થાપકોને આવશ્યકતા લાગી હતી મોક્ષ ધર્મના સંઘો વિષે આપણને

દેખાય છે. જો કે આવી કથાઓનાં દેખાતું જીવન કેવળ એક જ બાજુનું છે, છતાં એ જીવન ભરેલું તેજસ્વી દેખાય છે અત્યારના આપણા ધાર્મિક જીવનમાં જે નિર્માલ્યતા અને જડતા જોવામા આવે છે તેને સ્થાને આ પ્રાચીન જીવનમા ચેતના જોવામા આવે છે અને એ જોવા માટે આ ચરિત્રો વાચવાની જ અમે વાચકોને ભલામણ કરીએ છીએ. દાખલા તરીકે મહાકાસ્યપનું ચરિત્ર. (જુઓ પા.૧૯૦)

ભગવાન બુદ્ધના સમયમાં મગધ દેશના મહાતીર્થ નામના ગામમા એક અત્યંત શ્રીમંત કુટુબમા મહાકાસ્યપનો જન્મ થયો હતો એનું નાનપણનું નામ પિપ્પલિ હતું એ મોટો થયો ત્યારે પરણવા માટે એની માએ એની પાછળ તગાદો ચલાવ્યો આજીવન બ્રહ્મચર્ય પાળવાનો નિશ્ચય અને માતૃપ્રેમ એ બેની વચ્ચે બીચારો મુંઝાયો એણે બહાનાઓ ગોત્યા, પણ તેમા સફળતા ન મળી અને તેણે નહિં ધારેલી એવી સુંદર છોકરી મળી આવી અને પરસ્પર કુટુંબોમાં પત્રવ્યવહાર થઇ વિવાહ નક્કી થઇ ગયો કાસ્યપની ઉંમર વીસ વર્ષની અને એની ભાવિપત્ની ભદ્રાની સોળ વર્ષની હતી વિવાહ નક્કી થયાની વાત જાણવામા આવી કે તરત જ એ બંનેએ એક બીજાને એવા આશયના કાગળ લખી મોકલ્યા કે સંસારમાં રહેવાની મારી ઇચ્છા નથી. તેથી લગ્નપાશમા બંધાવાથી નકામો ત્રાસ થશે આ બંને કાગળો એના માબાપોના હાથમા આવ્યા અને તેઓએ વાંચીને ફાડી નાખ્યા અને બંનેના લગ્ન થઈ ગયા એ વખતના રીવાજ પ્રમાણે રાત્રે બંનેને શયનગૃહમા અને એક જ પલંગ પર સુવું પડ્યું. પરંતુ બનેના વચ્ચે બે ફૂલના હાર મુકી ભદ્રા કાસ્યપને કહેતી 'જેનો તરફનો હાર કરમાઇ જાય તેના મનમા કામ વિકાર ઉત્પન્ન થયો છે એમ સમજવું ' મહાકાસ્યપના માબાપ જીવતાં હતા ત્યા સુધી બહારથી ગૃહસ્થ રહીને પણ અંદરથી સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળીને બંને રહ્યાં. માબાપ મરણ પામ્યા ત્યારે તેણે ભદ્રાને કહ્યું

'તેં પોતાને પૈસેથી આણેલું દ્રવ્ય તથા આ ઘરમાં જે છે તે બધું દ્રવ્ય આજથી તારું જ છે.'

જનક—પણ આપ ક્યાં જાઓ છો?

કાશ્યપ—હું હવે પ્રવ્રજ્યા લેવાનો છું.

જનક—આપનો આ વિચાર મને પણ પસંદ છે. હું આપની પાછળ આવું છું.

૨૧

**આર્યવિદ્યાવ્યાખ્યાનમાળા** ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી છપાયેલાં ભિન્નભિન્ન વ્યાખ્યાનોનો સંગ્રહ પૃષ્ઠ ૨૪૪ મૂલ્ય રૂ ૨-૦-૦

મહાત્મા ગાંધીજીની અસહકારના રચનાત્મક કાર્યક્રમરૂપ અનેક પ્રવૃત્તિઓમાં ગુજરાત વિદ્યાપીઠના એક અંગરૂપ ગુજરાત પુરાતત્ત્વ મંદિરની સુંદર યોજના કેવળ વિદ્યાપરાયણ અને રાષ્ટ્રીય વેગથી અસ્પૃષ્ટ પ્રવૃત્તિ છે 'પુરાતત્ત્વ' અને 'ગુજરાત પુરાતત્ત્વ મંદિર ગ્રંથાવલિ' માં ગુજરાતના નવા જીવનનો રૂપ-છટાનો નહિ પણ ઊંડો પ્રવાહ વહેતો દેખાય છે

આર્યવિદ્યાવ્યાખ્યાનમાળામાં પુરાતત્ત્વ મંદિરમાંથી અપાએલાં આ વ્યાખ્યાનોનો સંગ્રહ શ્રી મંત્રી રા રસિકલાલ છોટાલાલ પરીખે ગુજરાત પુરાતત્ત્વ મંદિર તરફથી છપાવેલો છે જે ક્રમમાં વ્યાખ્યાનો અપાએલાં તેજ ક્રમમાં છપાયાં છે

પહેલા વ્યાખ્યાનમાં પુરાતત્ત્વ મંદિરના આચાર્ય મુનિજિનવિજયજીએ **પુરાતત્ત્વ સંશોધનનો પૂર્વ ઇતિહાસ** આપ્યો છે ગુજરાતમાં પુરાતત્ત્વ સંશોધનના આ મહાકાર્યના નવા આરંભમાં સંશોધનના પૂર્વ ઇતિહાસથી શરુઆત થઇ તે યોગ્ય થયું છે પહેલાં કેટલું કામ થઈ ગયું છે અને હવે આપણે શું કરવાનું એનો બરાબર ખ્યાલ આવવા માટે પુરાતત્ત્વના નવા સંશોધકોને આ વિષય જાણવાની પુરેપુરી જરૂર હતી, અને પુરાતત્ત્વસંશોધનનો પૂર્વ ઇતિહાસ નિષ્પક્ષપાત તટસ્થ દૃષ્ટિથી કહેવા માટે આચાર્ય જિનવિજયથી વધારે યોગ્ય માણસ

પ્રાચીન

## ગણિતશાસ્ત્ર

પ્રો૰ અધ્યાપક જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણનું વ્યાખ્યાન પંડિત, છે. જ્યોતિષશાસ્ત્ર ઘણા કાળથી વેદનાં છ અંગમાંનું એક અંગ ગણાય છે અને ગણિતશાસ્ત્ર જ્યોતિષનું આવશ્યક અંગ છે એટલે પ્રાચીન સમયમાં જ એ શાસ્ત્ર આપણામાં ખેડાવા લાગ્યું હતું. જ્યાં વિજ્ઞાનોની પ્રગતિમાં અતીવ આવશ્યક આ શાસ્ત્રમાં આપણે કેટલે સુધી આગળ વધ્યા હતા, જુના વખતની બીજી પ્રજાઓના ગણિતના જ્ઞાન સાથે સરખાવતાં આપણા ગણિતના જ્ઞાનનું સ્થાન ક્યાં છે? અને આપણે ક્યાં અટક્યા છીએ એ અધ્યાપક સ્વામીનારાયણના વ્યાખ્યાનથી બરાબર સમજાય છે. કેવળ સમીકરણોથી ભરેલા આ વ્યાખ્યાન વિષે વધારે શું કહેવું ? ગ. સ્વામીનારાયણ પેઠે જે માણસ ગણિતમાં પારંગત હોય તેને જ આ વિષયના વિવેચનનો અધિકાર હોઈ શકે.

છઠ્ઠું વ્યાખ્યાન પંડિત સુખલાલ સંઘજી સંઘવીએ

## યોગદર્શન

ઉપર આપ્યું છે. યોગ જેવા ગંભીર વિષય ઉપર આ ઘણું સરળ અને સરસ વ્યાખ્યાન છે. યોગ અને દર્શન શબ્દના અર્થથી આરંભી આ વિષયનાં બ્રાહ્મણ, બૌદ્ધ અને જૈન સર્વ સાહિત્યનું સરસ દિગ્દર્શન ટુંકામાં કરાવ્યું છે. યોગવિષયક ત્રણેય સંપ્રદાયના મુખ્ય મુખ્ય ગ્રંથોની ખાસ વિશેષતા ટુંકામાં પણ સ્પષ્ટ બતાવી દીધી છે. યોગદર્શનનો ખાસ અભ્યાસ કરવા ઇચ્છનારને આ વ્યાખ્યાન માર્ગદર્શક થાય એવું હોવાથી જિજ્ઞાસુએ એ વાંચ્યા વગર રહેવું નહિ–જૈન કે જૈન પરિભાષાથી અપરિચિત વાંચનારને જૈન યોગના પારિભાષિક શબ્દો સમજવા મુશ્કેલ પડે એ સંભવિત છે. પણ યોગદર્શનના સમગ્ર સાહિત્યનું આવું સરસ નિરૂપણ ઘણું ઉપયોગી થશે એમાં સંદેહ નથી. વિશેષમાં તો જેણે ન વાંચ્યું હોય તેને એ વ્યાખ્યાન વાંચવાની ભલામણ કરીએ છીએ.

૯૯

## વિશદ ઐતિહાસિક દૃષ્ટિ

સ્વાધ્યાય, બે ખંડોમાં. પ્રો. કેશવલાલ હિંમતરાય કામદાર (આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨, રૂ. ૨ ને ૩)

'સ્વાધ્યાય'ના આ બે ખંડો એ ઇ. સ. ૧૯૧૪થી ઇ. સ. ૧૯૩૯ સુધીના સામયિકોમાં છપાયેલા લેખોનો સંગ્રહ છે. જો કે લેખોનો મોટો ભાગ ૧૯૨૮ પછી લખાયેલો છે, અને જેવા એ લેખો સામયિકોમાં છપાતી વખતે હતા તેવા જ આ ખંડોમાં રજુ કરવામાં આવ્યા છે

પ્રો. કામદાર ઇતિહાસ અને અર્થશાસ્ત્રના વિદ્વાન અભ્યાસી તરીકે ગુજરાતમાં સારી રીતે જાણીતા છે. અને સ્વાધ્યાયના પ્રથમ ખંડના ઉપોદ્‌ઘાતમાં શ્રી. રા. વિ. પાઠક કહે છે તેમ, "ઇતિહાસના પ્રોફેસરો તરફથી આપણા સાહિત્યને બહુ થોડું મળેલું છે." એ ખેદજનક સ્થિતિમાં આ સ્વાધ્યાય જોઈને કાંઈક તો ખેદશમન થાય છે. વળી પ્રો. કામદારના કેટલાક લેખો 'દેશી રાજ્ય' જેવા બહુ ઓછા વંચાતા સામયિકમાં પ્રસિદ્ધ થયેલા એ જોતાં આ રીતે ગ્રન્થાકારે સંગૃહીત થવાથી પ્રો. કામદારના ઘણા સારા વિચારોને યોગ્ય પ્રસિદ્ધિ મળશે.

બીજા ખંડની પ્રસ્તાવનામાં શ્રી ર. વ. દેસાઈએ કહ્યું છે તેમ "સ્વાધ્યાય એ કોઈ સળંગ ઇતિહાસગ્રન્થ નથી." પણ પ્રકીર્ણ

લેખોનો સંગ્રહ હોવાથી મળતો વિવિધતારૂપગુણ એમાં જરૂર છે. એ ઉપરાંત ઘણા લેખો તો સારા ઇતિહાસગ્રન્થોના અવલોકનો હોવાથી લેખકને ગુજરાતીઓની ઐતિહાસિક કેળવણીની ભૂમિકા કઈ કક્ષાએ છે એ ભિન્નભિન્ન દાખલાઓ વડે દર્શાવવાની સરસ તક મળી છે.

સ્વાધ્યાયનો મોટો ગુણ જેને લઈને એ ગ્રંથ સ્વાધ્યાયપાત્ર બન્યો છે તે છે લેખકની વિશદ તટસ્થ ઐતિહાસિક દૃષ્ટિ. ફક્ત શ્રી હેમચંદ્ર આચાર્ય ઉપરનો, સયાજીરાવ ગાયકવાડ ઉપરનો, નનરસિંધ ઉપરનો અને રાજ્ય-આરોહણનો એ ચાર લેખો જેમાં પ્રસંગપ્રેરિત પ્રશંસક દૃષ્ટિ છે એટલા બાદ કરતાં, બધા લેખોમાં નાગદ્વેષાદિથી અકલુષિત અને સત્યપ્રેમથી પ્રેરિત ઐતિહાસિક દૃષ્ટિ તરી આવે છે વળી પ્રોફેસરને શોભે એવો શ્રી કામદારનો વિશાળ અભ્યાસ અવલોકનવિષય ગ્રંથોની વિવિધતાથી સ્પષ્ટ દેખાય છે રમણલાલ દેસાઈ કહે છે તેમ લેખકે અહિં 'જંઘીમખાથી માંડી લૉર્ડ કર્ઝન, ગાંધીજી અને સયાજીરાવ સુધીના ઐતિહાસિક પુરુષો વિષે સભરી ઐતિહાસિક નોંધ આપી છે.'

## 'સરસ્વતીચંદ્ર' વિષેનું મંતવ્ય

પણ પ્રતિષ્ઠિત સાક્ષરોએ પ્રસ્તાવનામાં કરેલી પ્રશંસાનો પડઘો પાડીને જ મારે ન અટકવું હોય તો હવે કાંઇક વીગતમાં ઉતરવું જોઇએ. પ્રથમ ખંડ દ્વિતીય ખંડથી કેટલીક બાબતમાં જુદો પડે છે દ્વિતીય ખંડમાં તદ્દન જુદા જુદા વિષયના નાનામોટા—કોઈ કોઈ તદ્દન ટુંકા—લગભગ પચાસ જેટલા લેખો છે, જેમાંના ત્રણ તો અંગ્રેજીમાં છે. ત્યારે પ્રથમ ખંડમાં સાત આઠ જેમાં સવિસ્તર ચર્ચા શક્ય એવા લાંબા લેખો છે અને તેમાં પણ 'સૌથી વધારે લાંબો સ્વાધ્યાય સરસ્વતીચન્દ્રનો છે.' શ્રી. રા. વિ. પાઠક કહે છે તેમ 'સરસ્વતીચન્દ્ર પોતે દેશના સમગ્ર ભૂત અને વર્તમાન જીવનની સમીક્ષાનો મહાન પ્રયત્ન છે.' અને એ મહાગ્રન્થનો શ્રી કામદારે ઊંડા ઊતરીને, ગ્રન્થમાના

સમયની ઐતિહાસિક પરિસ્થિતિને તપાસીને અભ્યાસ કર્યો છે. એ માટે સરસ્વતીચન્દ્રના ભાગો બહાર પડ્યા અથવા તો એનું વસ્તુ ગ્રન્થકારે ઇ. સ. ૧૮૭૮ થી ૧૮૮૩ માં નક્કી કર્યું તે સમયથી ચોથો ભાગ ઇ. સ. ૧૯૦૧ માં બહાર પડ્યો ત્યાર સુધીની આ દેશની સ્થિતિનું ટુંકું અને ઝડપી અવલોકન સ્વાધ્યાયકારે કર્યું છે ( જુઓ ખં. ૧, પૃ. ૧૩ થી ૧૭). એ પરિસ્થિતિની સરસ્વતીચંદ્રના રાજકારણ ઉપર જે સ્વાભાવિક અસર થઈ છે તે એમણે સચોટ રીતે દર્શાવી છે. વળી ગોવર્ધનરામ, સ્વાધ્યાયકાર નિવેદનમાં કહે છે તેમ, સ્વભાવે ચોક્કસ ' લિબરલ ' પક્ષના વિચારક હતા. પરિસ્થિતિની, તાજા ઇતિહાસની અને સ્વભાવની અસરથી ગોવર્ધનરામના વિચારોમાં જે કેટલીક સરતચુકો થઈ છે, તે ' સ્વાધ્યાય 'કારે ઠીક દર્શાવી છે. ( જુઓ ખં. ૧, પૃ. ૬૧ માં પ્રતિનિધિસભાનો ઉલ્લેખ ન હોવા બાબતની ચર્ચા, તેમજ પૃ. ૩૩ માં પેશવાઓને કરેલો અન્યાય વગેરે ). બીજું, આ દેશના ઇતિહાસના ' સરસ્વતીચંદ્ર'કારે કરેલા દર્શનની વિશેષતાઓ જેમ સ્વાધ્યાયકારે બતાવી છે ( જુઓ ખં. ૧, પૃ. ૨૪–૨૫, ૧૨૯–૧૩૦ વગેરે ) તેમજ એની વીગતોની અપૂર્ણતાઓ પણ બતાવી છે (એજન પૃ. ૨૦, ૨૩, ૧૦૮ વગેરે). પણ ગો. મા. ત્રિપાઠીના બચાવમાં એટલું કહી શકાય કે તેઓ કાંઈ સવિસ્તર ઇતિહાસ લખવા બેઠા નહોતા અને એમના કાળમાં ઉપલબ્ધ નહોતી એવી ઘણી ઐતિહાસિક સામગ્રી ' સ્વાધ્યાય 'કાર કહે છે ( પૃ. ૧૯ ) તેમ તે પછી પ્રગટ થઈ છે અને એના પ્રકાશમાં આજનો ઇતિહાસકાર વીગતમાં વધારે સાચું દર્શન કરી શકે એ સ્વાભાવિક છે. છતાં સરસ્વતીચન્દ્રકારના દર્શનની સાચી મહત્તા, સ્વાધ્યાયકાર કહે છે તેમ, આપણી સંસ્કૃતિના–ખાસ કરીને પ્રાચીન સંસ્કૃતિના વિશાળ દર્શનમાં છે કારણ કે તેઓ ' ઇતિહાસના નહિ પણ સંસ્કૃતિના અભ્યાસી હતા ' ( પૃ. ૨૦ ). પ્રાચીન ભારતીય, અર્વાચીન ભારતીય અને અર્વાચીન પાશ્ચાત્ય એ ત્રણના આ દેશમાં થયેલા સંગમકાળે ત્રણેયના સદંશનો સમન્વય કલાત્મક વાણીમાં ભાવી ઉન્નતિના

માર્ગદર્શન માટે પ્રજા આગળ મુકવાનું પોતાનું કર્તવ્ય છે એનું માન નાર ગો. મા. ત્રિપાઠીએ ઇતિહાસનું નહિ પણ સ્મૃતિનું વીગતવાર નહિ પણ વિશાળ ફલક ઉપર દર્શન કરવાનો જ પ્રયત્ન કર્યો છે અને એમની આર્ષપ્રતિભાનો તથા વાણીની અસીમ સમર્થતાનો સ્વીકાર કરતા સરસ્વતીચન્દ્રના ચોથા ભાગમાંથી પરશુરામની નીચેની ઉક્તિ (પૃ ૧૪૪) શ્રી કામદારે ઉતારી છે—' પાંચાલી! કુંતિ! પાંડવો! અશ્વત્થામા! ભીષ્મ! નાગલોક! આ ગિરિ અને સાગર વચ્ચેના જન્તુઓ!

द्वार कल्पतरुम् गृह सुरगवीश्चिन्तामणीन गदे
पीयूष हृदयेषु पाडुतनवेष्वस्त्रोद्गम ब्राह्मम् ।
एव कर्तुमर व्यवस्यति मुनिर्भूतेषु भाग्योत्क्रमम्
पायानोखिललोकबुद्धिसदनो दव: स्वय भार्गव ॥

આ પરશુરામ મુનિ ભૂતમાત્રમાં ભાગ્યનો 'ઉત્ક્રમ એટલે ઉન્નતિનો ક્રમ ઊંચો ચઢવાનો વ્યવસાય કરે છે' તે ઉત્ક્રમ કેવો છે? 'તે ભૂતો ગૃહ બહાર નીકળી બહાર પ્રવાસે નીકળે તે કામને માટે તેમનાં દ્વારોમાં કલ્પ વૃક્ષોને આ મુનિ રોપે છે' તેઓ પોતાના 'ગૃહમન્દિરમાં કુટુંબ વચ્ચે અને સ્વદેશમાં હોય તે વેળાને માટે તેમના આ ગૃહોમાં કામધેનુઓને મુકે છે! કંઈપણ કાર્ય સાધવા તેમણે પોતાના હાથને ચલાવવા પડે છે ત્યાં કેણી પાસ ચલાવવા એ જાણવાને અને સાધન ગોપવાને માટે તે ભૂતોના હાથ ઉપર સોનાના સ્થાને સ્થાને ચિન્તામણિઓને બાંધે છે! મનુષ્યો અરસપરસ સુખના સાધક થાય માટે તેમનાં હૃદયમાં અમૃત ભરે છે! લોકકલ્યાણની વૃદ્ધિને માટે સર્વત્ર પાંડવોના અસ્ત્રોમાં બ્રાહ્મણઉદ્ગમને મુકે છે! એ ભાર્ગવદેવ પરશુરામ પોતે સર્વ લોકની બુદ્ધિમાં વાસ કરે છે! તે મુનિ આપણું રક્ષણ કરો!'

આ દેશના પ્રજાજનો માટે ઉપરના આશીર્વાદમાં વાડેનો આશાતાર હજી સિદ્ધ થયો નથી તે પછી મહાત્મા ગાંધીજીએ અહિંસાનો

વર્ષો સુધી બોધ આપ્યા છતાં ગ્રંથોમાં બ્રાહ્મણુકુદમ આ દેશમાં અને જગતભરમાં પણ દૂર છે અને મનુષ્યહૃદયોમાં મોટે ભાગે હજી તો અમૃતને બદલે છલોછલ ભરેલું વિષ છલકાય છે. એ પરિસ્થિતિમાં

જનતા તે મુજ ભવ્ય દેહ, ત્યાં
ભસ્મ વિભૂતિ ધરી ફરું !
એ સંન્યાસ થકી પરિવ્રાજક
હું સંસાર સ્મશાન તણો.
[ 'સ્વાધ્યાય ' પૃ. ૧૨, ૧૩માં કરેલો ઉતારો ]

એવો જીવનક્રમ નિશ્ચિત કરનાર હજારો પરિવ્રાજકોની ભયંકર સ્મશાન બની રહેલા આ સંસારને ઉદ્ધારવા માટે હજી જરૂર છે અને સાહિત્યદૃષ્ટિએ પ્રો. કામદારે કરેલા સરસ્વતીચંન્દ્રના આ સરસ અને ઝીણવટભરેલા વિવેચન પછી પણ તેઓ (પૃ. ૩) કહે છે તેમ સારા વિવેચકો તરફથી એ 'પુરાણ'નાં વિશેષ વિવેચનો વારંવાર થવાની જરૂર છે.

સરસ્વતીચન્દ્રની મહત્તા અને સ્વાધ્યાયમાં એના વિવેચનને મળેલું મહત્ત્વનું સ્થાન જોતાં આ કાંઈક લાંબુ થઈ ગયેલું અવલોકન ક્ષમ્ય ગણાશે. પણ હવે આગળ ચાલીએ.

## ગુજરાત તથા નર્મદ વિષે

સ્વાધ્યાયના પ્રથમ ખંડમાં ' સરસ્વતીચન્દ્ર 'ના રાજકારણ ઉપરાંત ' ગુજરાતના સંસ્કારિત્વનું ઘડતર ', ' ઇતિહાસનું પરિશીલન ', ' ગુજરાતમાં ઇતિહાસનું અધ્યયન', 'આપણા દેશનો ઇતિહાસઃ એક સમર્થન' ' સમયમૂર્તિ નર્મદ ' અને ' નર્મદનો રાજ્યરંગ ' એ છ લેખો છે.

શ્રી ગ. વિ. પાઠક કહે છે તેમ પ્રો. કામદારનો નર્મદ વિષે નિબંધ એ ' આદ્ય ગુજરાતી ઇતિહાસલેખકને ઇતિહાસના સાચા અભ્યાસીની અંજલિ છે.' નર્મદની પસંદગીમાં પણ ઔચિત્ય છે. કારણ કે ગો. મા. ત્રિપાઠીની શાંત તટસ્થ વિચારશૈલીથી તદ્દન વિરોધી પ્રકારની ઉદ્દામ વિચારશૈલી નર્મદની છે. નર્મદ સમયમૂર્તિ વીર છે ત્યારે ગો. મા. ત્રિપાઠી, શ્રી બ. ક. ઠાકોર કહે છે તેમ પ્રબોધમૂર્તિ

વિચારક છે અને કે બન્ને દેશાભિમાનની પ્રબળ વાસનાથી પ્રેરાઈને અક્ષર સેવા કરવા પ્રવૃત્ત થયા છે

કવિ નર્મદે સંસારસુધારાની અને રાજકીય સ્વતંત્રતાની જે ઉગ્ર ઝુંબેશ ઉઠાવી તેનું વીગતો દર્શાવીને તથા ઊંડા ઉતરીને સ્વાધ્યાયકારે વિવેચન કર્યું છે નવો 'દેશાભિમાન' શબ્દ જોડનાર નર્મદે દેશાભિમાનના, વિધવાવિવાહ આદિ સંસારસુધારાના, હિંદુ–મુસ્લીમ ઐક્યના, સંપના, ઉન્નતિ માટે શૌર્ય કેળવવાના વગેરે અનેક નવા વિચારો પહેલી વાર આપ્યા (પૃ ૨૩૧ પૃ ૨૩૮) એટલું જ નહિ પણ ગુજરાતીઓની દુર્દશાનું તથા દુર્દશાના કારણોમાં તેઓના આળસ, કાયરપણું, અજ્ઞાન કુસંપ જ્ઞાતિભેદના વાડાઓમાં જ ભરાઈ રહેવાની વૃત્તિ વગેરેનું સચોટ ચિત્ર આલેખી નર્મદે વર્તમાન હીન પરિસ્થિતિનું જેમ ભાન કરાવ્યું છે તેમ ભાવી ઉજ્જવળ સુસ્થિતિનું રમણીય ચિત્ર પણ આલેખ્યું છે 'જય જય ગરવી ગુજરાત' એ અમર લાવણી કવિની દેશભાવનાનું પ્રતીક છે

કવિ નર્મદનો ઇતિહાસનો અભ્યાસ એના જમાના માટે આશ્ચર્યકારક ગણાય એટલો ઊંડો હતો ખરી રીતે નર્મદે ઇતિહાસ શોધ્યો હતો એ વાત ઘણાના ધ્યાનમાં નહિ હોય સ્વાધ્યાયકારે (પૃ ૨૪૨માં) બતાવ્યું છે તેમ હિંદુઓની પડતીનું કાવ્ય લખતી વેળા તેણે કેટલાં બધાં હિંદુનામો આપ્યાં છે! ઝબિલારામ દયારામ ગિરધરલાલ, કાઠીઓનો કાળ પ્રભાશંકર, ભુજનો લક્ષ્મીદાસ સુરતનો કૃપાશંકર બિલ્વશત્રુ પુરોમલ્લ વગેરે નામોને નર્મદે અંધકારમાંથી પ્રકાશમાં આણ્યાં અને ઘણાખરાં પાછાં અંધકારમાં ડુબી ગયાં[1] આપણો ગુજરાતીઓનો ઇતિહાસપ્રેમ એવો જ છે

---

[1] સ્વ માનશંકર પીતાંબરદાસ મહેતાએ 'રાજા ઝબીલારામ' નું પુસ્તક લખી ઝબીલારામ દયારામ જેવા બે-ત્રણ નામોને પ્રકાશમાં રાખવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે, બાકી તો ઐતિહાસિક નામો તથા તેમના કાર્યો માટે કોઈને પડી નથી.

સ્વાધ્યાયના પ્રથમ ખંડના બાકીના લેખોમાંથી 'ગુજરાતનાં ઇતિહાસનું અધ્યયન' એ લેખમાં ગુજરાતમાં ભિન્નભિન્ન ઐતિહાસિક યુગોના ઇતિહાસની બાબતમાં કેટલું શોકજનક અજ્ઞાન છે અને એ અજ્ઞાન ટાળવા માટેના પ્રયત્નોનો કેવો અભાવ છે તે શ્રી કામદારે ઠીક બતાવ્યું છે. જ્યારે 'ઇતિહાસનું પરિશીલન' એ ઇતિહાસના સ્વરૂપ વિષે માર્મિક વિચારો રજુ કરે છે. એ લેખમાંથી આદર્શ ઇતિહાસકાર કેવો હોવો જોઈએ તે દર્શાવતી સ્વાધ્યાયની કંડિકા અહિં આપી ઉતારું છું.

ઇતિહાસકાર પુરાણવિદ નથી, તે ચારણભાટ નથી તે પ્રજાઓનો અને રાજ્યનો ખુશામતખોર અખબારનવીસ નથી ઇતિહાસકાર સંસ્કૃતિનો સળંગ ખ્યાલ આપતો અભ્યાસી છે તે સંસ્કૃતિના વિવિધ યુગોને સંકલિત કરી તેને એક વારિસ તરીકે ઓળખાવનાર મહાપુરૂષ છે. તે વર્તમાન સંસ્કૃતિનું સમર્થન કરનાર મુખ્ય પુરૂષ છે તે ત્રણેય કાળોને સમસૂત્ર અર્પનાર સમર્થ દ્રષ્ટા છે તેથી તે માનવસમાજનો પ્રેરક છે તે યુગનો સર્જક છે એટલે અંતે તે સંસ્કૃતિના જ્યોતિને અખંડ રાખનાર સંસ્કૃતિના મંદિરનો અનન્ય પૂજારી છે. (સ્વાધ્યાય ખં ૧ પૃ ૧૬૯)

આવો આદર્શ ઇતિહાસકાર તો ગુજરાતમાં જન્મે ત્યારે ખરો! પણ ઇતિહાસના અભ્યાસીઓ એ આદર્શ પ્રતિ સતત દૃષ્ટિ નાખ્યા કરે તો ઘણું છે

હવે 'સ્વાધ્યાય'ના બીજા ખંડ ઉપર જરા ઝડપથી નજર ફેરવી લઈએ બીજા ખંડમાં પ્રકીર્ણ લેખોનો સંગ્રહ હોવાથી ક્વચિત્ વિરોધાભાસ જેવું દેખાય છે દા ત, 'જત્વાડ' (પૃ. ૩૩૮) લેખમાં જત્વાડાની કેટલીક વિશિષ્ટતાઓ દેખાડવામાં આવી છે જ્યારે 'કાઠિયાવાડી જત્વાડ' (પૃ ૩૫૭) લેખમાં જત્વાડાઓની ઘણી ખામીઓ બતાવી છે પણ વિચાર કરતાં એ પણ વાત સાચી કે જત્વાડાના ખામીઓનો પાર નથી પણ કેટલાક નાના નાના ગામોમાં કટાય લાભો ય છે છતાં એકંદર પ્રજામતનું એકત્ર્ય બળ ઉપર નિયમન નાખીને રાજ્યના

અંગત લાભ માટે નહિ પણ પ્રજાના કલ્યાણ માટે રાજ્યતંત્ર પ્રવૃત્ત રહે એવું ધોરણ દાખલ થાય તો જ દેશી રાજ્યોનું અસ્તિત્વ ક્ષમ્ય ગણાય.

પણ આવા મતભેદ તો વળી ગૌણ બાબત છે. 'સ્વાધ્યાય'ના બીજા ખંડના કેટલાક લેખોમાં આરંભમાં મેં કરેલી સ્વાધ્યાયકારની વિશદ ઐતિહાસિક દૃષ્ટિ સ્પષ્ટ દેખાય છે એટલે એ દૃષ્ટિદર્શક ખાસ સૂચક ગણાય એવા એક બે દાખલાઓ તરફ ધ્યાન ખેંચી આ અતિ લાંબું થયેલું અવલોકન પૂરું કરવા ઇચ્છું છું.

લાલા લજપતરાયકૃત 'તરુણભારત'નું બીજા ખંડ (પૃ ૨૩૮)માં સરસ અવલોકન છે, જેમાં મૂળના તથા તેના ભાષાન્તરની શ્રી. (ઉ કે.) ઓઝાએ લખેલી પ્રસ્તાવનાના એકપક્ષી કથનોની સચોટ ટીકા કરી છે. તે ટીકા દેશભક્તિપ્રેરિત મનાતા ઘણા કથનોને અત્યારે પણ લાગુ પડે છે. સીકંદરની હિંદુસ્તાન ઉપરની સવારીને શ્રી ઓઝા કેવી હાસ્યાસ્પદ રીતથી ઉડાવી દેવાનો પ્રયત્ન કરે છે, (જુઓ પૃ ૨૩૯) શ્રી ઓઝા તો ઠીક, પરંતુ લાલાજી લજપતરાય જેવા દેશના ધુરંધર નાયક જેમણે તરુણ ભારત જેવા ખુબ લોકપ્રિય પુસ્તકમાં ગોખલે, હરદયાલ, અરવિંદ ઘોષ, દાદાભાઈ, સુરેન્દ્રનાથ બેનરજી ગાંધીજી, ટિળક, ફિરોજશાહ મહેતા વગેરે કેટલાય આગેવાનોનાં નામ કદાચિત્ આપ્યાં છે, એમણે પણ અનેક ઐતિહાસિક ભૂલો કરી છે (જુઓ પૃ ૨૪૦ ૨૪૩) આ વિષયમાં શ્રી કામદારનું નીચેનું વિધાન મને સંપૂર્ણપણે માન્ય છે તેઓ લખે છે 'હિંદુ તે વખતનું (ઇસ્લામી વખતનું) રાજકારણ ધાર્મિક હતું જાતીય હતું સ્થાનિક હતું ઝનુની હતું, રાષ્ટ્રભાવનાનું વિરોધી હતું તે શા માટે છુપાવવું? ઇતિહાસ જેવો હોય તેવો શા માટે ન વાંચવો! અને ન સમજવો? તેથી ભવિષ્યની આપણી રાજ્યરચના જુદી થવાની નથી ટુંકામાં, શા માટે આપણે આપણો ઇતિહાસ વીસમી સદીની દૃષ્ટિથી વાંચવો?"

આપણી આ દેશભક્તિને ક દેશના મહાન પુરુષો ઉપરની ભક્તિને પરિણામે વારંવાર ઇતિહાસ ખોટો વાંચવામાં આવે છે. પરવિદ્વેષથી પણ એ જ પરિણામ આવે છે, જેના દાખલા સ્વાધ્યાયકારે અકબર ઉપરના (પૃ. ૫૯) તથા શિવાજી ઉપરના (પૃ. ૭૬) લેખમાં સ્પષ્ટ દર્શાવ્યા છે. ગુણદોષ ઉભય જેનામાં મોટા હોય એવા ગંભીર માણસના તટસ્થ મૂલ્યાંકન માટે જુઓ કર્ઝન ઉપરનો લેખ (પૃ. ૮૮).

## ગાંધીજીના કાર્ય પર દૃષ્ટિપાત

છેવટ સ્વાધ્યાયકારની તટસ્થ વૃત્તિના ખાસ દાખલા તરીકે 'ગાંધીજીના કાર્યક્ષેત્ર ઉપર એક દૃષ્ટિપાત' (પૃ. ૧૫૬) એ લેખ વાંચવાની હું સૂચના કરું છું. એમાં મહાત્મા ગાંધીજીનું આંતરરાષ્ટ્રીય ગૌરવ, આ દેશનું અનન્યસાધારણ આગેવાનપણું, એમનો અદ્ભુત ત્યાગ, એમણે કરેલી દેશની અપૂર્વ સેવા, વગેરેનું વિગતવાર દર્શન કરવા સાથે એમની કેટલીક અદ્ભુત ન્યૂનતાઓ પણ દર્શાવવામાં 'સ્વાધ્યાય'કાર ઐતિહાસિક તટસ્થતા જાળવીને સત્યની સેવા કરી છે એમ મને લાગે છે. તેઓ કહે છે:

ગાંધીજીને હિન્દની પ્રાચીન સંસ્કૃતિનો ગંધ પણ એકાદ બાબતનું સૂક્ષ્મ જ્ઞાન તો નથી. અર્થશાસ્ત્ર ખાસ આવડતું નથી. રેંટિયા સિવાય અર્થશાસ્ત્રમાં ખાસ માનતા પણ નથી. ગાંધીજીને રાજ્યશાસ્ત્ર આવડતું નથી. ઇતિહાસ ઉપર ગાંધીજીને કાબૂ આવતો હશે ખરો. ગાંધીજીએ અનેક ભૂલો કરી દીધી છે. જો તેમને ઇતિહાસનું જ્ઞાન હોત અને જો તેમણે તુર્કી, ઈરાન અને અરબસ્તાન, (એ દેશોનો ઇતિહાસ જાણવા) પ્રયાસ કર્યો હોત તો તેઓ ખિલાફતની પ્રવૃત્તિ કદી ન કરત. તુર્કીને અને આરબ લોકોને જે સંસ્થા નહોતી જોઈતી અને જે સંસ્થાને હિંદુસ્તાન સાથે કશો સંબંધ નહોતો તે સંસ્થાને કાયમ રાખવા માટે ગાંધીજીએ દેશનો સારામાં સારો સમય વેડફી નાખ્યો. હિંદુસ્તાનને મહાત્માઓનું, સ્વામીઓનું અને મૌલાના-મૌલવીઓનું જે રાજ્ય જોઈતું નહોતું તે તેમણે થોડા વખત માટે આપ્યું અને તેનાં કહેલાં અને કડવાં ફળો હજી આપણે ચાખ્યા કરીએ છીએ. મુસલમાનોનું ને હિન્દુઓનું એકત્વ ખિલાફતથી સાધવાનો વિચાર તો ગાંધીજી જ કરી

વાકેફ હિન્દના મુસલમાનોની સંસ્કૃતિ અને તુર્કી, ઈરાન તથા અરબસ્તાન અને પશ્ચિમ એશિયા તેમના મુસલમાનોની સંસ્કૃતિ વચ્ચે જમીનઆસમાનનું અંતર છે તે ગાંધીજી ઇતિહાસથી અનભિજ્ઞ હોઈ બિલકુલ સમજી શક્યા નથી

અજ્ઞાનજનિત પ્રવૃત્તિ ક્યાં સુધી નભી શકે? ખિલાફતીઓએ ખિલાફતને અને તે સાથે ગાંધીજીને પણ ઉડાવી દીધા

વધારે ઉતારાની જરૂર નથી પછીના પાનામાં આ પ્રકારની થોડી નોંધ છે જ અને તટસ્થ વિચારક એ નોંધ લખાઈ તે પછીના ગાંધીજીના નેતૃત્વના વર્ષોમાંથી પણ એવા દાખલાઓ શોધી શકશે

પણ આ કંઈ ગાંધીજી ઉપર લખવાનો પ્રસંગ નથી સાચી ઐતિહાસિક દૃષ્ટિ, નિષ્પક્ષ—દેશ, ધર્મ, જાતિ દેશના મહાપુરુષો વગેરે તેના પક્ષપાતથી સર્વથા મુક્ત—અને તટસ્થ હોવી જોઈએ એટલું જ વક્તવ્ય છે 'સ્વાધ્યાય' જેવા પુસ્તકોનો અભ્યાસ દિનપ્રતિદિન વધો અને એ તટસ્થ નિર્મળ દૃષ્ટિ પ્રજામાં ખીલો એ જ ઈશ્વર પાસે અભ્યર્થના

* કોઈ પણ બે મોટી ભિન્નધર્મી પ્રજાઓનું ઐક્ય તેમાંથી એકના ખિલાફત જેવા બાહ્ય અંગથી સધાય એ કલ્પનાની અસંભવિતતા મહાત્માજી જેવાને કેમ નહીં સૂઝી હોય? આવું ઐક્ય તો રૂઢ ધાર્મિક વળગણોથી ઉપર વૈજ્ઞાનિક કે આધ્યાત્મિક ભૂમિકા ઉપર જ સંભવિત છે એ સાદું માનસશાસ્ત્રીય સત્ય છે અને ઇતિહાસ એને ટેકો આપે છે

**સંક્ષિપ્ત મહાભારત** મુળ સંસ્કૃતને આધારે સરળ ભાષામાં રચાયેલું સંપૂર્ણ સંક્ષિપ્ત મહાભારત. (દસ ચિત્રો સાથે). લેખકઃ રા. રતિપતિરામ ઉદયરામ પંડયા, બી. એ. પ્રકાશકઃ રા. છગનલાલ અમરશી મહેતા, અમદાવાદ મૂલ્યઃ રૂ. ૪–૮–૦.

**જ્ઞા**નવર્ધક પુસ્તક માળાના ૪૮ માં પુસ્તક રૂપે આ સંક્ષિપ્ત મહાભારત પ્રગટ થયું છે. આ પુસ્તકથી ગુજરાતી સાહિત્યમાં એક આવશ્યક પૂર્તિ થઈ છે. મહાભારતની સંસ્કૃત સાહિત્યમાં અસાધારણ પ્રતિષ્ઠા છે. ભારતને પાંચમો વેદ ગણે છે એટલું જ નહિં પણ 'એક તરફ ચાર વેદ અને એક તરફ મહાભારત તેમાં પણ મહાભારત વધે'* એવાંએ અતિ પ્રશંસાનાં વચનો છે. પણ વેદની સાથે સરખામણીની જરુર જ નથી. હીંદુઓના સમગ્ર ઇતિહાસ ઉપર મહાભારતે જે અસર કરી છે તે બીજા કોઇ એકે પુસ્તકે કરી નથી એટલું નિઃસંશય. મહાભારતના પ્રશસ્તિકારે ખરું જ કહ્યું છેઃ—

धर्मे चार्थे च कामे च मोक्षे च भरतर्षभ ।
यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न कुत्रचित् ॥

म. १८ अ. ५.

---

* एकतः चतुरो वेदा भारतं चैतदेकतः ।
चतुर्भ्यः स रहस्येभ्यो वेदेभ्योह्यधिकं यदा ॥

महा. आ. अ. १.

મહાભારતે હીંદુજનતિના ધાર્મિક સંપ્રદાયો ઉપર, આચાર વિચાર ઉપર અને તત્ત્વજ્ઞાન ઉપર પણ એટલી બધી અસર કરી છે કે આપણા 'ધર્મ, અર્થ, કામ અને મોક્ષની બાબતમાં પણ મહાભારતમાં જે છે તેજ બીજે છે' એ વચનમાં રહેલી અતિશયોક્તિ ક્ષમ્ય જ ગણાય.

સંસ્કૃત સાહિત્યમાં પણ મહાકવિ ભાસ અને કાલિદાસથી આરંભી એક પછી એક કવિઓએ મહાભારતમાંથી પ્રસંગો લઈને કાવ્યો અને નાટકો રચ્યાં છે એ જોઇએ છીએ ત્યારે 'આ મહાભારતરૂપ આખ્યાનના આધાર વગરની કોઈ કથા જગતમાં નથી દેખાતી." તથા "બીજા કવિઓ આ ભારત આખ્યાન ઉપર જીવે છે." *એ વચનો કેવળ ગર્વોક્તિનાં નથી લાગતા; પણ સંસ્કૃત કવિઓજ શા માટે બંગાળી, હીંદી, મરાઠી, ગુજરાતી વગેરે દેશી ભાષાઓના સાહિત્યકારોએ પણ આ પ્રાચીન આખ્યાનનો કેટલો બધો આશ્રય લીધો છે?

છતાં પાછળના કોઈ કવિઓ ભાસ અને કાલિદાસ પણ આ પ્રાચીન આદર્શને પહોંચી શક્યા નથી.

આવો અપ્રતિમ ગ્રંથ માત્ર ગુજરાતી જાણનારાઓને સુલભ હોવો જોઇએ એમાં પ્રશ્ન નથી. મધ્યકાલીન ગુજરાતી કવિઓએ મહાભારતને ગુજરાતીમાં ઉતારવાના અનેક પ્રયત્નો કર્યા છે પછી આ યુગમાંએ પચાસ વર્ષ પહેલાં ભારતાર્થ પ્રકાશ નામથી મહાભારતનું ભાષાંતર કટકે કટકે પ્રસિદ્ધ થયું છે ને પછી આનો આધાર લઈને કે લીધા વગર–અલબત્ત પ્રકાશક આ બાબતમાં મોટે ભાગે મૌનજ સેવે છે–બીજાં પણ ભાષાંતરો પ્રગટ થયાં છે. 'સસ્તા સાહિત્ય' તરફથી મહાભારતના શાંતિપર્વનું સસ્તું ભાષાંતર પણ મળે છે. અને હાલમાં-

* अनाश्रित्यैतदाख्यानं कथा भुवि न विद्यते ।

तथा

इदं कविवरैः सर्वैराख्यानमुपजीव्यते ॥

महाभारत आदि. अ. २.

જ મહાભારતના ખિલ પર્વ હરિવંશનું ભાષાંતર તૈયાર થઈ ગયાની ગુજરાતીમા જાહેર ખબર આવે છે.

પણ આવડો મોટો એક લાખ શ્લોકનો ગ્રંથ આદ્યંત વાચવો એ સહેલું નથી આવડા મોટા ગ્રંથની કીંમતજ ઘણાને ભારે પડે અને જેઓ ખરીદી શકે તેઓ પણ પહેલેથી છેલ્લે સુધી વાચવાની પુરસદ ન મેળવી શકે. આ મુશ્કેલીનો તોડ કાઢવા માટે મહાભારતના ટુકા સાર બહાર પાડવાનો વિચાર સ્વાભાવિક છે.

છેક અગીઆરમા શતકમા ભારત મંજરી નામથી ક્ષેમેન્દ્રે મહાભારતને ટુંકામાં આપવાનો પ્રયાસ કર્યો. પછી પણ આ જાતના ઘણા પ્રયાસો થયા છે

ના ચિતામણ વિનાયક વૈદે ઈ સ ૧૯૦૨ માં મહાભારતના જ શ્લોકોની ચુટણી કરીને સંક્ષિપ્ત મહાભારત પ્રગટ કર્યું છે

ગુજરાતીમા પણ મહાભારતનો સાર એકજ સામાન્ય કદના પુસ્તકમા સમાવી દેવાના પ્રયાસો થયા છે પણ આ પ્રકારના જે એક બે પુસ્તકો પ્રગટ થયેલા તે અત્યારે ભાગ્યે જ મળતાં હશે. તેમ એ સાર બે રચનારાઓ જુની રુઢિના શાસ્ત્રીઓ હતા એટલે નવી સાહિત્ય દૃષ્ટિએ સમદાએનો આ સક્ષિપ્ત મહાભારતનો ગ્રથ ખરેખર આદરપાત્ર છે

મુળ મહાભારત ઇતિહાસ અને કાવ્ય ગણાય છે તેમ ધર્મશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર પણ મનાય છે. ક્ષેમેન્દ્ર જેવા જુના કવિઓએ મહાભારતનો સક્ષેપ કરતા એના ધર્મશાસ્ત્રરૂપ તથા મોક્ષશાસ્ત્રરૂપ અંગોનો પણ સાર આપ્યો છે પણ આ જમાનાને ધર્મશાસ્ત્ર કે મોક્ષશાસ્ત્ર તરીકે મહાભારતની ઝાઝી જરૂર નથી લાગતી એટલે મહાભારતની આદી કથાનો સક્ષેપજ લોકોને જોઈએ છીએ અને એવો સંક્ષેપજ રસથી વચાવાનો સંભવ છે.

આ સંક્ષિપ્ત મહાભારત એ આખી મુળની કથાનો લેખકે સરળ ટુંકમા મૂકેલો સાર છે ઉપર મથાળેલા વૈદના આજ નામના

સંસ્કૃત ગ્રંથનો આ અનુવાદ નથી, એટલે સારની પસંદગી રા. રતિપતિરામ પંડ્યાની પોતાની છે અને મોટે ભાગે એમણે યોગ્ય પસંદગી કરી છે લગભગ ત્રણથી ચાર હજાર પાનાના ગ્રંથનો સાર ૩૪૪ પાનામાં-દશમા ભાગના પાનામાં આપવો એ સહેલું નથી, અને આટલું ટૂંકાવ્યા છતાં સુવાચ્ય સુસંબદ્ધ રસ જાળવી રાખનારી કથા વાચવા મળે તો લેખક અભિનંદન યોગ્ય ગણાય અમે પણ ભાઈ રતિપતિરામ પંડ્યાને અભિનંદન આપીએ છીએ અને એમનો આ પ્રયાસ ગુજરાતમાં લોકાદર પામશે એમ આશા રાખીએ છીએ

સંક્ષિપ્ત મહાભારતના બાહ્ય અંગોમાં દોષ કાઢવા જેવું ખાસ કંઈ દેખાતું નથી. કાગળો સારા છે, ટાઈપ મોટા, છપાઈ સારી અને શુદ્ધ શુદ્ધ છાપેલું હોવાથી વાચતાં મહેનત નથી પડતી. ચિત્રો આપવાનો તો હાલમાં રીવાજ પડ્યો છે એટલે આપ્યા વગર ન ચાલે ચિત્રો માટે પ્રસંગોની પસંદગી પણ યોગ્ય છે એક ઉગતા ચિત્રકારને તક આપી છે એ સારૂં કર્યું છે બાકી કળા માટે કહું કહેવાનું નથી સાચી કળા ગુજરાતમાં હજી વિરલ છે અને એ વિષે બોલવાનો મારો અધિકાર પણ ઓછો છે

ગ્રંથની યોજના—મૂળ મહાભારતમાં અઢાર પર્વો છે આ દરેક પર્વના પાછા અવાંતર પર્વો છે અને અવાંતર પર્વોના અધ્યાયોમાં વહેંચણી કરી છે ભાઈ રતિપતિરામે આ પર્વ વિભાગ છોડી દઈને સાદી પ્રકરણ રચના કરી છે આખા ગ્રંથના કુલ ૫૩ પ્રકરણો પાડ્યા છે મૂળ ગ્રંથની વિભાગ યોજનાને બાજુ ઉપર જ રાખીને પોતાને જે પ્રસંગ એક સાથે લેવા જેવો લાગ્યો તેને એક પ્રકરણમાં મૂક્યો છે ખરી રીતે આખા ગ્રંથનો નંબર ભાઈ રતિપતિરામે-સળંગ કરી નાખ્યો છે પણ આ ટુકડા ટુકડા નંબરોથી વાચનારને ઠીક પડશે મૂળના ક્યા પર્વની કથા કેટલા પાનામાં આવી છે એ જોવું હોય તો અનુક્રમણિકા જોવાથી મળે છે, એ જોવાથીજ ખબર પડે છે કે મૂળ ગ્રંથનો સાર આટલા ટુકડામાં શી રીતે સમાઈ

ન વાંચી શકે તેઓ આ નાનો ગ્રંથ વાંચી જશે તો ભારતીય યુગના વાતાવરણની કંઈક ઝાંખી કરી શકશે.

સંક્ષિપ્ત મહાભારતની પ્રસ્તાવના માટે બે શબ્દો કહ્યા વગર ચાલે તેમ નથી. ભાઈ રતિપતિરામે પ્રસ્તાવના લખવા માટે ઠીક શ્રમ લીધો છે પણ મહાભારતનાં ઐતિહાસિક વિવેચન માટે રા. ચિં. વિ. વૈદ્યના મતો ઉપર બહુ આધાર રાખ્યો છે. મહાભારત અને રામાયણ ઉપર રા. વૈદ્ય જાણીતા લેખક છે એ ખરૂં છે પણ એમના મતો વિદ્વાનોમાં બહુ માન્ય નથી. તેમ કેટલીક બાબતમાં રા. વૈદ્યનો દુરાગ્રહ ચોખ્ખો દેખાઈ આવે છે. માટે ભાઈ રતિપતિરામને અમારી ભલામણ છે કે એમણે મહાભારતનો અભ્યાસ આરંભ્યો છે તો વૈદ્યને કે બીજા ગ્રંથકારને આંખો મીચીને ન અનુસરતાં જાતે સ્વતંત્ર રીતે વિચાર કરીને પોતાનો મત બાંધવો.

## ૨૯

# પોણા શતકનું અક્ષર-સ્મારક

**શ્રી. ફાર્બસ ગુજરાતી મહોત્સવગ્રન્થ :** ૭૫ વર્ષની સાહિત્ય-પ્રવૃત્તિનિમિત્ત. સંપાદક શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની, સહાયક મંત્રી ફાર્બસ ગુજરાતી સભા મુંબઈ; માર્ચ ૧૯૪૦. મૂલ્ય ત્રણ રૂપિયા.

કવિ દલપતરામે 'ફાર્બસ સમ સાધન વિના નવ ઉધરત ગુજરાત' એવી જેની પ્રશંસા કરેલી તે ઉદારચરિત ધી ઑન. એલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસની પ્રેરણાથી જે સભાની સ્થાપના થયેલી, તે ફાર્બસ ગુજરાતી સભા ઇ. સ. ૧૮૬૫માં સ્થપાયેલ હોવાથી ઇ. સ. ૧૯૪૦માં તેનું આયુષ્ય ૭૫ વર્ષનું થયું. આ દીર્ઘાયુષ્યના આનંદને વ્યક્ત કરવા માટે એક મહોત્સવ–સંમેલન યોજી તેની સમક્ષ મહોત્સવગ્રન્થ ધરવાનો સભાના વ્યવસ્થાપક મંડળે નિશ્ચય કરવાથી ગુજરાતના સંશોધનરસિક અને વિદ્વાન લેખકોનો સંરંભ સહકાર સાધી શ્રી સંપાદકમહાશયે આ દળદાર ગ્રન્થ પ્રકટ કર્યો છે.

આ મહોત્સવગ્રન્થ પાકા પુંઠાનો ૩૬૮ પાનાનો સાઠત્રીશ લેખોને સમાવતો સચિત્ર ગ્રન્થ છે. પણ કેવળ કદથી આ ગ્રન્થની કિંમત અંકાય નહિ. અંદરની સામગ્રી પણ મૂલ્યવાન છે.

આ ગ્રન્થનાં પાનાં ફેરવતાં, ગુજગતમાં કેટલા વિવિધ વિષયોમાં રસ લેનારા અભ્યાસીઓ છે અને લેખકોની કેટલી મોટી સંખ્યા

સંશોધનવિષયક લેખો લખી શકે છે એ જોઇને મારા જેવાના હૃદયમાં સાશ્ચર્ય આનંદોર્મિ ઊઠે છે.

આ મહોત્સવગ્રન્થના લેખકોમાં ફાર્બસ ગુજરાતી સભાના પ્રમુખ શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા લગભગ સભાની ઉમરના માનનીય વૃદ્ધ લેખકથી આરંભી રા. રા. કચરાલાલ શવજીભાઈ સોની અને રા. રા. માણેકલાલ ચંદુલાલ દવે જેવા ઉગતા લેખકો સુધીના અનેક કક્ષાના લેખકો છે.

વિષયની દૃષ્ટિથી જોઇએ તો કવિ લલિતજીની એક કવિતા અને એક રસાત્મક દર્શન બાજા સર્વ લેખોથી જુદા જ આસન ઉપર ઊભા છે. શ્રી. ગો. હા. રાયચુરાના ' સિંહગઢ ' સંબંધી સોરઠા વિષે પણ લગભગ એવું જ કહી શકાય. જ્યારે રા. રા. શંકરલાલ મણિશંકર હાથીનો 'નરસિંહરાવ પ્રકૃતિકવિ તરીકે,' રા. રા. ઉમાશંકર જોષીનો ' નરસિંહરાવ કવિ, ' રા. રા. મનસુખલાલ મ. ઝવેરીનો ' અર્વાચીન કવિતા' અને રા. રા. યશવન્ત શુકલનો 'રૂપસુન્દરકથા : એક આલોચના' એ ચાર લેખો સાહિત્યવિવેચનના છે. જો કે ભાઇ મનસુખલાલ ઝવેરીના લેખમાં અર્વાચીન કવિતા ઉપર ઐતિહાસિક દૃષ્ટિનિક્ષેપ પણ છે જ્યારે રા. રા. વિજયરાય કલ્યાણરાય વૈદ્યનો ' નર્મદ અને રાણીના ' લેખ જીવનચરિત્રના સંશોધનનો લેખ છે, એટલે એને તો સંશોધનાત્મક લેખોમાં જ ગણવો જોઇએ. પણ રા. રા. નાગરદાસ કા. બાંભણિયાનો ' ઈશ્વરતત્ત્વ ' લેખ દાર્શનિક અથવા ધાર્મિક-દાર્શનિક ગણાય. બાકીના લેખોમાંથી ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ વ. દિવેટિયાનો ' ગુજરાતના ઇતિહાસનાં સાધનો અને શ્રી ફાર્બસ ગુજરાતી સભા ' એ લેખ આ ગ્રન્થમાં આવશ્યક એવું સભાની પ્રવૃત્તિનું નિવેદન છે. પ્રમુખ દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના ' ત્રણસો વરસ પરનો જુનો એક ફારસી ગુજરાતી દસ્તાવેજ,' અને 'ખતપત્ર' તથા રા. રા. અંબાલાલ બુ. જાનીનો 'ખતપત્રની નોંધવાયોગ્ય બાબતો' એ ત્રણે લેખો ઇતિહાસની સાધન-

આમશ્રીના ગણાય. શ્રી. નથુસિંહ હ. ચાવડાએ સંપાદિત ચાવડા અને વિહોલાના કછ્આનું કવિત પણ એ જ કક્ષામાં આવે.

ઉપર નોંધેલા ૧૪ નિબંધના ત્રેવીશ લેખો ઐતિહાસિક સંશોધનના ગણાય એવા છે, જેને વિગતવાર જોઈએ તો ઇડર સંસ્થાનના 'આર્કીઓલોજી' ખાતાના સંચાલક શ્રી પંઢરીનાથ આત્મારામ ઇનામદાર એમણે 'પ્રાચીન ગુર્જર સંસ્કૃતિ' એ મથાળા નીચે ઇડર રાજ્યના પ્રાચીન અવશેષો અને તેનું મહત્ત્વ વર્ણવતો માહિતીપૂર્ણ લેખ લખ્યો છે શ્રી. ઇનામદારને એ પ્રદેશમાંથી મૂર્તિવિધાનની દૃષ્ટિએ વિરલ કહેવાય એવી કેટલીક મૂર્તિઓ મળી આવી છે પણ એના સમય ઉપર હજી વધારે પ્રકાશની જરૂર છે. અને એ પ્રદેશમાં વધારે શોધખોળ થતા વધારે પ્રકાશ મળવાનો સંભવ પણ છે.

પ્રભાસપાટણના સંશોધકમંડળના મંત્રી શ્રી. શાસ્ત્રી હરિશંકર પ્રભાશંકર એમણે ' ગુજરાતના પાશુપતાચાર્યો ' લેખ લખ્યો છે જેમાં પાશુપતાચાર્યો વિષે ઉપલબ્ધ માહિતી એકત્ર કરી છે જેથી લેખ આકર્ષક બન્યો છે .

પછી ના. ગ. નંદનાથ કેદારનાથ દીક્ષિત એમણે 'ગુજરાતની સ્થાપત્યસમૃદ્ધિ'નું તદ્વિષયક પ્રસિદ્ધ ગ્રન્થોને અનુસરી ટૂંકું અવલોકન કર્યું છે, જેમાં કોઈક ચિંત્ય કથનો છે. દા. ત. ' ઇસુની છઠ્ઠી અને સાતમી સદીના અરસામાં શ્રીમાળના ચાપોત્કટ રાજાઓના વંશજો ભરુચમાં રાજ્ય કરતા હતા.' (પૃ. ૩૯)એ કથન. ભરુચના એ વખતના રાજાઓ ચાપોત્કટ નહિ પણ ગૂર્જર હતા.

ગ. રા. કનૈયાલાલ ભાઈશંકર દવેએ 'વિશ્વસ્રષ્ટા બ્રહ્મા' એ લેખ લખ્યો છે. તેમાં બ્રહ્માના પૂજનના પ્રચારથી આરંભી તેના મૂર્તિવિધાનનો રૂપમંડન, શિલ્પરત્ન, મત્સ્ય 'વિષ્ણુ આદિ પુરાણો વગેરેનાં પ્રમાણોથી સવિસ્તર વિચાર કરી ગુજરાતમાં પ્રચલિત બ્રહ્માની મૂર્તિઓ સંબંધી નોંધ કરી છે એ અભ્યાસપૂર્ણ લેખ તે વિષયના જિજ્ઞાસુએ જોવા જેવો છે.

-

એ પછીનો શ્રી. ભોગીલાલ જયચંદ સાંડેસરાનો 'દેવમન્દિરોમાં બોગાસનોનાં શિલ્પ' એ લેખ ઊંડા અભ્યાસના ફળરૂપ અને અભ્યાસી વાંચનારને રસ પડે એવો છે. આ દેશનાં અનેક મન્દિરો ઉપર બોગાસનોનાં શિલ્પ મળે છે એ તો હકીકત છે. એના રહસ્ય વિષે ઘણી અસંગત અને વિચારહીન કલ્પનાઓ કરવામાં આવી છે. શ્રી. સાંડેસરાએ વિષ્ણુધર્મોત્તર શિલ્પરત્ન વગેરેમાંથી ઉતારા કરીને ઐતિહાસિક દૃષ્ટિબિન્દુની આવશ્યકતા ઉપર જે ભાર મુક્યો છે તે મને તો માન્ય છે.

શ્રી. કેશવરામ કા. શાસ્ત્રીનો 'ગૌર્જર અને નાગર અપભ્રંશ' નો વિદ્વત્તાપૂર્ણ લેખ જેમાં આચાર્ય હેમચંદ્રનો અપભ્રંશ તે ગૌર્જર અપભ્રંશ છે એવો શ્રી. શાસ્ત્રી નિર્ણય કરે છે તે ભાષાશાસ્ત્રીઓને જ રસ પડે એવો લેખ છે.

પ્રો. મંજુલાલ ર. મજમુદારનો 'ચરોતર શબ્દની વ્યુત્પત્તિ' (નવો પ્રકાશ) એ લેખ ખરેખર ચતુરુત્તરશતમાંથી ચરોતરની વ્યુત્પત્તિ સુચવીને એ જુના શબ્દ ઉપર નવો પ્રકાશ નાખે છે. મને તો એ વ્યુત્પત્તિ સાચી લાગે છે.

શ્રી. અરદેશર ફરામજી ખબરદારે 'પીરસાહેબ કાયમદીન ચીસ્તી'ની એક ગરબી અને બીજી કવિતાઓ ઉતારવા સાથે પીરસાહેબનું ચરિત્ર પણ આપ્યું છે.

પછી શ્રી. ધનપ્રસાદ ચંદાલાલ મુનશીએ વલભીના મૈત્રક રાજાઓ વિષે કાલાનુક્રમ સાથે ઐતિહાસિક ચર્ચા ઉપલબ્ધ ઐતિહાસિક સાધનોના આધાર વડે કરી છે, જે તે વિષયમાં રસ લેનારાઓએ ધ્યાનમાં લેવા યોગ્ય છે.

શ્રી. ઇમામુદીન સદરૂદીન દરગાહવાલાએ 'શયખરીદ મુસવી ઉર્ફે સૈયદ મર્તુઝખાં બુખારી' નામના જહાંગીરના સમયના પંચહઝારી મનસબદારના જીવનની ટુંકી રસિક વિગતો રજુ કરી છે.

શ્રી રામનાન ચુનીલાલ મોદીએ 'મનીઉદયન અને તેનો વંશ' એ લેખમા ઉદયનમંત્રી તથા તેના વંશજો વિષે પ્રમાણપુરઃસર સારી ચર્ચા કરી છે

શ્રી શંકરલાલ ગં શાસ્ત્રીએ 'બર્બરક એક મીમાંસા' મા સિદ્ધરાજના એ બાબરાભૂત ઉપર ઐતિહાસિક પ્રકાશ નાખી તેને અનાર્ય બર્બર જાતિનો ઠરાવ્યો છે, તે માન્ય છે. બર્બરાદિ અનાર્યો તંત્રવિદ્યામા કુશળ હતો એ સ્વીકાર્યા છતા માન્ય દંતકથાના આધારે વાયુયાનની કલ્પના વધારે પડતી લાગે છે

મૂળરાજના પૂર્વજોનુ રાજ્ય કયા હતુ ? એ લેખમા શ્રી માણેકલાલ ચકુલાલ દવેએ 'મૂળરાજ ચૌલક્યનો પિતા પ્રાચીન ગૂર્જરદેશનો રાજા હોવાનુ મારુ અનુમાન સ્વીકાર્યું છે¹

શ્રી મગનલાલ દલપતરામ ખખ્ખરે 'ગુજરાતનુ પુરાતની શહેર ડભોઈ' મા ડભોઈનુ ઇતિહાસ અને દંતકથાઓથી મિશ્ર વર્ણન કર્યું છે—જે ક ગુજરાતના ઇતિહાસ સબધી તાજા પ્રકાશમાં આગે જ જોયા હોય એમ લાગે છે

શ્રી હરિલાલ રણછોડદાસ માંકડની 'ગુજરાતી વહાણવટાની સમાલોચના' મા એ વિષયની 'નૂર તનુ વહાણવટુ' વગેરે લેખો ઉપરથી ટુકી પણ મુદ્દાસર તારવણી કરી છે

શ્રી. પંડિત બેચરદાસ જીવરાજ દોશીનો 'સાંપ્રદાયિક મધ્યર્ષ કથાઓ' લેખ સાંપ્રદાયિક મતદ્રેષ કેટલો વ્યાપક છે એ ચાર નાખલાઓથી સચોટ રીતે દર્શાવે છે બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણ ધર્મના અનુયાયીઓએ, તેમ જ શૈવ-વૈષ્ણવોએ એકબીજાની પુષ્કળ નિન્દા કરી છે

શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહના 'ગુજરાતી જનમા જ્ઞાતિકુળોનો સમન્વય' એ લેખમા જ્ઞાતિકુળોના વૈજ્ઞાનિક અભ્યાસની આવ

---

¹ જુઓ મારો ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ વિભાગ પહેલો. પૃ ૧૩૨-૧૩૩

સ્પષ્ટતા દર્શાવવા સાથે ઓછા જોડાયેલા આ વિષયની ઉપયુક્તતા સ્પષ્ટ દર્શાવાઈ છે.

શ્રી મુહમ્મદ ઉમ્મર કોકિલના 'ગુજરાતનો સંસ્કૃત પ્રાકૃત લેખોનો ઇતિહાસ' એ લેખમાં ગુજરાતના જુના લેખોની બાબતમાં જે કામ ઇ. સ. ૧૮૨૨ કે ૧૮૨૮ થી આજ સુધીમાં થયું છે તેનો અહેવાલ આપવામાં આવ્યો છે.

શ્રી શંકરપ્રસાદ છગનલાલ રાવળે 'ભારતીય નૃત્યકલા' ઉપર લખેલા લેખમાં એ કલાના વિવિધ પ્રકારોનો ઇતિહાસ આલેખવાનો પ્રયત્ન કર્યો છે.

શ્રી નટવરલાલ ઇચ્છારામ દેસાઇનો 'સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં કામશાસ્ત્રનું સાહિત્ય' એ લેખ જોયાથી આ વિષયનું સાહિત્ય સંસ્કૃતમાં તો છે જ પણ ગુજરાતી ભાષામાં યે તે છે એ સમજાય છે.

શ્રી કચરાલાલ શવજીભાઈ મોદીના 'ગુજરાતના પ્રાચીન અને અર્વાચીન સાહિત્યકારો' લેખમાં ગુજરાતના લેખકોના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ હિંદી સાહિત્યની નોંધ કરવામાં આવી છે.

શ્રી ડુંગરશી ધરમશી સંપટનો લેખ 'મોગલ સમયનું ગુજરાત' એ સમયના ગુજરાતની સ્થિતિના જિજ્ઞાસુએ વાંચવા યોગ્ય છે.

પ્રો. હીરાલાલ રસિકલાલ કાપડિયાનો 'આપણી લગ્ન પ્રણાલિકાનું પ્રુનાત્મક અવલોકન' એમાં જૈન સાહિત્યમાંથી લગ્નપ્રણાલિકાના સુચક ઉતારા કરેલા છે અને એ 'વાનગી'ની થોડી તુલના કરેલી છે.

સંશોધનાત્મક કહેવાય એવા લેખોના વિષયોની વિવિધતાનો ખ્યાલ ઉપર કરેલી નોંધથી આવશે એવી આશા છે. બાકી તે તે લેખનું બરાબર મૂલ્યાંકન કરવા માટે તો એ લેખો જ એ પ્રત્યેક વિષયમાં રસ લેનારે જોવા જોઇએ.

આ લેખો સાથે ફાર્બસ ગુજરાતી સભાના પહેલાના અને હાલના કાર્યકર્તાઓના ચિત્રો છાપીને મહોત્સવગ્રન્થની શોભામાં વધારો કરવામાં આવ્યો છે અને એ ગ્રન્થે મહોત્સવને શોભાવ્યો છે.

**રસાયનઃ** ( અથવા સોનું, ચાંદી, ત્રાંબુ, સબરસ, પારો આદિ ધાતુઓનું વર્ણન, શોધન, મારણ, બનાવટ ઉપયોગ તથા માત્રા વગેરેનું સ્પષ્ટીકરણ ) રમણિકલાલ ગીરધરલાલ મોદી એમ. એ. ( પ્રકાશક, સંગ્રહકર્તા, સુરત; રૂ. ૧–૧૨–૦. )

દેશી વૈદકને લગતા આ વિષયનું પુસ્તક એક એમ. એ. લખે એ ખુશી થવા જેવું છેઃ અને મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ જેવા બુકસેલર આવાં પુસ્તકની સોલ એજન્સી રાખે એ વળી વધારે ખુશી થવા જેવું છે.

સુરતના પ્રસિદ્ધ વૈદ્યરાજ ધીરજરામ દલપતરામે આ પુસ્તકની પ્રસ્તાવના લખી છે એ ઉપરથી લેખક વૈદ્યોના પરિચયમાં હોય એમ જણાય છે. વળી એ પોતે જ કહે છે કેઃ

લગભગ ચાલીસ વરસ ઉપરાંતથી આ વિદ્યા ઉપર શોખ હોવાને લીધે તથા રોગીઓની સારવાર કરવાના મારા ખંતભર્યા અભ્યાસથી મને કેટલાક સાધુ, સંત, સંન્યાસી. યોગી જતી તથા વૈદોનો પ્રસંગ પડેલો અને તેમના સહવાસમાં રહી મેં તેમની પ્રસન્નતા મેળવી, કેટલીક દવાઓ બનાવવાની રીતિઓ તથા અનુભવ મેળવ્યો છે તેમજ ગ્રન્થોમાંથી જ્ઞાન પણ મેળવ્યું છે. ( ઉપોદ્‌ઘાત પૃષ્ઠ ૧૧ )

ગ્રન્થોમાંથી મેળવેલા જ્ઞાન માટે એટલું કહેવું જોઇએ કે આ વિષય દેશી વૈદકનો હોવા છતાં લેખકે દેશી વૈદ્યના મૂળ ગ્રન્થોમાંથી એ જ્ઞાન મેળવ્યું નથી. આ પુસ્તકના નામનું સ્પષ્ટીકરણ કરતાં લેખકે

આદિ ધાતુઓ એમ વચન વાપર્યું છે; જ્યારે પ્રાચીન વૈદક સંપ્રદાયમાં પારો ધાતુ નથી કહેવાતો પણ રસ કહેવાય છે. ગ્રન્થમાં અન્યત્ર પણ ' રસરત્ન સમુચ્ચય ' વગેરે મૂળ ગ્રન્થમાંથી નહિં પણ એ ગ્રન્થોના ' આર્યભિષક્ ' ' આર્ય ઔષધ ' વગેરે ગુજરાતી પુસ્તકોએ કરેલા ઉતારાઓનો આ લેખકે સંગ્રહ કર્યો છે એમ સ્પષ્ટ દેખાય છે. તેઓ પોતે પણ એ વાત સ્વીકારે છે ( જુઓ ઉપોદ્ઘાત પૃષ્ઠ ૧૪ ). પણ આવા પ્રાચીન પરંપરાના વિષયનું પુસ્તક લખનાર ' ડાક્ટર વાગ્ભટ્ટ ટીકા કરે છે ' એમ લખે ત્યારે તો સુરુચિને અતિશય આઘાત પહોંચે છે.

કર્તા અકારાદિ અનુક્રમમાં દેશી વૈદકમાં વપરાતી ખનિજ તથા પ્રાણીજ વસ્તુઓનું વર્ણન કર્યું છે. વર્ણન મુખ્યત્વે ' આર્ય ઔષધ '-માંથી તથા ' આર્યભિષક્ 'માંથી શબ્દશઃ ઉતારેલું છે. ક્વચિત્ બીજા ગ્રન્થોમાંથી પણ ઉતારા કર્યા હશે. ' આર્યભિષક્ ' તથા ' આર્યઔષધ ' સારા પ્રમાણભૂત ગ્રન્થો હોવાથી આ ગ્રન્થ પણ બીનજોખમી છેઃ અને દેશી વૈદકના અભ્યાસીને ઉપયોગી થાય એવો છે. ' આર્યભિષક્ ' તથા ' આર્યઔષધ 'માં વનસ્પતિજન્ય ખનિજ તથા પ્રાણીજ સર્વ ઔષધિદ્રવ્યોનો સમાવેશ કરેલો હોવાથી તે ગ્રન્થો મોટા છે અને ' આર્યઔષધ ' જેવો સરસ ગ્રન્થ તો અત્યારે દુર્લભ છેઃ જ્યારે એમાંથી ખેંચેલો આ નાનો ગ્રન્થ માત્ર ગુજરાતી ભાષા જ જાણનાર વિદ્યાર્થીઓને અનુકૂળ પડે એવો છે.

પુસ્તકનો વિષય સાર્વજનિક ન હોવાથી એની વિગતોના અવલોકનમાં ઉતરવાનું યોગ્ય ધાર્યું નથી. પણ આ પ્રસંગે એટલું કહેવું જોઈએ કે આવા વિષયો મૂળ આયુર્વેદિક ગ્રન્થોના આરૂઢ અભ્યાસીઓને હાથે લખાય તો ગુજરાતી સાહિત્યમાં વધારે ચિરંજીવ સ્થાન પામવા યોગ્ય થાય. અલબત્ત લખનાર વર્તમાન રસશાસ્ત્ર ('કેમીસ્ટ્રી') અને પદાર્થવિજ્ઞાન ('ફીઝીક્સ')ના પણ અભ્યાસી હોય તો ફળ એથી

પણ સારું આવે. પણ કેવળ અંગ્રેજી પુસ્તકો ઉપરથી જ પ્રાચીન રસશાસ્ત્રનો ગમે તેવો સારો અભ્યાસી પણ આ વિષય ગુજરાતીમાં ઉતારવા માગે તો નિષ્ફળ જ જવાનો સંભવ. સમર્થ બંગાળી રસજ્ઞશ્રી પ્રફુલ્લચંદ્રરાયના ' હીસ્ટરી ઑફ હીંદુ કેમીસ્ટ્રી ' નું ભાષાંતર રા. પર્જન્યરાય વૈકુંઠરાય મેઢ ( એમ. એ., બી. એસ. સી; ચેન્સેલર્સ મેડેલીસ્ટ ) પાસે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ કરાવી ૧૯૭૭ માં છપાવ્યું છે; એ ભાષાંતર ઉપરના મતનો બરાબર દાખલો છે. મૂળ સંસ્કૃત વચનોનું ભાષાંતર કરતાં પ્રફુલ્લચંદ્રરાયે ઘણે સ્થળે ગડબડ કરી છે. ( દાખલા તરીકે: ' રસરત્ન સમુચ્ચય 'માંથી અભ્રકનું વર્ણન ઉતારતાં નાગ અને મંડુકને એક કરી દીધા છે ) પણ ભાષાંતરકારે તો ગોટાળો કરવામાં હદ જ વાળી દીધી છે. પેરેગ્રાફોને પેરેગ્રાફો વચ્ચેથી છોડી દઈને અસંબદ્ધ વાક્યોને જોડી દીધાં છે. સાદા ઇંગ્રેજીનું સ્થળે સ્થળે ખોટું ભાષાંતર કર્યું છે. પારિભાષિક શબ્દો સમજવાનો શ્રમ જ લીધો નથી. વધારે શું ! પ્રસ્તુત ' રસાયન ' પુસ્તકને આ હીંદુરસાયન ' શાસ્ત્રના ઇતિહાસ સાથે સરખાવવાથી ઇતિહાસની અનેક ભુલો બરાબર દેખાશે. આવાં અક્ષમ્ય બેદરકારીથી કરેલાં ભાષાંતરને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ કેમ સ્વીકાર્યું એ જ આશ્ચર્ય લાગે છે ( આ ઇતિહાસનું સવિસ્તર અવલોકન તો ' આયુર્વેદ વિજ્ઞાન 'માં કર્યું છે. ) હીંદી ' રસાયનશાસ્ત્રનો ઇતિહાસ ' અહિં પ્રસ્તુત નથી પણ આ એક જ વિષય ઉપર બે પુસ્તકો ગુજરાતીમાં થવાથી સરખામણી સહજ થઇ જાય છે, અને હીંદી રસાયન શાસ્ત્રના ઇતિહાસ કરતાં આ ' રસાયન ' ઘણું ચઢીઆતું હોવા છતાં હજી આ વિષય ઉપર એક સારા શાસ્ત્રીય પુસ્તકની જરૂર છે.

' રસાયન 'ની ભાષા સાદી વ્યવહારુ છે, અને મોટે ભાગે તો જેમાંથી ઉતારો કર્યા છે તેની જ ભાષા છે એટલે એ વિષે કંઈ કહેવાનું રહેતું નથી.

૪૬

"વિજ્ઞાન વિનોદ" —લેખક: પોપટલાલ ગોવિંદલાલ શાહ, એમ. એ. બી એસસી. પ્રકાશક: ગુજરાતી સાહિત્ય પરિષદની ભંડોળ કમીટી તરફથી શ્રી બલવંતરાય કલ્યાણરાય ઠાકોર. મૂલ્ય રૂ. ૧-૮-૦

લેખક પ્રસ્તાવનામાં કહે છે તેમ ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું સાહિત્ય ઘણું જ થોડું છે. એટલે આ ગ્રંથ જોઈને આનંદ થાય છે આ ગ્રંથ વિજ્ઞાનનો મોટો ગ્રંથ નથી વિજ્ઞાનની સાદી પણ જગતના અનેક નાના મોટા બનાવોનું રહસ્ય સમજાવે એવી વાતોનો નાનો સંગ્રહગ્રંથ છે. અલબત્ત આ સંગ્રહ તદ્દન નવો નથી. પણ છેલ્લાં અગીઆર બાર (ઈ. સ. ૧૯૨૬ પહેલાંના ૧૧-૧૨) વર્ષમાં ભાઈ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહે જુદા જુદા સામયિકોમાં છુટા છુટા આપેલા લેખોનો સંગ્રહ છે પણ આ વૈજ્ઞાનિક નિબંધોના વિષયોની પસંદગી, સામાન્ય કેળવણી પામેલા—ખાસ વૈજ્ઞાનિક કેળવણી ન લીધી હોય, એવા વાચનાર પણ કંઈ સમજી શકે એવા વિષયોની પસંદગી કરવામાં આવી છે. મતલબ કે વિજ્ઞાનની કોઈ શાખાનું પાકું કે વિશાલ જ્ઞાન આપવાનો લેખકનો ઉદ્દેશ નથી, પણ પદાર્થોને વૈજ્ઞાનિક દૃષ્ટિથી જોવામાં રસ ઉત્પન્ન કરવાનો ઉદ્દેશ છે. અને ઉદ્દેશ સફળ રીતે સધાયો છે એમ નિબંધો વાંચવાથી લાગે છે. દા. ત. ઈ. સ. ૧૯૨૪માં 'ગુજરાત'માં પ્રથમ પ્રસિદ્ધ થયેલો અને સ્નેહમુદ્રાની પંક્તિઓથી શરૂ થતો 'ફુલ' ઉપરનો નિબંધ જુઓ. વૈજ્ઞાનિક શોધોના પરિણામો અતિશય સાદી ભાષામાં આ નિબંધમાં રજુ કરેલા

છે. અને આગમ ગ્રંથો તથા કુસુમમાળાની પંક્તિઓથી નિબંધને આકર્ષક કરવાનો પ્રયત્ન કર્યો છે.

'માણસને આંખો બે કેમ ?' એ નિબંધ પણ જુઓ. 'કેટલીએક જાતની કીડીઓને ૧૦૦૦ આંખો ગણવામાં આવી છે, સામાન્ય માખીની આંખમાં ૪૦૦૦ કેટલીએક જાતના પતંગીઆમાં ૧૭૦૦૦ અને કેટલીએક જાતના ભમરાને ૨૫૦૦૦ આંખો હોય છે' (પા. ૧૫૮) એ વાક્ય વાંચીને ઉમેદા કીડીઓ અને માખીઓને સામાન્ય રીતે જોનારાઓને આશ્ચર્ય થશે કેટલાકને ગપ લાગે તો નવાઈ નહિ. આવાં પુસ્તકો વિજ્ઞાન જે નવી દૃષ્ટિ આપે છે તેનો પરિચય કરાવવા માટે ઉપયોગી છે. એથી જીવનમાં નવું ઊંડાણ આવે છે. વિજ્ઞાનની કોઈ પણ શાખાનો ખાસ અભ્યાસ કરવાનું ભાગ્ય કેળવાયેલાઓમાં થોડાઓનું હોય છે પણ વિજ્ઞાનની દૃષ્ટિનો પરિચય તો આ જમાનામાં જીવનાર કેળવાયેલા લખતા બધા માણસોને હોવો જોઈએ. અને આપણી સામાન્ય કેળવણીમાં વિજ્ઞાનને બહુ થોડું સ્થાન છે. વિજ્ઞાનના પાઠો અથવા રસશાસ્ત્ર (Chemistry) વગેરેના પ્રાથમિક પુસ્તકોમાંથી જે અલ્પ જ્ઞાન શાળા પાઠશાળામાંથી મળ્યું હોય છે તે વ્યવહારમાં પડ્યા પછી તદ્દન ભુલી જવાય છે. એને ગંભીર રીતે નહિ તો ફુરસદની વખતે વાર્તા તરીકે પણ આવાં પુસ્તકો વંચાય તો વિજ્ઞાનની દૃષ્ટિ—આપણા પ્રાચીનો જેને શાસ્ત્રચક્ષુ કહેતા તે જરાતરા ઉઘાડું રહે.

આ સ્તુત્ય ઉદ્દેશથી 'સગડી અને હવા' નો નિબંધ સંવાદ શૈલીમાં અને 'હીરા બનાવનાર'ની વાર્તા મી. એચ. જી. વેલ્સના એક પુસ્તકમાંથી ઉતારવામાં આવી છે. કુલ ૧૩ નિબંધોમાંના 'ખગોળ વિદ્યા, ભૂવિદ્યા (Geology) ભૌતિક ભૂગોલ વિદ્યા ભૂવિદ્યા (Physiography), શરીર વ્યાપાર શાસ્ત્ર (Physiology), પ્રાચીન અને અર્વાચીન રસાયન વિદ્યા ભૌતિક વિદ્યા (Physics) પ્રકાશ વિદ્યા, (Light) ઉષ્માવિદ્યા (Heat) પ્રયોગાત્મક માનસશાસ્ત્ર (Psy

chology ) વગેરે વિજ્ઞાનની શાખાઓમાં ચંચુપાત કરવામાં આવ્યો છે.' એચ. જી. વેલ્સની ઉપર કહેલી વાર્તા અને ડૉ. પ્રફુલ્લચંદ્રરાયના હીંદુરસાયન શાસ્ત્ર સંબંધી બે ભાષણોના અનુવાદ સિવાય, નિબંધો સ્વતંત્ર અભ્યાસનું ફળ છે.

વૈજ્ઞાનિક લેખો લખવામાં આપણે ત્યાં મોટી મુશ્કેલી પારિભાષિક શબ્દોની છે. વૈજ્ઞાનિક પારિભાષિક શબ્દોનો કોઇ કોષ તો તૈયાર નથી. ને વસ્તુતઃ પારિભાષિક શબ્દો હજી હવે ઘડવાના છે. સમર્થ વૈજ્ઞાનિક લેખકો ગુજરાતી ભાષામાં વિવિધ વૈજ્ઞાનિક વિષયો ઉપર નાના મોટા લેખો અને ગ્રંથો લખે અને તેઓએ યોજેલા પારિભાષિક શબ્દો બીજા લખનારાઓને સચોટ લાગવાથી, બીજાઓ પણ વાપરવા લાગે, એ રીતે પારિભાષિક શબ્દો ચલણી રીક્કાઓ થવા જોઇએ. પછી જ એનો કોષ સંભવે; પણ આવું વિશાલ વૈજ્ઞાનિક સાહિત્ય ગુજરાતીમાં દેખાતાં તો યુગો જશે એવું લાગે છે. અત્યારે તો જુદા જુદા લેખકો જેમ છુટક લખાણો લખે છે તેમજ છુટા છુટા પારિભાષિક શબ્દો યોજે છે. એક વખત એક અર્થમાં વપરાએલો શબ્દ બીજી વખત એ અર્થમાં વાપરવો જોઇએ એવો આગ્રહ કોઈ રાખતું નથી.

આ પરિસ્થિતિમાં ભાઈ શ્રી પોપટલાલ શાહે પોતે વાપરેલા પારિભાષિક શબ્દોનો એક કોષજ ગ્રંથાન્તે આપ્યો છે. છેવટે કક્કાવારી શબ્દ સંગ્રહ પણ આપ્યો છે.

આ વિજ્ઞાન વિનોદ વિનોદ ખાતરે ફુરસદ વખતે વાચંવાથી વિનોદ થશે એમ ફરી કહેવું પડે છે. અને આ અવલોકન પુરું કરતાં ભાઈ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહને 'વ્યવસાય'માં પણ ગુજરાતમાં ગુજરાતીદ્વારા વિજ્ઞાનનો યથા સંભવ પ્રચાર કરવાનું ધર્મકૃત્ય ચાલુ રાખવાની વિનંતી કરું તો ધૃષ્ટતા નહિં ગણાય એમ આશા રાખું છું.

**વિજ્ઞાન વિચાર કર્તાઃ—રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ,** છપાવી પ્રસિદ્ધ કરનાર, ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી હીરાલાલ ત્રિભોવનદાસ પારેખ, અમદાવાદ. મૂલ્ય રૂ. ૧—૦—૦

ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનું " સાહિત્ય નથી એમ કહીએ તો ચાલે. સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ છે અને જે પ્રજામાં વૈજ્ઞાનિક જીવન—એ જીવન જીવનારા વૈજ્ઞાનિકો ન હોય એ પ્રજામાં વૈજ્ઞાનિક સાહિત્ય ક્યાંથી હોય? ગુજરાતી વૈજ્ઞાનિકો કેટલા છે? વૈદક ધંધો આકર્ષક હોવાથી વૈદક વિદ્યાના જાણનારાઓની સંખ્યા ઠીક મોટી છે પણ આ બધા ધંધાદારીઓ કહી શકાય. વૈજ્ઞાનિક તરીકે દેશમાં શુદ્ધ વિજ્ઞાનના પ્રચાર માટે એમાંના કોઈ એ શું કર્યું છે? વૈદક સીવાય વિજ્ઞાનની બીજી શાખાઓના અભ્યાસીઓ આંગળીને વેઢે ગણાય એટલા ગુજરાતમાં હશે અને તેમાંથીએ ગુજરાતી ભાષાદ્વારા વિજ્ઞાનનો પ્રચાર કરનારા તો બે ચાર જ દેખાય છે.

ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યની આવી દરિદ્ર—અંગ્રેજી, ફ્રેંચ, જર્મન વગેરે પાશ્ચાત્ય ભાષા સાથે તો તુલના જ ન થઈ શકે એવી દરિદ્ર સ્થિતિમાં ગ. ગ. પોપટલાલ ગોવિંદલાલ શાહનું આ પુસ્તક ઠીક આશા આપે છે. યુનીવર્સીટીમાંથી વૈજ્ઞાનિક પદવી લેનારા સ્નાતકો શ્રી કાન્તિલાલ છગનલાલ પંડ્યાનું અને શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહનું અનુકરણ કરીને પોતાના અભ્યાસનું કંઈક ફળ ગુજરાતી

ભાષાદ્વારા પાશ્ચાત્યભાષા ન જાણનાર બંધુઓને આપે તો એ એમની ફરજ તો છે જ.

**વિજ્ઞાન વિચાર**–ભાવિ ગુજરાતી વૈજ્ઞાનિક સાહિત્યના પ્રવેશક જેવો ગ્રંથ છે. ગુજરાતી ભાષા મારફત ઉચ્ચી વૈજ્ઞાનિક કેળવણી પણ અપાવા માંડે અને આ દુર્ભાગી દેશનાં કોઈ પુણ્યનો ઉદય થવાથી વિજ્ઞાનની વિવિધ શાખાઓના સમર્થ અન્વેષકો ગુજરાતમાં પાકવા લાગે ત્યારે જ ઉંચી કોટિનું સાચું વૈજ્ઞાનિક સાહિત્ય ઉત્પન્ન થાય એ સમજી શકાય એવું છે. પણ 'વિજ્ઞાન' 'વિજ્ઞાન' જેને કહીએ છીએ એ શું છે? શુદ્ધ સાહિત્ય ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરે સાથે વિજ્ઞાનને કેવો સંબંધ છે? અથવા એ બધાથી કઈ બાબતમાં વિજ્ઞાન જુદું પડે છે? આ જમાનામાં વિજ્ઞાને જગત ઉપર કેટલી સત્તા જમાવી છે અને આ સત્તાનું મુળ શું છે? વગેરે પ્રશ્નો વિષે કંઈક સમજણ આ વિજ્ઞાનના જમાનામાં ભણેલા ગણાતા સર્વ માણસોને હોવી જોઈએ. અને વિજ્ઞાન વિચાર આ પ્રયોજનથી જ લખાએલું છે

નિવેદનમાં ભાઈ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહ લખે છે કે 'સન ૧૯૨૫ માં હોલ યુનીવર્સીટી લાયબ્રેરીના પુસ્તકોમાં થોમ્સનનું Introduction to Science વાંચવાથી તેના જેવું એક સ્વતંત્ર પુસ્તક લખવાનું મને સ્ફુરણ થયું.' પણ આ પુસ્તક થોમ્સનના પુસ્તકનું કે એવા કોઈ બીજા પુસ્તકનું ભાષાન્તર નથી. અનેક પુસ્તકોમાંથી દોહન કરીને લખાએલું આ સ્વતંત્ર પુસ્તક છે વિષયને અનુસરી, નિવેદનમાં કર્તા કહે છે તેમ, આ પુસ્તકના ત્રણ ભાગ પાડી શકાય (૧) પહેલા ભાગમાં 'વિજ્ઞાન એટલે શું?' 'વૈજ્ઞાનિકવૃત્તિ–વૈજ્ઞાનિક સ્વભાવના લક્ષણો' 'વિજ્ઞાનના કટલાએક મૌલિક સિદ્ધાંતો' 'અને વિજ્ઞાનનો નકશો' એ નામનાં પહેલા ચાર પ્રકરણોનો સમાવેશ થાય છે. આ પ્રકરણો લગભગ આ વિષયના ઉપોદ્ઘાત જેવા છે. વિજ્ઞાન (સાયન્સ) ની માત્ર વ્યાખ્યા આપવાથી કે કઇ કઇ વિદ્યાઓ વિજ્ઞાન કહેવાય છે એ માત્ર દર્શાવવાથી વિજ્ઞાનનું સાચું સ્વરૂપ સમ-

જાણવાનો સંભવ નથી. કયા મૌલિક સિદ્ધાન્તો સ્વીકારીને જ્ઞાનનો સ્વીકાર કરવાથી વિજ્ઞાન બીજાં જ્ઞાનોથી જુદું પડે છે એ જાણવાની તથા ગીતામાં કહેલાં સ્થિતપ્રજ્ઞનાં લક્ષણો પેઠે વૈજ્ઞાનિક માણસનાં લક્ષણો જાણવાની પણ જરૂર છે.

આત્મજ્ઞાની થવા માટે જેમ શમ, દમ, વૈરાગ્ય, વિવેકાદિ ગુણો કેળવવા પડે છે અને ભક્ત થવા માટે નમ્રતા, દીનતા વગેરે ગુણો કેળવવા પડે છે તેમ સાચા વિજ્ઞાની થવા માટે પણ નિઃસ્પૃહતા, નિરહંકારીપણું, સત્યપ્રેમ, ધૈર્ય, ચોકસાઈ, દક્ષતા, શ્રમશીલતા અવલોકનનૈપુણ્ય, પૂર્વગ્રહનો ત્યાગ, તટસ્થતા વગેરે મોટા ગુણો કેળવવા પડે છે ઘણા અર્ધવિજ્ઞાનીઓ આ ગુણોને ભુલી જાય છે. પણ વિજ્ઞાનનો ઇતિહાસ જોતા વિજ્ઞાને જગતને આપેલા, રેલ્વે, તાર, ટેલિફોન, 'વાયરલેસ,' એરોપ્લેન વગેરે બાહ્ય સાધનો કરતા પણ વિજ્ઞાનીઓ એ મનુષ્ય જાતને આપેલા આ મોટા ગુણોના વારસાની કિંમત વધારે છે

વિજ્ઞાન વિચારનું બીજું પ્રકરણ આ દૃષ્ટિએ ખાસ વાંચવા જેવું છે. અને આ ગુણોના નિદર્શક જે થોડા દાખલાઓ ન્યુટન, ડાર્વીન, લોર્ડકેલ્વીન, પાશ્ચર, હક્સલી બ્રુનો, ગેલીલીઓ વગેરે યુરોપના મોટા વિજ્ઞાનીઓના જીવનમાંથી આપ્યા છે તે વૈજ્ઞાનિક ક્ષેત્રમાં પડનારે કે પડવા ઇચ્છનારે જાણવા જેવા છે. આ મોટા વિજ્ઞાનીઓ મોટી શોધો કરી શક્યા તેનું એક કારણ કુદરતે બક્ષેલી પ્રતિભા શક્તિ હશે પણ બીજું મોટું કારણ આ ગુણો વગર સાચું વૈજ્ઞાનિક કાર્ય થઈ શકેજ નહિ.

પ્રકરણ પાંચમાથી અગીઆરમા સુધીના બીજા વિભાગમાં વિજ્ઞાનના ઇતિહાસનું દિગ્દર્શન છે. આ પુસ્તકના મુખ્ય વિષયની ચર્ચા આ પ્રકરણોમા જ છે. પહેલાં ચાર, પહેલા કહ્યું તેમ, ઉપોદ્ઘાત જેવા છે અને છેલ્લા ચાર ઉપસંહાર જેવાં છે. આ વચલા સાત પ્રકરણોમાં

ઐતિહાસિક ક્રમના વિજ્ઞાનની વિવિધ શાખાઓની આજપર્યંત પ્રગતિનું ટુંકું દિગ્દર્શન છે. અલબત્ત આવડા નાના ગ્રંથમા આપી શકાય એવી મોટી મોટી વાતો જ આપી છે. શરૂઆતમા પ્રકરણ પાચમામાં વિજ્ઞાનના પ્રાચીન ઇતિહાસનુ દિગ્દર્શન છે. સ્વાભાવિક રીતે પાશ્ચાત્ય ઇતિહાસ લેખકો પ્રાચીનનો અર્થ ગ્રીસ રોમનો પ્રાચીનકાળ કરે છે પણ આ પુસ્તકમા, લેખક હિંદી હોઇને 'પ્રાચીન હિંદમા વિજ્ઞાન' (પ્રકરણ છઠ્ઠું) નામનુ ખાસ જુદું પ્રકરણ લખ્યું છે આ પ્રકરણ માટે સાધનો અતિ અલ્પ છે. હજી આ દિશાના સ્વતંત્ર અભ્યાસીઓ તરફથી આપણા પૂર્વજોએ વિજ્ઞાનમા કેટલો અને કેવો ફાળો આપ્યો છે એ વિષે ચોક્કસ અંદાજ આવ્યો નથી વળી આપણા પૂર્વજોએ વૈજ્ઞાનિક ક્ષેત્રમા જે કર્યું અને જે ન કર્યું તેના કારણોની મીમાંસામા પણ ઘણા અન્વેષણની અપેક્ષા છે. દાખલા તરીકે બ્રાહ્મણોના આધ્યાત્મિક વલણે વૈજ્ઞાનિક અને ઐતિહાસિક દિશામા આપણી પ્રગતિને રોકી દીધી એવો એક વાદ પાશ્ચાત્ય પંડિતોએ ચલાવ્યો છે, પણ આ વાદનો આશ્રય બીજાં ઐતિહાસિક કારણો શોધવા નથી દેતો એટલે અંશે અપકારક છે અને દરેક વિષયમા સ્વતંત્ર ઐતિહાસિક શુગવા હોય કે ન હોય તો પણ એ વાદ સ્વીકારી લેવો એ મારા મતથી વૈજ્ઞાનિક ચોક્સાઇનો અભાવ છે. મતલબ કે છઠ્ઠા પ્રકરણના કેટલાક વિધાનો વિષે મતભેદનો સંભવ છે.

પાચમા પ્રકરણના આપેલી સાલવારીનો ગ્રંથ છે એમા ભારતીય બનાવોનો પણ સમાવેશ કર્યો છે. અને છેલ્લી તારીખ '૧૯૨૧ માં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌મા વિજ્ઞાન વિભાગની સ્થાપના' એ આપેલી જોઇને સાભિમાન હર્ષ થાય છે

આ વિજ્ઞાનના ઐતિહાસિક દિગ્દર્શનના પ્રકરણો વાચવાથી વિજ્ઞાનની જુદી જુદી શાખાઓની આજ સુધીની પ્રગતિનો સામાન્ય ખ્યાલ વાચનારને આવી જશે

આ પુસ્તકના ત્રીજા ભાગમાં 'વિજ્ઞાન અને સંસ્કૃતિ' 'વિજ્ઞાન અને તત્વજ્ઞાનના ત્રણ પ્રશ્નો' 'વિજ્ઞાન અને ધર્મભાવના' એ ત્રણ પ્રકરણોદ્વારા વિજ્ઞાન મનુષ્યજીવનની સંસ્કૃતિ, ધર્મવૃત્તિ અને તત્વજ્ઞાનની વૃત્તિને વિરોધી નથી પણ ઉલટું ઉપકારક છે. એટલે વિજ્ઞાનનો સં. ધર્મ વગેરે સાથે સમન્વય શક્ય છે અને એ સમન્વય થાય તો મનુષ્ય જીવન વધારે સુંદર અને વધારે સાર્થક થાય એમ છે એમ દર્શાવવાનો પ્રયાસ કરેલો છે. છેલ્લા પ્રકરણમાં ગુજરાતને વિજ્ઞાનની કેટલી જરૂર છે એ ભાઇશ્રી પોપટલાલ શાહે ગુજરાતી તરીકે બતાવ્યું છે. વિજ્ઞાનના આ ગુજરાતી પુસ્તકનો આ પ્રકરણથી ઉપસંહાર કર્યો છે તે યોગ્ય જ છે.

પુસ્તક પુરું થયા પછી સંદર્ભ પુસ્તકોની યાદી પા. ૩૬૯ થી ૩૭૧ ઉપર આપી છે. જે જોવાથી કર્તાએ લીધેલા શ્રમનો ખ્યાલ આવશે. પછી પારિભાષિક શબ્દકોષ અંગ્રેજી પા. ૩૭૨ થી ૩૭૭ અને ગુજરાતી પા. ૩૭૮ થી ૩૮૦ અને છેવટ કક્કાવારી ૩૮૧ થી ૩૮૩ આ રીતે આવશ્યક બધું કર્તાએ આપ્યું છે.

ગુજરાતીમાં વૈજ્ઞાનિક સાહિત્ય એટલું અલ્પ છે કે આવું પુસ્તક લખનારને અંગ્રેજી વૈજ્ઞાનિક શબ્દોને સ્થાને ઘણા ગુજરાતી શબ્દો નવા રચીને મુકવા પડે. ભાઇશ્રી પોપટલાલ શાહને પણ એમ કરવું પડયું છે. અને એ નવા શબ્દો માટે ગેરસમજ ન થાય તે સારુ શબ્દકોષ આપેલો છે. પણ આ નવી પારિભાષિક શબ્દયોજના માટે મતભેદ સંભવે છે. વળી આપણી પ્રાચીન વૈજ્ઞાનિક પરિભાષામાં કેટલાક શબ્દો હોવા છતાં એ ધ્યાનમાં ન હોવાથી આ પુસ્તકમાં નવા યોજાયા હોય એમ પણ બન્યું છે. દાખલા તરીકે પહેલા પ્રકરણમાં આદિ કારણ અને નિમિત્ત કારણ એમ બે જાતનાં કારણો કહ્યાં છે (પા. ૮) પણ આપણી જુની રૂઢ પરિભાષામાં જેને એમણે આદિ કારણ કહ્યું છે તેને નિમિત્ત કારણ કહે છે: દાખલા તરીકે સુથાર

મેજનું નિમિત્ત કારણ અને જેને એમણે નિમિત્ત કારણ કહ્યું છે તેને ઉપાદાન કારણ કહે છે. વળી antecedent માટે પૂર્વાનુપૂર્વી શબ્દ એમણે વાપર્યો છે. પણ એ શબ્દ કદાચ બરાબર નથી. જુનો રુઢ શબ્દ નિયત પૂર્વભાવ છે. પરંતુ આ પુસ્તકમાં વપરાયેલા વૈજ્ઞાનિક પરિભાષાના ગુજરાતી શબ્દો વિષે સવિસ્તર ચર્ચા કરવાનું આ અવલોકનમાં સ્થાન નથી.

ટુંકામાં આ પુસ્તક મને તો શાસ્ત્રીય દૃષ્ટિએ સારું લાગે છે અને સામાન્ય વાંચનાર રસથી વાંચી શકે અને કેંક લાભ અવશ્ય મેળવે એવું છે. અને ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ કાચું પુઠું આપેલું હોવા છતાં સારા કાગળો ઉપર છપાવેલા લગભગ ચારસો પાનાંના પુસ્તકની કિંમત માત્ર રૂપિયો એક રાખી છે, એ પણ ઘણી સસ્તી છે એટલે ગુજરાતમાં વિજ્ઞાનની સાચી સમજણ બર લાવવામાં આ પુસ્તક સાધનરૂપ થશે એવી આશા છે.

## ૨૮

## સાહિત્ય પરિષદ કેવી હતી?

એક પ્રકારનો જલસો

સાહિત્યપરિષદ એક પ્રકારનો જલસો છે કે સાહિત્યકારોની મંડળી છે ' એવી શંકા સાહિત્યપરિષદની ત્રણ દિવસની બેઠકોમાં હાજરી આપ્યા પછી, દર વખતે, મનમાં ઉઠતી; પણ છેલ્લી મુંબઇની સાહિત્યપરિષદના અનુભવથી ખાત્રી થઈ ગઇ કે સાહિત્યપરિષદ એક પ્રકારનો જલસો છે. છેલ્લી પરિષદમાં છેલ્લે દિવસે પરિષદ તરફના, સાત પ્રતિનિધિઓ ચુંટતી વખતે જે ફારસ થયું, અને જે રીતે છેવટ ચુંટણી થઈ એ ઉપરથી પરિષદનું જલસારૂપ બરાબર દેખાયું. પટ્ટણી-સાહેબ આવ્યા, રા. રાયચુરાએ કહેવાતું લોકગીત આપ્યું, અને આખા મંડપમાં પગથી તાલ દેતા તથા સાથે બોલ ઝીલ્યે જતા સભાજનોમાં જે વૃત્તિ વ્યાપી ગઈ તે બરાબર નાટકના 'ઓડીઅન્સ'ને શોભતી હતી. એ અર્ધો કલાક, કલાક સુધી જે અદ્ભુત એકાગ્રતા પરિષદ મંડપમાં બીરાજેલાં સ્ત્રીપુરુષોમાં જોવામાં આવી તે પરિષદના ત્રણ દિવસોમાં ક્યારેય પણ જોવામાં નહોતી આવી. મતલબ કે પરિષદમાં પધારનાર સ્ત્રીપુરુષોના મોટા ભાગને શુદ્ધ સાહિત્ય કરતાં નાટકમાં વધારે રસ આવતો હતો. ... ... ...

દરેકની ઉપર મુનશીદેવ નાચી રહ્યો હતો. ટુંકામાં ગમે તેટલી ઉદાર દૃષ્ટિ રાખીને જોવામાં આવે તો પણ આ વિદ્વાનોની-વિદ્યાપ્રેમી-ઓની સભા છે એવું તો એક ક્ષણ પણ લાગ્યું નથી.

પરિષદ્ એટલે શું ? એ વિષે પણ કશો ચોક્કસ વિચાર એના મૂળ ઉત્પાદકોના મનમાં કે આ વખતના કાર્યવાહકોના મનમાં હોય એમ જણાતું નથી. આપણી રાજકીય મહાસભા અને 'ઓરીએન્ટલ કોંગ્રેસ' બેય નમુનાઓનું મિશ્રણ સાહિત્યપરિષદમાં થયું દેખાય છે અને દવાઓના મિશ્રણમાં કેટલીકવાર બને છે તેમ આ મિશ્રણ બન્યું નથી. બજે એવું નથી–incompatible છે. પરિષદના જન્મને એકવીશ વર્ષ થયાં છતાં છેલ્લી પરિષદ પણ આ વિચિત્ર મિશ્રણરૂપ હતી અને મિશ્રણ બજેલું ન હોવાથી ઘણાનાં મોઢાં બગડેલાં દેખાતાં હતાં.

પરિષદમાં સાહિત્યકો પોતાના લખાણોથી લોકોમાં સાહિત્ય વિષે જે રસવૃત્તિ કેળવે છે તે રાજકીય પરિષદ જેવા જલસાની અસર કરતા ઘણી વધારે વ્યાપક અને ચિરસ્થાયી છે. સામાન્ય લોકો સાક્ષરોના નિકટ પરિચયમાં આવે અને કાંઈક સંસ્કારો પ્રાપ્ત કરે એમ ધારણા હોય તો એ તો બનતું નથી. રાજકીય સભાનાં બીજાં પ્રયોજનોને સાહિત્યપરિષદમાં સ્થાન જ નથી. જો કે આપણને બીજું યોગ્ય કર્તવ્ય ન સુઝવાથી રાજકીય સભાને મળતા, યુનિવર્સિટી કે સરકાર સાથે સંબંધવાળા ઠરાવો સાહિત્યપરિષદમાં લાવવામાં આવે છે. છતાં આ ઠરાવો સાહિત્યપરિષદનું મુખ્ય અંગ નથી. આ તો રાજકીય મહાસભામાંથી આવેલું અંગ છે. મુખ્ય અંગ તો ઓરીએન્ટલ કોંગ્રેસમાંથી આવ્યું છે. એને લીધે મહીનાઓ અગાઉથી જાહેરખબર આપીને નિબંધો માગવામાં આવે છે અને એક નિરીક્ષક સમિતિ નીમવામાં આવે છે. સાહિત્ય અને કલાનું અતિશય શ્રમ લઈને પ્રદર્શન ભરવામાં આવે છે અને એ બધું લગભગ નકામું જાય છે. પ્રદર્શન કોઈ જોતું નથી. મેળાની દુકાનોની વસ્તુઓ પેઠે પ્રદર્શનમાં રાખેલ હસ્તલિખિત પોથાઓ જોવાથી શો ફાયદો થાય ? નિબંધો કોઈ સાંભળતું નથી. અને ગુજરાતનું સૌથી વધારે વંચાતું છાપું નિબંધોને પોતાના દીવાળી અંકના લેખો કરતા વધારે સારા ગણતું નથી. બને છે પણ એવું કે પરિષદમાં આવેલા નિબંધો છાપાંઓમાં ચાલુ વિષયો પેઠે છપાઈ જાય

કે અને રોગ એની જ દૃષ્ટિથી વાંચે છે. આ પરિસ્થિતિને પરિણામે વિદ્વાનોમાંથી પરિષદ માટે નિબંધ લખવાનો ઉત્સાહ ઓસરી ગયો છે એટલે જે આવે છે તે મધ્યમ વર્ગના નિબંધો આવે છે આ રીતે ઓરીએન્ટલ કે સાયન્સ કોંગ્રેસ જેવા વિદ્વાનોના મંડળનું લક્ષણ પણ સાહિત્યપરિષદમાં પૂરું ઊતર્યું નથી. આ મંડળોના વિદ્વાનો પોતાની નવી શોધોને લગતા નિબંધો વાંચે છે, એવા નિબંધો ઉપર તે તે વિષયના પંડિતો ચર્ચા કરે છે. અને કોઈ શોધ સર્વમાન્ય થાય તો શોધક–લેખકને અપૂર્વ માન મળે છે. સાહિત્યપરિષદ વિદ્વાનોનું મંડળ હોય અથવા વિદ્વાનોની સભારૂપે મળે એવી આપણી વાસના હોય તો જલસાની–મેળાની દેખાવ કરવાની વાસના છોડી દેવી જોઈએ. ચોગ સાહિત્યમાં ખરેખરો રસ લેનારા એકઠા થાય, આવેલા નિબંધોમાંથી ચર્ચાયોગ્ય નિબંધો પૂરા વંચાય, થોડા સાંભળનારાઓ રસપૂર્વક સાંભળે, એ ઉપર મુદ્દાસર અને સંક્ષિપ્ત ચર્ચા થાય અને છેવટ આ નિબંધો રિપોર્ટમાં છપાય અને આવેલા નિબંધોમાંથી કોઈ ખાસ માનને યોગ્ય હોય તો એવું માન તેને આપવામાં આવે શુદ્ધ સાહિત્યપરિષદ માટે આટલું બસ છે આવી માત્ર વિદ્વાનોની પરિષદને પ્રદર્શનની જરૂર હોય તો ખુશીથી પ્રદર્શન ભરવું. અને લોકવર્ગ સાથે વિદ્વાનોનો પરિચય વધે એ આવશ્યક લાગતું હોય તો અમદાવાદમાં કર્યું હતું તેમ પરિષદમાં પધારેલા વિદ્વાનો પાસે જાહેર વ્યાખ્યાનો આપવાની ગોઠવણ કરવી એ જ રીતે લોકગીત, લોકવાર્તા વગેરેના જલસા લોકવર્ગના આકર્ષણ માટે ગોઠવવામાં પણ વાંધો નથી પણ આ જલસાનું રૂપ વિદ્વાનોના સંમેલનને ગળી જાય એમ ન થવું જોઈએ

## ૨૯

# હિંદોસ્તાની એકેડેમી પ્રયાગ (સંયુક્તપ્રાન્ત)

સંયુક્ત પ્રાન્તમાં સાહિત્ય અને સંશોધનની દૃષ્ટિયે જે સંસ્થાઓ ઉંચા પ્રકારનું કામ કરી રહી છે તેમાં એક છે નાગરી પ્રચારિણી સભા અને બીજી છે હિંદોસ્તાની એકેડેમી. એકેડેમીનું ધ્યેય નવા સંશોધન કરતાં ઉંચા પ્રકારના સાહિત્યને ઉત્તેજન આપવાનું રહ્યું છે. ગુજરાતમાં સરકાર પાસેથી મદદ મેળવતી હિંદુસ્તાની એકેડેમી જેવી એક પણ સંસ્થા નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી અને શ્રી ફાર્બસ ગુજરાતી સભા રૂપ આપણી પુરાણી સંસ્થાઓ ઘણી રીતે સંયુક્ત પ્રાન્તની ઉપર કહેલી સંસ્થાઓના કાર્યને મળતું કાર્ય કરે છે પણ એમાંથી એકેયને સરકારી મદદ નથી મળતી. આ કારણથી તથા સંયુક્ત પ્રાન્તની આ વિખ્યાત સંસ્થાનું સંક્ષિપ્ત દિગ્દર્શન આપણને સૂચક થશે એવું માનીને હિંદોસ્તાની એકેડેમી એ શું છે એ દર્શાવવાનો અહિં પ્રયત્ન કર્યો છે.[1]

હિંદી ઉર્દૂ સાહિત્યને પ્રોત્સાહન આપવા માટે સરકારી સંસ્થાની અપેક્ષા છે એવી સંયુક્ત પ્રાન્તના શિક્ષિત સમુદાયની ઘણા વખતની માન્યતા હોઇને ઈ. સ. ૧૯૨૫માં પં. યજ્ઞનારાયણ ઉપાધ્યાય એમ. એ. એલ. એલ. બી. એ સૌથી પ્હેલો પ્રાન્તીય ધારાસભામાં

---

૧ માધુરી (હિંદી)માં પ્રગટ થએલા શ્રી. [illegible] એમ. એ. ના લેખને આધારે ઉપરનું દિગ્દર્શન કર્યું છે.

એક ઠરાવ મુક્યો કે 'જે દ્વારા હિંદી અને ઉર્દૂમાં પુસ્તકોનો અનુવાદ કરવામાં આવે એવો એક અનુવાદ વિભાગ સરકાર ઉઘાડવો' આ ઠરાવના ઉત્તરમાં એ વખતના કેળવણીના મંત્રી ઑ. રાય રાજેશ્વરજી સાહેબે આશ્વાસન આપ્યું કે 'હિંદી ઉર્દૂ સાહિત્યની પ્રગતિના પ્રોત્સાહન અર્થે એક સંસ્થા ઊભી કરવાનો વિચાર પોતાના મનમાં છે અને એ હેતુથી પ્રાન્તીય વિશ્વવિદ્યાલયોના પ્રતિનિધિઓ સાથે આગના ઉનાળામાં પોતે ચર્ચા કરી છે પછી ગઈ શરદ ઋતુમાં પ્રયાગની યાત્રા વખતે પણ સ્થાનિક સાહિત્ય પ્રેમીઓ સાથે ચર્ચા કરી છે અને પ્રાન્તીય સાહિત્ય પ્રોત્સાહન અર્થે સંસ્થા કાઢવાનો પોતાનો વિચાર દૃઢ છે.'

પછી સ્વ ખાનબહાદુર હાફીઝ હિદાયત હુસેને ૧૯૨૬ના એપ્રીલમાં સંયુક્ત પ્રાન્તની ધારાસભામાં નીચેનો ઠરાવ મુક્યો 'પ્રાન્તીય ધારાસભા સરકારને ભલામણ કરે છે - સરકારે **હિંદુસ્તાની એકેડેમી** નામની સંસ્થા ઊભી કરવી આ સંસ્થાનો ઉદ્દેશ હિંદી-ઉર્દૂ સાહિત્યને ઉત્તેજન આપવાનો રહેશે અને સરકાર આ ખાતે દર વર્ષે બે લાખ રુપિયા ખર્ચવાના નક્કી કરશે'

આ રીતે હિંદુસ્તાની એકેડેમીનો જન્મ થયો એની ઉદ્ઘાટન ક્રિયા ૧૯૨૭ના માર્ચની ૧૮ મી તારિખે એ વખતના ગવર્નર સર વિલિયમ મારીસને હાથે લખનૌમાં થઈ એ વખતે ગવર્નર સાહેબે પોતાના ભાષણમાં આ નવી સંસ્થા વિષે કહ્યું કે 'હું આશા રાખું છું કે આ સંસ્થા પોતાની શક્તિ જેમાં ભારતીય અને ખાસ કરીને પ્રાન્તીય વિચારોથી ઓતપ્રોત હોય એવા મૌલિક ગ્રન્થોના નિર્માણમાં કેન્દ્રિત કરશે. આ એકેડેમીનું મુખ્ય ધ્યેય સાહિત્યને પ્રોત્સાહન આપવાનું હોવું જોઈએ અને જે સાહિત્ય સજીવ અને ઉપયોગી વસ્તુ બનવા ઇચ્છે છે તેણે બીજાના આધારે નભતા રહેતા પોતાનો સ્વતંત્ર વિકાસ સાધવો જોઈએ' આ રીતે નીચેના ઉદ્દેશોથી સન ૧૯૨૭ માં હિંદુસ્તાની એકેડેમીની સ્થાપના થઈ છે

હિંદોસ્તાની એકેડેમીનો મુખ્ય ઉદ્દેશ હિંદી-ઉર્દૂ સાહિત્યનું સંરક્ષણ, પ્રોત્સાહન અને ઉન્નતિ સાધવાં એ છે અને આ ઉદ્દેશોની પૂર્તિ માટે એકેડેમી નીચેના ઉપાયો યોજશે.

(૧) અનેક વિષયોનાં પુસ્તકો માટે પારિતોષિકો આપવાં.

(૨) હિંદી-ઉર્દૂ ભાષાઓમાં વિદેશી ભાષાનાં સુંદર પુસ્તકોનો અનુવાદ કરાવી પ્રકાશિત કરવો.

(૩) મૌલિક ગ્રન્થોની તથા પ્રમાણિક અનુવાદોની રચનાને ઉત્તેજન આપવું.

(૪) પ્રસિદ્ધ વિદ્વાનો તથા લેખકોને એકેડેમીના ફેલો ચુંટવા.

(૫) હિતૈષીઓને એકેડેમીના સન્માનિત સદસ્ય અથવા હિતૈષી ચુંટવા.

(૬) વિદ્વાનોને વ્યાખ્યાન આપવા નિમંત્રણ આપવું.

(૭) પુસ્તકાલયની સ્થાપના કરવી.

(૮) પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવા માટે જે ઉપાયો ઉપયોગી લાગે તે લેવા.

**હિંદુસ્તાની એકેડેમીનું બંધારણ:**—એકેડેમીને ઈ. સ. ૧૯૨૭ માં રજીસ્ટર કરાવી. એનું બંધારણ નીચે પ્રમાણે રાખ્યું છે. એકેડેમીમાં (૧) કૌન્સીલ અને બીજી પરિષદ છે. પ્હેલીમાં પચાસ સદસ્ય છે અને બીજીમાં ૯ છે. કાઉન્સીલમાં ૧ સભાપતિ, ૧ ઉપસભાપતિ, ૭ એક્સઓફીસિયો સદસ્ય, ૧ મંત્રી, ૮ પરિષદના સભ્યો, ૩૦ સરકાર નિયુક્ત સદસ્ય અને ૬ કૌન્સીલ દ્વારા ચુંટાયેલા સભ્યો. જ્યારે પરિષદમાં ૧ સભાપતિ, ૧ ઉપસભાપતિ, ૧ મંત્રી, ૪ સરકારે નીમેલા અને ૨ કાઉન્સીલે ચુંટેલા સભ્યો હોય છે.

એકેડેમીની નીતિનો નિર્ણય કૌન્સીલજ કરે છે. આ કૌન્સીલમાં હિંદી અને ઉર્દૂના પ્રખ્યાત વિદ્વાનો સરકાર તરફથી નીમાય છે.

એકેડેમીનાં સાહિત્યવિષયક કાર્યોને સાત વિભાગમાં વહેંચી શકાય. (૧) પ્રકાશન, (૨) વ્યાખ્યાનોનો પ્રબંધ, (૩) પારિતોષિક વિતરણ, (૪) પુસ્તકાલય સંગ્રહ, (૫) ગ્રન્થ નિર્માણ, (૬) પત્રિકા પ્રકાશન (૭) સાહિત્યક અધિવેશન.

એકેડેમીના ઉપર નોંધેલા ઉદ્દેશો જોતાં એનું મુખ્ય કાર્ય મૌલિક તથા પ્રમાણિક ગ્રન્થોની રચનાનું છે. આ ઉદ્દેશને લક્ષમાં રાખીને એકેડેમીએ ૩૭ હિંદી ગ્રન્થો અને ૨૩ ઉર્દૂ ગ્રન્થોનું પ્રકાશન કર્યું છે. આમાંના ઘણાખરા ગ્રન્થો તે તે વિષયના વિશેષજ્ઞોએ રચેલા, મહત્વપૂર્ણ અને કોઈપણ સાહિત્યને ગૌરવ આપે એવા છે. એના લેખકોમાં ડૉ. ગંગાનાથ ઝા. એમ. એ. ડી. લિટ્, રા. બ. પં. ગૌરીશંકર હીરાચંદ ઓઝા, ડૉ. વેણીપ્રસાદ ડી. એસસી; શ્રી. જયચન્દ્ર વિદ્યાલંકાર જેવા પ્રખ્યાત વિદ્વાનો છે. અને ગ્રંથોમાં કવિરહસ્ય, હિંદુસ્તાનકી પુરાની સભ્યતા, મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ, ભારતીય ઇતિહાસ કી રૂપરેખા, ભારતીય ચિત્રકલા, હિંદી સર્વે કમિટીકા રિપોર્ટ વગેરે પોતપોતાના વિષયમાં પ્રમાણભૂત મનાયેલા ગ્રન્થો છે. ઉર્દૂમાં પણ સંશોધનાત્મક ગ્રન્થો મોટી સંખ્યામાં છે.

વ્યાખ્યાનઃ— ઇ. સ. ૧૯૨૭ માં એકેડેમીએ નિશ્ચય કર્યો કે એકેડેમી તરફથી બે વિદ્વાનોને કોઇપણ મહત્વના વિષય ઉપર વ્યાખ્યાન આપવા માટે નિમંત્રણ આપવું અને તેના પારિતોષિક તરીકે રૂ. એક હજાર ઠરાવ્યા. એકેડેમીના સભાપતિ ડૉ. સર તેજબહાદુર સપ્રુએ પોતાના તરફથી આ માટે રૂ. એક હજાર આપવાનું વચન આપ્યું હતું પણ બે હજાર આપ્યા. અને પ્હેલાં શ્રી. અબદુલ્લાહ યુસુફઅલી અને મ—મ—રા. બ. ગૌ. હી. ઓઝાને વ્યાખ્યાનો આપવા માટે નિમંત્રણ આપવામાં આવ્યું. વ્યાખ્યાનોની આ પ્રણાલી ૧૯૩૪ સુધી ચાલી તેમાં બાર વ્યાખ્યાનો થયાં અને બાર હજાર રૂપીઆ ખર્ચ થયો. પણ પછી આર્થિક કારણથી એ પ્રણાલિકા બંધ થઇ.

પારિતોષિકો એકેડેમીએ અત્યાર સુધીમાં અઢાર લેખકોને પુરસ્કાર આપેલ છે. પુરસ્કાર માટે રચનાઓની યોગ્યતા તરફ ધ્યાન આપવામા આવ્યું છે. આ પુરસ્કાર પામેલા લેખકોમા કેટલાક એવાય હશે કે જેઓના તરફ પુરસ્કાર મળ્યા પહેલાં ધ્યાન ખેંચાયું ન હતુ એકેડેમીને આર્થિક મુશ્કેલી ન આવી હોત તો એની ઇચ્છા સાહિત્યના સાધારણ રીતે અણખેડાયેલા ક્ષેત્રોને પુરસ્કારદ્વારા ખેડવાની હતી. આપણે ત્યા—શુ સંયુક્ત પ્રાન્તમા કે શું ગુજરાતમાં સાહિત્ય કાર્ય-સેવા તરીકે માત્ર 'સ્વાની' સુખાય' થાય છે. પણ આ રીતે સાહિત્યની પ્રગતિ અનિશ્ચિત રહે એ પણ સ્વાભાવિક છે. મતલબ કે સંશોધનાત્મક સાહિત્ય તો આવી સંસ્થાઓના પ્રોત્સાહનથીજ ઉત્પન્ન થઈ શકે.

**પુસ્તકાલય:**—એકેડેમીની સ્થાપના વખતેજ એ સાથે એક પુસ્તકાલય ખોલવાનો નિશ્ચય હતો અને એ વખતના સંયુક્ત પ્રાન્તના ગવર્નર સર વિલિયમ મારિસે તો એટલે સુધી કહેલુ કે પ્રાન્તમા છપાતા સર્વ પુસ્તકોની એક એક નકલનો આવશ્યક જણાય તો કાયદાની મદદથી પણ સંગ્રહ થાય એટલુ જ નહિ પણ ભારતીય ભાષાઓના પણ સર્વ ઉત્તમ પુસ્તકોનો પણ સંગ્રહ થાય એવુ પુસ્તકાલય ઈષ્ટ છે અને એકેડેમીની ઇચ્છા આવું પુસ્તકાલય ઉભુ કરવાની હતીજ પણ પોતાનુ મકાન ન હોવાના તથા આર્થિક મુશ્કેલીના કારણથી એ પુરૂ ન બની શક્યું સરકારી ગ્રાન્ટ પણ પાછળથી અર્ધી થઇ ગઈ. છતા વીશ હજાર રૂપીયા ખર્ચીને પુસ્તકોનો સંગ્રહ કર્યો છે ખરો.

એકેડેમીએ સાહિત્ય વિષયક કાર્ય કરવા માટે ખાસ કાર્યકર્તાઓ રાખ્યા છે જેમા બે સ્કોલરો છે અને બે સંપાદકો છે. સ્કોલરોમાથી એકે હિંદી કવિતાઓનો અને બીજાએ ઉર્દૂ કવિતાઓનો બૃહત્સંગ્રહ તૈયાર કર્યો છે હિંદી કાવ્ય સંગ્રહ ( જેનું નામ 'હિંદી કે કવિ ઔર કાવ્ય' છે ) ના બે ભાગ બહાર પડી ચુકયા છે, ત્રીજો પ્રેસમાં

છે અને ચોથો તૈયાર થાય છે, ઉર્દૂ કાવ્યસંગ્રહ (જેનું નામ 'જવાહરે સખૂન' છે)ના ત્રણ ભાગ બહાર પડી ચુક્યા છે. બાકીના પ્રેસની રાહ જુએ છે.

**પત્રિકા પ્રકાશનઃ**—એકેડેમી સ્થપાયા પછી એના તરફથી એક પત્રિકા પ્રકાશિત કરવાની આવશ્યકતા જણાઈ હતી અને ઇ.સ. ૧૯૩૧માં હિંદોસ્તાની નામથી હિંદી અને ઉર્દૂમાં એક ત્રૈમાસિક પ્રકાશિત કરવાનો આરંભ કર્યો હતો. એ ત્રૈમાસિકમાં હિંદી-ઉર્દૂના પ્રમુખ લેખકોના ઉંચી કોટિના લેખો છેલ્લા આઠ વર્ષમાં પ્રગટ થયા છે.

એકેડેમીનાં વાર્ષિક **અધિવેશનોમાં** ભાષા અને સાહિત્ય સંબંધી મહત્ત્વપૂર્ણ પ્રશ્નો ઉપર વિચાર થયો છે પણ આ અધિવેશનોમાં સૌથી મહત્ત્વની જે વસ્તુ સિદ્ધ થઈ છે તે એ છે કે હિંદી અને ઉર્દૂ બન્ને ભાષાઓના વિદ્વાનો અને શુભચિંતકોના વિચારો ઉદાર રાષ્ટ્રીય-ભાવવાળા તથા કલ્યાણકર છે. અને જો આ અધિવેશનોનો કાર્યક્રમ બરાબર ચાલુ રહ્યો હોત તો હિંદી ઉર્દૂનો હાલમાં ફાટી નીકળેલો ઝગડો ભાગ્યે જ ચાલ્યો હોત એ નિઃસંદેહ છે.

આ હિન્દોસ્તાની એકેડેમી તરફ કેટલોક વિરોધ પણ થયો છે. એકેડેમીની સ્થાપના થયા પછી તરતમાં અસહકારનું આંદોલન દેશમાં જોરથી ચાલ્યું અને સહકારના સમભાવવાળી પ્રત્યેક પ્રવૃત્તિ તરફ પ્રજા શંકાની નજરથી જોવા લાગી. પણ અત્યારે એ સમય નથી. હિન્દોસ્તાની એકેડેમીએ જરૂર કાંઈક સારું કામ કર્યું છે. બાકી આવી સંસ્થાની પૂર્ણ સફળતા માટે તો સમયની જરૂર છે. વિદ્યાની વૃદ્ધિ ક્રમે કરીને જ થઈ શકે છે, અને હવે તો સરકાર પ્રજાની છે એ જોતાં હિન્દોસ્તાની એકેડેમી જેવી સંસ્થા પોતાના ઉન્નત ઉદ્દેશોને પાર પાડવાને સમર્થ થાય એ આશા વધારે પડતી નથી.

[ ૧ ]

તા. ૧૬-૧૨-૪૨

પ્રિય બાપાલાલભાઇ,

તમારો તા. ૧૨નો પત્ર ચિ. સુલોચના મારફત મળ્યો. તમારા વિચારોની દિશા અને તમારા અભ્યાસના સવિસ્તર ખબર વાંચી આનંદ થયો. તબિયત હવે ઠીક છે. આ વખતે ટાઢ વધારે પડે છે તેથી કે પછી અંદરની શક્તિ ઘટી તેથી પણ કાળજી વધારે રાખવી પડે છે ખરી.

બોર્ડની ચુંટણી વિષે તો શું લખું ? મેં ગયા કાગળમાં તમને ૨૮ ઉમેદવારો હોવાનું લખ્યું હતું પણ મતપત્રિકાઓ ત્રણ દિવસ પહેલાં આવી ત્યારે એમાં ત્રીશ નામો જોયાં ! હવે શું કહો છો ! આમાં સત્તાનો અદમ્ય શોખ છે એ તો ઠીક, પણ બુદ્ધિનું દીવાળું શક્યાશક્યતાની સમજનું બેભાનપણું છે એ જોઇને મને ઘણો ખેદ થાય છે. એક પાટણમાંથી ત્રણ જણ ઉભા છે.

લાહોર હું જવાનો નથી. ત્યાંની ટાઢ મારાથી સહન ન થાય. પણ...પણ પેલા... સાથેના વિવાદને પરિણામે ત્યાંના કલુષિત વાતાવરણમાં જવા નથી માગતા.

તમે ગીતા અને ઉપનિષદો ભાષ્ય સાથે વાંચવા માંડ્યાં છે. ભાષ્યની ભાષાની કિલષ્ટતાની વાત સાચી છે. પણ એ માટે સંસ્કૃત ગદ્યના ખેડાણનો ઇતિહાસ જવાબદાર છે. વેદનાં ઐતરેયાદિ બ્રાહ્મણોથી ગદ્ય શરૂ થયું. પણ એનું ક્ષેત્ર કેટલું મર્યાદિત રહ્યું છે એ જુઓ !

આયુર્વેદના ગ્રંથોએ પદ્યમાં, સૂત્રોને તો ગદ્ય કહેવાય જ નહિ. ખરી રીતે બ્રાહ્મણો પછી વ્યાકરણ મહાભાષ્યથી આરંભી ભાષ્યો અને ટીકાગ્રંથોએ જ ગદ્ય ખેડ્યું છે અને શાસ્ત્રીય સાહિત્યની બહાર પંચતંત્ર કાદંબરી જેવા ગ્રંથોએ. તેમાં પંચતંત્ર તો બાળકો માટેનો ગ્રંથ છે. પણ કાદંબરીની ભાષા ક્લિષ્ટ જ નહિ, પરંતુ કૃત્રિમ પણ છે. સંસ્કૃત ભાષા ઈ. સ. ૩–૪ શતક પછી પંડિતોની જ ભાષા બની ગઈ એ પણ ક્લિષ્ટતાનું મોટું કારણ છે. હવે શંકરાચાર્ય તો બાણ પછી સો–સવાસો વર્ષે થયા. અને કાદંબરી પંડિતોમાં કેટલી પ્રિય ! શંકરની ભાષાને રામાનુજની ભાષા સાથે સરખાવજો. રામાનુજની વધારે ક્લિષ્ટ અને બીજી તરફથી વલ્લભાચાર્યની ક્લિષ્ટ અને બાલિશ પણ લાગશે. ખરી વાત એ છે કે સંસ્કૃતમાં ગદ્યનું ખેડાણ જ ઘણું ઓછું થયું છે. જો સારું ખેડાણ થયું હોત તો બહુ સુંદર ગદ્યની એ ભાષામાં શક્તિ છે, શંકરના પોતાના ગ્રંથોમાં પણ સૌથી સુંદર ગદ્ય સૂત્ર ભાષ્યનું છે. સંસ્કૃત સાહિત્યમાં એટલું સચોટ અને સરસ ગદ્ય બીજું નથી.

એક બીજી ધ્યાનમાં રાખવા જેવી વાત છે. શંકરાચાર્યના નામ ઉપર ચારસો જેટલા નાના મોટા ગદ્યપદ્યાત્મક સ્તોત્રાદિ સાથે ગણતાં ગ્રંથો ચડેલા છે તેમાંથી ચોવીસ આદ્ય શંકરના હોવાનો સંભવ બેલ્વેલકર માને છે. મને તો એટલાયે નથી લાગતા. ઉપનિષદોનાં માન્ય ભાષ્યો યે કોઈક મૂળ લુપ્ત થતાં કે બીજા કારણથી પારકાં કે પ્રક્ષિપ્ત અંશવાળાં હોય તો નવાઈ નહિ.

કઠોપનિષદ્ તમને ખૂબ સુંદર અને Poetic લાગ્યું, એ યથાર્થ છે. વર્ષો પહેલાં વીશ–બાવીશની ઉમ્મરે હમેશાં એ ઉપનિષદો હું વાંચતો. ઘણા મંત્રો મોઢે થઈ ગયેલા અને દિવસનો ઘણો ભાગ એના અર્થ ચિંતનમાં ગાળતાં જે આનંદ આવતો તે યાદ આપે છે. '**गुहाहितं गह्वरेष्ठं पुराणं**' એવું જ એ સત્ય છે. એની કાવ્યમયતા એની

તો કદાચ કાલિદાસને આટલી બધી વનસ્પતિનો પરિચય છે એનો ખ્યાલ જ નહિ હોય. બીજા ઘણાને નહિ હોય. કાલિદાસના શ્લોકોની રમણીયતા તમે આ રીતે દેખાડી એથી તેઓ ખુબ પ્રસન્ન થવા લાગ્યા.

અહિંના બીજા શું ખબર આપું ? પંડિત ભગવાનલાલ ઇંદ્રજીનું બ્રોન્ઝનું સ્ટેચ્યુ યુનિવર્સિટીલાઇબ્રેરીમાં પરમ દિવસે મુકવામાં આવ્યું. વડોદરાના મહારાજા પાસે ખુલ્લું મુકાવ્યું. આટલે વર્ષે યોગ્ય કદર થઈ. જયકૃષ્ણભાઈ જીવતા હોત તો કેવા ખુશી થાત ! પણ મનુષ્યના નસીબમાં બધું સુખ જોવાનું યે ક્યાં લખાયું છે !

સ્નેહાધિન
દુર્ગાશંકરના જય જય

[૩]

૧૧-૧-૬૬

પ્રિય બાપાલાલભાઈ,

શ્રી શાંતિલાલભાઈ સાથે આપેલો સંદેશો મળ્યો છે.

સંમેલન પત્રિકા તમને કોઈ નથી મોકલતું એ જાણી દીલગીર થયો. તમને મોકલવા માટે આગલા અંકો શોધી જોયા પણ બધા મળ્યા નહિ. કારણ મારી બેદરકારી. અને અત્યારે શોધવાનું આળસ અને બધા વગર પુરો ખ્યાલ ન આવે છતાં રાજકોટના સંમેલન પહેલાં નીકળેલું એક ફરફરીયું બુકપોસ્ટથી મોકલું છું. જરા ગમ્મત મળશે.

રાજકોટ સંમેલન બરાબ ગયું. મુ. જાદવજીભાઇ ગયા હતા. એટલું જ નહિ પણ એમનો પક્ષ ત્યાં ઠીક હતો. પણ સામા પક્ષે અદ્ભુત જાદુગરીથી સંમેલનને હાસ્યાસ્પદ ફારસ બનાવી દીધું. પહેલે દિવસથી જ સ્થાયી સમિતિમાં ઠરાવોની ચર્ચામાં વખત કાઢવાનો પ્રકાર શરૂ કર્યો. તે એટલે સુધી કે બીજા દિવસની રાતના પાંચ વાગ્યા સુધી કશા નિશ્ચય ઉપર ન આવવા દીધા અને પછી સવારે સંમેલનના ખુલ્લા અધિવેશન વખતે વૈદો મંડપ હેઠાણે ગયા ત્યાં તંબુ જ ઉપડી

ગયેલો. કોઇ ન મળે. ઉતારામાંથી વૈદ્યોનો સામાન બ્હાર મુકી ઉતારાને તાળાં મારી દીધેલાં. ટુંકામાં સંમેલનનું ખુલ્લું અધિવેશન ભરાયું જ નહિ. કેમ ! બન્યું તું આવું કોઇ દિવસ ! આમાં વિદ્યા કે શાસ્ત્રનું નામ નિશાન ક્યાં છે ? આ તો પોલીટીક્સ અને તે પણ અધમ પ્રકારનું.

તમારી વાત સાચી છે. ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વજ્ઞાનના આપણે વારસ છીએ. છતાં જીવન અધમાધમ જીવી રહ્યા છીએ, વ્યાવહારિક જીવનમાં ક્યાંય એ ઉચ્ચ તત્ત્વજ્ઞાનની ગન્ધ જ નથી. પરિણામે જે તત્ત્વજ્ઞાન ગર્વનો—અહંભાવનો ત્યાગ કરવાનો પ્રબલ બોધ આપે છે એનું નામ આપણે ગર્વ લેવા માટે જ વાપરીએ છીએ.

વૈદ્યોની બાબતમાં તો સંમેલનના જુના કાર્યકર્તાઓ કરતાં હાલના ...અને એના હથિયાર બનેલા ગુજરાતીઓ સંમેલનને એકદમ નીચે ધસડી જાય છે. ' શુદ્ધ શુદ્ધ ' ની ધુમ–' સ્લોગન ' થી સાયન્સનો બહિષ્કાર કરવા માગે છે.

આપણી કલ્પના Being & Becoming ની છે એ તમારી વાત સાચી છે. પ્રાચીન તપ તો છે પણ વર્તમાન અરીસો સ્વચ્છ ન હોય તો એમાં પ્રાચીન તપ અને સત્યનું પ્રતિબિંબ ક્યાંથી પડે ? આજે તપથી નહિ પણ લડી ઝઘડીને સત્યને અથવા સત્ય ન મળે તો રેહ્યું, મહત્ત્વને મેળવવા પાછળ દોડે છે. પછી આશા શા ઉપર રાખવી ? પણ હું કાંઈ સ્વભાવથી નિરાશાવાદી નથી. ગુજરાતી સાહિત્યનું ભાવિ હું ઉજ્જવળ દેખું છું. એમાં મને આશા છે. આયુર્વેદનાં મહર્ષિ ચરકે ઉદ્બોધેલાં સ્વરૂપમાં તો મને ય શ્રદ્ધા છે પણ જો હાલના આયુર્વેદીઓ એને વર્તમાન યુગને અનુરૂપ શરીર ન આપે તો એ આત્મા પ્રાચીન વિદ્યા તરીકે ઇતિહાસના અભ્યાસીઓ માટે જ રહે. આવું ભવિષ્ય અટકાવે અને જુદું ભવિષ્ય રચે એટલી શક્તિ મને હાલના વૈદ્યોમાં જોવાની ઇચ્છા છતાં પણ દેખાતી નથી. તમને દેખાય છે ? પ્રતિભાવાળી કોઈ રચના તમારા ધ્યાનમાં હોય તો જણાવશો. નદીના પ્રવાહ પેઠે વિદ્યાનો પ્રવાહ પણ જો આગળ ચાલે તેમ મોટો થતો

જાય તો જ જીવતો રહે. મુ. બાઇ—તમારા ગુરુના શિષ્યોમાંથી તમને એકને જ જોઇને આંખ ઠરે છે. પણ દેશ માટે એ સ્થિતિ ખેદ જનક નથી? પાંચ દશ નહોતા નીકળવા જોઇતા? તમારી પેઠે જ મનેય બાઇ એ મિત્ર ઘણીવાર યાદ આવે છે. કેટલીક વાતો કોની સાથે કરવી? પણ હવે જેનામાં એનું તેજ સંક્રાંત થયું છે એ તમે જ બાઇ, એમ જાણું છું અને આ દિલના ઠાલવું છું. એજ

દુર્ગાશંકરના જય જય

[ ૪ ]

તા. ૧૦-૨-૪૪

પ્રિય બાપાલાલભાઇ,

રા. સૂર્યકાંતે મોકલેલ પત્ર મળ્યો છે. બોટનીના તમારા પુસ્તક સંબંધી તમે લખેલી હકીકત મુ. ગોકુળજીભાઇને જણાવી છે. હવે તેઓ શું જવાબ આપે છે તે જોઇએ.

તમે યોગવાસિષ્ઠ હમણાં વાંચો છો અને એ ગ્રંથ અદ્ભુત લાગ્યો છે એ જાણી આનંદ થયો. યોગમિશ્રિત વેદાંતનો એ મુખ્ય ગ્રંથ છે. આપણે ત્યાં માનસશાસ્ત્રનો વિકાસ મુખ્યત્વે યોગશાસ્ત્રની તથા વેદાંતની પરંપરામાં થયો છે અને એયના વિચારો મિશ્રણવાળા. યોગવાસિષ્ઠમાં તમે લખો છો તેમ માનસશાસ્ત્ર ભર્યું છે. વેદાંત સંપ્રદાયમાં વિદ્યારણ્ય સ્વામીના વખતથી યોગ વાસિષ્ઠ પ્રમાણ તરીકે સ્વીકારાઇને એનો ઉપયોગ થવા લાગ્યો છે; શુભેચ્છાદિ સાત ભૂમિકાઓની વાત બધા ગ્રંથકારોએ એમાંથી જ લીધી છે. તે પહેલાં ક્યાંય નથી. અમારા કુટુંબોમાં પણ એ ગ્રંથ ઘણો પ્રિય હતો. મારા મામા ( સુ. અમૃતલાલભાઇના પિતા ) એ ઘણો વ્હેલો વાંચેલો અને ગંડુભટજીના ગ્રંથના સિદ્ધાંત ને વેદાંતના અદ્વૈતવાદ સાથે મેળવી અદ્વૈતસિદ્ધિ નામથી એક નાનું પુસ્તક લખેલું છે. યોગવાસિષ્ઠના શુભેચ્છાદિ ભૂમિકાઓ સ્થાપિત શ્લોકો મેં પ્હેલ વ્હેલા એમાંજ વાંચેલા. હમણાં તો મારી પાસે એ નાનું પુસ્તક નથી. પછી મારા એક કાકાના દીકરા ભાઇ

જુનાગઢના શાસ્ત્રી મૂળશંકરભાઇ પણ પાછલી અવસ્થામાં યોગવાસિષ્ઠ વાંચ્યા જ કરતા એમ જોયેલું.

ગુજરાતી સાક્ષરોમાં ગો. મા. ત્રિપાઠી એના અભ્યાસી હતા. સરસ્વતીચંદ્ર ભા. ૪–માં એનો વિગતમાનમદા મુદિતાશયાઃ વગેરે શ્લોક ઉતાર્યો છે એ તમને યાદ હશે. નીચેનો માનસશાસ્ત્રના રહસ્યનું ઊંડું જ્ઞાન દર્શાવનાર શ્લોક મને ખાસ યાદ રહી ગયો છે.

शुभा शुभाभ्यां मार्गाभ्यां वहन्ती वासना सरित्।
पौरुषेण प्रयत्नेन योजनीया शुभे पथि॥

એક શ્લોકમાં કેટલી બધી વાત કહી દીધી છે. મતલબ કે તમે કહો છો તેમ ટુંકામાં ઘણું કહેવાની શક્તિ પ્રાચીનોએ ખુબ કેળવેલી.

યોગવાસિષ્ઠની કવિતા પણ મરસ છે. શ્રી પ્ર–ચં. દીવાનજી ભાગવત સાથે કવિતાની બાબતમા યો. વા. ને સરખાવે છે, તે સાચું છે. ભવભૂતિના શ્લોકનું સામ્ય તમે પકડયું છે તે સૂચક છે અને હું તો શ્રી. પ્ર. ચં. દીવાનજી પેઠે યોગવાસિષ્ઠને દશમા શતકનો ગ્રન્થ ગણું છું એટલે ભવભૂતિનું અનુકરણ યો.વા. કારે કર્યું છે. ભાગવત કારે પણ આવી રીતે કવિઓની રચનાઓનો લાભ લીધો છે.

યો. વા.ના સમય માટે થોડા પંડિતોએ ચર્ચા કરી છે. છેલ્લો લેખ પ્ર. ચં. દીવાનજીનો વડોદરાની સાતમી ઓરીઅન્ટલ કોન્ફરન્સના રિપોર્ટમાં છે અને તેમા પરિષદમા થયેલી ચર્ચાનો સાર પણ આપ્યો છે.

યો. વા.નું પ્રકરણ આજ તો અહિ પુરૂં કરૂં પણ એક વાત રહી ગઈ. મૂર્તિપૂજા, કર્મવિધિઓ, સ્વર્ગાદિ વગેરેની જે યોગવાસિષ્ઠે 'ધૂળ ખંખેરી નાખી છે' તે પવન મેદાનમા છેક ઉપનિષદોથી ઉતરી આવ્યો છે. ઔપનિષદ પ્રવાહમા બૌદ્ધ પ્રવાહ મળતા એનું જોર વધ્યું. અને કબીર જેવા મધ્યકાલીન કવિઓએ તો કાંઈ બાકી ન રાખ્યું. આપણા ગુજરાતી કવિ અખાના કટાક્ષો કેવા મર્મવેધી છે ? ઠીક.

બાકી તો તમારો આનંદના સ્વાભાવિક ઉભરા વાંચીને ઘણો હર્ષ થાય છે. એ રીતે તીર્થવાસે લાભ કર્યો છે એમ જ કહેવું ના !

સ્નેહાધીન
દુર્ગાશંકરના જયજય

[૫]

તા. ૨૭-૧-૪૭

પ્રિય બાપાલાલભાઈ

તમારા તા. ૨૦મીના પત્રનો ઉત્તર આજે લખું છું. વિલંબનું કારણ કાંઈક પ્રમાદ અને કાંઈક તબિયત. પણ તબિયતની અસ્વસ્થતાનો શોક કરવાનું કારણ નથી. શોક કરતો પણ નથી. આજે જ મને પાંસઠ વર્ષ પુરાં થઈને છાસઠમું બેઠું. એટલા કાળમાં તો કેટલા બધા પોતાની જીવન પ્રવૃત્તિ સંકેલી લઈ ચાલ્યા ગયા ! એ યાદ આપતાં પરમાત્માએ જીવનને સફલ કરવા માટે ઘણો સમય આપ્યો એમ લાગે છે. લક્ષ્યને એટલા વખતમાં ય પહોંચાયું નથી એ જાણું છું પણ એનો ખેદ શા કામનો ? મનુષ્ય જાતિમાંથી કોઈ કોઈ પરમ સિદ્ધિ ને પ્રાપ્ત કરી શક્યા છે અને ભવિષ્યમાં ઘણા પ્રાપ્ત કરશે એ જ્ઞાન આશ્વાસન આપવા માટે પુરતું નથી ?

પણ આ તો અપ્રસ્તુત વાત થઈ. પ્રસ્તુતમાં 'નિઘંટુ આદર્શ નવેસરથી લખવાનું શરૂ કર્યું છે' વગેરે ઘણા કામો હાલમાં તમારા હાથમાં છે એ જાણી આનંદ થયો. તમારી શક્તિઓ ( એનર્જી )ને એ ખોરાક પથ્ય જ છે.

સ. સા. વ. વનસ્પતિ શાસ્ત્ર સુધારીને એડીટ કરવાનું તમે માથે લીઓ તો ઉતાવળ તો નહિ કરે એટલી ચોખવટ જુગતરામભાઈ કરી લેશે. મહેનતાણું તમે કહેતા હો તો અમે નક્કી કરી લેશું. અલબત્ત સ. સા. કિંમત મોટી રાખવા ન ઇચ્છે, અને આપણે પણ એનો ફેલાવો થાય એમ ઇચ્છીએ. એટલે મહેનતાણું ભારે નહિ અપાવીએ. પણ તમારે ક્યાં એ માટે કામ કરવું છે ? તમારે તો

ગુરુને શ્રદ્ધાંજલિ રૂપે એના અપ્રતિમ ગ્રંથનો પ્રચાર ચાલુ રહે એ માટે ગમ ે વાતુ છે

વ શાસ્ત્રમા ઘણો ફેરફાર કરવો પડશે એ હુ સ્વીકારુ છુ પ્રસ્તાવના, પરિભાષા વગેરે તો નવેસરથી જ લખવા પડશે પણ આખીના મૂળમા શાસ્ત્રીય વિચારમા જ—નામકરણ આદિમા પછીના મૂળમા ફેરફાર થયો હોય એ જ નોંધવો જે ભૂલ વગરનુ હોય તે બને ત્યા સુધી છે તેમ રાખવુ, એવો મારો મત છે એમા એના આતનાત્માનુ પ્રતિબિંબ છે

નિઘંટુ આદર્શ કરી છપાવો છો તે સા છે તમારી પાસે વધારાની એની નકલ છે ? હોય તો બેય ગ્રંથોની એક અહિં મોકલશો એક વિદ્યાર્થિનીને જરૂર છે રૂપિયા મોકલી આપનુ

એના સુધારામા તમે જે વિચાર કર્યો છે તે ઠીક છે ખાસ રીતે 'ક્વોટેશન્સ' ટિપ્પણીમા રાખવાનો વિચાર છે એ મને ગમે છે અંગ્રેજીમા જે ગુણ ઉપયોગના ઉતારા છે તે મને તો નિરુપયોગી લાગે છે તેને બદલે ગુજરાતીમા અંગ્રેજી ઇન્ડીઅન મેડીકલ/આયુર્વેદીયના ગ્રંથોમા કાઈ નવીનતા હોય તો તેનો ઉતારો કરો વધારે તો વિગતવાર વિચાર કરવા મળીએ ત્યારે સૂઝે

સ્નેહાધીન
દુર્ગાશંકરના જયજય

[ ૬ ]

તા. ૧૧-૧૦-૪૮

પ્રિય બાપાલાલભાઈ,

તમારો તા ૮ નો પત્ર આજે મળ્યો છે ઉત્તર આજેજ લખુ છુ બનવન્તમિત્રનો પત્ર જરૂર પાછો મોકલશો બીજુ ગુ ે કા વૈદ્ય સંમેલનના પ્રમુખપદ માટે આ વખતે ખરેખર તમારા મ ચે હવે એમ લાગે છે ઠીક જાહેર સેવાનુ તો જે આવી પડે તે ઉપાડવુ જ પડે બાકી તમને પ્રમુખ ચુટે માટે તમારા વિચારો ખરીદી ને છ એનુ યોગ્ય જ છે ! સત્યથી વધારે માન્ય કાઈ દેવદેવી યે નથી તો

સામાન્ય માણસ કે સામાન્યોના અભિપ્રાયો તો ક્યાંથી જ હોય ? બેધડક તમારે તમારા વિચારો કહેવા પછી જેને જેમ લાગવું હોય તેમ લાગે. હું તો પહેલેથી એ મતનો જ છું. સરસ્વતી એટલા માટે જ કુંવારી કલ્પાઈ છે કે કોઈની–કોઈ દેશ કે સમાજની દાસી નથી. અરે આજીવન વળગી રહેનારી પ્રતિવ્રતા પત્ની પણ નથી. એતો આજીવન બ્રહ્મચારિણી છે એટલે હું તો વિદ્યાની બાબતમાં સ્વદેશના કે કોઈ બીજા મમત્વમાં માનતો નથી. એવા મમત્વથી તો સનાતન સત્ય ઝાંખું જ પડે છે. રાગદ્વેષરહિત તટસ્થને જ વિદ્યાનું સાચું દર્શન થાય છે. તમારો પત્ર મને પણ ક્યાં ખેંચી ગયો ?

બાકી કુશળ.

જુગતરામભાઈના જયજય

સ્નેહાધીન<br>દુર્ગાશંકરના જયજય

[૭]

૧૬-૧૨-૪૮

પ્રિય બાપાલાલભાઈ

તમારો છઠ્ઠીએ લખાયેલો અને ૧૫મીએ પોષ્ટ થયેલો કાગળ આજે મળ્યો. સંમેલન પુરૂં થયું તે પછી તરતમાં હું તમને પત્ર લખવાનો હતો પણ કાંઈક વિચારમાં અને આળસમાં પડી ગયો.

હવે જે લખવા માગતો હતો તે લખું. મુંબઈનું વૈદ્ય સંમેલન ખરેખર સફળ થયું. (૧) મેળાવડા તરીકે અને (૨) નિર્વિઘ્ને પાર ઉતરવા માટે પણ એને સાચી શોભા આપી તમારાં પ્રમુખ વ્યાખ્યાને–નસ્ય વ્યાખ્યાને અને ઉપસંહારના લાગણીભર્યા શબ્દોએ. અલબત્ત તમે જેને કર્ણધાર યોગ્ય રીતે જ કહ્યા તે પૂજ્ય જાદવજીભાઈની સ્વાગત સમિતિના પ્રમુખ તરીકે તથા સંમેલન પ્રસંગે સમર્થ વિદ્વાન તરીકે મળેલી અનેકવિધ દોરવણીને ઓછો યશ નથી ઘટતો. જુનાં સંમેલનો તમારી પેઠે મને પણ યાદ આવે છે. આપણા સ્નિગ્ધ સંબંધોનું ઘોતક હોઈને એ સ્મરણ જેમ આનંદપ્રદ છે તેમ બીજી

નજરથી ગુજરાતમાં નવા નીકર લેખકો ક્યાં ? એમ નિરાશ થઈને પાછું પડતું મન ખેદ પણ પામે છે.

વળી જુનાં સંમેલનો ઉપરની નોંધ આ. વિ. ની વિનોદ ખાતર ફરીવાર વાંચતાં ત્યારે કરેલી ઘણી ટીકાઓ વર્ષો જતાં વધારે સાચી પડતી દેખાય છે. સંમેલનમાંથી જુના સંબંધો તો ઉડી જ ગયા. અને પ્રવચનોમાં પણ કેટલો રસ હતો ? એ આપણે પ્રત્યક્ષ જોયું. પ્રદર્શનો પણ ગયા. કારણ કે એની જરૂર નથી. એમાંથી કાંઈક નવું જાણી લેવાની વૃત્તિ જે હતી જ મૂળે દુર્બલ તે હવે તો મરી ગઇ છે; પણ પૂજ્ય જયકૃષ્ણભાઇ અને પં. હરિપ્રપન્નજી કેટલી નિષ્ઠાથી એ પ્રદર્શન પાછળ શ્રમ કરતા !

રહ્યા ફક્ત ઠરાવો. એમાં જે અશિક્ષિત વર્ગ છે તે સંખ્યાબળથી ઠરાવો પસાર કરાવે છે. ( શિક્ષિતો સ્નાતકો અને અશિક્ષિત વૈદ્યો એમાં મતભેદનો ગજગ્રાહ હતો પણ સ્નાતકો સંખ્યા બળને અભાવે હારી ગયા. એમ સાંભળ્યું. હું ક્યાં વિ. વિ.માં હાજર હતો ? ) અને એમ માનતા હશે કે ગજકીય ક્ષેત્ર પેઠે ચળવળ કરવાથી, સામા પક્ષને ગાળો દેવાથી, ઠરાવોથી આપણો ધંધો ટકી રહેશે. પણ દિલગીરી એટલી જ છે કે આ વૈદક એ કાંઈ સુતાર, કડીયાના ધંધા જેવો હાથ કારીગરીનો ધંધો નથી પણ શિક્ષિત ધંધો છે. વિદ્યા વધે તો જ એ વધે. પણ એ વર્ગના નેતાઓ પણ કર્તવ્યની નહિ પણ હકની દૃષ્ટિથી જુએ છે......હક-પોતાની યોગ્યતા વગર-હકની માગણીનું બળ પોતાનો જ વિનાશ કરે છે એ ઐતિહાસિક દૂરબીનમાં દેખાતું ભાવિ તેઓ જોઈ શકતા નથી. ઈશ્વરેચ્છા.

તમે સ્હેજ પૂર્વ અવસ્થાની સૂચના કરી એમાંથી લેખ જેવું લખાઈ ગયું.

બાકી કુશળ

સ્નેહાધીન

[ ૯ ]

તા. 31-૫-૪૯

પ્રિય બાપાલાલભાઈ,

તમારું તા. ૨૭ મીનું પોસ્ટકાર્ડ મળ્યું છે. તમારા વિદ્યાલયમાં જુનથી ચોથું વર્ષ શરૂ થાય છે. મકાન પણ ઘણું કરી આવતે વર્ષે બંધાઈ જશે વગેરે ખબર જાણી આનંદ થયો. જામનગરને સૌરાષ્ટ્ર સરકારે ગ્રાન્ટ આપી એ સત્કાર્ય કર્યું.

હવે થોડું જાતકો વિષે. તમે જે લીંબડીમાં મુ. ભાઈ પાસે જાતકનો સંસ્કૃત ગ્રન્થ જોયો હશે તે હાર્વર્ડ સંસ્કૃત સીરીઝમાં છપાયેલ આર્યશૂરની જાતકમાલા: એ ગ્રન્થ લગભગ ચોથા શતકનો હશે. એ સરસ ગ્રન્થ છે પણ એમાં જે ત્રીશેક જાતકો છે તે મૂળ પાલી જાતકોમાંથી ચુંટણી કરી કરેલો સંગ્રહ છે. પણ મૂળ તો પાલી જાતકો છે; એની સંખ્યા લગભગ ૫૦૦ છે. પાલી ટેક્સ્ટ સોસાયટીમાં એ છપાયેલ છે અને પ્રુફેસરે કરેલું એનું અંગ્રેજી ભાષાંતર પાંચેક ભાગમાં મળે છે. આ પાલી જાતકો બૌદ્ધ ધર્મના પ્રાચીન ગ્રન્થોના સમયનાં છે; અલબત્ત બધાં નહિ. કેટલાક જાતકોની કથાઓ અજન્તાનાં ચિત્રોમાં મળે છે. જ્યારે કેટલાંકની સાંચી અને બરહુતના સ્તૂપના શિલ્પમાં મળે છે.

. . એ પાલી જાતકોનો સમય વેદો પછીનો અને કાવ્યાદિસાહિત્ય પહેલાંનો હોવાથી એનું ઐતિહાસિક મૂલ્ય ઘણું છે. એ કારણથી મેં એ વિષે તમને લખેલું પણ તમે કહો છો તે ખરું છે. હમણાં તમે એટલા કામમાં છો કે માથું ઊંચું થવું મુશ્કેલ.

બાકી કુશળ